# ઊર્મિ અને નવરચના

મે : ૧૯૭૧


## પૂર્વ બંગને

પૂર્વ બંગની સોનાવરણી સુંદર વનભૂમિ પર,
લોહી તરસ્યા માનવભક્ષી ઘૂમે ઘોર ભયંકર.

દાઢ મઢીં આ દેશ, નહોરે ચીરે લથબથ કાયા,
પ્રચંડ ત્રાડે નરભક્ષીની જ્યાં જુઓ ત્યાં છાયા.

અને છતાં લઈ હાથ કુહાડી, ભાલાં, ફરસી, દાવ,
પૂર્વ બંગના બહાદર ઝીંકે મરણ વીંઝતો ઘાવ.

મુક્તિ ગીત કંઠે, ધ્વજ હાથે, હૈયે ઔર ખુશાલી,
પૂર્વ બંગની કૂચ નવો ઈતિહાસ સર્જતી ચાલી.

પૂર્વબંગ! છે રંગ તને, ઓ કેસર ભીના ભાઈ,
અધિક સરસ રંગ થશે સત્વરે બજશે તવ શરણાઈ.

ખેતર ખેતર નવા નવા લલકાર કિસાનો કરશે,
મલ્લાહોનાં ગીત છલકતાં નદી, પુકુરો, તરશે.

અને ટેરવાં કારીગરનાં રમશે રેશમ તારે,
ઘાટે-હાટે મળશે મેળા કંકણનાં રણકારે.

વનલક્ષ્મી તવ હજી ઊઠશે ફરી વસંત ટહુકે,
[illegible] ભલેને નરભક્ષીની કાળી આગ ભભૂકે.

પૂર્વબંગ! તવ ઉદય શિખર પર વગડે મંગલ-ઘંટ,
[illegible] કેરાં હાડ પ્રકાશે, રવીન્દ્ર કેરો કંઠ.

—મકરન્દ દવે





તંત્રીઓ : ઈશ્વરલાલ મો. દવે જયમલ્લ પરમાર




તંત્રીઓ : ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૨ મે '૭૧ અંક ૨ સળંગ અંક : ૪૯૪






[ ૧૩૭ના પૃષ્ઠ પર લોકસાહિત્ય પરિવાર મિલન નાગેશ્રીના શિર્ષક ઉપર '૮૪મા પાનાથી ચાલુ' એમ છપાયું છે, તેને બદલે ૮૫મા પાનાથી ચાલુ વાંચવા વિનંતી ]

ગ્રાહકોને —

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધી ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ અમારા કાર્યાલયને જણાવવું, અંક સિલિકમાં હશે તો મોકલાશે.

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહકે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિ-નવરચના'ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂા. ૧૦-૦૦

વાર્ષિક-પરદેશમાં રૂા. ૨૧-૦૦

લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઇચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

* બદલાના સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેના પુસ્તકો નીચેના સરનામે મોકલવા.

એજન્ટોને—

* 'ઊર્મિ-નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.


ઊર્મિ-નવરચના કાર્યાલય
૧૩, જગનાથ પ્લોટ
રાજકોટ ( જિ. રાજકોટ )



પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ, રાજકોટ-૧


14299

# ગુજરાત સ્ટેટ કો-ઓપરેટીવ લેન્ડ ડેવલપમેન્ટ બેન્ક લિ.

(રજીસ્ટર્ડ ઓફિસ : અમદાવાદ)

| | |
|---|---|
| ૪૮૯, આશ્રમ રોડ, | સહકાર, ભવન |
| નવરંગપુરા. | ઢેબરભાઇ રોડ, |
| અમદાવાદ-૯. | રાજકોટ. |

ગુજરાતના ખેડૂતોને જમીન વિકાસના કામ માટે
રૂા. એક અબજ અને ચાર કરોડનું ધીરાણ કરેલ છે.

અત્યાર સુધીમાં કરેલ ધીરાણની વિગત.

| | સંખ્યા | કરોડ-લાખ. |
|---|---|---|
| [૧] નવાકુવા | ૧,૪૮,૪૩૮ | ૩૩.૩૮ |
| [૨] જૂના કૂવા | ૩૧,૦૯૯ | ૨.૮૪ |
| [૩] ઓઈલએન્જીન ઈલે. મોટર્સ | ૧,૩૪,૮૯૦ | ૪૭.૬૪ |
| [૪] ટ્રેકટર્સ | ૩,૧૫૩ | ૫.૭૦ |
| [૫] અન્ય | — | ૧૪.૪૪ |

સભ્ય સંખ્યા : ૭,૩૧,૦૬૪

બેન્કની શાખાઓ : ૧૮૧

| | | |
|---|---|---|
| મગનભાઈ ર. પટેલ | એચ. એમ. જોષી | ઉદયભાણસિંહજી |
| ઉપપ્રમુખ. | આઇ. એ. એસ. | યુવરાજસાહેબ ઑફ પોરબંદર, |
| | મેનેજિંગ ડીરેકટર | પ્રમુખ. |

---

ધીરાણ-વસુલાતનું સંકલન ન કરીએ તો
સહકારી પ્રવૃત્તિ ઉણપવાળી લાગશે

: ચિતરંજન રૂગનાથ રાજા

દેશની કાયાપલટ કરવાના કાર્યમાં આર્થિક અને સામાજિક ક્રાંતિ અનિવાર્ય છે. જે સહકારી પ્રવૃત્તિ દ્વારા શકય બનાવી શકાય તેમ છે.

# ઊના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ.

(રજી. નં. ૧૪૬૬ તા. ૨૫-૬-૧૯૫૬)

## જીનીંગ ફેકટરી એન્ડ ઓઇલ મિલ

દેલવાડા રોડ, ઊના (જૂનાગઢ જિલ્લો)

સભાસદ સંખ્યા=૬૦ : શેરભંડોળ રૂા. ૨૩૨૩૪૨/-

ઓડીટ વર્ગ-અ

ચંદ્રશંકર લાભશંકર જાની
પ્રમુખ.

બળો ઓછે વધતે અંશે એ જ રહ્યાં છે

. . વિજયની સુરા-પ્યાલીઓ ચડાવી મદછક થવાના આ દિવસો નથી હજી મુક્તિનું વહાણુ વાયુ નથી અસુર પરાસ્ત થયો છે પણ આસુરી વૃત્તિઓ વરૂની ભૂખથી લોકકલ્યાણનાં મૂલ્યોને ભરખી ન ખાય એની સાવધાની માગે છે "

માર્ચની આખર પહેલાં આવતા દિવસોના એંધાણુ અમને પરખાઇ ગયેલાં. હોનહારને સમજીને ગુજરાતના રાજકારણમા જે ઉથલપાથલ થઇ અને થઈ રહી છે એના આગમરૂપે જ એ ગીત લખાઈ ગયેલુ કારણ કે ગુજરાતના ધારાસભ્યો ઘડીપલમાં ખોળિયાં બદલાવ્યે જતા હતા

શાસકકોંગ્રેસની રચના સાથે જેમણે ગુજરાતમાં નવી સરકાર રચવાની સંભાવનાઓ જોયેલી તેમણે સંસ્થાકોંગ્રેસના ગુજરાતના પ્રધાન મંડળમાં રહીને જ શાસકકોંગ્રેસમા પોતાનું જૂથ જમાવવાની પેરવી અને તંત્ર ગોઠવવાની શરૂઆત કરી દીધેલી

## સુવર્ણ તક ગુમાવી

૩૧ મી માર્ચ પહેલા કડાકો બોલ્યો અને હિતેન્દ્રની સરકારને રાજીનામુ આપવુ પડયુ તે બધુ પૂર્વ પેરવીનું પરિણામ હતુ નવી સરકારમાં સત્તાના સૂત્રો હાથમા લેવાની ગોઠવણ સાથે જ એ બધુ થઇ રહેલુ એટને તો શાસકકોંગ્રેસમા આવનારાઓનું સ્ક્રીનીંગ કરવાની વાત ઠરી રહી અને ત્રિકમલાલ પટેલ સુધીના દાખલ થઇ ગયેલા એટલે કે શાસક કોંગ્રેસનો હેતુ હિતેન્દ્ર સરકારને તોડવાનો હતો, પણ એને તોડનારા બળોનો હેતુ તો સરકાર રચવાની સત્તા પ્રાપ્ત કરવાનો હતો હિતેન્દ્રની સરકારનું રાજીનામુ પડતા રાષ્ટ્રપતિ શાસન માગી નવી ચૂંટણીઓ યોજવાનો નહિ જ

જો શ્રી ઘીયાએ રાજ્યપાલ પાસે પ્રધાનમંડળ રચવાની મહેતલ ન માગતા રાષ્ટ્રપતિ શાસન આવવા દીધ હોત તો શાસક કોંગ્રેસ સત્તાના સંઘર્ષથી જેટલી ભૂંડી લાગી તેટલી ન લાગત અને તળા વગરના લોટકાની જેમ દડતા ધારાસભ્યોની સોદાબાજી અને કડદાબાજીને કારણે ગુજરાતનું રાજકારણ જે અધમતાને આરે પહોંચ્યુ છે તેને બદલે નવી ચૂંટણીઓ યોજાવા દઇને એક તંદુરસ્ત પ્રણાલિકા ઊભી કરી શકત પણ શાસક કોંગ્રેસમાં જોડાયેલા ધારાસભ્યો સત્તા પ્રાપ્તિ માટે ધલવલતા હતા એ જ સ્થિતિ સંસ્થા કોંગ્રેસમાં હતી

## જૂથબંધીની લાંબી નેમ

શાસક કોંગ્રેસનો નેતાગીરીનો આંતરકલહ હિતેન્દ્રની સરકાર પડવા સાથે ઉપર તરી આવ્યો. દિલ્હીમાં સલાહ લેવા ગયા ત્યા જ એ દેખાયો હકીકતમાં વાંધો જ એ પડેલો કારણ કે સંસ્થા કોંગ્રેસના ધારાસભ્યોને તોડવા શ્રી ચીમનભાઇ પટેલને જે બળ કરવુ પડયુ તે પોતાના માટે તો અન્યએ જાય તેવુ લાગ્યુ જો પોતે નેતા ન થાય તો ગમે તેની સરકાર રચાય તેથી એમના હાથમા તો મુખ્ય પ્રધાનપદ આવતુ જ ન હતુ, અને એમની આ જહેમત તો શાસક કોંગ્રેસની રચના પહેલાથી ચાલતી હતી એટને જેમ નટવાનું ધ્યાન દોર પર લાગે તેમ શ્રી ચીમનભાઇ પટેલનું ધ્યાન મુખ્યપ્રધાનપદ પર લાગી પડયુ હતુ

શ્રી ઘીયા પણ સંસ્થા કોંગ્રેસમાથી દાઝીને છૂટા થયા હતા પણ ભાગફોડમા કુશળ શ્રી ચીમનભાઇના કાવાદાવાથી શાસક કોંગ્રેસમાં ભરાયેલા ધારાસભ્યોની બહુમતિ ચીમનભાઇના પક્ષે હતી અને એમાંથી મોટા ભાગના '૭૨મા આવનારી ચૂંટણી પછી પણ સત્તા નક્કી કરેલા જૂથના હાથમા જ રહે એવી લાંબી ગણતરી સાથે ચીમનભાઇ પટેલના નેતૃત્વ નીચે હિતેન્દ્રની સરકારને તોડીને સત્તા ધારણ કરવાના મતના હોય તે સ્વાભાવિક છે જૂના કોંગ્રેસીઓને ખંખેરી નાખવાનો નિશ્ચય કરીને જ તેઓ બેઠા છે આંતરિક જૂથબંધીની એ જ નેમ છે

## સીધે તોરણેથી પાછા ફરેલા વરલાડા

દિલ્હીથી સમાચાર વહેતા થયેના કે નેતાગીરીનો કોઇ ઝગડો નથી, એટને કે રાજ્ય હાથમા જ લાગતુ હતું અને હુંસાતુંસીમાં સમય ગુમાવવા જતા હાથમાથી જશે, એટલા માટે ટોચના નેતાઓની સલાહ

તત્પુરતી સ્વીકારી લીધી એટલું જ. પણ તોરણે આવતા વરલાડાને ભૂંડે હાલે પાછા જવું પડયું. જે લોકો શાસક કોંગ્રેસમાં ભળવાના હતા એમાંથી કોઇ કોઇ પ્રધાનને લેવા ન લેવાની ઘડભાંજ ચાલતી હતી. બીજું શાસક કોંગ્રેસે એ જ વખતે દિલ્હીમાં લીધેલો નિર્ણય બહાર પડી ગયો કે કેન્દ્રમાં પ્રધાન મંડળ રચાયાબાદ જે લોકો શાસક કોંગ્રેસમાં ભળ્યા હોય કે ભળે એમને બે વર્ષ સુધી હોદ્દા ન આપવા. ત્રીજું શાસક કોંગ્રેસ સરકાર રચે તો તેમાં નિશ્ચિત સ્થાનની નિશ્ચિતતા ન મળી. ચોથું રાષ્ટ્રપતિ શાસન જ શાસક કોંગ્રેસ લાવે તો પગાર, ભાડાં, ભથ્થાં, સ્થાન અને એ અંગેની બધી સવલતો છોડીને ઘેર બેસવું પડે. પાંચમું '૭૨ ની ચૂંટણીમાં ટિકિટ ન મળે તો માલાના મૂળગા ય ગુમાવવા જેવું થાય. આવાં બધાં કારણોનો લાભ હિતુભાઇ લઇ ગયા એમણે સ્વતંત્ર પક્ષ અને જનસંઘના એક સભ્યનો ટેકો લઇ લીધો ને બહુમતિ મેળવી, પોતાની લઘુમતિ સરકાર ઊભી કરી ૨૬ સભ્યોનું પ્રધાનમંડળ રચ્યું, અને અત્યારે દેખાય છે તેમ જુદી જુદી પેનલો ઊભી કરી ડેપ્યુટી મીનીસ્ટરના દરજ્જા અને આર્થિક લાભોની લાલચ ઊભી કરી દીધી. આમ ૮૦ સભ્યોમાંથી ૪૦ જેટલાનો સમાવેશ આ લાભો આપવામાં કરી દીધો:

## ગણેશિયા ભરાવવાની જૂની આદત

જે ચાલ વિધાનસભાના સભ્યોનું જૂથ રમી રહ્યું હતું એની સામે શાસકકોંગ્રેસનો સંસ્થાપક્ષ પણ અગમચેતીથી સામે એવી જ ચાલ રમતો હોય, અથવા '૭૨ની લાંબી ગણતરીએ એને પણ સંસ્થાકીય પ્રભુત્વ માટે કે છેવટ બચાવ પક્ષે બીજા દાવ ખેલવા પડતા હોય તે સહજ છે. કારણ કે તોફાન તો સત્તા અને સ્થાન માટે રઘવાયા થયેલા નરદમ ધારાસભ્યોનું જ હતું.

આમાં પ્રશ્નો તો ઘણા ઊઠે. વિધાનસભા પક્ષ સંસ્થાપક્ષ ઉપર વર્ચસ્વ રાખવા અગાઉથી સાવચેતી પૂર્વક વર્તે અને એ જ રીતે સંસ્થાપક્ષ પણ વર્તે. પણ સંસ્થાપક્ષ હજી સંગઠિત જ નથી થયો. ત્યાં સુધીમાં શ્રી. ચીમનભાઇના જૂથે બેય બાજુ બાહુ પ્રસારીને પોતાનું પ્રભુત્વ ઊભું કરી દીધું છે.

જીવરાજ પ્રધાનમંડળ વખતે એમને ઉથલાવવા સંસ્થા પાંખની સર્વોપરિતા ઊભી કરવામાં આવી, અને એમનું પ્રધાનમંડળ ઊથલતાં વિધાનસભા પાંખની સર્વોપરિતા પ્રાદેશિક સમિતિ એટલે કે સંસ્થા પાંખ ઉપર સવાર થઇ. પછી રબ્બર સ્ટેમ્પરૂપે ને ઘા ખાવાની સોગઠીરૂપે પ્રાદેશિક સમિતિના પ્રમુખપદે શ્રી. વજુભાઇ શાહને બેસાડવામાં આવ્યા. જે સોગઠી આજસુધી ઘા ખાતી રહી છે ને જરૂર પડે ત્યાં રબ્બર સ્ટેમ્પરૂપે વપરાય છે. એ દશાને કારણે જ એને હરઘડી ફર્યું ફર્યું બોલવું પડે છે.

આમ નેતાગીરીનો પ્રશ્ન અમસ્થો નથી ઊભો થયો. લાંબી ગણતરીઓથી એ શરૂ થયો છે. શ્રી. ઘીયા અમદાવાદના એરોડ્રામ ઉપર હાર પહેરતા હતા ને અહીં હિતેન્દ્રભાઇ પ્રધાનમંડળની રચનાની તૈયારી કરતા હતા.

## પ્રજાહૃદયને પ્રચંડ આઘાત

એવું માનીને જ દિલ્હીમાં ચાર દિવસના ધામા નાખીને એ બધા પડયા રહ્યા કે ચોક્કસ પ્રધાનો સહિત પૂરતી બહુમતિ સાધી શકાય એટલા સંસ્થા કોંગ્રેસના ધારાસભ્યોનાં રાજીનામાં તો આપણા ખિસ્સામાં છે.

પણ કુટિલનીતિ અને કાવાદાવામાં સંસ્થાકોંગ્રેસ વધુ કારગત નીવડી, જો કે રખેવાળ સરકાર એના હાથમાં હતી એટલે જ એ ફાવી. અને અહીં શાસક કોંગ્રેસમાં સરકાર ન રચી શકવાનાં સામસામ દોષારોપણ શરૂ થઇ ગયાં નેતાગીરીનો પ્રશ્ન એમાંથી મુખ્ય બની રહ્યો કે નેતાગીરી નબળી હોવાથી આવતું રાજ્ય હાથમાંથી ખોયું ને દિલ્હી સુધી ભૂંડા લાગ્યા.

લોકસભાની ચૂંટણી પહેલાં અને જ્વલંત વિજય ચૂંટણીમાં મેળવ્યા બાદ લોકોના દિલમાં શાસકકોંગ્રેસની એક શાન પેદા થઇ ગયેલી એક પ્રભાવશાળી પ્રતિમા લોકોની આંખમાં કંડારાઇ ગયેલી. એક આશા બંધાઇ ગયેલી કે આપણા પ્રશ્નો આ લોકો

ઓછા ઓછે વધતે અંશે એ જ રહ્યાં છે

…… વિજયની સુરા–પ્યાલીઓ ચડાવી મદછક થવાના આ દિવસો નથી હજી મુક્તિનુ વહાણુ વાર્યું નથી. અસુર પરાસ્ત થયો છે પણ આસુરી વૃત્તિઓ વરૂની ભૂખથી લોકકલ્યાણનાં મૂલ્યોને ભરખી ન ખાય એની સાવધાની માગે છે "

માર્ચની આખર પહેલાં આવતા દિવસોના એ ધાણુ અમને પરખાઇ ગયેલાં. હોનહારને સમજીને ગુજરાતના રાજકારણમા જે ઉથલપાથલ થઇ અને થઈ રહી છે એના આગમરૂપે જ એ ગીત લખઈ ગયેલુ. કારણ કે ગુજરાતના ધારાસભ્યો ઘડીપલમાં ખોળિયાં બદલાવ્યે જતા હતા

શાસકકોંગ્રેસની રચના સાથે જેમણે ગુજરાત માં નવી સરકાર રચવાની સંભવનાઓ જોયેલી તેમણે સંસ્થાકોંગ્રેસના ગુજરાતના પ્રધાન મંડળમાં રહીને જ શાસકકોંગ્રેસમા પોતાનું જૂથ જમાવવાની પેરવી અને તંત્ર ગોઠવવાની શરૂઆત કરી દીધેલી

## સુવર્ણ તક ગુમાવી

૩૧ મી માર્ચ પહેલા કડાકો બોલ્યો અને હિતેન્દ્રની સરકારને રાજીનામુ આપવુ પડયુ તે બધુ પૂર્વ પેરવીનુ પરિણામ હતુ નવી સરકારમા સત્તાના સૂત્રો હાથમા લેવાની ગોઠવણુ સાથે જ એ બધુ થઇ રહેલુ એટલે તો શાસકકોંગ્રેસમા આવનારાઓનુ સ્ક્રીનીંગ કરવાની વાત ઠરી રહી અને ત્રિકમલાલ પટેલ સુધીના દાખલ થઇ ગયેલા. એટલે કે શાસક કોંગ્રેસનો હેતુ હિતેન્દ્ર સરકારને તોડવાનો હતો, પણ એને તોડનારા બળોનો હેતુ તો સરકાર રચવાની સત્તા પ્રાપ્ત કરવાનો હતો હિતેન્દ્રની સરકારનું રાજીનામું પડતા રાષ્ટ્રપતિ શાસન માગી નવી ચૂંટણીઓ યોજવાનો નહિ જ

જો શ્રી ધીયાએ રાજ્યપાલ પાસે પ્રધાનમંડળ રચવાની મહેતલ ન માગતા રાષ્ટ્રપતિ શાસન આવવા દીધુ હોત તો શાસક કોંગ્રેસ સત્તાના સંઘર્ષથી જેટલી ભૂંડી લાગી તેટલી ન લાગત અને તળા વગરના લોટકાની જેમ દડતા ધારાસભ્યોની સોદાબાજી અને કડદાબાજીને કારણે ગુજરાતનું રાજકારણ જે અધમતાને આરે પહોંચ્યું છે તેને બદલે નવી ચૂંટણીઓ યોજવા દઈને એક તંદુરસ્ત પ્રણાલિકા ઊભી કરી શકત. પણ શાસક કોંગ્રેસમાં જોડાયેલા ધારાસભ્યો સત્તા પ્રાપ્તિ માટે ધલવલતા હતા. એ જ સ્થિતિ સંસ્થા કોંગ્રેસમાં હતી

## જૂથબંધીની લાંબી નેમ

શાસક કોંગ્રેસનો નેતાગીરીનો આંતરકલહ હિતેન્દ્રની સરકાર પડવા સાથે ઉપર તરી આવ્યો. દિલ્હીમાં સલાહ લેવા ગયા ત્યાં જ એ દેખાયો હકીકતમાં વાંધો જ એ પડેલો કારણ કે સંસ્થા કોંગ્રેસના ધારાસભ્યોને તોડવા શ્રી ચીમનભાઇ પટેલને જે બળ કરવુ પડયું તે પોતાના માટે તો એળે જાય તેવુ લાગ્યુ જો પોતે નેતા ન થાય તો ગમે તેની સરકાર રચાય તેથી એમના હાથમા તો મુખ્ય પ્રધાનપદ આવતુ જ ન હતુ, અને એમની આ જહેમત તો શાસક કોંગ્રેસની રચના પહેલાથી ચાલતી હતી એટલે જેમ નટવાનુ ધ્યાન દોર પર લાગે તેમ શ્રી ચીમનભાઇ પટેલનુ ધ્યાન મુખ્યપ્રધાનપદ પર લાગી પડયું હતુ

શ્રી ધીયા પણ સંસ્થા કોંગ્રેસમાથી દાઝીને છૂટા થયા હતા પણ ભાગફોડમા કુશળ શ્રી ચીમનભાઇના કાવાદાવાથી શાસક કોંગ્રેસમાં ભરાયેલા ધારાસભ્યોની બહુમતિ ચીમનભાઇના પક્ષે હતી અને એમાંથી મોટા ભાગના '૭૨મા આવનારી ચૂંટણી પછી પણ સત્તા નકકી કરેલા જૂથના હાથમા જ રહે એવી લાંબી ગણતરી સાથે ચીમનભાઇ પટેલના નેતૃત્વ નીચે હિતેન્દ્રની સરકારને તોડીને સત્તા ધારણ કરવાના મતના હોય તે સ્વાભાવિક છે જૂના કોંગ્રેસીઓને ખંખેરી નાખવાનો નિશ્ચય કરીને જ તેઓ બેઠા છે આંતરિક જૂથબંધીની એ જ નેમ છે

## લીલે તોરણેથી પાછા ફરેલા વરલાડા

દિલ્હીથી સમાચાર વહેતા થયેલા કે નેતાગીરીનો કોઇ ઝગડો નથી, એટલે કે રાજ્ય હાથમા જ લાગતુ હતુ અને હુંસાતુંસીમાં સમય ગુમાવવા જતાં હાથમાથી જશે, એટલા માટે ટોચના નેતાઓની સલાહ

તત્પુરતી સ્વીકારી લીધી એટલું જ. પણ તોરણે આવતા વરલાડાને ભૂંડે હાલે પાછા જવું પડ્યું. જે લોકો શાસક કોંગ્રેસમાં ભળવાના હતા એમાંથી કોઇ કોઇ પ્રધાનને લેવા ન લેવાની ઘડભાંજ ચાલતી હતી. બીજું શાસક કોંગ્રેસે એ જ વખતે દિલ્હીમાં લીધેલો નિર્ણય બહાર પડી ગયો કે કેન્દ્રમાં પ્રધાન મંડળ રચાયાબાદ જે લોકો શાસક કોંગ્રેસમાં ભળ્યા હોય કે ભળે એમને બે વર્ષ સુધી હોદ્દા ન આપવા. ત્રીજું શાસક કોંગ્રેસ સરકાર રચે તો તેમાં નિશ્ચિત સ્થાનની નિશ્ચિતતા ન મળી. ચોથું રાષ્ટ્રપતિ શાસન જ શાસક કોંગ્રેસ લાવે તો પગાર, ભાડાં, ભથ્થાં, સ્થાન અને એ અંગેની બધી સવલતો છોડીને ઘેર બેસવું પડે. પાંચમું '૭૨ ની ચૂંટણીમાં ટિકિટ ન મળે તો માલાના મૂળગા ય ગુમાવવા જેવું થાય. આવાં બધાં કારણોનો લાભ હિતુભાઇ લઇ ગયા એમણે સ્વતંત્ર પક્ષ અને જનસંઘના એક સભ્યનો ટેકો લઇ લીધો ને બહુમતિ મેળવી, પોતાની લઘુમતિ સરકાર ઊભી કરી ૨૧ સભ્યોનું પ્રધાનમંડળ રચ્યું, અને અત્યારે દેખાય છે તેમ જુદી જુદી પેનલો ઊભી કરી ડેપ્યુટી મીનીસ્ટરના દરજ્જા અને આર્થિક લાભોની લાલચ ઊભી કરી દીધી. આમ ૮૦ સભ્યોમાંથી ૪૦ જેટલાનો સમાવેશ આ લાભો આપવામાં કરી દીધોઃ

## ગણેશિયા ભરાવવાની જૂની આદત

જે ચાલ વિધાનસભાના સભ્યોનું જૂથ રમી રહ્યું હતું એની સામે શાસકકોંગ્રેસનો સંસ્થાપક્ષ પણ અગમચેતીથી સામે એવી જ ચાલ રમતો હોય, અથવા '૭૨ની લાંબી ગણતરીએ એને પણ સંસ્થાકીય પ્રભુત્વ માટે કે છેવટ બચાવ પક્ષે બીજા દાવ ખેલવા પડતા હોય તે સહજ છે. કારણ કે તોફાન તો સત્તા અને સ્થાન માટે રઘવાયા થયેલા નરદમ ધારાસભ્યોનું જ હતું.

આમાં પ્રશ્નો તો ઘણા ઊઠે. વિધાનસભા પક્ષ સંસ્થાપક્ષ ઉપર વર્ચસ્વ રાખવા અગાઉથી સાવચેતી પૂર્વક વર્તે અને એ જ રીતે સંસ્થાપક્ષ પણ વર્તે. પણ સંસ્થાપક્ષ હજી સંગઠિત જ નથી થયો. ત્યાં સુધીમાં શ્રી. ચીમનભાઇના જૂથે બેય બાજુ બાહુ પ્રસારીને પોતાનું પ્રભુત્વ ઊભું કરી દીધું છે.

જીવરાજ પ્રધાનમંડળ વખતે એમને ઉથલાવવા સંસ્થા પાંખની સર્વોપરિતા ઊભી કરવામાં આવી, અને એમનું પ્રધાનમંડળ ઊથલતાં વિધાનસભા પાંખની સર્વોપરિતા પ્રાદેશિક સમિતિ એટલે કે સંસ્થા પાંખ ઉપર સવાર થઇ. પછી રબ્બર સ્ટેમ્પરૂપે ને ઘા ખાવાની સોગઠીરૂપે પ્રાદેશિક સમિતિના પ્રમુખપદે શ્રી. વજુભાઇ શાહને બેસાડવામાં આવ્યા. જે સોગઠી આજસુધી ઘા ખાતી રહી છે ને જરૂર પડે ત્યાં રબ્બર સ્ટેમ્પરૂપે વપરાય છે. એ દશાને કારણે જ એને હરઘડી ફર્યું ફર્યું બોલવું પડે છે.

આમ નેતાગીરીનો પ્રશ્ન અમસ્થો નથી ઊભો થયો. લાંબી ગણતરીઓથી એ શરૂ થયો છે. શ્રી. ઘીયા અમદાવાદના એરોડ્રામ ઉપર હાર પહેરતા હતા ને અહીં હિતેન્દ્રભાઇ પ્રધાનમંડળની રચનાની તૈયારી કરતા હતા.

## પ્રજાહૃદયને પ્રચંડ આઘાત

એવું માનીને જ દિલ્હીમાં ચાર દિવસના ધામા નાખીને એ બધા પડયા રહ્યા કે ચોકક્સ પ્રધાનો સહિત પૂરતી બહુમતિ સાધી શકાય એટલા સંસ્થા કોંગ્રેસના ધારાસભ્યોનાં રાજીનામાં તો આપણા ખિસ્સામાં છે.

પણ કુટિલનીતિ અને કાવાદાવામાં સંસ્થાકોંગ્રેસ વધુ કારગત નીવડી, જો કે રખેવાળ સરકાર એના હાથમાં હતી એટલે જ એ ફાવી. અને અહીં શાસક કોંગ્રેસમાં સરકાર ન રચી શકવાનાં સામસામ દોષારોપણ શરૂ થઇ ગયાં નેતાગીરીનો પ્રશ્ન એમાંથી મુખ્ય બની રહ્યો કે નેતાગીરી નબળી હોવાથી આવતું રાજ્ય હાથમાંથી ખોયું ને દિલ્હી સુધી ભૂંડા લાગ્યા.

લોકસભાની ચૂંટણી પહેલાં અને જ્વલંત વિજય ચૂંટણીમાં મેળવ્યા બાદ લોકોના દિલમાં શાસકકોંગ્રેસની એક શાન પેદા થઇ ગયેલી એક પ્રભાવશાળી પ્રતિમા લોકોની આંખમાં કંડારાઇ ગયેલી. એક આશા બંધાઇ ગયેલી કે આપણા પ્રશ્નો આ લોકો

ઉપ કરશે તદુરસ્ત નેતૃત્વ પૂરૂ પાડશે પોતાની શકિત સત્તાની સાઠમારીમાં ખર્ચવાને બદલે જનકલ્યાણને માર્ગે સગઠનો ઊભા કરવામા ખર્ચશે એને બદલે ઊગીને ઊભી થતી શાસકકોંગ્રેસમાં ભળેલા ધારાસભ્યોએ લોકોના દિલને ભારે આઘાત પહોચાડયો આવુ બધુ તો શ્રી મોરારજી દેસાઈની કારકીર્દી શરૂ થઇ ત્યારથી ચાલ્યુ આવતુ હતુ એનું એ નાટક શાસકકોંગ્રેસમા ભજવવાની શી જરૂર હતી ?

## આ તો નીલકંઠ નીવડયા ?

અને કોને ખબર છે કે નેતાગીરીની સ્પર્ધામા એકબીજાને ઉતારી પાડવા માટે કેવા કેવાં ખતરનાક દોષારોપણો નહિ થયા હોય ! હિંદુસ્તાનકેન્દ્ર સરકારને તોડી પાડવા જેટલી જ એકબીજાને તોડી પાડવાની રમતો નહિ રમાઇ હોય ! એકબીજા સામે કાતીલ વિષવમન કર્યા પછી પરિસ્થિતિને તાબે થઇને, અથવા કોઈ જ માર્ગ ન રહેતાં છેવટ એકતાના નાટક તો રાજકારણના આદિકાળથી ભજવતાં રહે છે, પહેલા દુશ્મનો બનીને પછી એક બીજાને ટેકા આપીને સમાધાન દાખવનારા આજસુધી દાવ સાધવાની નવી મુદતો જ નાખતા આવ્યા છે અને નીલકંઠ સિવાય આવા ઝેર કોઇએ પચાવી જાણ્યાં નથી એ આઘાત માંથી પેલુ ગીત ઊભુ થયુ હતુ કે

ઘૂઘરે ઘૂમતા હજી ઉવેટયા ન ઉબરા,
એજી પગલા પિંગળેથી દેતા પટકાણા રે–
કલેવર નીવડયા કાચના રે.

સંસ્થા કોંગ્રેસ અને બીજા પક્ષોથી કંટાળી આવીને શાસકકોંગ્રેસ તરફ પ્રજાએ આશાની મીટ માંડી આશા બંધાવવામા આવી પ્રજા ભરમાણી પણ આ તો હજી ગરીબી મિટાવોના ઘૂઘરે પ્રજા રમતી થાય અને હજી પોતાના પ્રાણપ્રશ્નોના ઉબરા ભાખોડિયાભર વટાવે તે પહેલાં પારણિયેથી પડતા મેલાવ્યાં શાસક કોંગ્રેસના જે કલેવરને વજ્જર જેવાં ટેવ્યાં હતાં તે તો સાવ તકલાદી કાચના નીવડયાં

હરખે હેરાણા અમે, હવને હોમાણા,
એજી અમે ભભૂતે ભળ્યા ને પ્રગટયા પાણા રે
કલેવર નીવડયા કાચના રે.

મુક્તિની નવી દિશાઓ ખુલતી ભાળીને અમા ધિક હરખથી–ઉમંગથી હર્ષઘેલા બનીને આગળ પાછળની બધી ગણતરીઓ ને પૂર્વાપરના સબંધો છોડીને અમે હરાઈ ગયા ને એના હવનમા હોમાણા અમારા હવનમાં હોમાવાથી એનાથી કોઇ યજ્ઞ–પુરૂષો પાકશે એવી શ્રદ્ધાથી અમે હોમાઇને ખાખ થયા, ભભુત બની ગયા પણ અમારી એ ભભૂતમાથી તો સત્તાના પાડાખારે ઝૂઝના નેતાગીરીના પાણા જ પ્રગટયા સંસ્થાકોંગ્રેસના એવા પાણાએ ને તો આજ સુધી પૂજતા આવેલા નવી શક્તિ–નવી ચેતનાના પ્રાગટયને બદલે જૂના મોરા નવે નામે દેખાયા શીશે બદલાયો દારૂ એનો એ જ હતો

આશના ઉઝેર્યાં અમે આભમા ઉલાણા,
એજી અમે પાખુ રે વિનાના પાછા પછડાણા રે
કલેવર નીવડયા કાચના રે

લોકશાહી સમાજવાદ, બિનસાંપ્રદાયીકતા મૂડીવાદમાંથી મુક્તિ અપાવતી નવી રચના, નીચાં ને નિરધનિયાને સમાન સ્થાન, સામાજિક ન્યાય અને ગરીબીના નાશની આશાઓ આપીને અમને એવી આશાઓમા ઉછેરવામા આ યા અને આશાઓના આભે ચડાવવામા આવ્યા પણ આભે ચડાવ્યા પછી ખબર પડી કે અમને પાખુ જ નથી બંધાવી આ તો વંટોળિયે ચડાવી દીધાં છે એના આભમથી ધરતી માથે પાછા પછડાણા ત્યારે જ ખબર પડી કે ઇંદિરાજીનું–શાસક કોંગ્રેસનુ ઘર તો ઘણુ મોટુ છે પણ એને વળગેલી થાંભલીઓ જ જાહલ (જર્જરીત) છે

પંથ પકડાવ્યા પછી પગલા ભુસાણા,
એજી અમે ભેરૂને ભરોસે ભરમાણા રે
કલેવર નીવડયા કાચના રે

૧૦ મુદ્દાના શાસકકોંગ્રેસના પંથે અમને ચડાવી દીધા પછી પંથમા તો આગળ વધવા માટેના સગડ સુદ્ધા ન મળ્યા આ પંથ તો સત્તાની સાઠમારીમા લઇ જતો હતો સત્તા મેળવ્યા પહેલાના અંતર લડના કળણમા ખૂંતાડી દેતો હતો ભેરૂઓને ભરોસે અમે ભરમાઇ ગયા દિલ્હીનું આશ્વાસન આપ્યુ પણ

જૂનાને જળેલા જાણ્યાં, નવેલાં ન માણ્યાં,
એજી અમણી દેચુંનાં નીકળિયાં દેવાળાં રે
કલેવર નીવડયાં કાચના રે

સંસ્થા કોંગ્રેસનો કોઈ નવો અનુભવ અમારે કરવાનો નહોતો રહેતો. એનું કલેવર તો સાવ જળી ગયેલું છે. સિદ્ધાંતહીનતા, નીતિહીનતા અને સામાજિક મૂલ્યોની હીનતાથી એ સાવ ખવાઇ ગયેલું છે. ચૂંટણીમાં પણ ભવ્ય મોરચા દ્વારા અમે એ અનુભવ કર્યો અને ગુજરાતમાં સત્તા ટકાવી રાખવા બાકી રહેલી બધી આબરૂને ય ટાંડી મેલી, એવી નફ્ટાઇ સુધી તે પહોંચી ગયેલ છે.

## ઉથલા-કુશળ આગેવાની

સંસ્થા કોંગ્રેસના એવાં જળેલાં કલેવર છોડીને નવાં તેજે ઝળહળતાં શાસકકોંગ્રેસનાં નવાં કલેવર અમે અંગીકાર કર્યાં. પણ નવાં તો સત્તાભૂખ્યા ધારાસભ્યોને કારણે પાયામાંથી જ પતળવા માંડયાં. જેને વજ્જર જેવાં સમજીને ધારણ કરેલાં તે નવાં કલેવર તો ટકોરે તૂટતા કાચ જેવાં નીવડયાં અને નવાં ધારણ કરતાં ભેળાં નંદવાઈ ગયાં. એ કલેવરનો કબજો રાજકારણના દેવાળીઆઓના હાથમાં જ ચાલ્યો ગયો.

શાસકકોંગ્રેસના નેતા ઘીયા રહે કે ચીમનભાઇ રહે તેથી ગુજરાતના જાહેરજીવનમાં શું ફેર પડવાનો હતો ? શાસક કોંગ્રેસની નેતાગીરીને અને જનતાના પ્રશ્નોને શો સંબંધ ? ભાંગફોડની કુશળતા એ પ્રજાજીવનના પ્રશ્નો ઉકેલવામાં કેટલીક કામયાબ નીવડવાની ? એ તો ઠેઠ જીવરાજ-પ્રધાનમંડળથી ચાલી આવે છે. એ પ્રધાનમંડળને ઉથલાવનારા જ આ નેતાગીરીના સંઘર્ષમાં સામસામા ઊતરી પડેલા. પહેલાં જીવરાજ પ્રધાનમંડળ ઉથલાવ્યું, પછી હિતેન્દ્રનું પ્રધાનમંડળ ઉથલાવ્યું અને હવે શાસકકોંગ્રેસની નેતાગીરી માટે એકબીજાને ઉથલાવવા સામસામે મોરચા બાંધીને મંડાણા.

## નેતાની લાયકાતનાં નવાં ધોરણ !

સત્તાસ્થાને બેઠેલાઓને સત્તા માટે ઉથલાવવાનું એક આદતખોર જૂથ બંધાઈ ગયું છે. કાં તો પોતે સત્તાસ્થાને હોવા જોઈએ, નહિ તો કોઇ નહિ એવી આદત કેળવી બેઠેલા જૂથ પાસેથી પ્રજા સત્તાની ખતરનાક લાલસા અને ભાંગફોડ સિવાય બીજી કઈ આશા રાખી શકે ? જેમ આ જૂથે સૌરાષ્ટ્રની આગેવાનીને જિલ્લે જિલ્લે ચૂંથી નાખીને પોતાને મનગમતાં સોગઠાં ગોઠવ્યાં, અને આ સોગઠાંને નીભાવવા એનાં કાળાંધોળાંને પાળ્યાં પોષ્યાં એ જ ફલશ્રુતિ આ સર્વાનુમતે સધાયેલી નેતાગીરી પાસેથી રાખવાની કે બીજી કોઇ ? એમની પાસેથી વિશુદ્ધ અને પ્રજાવિકાસક એવા નિર્મળ વહીવટની અપેક્ષા કઇ રીતે રાખવી ? જે સ્થિતિ એમણે સૌરાષ્ટ્રમાં સરજેલી એ જ સ્થિતિ આવતી કાલે ગુજરાતમાં સર્જશે.

મને કમને જે ઉદારતા શ્રી. ઘીયાએ બતાવી તે ઉદારતા શ્રી. ચીમનભાઇ નથી બતાવી શકયા. દિલ્હીની શાસક કોંગ્રેસને તો પોતાની નીતિરીતિ પ્રમાણે હિતેન્દ્રની સરકાર ઉથલાવવી છે. તે શ્રી. ચીમનભાઇથી ઉથશે એમ એને જણાયું હશે. જો એમ ન હોય તો નેતાગીરી બદલવાનો પ્રશ્ન જ કયાં ઊભો થાય છે ? એટલે કે પ્રધાનમંડળો ઉથલાવી શકે એ જ નેતાની લાયકાત ઠરી.

## શ્રી. મોરારજીનું વાવેતર

પ્રજાહૃદયમાં પોતાના કાર્યથી સ્થાન ઊભું કરવાને બદલે રાજકીય દાવપેચ દ્વારા જ સત્તા મેળવવી એ જૂની કોંગ્રેસની ખાસિયત ગુજરાત શાસક કોંગ્રેસના ય વારસામાં ઊતરી છે. સત્તાપ્રાપ્તિ માટે એ કારણે બન્ને કોંગ્રેસે પક્ષાંતરના અનિષ્ટને જોરશોરથી બહેકાવ્યું છે ને બેય કોંગ્રેસ બદસૂરતીની સ્પર્ધા માંડી બેઠી છે. આમ મોરારજીભાઇનું વાવેતર ગુજરાતના રાજકારણમાં લૂંબે ઝૂંબે ફાલી રહ્યું છે.

લાગે છે કે નેતાગીરીના આ સમાધાનમાં સંસ્થા કોંગ્રેસના પ્રધાનો સહિતના ધારાસભ્યોમાંથી કોઇ કોઇને લેવા ન લેવા અંગે પણ સમાધાન સધાઇ ગયુ લાગે છે, જેથી શ્રી. ચીમનભાઇને પક્ષાંતર કરાવીને હિતેન્દ્ર સરકારને તોડવામાં અવરોધ ન ઊભો થાય.

બીજી બાજુ શ્રી. હિતુભાઈએ જબરી લાલચો વ્યાપક સંખ્યાના ધારાસભ્યોમાં ઊભી કરી દીધી છે. એટલે શ્રી. ચીમનભાઈ એથી વધુ લાલચો આપી શકે તો જ હવે પક્ષાંતર કરાવી શકે. ત્યારે પોતાના પક્ષને પણ સંતોષવા જોઈએ ને પક્ષાંતર કરીને આવનારાઓને પણ સંતોષવા જોઈએ.

આ સ્થિતિમાં શ્રી. ચીમનભાઈ જે પ્રધાન-મંડળ રચે તે કેટલું પક્ષનિષ્ઠ રહે ? કેટલું વફાદાર રહે ? લાભનો જ પ્રશ્ન હોય ત્યાં એ પ્રધાનમંડળ સ્થિર કેવી રીતે બને ? ત્યારે લાભે લોટતા લાલાઓને રાષ્ટ્રપતિ શાસનમાં શો સ્વાદ ?

### મૂલ્યનાશની અસ્થિરતા

આ સ્થિતિમાં ૭૨ પહેલાં ચૂંટણી થાય કે ૭૨ માં થાય તો ટિકિટો તો બન્ને કોંગ્રેસના આજની કડદામાજીમાં પરોવાયેલા સત્તાનિષ્ઠોને જ મળે ને ? એ ચૂંટણી વખતે બેય કોંગ્રેસનો સત્તાપરસ્ત ભૂતકાળ જોતાં લોકોના દિલમાં કેવોક ઉમળકો આવશે ?

છતાં માની લઈએ કે ઇંદિરાજીના જાદુથી શાસક કોંગ્રેસના દેશમાંના પ્રભાવથી પ્રધાનમંડળ રચવા જેવી સ્થિતિમાં શાસકકોંગ્રેસ આવે, અથવા સંસ્થા કોંગ્રેસ સંયુક્ત પક્ષોનું પ્રધાનમંડળ રચે તો ફરી પાછી પક્ષાંતરની એ જ રામાયણ નહિ સર્જાય ?

બન્ને કોંગ્રેસોની સત્તાપરસ્તીને કારણે ગુજરાતનું રાજકારણ અસ્થિર બની ગયું છે પ્રજાજીવન ક્ષુબ્ધ બન્યું છે. વહીવટ અને વિકાસ લગભગ સ્થગિત જેવી હાલતમાં છે. કારણ કે સંસ્થા કોંગ્રેસની સરકાર એના પેટાળમાં ધૂંધવતી એકતાની ચાલ અને પોતાની ભાવિ સ્થિરતા શોધતા ધારાસભ્યો અને જિલ્લાના આગેવાન કાર્યકરોને કારણે ડામાડોળ હાલતમાં જ રહે છે. '૭૨ સુધી સ્થિર થવાની સંભાવના નથી. '૭૨ પછીયે આજનું રાજકારણ જોતાં ભાગ્યે જ સ્થિરતા પ્રાપ્ત થાય. કારણ કે જાહેર જીવનના મૂલ્યોનું ઝડપભેર ઉન્મૂલન થઈ રહ્યું છે.

### લંકા જ બે ભાગે જુદ્ધે ચડી છે

ધારાસભ્યો એના એ છે, કાર્યકરો એના એ છે. શાસક કોંગ્રેસમાં ચાર પાંચ પ્રધાનો પણ સંસ્થા કોંગ્રેસના છે. આ બધા સંસ્થા કોંગ્રેસમાં હતા ત્યારે ય સમાજવાદની અને ઔદ્યોગિક વિકાસની વાતો કરતા હતા. શાસક કોંગ્રેસમાં નેતાગીરીનો સંઘર્ષ જાગ્યો ત્યારે વધારામાં સત્તાપરસ્તીમાં સૌ ઉઘાડા પડયા. આમાં કોઈ નવો પ્રાણ પેદા થવાને બદલે તો એમ દેખાયું કે રામનાં વાંદરાં લંકાના વિજયે નથી ચડયાં પણ લંકાનું રાજ ઝોંટવવા લંકા જ બે ભાગે વહેંચાઈને સામસામે જુદ્ધે ચડી છે.

### નવા પ્રાણ કોણ પ્રગટાવી શકે !

લોટકાની જેમ ઘડીએ ને પળે દડતા રહેતા અને કાચીંડાની જેમ રંગ બદલતા પ્રવાહી અને ચંચળ ધારાસભ્યો પ્રજાહૃદયમાં સામાજિક પરિવર્તનની કઈ આકાંક્ષા જગવશે ? 'આવો ભાઈ હરખા, આપણે બે સરખા' એવું નભરમુ જાત પ્રદર્શન કરીને સત્તાનો તમાશો કરી, લોકોને તાળીઓ પડાવવા સિવાય હવે કયા પ્રશ્ન ઉપર પ્રજામત કેળવશે ? સ્થાપિત હિતોના પ્રકાર સમા સત્તાજૂથો સમાજના સ્થાપિત હિતો સામે કયો સંઘર્ષ જગાવી શકશે ? જૂને ચીલે ચાલીને પ્રજામાં કયો નવો પ્રાણ પ્રગટાવશે ? ભાવિ ખુરશીની મલ્લકુસ્તી ખેલતા રહીને નવજુવાનોને કઈ પ્રેરણા પાશે ? કઈ રીતે આકર્ષશે ?

. એક માત્ર ઇંદિરાજીનું નામ વટાવવા સિવાય એમની પાસે બીજો કોઈ ઇલમ બાકી નથી રહ્યો નવયુવાન નેતાગીરીને નામે વાતો કરનારા બધા જૂની કોંગ્રેસના બુઢ્ઢાઓની જ પ્રતિછાયા છે. જો કોઈને સૌથી વધુ નિરાશ થવા જેવું હોય તો તે ગુજરાતનાં પ્રગતિશીલ બળોને. એમ લાગે છે કે હજી ગુજરાતમાં એક નવો સંઘર્ષ જાગ્યા સિવાય ઇંદિરાજીના મનોરથો નહિ ફળે. જેમની ઐતિહાસિક ઉપયોગિતા પૂરી થઈ ગઈ છે એવા વડિલો અને કહેવાતા જુવાનોને સ્થાને નવું લોહી, નવા પ્રાણ પુરાશે ત્યારે જ ગરીબોના હાડમાં આશાનો દીપ પ્રગટશે. પછી હિતેન્દ્રની સરકાર રહે કે જાય, ચીમનભાઈની સરકાર રચાય કે રાષ્ટ્રપતિ શાસન આવે, પણ બગડેલા લોહીને બદલ્યે જ છૂટકો. એ સિવાય પ્રજામાં નવપ્રાણની પ્રતિભા નહિ પ્રગટે ને 'ગરીબી હટાવો'નું ગાવણું જ ગવાયા કરશે.

# લોકસાહિત્ય પરિવાર મિલન—નાગેશ્રી

જયમલ્લ પરમાર

આ દાના ભગતનું ચલાળા :

જીરાણેથી જાગવે, સાજાં કરે શરીર;
જડિયલ હોય જંજીર, ભાગે લઇ દાનો ભગત.

ગાયકવાડી સુબા વિઠોબાએ પકડીને પાંચશેર પાંચશેરની જંજીરૂં જેના પગમાં જડેલી તે બગસરાના દ. હાસુરવાળાની બેડિયું સમરણ કરતાં દાનો ભગત ભાંગી નાખે ?

ના, ના, ના. લખમીના જે લાલચુ મટી જાય, વકરમના કામા કરતા વીરમે, માયાના પડળ અળગાં કરે ને મોહની કાંચળી ઉતારી સત્ ધરમને આચરે એવા પુણ્યનો જેનો ઉદય થાય એની જંજીરો દાનો ભગત ભાંગી નાખે. પાપ રહેતું હોય અને પાપીનો ઉદ્ધાર કેમ કરીને થાય ? એવાને જ થાય :

ગંગા જમના ગોમતી, કાશી પંથ કેદાર;
અડસઠ તીરથ એકઠાં, દાન તણે દરબાર.

નહિતર તો દાના ભગત દેવ થયા ત્યારથી એમના નામની સમરણ માળા અને સમાધિ દર્શન નત ઊઠીને હજારૂં માણસ કરતા રહ્યા છે.

પણ ધરતી માથે આવા સંતો—ભક્તોના ધુણીના દેવતા ધગતા હોય છે. એ ધૂણીના અંગાર—તાપે જ જતિ સતીનાં તપ ઝગતાં હોય છે.

ઈશ્વરી સુંદરી સમી સોરઠી ભોમકાનાં આકર્ષણ જ એને કારણે છે. કેવી છે એ ભોમકાની કાયા ?

સ્વર્ગંગાના સોરઠી શુભ્ર ઘાટે,
તાજે સ્નાને નીતરન્તી પ્રશીતા
વેણી જાણે સૂકવે જોગમાયા,
એવી તારી પાવની હેમ—કાયા.

ચલાળાની ધરતી દાના ભગતની સેવાથી તપે છે. કાળે કાળે સંતોની નવી નવી પ્રતિભા પ્રગટે છે ને કાળે કાળે એની સેવાના પ્રકારો બદલે છે. જેવો કાળ તેવી સેવા. અને પુણ્ય પાંગરતાં હોય ત્યારે એ તપ, એ સેવા કોઈ એક વ્યક્તિની ન રહેતાં જન-જગતમાં ફળવાતી જાય છે.

ચલાળાની ધરતીનાં આવાં આકર્ષણ ન હોત તો વરસ દિવસમાં લોકસાહિત્યનો પરિવાર નાના મોટા સમૂહમાં ચાર ચાર વાર ચલાળામાં થોડો ભેળો થાય ? ઈ મર્મીલાં, માયાળુ અને રસીલાં માનવી, ઈ હૈયાના હેતના ઉમળકા, એમાં દિલની દોલત પથરાતી આવે, પછી હેતના કટકા—મહોબ્બતના જીવ અવાવા પડતા જ આવે ને ?

## જટા વિનાના જોગંધર ડુંગરા

એવા લાડણઘેલા ડાયરા વચ્ચે રાતના એક વાગ્યા સુધી વાતો—ગીતોની રમઝટ બોલાવી જાણે નાગેશ્રીના પાધરમાં જ હિલોળા લેતા હોઈએ એવી લીજ્જતથી પોઢયા ન પોઢયા ને તા. ૧૨મી એપ્રિલની સવારે તડકા ચડતાં પહેલાં નાગેશ્રીના માર્ગે પળ્યા.

પણ ધરતી હોકારા દેતી આવે. ગિરની ધરતી સાથે એવી માયા બંધાઈ ગઈ છે કે ડુંગરે ડુંગરે આળોટવાનું દિલ થાય. હજી પાંચ સાત વરસ પહેલાં જ વતનની ધરતી માથે રઝળતો હોઉં એમ આ ધરતીને વહેળે વોંકળે, સીમ શેઢે, નેસડે ને ગામડે લગાતાર એક દસકા સુધી રઝળ્યો છું.

જટા ઉતારી લીધી હોય એવા જોગંધર જેવા ગિરકંઠાળના એ ડુંગરા લળી લળીને સાદ દેવા માંડયા કે "મહોબ્બત—માયા આમ સંકેલીને હાલ્યો જા માં, આવ એ ઘડી અંતરની ગોઠડિયું કરીએ. જુગજુગનાં અંધારાં અજવાળાં મારે હૈયે સંઘરીને બેઠો છું. આવ એ ઘડી ગુંજ્યું કરીએ."

પણ જાવા દ્યો નાગેશ્રીને પંથે, મિલનને મોડું થઈ જશે. વાતે વળી જઈશ ને સુરગભાઈ વાટું જોતા રહેશે. જીભ શ્રી. નાથાભાઈ ચંદારાણા સાથે વાતે વળગેલી અને જીવ એ જાજરમાન ભોમકા માથે ઝળુંબતો રહ્યો. રામવાળાના પરાક્રમની મહોર ખાધેલું ખાંભા વળોટયું ને દિલને અને દેહને ઠારે એવી હવાની લહેરખિયું શરૂ થઈ.

## આ બહાદુર બાબરિયાઓનું નાગેશ્રી–

દરિયા કંઠાળના નાગેશ્રીના ઝાડવાં કળાણાં. પણ વસંતને વધામણે વન વળી ગયેલાં. કિશોર કનૈયો તેવતેવડા ગોઠિયા સાથે જમનાને કિનારે ગેડી દડાની રમઝટ બોલાવતો હોય એમ અજાનુડ રૂખડાં માથે મ્હોરેલાં નવજોબનવંતાં પલ્લવો આકાશગંગાને કાંઠડે દરિયાની ઠંડી મીઠી લહકને હિલોળે ચડેલાં.

ભાઈ નાગેશ્રી! ભાઈ નાગેશ્રી! મધ્ય સૌરાષ્ટ્રના એકસો ને સાડા દસને પારે ચડી ગયેલા ધોમ તડકામાંથી નાગેશ્રીમાં આવનારાને તો હીલસ્ટેશનના હિલોળા જ લાગે. કહે છે કે ગમે તેવી મોસમ હોય તો પણ બપોર થાતાં નાગેશ્રીની આબોહવા ભલભલા સાથીને ય વાડીખેતરમાં બે ઝોલાં ખવરાવ્યા વગર નથી રહેતી.

પછી કામકાજ વગરના દરબારુંને આળસ જ આંટો લઈ જાય ને! એટલા માટે જ મેઘાણીભાઈએ જે દી નાગેશ્રી જોયું ત્યારે કાળમુખા કસુંબામાં ગુલાબી મુખમુદ્રાવાળા પડછંદ જુવાનોના બદન ઉપર બુઢાપાના દર્શન કર્યાં હશે? કારણ મેઘાણીભાઈએ ઘણાં ગણાવ્યાં છે. પણ નાગેશ્રીમાં નકરા બધાણી જ નથી પાકયા, બિરદધારીઓ પણ પાકયા છે. પોતાના જ સમકાલીન ભીમવરૂ અને કાળુવરૂની પ્રતિભાને તો 'સૌરાષ્ટ્રના ખંડેરમાં' ઈતિહાસ અંકિત કરેલ છે.

## બિરદધારી બાબરિયાવાડ

ચલાળું જેમ આપા દાનાનું તેમ બાબરિયાવાડ બિરદધારીઓનું. રાજુલાના ધાંખડાઓનું, ડુંડાણના કોટીલાઓનું અને નાગેસરીના વરુઓનું, મરદોની ભોમકા. એક જમાનો હતો કે ગરાસિયો ગામ વસાવનારો ગણાતો. મેઘાણીભાઈએ જે જમાનો જોયો એ તો ગરાસિયો જે ગામમાં હોય તે ગામના ભૂક્કા થાય એવો જોયેલો. જમાનો પલટયો છે. બંધાણમાં બેવડ વળી ગયેલા બાલોથ, કંટીલા ને બહાદુર ગરાસિયો અંગ મરોડીને ઊભા થઈ રહ્યો છે, રાષ્ટ્રનો માનવંતો નાગરિક બનવાના પથે પળ્યો છે. વળગ્યાં હશે બંધાણુના કે દારૂના વેન ઈધર ઉધર. પણ યુગને પીછાને તો આવતા દિવસો ઉજળા છે. માથાં વાઢનારી શૂરવીરાઈ આજ નવાનોખે રૂપે શૂરવીરોને સાદ દઈ રહી છે. દાતારી સમાજ કલ્યાણના રાહ ચીંધી રહી છે.

## એને અમે લોકસાહિત્ય કહીએ છીએ

આયર્લેન્ડના કવિ એ. ઈ. લખે છે ને મુજબ સૌંદર્ય, વીરતા અને આત્મધર્મ એ કોઈ રોજ સવારે પલટાતી ફેશનો નથી એમાંથી તો એક અપરિવર્તનશીલ પ્રાણ ઝગારા કરે છે. આ સ્વપ્નો, આ પુરાતનો, આ પરંપરાઓ એકદા વાસ્તવિક હતાં, સજીવન હતાં, ઐતિહાસિક હતા. આજે એ ઈંદ્રિયગમ્ય જગતમાંથી નીકળી સ્મૃતિ અને મનોભાવની સૃષ્ટિમાં સંઘરાયા છે. કાળ એમની શક્તિ ખૂંચવી શકયો નથી એ તો મમતાના પ્રદેશમાં આવી વસ્યાં છે. કાળ જતાં વિશુદ્ધ બની ચિંતનશીલ બન્યાં છે. એ પ્રત્યેક સ્વપ્ન, પ્રત્યેક વીરાચરણ, પ્રત્યેક સૌંદર્ય તત્ત્વ પોતે જેનું પ્રતિનિધિત્વ કરે છે તે દિવ્ય સત્તાની વધુ નજીક જઈને ઊભેલ છે.

એને જ અમે લોકસાહિત્ય કહીએ છીએ. એટલા માટે જ લોકસાહિત્યનો આ પરિવાર બંધાયો છે. અને પરિવાર મિલન એટલા માટે જ યોજે છે કે સૌંદર્ય, વીરતા અને આત્મધર્મથી જ્યાં જીવન થોડું જુદું પડવા માંડ્યું, અને જીવથી સાહિત્ય જે થોડુંક અળગું પડી ગયું છે તે બધાંને એટલે કે સૌંદર્ય, વીરતા, આત્મધર્મ, જીવન અને સાહિત્યને એક કરવાં. પ્રત્યેક મિલનથી સાહિત્યને જીવન મળે છે ને જીવનને સાહિત્ય મળે છે. મિલન એ કાર્યક્રમોનો જલસો માત્ર નથી. કાર્યક્રમો તો મિલનના આનંદની અભિવ્યક્તિ માત્ર છે. અહીં તો જીવન અને સાહિત્યનું મિલન યોજાય છે. મિલનનો હેતુ જે ન સમજ્યા હોય તે આ સમજી લ્યે. લોકસાહિત્યનો નાનકડો પરિવાર મિલન દ્વારા લોકસાહિત્યના મોટા પરિવારમાં એકરૂપ થઈ રહ્યો છે.

## જીવનને સાહિત્ય સાદ દે છે

સૌરાષ્ટ્રની પ્રત્યેક જાતિને પોતાના વિવિધ પ્રકારના ખમીરની વિશિષ્ટતા છે લોકસાહિત્ય એમાંથી જ સર્જાયું છે. પરિવારના સભ્યો પણ એ જ ખાનદાન અને ખમીરવંતા લોકોના પ્રતિનિધિઓ છે, અને આકસ્મિક બન્યુ છે એવું કે જેમના જીવનમાંથી આ સાહિત્ય નીપજ્યું છે એવા પ્રજાસમૂહો વચ્ચે જ પરિવારનાં મિલન યોજાતાં રહે છે, એથી લોક અને સાહિત્ય ફરી પાછાં એકરૂપ બનતાં થયા છે.

[ વધુ વિગત માટે જુઓ પૃષ્ઠ ૧૩૭

# પ્રબુદ્ધ પરમાણંદભાઈ કાપડિયા

જયમલ્લ પરમાર

૭૮ વરસની ઉમરે પણ વિચારોની તાઝગી મેં એમના જેવી ભાગ્યે જ કોઇ એમના સમકાલીનોમાં જોઇ છે. વિચારોના અને સુધારાના જગતમાં અંત સુધી એમનું સ્થાન મુખ્ય હરોળોમાં જ રહ્યું છે. પોતે જૈન હોવા છતાં, એ મર્યાદામાં એમને કદી અવરોધરૂપ નહિ બનેલી.

આ. રજનીશજીને પ્રથમ જૈનોએ જ ઉત્તેજન આપ્યું છે એવી મારી 'ઊર્મિનવરચના'માં કરેલી ટીકા ઉપરથી એ પ્રશ્ન ઊભો થયેલો ત્યારે એમણે મને કહ્યું કે 'પ્રબુદ્ધ જીવન'ને ઉલ્લેખીને તમે આ લખ્યું છે?'

મેં કહ્યું કે : "મુંબઈના જૈન આગેવાનોએ જ પ્રથમ રજનીશજીને જૈનોમાં ઊગેલા નવા સિતારા તરીકે ઉમંગમાં આવીને આવકારેલા અને એનો પડઘો 'પ્રબુદ્ધ જીવન'માં પડતો જ રહેલો."

"પ્રબુદ્ધ જીવન'ને જૈન યુવક મંડળની મર્યાદા હોવાનો તેમણે સ્વીકાર કરેલો. પણ હકીકતમાં જૈન યુવક મંડળનું એ સાધન જૈન સમાજના પ્રખર સુધારકનું જ સાધન ન રહેલાં બિન સાંપ્રદાયીક વ્યાપ ઉપર બધા જ વિચારોની નિડર સમાલોચના કરતું રહેલું.

શ્રી. પરમાણંદભાઈનો સુધારક આત્મા જેમ જૈન સમાજમાં ક્રાંતિને ઝંખતો તેમ દેશવ્યાપી ધોરણે રાષ્ટ્રીય ઉત્થાનના નાનામાં નાની ક્રિયામાં પણ રાષ્ટ્રીય પ્રાણ જોવા ઝંખતો. આથી જ્ઞાનનાં તમામ ક્ષેત્રે એમનો સંવેદનશીલ આત્મા એકધારો રમમાણ કરતો.

જૈન સમાજમાં દેવાતી બાળદિક્ષાના પ્રખર વિરોધથી તેઓ પ્રકાશમાં આવ્યા. એમને સંઘ બહાર મૂકવામાં આવ્યા ત્યારથી જૈન યુવકોમાં જાગૃતિનાં મંડાણ થતાં કહી શકાય. ધર્મગુરૂઓની જૈન સમાજ ઉપરની પકડ અને શ્રીમંતોની સદાની આગેવાની સામે એમનો સુધારક આત્મા શાંત અને સ્વસ્થ વિદ્રોહ પોકારતો જ રહેલો.

૧૯૩૯માં એમના સંચાલન નીચે "પ્રબુદ્ધ જૈન" પાક્ષિક શરૂ થયું તેને જૈનો પૂરતું સીમિત ન રહેવા દેવા જ એ પાક્ષિકને 'પ્રબુદ્ધ જીવન'નું સ્વરૂપ આપવામાં આવેલું. ૧૯૩૦ના સત્યાગ્રહ સંગ્રામના આ સેનાની એવા જાગૃત બુદ્ધિના હતા કે ગાંધીજીનું પણ વિચાર દાસત્વ સ્વીકારવા તેઓ કદી તૈયાર ન હતા. માનવધર્મનો મહિમા એ એમના જાગૃત વિચારોનું હાર્દ હતું.

જ્યારે મળો ત્યારે રાષ્ટ્રના આધુનિક પ્રવાહો, ઘટનાઓ અને વિચાર વળાંકો ઉપર એમનું ચિંતન સત્યના સંશોધન માટે એકધારૂં ચાલ્યો કરતું આપણે અનુભવી શકીએ. 'પ્રબુદ્ધ જીવન' એમનું પ્રિય સર્જન જ ન હતું પણ સમાજ સાથેના એમના વૈચારિક સંબંધોની સંકલના બની રહેલું. આખરી અવસ્થાની આધારશીલા બની રહેલું.

અવસાન પહેલાં થોડા જ દિવસે રાજકોટમાં અમે છેલ્લા છૂટા પડયા ત્યારે એમણે હળવાશથી કહેલું કે મારી દીકરી મધુરી બહેન કહે છે કે: "પ્રબુદ્ધ જીવનનું જેટલું ધ્યાન રાખો છો તેટલું મારા બાનું ધ્યાન નથી રાખતા."

ગુજરાતના વિચાર ઘડતરમાં જેમનો અગ્રગણ્ય ફાળો છે એવા શ્રી. પરમાણંદભાઈના વિચાર અને સત્યનિષ્ઠાની ઉપાસનાને, નિડરતા અને સન્નિષ્ઠાને વૃદ્ધાવસ્થા સ્પર્શી શકી ન હતી.

અમે વર્ષો જૂના પરિચિત પણ પાંચેક વર્ષ પહેલાં એક બીજાના વધુ પરિચયમાં આવ્યા. છેલ્લા ત્રણ વર્ષની તો તેઓ જ્યારે જ્યારે રાજકોટ આવતા ત્યારે નિરાતે વિચારોનું આદાન પ્રદાન કરતા.

કોઈની ય શેહ શરમમાં દબાયા વગર નિર્ભયપણે પોતાનાં મંતવ્યો પ્રગટ કરનાર પરમાણંદભાઈમાં કદી કોઈપણ વ્યક્તિ પ્રત્યે દ્વેષ ડંખ જોયાં નથી. ગમે તેવી વ્યક્તિના વાણી વર્તનમાં વિસંવાદ જણાતાં, સમાજ પ્રત્યે અનુપકારકતા જણાતાં તેની વિવેચનામાં કદી તાટસ્થ્ય ગુમાવેલું નથી જોયું કે નથી કદી સહૃદયતાની ખામી જણાઈ. દિલ અને દર્શન એમનાં એટલાં ઉદાર હતાં. માનવભાવ માથે જ એમની પ્રબુદ્ધતાનાં મંડાણ હતાં. રાજકોટથી છૂટા પડતાં મુંબઈ આવવાનું આમંત્રણ આપતા ગયા તે ઊભું જ રહ્યું અને હૃદયરોગના હુમલાથી અચાનક કાળ એમને ગ્રસ્ત કરી ગયો. એ સત્યનિષ્ઠાની, એ બહુમુખી પ્રતિભાની, એ નિડર વિવેચનાની આજે તો ગુજરાતને ન પુરાય તેવી ખોટ પડી છે.

## આ બહાદુર બાબરિયાઓનું નાગેશ્રી–

દરિયા કંઠાળના નાગેશ્રીનાં ઝાડવાં કળાણાં. પણ વસંતને વધામણે વન વળી ગયેલાં. કિશોર કનૈયો તેવતેવડા ગોઠિયા સાથે જમનાને કિનારે ગેડી દડાની રમઝટ બોલાવતો હોય એમ અજાજૂડ રૂખડાં માથે મ્હોરેલાં નવજોબનવંતાં પલ્લવો આકાશગંગાને કાંઠડે દરિયાની ઠંડી મીઠી હલકને હિલોળે ચડેલાં.

ભાઈ નાગેશ્રી ! ભાઈ નાગેશ્રી ! મધ્ય સૌરાષ્ટ્રના એકસો ને સાડા દસને પારે થઈ ગયેલા ઘોમ તડકામાંથી નાગેશ્રીમાં આવનારાને તો હીલસ્ટેશનના હિલોળા જ લાગે. કહે છે કે ગમે તેવી મોસમ હોય તો પણ બપોર થાતાં નાગેશ્રીની આબોહવા ભલભલા સાથીને ય વાડીખેતરમાં એ ઝોલાં ખવરાવ્યા વગર નથી રહેતી.

પછી કામકાજ વગરના દરબારૂંને આળસ જ આટો લઈ જાય ને ! એટલા માટે જ મેઘાણીભાઈએ જે દી નાગેશ્રી જોયું ત્યારે કાળમુખા કસુંબામાં ગુલાબી મુખમુદ્રાવાળા પડછંદ જુવાનોના બદન ઉપર બુઢાપાનાં દર્શન કર્યાં હશે ? કારણ મેઘાણીભાઈએ ઘણાં ગણાવ્યાં છે. પણ નાગેશ્રીમાં નકરા બંધાણી જ નથી પાકયા, બિરદધારીઓ પણ પાકયા છે. પોતાના જ સમકાલીન ભીમજરૂ અને કાળુવરૂની પ્રતિભાને તો 'સૌરાષ્ટ્રના ખંડેરોમાં' ઈતિહાસ અંકિત કરેલ છે.

## બિરદધારી બાબરિયાવાડ

ચલાળું જેમ આપા દાનાનું તેમ બાબરિયાવાડ બિરદધારીઓનું. રાજુલાના ધાંખડાઓનું, ડેડાણના કોટીલાઓનું અને નાગેસરીના વરૂઓનું, મરદોની ભોમકા. એક જમાનો હતો કે ગરાસિયો ગામ વસાવનારો ગણાતો. મેઘાણીભાઈએ જે જમાનો જોયો એ તો ગરાસિયો જે ગામમાં હોય તે ગામના ભૂક્કા થાય એવો જોયેલો. જમાનો પલટયો છે. બંધાણમાં બેવડ વળી ગયેલો બાહોશ, કંટીલો ને બહાદુર ગરાસિયો અંગ મરોડીને ઊભો થઈ રહ્યો છે, રાષ્ટ્રનો માનવંતો નાગરિક બનવાના પથે પળ્યો છે. વળગ્યાં હશે બંધાણના કે દારૂનાં વેન ઈધર ઉધર. પણ યુગને પીછાને તો આવતા દિવસો ઉજળા છે. માથાં વાઢનારી શૂરવીરાઈ–આજ નવાનોખે રૂપે શૂરવીરોને સાદ દઈ રહી છે. દાતારી સમાજ કલ્યાણના રાહ શોધી રહી છે.

## એને અમે લોકસાહિત્ય કહીએ છીએ

આયર્લેન્ડનો કવિ એ. ઈ. લખે છે તે મુજબ સૌંદર્ય, વીરતા અને આત્મધર્મ એ કાંઈ રોજ સવારે પલટાતી ફેશનો નથી એમાંથી તો એક અપરિવર્તનશીલ પ્રાણ ઝગારા કરે છે. આ સ્વપ્નો, આ પુરાતનો, આ પરંપરાઓ એકદા વાસ્તવિક હતાં, સજીવન હતાં, ઐતિહાસિક હતાં. આજે એ ઈંદ્રિયગમ્ય જગતમાંથી નીકળી સ્મૃતિ અને મનોભાવની સૃષ્ટિમાં સંઘરાયા છે. કાળ એમની શક્તિ ખૂંચવી શકયો નથી. એ તો મમતાના પ્રદેશમાં આવી વસ્યાં છે. કાળ જતાં વિશુદ્ધ બની ચિંતનશીલ બન્યાં છે. એ પ્રત્યેક સ્વપ્ન, પ્રત્યેક વીરાચરણ, પ્રત્યેક સૌંદર્ય તત્ત્વ પોતે જેનું પ્રતિનિધિત્વ કરે છે તે દિવ્ય સત્તાની વધુ નજીક જઈને ઊભેલ છે.

એને જ અમે લોકસાહિત્ય કહીએ છીએ. એટલા માટે જ લોકસાહિત્યનો આ પરિવાર બંધાયો છે. અને પરિવાર મિલન એટલા માટે જ યોજે છે કે સૌંદર્ય, વીરતા અને આત્મધર્મથી જયા જીવન થોડું જુદું પડવા માંડેલું, અને જીવનથી સાહિત્ય જે થોડુંક અળગું પડી ગયુ છે તે બધાંને એટલે કે સૌંદર્ય, વીરતા, આત્મધર્મ, જીવન અને સાહિત્યને એક કરવાં. પ્રત્યેક મિલનથી સાહિત્યને જીવન મળે છે ને જીવનને સાહિત્ય મળે છે. મિલન એ કાર્યક્રમોનો જલસો માત્ર નથી. કાર્યક્રમો તો મિલનના આનંદની અભિવ્યક્તિ માત્ર છે. અહીં તો જીવન અને સાહિત્યનું મિલન યોજાય છે મિલનનો હેતુ જે ન સમજાયા હોય તે આ સમજી લ્યે લોકસાહિત્યનો નાનકડો પરિવાર મિલન દ્વારા લોકસાહિત્યના મોટા પરિવારમાં એકરૂપ થઈ રહ્યો છે.

## જીવનને સાહિત્ય સાદ દે છે

સૌરાષ્ટ્રની પ્રત્યેક જાતિને પોતાના વિવિધ પ્રકારના ખમીરની વિશિષ્ટતા છે લોકસાહિત્ય એમાંથી જ સર્જાયું છે. પરિવારના સભ્યો પણ એ જ ખાનદાન અને ખમીરવંતા લોકોના પ્રતિનિધિઓ છે, અને આકસ્મિક બન્યું છે એવું કે જેમના જીવનમાંથી આ સાહિત્ય નીપજયું છે એવા પ્રજાસમૂહો વચ્ચે જ પરિવારનાં મિલન યોજાતાં રહે છે, એથી લોક અને સાહિત્ય ફરી પાછાં એકરૂપ બનતાં થયાં છે.

[ વધુ વિગત માટે જુઓ પૃષ્ઠ ૧૩૭

# પ્રબુદ્ધ પરમાણંદભાઈ કાપડિયા

જયમલ્લ પરમાર

૭૮ વરસની ઉંમરે પણ વિચારોની તાઝગી મેં એમના જેવી ભાગ્યે જ કોઇ એમના સમકાલીનોમાં જોઇ છે. વિચારોના અને સુધારોના જગતમાં અંત સુધી એમનું સ્થાન મુખ્ય હરોળોમાં જ રહ્યું છે. પોતે જૈન હોવા છતાં, એ મર્યાદામાં એમને કદી અવરોધરૂપ નહિ બનેલી.

આ. રજનીશજીને પ્રથમ જૈનોએ જ ઉત્તેજન આપ્યું છે એવી મારી 'ઊર્મિનવરચના'માં કરેલી ટીકા ઉપરથી એ પ્રશ્ન ઊભો થયેલો ત્યારે એમણે મને કહ્યું કે 'પ્રબુદ્ધ જીવન'ને ઉલ્લેખીને તમે આ લખ્યું છે?'

મેં કહ્યું કે : "મુંબઈના જૈન આગેવાનોએ જ પ્રથમ રજનીશજીને જૈનોમાં ઊગેલા નવા સિતારા તરીકે ઉમંગમાં આવીને આવકારેલા અને એનો પડઘો 'પ્રબુદ્ધ જીવન'માં પડતો જ રહેલો."

"પ્રબુદ્ધ જીવન'ને જૈન યુવક મંડળની મર્યાદા હોવાનો તેમણે સ્વીકાર કરેલો. પણ હકીકતમાં જૈન યુવક મંડળનું એ સાધન જૈન સમાજના પ્રખર સુધારકનું જ સાધન ન રહેલાં બિન સાંપ્રદાયીક વ્યાપ ઉપર બધા જ વિચારોની નિડર સમાલોચના કરતું રહેલું.

શ્રી. પરમાણંદભાઈનો સુધારક આત્મા જેમ જૈન સમાજમાં ક્રાંતિને ઝંખતો તેમ દેશવ્યાપી ધોરણે રાષ્ટ્રીય ઉત્થાનના નાનામાં નાની ક્રિયામાં પણ રાષ્ટ્રીય પ્રાણ જોવા ઝંખતો. આથી જ્ઞાનનાં તમામ ક્ષેત્રે એમનો સંવેદનશીલ આત્મા એકધારો રમમાણ કરતો.

જૈન સમાજમાં દેવાતી બાળદિક્ષાના પ્રખર વિરોધથી તેઓ પ્રકાશમાં આવ્યા. એમને સંઘ બહાર મૂકવામાં આવ્યા ત્યારથી જૈન યુવકોમાં જાગૃતિના મંડાણ થયાં કહી શકાય. ધર્મગુરૂઓની જૈન સમાજ ઉપરની પકડ અને શ્રીમંતોની સદાની આગેવાની સામે એમનો સુધારક આત્મા શાંત અને સ્વસ્થ વિદ્રોહ પોકારતો જ રહેલો.

૧૯૩૯માં એમના સંચાલન નીચે "પ્રબુદ્ધ જૈન" પાક્ષિક શરૂ થયું તેને જૈનો પૂરતું સીમિત ન રહેવા દેવા જ એ પાક્ષિકને 'પ્રબુદ્ધ જીવન'નું સ્વરૂપ આપવામાં આવેલું. ૧૯૩૦ના સત્યાગ્રહ સંગ્રામના આ સેનાની એવા જાગૃત બુદ્ધિના હતા કે ગાંધીજીનું પણ વિચાર દાસત્વ સ્વીકારવા તેઓ કદી તૈયાર ન હતા. માનવધર્મનો મહિમા એ એમના જાગૃત વિચારોનું હાર્દ હતું.

જ્યારે મળો ત્યારે રાષ્ટ્રના આધુનિક પ્રવાહો, ઘટનાઓ અને વિચાર વળાંકો ઉપર એમનું ચિંતન સત્યના સંશોધન માટે એકધારૂં ચાલ્યો કરતું આપણે અનુભવી શકીએ. 'પ્રબુદ્ધ જીવન' એમનું પ્રિય સર્જન જ ન હતું પણ સમાજ સાથેના એમના વૈચારિક સંબધોની સંકલના બની રહેલું. આખરી અવસ્થાની આધારશીલા બની રહેલું.

અવસાન પહેલાં થોડા જ દિવસે રાજકોટમાં અમે છેલ્લા છૂટા પડયા ત્યારે એમણે હળવાશથી કહેલું કે મારી દીકરી મધુરી બહેન કહે છે કે: "પ્રબુદ્ધ જીવનનું જેટલું ધ્યાન રાખો છો તેટલું મારા બાનું ધ્યાન નથી રાખતા."

ગુજરાતના વિચાર ઘડતરમાં જેમનો અગ્રગણ્ય ફાળો છે એવા શ્રી. પરમાણંદભાઈના વિચાર અને સત્યનિષ્ઠાની ઉપાસનાને, નિડરતા અને સન્નિષ્ઠાને વૃદ્ધાવસ્થા સ્પર્શી શકી ન હતી.

અમે વર્ષો જૂના પરિચિત પણ પાંચેક વર્ષ પહેલાં એક બીજાના વધુ પરિચયમાં આવ્યા. છેલ્લા ત્રણ વર્ષની તો તેઓ જ્યારે જ્યારે રાજકોટ આવતા ત્યારે નિરાંતે વિચારોનું આદાન પ્રદાન કરતા.

કોઈનીય શેહ શરમમાં દબાયા વગર નિર્ભયપણે પોતાનાં મંતવ્યો પ્રગટ કરનાર પરમાણંદભાઈમાં કદી કોઈપણ વ્યક્તિ પ્રત્યે દ્વેષ ડંખ જોયાં નથી. ગમે તેવી વ્યક્તિના વાણી વર્તનમાં વિસંવાદ જણાતાં, સમાજ પ્રત્યે અનુપકારકતા જણાતાં તેની વિવેચનામાં કદી તાટસ્થ્ય ગુમાવેલું નથી જોયું કે નથી કદી સહૃદયતાની ખામી જણાઈ. દિલ અને દર્શન એમનાં એટલાં ઉદાર હતાં. માનવભાવ સાથે જ એમની પ્રબુદ્ધતાનાં મંડાણ હતાં. રાજકોટથી છૂટા પડતાં મુંબઈ આવવાનું આમંત્રણ આપતા ગયા તે ઊભું જ રહ્યું અને હૃદયરોગના હુમલાએ અચાનક કાળ એમને ગ્રસ્ત કરી ગયો. એ સત્યનિષ્ઠાની, એ બહુમુખી પ્રતિભાની, એ નિડર વિવેચનાની આજે તો ગુજરાતને ન પુરાય તેવી ખોટ પડી છે.

# મહા મુનિ કલ્યાણ

દુલેરાય કારાણી

(શ્રી મહાવીર જૈન ચારિત્ર રત્નાશ્રમના સંસ્થાપક મુનિ શ્રી કલ્યાણચન્દ્રજી મહારાજ સૌરાષ્ટ્રની જૂની પેઢીના એક સંત પુરુષ હતા. મહા માનવ હતા, દુખિયાના દુઃખ–દર્દને દળનાર હતા. દાતાર હતા. આયુર્વેદના નિપુણ ધન્વંતર વૈદ્ય હતા. ગરીબોના બેલી હતા. ગઈ તા ૯–૪–૭૧ શુક્રવારે રાતે સાડાબાર કલાકે ૯૦ વર્ષની ઉંમરે પક્ષઘાતની લાંબી બીમારીથી એમનું અવસાન થતા સૌરાષ્ટ્રની ધરતીએ એક સાચો સમાજ સેવક ગુમાવ્યો છે )

આજ રત્નાશ્રમ તણા, નવ–રત્ન ઘડનારો ગયો,
ને સોનગઢના નામને, ચમકાવનારો પણ ગયો;
વૈકુંઠવાસી ઓ પ્રવાસી,
પરમ પ્રેમલ ધામના!
કલ્યાણમય કલ્યાણ! તારી
અમર નિરમલ નામના!
જિય અમર નિરમલ નામના!

ભટકતા ભૂલ્યા જનો નો
ધ્રુવ તારો તુ હતો,
તું મુક્તિમાર્ગ બતાવનારો,
નભ – સિતારો તું હતો;
સદા સેવા ધર્મ કેરી,
ઉરે એક જ કામના,
કલ્યાણમય કલ્યાણ!
તારી અમર નિરમલ નામના!
જિય અમર નિરમલ નામના!

દંડધારી વન વિહારી,
સફળ તારી સાધના,
તું મહ માનવ વર,
ભય દર દર્દની ફરિયાદના,
વરસ વીત્યાં સ ત,
પક્ષાઘાતના આરામનાં,
કલ્યાણમય કલ્યાણ!
તારી અમર નિરમલ નામના!
જિય અમર નિરમલ નામના!

અમરતા વરનાર તું,
જિન ધર્મ-ધ્વજ તૈયાર તું,
દુખિયા અને દર્દી તણા,
દુખ–દર્દને દળનાર તું;
નિજાનંદી રંગમાં રંગેલ સેવક શ્યામના,
કલ્યાણમય કલ્યાણ!
તારી, અમર નિરમલ નામના!
જિય અમર નિરમલ નામના!

અજબ તારી ધીર, ઓ નરવીર! મસ્ત ફકીર તું!
તું પીરનો પણ પીર એવો, દાનવીર અમીર તું!
વદન કરે કંદન કરે,
જન, રામના રહેમાનના,
કલ્યાણમય કલ્યાણ!
તારી અમર નિરમલ નામનો!
જિય અમર નિરમલ નામના!

સાહિત્ય – સ્વ મી,
કલા–કવિતાની કદર કરનાર તું!
સંસાર સાગર ડૂબતાની,
બાંહડી ધરનાર તું!
તુજ ભસ્મ મસ્તક પર ચડાવે,
લોક ગામે ગામના,
કલ્યાણમય કલ્યાણ!
તારી અમ નિરમલ નામના!
જિય અમર નિરમલ નામના!

જગડૂ સમા સાકાર જગ દાતાર નો અવતાર તુ!
તું તરણ – તારણહાર,
તારા નામ પર બલિહાર હું!
મૃત્યુ તને મારી શકે શું?
ઓ અનુચર રામના!
કલ્યાણમય કલ્યાણ!
તારી અમર નિરમલ નામના!
જિય અમર નિરમલ નામના!

## સાંજ ઢળે સરિતાના તટમાં

સાંજ ઢળે સરિતાના તટમાં, ધીમા પવન ઝકોળે;
બેઠાં બેઠાં ઝાડ પરે કોઇ, પંખીડાં રસ ઘોળે.

જાતાં જાતાં એક નજર, મીઠી સૂરજની થાતી;
પાલવને સંકોરી સરિતા, ઘૂંઘટમાં શરમાતી.

ચાંચ ભૂલી ચકવાની ચકવી ડાળે કરિયું ચૂંબન;
પાન ખર્યું જળમાં ને જળને ગાલે પડિયાં ખંજન.

વેલ્યુંના ચંદરવા ઓઢી બાંહે બાંહ પરોવે;
કયાં ગ્યાં રૂપતણાં પ્રતિબિંબો ઝાડ ઝકુંબી જોવે.

એક ઘૂંટ ભરી એ રંગના હોઠ જરા મલકાતા;
શ્યામ ગાલ સરિતાના ત્યાં તો રતુંબડા થઇ જાતા.

સૂતી માના અંગ પર બાળક ઊઠી ને ઘૂઘવતું;
એમ કીનારા પર સરિતાને ઝરણે ઝરણું દડતું.

દિવસનાં બીધેલ પશુડાં ભય વિણ પાણી પીતાં;
ટપકંતાં હોઠોથી મોતી મો કરી ઊંચું જોતાં.

લળી લળીને તટનાં વૃક્ષો માથેથી ઓવારે;
સાસરીએ જાતી સરિતાની ફૂલડાં માંગ સવારે.
છાનું છપનું જો તું લજ્જા! ચન્દ્ર ઘડીક તું થોભે!
રૂપ ભરીને પી લ્યો મૂંગા મૂંગાં બોબે ધોબે.

નદીના તટ પર સાંજ ઢળી ગઇ, સૂરજ તેના પર એક મીઠી નજર નાખી આથમી ગયો. ત્યાં કિનારાનાં વૃક્ષોના પાલવને સંકોરી સરિતા ઘૂંઘટમાં શરમાઇ ગઈ.

કોઇ એક શાંત સ્થિર જળની ભરેલી પાટ પર ઝકુંબી રહેલાં ઝાડ પર એક ચકવો ને ચકવી બેઠાં છે વિરહઘેલી અધીરી ચકવી દોડીને ચકવાને ચુંબન કરવા ગઇ, પણ એ તો બીચારાં રૈનવિયોગી શ્રાપિત જીવો; રાતે ભાળે નહિ. ચકવીની ચાંચ ચકવાની ચાંચને અડી નહીં, પણ ખરી જવા આવેલ એક પાંદડાની ડાંડલી સાથે ભટકાણી. અડી રહેલું પાંદડું જળમાં પડ્યું. જળમાં વર્તુળ દોરાયાં જળથી આ દૃશ્ય જોઇ હસી જવાયું ને તેના ગાલે ખંજન પડ્યાં.

ફળ ફૂલથી લૂંબે ઝૂંબે રંગ બેરંગી વેલ્યુંનાં ચીર ઓઢી વૃક્ષો પોતાનાં પ્રતિબિંબ જોવા જળમાં ડોકાયાં, પણ સાંજ પડવાથી ઓછાયા અલોપ થઇ ગયા, બીચારાં વૃક્ષો ઝંઝરી ગયાં, ઓઝપાઇ ગયાં. સરિતા એ રૂપને પી ગઇ, પ્રતિબિંબ ગળી ગઇ. તે કસુંબી રંગનાં તેને ઘેન ચડ્યાં અને સરિતાનાગાલ રતુંબડા થઇ ગયા.

અડધી રાતે ઊઠીને બાળક સૂતેલી માના અંગપર ઘૂઘવતું રમતું હોય એમ ઝરણાંઓ નદીના વિહેન ભેળાં ભળીને કિલકીલાટ કરી રહ્યાં.

આખો દિવસ શિકારીઓના ભયથી ફફડતાં હરણાં ઇત્યાદિ ભોળાં વનપશુઓ રાત્રે નિર્ભય થઇ પાણી પી રહ્યાં. પાણી પી લીધા પછી મુખ ઊંચાં કરે છે. હોઠો પરથી પાણી ટપકે છે. જાણે સાચાં મોતી ખરે છે. લાંબા હાથ કરી કરીને તટનાં વૃક્ષો નદીનાં ઓવારણા લ્યે છે. ફૂલડાં ખરી ખરીને

સાસરીએ જાતી સરિતાની માગને સવારે છે આવી માદક રાતે સરિતાના તટ પર રસકેલી રમાઈ રહી છે માટે હે લજ્જા ! તુ ઘડીક અવળુ જોઇ જા ચન્દ્ર ! તુ ઘડીક ઝાડની ઓથે છુપાઇ જજે, અને મૂગા મૂગા આ રૂપને માણી લ્યો

## કુંભારણ ખૂંદે છે ગારા

નેણા લાગી છે ઘડનારા
કુભારણ ખૂદે છે ગારા
ખોળા વાળીને એણે છેડલારે ખોસ્યા
અડધા પાવ છે ઉઘાડા
કુભારણ ખૂદે છે ગારા
પગે અટવાણી કાઈ પૂનમની રાતડી
કાબી – કડલાના ઝબકારા
કુભારણ ખૂદે છે ગારા
લીલા ત્રાજવડા જાણે બેઠા ભમરલા
કેળના થભ ઉપર કાગા
કુભારણ ખૂદે છે ગારા
ગોખે દીવલડા બળે, ગુથાય છે ગાલમા
પરસેવાના પરવાળા
કુભારણ ખૂદે છે ગારા
ધારા અમૃતની વહે ઢળેલી પાપણે
પી રહ્યા કા પૂન્યવાળા
કુભારણ ખૂદે છે ગારા
આખ મિચોલી કરે તારલિયા આભમા
દિયે છે 'દાદ' કો'ક ડારા
કુભારણ ખૂદે છે ગારા

નળિયેથી ચાળેલુ મકાન છે, મકાનની સામે ફળિયામા નાળિયેરીના પાનથી છવરાયેલ માડવો માડવા નીચે એક ખૂણામાં થોડાક ઠામડાનો ઢગનો પડયો છે સામા ગોખમા દીવો બળે છે કુભાર બેઠો બેઠો માટનાં ટીપે છે અને ઢીચણ સુધી ખોળો વાળીને કુભારણ ગારો ખૂદી રહી છે

કેળના થાભલા પરથી એક છોટો ઉતારી લીધો હોય તેના ગોરા અડધા ઉઘાડા પગ પર ત્રોફેલાં ત્રાજવાં જાણે થભ પર ભમરાઓની હાર હોય તેવા લાગે છે

પૂનમની ચાદની રાત જાણે એ ઉજળા પગમા અટવાઇ ગઇ છે ગાગમા રગદોળાતા કાબી–કડલાં ક્યારેક ક્યારેક ઝબકારા કરતાં હસી રહ્યાં છે

સામા ગોખમા બળતા દીવાની શેડ મુખ પર ગુથાઇ ગઇ છે કામ કરવાથી ગાલો પર પરસેવાના ટીપા બાઝી ગયા છે, અને એ ટીપા દીવાના પ્રતિબિબ ઝીલી નીચે પડે છે જાણે સાચા મોતી ખરતાં ન હોય !

કામમાં મગ્ન એ ઢળેલી પાપણોમાંથી જાણે અમૃતની ધાર વહી રહી છે ખૂણામા બેઠેલ કુભાર એ અમૃતરૂપને મનોમન પી રહ્યો છે, અને કોકથી બીતા હોય એમ તારલિયાઓ આ દૃશ્ય જોઇ આભમાં એકબીજા તરફ આખ મિચોલી કરી રહ્યા છે

# દુકાળની માનવતાનાં સંભારણા—વાવકૂવા

મૂળુભાઈ પાલિયા (માજી. ડી. વાઈ. એસ. પી.)

આમ જોઇએ તો આ દેશમાં સમય સમય પર અન્નજળના સાંસા આદુકાળથી પડતા આવેલ હોય એવું કચ્છ – કાઠિયાવાડની ભોમકા ઉપરના પરિભ્રમણથી નક્કી થાય છે, એ જ રીતે એની જૂની વાતો અને દુહાઓ વગેરે ઉપરથી પણ સાબિતી મળે છે.

એ વખતથી જ જ્યાં જોઇએ ત્યાં સંતો, સાધુઓ અને સેવકો પણ આવી જ વાતો કરી, સદાવ્રતો બાંધી, રામરોટી અને લોટ-રોટલાની કાવડો ફેરવી, અંતરિયાળ થાનક-થડા બાંધી 'હરિહર'ની હાકલ આજ પર્યંત કરે છે, ને ભૂખ્યાંને તથા તરસ્યાં જીવ માતર (માત્ર)ને પાણી પાઇ પોતાના ભેખની પરંપરાને દીપાવી રહ્યા છે. આજે ય કચ્છ – કાઠિયાવાડમાં રાબ – છાશ અને પરબ–પાણીનું માતમ ઠેરઠેર જોવામાં આવે છે. એમાં પણ પરાપૂર્વ નો ઇતિહાસ સંગ્રરાયો છે.

આપણા દેશના રાજા મહારાજાઓ, ગામધણી ને સુખી શેઠિયાઓ અને અન્ય વર્ગોએ પણ દુકાળ ઊતરવા વાવ્યું ને કૂવા, અવેડા અને અંતરિયાળના સીમાડાના ગૌચરના પાણીના નેરડામાં કૂંટિયા ( નાના કૂવા ) અવેડા – અવેડીઓ બંધાવી છે. માથે કોઇએ શિલાલેખ ચોડયા છે તો કોઇનાં નામ વગર કીતર્યે લોકહૃદયમાં કોતરાઇ રહેલાં.

આવાં સરોવરોના દાખલા ફક્ત કાઠિયાવાડના જ આપીએ તો બરડામાં ઘુમલી પાસે છેલાસર તળાવ, જેતાવાવ જેમાં પાણી ભરવા જતી ને પાણી ભરીને આવતી પનિહારીઓ સામ સામી ભટકાય નહિ એવી થંભ–પગથિયાંની બાંધણી છે.

એવી જ ઘુમલીથી આથમણી વીકિયાવાવ, વીકિયાવાવનાં પાણીથી પોરબંદરના રાણાનો અભિષેક થાય છે. એ વીકિયાવાવનાં બેસણાં, ઘુમટ, થંભ વીસામા–બેઠકો બધું અદ્દભુત કંડારેલ છે.

ચોડે છેટે રાણીવાવ જૂનાગઢના નવઘણ કૂવાના નમૂનાની છે. આવાં તો દુકાળનાં સંભારણાં ઠેર ઠેર છે. બાલંભાના પાદરમાં ગામને ઘસીને આજી નદીમાંથી કાપીને કપુરચંદ શેઠ દીકરીનું સાસરવેલનું મેણું ભાંગવા કપુરીઓ વોંકળો લાવ્યા, અને આજીનાં નીર આવ્રાં પડયાં હતાં તે દીકરીને ખાતર આખા ગામને પાણી શેરડે મૂકી દીધું. એવા જીવંત દુષ્કાળનાં દાન અને દલગજરાના દાખલા છે.

વીમળશાની વાવ – માધાવાવ ( વઢવાણ ) એ પણ એના હૈયામાં અમર ઇતિહાસ અને દુષ્કાળમાં ડાચાં કેવાં કેવાં માનવીને અન્નજળ માટે ભરખી ગયાં એ કયાં નથી બતાવતી ?

એવી જ જામનગરની પંજુ ભટ્ટની વાવ દુષ્કાળમાં પવિત્ર વરઘોડિયાં અને કોડભર્યા વરકન્યાને ભરખી ગયાનો ઈતિહાસ આલેખે છે. આવાં જ બીજાં જાળાશયો આ પંથકમાં આજસુધી બંધાતાં આવ્યાં છે.

આલણસાગર જસદણ સંવત, ૧૯૫૬ના કડેડાટ કાળમાં બંધાણું. ગૌરીશંકર તળાવ-બોડ તળાવ, જૂનાગઢ વીલીંગ્ડન ડેમ, જામનગર રણજીત સાગર વગેરે વગેરે. ત્યારે મહારાણી મીનળદેવીએ પાટણથી જૂનાગઢ સુધી ભવ્ય વાવો, સરોવરો ને તળાવો બંધાવેલાં. એવી ગ્રામવાવોમાં વઢવાણ મૂકતાં રામપરા ખોલડીઆદ વચ્ચે જબ્બર વાવ, સેજકપરમાં નવલખો અને વાવ, ધાંધલપરમાં ધૂંધળીમલ્લની ભવ્યમૂર્તિ બેસારીને અતિ સુંદર વાવ તથા તળાવડું બંધાવ્યા છે.

ત્યારે અસંખ્ય નાના માણસોએ પણ વાવ, તળાવ અને કૂંટિયા ખોદાવ્યા છે. જેમકે લખા શેઠનો કૂંટિયો; એ જ રીતે ખાગેશ્રી (જૂનાગઢ) અને દેવડાના સીમાડે અંતરિયાળ ભેડાશાખના ચારણે એક કૂતા વાવ બંધાવી છે. એકદીની છાશમાં ભડા ચારણે આ કૂતાવાવ બંધાવી છે. આજે એ કૂતાવાવની જ વાત કરીએ. આજે પણ જૂનાગઢના ખાગેશ્રી અને દેવડાના સીમાડે વીડમાં ભડાના ભેસનો ઉજડ ટીંબો અને મામા ભાણેજ તથા મોતીઆની વાવ કનરાની ડેરી પાસે છે. વાતનું મથાળું છે 'દેવાણંદ ઠગશે નહિ.'

# 'દેવાણંદ ડગશે નહિ'

મૂળુભાઈ પાલિયા (બી૦ કૉ આઈ એમ પી)

ખાલુ જાય ખપે, વાઘિયા વાય ભર્યું,
ઝઠ (જશ) જમવાર લગે, દેવાણંદ ડગશે નહિ

કચ્છ કાઠિયાવાડ ઉપર ચોત્રીસો દુકાળ ઊતર્યો અને એ વખતનાં ભોળુડા માનવીઓ ઉપર કાળો કેર કરી ગયો ખભે રોટલા બાંધ્યા હોય, પોટકીમાં દાણા બાંધ્યા હોય છતા કાચલિયુમા દાણા વીણતા કંગાળ હૃદયનું માણસ માતર બની ગયેલુ રોટલા માટે ખૂન કરી, ખૂન માથે બેસી માણસ ખાઉધરાં થઇ ગયાં પછી ફાટ્યો રોગચાળો એટલે ધાક એવી પડી ગઈ કે કોઇ કોઇને આભડવા ન જાય અને જઈ ચડયા તો સ્મશાનેથી પાછાં વળતા કે ઘરને દ્વારે પહોંચતા હેમત ખાઇને મરી જવાના દાખલા માંડયા બનવા

આ વખતે તળાવડાં કે વાવો ખોદાતી ત્યા માણસોના મડદાના ઢગલા દાટી દેવાતા આવા કાળમા માણસમાંથી માણસાઈ દેશવટો કરી ગયેલી ગાયુ મકોડા ભખે અને માણસ માણસને ખાય એવી વાતુ જગતે નજરોનજર જોઇ એ કાળનાં સતજુગના કહેવાય એવા માણસોને માથે તો આભ ફાટયો

હીરાગળ ફાટયુ હોય,
એને તાણો લઈનેય તૂણીએ,
પણ કાળજ ફાટયુ કોઈ,
એને સાંધો ન મળે સુરના

એ કાળે ખાગેશ્રીની વીડમા ચારણોનો એક નેસ એમાં સરમોડ એવો ચારણ દેવાણંદ ભડો ભડાનું બેસનુ ખા , એની બેઠ એના ઘોડા અને ભડાની મેમાનગતી આનેય ડુંગરના ચારણોમા સરમોર ગણાતાં

દેવાણંદ ભડાને હામ દામ ને ઠામ પંડે કરમી અને ધરમી પણ પેટ પૂતર નહિ એક જ દીકરી આ દીકરી સગા ભાણેજ વરે પરણાવીને પોતાના ભેળા રાખેલ પણ આના ધરમી ને કરમી એવા દેવાણંદ ભડાને ય ચોત્રીસો દુકાળ આંટો લઇને ભાડયો ભડાને ચારેકોરથી ભરખવા

દુકાળમાં ભેડો ભગાઇ ગયો ઘરમાં સારૂં ઠામ, ત્રસળી કે ત્રાંસળીનો કાઠો ય ન રહ્યો પોતે અને ઘર આખું એકેક વસ્ત્રભેર થઇ રહ્યા દુકાળના કઠણ દી કાઢવા અને પોતાની ભેંસુનુ ખાડુ નભાવવા ભડાએ એક વાણિયાનું કરજ કરેલુ

દુકાળની પૂછડ વસમી લાગતા ખાગેશ્રીનો નેસ છોડી હાલવાનું થતા દેવાણંદ ભડો શેઠને ઠેયા ધારણ આપવા ગયો કે

"તમારા નાણાં વરસ વળ્યે દૂધમાં ધોઇને સવાયાં ચૂકવશુ"

ત્યારે શેઠે ડાલમા દીકરાના પાડનો એકનો એક કૂતરો હતો તે ગીરો મૂકી જવા કહ્યુ ત્યારે ભડો અને એના આખા ઘરનો આત્મા કકળી ઊઠયો કહે

શેઠ' તમે બહુ કરી અમારી ખાણુ કપાસિયા અને ઘીની થપ્પીઉ રેઢી રણવગડામા રાત દી સચવાતી અને અમારી આબરૂનો રખેવાળ તમો ગીરવી રાખશો તો એના વિના અમારા જીવનના સ્વાદ જતા રે'શે"

પણ શેઠ એકના બે ન થયા ત્યારે રોતાં રોતાં ભડાએ કૂતરો સીકર્યો (બાંધ્યો) અને માથે હાથ ફેરવી ઝબોઝપટ થઇ સતાપરથી રોતો રોતો નેસમાં પાછો વળ્યો

દેવાણંદ ભડાને એમના ઘરેથી ચારણ્યે (ચારણ સ્ત્રીને 'ચારણ્ય કહે છે) કહ્યુ "હવે ભડા! ભનો થઇ મોળુ (મારૂ) માન્ય અને તોળા (તારા) બનેવી કને એક આંટો જા ધનવાન માણસ છે સતાપર અને આનેય ડુંગર આખા નમે (નથી) હીમત હાર્યે કાં કે આવા કટક બૂરશે ભનો થયિ

હીંમત કર્યું. અને સગા જેવો સગો આવા કડાકાના વખતમેં કામ નહિ આવે તો એનું સગપણનું અને સ્નેહનું પારખું પડશે. પણ આ ઘેરોએક માણસ અને આખું ખાડુ દટણ પટણ થાતાં રોકાય તો આઇ પીઠડ (માતાએ)ની મહેરબાની."

ભડો અટંકો પુરુષ. અસલ ખમીરનો વટદાર માલધારી. એકનો બે થાય નહિ. પોતે પોતાના શાહુકાર પણ કચરાઇ ગયેલા હૃદયના કંગાળ બનેવીને જમાનાથી જાણતો હતો. કાણના કામે કયાંક ભેળો થાય કે કો'કના લગ્ન પ્રસંગે ભેગો થાય પણ કે'દી ભાવભરી મનવાર કરેલી નહિ કે 'ભડા ! કો'ક દી તો ખબર કાઢવા અને મે'માન થાવા આવ્ય !'

ભડો પોતાની ચારણ્યને કહે છે:

"ચારણ્ય ! આ મારો બનેવી ખરો, પણ:

"ઉંબર લગ આવેં કરે,
કે'દી દુઃખ ન પૂછયાં દેઈનાં;
એવા કાઉં નગણુ સગે,
હેત મ ઠે હેમી આ !

"એનો ય સારો વખત અને આપણો ય સારો વખત, એવા સમાપર-પણ કદી એણે સગપણ સાંધાને શોભે એવું હેત દેખાડયું નથી, એ આજ આકરા વખતમાં મને છેટેથી ભાળી જાય તોય સાચનો ભરખાઇ જાય અને છ મહિનાના મંદવાડની પથારી કરે. એને સુવાણ્ય પૂછવા જાયેં તોય આંગળીનાં ટેરવાં ગણવાં માંડે. વાત કઇ થાય છે એનું ય એને ભાન ભૂલાઇ જાય. એવા સૂમ (કંજૂસ)ને ઘર જાવું એ તો પરભવનાં પાપ હોય તો જ ઢરડી જાય. માતાજી એને અને એના પરિવારને સુખી રાખે. માતાજી કરશે તો કાલ્ય સારા વાનાં થાશે. નકર ચારણ્ય ! :

"લજ્જ રખ્ય તો જીવ રખ્ય,
લજ વિણુ જીવ ન રખ્ય;
સા યાં મા ગું એ ત રું,
રખ્ય તો દોનું રખ્ય."

ત્યારે ચારણ્ય જેને માલઢોર ગળા સમા વ્હાલાં છે એણે ફરી ચારણને વિનવ્યો કે: "હવે તો તમાણો બનેવી ગરઢ (ઘરડો) થયા છે, એનું કેટલુંક ઉપજે ! ભાણેજ તો આપણો કાળી મેનો છે. (કાળજાનો ટુકડો છે) એટલે તમે હીંમત કરીને જાઓ તો પાછા નિરાશ થઇને નહિ આવો. એક ગાડી ખોળ કપાસીએ મે ભેગાં થઇ જાશું."

દેવાણંદને પોતાના હટાણાનું ગામ સતાપર હતું, અને સતાપર ગામની પડખે ડુંગરની ધકમાં (ધડા ઉપર) ચારણનો નેસ હતો. દેવાણંદ ભડાનો બનેવી આ નેસમાં રહે. આથમણા બારની ઊંચા પડથારે ડેલી અને ડેલીનું મોસકું (બારણું).

ભડાનો બનેવી સદાય પોતાના રંગત ઢોલીઆ માથે મૂંઢા હાથનું ગાદલું અને દૂધના ફીણ જેવા ઓછાડ માથે આળોટતો હોય. એને દિવસે તો નીંદર નહોતી, રાતમાં હતી કે કેમ એતો પ્રભુ જાણે. ધનનું જોર એવું હતું કે એનું 'કોટડીએ દ્રવ્ય' (ઓરડીઓ ભરી હોય એવું) કહેવાતું.

એને આંગણે પાંચ સાત જાતવાન ભેંસું ઢીંગલ, નાગલ, ઘાટડ, રેશમ, રાણ્ય, ભોજ અને બાદર નામની અધમણ અધમણ દૂધનાં અઢાણવાળી ટૂંકી ગૂડલિયુંની અને આગલાં બારડામાં દૂધની ઘેરી નસું છબરકો લેતી બાંધી બાંધી ખાતી, ઓગાળતી અને ધડકાટા નાખતી.

આવા ચારણે છેટેથી દેવાણંદ ભડાને આવતાં ભાળ્યો. દેવાણંદની ભૂતડી ઘોડી અને ઘોડીની ઝપાટા દેતી હલકતી રેવાલ ચાલ ઉપરથી ઓળખ્યો કે છે તો ભડો. ચારણને થયું કે: 'જીતવા ! વખત આકરો અને આ અટંકો ચારણ કદીએ કળાણો કે ડેકાણો નો'તો, અને આ બૌંતેરું વાયરું વાય એ ટાણે આવે છે તે નકકી નડશે, એટલે ભડો ભાળે તે પહેલાં આપણા રામ આઘાપાછા થઇ જાય' આમ વિચારી ઢોલીઆ માથેથી બેઠો થાય તો તો ભડો ભાળી જાય એટલે ઢોલીએથી રડતો આળોટતો બીજે પડખે ઊતરી ઓસરીમાં ઓરડે જતો રહ્યો. ત્યાં જઇને કહે :

"ચારણ્ય ! ચારણ્ય ! તાળો ભા આજ ભૂલો પડયો, પણ એને સારાવાટ નહિ. વીરસલ ! (પોતાના

દીકરાને કહ્યુ) જા, તોગા મામાને રોક, પાણી પીવ રાવ, સરસમાચાર પૂછ અને તાણમતાણ કર્યા વગર જાવા દેજે, નહિતર સરખાઇ નહિ આવે"

દીકરો વીરસન અને ચારણ્ય બેય આ કંજૂસની સામે જોઇ રહ્યાં ચારણ્યની આંખમાંથી આસુની ધાર થઇ ગઈ છોકરો ઝાંખો પડી ગયો દીકરાનું દિલ ઉદાર પણ ચાની ડોસાની કેડે એટલે ભલપ ભોંઠી પડતી, ડગલું ભરી ન શકતી

આટલીવારમાં તો ભડો આવી ઊભો ઉંબરે ડેલીને મોસકે માનધારી ચારણનો સાદ સરવો હોય પોતાના બનેવીના નામથી હાકનો કર્યો કે "છે ઘરે?"

તરત જ ભડાના બનેવીની ફળિયામા બાંધેલી તાજણ ઘોડીને જોઇને ભડની ભૂતડીએ હણક દીધી સામસામી બેય ઘોડીની હાનડગે નેસમા ઘણઘણાટી બોલી સામેના ડુંગરામાથી પડછંદા પડવા લાગ્યા ભૂતડી તો ટાંગા આંગીએ આવે અને દાંગીભર ચડીએ તો બેકડે ભાઠુ પાડે એવી દૂબળી પડી ગયેલી સારા માણસને લાબો હાથ કરવો–ભીખ માગવી અને જાત વાન ઘોડીને પાદરમાં ભટકી ચરવુ એ દુખના પાયા ગણાય

ભડાની બહેન સતબાઈ અને દીકરો વીરસલ ભડાની સામે આવીને ઊભા ભડો ચડયે ઘોડે ડેલી સામે આવીને ઊભો છે ભૂતડી ફરગટિયુ ખાય છે, ઠરીને ઊભતી નથી બહેન સતબાઇએ માડ માડ ભાઇના ઘાંઘળાં (મીડગાં) લીધા દસેય આંગળિયુના ટચાકા ફૂટયા બહેનની આંખોમાથી આસુ ખરવા માડયાં

પડખે આવી ભાણેજ મામાની ઓશિયાળી મુખમુદ્રા સામે સજળ નજરે જોઇ રહ્યો મામો દુખમા ડૂબેલ છે એની કેરીની ફાડય જેવી લાલ શેરડા પાડતી રૂડી આંખડિયુ પાતાળે ઊતરી ગયેલ કૂવાના પાણીની જેમ તગતગતી ભાળી ભડાની ઉપર પાત્રીસથી ઓરી પરી છતાં ગાલના ચાંદાં મળી ગયા છે એના રૂંવે રૂંવેથી દૂધમનીઆનો રગ જાતો રહ્યો છે માથે મેલાં ફાળિયાના લટકતા ચીથરા ગોપવીને બાંધેલ છે અંગપર મેલુ પાસાબંધી કેડિયુ પણ ફાટેલ ફાકા અને હાથથી ટેભા ટાકા ભરેલ ભાળ્યુ ગૂઢવાળો (ડાયણુવાળો) ચોરણો એવો જ મેલડીઓ, પગમાં ફાટલાં ખાનપરી કાટારખાં (પગરખાં) આમ ઘોડીના અને મામાના નૂર હણાઇ ગયા છે

ઘોડીના રૂંછાં વધી ગયા છે પૂછમાં માળો ગુથાઇ ગયો છે મામાની હજામતનાં ભીસામા પળિયાં આવી ગયા છે માત્ર સરવા સાદ પરથી ઓળખાય કે આ ખમીરવતો ખાનદાન મામો ડણકયો

બેને ભાભી ભત્રીજીના સમાચાર પૂછ્યા મામો કહે "બાઇ! આ વખત જુઓ છો ના! પ્રભુ જેની પત રાખે એની રહેશે સુખ તો કેવુક હોય! અઢાર માથાળિયુ (ભેંસુ) વિયાજમ ઉપર છે પણ ટેકે ઊભી થાય છે વીસ તો ચંદરમાથી ડાબિયુ જાતી રિયુ (મરણ શરણ થઇ) આકુથી દસ પૂંછલ છે પાર વિનાના પાડરડા રેઢા રખડી ખાય છે જથો જથો કરીને આખુ ઘર કૂટિયાના ઊંડા જળ ઉલેચી પોરે પોરે બૂરવાણુ (પાણી) પાવુ અને ઓદેલ ભાડાં માથે નભાવ છે

"માકા શેઠે ક્યારે દાણા – ખાણની ના સભળાવી છે ઉચાળા ભરવાનો સમો એટલે વાણીએ લેણામા કૂતરો આણે રાખ્યો છે આજે જ સાંકળે બાંધી કૂતરો વાચ્યિયાને વરે પુગતો કર્યો છે નેસ ઉપાડવો છે તે વિચાર્યું કે હવે ખડ ખૂટ્યા, ઘણુ વહુકિયા ને વાવાગિયા વિદેશ જેવો વખત આવ્યો તે બાઇ બનેની અને ભાણેજીઆને અને બનેવીને છેલ્લા જુહાર કરતો જાઉ પછી તો 'ગાજે એ મનકમા ગરામ માન ગર્ય (ગિર), ગુજરાત, માળવો વીધીને નીમાડ સુધી નજર નાખી છે, પછી જેવા અંજળ દાણાપાણી

"જીતે કારી કૂંજડી, જીતે ઘોરા કગ્ગ,
ઉથી પરેરા પગ્ગ, દેવાણુ દ ડબરી કારણે

"કાને પ્રાગડના દોરા ફૂટયે હલાણુ કરવુ છે હે બાપ! માયા રાખીઓ! જે માતાજી! છેલ્લુકા રામ્રામ બાઇ!

એટનામા મનનો વેગ કળનાર ભૂતડીએ ફરગટી ખાધી, પગનાં પાછા ભર્યાં મેનના હૈયામાંથી

હવે તો આ ભવ ભેળાં નહીં થાયે એવી અરેરા-ટીમાંથી ધ્રુસકો નીકળી ગયો. ભાણેજ પણ પાંભડીના છેડેથી આંસુ લૂછતો રહ્યો.

ડાહ્યો અને સમજુ ભડો છેટેથી બનેવીને લપાતો ભાળી ગયેલ, એટલે મનની મનમાં રાખી, પાઇ પૈસો માગવાની ઇચ્છાને ખંખેરી નાખી અને ભાણેજને જાતો જાતો પૂછવા માંડયો :

"મારો બનેવી ઘરે નથી લાગતા, નકર મળતો જાત, પણ જેવી માતાની મરજી !"

ભાણેજથી ન રહેવાણું એટલે બોલ્યો કે :

"મામા ! મારા બાપુ ભલેને ઘરે નથી પણ આજની રાત રોકાઓ તો સારૂં લાગે."

મામો ભૂતડીની ફરંગટી રોકતો જાય છે ને વાત કરતો જાય છે :

"બાપ ! તારા બાપ ઘરે હોત તો હું જરૂર રોકાઈ જાત, પણ હવે માલની પળોજણ મોટી છે. અંતરિયાળનો નેસ છે." આમ વાત કરી મામે ઊંડો નિસાસો નાખ્યો:

" અરે જમાનો ! "

નિસાસાના પડછંદા કંજૂસ બનેવીની ડેલીને રોડલે અને સતાપરના આલેચ ડુંગરની ભીંતે ભટ-કાઇને બોલ્યા. જેમ હલામણ હાલી નીકળેલો એમ મામો વળી નીકળ્યો. ભોંઠપમાં અને ભૂખદુઃખની વેદનામાં એના અને એની ઘોડીના ગુડા પણ ઝલાઇ ગયા છે.

પાછળથી વીરસલ અને સતબાઇએ સોમ (કંજૂસ)ની સામે ઝીંક બોલાવી :

" આખા ભવમા મારો ભા " અને વીરસલ કહેઃ " મારો મામો ભૂલો પડયો અને ન છૂટકે આપણે આંગણે આવ્યો. ફટ છે તને, ધિક્કાર છે તારી વાંઝણી માયાને. આવા વખતમાં આવા સગાને સો રૂપૈડીની સમાસ ન કરાવ તો એ માયાને લાલ-બાઈ (અગ્નિ) મુકાય, એ કોને કામ આવે ?"

વીરસલ કહેઃ " બાપુ ! તમે હવે છેલ્લી પછેડીમાં છો. તમારા દેહનો સંધ્યાકાળ છે. આજ આવા ખાનદાન સગાને વખાના વખતે કામ ન આવો તો તમને કોણ સંભારશે ? તમે તો ગઇ રાતે જ કહેતા હતા કે " આજ તો સમી સાંજમાં અષાડી પાંચમની ઇશાનમાં વા–વીજ થઈ છે, એટલે કાં ત્રણ ઘડીમાં ને કાં ત્રણ દીમાં મે થાય અને વરસ પણ ઘૂન થાય. આ રહ્યો તમારો જ કીધેલો દુહો ! "

સતબાઇની આંખ્યુંમાં દીવેલ પુરાણાં હોય એમ ચમક આવી. કહે :

"કેવો દુવો બેટા ! મું તો સંભળાવ ! " એટલે વીરસલ કહે : 'બાપુ ! તમે બોલ્યા'તા કે :

**"જેઠ કોરો જાય, એનો ખલકમે ખરખરો નહિ;
પણ અષાઢ અરૂઠ જાય, તો વસમો લાગે વેરડ.**

પાછા તમે ઉપર બોલ્યા કે :

**"અષાડ શુદી પંચમી, જો ઝબૂકે વીજ;
દાણા વેચી ધન કરો, લીઓ બળદ ને બીજ.**

"તો બાપુ કાંય ભૂલો ! અને આવ્યા વખ-તને ઓળખો. કાલે ધરમનું ધરમ થાશે, વાતું રહી જાશે અને ભવલગ ભુલાશે નહિ. દીધેલ નાણાં વ્યાજ સોંતાં પાછાં વાળશું."

સોમને ઘરના માણસનો ઘેરો વસમો લાગ્યો, થોડોક ગળ્યો અને કહેઃ

"જા, વીરસલ ! ઘોડ્ય તાજણ અને વાળ્ય તોળા મામાને પાછો. ભલે ભેગા રાત રહીએ અને સાંભળ્યું ? મૂકય લાપસીનું આંધણ."

એટલીવારમાં તો વીરસલ ઊંચી પડથારેથી કૂદયો. પગથિયાં ઊતરવાનીયે તસ્દી ન લીધી. તાજ-ણને કડીઆળી (ચોકડું) ચડાવતો ઉપલાણ (સામાન નાખ્યા વગર) ઊપડયો. જોતજોતામાં તે તાજણે આભે ઠાબા માંડતી હોય એવો વેગ કર્યો. સતાપરનો સીમાડો ય લાંબો. એક ગાઉ માથે મામાને આંબ્યો અને માંડયો હરખમાં અને હરખમાં ચસકા કરવા ;

"એ મામા ! પાછા વળો પાછા વળો, મારો

બાપ આવી ગયો છે ગામતરે ગયેલ તે આવી ગયલ છે મામા મારો બાપ આવી પોગ્યો છે, આવી પોગ્યો છે !"

આ ટાણે બરાબર પવનની સૂડ (સૂસવાટી) બોલવા માંડી ધૂળની ડમરિયુ આભે ચડવા માંડી અને–'ઉત્તર ધારાળા કઠ્ઠીઆ, ડુંગર ડમ્મરિયા –ઉત્તરમા બરફના ડુંગરા ચડતા હોય એવી ખડાઉ વાદળાંની ચડવા માંડી વરસાદે વરા મૂકવા માંડયા બાર ગાઉનો મે, પાદરની પાણિયારી અને સીમાડેથી આવતો ઘોડેસ્વાર ત્રણેય ગામને ઝાંપે ભેગાં થઇ જાય એમ મેની પ્રાછટ બોલતી આવે છે

એ સમે મામે ઝબકીને ભૂતડી ઘોડીને ફર ગટી ખવરાવી ભાણેજને સામો જવાબ વાળ્યો કે

' બાપ ' હવે તુ પાછો વળી જા તારો બાપ આવી પૂગ્યો છે તો મારો બાપ પણ આભમાંથી આવી પૂગ્યો છે હવે તારા બાપની મારે જરૂર નથી, બાપ વીસરી ! ભાણેજ ' આ મે ધરમેગો થાવા નહિ ઘે, માટે ઝપાટે મંડ્ય ભાગવા તોગો બાપ આયોમે પ્રુ મોળો બાપે ય આયોસે '

એમ કહી ભડો ચારણ નેસ માથે વળી ન્ંકળ્યો નિરાશ ભાણેજ મેઘરાજા સાથે રમતમાં હાર્યો હોય એમ તાજણ સાથે સતાપર ઉપર વેગેથી વળી નીકળ્યો

અત્યારેય મે ખાગા થયેલ કોઇ દશામા નજર ન પડે અને સૂપડાની ધારે મેઘરાજાની એવી મંડાણી માણસો

" વરસ્ય આધાર ! વરસ્ય એમ પોકારે છે દુકાળનુ મોઢુ દાગી નાખ્યુ છે 'વરસ વળ્યા, વાદળ વળ્યા અને ધરતી નીલાણી ' મેઘરાજાની મહેરે નીલા લહેર કરી દીના છે

દેવાણંદ ભડાનો મોતિયો કૂતરો વાણીઆને ત્યા ગીરા રકમ ઘણી મોટી હતી અ ભડા આ ણને ખાતે જેટલી રકમ હતી એટલી જ રકમનું વાણીઆના ઘરમા ચોરોએ ખાતર પાડ્યુ પણ ખાનદાન ચારણના ખાનદાન કૂતરા મોતિયાએ સગડે ચડી પગેરૂ ચોર માથે અને દાટેલ ધનમાલ માથે ચડાવ્યુ

ચોર–માલ પકડાણું કૂતરાના પરાક્રમથી વાણીઓ રીઝી ગયો કૂતરાને ગળે એક ચીઠ્ઠી બાંધી તેના કાંઠામા પરોવી એ ચીઠ્ઠીમાં લખેલ કે

"ભાઈ ગઢવી ભડા, તમારે કૂતરે મારી લાજ આબરૂનુ રક્ષણ કર્યું છે ગઇ મિલ્કત પાછી વાળી મને બાવો બનતો અને દુખીના દાળિયા થાતો મટાડયો છે, એના બદલામાં આ તમારા કૂતરાના અને તમારા અહેસાન માની તમારુ લેણુ માફ કરુ છુ, તમારો કૂતરો ગીરો હતો તે છૂટો કરલ છે, તો સભાળી લેજો અને વહેલાસર મળવા આવજો "

*આ વાત બનતા મોતીઆને વાણીઓ માફો શેઠ કહે જા, બાપ ! તારા ધણીની સેવા કરજે, તુ ને તારો ધણી બે ય મારા કરજમાથી છૂગ છો '*

એગને માણસ વાતો સાભળી હાની નીકળે એમ મોતીઓ ગળામા ચીઠ્ઠી લઇ હાની નીકળ્યો

સધ્યાની રૂઝયુ વળે છે, ચારણનો માન નેસમા આવે છે એ ટાણે હાલ્યો આવતો મોતીઓ દેવણંદ ભડા અને એના ભાણેજની નજરે ચડયો ભાણેજ કહે

મામા ! આ તમાણો (તમારો) ખૂગલ મોતીઓ કૂતરો કુત્તો જ નીવડયો !'

આટનુ સાભળતા તો મોતીઓ ભડાના પગ ચાટવા જાય છે ત્યા પહેલાં ભડાએ અને પછી ભાણેજે વારાફરતી મોતીઆના માથા માથે વારાફરતી ડાગ ઝીકી, અને મોતીઓ કઉકારા કરતા મોતની છેલી ચીસકારી કરતાં પડયો પડમના ડુગરામા મોતીઆના મોતની પોકરાણના પડછદા પડયા ને મોતીઓ પર લોકે સીધા । મરતા મરતાય ચીઠ્ઠી તરફ ઝભના લબકારા કરતો મોતીઓ ખલ્લો થયો

મામા ભાણેજે ચીઠ્ઠી ભાળી બેય અભણ પડખે ખાંગેશ્રી ગામે ઘોડ્યા ગયા બ્રાહ્મણના ઘરે ચીઠ્ઠી વચાવી ત્યાં તો એ મોતીઆની ઋણમુક્ત

થયાની અહેસાની બતાવતી કુમકુમ પત્રિકા નીકળી. એ જ કુમકુમ પત્રિકા મોતીઆના મોતની કારાખડી (મેલો) બની ગઇ.

મામો ભાણેજ લોહીને આંસુડે રોયા. ચારણના નેસમાં તે દી કોઇએ વાળુ ન કર્યાં. બાઇયુંએ છોકરાં સુદ્ધાં ન ધવરાવ્યાં. દૂઝણાં દોહ્યાં નહિ, અને મોતીઆના મોતનો જુવાનજોધ દીકરાના મોત જેટલો કલ્પાંત બાગેશ્રીના વીડ–ડુંગરા અને પાણીના ધરાને ગોઝારા કરતો ગયો.

તે પછી આ ભડા ચારણે, ભાણેજે અને આખા ઘરનાં માણસોએ ઘી દૂધ હરામ કર્યાં, તે ઠેઠ મોતીઆની દાટેલ કાયાની ધરતી ઉપર દેરી ચણાવી અને મામા ભાણેજે એ રણવગડામાં મોતીઆના નામ પર વાવ બંધાવી ત્યાં સુધી ઘી દૂધનો સ્વાદ કોઇ ચારણોએ એ નેસમાં ચાખેલ નહિ.

આજે આ કૂત્તાવાવ જેને મામા ભાણેજની વાવ પણ કહેવાય છે, અને ત્યાં કૂત્તાદેરી છે.

આ હકીકતની શાખ આજે બાગેશ્રીના ડુંગરામાં–વીડમાં આ વાવ તથા દેરી જીવતાં જાગતાં પૂરે છે કે ખાનદાન ચારણના ઘરનાં કૂતરાંય ખાનદાન હોય છે.

કહે છે કે આટલું પ્રાયશ્ચિત કર્યા પછી પણ આ ભડા ચારણે કોઇ દી હસતું મોઢું કરેલ નહિ. એકલો એકલો માલ ચારતો ખાખરિયુંમાં માથું ઘાલી મોતીઆને સંભારી સંભારી ધ્રુસકે ધ્રુસકે આખું જીવન રોયા કરતો. ઘણાં ઘણાં આશ્વાસન છતાં એ ભડા ચારણના હૈયાની ધારણા ધડે આવેલ નહિ. એનું હૃદય મોતીઆની યાદમાં રોતું જ રહ્યું.

આ દેવાણંદ ભડાની અમીરાતના ઘણા દુહા અમારા રાવળદેવોમાં બોલાય છે.

**પાણુના પરરા, જાતે દીએ જાદરા**
**સવચન ને સોભાગ, દેવાણંદ ડગશે નહિ.**

❋

## સોરઠિયાના દુહા

નિર્મલ ધાતુ નામ, નિરખ્યામાં ધાતુ નહિ;
કરતલ ઊંધાં કામ, સાચું સોરઠિયો ભણે.

પેલાં પાયક થાય, જણજણ પ્રત્યે જૂજવાં;
નીશાં નાયક થાય, સાચું સોરઠિયો ભણે.

જેની જોઇએ જોડ, જોતાં જેહ જડે નહિ;
કાં'ક ખાંપણ ખોડ, સાચું સોરઠિયો ભણે.

આવતણાં એંધાણ, મળ્યામાં માઠા કરે;
શું પાથરશે પ્રાણ, સાચું સોરઠિયો ભણે.

બેઠાં એક જ વા'ણ, તે બેઠાં બીજાં ઠરે;
બીજક બીજું જાણ, સાચું સોરઠિયો ભણે.

જે તે ભેળાં જાય પોતાની પ્રજ મેલી કરી;
ઈ ભેસલાં ભણાય, સાચું સોરઠિયો ભણે.

ઓ ભવ આપ્યાં દાન, આ ભવમાં તે ભોગવે;
સમજુને છે સાન, સાચું સોરઠિયો ભણે.

સગો જ જાણ્યો શ્વાસ, શ્વાસ પણ સગો નહિ;
એનો શો વિશ્વાસ, સાચું સોરઠિયો ભણે.

ખેતર ખાયે વાડ, તિયાં રખોલાં કોણ કરે ?
વારૂં તેની જ ધાડ, સાચું સોરઠિયો ભણે.

એકે સહુ કોઇ હોય, એક વિના એકે નહિ;
નગર નિહાળી જોય, સાચું સોરઠિયો ભણે.

ત્રણ પચાસ ટેકા દિયે, છાબન મેલ ચણે;
જીવને જાવું એકલું, સાચું સોરઠિયો ભણે.

મોમાનુંને માન, દલ ભર દલ દીધાં નહિ;
ઇ મંદિર નહિ પણ મસાણ, સાચું સોરઠિયો ભણે

સફરાં પે'રે સૂત, ઓઢે પણ આપે નહિ;
ઇ માણસ નહિ પણ તાબૂત, સાચું સોરઠિયો ભણે.

કર પર પે'રે કડાં, કર પર કર ધરે નહિ;
ઇ માણસ નહિ પણ મડાં, સાચું સોરઠિયો ભણે.

# સીતાહરણ

કંઠસ્થ  વખતુમા પરમાર                                                    સંગ્રાહક  ખોડીદાસ ભા પરમાર

લોકનારીને સાસરીનો સંતાપ ન સહેવાય ત્યારે હૈયુ હળવુ કરવા તે કોઈ સમદુ ખિયારી સાથે સુખદુ ખની વાત કરી દુ ખ હળવુ કરે છે અથવા તો તેના દિલનું દુ ખ અને અતરનો કળાપાન તે લોકગીતો દ્વારાય વહેવડાવીને હૈયુ હળવુ કરી નાખે છે આમ સાસરવેનમા સતાપાતી લોકનારીને હૈયે સમદુ ખી સતી સીતાને પડેલાં દુ ખસતાપ સાંભરે છે સતી સીતાએ આયખાભર કહના દુ ખના હેલાળા જ વેઠયા છે પણ ધરતીના જેટની ધીરજ રાખી એણે બધુ જ દુ ખ કોઠ સમાવી હસતા મોઢે સહન કર્યું છે આમ ગૃહજીવનમાં સંસારી કળો સીતાનારીએ સૌથી વધારે વેઠયો છે એટલે સીતા પાસે પોતાનુ દુ ખ તો અલ્પ છે તેનો ધડો લઇ લોકનારી પોતાનુ દુ ખ વિસારવા મથે છે

રામાયણમા ગૃહજીવનનું તાદશ્ય દર્શન થયુ છે તે ગૃહજીવનના દરેક પાસા રજૂ કરે છે તેમાં આદર્શ, ભાવના, પ્રેમ ઉપરાત ગૃહજીવનની ખટપટ પણ છે ભરથાર અને સાસુના સંતાપે જ સીતાને માથે ડામડો ઊગ્યો (કોવે કુદ્દ બાઇ ઘણીવાર કહે છે ' મારે માથે તો ડામ ઊગવાનો બાકી રહ્યો છે ') લકે શની બદી થયેલી સીતાને માથે શી શી નહિ વીતી હોય ? અને પૂરા દિએ સગો ભરથાર જંગલમાં ત્યજી દે શું તે ઓછી ફજેતી છે ? આમ સીતાના દુ ખ પાસે પોતાનું દુ ખ તે નહિવત્ ગણી કાઢે છે

અને તેથી જ લોકનારીએ પોતાના દુ ખને સીતાના ગીત દ્વારા ગાઇને ઓછુ કર્યું છે આમ કંઠસ્થ લોકગીતોમા ખાસ કરીને સતી સીતાના દુ ખના પ્રસગોના ધોળ–રાસડા વગેરે વધારે રચાયા અને સ્ત્રીઓએ કંઠસ્થ કર્યા છે, તેનું સાચુ કારણ તો સમસંવેદન છે

આ રાસડામાં પચવટીમાથી સીતાહરણ થાય છે જોદ્દો હનુમાન સીતાને શોધી, એંધાણ આપી લકા બાળી આવે છે રામ રાવણને રોળે છે સીતાને પાછી વાળે છે લોકજીવનમા કંઠસ્થ વાર્તામાં લોક–આખ્યાન જેવુ જ આ લોકગીત છે જેમાં વર્ણન વિસ્તાર કરતા કથાંશ અને ઉપમા અલકાર કરતા ભાવભરી સરળતાથી વધારે વર્ણિત છે

સરસત્યા સામને વિનવુ ગણપત લાગુ પાય
લાળી ભૂલાયુ સરી રામની, સીતા તણો ભડથાર
રામલખમણ વન્ય સધારીઆ, સતી સીતાનો સાથ
મઢી બનાવી વનરાવનમા, રોપ્યા સે દાડમ–ધ્રાખ
સીતાએ ડમરો રોપીઓ, રોપ્યા કરેણીના ઝાડ.
રાજા તે રાવણનો સંધર્યો, વનસપત્તિ સરી સરી જાય
સીતાએ રઢયુ લીધીયુ, એની મુ કાસળી શીવરાવ્ય
સાવ રે સોનાનો તારો કસવો ચામડાની શી રઢય ?
મારે ને રે સગો કે સાગવો ને મામો મોહાળ
કગમા ને મારે બાધવ્યો, ને ખતીલો ભડથાર.
કોણ શીવડાવે મુને કાસળી, કોણ લડાવે લાડ ?
રઢય જાણી સીતા તણી, હાલ્યા તે રાઘવરાય

વનમાં જઈને બાણુ છોડિયાં, અઘલ્યો માર્યો પેલે તીર.
મરતો તે અઘલ્યો બોલિયો, ધાયે રે લખમણ વીર.
જોગીને વેહે રાવણ આવિયો, ભિક્ષા દીયો સીતાનાર્ય.
થાળ ભરી ભિક્ષા લાવિયા, ભિક્ષાયું લ્યો મા'રાજ.
રોતી કકળતી સીતા લઇ ગિયો, લંકા તે ગઢ મોઝાર્ય.
કાવડ કરીને અઘલ્યો લાવિયા, નાખ્યો મઢીની બાર્ય.
સુની મઢી સીતારામની, કાગ કળેળ્યા જાય.
રામ રૂવે લખમણ વિનવે, રૂવોમાં મારા રામ.
એનાથી ભલેરી પરણાવશું, સીતા ઠેરાવશું નામ.
જળજળ કંમળ નો નીપજે, ઘેર ઘેર ન હોય સીતા નાર્ય.
ગઈ સીતાને આપણુ વા'રસું, જળ લઈ મુખ ધોય.
રામે સભામાં બીડું ફેરવ્યું, કોઇ નર શૂરો હોય.
જતિ તે હડમાન બળિયો, બીડું લીધું તે જમણે હાથ.
ઉઠયો હડમાન ઠેકડે, ગિયો લંકા ગઢ મોઝાર્ય.
જોયા તે ચૌટા ગઢલંકના, જોઈ જોઇ બવળી બજાર.
જોયા મંદિર, મેડી, માળિયા, જોયો રાવણકેરો બાગ.
એક આશોપાલવને ઝાડવે, બેઠા છે સીતાજી નાર્ય.
આરે અંગુઠી મારા રામની પેરંતા જમણે હાથ્ય.
રામે માતાજી મુને મોકલ્યો, લખમણે દીધા એંધાણ.
વાંદર મા ભૂખાળવો તો પડયાં વનફળ વીણી ખાવ,
એક ખાયને બીજું આંબળે, ઝંઝેડીને બઉ ખાય.
માળીડો જાય માથું ફૂટતો, રાવણ પાસે ગયો રાવ.
રાવણે વારું મોકલી, દે જો ફડુહતો ઘાવ.
એક પકડે ને બીજુ જાળવે, અંગે નો અડે એને એક.
સાચું તે બોલ્ય એલા વાંદર્યા, શેણે સે તારું મોત.
સારી લંકાના ગાભા ગોદડાં, તાજાં ઘાણી કેરા તેલ.
પૂંછડે મેરાયું પ્રગટો, ઝટપટ થાય ઉકેલ.
ઊઠયો તે વાંદર ઠેકડે, ગિયો લંકાગઢ માંય.
બાળ્યા ચોરાશી ચૌટડાં, બાળી છે બવળી બજાર.
બાળ્યા મંદિર, મેડી, માળિયા, રાખ્યો રાવણનો બાગ.
આશોપાલવને છાંયડે, બેઠાં સીતાજી નાર્ય.
રજા લઇને વાંદર ચાલીઓ, આવ્યો સરીરામની પાસ.
રામે તે સેન હંકારિયા, આવ્યો સે સાયર તીર.
લંકા ઉપર જુદ્ધ માંડિયા, રોળ્યો છે રાવણ રાય.
રાવણ મારીને સીતા વાળિયા, વરત્યો સે જે જે કાર.

# પરિક્રમા (૪)

રતુભાઈ રોહડિયા (ધુનાનું ગામ)

શ્રી જબરભાઇ મહેડુ અવસાન પામ્યા પછી લોડિયામાં કોઇ સારા કવિ થયા નથી. જે છે તે બધા કવિ કરતાં જાણકાર તરીકે સારી રીતે જાણીતા છે. કેટલીયે જૂની વાતો તેમને જીભને ટેરવે છે. કોઇક રસિયો જીવ આવે તો હૈયુ ખોલે.

છેવટે અમે પટારા ખોલાવીને હસ્તપ્રતો કઢાવી, કેટલાંયે વરસે પટારા ખૂલતા હશે. તેથી ઉધઇને નીરાંત મળેલી. હસ્તપ્રતોમા અને બીજા અપ્રાપ્ય ચારણી સાહિત્યનાં વિપુલ પુસ્તકોમાં ઉધઇએ નાનાં નાનાં કાણાં પાડી દીધેલાં. ગ્રંથો હસ્તપ્રતો કાઢી ખંખેરવા લાગ્યા ત્યારે ટપો ટપ કાળા અક્ષરોમાંથી ધોળી ઉધઇઓ ખરવા માંડી મને લાગ્યુ. "કાગળમા નહીં અમારે કાળજે કાણાં પડ્યાં છે."

ખંખેરી ખંખેરી અમે હસ્તપ્રતો ભેગી કરી. જગદંબાની દયાથી સાવ નકામી તો નહોતી જ થઇ. વાંચી શકાતી હતી, ઉકેલીને મેળ પણ બેસાડી શકાતો હતો. લલિયા પછીનો હાલરમાં આ બીજો હસ્તપ્રતોનો મોટો સંગ્રહ હતો. શ્રી જોરૂભા મહેડુ, અને શ્રી દાદાભાઇ મહેડુ બન્નેના ઘરમાંથી કુલ ૭૬ ગ્રંથો નીકળ્યા

આ ગ્રંથોમાં રણછોડજી દીવાનકૃત ૧૧ ગ્રંથો હતા. જેનો રચનાકાળ વિ. સં ૧૯૨૭ થી ૧૯૨૮નો છે. 'સતસઇ' સાહિત્યમાં એક નવુ નામ જ મળ્યું. 'વિહાર સતસઇ'. 'વૃંદ સતસઇ' તો ઘણા જાણતા હશે, પણ જામનગરના નાગર કવિ પ્રેમદાસે પણ 'પ્રેમ સતસઇ' રચીને 'સતસઈ' માં એકનો ઉમેરો કર્યો છે. એ તો અમે હસ્તપ્રત જોઇ ત્યારે જ જાણ્યુ. 'સતસઈ' એટલે ૭૦૦, દુહાઓનો ગ્રંથ

બુંદીના રાવ દુર્જનસાલ ને અકબર શાહ સાથે યુધ્ધ થયેલું તેનો વીરરસ પૂર્ણ ૮૦૦, બિયાખરી છંદનો પવાડો ઝાલાવાડના કવાડિયા ગામના કવિ ગેલા ખડિયાએ રચેલો. તે એક માત્ર અમૂલ્ય અને અપ્રાપ્ય પ્રત પણ અમે આ સંગ્રહમાં જોઈ. ખૂદ કવાડિયાના ચારણો પણ નથી જાણતા કે એમના પૂર્વજ ગેલા ખડિયાએ 'રાવ દુર્જનસાલનો પવાડો' રચ્યો હશે. પણ હવે 'ઊર્મિ' દ્વારા જગત સાથે તેઓ પણ જાણશે.

ઈસરદાસના વંશજ અને હજનાળીના સીયાજી બારહટે 'સુરજ કુંવરીના છપ્પય' નામે નાનો ગ્રંથ રચ્યો છે. કુલ ૧૭, છપ્પય છે. ઝાલા અજાજીની પુત્રી, જાડેજા હરભમની પત્ની ઝાલી સૂરજ કુંવરી ખંભાળિયાના હરિપર ગામે વિ. સં. ૧૮૧૩ ની આજુબાજુ સતી થયેલાં, એને બિરદાવતાં સીયાજીઆ ગ્રંથ રચી ગયા. રાજસ્થાનમાં 'ઉમાદે ભટ્ટીયાણી'ના કવિત્ પ્રસિધ્ધ છે. એને આંટે એવા આ સીયાજીના છપ્પય છે. બીજો ગ્રંથ છે 'હમીર સંગ્રામજી રાસો' કોઇ હમીર જાડેજાની વીરતા પર સીયાજી બારહટે આ ગ્રંથ રચ્યો છે. પણ અપૂર્ણ મળ્યો છે.

અમદાવાદના સુબા શેર બુલંદખાન સાથે કચ્છના રા' દેશળને યુધ્ધ થયેલું. એ વિષેનો 'રા' દેશળ વચનિકા' ગ્રંથ તો અભ્યાસીઓને જાણીતો છે. પણ કચ્છપતિ રા'દેશળને સિંધના અમીર મહંમદ શાહ કલોરા સાથે થયેલ યુદ્ધને વીરરસપૂર્ણ વાણીમાં વર્ણવતો કવિ હમીરજી રતનુનો ગ્રંથ 'ચિત ઉલોલ' અમે અહિં જ જોયો. ચિંતુ લોળ જાતિના ગીત–છંદ પ્રકારમાં ગ્રંથ રચાયેલો હોવાથી ગ્રંથનું નામ જ 'ચિત ઉલોલ' રાખ્યું લાગે છે. ગ્રંથ અપૂર્ણ છે. આ ગ્રંથની બીજી નકલ લલિયામાં છે.

વઢવાણના બચુભાઇ રોહડિયાના પૂર્વજ જીવણ રોહડિયા બહુ જ સારા કવિ. એ જીવણ રોહડિયાએ 'ગજેન્દ્ર મોક્ષ' નામે ગ્રથ રચ્યો હશે, એ તો અમે એ ગ્રંથની હસ્તપ્રત અમે જોયા પછી જ જાણ્યું. બાકી આ જ દિવસ લગી તો' મારવાડી વિદ્વાનો એ ગ્રંથ મારવાડી કવિની જ રચના મનાવતા હતા.

સૌરાષ્ટ્ર ગુજરાત ઊંઘતાં હોય તો તેના કવિઓને બથાવી પાડવામાં બીજાઓનું જાય જ શું ? ઊંઘતાઓનું તો બધુંય પારકા માટે જ હોય છે ને ? એટલે કોઇ અનુભવીએ કહેવત રચી છે,

"સોવત હૈ સો ખોવત હૈ, જાગત હૈ સો પાવત હૈ"

જેમ મતવામાં મેં બારોટભાઇઓ પાસે ચારણુ કવિઓની રચનાઓ જોઇ તેમ મારે હવે બારોટભાઈઓને પણુ વધાઇ આપવી રહી કે એક ભાટ કવિ કોલ ભાટે રચેલ 'નરસિંહ પુરાણુ' ગ્રંથ પણુ અહિં ચારણોને ઘેરે સચવાઈ રહ્યો છે. પુરાણુ પ્રસિદ્ધ નરસિંહાવતારની અને ભક્ત પ્રહલાદના ભક્ત હૃદયની કથા કવિશ્વર કોલ બારોટે બહુ રોમાંચક અને વીરરસપૂર્ણુ ભાષામાં આ ગ્રંથમાં વર્ણુવી છે.

ગ્રંથો ઉપરાંત હજારો છૂટક ગીતો પણુ હસ્તપ્રતોમાં અહીં તહીં વેરાયેલાં છે. 'પ્રસિદ્ધ ગ્રંથ' હાલાં ઝાલાં રા કુંડળિયા'ની પ્રત પણુ આ લોંઢિયાના ગ્રંથ સંગ્રહમાં જ કવિ વજમાલજીના ખુદના હસ્તક્ષરોમાં મળી આવેલી. કેટલાક આ 'કુંડળિયા'ને આસાજી રોહડિયાની રચના માને છે. બાકી મારી પોતાની અંગત માન્યતા, અને અમારા કુળનો ઇતિહાસ જોતાં આ 'કુંડળિયા' ઇસરદાસજીની જ રચના છે.

આ બધું અણુમોલ છે. બધાય ૭૬, ગ્રંથોનો પરિચય–વિવરણુ આપવાનો અત્યારે મોકો પણુ નથી. એ તો લેખમાળાને અંતે કયાંથી કયા ગ્રંથો મેળવ્યા તેની નોંધ આપીશું ત્યારે વાત. આ તો સહેજ જરૂર જેટલા જ ગ્રંથોની વાત કરી. પણુ એથી બીજા ગ્રંથો ઓછા મહત્ત્વના હતા તેમ જરાય માનશોમાં. એ બધાય હીરા છે. સહુનાં મૂલ એક એકથી ચઢિયાતાં જ હોય. અરે ! છૂટક કવિતો પણુ ઇતિહાસની અનેક ખૂટતી કડિઓને પોતાના ઉદરમાં સમાવીને એ હસ્તપ્રતોમાં સૂતાં છે. છે કોઇ જગાડનાર ? કે પછી ચવાઈ ગયેલી વાતને ફરીવાર છાપેલા ગ્રંથોમાંથી લઈ ને જ ઈતિહાસ રચાશે ? તો પછી નવીનતા શું આવશે ? અમારો રઝળપાટ એળે જ જશે ?

ઢળતી સાંજે ગામને પાદર આંટો માર્યો. પાળિયા જોયા. મહાકાળીનું પ્રાચીન મંદિર જોયું. આજે તો હોંશીલા ભક્તોએ મંદિરનો જીર્ણોદ્ધાર કરીને એવું તો આધુનિક બનાવી દીધું છે કે, ધોળે દિવસે દીવો લઈ ને મંદિરની પ્રાચીનતાને શોધવી પડે તેમ છે.

ગામના પાદરમાં થોડા પાળિયા જોયા. પૂછતાં જાણુ પડી. એક સસલા ને માટે – બચાવવા નહીં ખાવા માટે રજપૂતોની એક જાન અહીં ઝાટકે આવીને કાયમને માટે રોકાઇ ગયેલી. સાથે હતો એ ઢોલી પણુ સાથે ગયો. તેનો યે પાળિયો નોખો ઊભો છે;

જે સસલાને ખાવા માટે રજપૂતો ઝાટકાંના જમણુ સાથે મંડાણુા, એ જ સસલાને જીવતો રાખવા માટે સસોઇ નદીના આથમણે કાંઠે બાવીશ બાવીશ ચારણ્યોએ ચિત્તારોહણુ કરીને પ્રાણુ આપેલા. હાલ તે બાવીશી માતા તરીકે પુજાય છે

આવી છે. લોંઢિયાની આ બળવાન અને ટેકીલી ભૂમિ, લોંઢિયાનો અર્થ જ બળિયા થાય છે. બળવાન મ ણુસ માટે યે લોકભાષામાં લોંઠા લોંઠકા શબ્દ જ વપરાય છે ને ? લોંઢિયા પણુ એ જ અર્થ વ્યક્ત કરે છે.

[ જયારે આ હપ્તો લખી રહ્યો છું, ત્યારે હું અત્યારે રાજકોટમાં સૌ. યુનિ.માં જ ચારણી સાહિત્યની હસ્તપ્રતોને વાંચીને સૂચિપત્ર બનાવી રહ્યો છું. રણુછોડજી દીવાનકૃત ૧૧, ગ્રંથોની પ્રત પણુ હમણાં જ બરાબર જોઇ છે. ખુદ રણુછોડજી દીવાનના જ હસ્તાક્ષરોવાળી–ગ્રંથોની એ મૂળ પ્રત જણાય છે. એ પ્રત પ્રતિલિપિ ( નકલ ) હોવાનું લાગતું નથી. ગ્રંથના હાંસિયા પર મરોડદાર ફારસી અક્ષરોમાં લખાણુ છે. કારણુ કે રણુછોડજી પોતે ફારસીના સારા વિદ્વાન હતા, અને એમનો 'તવારીખે સોરઠ ' ગ્રંથતો જાણીતો છે. ]

વળી લોંઢિયામાં અમને એ વાત જાણુવા મળેલી કે વજમાલજી મહેડુ અને રણુછોડજી દીવાન વચ્ચે મૈત્રિ હતી.

એટલે એ સંભવ છે કે દીવાનજીએ પોતે જ પોતાના હસ્તાક્ષરે લખેલ પોતાના ગ્રંથોની પ્રત

પોતાની ઉત્તરાવસ્થા-વૃદ્ધાવસ્થામાં ઊગતા યુવાન કવિ વજમાલજીને રીઝીને ભેટ આપી હોય

આ વાત તો સાન સન તનો મેળ બેસે ત્યારે જ મનાય બાકી એ હકીકત છે કે વજમાનજીના કાકા ભાઇજીભાઇએ જામ જશાજી માથે ત્રાગુ કરેલુ ત્યારે વજમાલજી ૧૨-૧૩ વર્ષની ઉમરના હતા આજે વજમાલજીની સાતમી પેઢી હયાત છે એટલે ઉપરની હકીકતમા તથ્ય લાગે છે

તા ૪-૧-૬૮,

આજે લોડિયાથી વિદાય લીધી આતો સામાન્ય વાક્ય પ્રયોગ છે વાસ્તવમાં તો વિદાય 'ઝૂટવી કે ચોરવી' જ પડી બાકી લોડિયા પોતાની લોકકી મહેમાનગતી માટે જાણીતું છે વળી અમારે સગાનો ધીંગો નાતો અને હુ જીદગીમાં પ્રથમવાર જ લોડિયામાં પગ મૂકુ અને આમ ઠેલે હાથ દઇને ચાલ્યો જાઉ તે બને જ નહી તો પણ સહુને નારાજ કરીને પણ અમે નીકળ્યા

અમારે ઢઢા જવુ હતુ ઢઢામા લોડિયાના મહેડ શાખાના ચારણોની પાખી છે એથી જામનગર થઇને ઢઢા આવ્યા મનમા તો અહિ જડતી લેવાના કોડ હતા પણ ગામમાં જઇ તપાસ કરતા ખબર પડી કે જેને અમે ગોતતા આવ્યા છીએ એ શ્રી હરિસિહ મહેડ તો વર્ષો થયાં ઢઢાને રામ રામ કરીને મકવાણા રહેલ છે ગામમાં તેઓ એક જ ચારણ હતા આમ અમે ઢઢાને ઠેને હાથ દઇને સાહિત્યને ઢૂઢતા મકવાણા પહોચ્યા

મકવાણામાં રોહડિયા અને મહેડ શાખાના ચારણોનાં ત્રણ ચાર ઘર ઇસરદાસજીના વશજોનુ ગામ અમને શ્રી શભુદાન રોહડિયાએ આનકાર્યા અમે તેમને પૂછયુ

જૂના ચોપડા છે ?'

"હા એક પોટલુ પડયુ છે"

અમે ખુશ થયા સાહિત્ય મળ્યુ ખરુ અમે ચોપડા જોવા માગ્યા પણ શ્રી શભુદાનજીએ જમ્યા પછી બતાવવાનું કહ્યુ, એટલે ચા પાણી કરીને થોડો આરામ કર્યો

ત્યા જમવાનુ તૈયાર થયુ એટલે બેસી ગયા જમી રહ્યા પછી પટારો ઉઘાડીને પોટલુ કાઢયુ છોડીને અમે જોવા માડયા તો છાપેલા પુસ્તકો જ હતા રામાયણ અને ભાગવત, સાથે યદુવશપ્રકાશ, અને 'જામનગરનો ઇતિહાસ એ બતાવી શ્રી શભુદનજી અમને સમજાવવા માડયા

"આ બધાય ચોપડા ૪૦ વર્ષ જૂના છે

મે દાદુભાઇ સામે જોયુ દાદુભાઇએ મારી સામે અત્યારે જેમ તમે હસો છો તેમ અમે યે ત્યારે હસ્યા પછી ભાઈ શભુદાનને અમે સમજાવ્યા કે, અમે તો હાથે લખેલા જૂના બકરાના ચામડાના પૂઠાવાળા, અને બોડિયા અક્ષરોના લખાણવાળા ચોપડાની વાત કરીએ છીએ '

"ઇ તો નથી"

આમ મકવાણાની અમારી સાહિત્યશોધ એ ઘર પૂરતી પૂરી થઈ

પછી અમે શ્રી હરિસિહ મહેડને મળ્યા, જિદગીની અનેક તડકછાયડી અનુભવેલા વૃદ્ધ માણસ હતા અવસ્થાને લીધે આખે ઝાંખપ આવેલી એ ખેડૂત ચારણ ગાડું હાકીને જતા હતા ત્યા જ અમે તેમને પકડયા રીતસર ઉલટ તપાસ લીધી પણ તેમની પાસે કાઇ હતુ નહી

ગામમા મારા પૂ પિતાશ્રીના માસિયાઈ ભાઇનુ ઘર એટલે મારા આવ્યાની જાણ થતાં મારા એ સ્વ કાકાશ્રીને ત્યાથી મને તેડુ આવ્યુ અત્યારે મારા એ કાકા અને કાકી બેમાથી એકેય હયાત નથી તેમના પુત્રો નોકરી ધધા અગે બહારગામ ચાલ્યા ગયેલા ઘરે કેવળ વિધવા પુત્રી અને દૌહિત્રી હતા

ચા પીતાં પીતાં અમે બહેનને પૂછયુ 'જૂના ચોપડા છે ?

બહેને કહ્યુ 'હતા તો ઘણાય, પણ હવે તો એ સગા સાગવામાં છે ગયેલા ચોપડા પાછા આવ્યા સાભળ્યા નથી

આમ સાહિત્યશોધનો છેડો આવી ગયો. અમે ઇતિહાસ વિષે પૃચ્છા કરતાં સાથે સાથે બસ સમયની પણ પૃચ્છા કરી. તો જાણવા મળ્યું બસતો પાંચ વાગે મળશે.

ઇસરદાસજીના વીરપુત્ર ગોપાલદાસ થતા. તેમણે ભૂચર મોરીના યુદ્ધમાં સારો ભાગ ભજવ્યો. છેલ્લી સ્વ. શ્રી ડોલરરાય માંકડ સાહેબની શોધ પ્રમાણે તો એ ગોપાલદાસ ભૂચરમોરીના એ યુદ્ધમાં વીરગતી પામેલા. એ ગોપાળદાસના વંશમાં કેટલીક પેઢીએ જેસાજી બારહઠ થયા. એ જેસાજી રોહડિયાના પુત્ર મહેશદાનજી થયા. બહુ સારા કવિ હતા તેઓ.

'યદુવંશ પ્રકાશ.'માં કવિ માવદાનજી લખે છે કે, વિ. સં. ૧૭૬૧માં અશાઢ સુદી બીજને દિવસે બારહટ મહેશદાને કચેરીમાં કાવ્ય બોલતાં, જામ લાખાજીએ (૨,જાએ) તેમને મકવાણા ગામ શાશણ લેખે આપ્યું.

આ પ્રમાણે મહેશ બારહઠ મકવાણા કમાણા. જામલાખાની કચેરીમાં બોલેલ કાવ્યની બે પંક્તિઓ આ પ્રમાણે છે:

કરે કોડ બીઆ, વિઆ કમ કિજિયે
પ્રઘળ ઘરે કમ શિઆં પિયે ?
જામ જામ લખધિરને જાચાં
હામ ન પોચે તાસ હિયે=૧......?

આ કવિ મહેશદાનજી સારા કવિ હતા. પણ તેમની કાંઇપણ રચનાઓ મળતી જ નથી, જે મળે છે તે 'યદુવંશ પ્રકાશ'નું ઉપરોક્ત કાવ્ય જ. સવાલ એ છે બીજી રચનાઓ કયાં ગઇ ? કે પછી એક જ કાવ્ય રચીને મહેશદાને કલમ મૂકી દીધી ?

ભારે સ્નેહાળ હતા મહેશ બારહઠ. સચાણા અને હાપાના ભાઇઓ સાથે તેમને ભારે હૈયામેળ જામેલો, પણ મકવાણા ગામના વહીવટમાં તેઓ એવા તો ખૂંચી ગયેલા કે મકવાણા સંભાળ્યા પછી તેમને ભાઇઓની સંભાળ લેવાનો સમય જ ન રહ્યો.

એક વરસ અષાઢી બીજ આવી. અષાઢી બીજ એટલે બેસતું હાલારી વર્ષ. એ વેળા હાપા, સચાણાના ભાઈઓ સચાણે આવ્યા. એવા એ રૂડા સમયે વરસાદ પણ મોકળે મને વરસવા માંડયા. સચાણાને ચોરે-ડાયરો છે. અને એ ડાયરાને મહેશદાન રોહડિયા સાંભર્યા. પ્રીતિથી ભીંજાયેલ ચારણોએ મહેશદાનને બોલાવવા સંદેશો મોકલવા વિચાર્યું. ત્યારે ડાયરામાં એક રાવળજી પણ બેઠેલા.

આ તો કવિ લોક. એમનો સંદેશો ગદ્યમાં ઓછો હોય ? અરે જ્યાં સ્વપ્નામાંયે ચારણનો બેટો કાવ્યો રચતો હોય, દુહા શીખતો હોય ત્યાં સ્નેહીને મોકલવાનો સંદેશો લૂખ્ખા ગદ્યમાં મોકલે જ કેમ! સચાણાના ડાયરાનો સંદેશો લઇને રાવળ મકવાણા ગયો, અને મહેશદાનને મળતાં મળતાં રાવળને મુખે ભાઇઓનો સ્નેહ કાવ્યરૂપે વહ્યો :

રાયાં રિઝવણ ઉજળરાંણે વે સંમદ લધવેશ
આયાં ઘણ ગાજે ધર ઉપર મણધર આવ મહેશ૧

અર્થાત, ઉજ્વળ રીતે રાજાઓ સામે રહીને રાજાઓને રીઝવવાવાળા બુદ્ધિના સમુદ્રરૂપ અને યુવાન મણિધરનાગ સરખા હે મહેશદાન ! પૃથ્વીપર ચડી આવીને મેઘ ગાજી રહ્યો છે તો હવે તમે ઘરે-સચાણે આવો.

બારટ હકક કરે જનમાતા, નદિયાં નીર નવરાં;
સેયણાં મળવા આવ સચાણે, બારહટ બાહડધરા.૨

અર્થાત, ઓ બારહટ ! જુવો તો ખરા ! વર્ષાથી મદોન્મત્ત થયેલા લોક હર્ષની કિલકારીઓ કરી રહ્યા છે. નદીઓમાં નવલાં નવલાં જળ આવીને ઉમટી રહ્યાં છે. આવે સમયે તમે સ્નેહીઓને મળવા સચાણે આવો.

---

૧. મારી પોતાની પાસે પણ જૂની હસ્તપ્રતોમાં આ કાવ્ય ઉપરાંત જામ લાખાને લગતાં ઘણાં કાવ્યો છે. પણ એમાં રચયિતાનો ઉલ્લેખ નથી. બાકી આ રીતે મહેશ બારહટ મકવાણા કમાણા એ વિષે તો મને શંકા છે. મારે મતે એ વહિલોપાર્જીત ગામ હતું, જે મહેશદાનભાઇને ભાગમાં મળેલું.

રા' રોહડિયા વંશરા રૂપક, સરત દત્ત સવાયા,
ઈસિરહરા આવો એકાણુક, અબર વરસેણુ આયા ૩

અર્થાત્, રોહડિયા વંશમાં રાજા જેવા અને પોતાના કુળના યશોકાવ્ય સરખા અને વીરતા અને દાતારીમાં સવાયા એવા ઇસરદાસજીના વંશજ મહેશદાન, જુવો આકાશ વરસી રહ્યુ છે તો હવે તમે એકાએક એકાંતે હેતાની વાત સાંભળવા આવી જાઓ

પ્રીત ઘણી ઘણુ પાત્ર પયં પે, પઘળ હુઆ ધર પાણી
દેશ વળે આવો પરદેશી, જાણુ વડા જેસાણી[1] ૪

અર્થાત્, ઘણી પ્રીતિવાળો એવો રાવળ (પાત્ર) ઘણુ ઘણુ કહે છે કે, ધરતી પર વિપુલ જળ વરસ્યુ છે તો હે મોટા ચતુર સુજાણ મહેશદાન, હે જેસા બારહઠના પુત્ર, પરદેશી થયેલા એવા તમે ફરી પાછા દેશમાં (સચાણે) આવો

આ સંદેશો મળતા મહેશદાને પાણી પીવાએ રોકાયા વગર ઘોડી પલાણી જ હશે

સાંજે પાંચ વાગ્યે બસ પકડવા ગયા બસ સ્ટેન્ડે ખબર પડી કે બસ તો ચાર વાગ્યે આવી ગઈ છે અમે કહ્યુ "અરે આ તે કેવી વાત કે પાંચની બસ ચાર વાગ્યે આવીને ચાલી જાય ?"

જવાબ મળ્યો "તમારા ચાર તે અમારા પાંચ છે

આમ કાવત્રુ રચીને અમને રોકી રાખ્યા હાલ મકવાણામા મહેશદાન બારહઠની સાતમી પેઢી છે

પાદરના પાળિયામાં ખાસ કાંઈ હતુ નહી

૫-૧-૬૯, આજે મકવાણાથી જામનગર આવ્યા જામનગરથી હાપા આવ્યા જામનગર-હાપા વચ્ચે ત્રણ માઈલનું અંતર છે

ઇસરદાસજીના પાંચમા પુત્ર ગોપાળદાસના વંશજોનું ગામ એટલે આ હાપા ઇતિહાસમાં ગોપાળદાસ રોહડિયાનુ નામ આવે છે જામસતાજી પહેલાની પડખે રહીને ઇસરદાસજીના ચોથા પુત્ર જેસાજી અને આ ગોપાળદાસ અનેક યુદ્ધો મુસલમાનો સામે લડેલા છેવટે ગોપાળદાસજી ભૂચર મોરીના યુદ્ધમાં કામ આવી ગયા

ગામમા ચારણોમા એક ઘર ઓક્ષા શાખાનું છે, બાકીના બધા જ રોહડિયા છે અમે આવતાં જ શ્રી માનસિંહ, શ્રી દોલુભા, શ્રી પ્રતાપસિંહ વિગેરે અમને વીંટી વળ્યા બધાય ખુશ થયા

નવી પેઢી હતી એથી જાણકારી ઓછી નામી જાણકાર તો એક જ હતા શ્રી કરણીદાન બારહઠ પણ તેઓ અમે હાપા આવીએ તે પહેલાં જ એકાદ માસે પરલોકવાસી થયેલા ઇસરદાસજીના વંશજોનો બધો યે ઇતિહાસ તેમની જીભને ટેરવે હતો તે ઉપરાંત સ્થાનિક ઇતિહાસના પણ તેઓ અચ્છા જાણકાર હતા પણ અમે મોડા પડયા અને એ બધી કોઠા વિદ્યા સદાને માટે ગુમાવી

જમીને બપોરે હસ્તપ્રતોની તપાસ આદરી શ્રી ભોજુદાનજી ઓક્ષાને ઘરેથી પેટી ઉઘડાવીને હસ્તપ્રતો કઢાવી ચોળાયેલ ઉધઈને અન્નરૂપ થયેલ અને છતાંયે બચી ગયેલ પ્રતો જોઈ, કોઈને રસ નહીં, કોઈ વાંચનારાળુ નહીં એથી સૂમના ધન માફક બંધાઈને પટારે પડેલી એ પ્રતો સાથે એક ખવાયેલી ઝાંખા થયેલા અક્ષરોવાળી નોટબુક પણ હાથ આવી ~~મણુ હાથ આવી~~ એને તપાસી તો જણાયુ કે, એ તો શ્રી ભોજુદાનના પિતા સ્વ મેઘરાજજીની આત્મકથા છે

એક ચારણની આત્મકથા ! વાચકોને લાગશે અરે એમા તે શુ હશે ? બાપુઓના વખાણ ના, ના, એવુ કંઈ જ ન હતુ એમા હતી ગુનામીકાળમા રાજાશાહીદ્વારા માનવીની અવગણાયેલી હણાયેલી શોધક બુદ્ધિની કથા એ પણ એક ગામડિયા ચારણની

શોચ તો એ વાતનો છે કે આજે લોકશાહી માયે એ પ્રતિભાનું હનન કરવાની વૃત્તિ ક્યાં ઓછી છે?

શ્રી ભોજુદાનને ત્યાં જોયેલ હસ્તપ્રતોમા નાના મોટા ૨૦, જેટલા ગ્રંથો હતા અમે ગ્રંથોનાં

---

૧ મારે મતે મહેશદાનજી મારવાડમ ગયેલા ત્યારે પાછળથી સચાણેથી બધા ઇસરાણી-ઈસરદાસના વંશજ રોહડિયાઓએ આ સંદેશો મોકલેલો

પ્રતોનાં પાનાં ઉથલાવતા જઈ એને ચકરાવામાં પડતા જઈએ: 'અરે આ કરમાણંદ મિશણ કોણ છે?'

કારણ હું જાણતો હતો કે, કરમાણંદ મિશણ નામે કવિ સિદ્ધરાજ જયસિંહના વખતમાં થયેલ છે. અને તેમના વંશજો થરાદ વાવ પાસેના મમાણા ગામે રહે છે. જ્યારે આ કરમાણંદ મિશણ તો જામ લાખાને ૧૭,મી સદીના પાછલા ભાગમાં આવીને બિરદાવે છે.

ત્યારે એ સત્ય સમજાયું: કરમાણંદ મિશણ નામે એકથી વધુ કવિઓ થાય છે. એક કરમાણંદ મિશણ ઉત્તર ગુજરાતમાં સોલંકી યુગમાં થયા તો બીજા કરમાણંદ મિશણ હાલારમાં જામ લાખાના સમયમાં પણ થયા છે. વ્યક્તિપૂજાનાં ઐતિહાસિક કાવ્યો હોય તો એ કયા કરમાણંદ મિશણનાં છે એ જાણી શકાય, પણ જો પ્રાસ્તાવિક કાવ્યો હશે તો બન્ને કરમાણંદ મિશણને નામે વિદ્વાનો હેરફેર કરતા અને પોતાના દાવાને સત્ય ઠરાવતા બુદ્ધિની કુસ્તી કરતા રહેશે ને?

બીજા એક કવિ વખતશી થયા. એ ગઢવો કયાંક આશ્રમ બાંધીને રહેતા હશે. એથી એમણે પોતાના નામ પાછળ 'સન્યાસી'નું પૂંછડું લગાવી દીધેલ. એ વખતશીનાં પણ વિપુલ કાવ્યો મળ્યાં, રેખતા, ઝૂલણા, કુંડળિયા વિ. છંદો પર તેમણે હાથ અજમાવેલો, ખરેખર ઘણાં ઉત્તમ કોટીનાં કાવ્યો હતાં. પણ એ વખતશી કઈ શાખાના ચારણ હતા એનો તાગ તો કાવ્યોએ આપ્યો જ નહીં. એટલું જ જાણી શકાયું કે તેઓ અને કરમાણંદ મિશણ બન્ને ૧૭મી સદીના હતા કેમકે બન્નેનાં કાવ્યો એક જ પ્રતમાં હતાં.

ગ્રંથોમાં કહીએ તો ભાભા બારહઠના ત્રણ ગ્રંથો હતા (૧) જામજશ (૨) વંશાવળી (૩) સદુપદેશ. આ ગ્રંથોના રચયીતા ભાભા બારહઠ હાપાના જ હતા અને જામ શત્રુ બીજાના સમકાલીન હતા. પ્રથમના બે ગ્રંથોમાં જામનગરના જામની વંશાવળી અને યશોગાન છે. તો ત્રીજા ગ્રંથમાં આ બગડતી દુનિયાને વધુ બગડતી અટકાવવા એમણે ઉપદેશ વહાવ્યો છે.

ગામમાં બીજા કોઇ પાસે હસ્તપ્રતો નહતી. પણ વર્ષો પહેલાં મને સ્વ. શ્રી કરણદાન બારહઠે (જેઓ મને કૌટુંબિક સંબંધે કાકા થાય) જણાવેલ કે તેમની પાસે હસ્તોપ્રતો ઘણી હતી પણ ઊધઇના નુકસાનથી એ તારાજ થતાં છેવટે ઉકરડામાં પધરાવવી પડી.

આથી બીજાઓને તો વેદના કદાચ થાય કે ન થાય પણ મને તો ચોક્કસ દુ:ખ થયેલું. કારણ કે એ ઉકરડે ફેંકાયેલ પ્રતોમાંથી શું ગુમાવાયું એનું ભાન–દુ:ખ તો જેણે એનો સ્વાદ લીધો હોય, જાણ્યું માણ્યું હોય એને જ થાય.

કવિઓ વિષે તપાસ કરી, તો જણાયું કે અહિયાં ત્રણેક જેટલા કવિઓ થયેલા જેમનો પરિચય ક્રમશ: આ પ્રમાણે છે.

(૧) જેસા બારહઠ

તેઓ કવિ તરીકે બહુ જાણીતા નથી. શ્રી ભોજુદાનને ત્યાં જોયેલ હસ્તપ્રતોમાં જેસા બારહઠનાં થોડાં કાવ્યો જોયેલાં. લાગે છે કે તેમનાં બીજાં કાવ્યો ગ્રંથો પણ હશે. અને એ બધું પેલી ઊધઇને મુખે ઓરાઇને ઉકરડા ભેગી થયેલ પ્રતોમાં હશે.

જેસા બારહઠની નામના કવિ કરતાં વીરપુરુષ તરીકે વધુ હતી. સ્વ. શ્રી કરણીદાન બારહઠે મને જણાવ્યા પ્રમાણે તેમણે જામ તમાચી (૨,જા)ના વખતમાં મચ્છુ કાંઠાના દેદાઓને જામના કહેવાથી કૂટી નાખેલા. એણે જામનગરના સીમાડે તોફાન કરતા દેદાઓને દબાવી દીધેલ.

કાલાવડ મહાલના સુમરી ગામે સિંહઢાયચ શાખાના ચારણો રહે, એ ચારણોની દીકરીઓ સાથે જેસા બારહઠના પુત્રોની સગાઇ થયેલ.

એ વેળા નારણકા ગામના બે મહેડુ ચારણો ઝાળિયા દેવાણી રાજ્યના રાજ્ય કવિ હતા. તેમણે સુમરીવાળા પાસે કન્યાં માગી, દબાણ કર્યું. આની જાણ જેસા બારહઠને થતાં એમણે સુમરી જઇને એ બને મહેડુ શાખાના ચારણોને માર્યા. આજે પ

એ બનેના પાળિયા સુમરી ગામની ઉત્તર બાજુમા ઊભા છે

(૨) ભાભાજી બારહઠ

જેસાજીના પુત્ર સંગાજી થયા, સંગાજીના પુત્ર ભાભાજી થયા, આ ભાભાજી સારા કવિ થયા એમણે ત્રણેક ગ્રથો રચેલા, જે અમે હસ્તપ્રતોમાં જોયેલા તેઓ જામ જશાજીના સમકાલીન હતા અને જામ રણમલ (૨,જા)ને ગાદીએ બેસતો જોયેલ કવિરાજ જરા કડક સ્વભાવના હતા એક વખત તેઓ હાપાથી જામનગર ઘોડે બેસીને જતા હતા એમા ઘોડીના વેગથી ડોલતા શરીરને લઇને તેમના કડિયાની એક કસ તૂટી ગઇ જામનગર આવી એક ઓળખીતા દરજીને કસ સીવી દેવા કહ્યુ એ વખતે દરજી જામનગરના વજીર મેરૂખવાસનું અંગરખુ સીવતો હતો, એથી એણે ગઢવા માથે પોતાનો સીક્કો પ્રભાવ બેસાડવા રોફમા કહ્યુ '

" અરે, ગઢવા, જોતા નથી હુ મેરૂકાકાનું અગરખુ સીવુ છુ ? "

કવિએ સામે ચોડ્યુ .

" કાકો હોય તો તારો મારે મન તો ઈ મેરૂ જામ સાહેબનો મોરો ગોલો છે "

" કવિરાજ ! મારી દુકાને આમ બોલાય, મેરૂ કાકા પાસે નૈ. "

' હુ તો મેરૂ ને ય મોઢામોઢ કઇ દઉ "

આમ વાદાકોદીમા સો કોરીની હોડ બકીને ગઢવો અને દરજી કચેરીમા આવ્યા દરજી મનમાં મનકાય છે . " ગઢવો ઠીક સનવાયો છે "

ત્યાં ભાભા બારહઠે દુહો કે કયો

" ગોના, ગોલા, ગોલા, ગોઠણુ હેઠ કઇક નર નમાવિયા
ભૂપત છોડે લેઠ, આગળ થારી મેરવા "

મેરૂખવાસે ગઢવીને 'દુહાનું કારણ પુછ્યુ' ગઢવે બધી વાત કરી પરિણામે દરજીને ઠપકો મળ્યો ગઢવાને સો કોરી આપવી પડી અને મેરૂ ખવાસે પણ ભાભા બારહઠને સત્યવકતા લેખે વનાજ્યા[1]

સ્વ શ્રી કરણીદાન બારહઠે મને એમ જણાવેલ કે મેરૂખવાસે કચેરીમા તો કવિને ઇનામ આપ્યુ, પણ ખાનગીમાં તો કવિને પોતાની હયાતીમાં જામનગર રાજ્યની હદમાં ન આવવા રહેવાની પ્રતિજ્ઞા લેવરાવી દેશવટો દીધેલો

(૩) ખોડીદાન બારહઠ

તાજેતરમા જ થઇ ગયા ૧૫, ૨૦ વર્ષ પહેના જ અવસાન પામ્યા તેમણે કાઇ ગ્રથ રચના કર્યાનું જાણુમા નથી તેમની પ્રતિષ્ઠા હાલારી ચારણોના અગ્રીખમ આગેવાન તરીકે વધુ હતી એમની કઠ કહેણી અદ્ભુત હતા

એમણે છુટક કાવ્યો રચ્યા હશે પણ અત્યારે એમના વારસદારો પાસે કાઇ છે નહી !

આ પહેના કહી દીધેલ છે કે સ્વ શ્રી મેઘરાજજી મોક્ષાએ પોતાની આત્મકથા લખેલ તે નોટબુક મને મળેલ જાણવા જેવુ છે એમનું જીવન

બે ભાઇઓ હતા તેઓ એક પોતે અને બીજા પ્રભુદાન બોક્ષા મૂળ રહેનારશી તો ખાખરા ગામના બન્ને ભાઇઓ ભારે કરાફાત્ય બદૂકનું નિશાન તો એમનુ પોતાનું જ

બન્ને ભાઇઓ સામ સામા એક બીજાથી સો ડગલા છેગ ઊભા રહે પછી બન્ને માથે લીબુ મૂકે અને પછી અરસ પરસને માથે નિશાન લઇને લીબુ વીધી નાખે 'બદૂકની ગોળી લીબુ ઊપાડી લ્યે પણ શિર સનામત રાખે આવી હતી એ ચારણો ની સાધના, અને મોત સામે બાથોડા ભરવાની હામ

જેવા નિશાન બાજ એવા જ ખેતીના શોખીન એમાં મોટા પ્રભુદાનને થયુ કૂવામાથી કોસથી પાણી

---

૧ મુળીના સિહઢાયચ શાખાના ચારણોનો દાવો એવો છે કે ભાભા બારહઠ નહી પણ એમના પૂર્વજોએ મેરૂખવાસને ગોનો કહેવાનું પરાક્રમ કરેલુ આ પ્રરાક્રમ બદલ મેરૂએ જીરાગઢ ગામમા કેટલીક જમીન એ સિહઢાયચ ચારણને આપેલી

ખેંચવાને બદલે મશીન બનાવ્યું હોય તો કેટલી બધી સગવડતા રહે !

માનશો ! એ ગામડિયો ચારણ – પ્રભુદાન બોક્ષાએ કૂવામાંથી પાણી ખેંચીને યંત્ર બનાવ્યું ! તે પણ સ્પ્રિંગવાળું, ચાવી ચડાવો અને ચાલે.

આજથી વર્ષ ૫૦ વર્ષ પહેલાંનો જમાનો જામ રણજીતનું રાજ. પ્રભુદાનને થયું "આ મશીનને સુધારી વધારીને સારામાં સારૂં બનાવું." પણ આમાં સાધન સંપતિ જોઈએ. એ કાળે આપણા પંથકમાં એક ખીલીપણ નહોતી બનતી, બધુંય પરદેશથી આવતું. આમાં આ ગામડિયો ગઢવી પોતાના મશીનના અંગ ઉપાંગો કયાંથી બનાવે ? એટલે પ્રભુદાનજીએ જઈને જામ રણજીતને વાત કરી. પણ બુદ્ધિનો ઇજારો તો બધો યુરોપનો જ, 'ઇંડિયનો' તો મજૂરી જ કરી જાણે એવી જામની માન્યતા. એથી એણે આ શોધકને ખાસ દાદ દીધા વગર જ, મોટર ખાતાના ઉપરી પાસે ધકેલ્યા. મોટર ખાતાના સાહેબ તો જામ સાહેબ કરતાંય સવાયા અંગ્રેજ પૂજક હતા. એણે તો કહી દીધું :

"પહેલાં મશીન બનાવી લાવો પછી બીજી વાત."

આમ અવહેલના અને ઉત્તેજનને અભાવે એક શોધ આગળ ન વધી, પૂરી પણ ન થઈ. પછી પ્રભુદાન બોક્ષા એ જ વેદનામાં સ્વર્ગવાસી થયા.[1]

આઝાદી જોઈને પ્રભુદાનજીના નાનાભાઈ મેઘરાજજી પણ સ્વર્ગે ગયા. તેઓ સાધારણ કવિ પણ હતા.

પાદરના પાળિયા તપાસ્યા. ખાસ મહત્વના નહતા. હાપાના બે ભાણેજો શીતળામાં પટકાઇને પરલોકમાં ગયા. તો તેમના પણ પાળિયા ઊભા કરી દીધા. સહુથી કરુણ હકીકત તો એક વાણિયાના પાળિયાની છે. દુષ્કાળના દિવસો હતા અને હાપાનો વાણિયો ધુંવાવથી હાપા આવવા નીકળેલ.

ચારે બાજુ ભૂખ હતી. માનવી અન્ન શોધતો'તો. એમાં કોઇકની નજરે આ વાણિયો પડયો. વાણિયાને ખંભે ફાળિયામાં કાંઇક રોટલા જેવું બાંધ્યું છે. જોનારને લાગ્યું રોટલાની લાલચે વાણિયાની અંતરિયાળ હત્યા થઇ. તરફડતા માનવીને ત્યાં પાણી પણ કોણ પાય ? હત્યારાએ ખૂન કરીને પોટલી લૂંટી. ખોલીને ખાવા બેઠો. પણ પોટલીમાંથી રોટલાને બદલે તાવડી નીકળી. આજે એ મરાયેલ વાણિયાની ખાંભી હાપાની સીમમાં ઊભી છે. અને આપણને હૈયું હોય તો એ મૂક પત્થર માનવજીવનમાં ભૂખની વિભિષિકા અને તેમાંથી ઉદ્દ્ભવતી કરુણ ઘટના સંભળાવે છે.

એ વણિક જેમાં રહેતો હતો એ મકાનનાં ખંડેરો આજે શ્રી પ્રતાપદાનના મકાન સામે જ ઊભાં છે.

---

૧. આ હકિકત મેં સ્વ. શ્રી મેઘરાજજીની આત્મકથા નજરે જોઇ વાંચીને જાણી છે. હાપાના ચારણો પણ આ જ વાત કહે છે કે પ્રભુદાન બોક્ષાએ કમાન અને કળો વડે ચાલતું મશીન બનાવેલ. એ મશીનની વાત શ્રી કેસરીસિંહ બારહઠ્ઠે પણ મને કરેલી છે. (ક્રમશ :)

*

હાલું હાલું જે નર હુવો, રાખે રહે ન રંગ;
હાથ હને, પગ પેગડે, તાણી ભીડાય તંગ.

ઊંટે આથર ભીડિયાં, સળેખાંના કાઢયા બહાર;
મૃગનેની ખોળો પાથરે, ઘેર વાલમ શિયાળો ગાળ.

સાથીડા સાબદા થિયા, હાલુંના હોકારા થાય;
પારકા પટા લખાવિયા, તે ઘેર રહ્યું ન પોસાય.

જાઓ કે'તાં જીવ નીકળે, કાળજ કટકા થાય;
વે'લા વળો વાલમા, મીટ મેળાવો થાય.

આંબે લૂમું આવિયું, શાખે રસ ન માય;
કે'જો ઓધા કાનને, વૈશાખ વણસ્યો જાય.

મેહુલા વરસણ આવિયા, ધરણી સજે શણગાર;
પેરણ નીલો કંચવો, ઓઢણ મેઘ મલાર.

# આઈ જીવાંબાઈ

જેઠાભાઇ અવસુરા

કચ્છના વાગડ પરગણાના જારાવાડા ગામમાં ચારણુ મહિયા આદિત્ય દાનજીને ત્યાં એક દીકરી જન્મી. નામ જીવીબાઇ. એમને લાખિયાર વીરાના રાજ દસોંદીમાં પરણાવ્યા એમના પતિનું નામ લાલોજી શામળ.

આઈ જીવાંબાઈને નાનપણુથી જ જગદંબાની ભક્તિ. વીસ વર્ષની વયે એમને એક પુત્રી રત્ન પ્રાપ્ત થયું. નામ પાડ્યું દીપુબાઇ. અને પચીસમે વર્ષે પુત્ર પ્રાપ્ત થયો. દીકરો નાની ઉંમરમાં પાછો થયો. આઇનું મન સંસારથી સંપૂર્ણ પણે ઊઠી ગયું.

ધણીને સમજાવીને બીજાં લગ્ન કરાવ્યાં એને ત્રણ પુત્રો થયા ગોપાળ, વીરમ અને શંકર.

આઈએ લાખિયારવીરા છોડીને પદ્ધરના ઝીંદાય ગામે આશ્રમ બાંધી રહ્યા. દીકરી દીપુબાઇએ પણ સંસાર ત્યાગ કર્યો. લાલોજી શામળ દેવલોક પામતાં આઇ જીવાબાઇ સંપૂર્ણ વિરક્ત બની રહ્યાં.

કચ્છમાં ત્યારે રા'ખેંગાર બીજાનાં રાજ. રાવના રાજ દસોંદી તો લાખિયાર વીરાના ગોપાળ, વીરમ ને શંકર જ હતા પણ રાવને મારવાડના એક શંભુદાન નામના ચારણુ ઉપર ભારે પ્રીતિ.

શંભુદાનને ખટપટથી રાજ–દસોંદીની જીવાઇ બંધ કરાવી. આઘા પાછી વધી પડી. રાવના અંગત માણુસ માનસંગ રાઉમાને કઢાવ્યો. રાઉમાના માણુસોએ રાવ માતાના મઢ જતા હતા ત્યારે કોટડા ગામે શંભુદાનનું ખૂન કર્યું. ખૂન કરનારાને તો તત્કાળ ઠાર કરવામાં આવ્યા પણ રાવને શંકા લાખિયારવીરાના દસોંદીઓ ઉપર ગઇ. એટલે લાખિયારવીરા આખા ગામને તોપથી ઉડાવી દેવા ભૂજથી તોપુ મંગાવીને પોતે લાખિયારવીરા તરફ ઉપડ્યા

ગોપાળ ને વીરમ દોડીને ઝીંદાય ગામે આઇ જીવાંબાઇના પગમાં પડી ગયા. આઇએ વાત વિગત જાણી પોતાના મનમાં લગીરે શંકા ન રહે એટલી ખાત્રી કરાવી કે પોતાનાં પુત્રોએ ખૂન નથી જ કરાવ્યું.

એ પછી આઇ અને એમનાં દીકરી આઇ દીપુબાઇ નખત્રાણુા રાવના ઉતારે ગયાં. રાવને ઘણો સમજાવ્યો કે આ બધું ખોટું થઇ રહ્યું છે. પણ રાવ એકનો બે ન થયો.

આઇએ બહુ સમજાવટ કરી ત્યારે રાવ ખેંગાર કહે: "આઈ! તમારે ચારણોને મરવાની કાંઈ નવાઇ નહિ, મરવુ હોય તો અટાણે મરી જાઓ તોય મને વાંધો નથી"

રાવ ખેંગારે આઈને તરછોડ્યાં. આઇ લાખિયારવીરા પહોંચ્યા. સમસ્ત કુટુંબને એકઠું કર્યું. પોતે બલિદાન આપવાની જાહેરાત કરી. આખા ગામને ફુંકી દેતાં પહેલાં પોતાના બલિદાનથી જ શરૂઆત કરવા આઇએ ગામની દખણાદી બાજુ બે ચિતા ખડકાવી.

રા'ખેંગારની તોપો ગામ સામે કાળમુખા મોઢા સાથે ગોઠવાણી. રાવના ડેરા તંબુ તણાઈ ગયા. સામે જ આઇ જીવાબાઇ અને આઇ દીપુબાઇની ચિતા ખડકાઇ.

આઇએ કહ્યું કે "મારી ચિતા ઉપરથી ધોળી સમળી ઊડે તો સમજ જો કે ગામ બચી જશે, એમ ન બને તો તમને સૌને ઠીક પડે તેમ કરજો!

પ્રભાત થતાં તો બન્ને ચિતા ગગનભેદી જયનાદો વચ્ચે પ્રગટાણી. રાવ ખેંગાર તંબુને બારણે ઊભો જુએ છે ને મરક મરક હસે છે.

કહે છે કે એક ધોળી સમળી ચિતા તરફથી ઊડીને રા'ના તંબુ તરફ આવી. સમળીના મોઢામાંથી આગના ભડકા નીકળતા હતા. તોપુ ઠરી રહી ને રા'ના ડેરા તંબુને આગે લપેટી લીધા. "હી સે કેડો પંખી આય?' એમ રા'બોલતો રહ્યો ને બળીને ભડથું થઇ ગયો. બન્ને આઇયુંની ખાભી ત્યાં છે. આઇના બલિદાને લાખિયારવીરા–આખા ગામને બચાવી લીધું.

શામળા લાજરે. કાજ કોપ્યાં સતી,<br>
કળીમેં મૈયાણી સુજશ કીધો;<br>
ગામ ઉગારિયો, નામ રાખ્યો ઘણો<br>
લાગતી આગ, ખેંગાર લીધો.

# સંતવાણી (ભજન ભાવાર્થ)

અમરદાસજી ખારાવાળા

બચન કર્મ મન મોરી ગતિ,
ભજન કરહિં નિકામ;
તીનકે હૃદય કમલમહ,
કરો સદા બિસરામ.

મનકર્મ વચનથી મારા સિવાય બીજા કોઇની આશા રાખતો નથી, જેને અનન્ય ગતિ છે, એના હૃદયમાં શ્રી રામ ભગવાન કહે છે કે 'હું વિશ્રામ કરૂં છું, વસુ છું. રહું છું" એમ ન કહ્યું. કારણ બધાના હૃદયમાં શ્રી રામ તો બિરાજતા હોય છે. પણ શાંતિ કયાં ? એને તો પટાવાળા કરતાં પણ વધારે કામો ચીંધીએ છીએ. એટલે એને તો આંટા જ મારવાના રહે છે. પણ વિશ્રામ તો ત્યારે થાય કે કાંઇ કામ જ નહિ, કેવળ શાંતિ. અને એ શાંતિ તો નિષ્કામ ભાવે ભજન કરનારના હૃદયમાં જોવા મળે છે. ભજન એટલે તાલ મેળવી ગાવું, એટલામાં જ અર્થ સરતો નથી. પણ 'भज सेवायम्' બીજાની જ સેવા કરવી એ પણ ભજનનો જ પ્રકાર છે.

વિદ્વાનોએ ટૂંકામાં ભજનની ક્રિયાના બે ભેદ પાડયા છે. એક અનિષ્ઠિતા અને,બીજી નિષ્ઠિતા. એમાં પણ અનિષ્ઠિતાના જે ભેદ છે તેનો સંક્ષિપ્તમાં પરિચય આ પ્રમાણે છે. આરંભમાં સાધકને નવીન ઉત્સાહ હોય છે, એટલે એનું નામ જ 'ઉત્સાહમયી.' વળી પાછો ઉત્સાહ ઓસરી જાય, શિથિલ પડી જાય, એ અવસ્થાનું નામ 'ધનતરલાવસ્થા.' વળી કયારેક કયારેક એમ પણ વિચાર આવે કે ગંગાના કિનારે તીર્થક્ષેત્રમાં કુટુંબ સહિત ઇશ્વર ભજન કરીએ તો આનંદ આવે. એ દશાનું નામ 'વ્યુઢવિકલ્પા' છે.

કયારેક સંગદોષે વિષય સુખમાં પ્રવર્ત રહ્યા, પરિણામે ગ્લાની થઇ, એ દશાનું નામ 'વિષયસંગ્રા' કયારેક નિયમબદ્ધ જ કામ ચાલતું હોય છે. અને એમાંય વિઘ્ન આવતાં અટકે. નિયમ પૂરા ન પળાય. એનું નામ 'નિયમાક્ષમા' છે. ગમે તેવાં વિઘ્નો ઉપર કાબુ મેળવી ભક્તિના રંગમાં રંગાઇ ભજનમાં મગ્ન રહેવું એ છેલ્લી અવસ્થાનું નામ છે રંગતરંગિણી. એનું નામ છે 'નિષ્ઠિતા' એ નિષ્ઠિતાની ક્રિયામાં કાબુ મેળવી સંત તરીકેની જેમની ખ્યાતિ આજથી ૧પિસ્તાલીશ વર્ષ પહેલાં સૌરાષ્ટ્ર, કચ્છ અને ગુજરાતને ગામડે ગામડે પહોંચી ગઇ હતી એ સંતનું નામ છે મૂંડિયા સ્વામી.

સવંત ૧૯૦૮ના ભાદરવા સુદ ૧૫ને સોમવારે બગસરા પાસેના ડમરાળા ગામમાં બ્રાહ્મણ કાશીરામજીના ઘરે એ સંતે માતા પાનબાઇના ઉદરથી અવતાર લીધો. પરબની જગ્યા નજીક એટલે મોટી ઉમરે જુવાન થતાં સંસાર ઉપરથી મોહ ઉતરતાં જલારામજી નામના સંત પાસે ૭ મહિના રોકાણા. એ પહેલાં એમને ઘણાય સાધુનોં સહવાસ થયો હતો. સંત જલારામજીને અવાર નવાર કહેતા કે :

"બાપુ, હવે મને સાધુ બનાવો." ત્યારે જલારામજી જવાબ આપતા :

"ઉતાવળે આંબા ન પાકે. ઝોળી ફેરવ, સેવા કર. ભેખ એતો 'કાચા પારા સમાન છે."

આથી તીવ્ર વૈરાગને લઇ જલ્દી સાધુ બનવા જામનગર જઇ બ્રહ્માનંદજી નામના સંત પાસે જઇ સંન્યસ્ત ગ્રહણ કર્યું. જામનગર, અંજાર તેમજ બીજા ઘણા સ્થળે આશ્રમો બાંધી એ સંતે આવ્યાનો આદર કર્યો હતો. એમનું શરીર આજે નથી છતાં પણ એમનું કાવ્યમય શરીર ગુજરાતના ભજનિકોને મોક્ષનું માર્ગદર્શન આપે છે.

એમણે પહેલાં પરબની ઝોળી ફેરવેલી અને એ જગ્યામાં કોઇ સેવા કરતું હોય છે તે 'પરબના મૂંડિયા'ના નામે ઓળખાય છે. એટલે સંત દયાનંદજી પણ મૂંડિયા સ્વામીના નામે ઓળખાયેલા. પોતાના એક ભજનમાં એમણે ઝોળીને દેહ સાથે

સરખાવીને ભજન બનાવ્યું છે. જેમ મીરાંએ 'દેહને ચૂંદડી' કબીરજીએ 'ચાદર' ધીરાએ 'ચરખો' વીરદાસજીએ જંતરી તો કોઇયે-દોકડ, તંબુરો, અને ખલકો વિગેરે સંબોધન કર્યું એમ આમણે પણ 'ઝોળી' કહી છે.

## ભજન.

મેં અલકિયા પીર પરખરા (પછમરા) સત્યની ઝોળી મારા કાંધે ધરી,
કાંધ ધરી મેં તો ખંભે ધરી, મેં અલકિયા—ટેક.

પાંચ રંગકા લિયા કપડાં, શિલ સૂતર માંહિભરી,
પ્રેમ પડકારે ચાલી ઝોળી, સારા શહેરમાં ખબર પડી—મેં.

પાંચ કૂળિયા પચીસ મેડિયું, નવે દરવાજા જોયા ફરી,
ચાર પાંચ માંહિ ફરે જૂગઠિયા, એને મેલોને પરહરિ—મેં.

ઓહંગ અંચળો સોહંગ ચીપિયો, વિચાર વિભૂતિમાં રહ્યો ઠરી,
દસમે દ્વારે અલેક જગાવિયો ઝોળી બની હવે ખરેખરી—મેં.

એક અવાજ મને દિયો અલેકરો, લીધો અલેકિયો લગન કરી,
દાસ દયાનંદ બ્રહ્માનંદ ચરણે હવે ચોરાસીમાં નહાવું ફરી—મેં.

### અર્થ

મેં અલેકિયા પીર પરખના, ઘણાય પછમરા પણ બોલે છે. એનો અર્થ તો એ થાય છે કે કાઠિયાવાડ હિંદનો પશ્ચિમ ભાગ છે માટે પછમરા કહ્યુ હોય. પરખરા તો એટલા માટે બોલાય છે કે પરખે ૭ મહિના ઝોળી ફેરવેલી. ઝોળી કેવી? સત્યની ઝોળી કાંધે ધરી, સત્ય એટલે શું? ઋગ્વેદ કહે છે. एकं सत् विप्रा बहुधा वदंति । જે એક છે એને ઋષિઓ અનેક રીતે વર્ણવે છે. વર્ણવવાની રીત ઘણી તેમ એને પામવાની રીત ઘણી છે. રોતા બાળકને છાના રાખવા માતા બાળક આગળ અનેક સાધનો ખડાં કરે છે. તેમજ અનેક જન્મોથી કલ્યાણ રાખનાર જીવોને ભગવત પ્રાપ્તિ માટે ઉપનિષદોએ તેમના અધિકારાનુસાર અનેક સાધનો ગોઠવી રાખ્યાં છે.

આમાં કર્મ ઉપાસના અને જ્ઞાન એમ ત્રણ મુખ્ય છે. એક વાત યાદ રાખવી જે આ ત્રણે ગણાવ્યા તેમને અરસ પરસ વેર નથી, પણ તે ત્રણ ઉન્નતિ સાધનારને અરસપરસ મદદગાર છે. લૌકિક સુખાભિલાષી રહેવું એ જીવનું પ્રથમ લક્ષણ છે. પહેલાં તો લૌકિક સુખ માટે દેવ દર્શન, કથા વાર્તા યજ્ઞયાગાદિ કરે છે. આ કર્મો સકામ ગણાય છે. સકામ કર્મો પણ તેના અધિકારીને માટે નિંદ્ય નથી. સકામ કર્મ કરનાર ઉપર દયા આવતી હોય તો તેમને જ્ઞાનમાર્ગમાં જોડવા જોઇએ. પછી જ જ્ઞાને કરીને દેહાધ્યાસ કમી થશે ત્યારબાદ દયા, કરુણા, વિવેક અને વૈરાગનો જીવનમાં ઉદય થશે. સકામ કર્મ કરનાર પણ ધીરે ધીરે નિષ્કામી બનશે.

નિશાળે ભણનાર બાળકને પણ એકના એક ધોરણમાં પડયું રહેવું ગમતું નથી, આગળ વધવા મહેનત કરે છે તેમ વેદે એટલા માટે જ સકામ અને નિષ્કામ બન્ને માર્ગો બતાવ્યા છે. એટલે જીવ સકામની શાળામાં ઉત્તિર્ણ થઇ નિષ્કામની કૉલેજમાં દાખલ થાય છે. એમાં પહેલાં જ સત્યની ઓળખ થાય છે. મૂંડિયા સ્વામી એટલા માટે જ પહેલી લીટીમાં લખે છે કે આ સત્યની ઝોળી પહેલા બનાવવી પડે છે. જેમાં 'પાંચ રંગકા લિયા કપડાં શિલ સૂતર માંહી ભરી' ઘણા એમ પણ ગાય છે શિલ સંતોષ માંહી ધાગા ભરી.

આ દેહની રચના જ પંચ મહાભૂતોની છે. જેમાં 'પૃથ્વી જળ, તેજ વાયુ અને આકાશ આ પાંચે તત્ત્વના રંગ જુદા જુદા છે. જેમાં શિલ એટલે સારાં આચરણ એ દોરાથી સીવીને ઝોળી તૈયાર કરી, પણ માગવા જનારે શબ્દ શું બોલવો ? 'આહલેક' કે 'ધનુપધારી રામ' કે 'સત દેવીદાસ' કે અન્ય બીજું નામ લેવું એટલા માટે કહે છે કે આ ઝોળી તો પ્રેમ શબ્દના પડકારે જ ચાલી નીકળી છે. પ્રેમ શબ્દથી જ પડકાર અને એ પ્રેમ માટે તો કવિ રહીમજી લખે છેઃ

પ્રેમ પ્રભુ કા રૂપ હૈ, ત્યોં હરી પ્રેમ સ્વરૂપ;
એક હોઈ દ્વય યોં લસે, જ્યોં સૂરજ ઔર ધૂપ.

અને પછી તો સૌ કોઈને ખ્યાલ આવી ગયો કે ઝોળી આવી રહી છે. હવે ઇ ઝોળીને આગળ વધવા માર્ગ લેવો. ઝોળી કયા માર્ગે જાય છે.—પાંચ ફળિયાં પચીસ મેડિયું, નવે દરવાજા જોયું ફરી. જેમાં અન્નમય કોષની શુધ્ધતા કરવી પડે, જેનાથી મળદોષ મટે. આ પહેલું ફળિયું વટાવી પ્રાણમયી કોષમાં પ્રવેશ કરી એની શુદ્ધતાથી વિકાર નષ્ટ કરી અને એ જ રીતે આગળ વધતાં મનોમય કોષથી વિક્ષેપ અને અને વિજ્ઞાનમયી કોષથી આવરણ અને આનંદમયી કોષથી અસ્થિરતા મટે છે.

આ પાંચ ફળીમાં ફરીને પચીસ મેડિયો જે પૃથ્વીના પાંચ તત્ત્વો, જળના પાંચ તત્વો એક જ રીતે પાંચે મહાભૂતના પચાસ થાય. એની ઓળખ થતાં આગળ વધતાં ચાર પાંચ માંહી ફરે જૂગઠિયા, એને મેલીને પરહરિ.' એટલે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર આ ચારને અળગા કરી અવિદ્યા, અસ્મિતા રાગ, દ્વેષ, અને અભિનિવેશ આ પાંચેયને પંઢમાં ન આવવા દેવા. એમ ભલામણ કરે છે, અને એનાથી બચવાનો માર્ગ પછીની કડીમાં આપ્યો.

'ઓહંગ અંચળો સોહંગ ચીપિયો સાન વિભૂતિમાં રહ્યો ઠરી.' આ પણ હું છું અને તે પણ હું છું, એનું નામ અંચળો અને ચીપિયો. અને જ્ઞાનરૂપી વિભૂતિ અંગ ઉપર બરાબર લગાવી લેવી. જેનાથી દસમે દ્વારે અલેક જગવ્યો. નાભીથી મૂળાધાર ચક્ર અને ત્યાંથી સ્વાધિષ્ઠાન, મણીપુર આનહત, વિશુદ્ધ, આજ્ઞાચક્ર આદિ સ્થળેથી આત્માને આગળ લઇ જતાં સહસ્ત્ર દલ કમળ ઉપર પહોંચ્યો. અને ત્યાં જતાં ઝોળી બની ખરેખરી. એટલે ફેરો હવે સફળ થયો. પણ આ બધું પ્રાપ્ત કરવામાં મુખ્ય ભાગ કોણ કર્યો ? (ભજવ્યો) એનો ખુલાસો નામાચરણમાં કર્યો. 'એક અવાજ મુને દિયો અલેકરો, લિયો અલેકિયે લગન કરી.' ગુરૂજીએ જે એક અવાજ એટલે સત્યની ઓળખાણનો આપ્યો તે અલેકિયો કહે છે—(અલેકિયો એટલે ઝોળી ફેરવનારો) મેં પણ પ્રેમથી ઝીલ્યો. હવે તો ચોરાસીનો ફેરે નાહ આવવું પડે.

●

ગુરૂજી મહામંત્રનો મહિમા, વખાણું બ્રહ્મભેદમાં
એના જાપ જપે ઋષિરાય, નો'તા ચાર વેદમાં
ગુરૂજી અસંગા જુગમાં નો'તા આધાર, પચાસ ક્રોડમાં પાણી રે
તુરીજન હતા નિરાકાર, એમાંથી શક્તિ દરશાણી રે
ગુરૂજી શક્તિએ કીધો સમાગમ, તુરીજને વચન દીધાં રે
ઉમિયાજીને વાધ્યો ઉમંગ, ત્રણ ગુણ પરગટ કીધા રે
ગુરૂજી શૃંગિઋષિને ત્યાંય, શંકરે પરમોદ પાયાજી
ધરણીના બાંધેલા ધરમ, બીજ ધરમ ચલાયા
ગુરૂજી નાદ—બુંદનો વિસ્તાર, તેમાંથી સૃષ્ટિ રચાણી
એમ ગાય છે ઋષિ રામદાસ, શંકરે લીલા કીધી રે.

વલોણું કીજીયે જ્ઞાન ગગન ગૌ દોઇ,
અમીરસ પીજીયે કાંઇ–ગમકા ગોરસ વલોઈ...
સ્નેહ સૂથીયુ, ગોરી ગરીબી રમતા રામ રવાયો...હાં ..
ઉર દોરડા દીલકા કીજે, અનુભવ નેતર લાવ–ફેર ફરીને
કંઈ જુગતે જતનમાં જોડ ..વલોણું કીજે.
વરતી વલોણી, સેજ સુંદરી, મથન મોહને મારે હાં ..
છાશ આસ, અંતરની મેલી, અનુભવી માખણ તાવે-વિવેક કરીને
તો કંઇ વિગતે વધારો હોય વલોણું કીજે.
નૂરત સૂરત દો તાવણે બેઠી, બ્રહ્મ અગ્નિ પ્રગટાવે રે હાં .
લોભ લાકડાં માંહી રે દીધા. વાસના પરજાળે–તત્વ નિપાવ્યો
કાંઇ એક ગૌ દોઇ. વલોણું કીજે.
ધૃત અમીરસ નામ નીશાની, ઘેરનાદને ઘુમાવે રે ..હાં .
દયાનંદ વીરલા છે ભોગી, બ્રહ્મ મારને પાવે .. નિરભે થઇને
કઇ ભે આ ભવની ખોઇ વલોણું કીજે. જ્ઞાન ગગન ગૌ દોઈ.

૨

અબધુ–સોઈ જોગી મન ભાવે, જેની સૂરતા અમર ઘેર આવે,
સ્થિરતા કો આસન, ધૂણી ધીરજકી, પ્રેમકી પાવડી લગાવે ..
ક્રિયા કમંડળ સતકા ચીપિયા, મનકી માળા ફીરાવે,
સેલી સીગી શીલ રે સંતોષકી, ગગન મંડલમેં ગજાવે .
ચાંદો સૂરજ એક ઘર લાવે, ગરજે નાદ ગંભીરા .
નૂરત સૂરત દોનું જુગતસે સાધે, સ્હેજ પરમ ઘેર આવે,
'દાસ દયાનંદ' બલીહારી જોગીકી, રાગ રણુંકારે લાવે .

૩

મનજી મુસાફર રે, ચાલો નિજ દેશ ભણી
મુલક ઘણા જોયા રે, મુસાફરી થઇ છે ઘણી ...મનજી
સ્વરૂપ જવાનો પંથ આવ્યો છે. રખે ભૂલાતા ભાઇ
ફરી આ મારગ મળશે નહિ. એવી છે અવળાઇ
સમજીને ચાલો સીધા રે ના જાશો ડાબી કે જમણી ...મનજી.
વચ્ચે ફાંસિયા વાટે બેઠા મારવાને ચાર
પ્રભુ ભજનને હારે રાખો, ત્યારે તેનો નહિ ભાર
એવો મળિયો છે એક ભેદી, કહેલી ગતી સહુ રે તણી... મનજી
માલ વ્હોરો પ્રભુ નામનો, થાય ન કયાય અટકાવ
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ
આપણે આ સારૂ રે, ના થાવુ વહોરતના ધણી ...મનજી.
જો જો જગતમાંથી જવુ છે, કરજો સંભાળીને કામ
દાસ દયાનંદ દાખવે, હવે જઇએ પોતાને ગામ
એવું સૂઝે મને એવું રે, અવધ થઇ હવે આપણી ...મનજી.

# 'હાલો પૂતળી મહેલે જાઈં, તમે રાંધો ને અમે ખાઈં'

જયમલ્લ પરમાર

શિયાળકોટમાં ગુલ બાદશાહ રાજ કરે. ગુલ બાદશાહને એક જ શાહજાદો. શાહજાદાનું નામ લાલ. લાલ શાહજાદાને વઝીરના દીકરા મેંગરાજ સાથે ભારે ભાઈબંધી. બેય જણા આખો દિવસ સાથે રમે, જમે અને ભણે. ઘડીપળ પણ બેય એક બીજાથી છૂટા ન પડે, ખોળિયાં બે, પણ જીવ એક.

વરસો વીતતાં લાલ શાહજાદો અને મેંગરાજ જુવાન થયા અને હથિયાર–પડિયાર બાંધીને બાદશાહના દરબારમાં બેસવા લાગ્યા.

એક વખત બાદશાહનો દરબાર ભરાયો છે. બારસો સૂબા અને બોંતેર ખાન અવળાં આસન નાખીને બેઠા છે. સોળસો સોદાગર અને અઢારસો ઉમરાવ મૂછે વળ દઈ રહ્યા છે. બાદશાહ અને વઝીર અમનચેનની વાતો કરે છે. એવે વખતે દરબારને દરવાજે પોકાર સંભળાયા : 'બાદશાહ સલામત, ફરિયાદ ! ફરિયાદ ! !'

બાદશાહ કહે : 'મારી બાદશાહીમાં ફરિયાદ શેની ? ફરિયાદીને હાજર કરો.'

તરત થરથરતે ટાંટિયે અને ચકળવકળ આંખે ખેડુ આવીને ઊભા રહ્યા. સલામ કરીને બોલ્યા : 'બાદશાહ સલામત ! નહેરને કાંઠે અમારે ખેડ કરવી. રોજ સવારને પહોર સામે કાંઠેથી સાવજ આવે. રોજ એક જીવ તાણી જાય. અઢાર અઢાર હાથની ઠેકો મારે. ધારિયા–તરવારની કારી ન ફાવે. અમારે ખેડ કેમ કરવી ?'

બાદશાહે દરબારમાં નજર ફેંકી. દરબારમાં બીડું ફેરવ્યું : 'કોઈ સાવજ મારવા તૈયાર ?'

બાદશાહના દરબારમાંથી કોઈ હલે કે ચલે. તરવાર સામે તરવાર મરાય, તીર સામે તીર ફેંકાય, પણ સાવજના થાપા સામે કેમ થવું ? અઢાર હાથ માથેથી ઠેક મારતાં હથિયાર–પડિયાર દઠ્યાં રહે. જીવનો સોદો કોણ કરે ?

'અધી' ઘડી વીતી તોયે કોઈ ઊભું ન થયું' કે બાદશાહે નિસાસો નાખ્યો: 'યા પરવરદિગાર ! આવડો મોટો દરબાર બહાદુરીથી પરવારી બેઠો કે શું ?'

બાદશાહના મોઢામાંથી આ સખૂન હેઠાં પડયાં ન પડયાં ત્યાં તો લાલ શાહજાદો અને મેંગરાજ વજીર ઝડપ બીડાં ઉપાડીને મોમાં મૂકી સલામ કરીને બોલ્યા : 'જહાંપનાહ, આવતી કાલે કાં તો સાવજ નહિ અને કાં તો અમે નહિ. વનના કુત્તાની તે વળી શી વિસાત !'

'શાહબાશ ! શાહબાશ !' એવા શાબાશીના શબ્દ પોકારી બાદશાહે બન્નેની પીઠ થાબડી.

બીજે દિવસે વહેલી સવારમાં લાલ શાહજાદો અને મેંગરાજ વજીર તેરસો તીરના ભાથા ભરાવી, કણસતી કમાનને ખભે નાખી, કાનુલી જમૈયા ધરબી, સવા વાંભની સમશેર અને અઢાર હાથનો ભાલો ઉપાડી, પહાડ પહાડ જેવડા ઘોડા માથે અસવાર થઈને નહેરને કાંઠે આવીને ઊભા રહ્યા. ઊભા ઊભા ચારે દિશાએ નજર નાખતા સાવજની વાટ જોઈ રહ્યા છે.

સૂરજ મહારાજે ઉગમણી દિશાએથી સોનાનાં કિરણ ધરતી માથે નાખ્યાં, ન નાખ્યાં ત્યાં તો નહેરને સામે કાંઠે સાવજ દેખાયો. જોગંધરની જટાળો, ગોળા જેવડું માથું, ગેંડાની ઢાલ જેવડી છાતી, થાળી થાળી જેવડા પંજા, અઢાર હાથ લાંબો, દોઢ વાંભના પૂછડાનો ઝંડો લઈને પગ પછાડતો સાવજ ચાલ્યો આવે છે.

સાવજને જોતાં જ હથિયાર–પડિયાર તંગ કરીને, પેગડે પગ ભરાવી લાલ શાહજાદો અને મેંગરાજ ઘોડા માથે ઊભા થઈ ગયા. 'આ વળી વેંતિયાં કોણ ?' એમ વિચારી ઘૂઘાં....ઘૂઘાં......ઘૂઘાં.....એવી ગરજના કરી, જેની ઘડીએ સાવજે પગનો પંજો પછાડ્યો કે ત્રણ ગાડાં ધૂળનો ઢગ ચડયો અને ઘે.... ઘે....ઘે....કરતો સાવજ ધસી આવ્યો. અઢાર અઢાર હાથ માથે ઠેક દેતા સાવજે છ છલાંગો મારી, ન

મારી ત્યાં તો લાલ શાહજાદાએ કાન સુધી કમાન ખેંચીને ગમમમ......કરતું એક તીર ફેંક્યું અને સાવજનો એક કાન ઉપાડયો, બીજું તીર ફેંક્યું અને બીજો કાન ઉપાડયો અને ત્રીજું તીર ફેંકતાં તો પૂછડાનો ઝૂંડો ડફ દેતો આઘો જઈ પડયો. આંખે લોહી ઊતરતાં ઘૂમરી ખાતો સાવજ બાંડો થઈને જંગલ તરફ વહેતો થયો.

'બાંડો સાવજ તો સાજા સાવજ કરતાં સાતગણો ભૂંડો.' એમ મેંગરાજે કહેતાં લાલ શાહજાદે ઘોડાને દબાવ્યો અને સાવજ પાછળ વહેતો કર્યો. દણાં....દણાં....કરતા બેય ઘોડા વન જંગલ અને પહાડની ગાળીઓમાં દડબડાટી બોલાવ્યે જાય છે અને સાવજનાં પગલાં ખિહાવ્યે જાય છે એક પહોર અને બીજો પહોર થતાં તો સાવજ જંગલની વચ્ચોવચ્ચ ઉપાડી ગયો.

બરાબર બપોર ધખ્યા અને હવે તો પરસેવે નીતરી રહ્યા છે. એવે વખતે લાલ શાહજાદે ઘોડો ઠેકાવી, અઢાર હાથનો ભાલો જે ઝીંકયો કે સાવજને આરપાર વીંધી નાખ્યો અને ભુફ્ફાંગ...કરતો સાવજ આઠ હાથ માથે અવળો થઈને જઈ પડયો.

તરત લાલ શાહજાદે અને મેંગરાજ વજીરે ઘોડા થંભાવ્યા તો બેય ઘોડા ફરણ...ફરણ...ફોરણાં બોલાવી રહ્યા છે અને શાહજાદો-વજીર પરસેવે રેબઝેબ થઈ ગયા છે. સૂરજ મહારાજે જાણે વજરનાં કિરણ વહેતાં કર્યાં છે અને ગળે કાંચકીઓ બંધાવા લાગી છે. તરત શાહજાદે પોકાર કર્યા : 'પાણી, પાણી, પાણી !'

પણ અહીં જંગલમાં પાણી કયાંથી લાવવું ? શાહજાદાને એક વડ હેઠે બેસાડી મેંગરાજ નેવું હાથના દોરિયા કાઢતા સાગને ઝાડવે ચડયો અને ચારે દિશાએ નજર ફેંકવા લાગ્યો જુએ તો અર્ધા ગાઉ માથે એક દીવાલબંધ બગીચો ચાર ચાર ગઉમાં ફેલાઈને ઊભો છે અને બગીચાની વચ્ચોવચ્ચ વાવને માથે પાંચ હાથ ઊંચું નવાણ તબકે છે.

'હાલો, શાહજાદા ! પાણી પાઉં' કહીને મેંગરાજે શાહજાદાને સાથે લીધો અને વાવની બહાર શાહજાદાને વડલા હેઠ બેસાડીને પોતે વાવમાં ઊતર્યો. એકસો ને આઠ પગથિયાં ઊતરીને જ્યાં જુએ તો નીતર્યા તેલ જેવું પાણી શીતળ હેમાળાની ઠારક ફેંકી રહ્યું છે. એક બદનો પોતે પી, બીજો બદનો ભરી બહાર નીકળવા જાય ત્યાં પચાસમે પગથિયે મેંગરાજે શરીર સમાણો ગોખલો જોયો

ગોખલા સામે નજર કરે તો અંદર રૂપરૂપના અંબારસમી એક બાઈ ઊભી છે. કંકુ સરખી કાયા, ચંદા સરખું કપાળ, મોતી સરખી આંખો, દાડમની કળી સરખી દંતાવળીએ જાણે હસી રહી છે. કેળના થંભ જેવા પગે ઊભી ઊભી કરેણની કાંબ જેવા એક હાથે લીંબુ ઉછાળી રહી છે અને બીજા હાથે સોના સરખા દોઢ દોઢ વાંભના વાળ ઓળી રહી છે

'અહોહોહો....આવી બાઈ કયાંથી ?' એમ વિચારી મેંગરાજ ગોખલાની પાસે જઈને ધારીને નજર કરે તો કોઈ કામેલ સલાટે ઘડેલી પૂતળી. પૂતળી છે પણ જાણે હમણાં બોલી કે બોલશે !

એક ઘડી સુધી મેંગરાજ પૂતળી સામે થંભી રહ્યો પણ બીજી ઘડીએ એને વિચાર આવ્યો કે કયાંક શાહજાદો આ પૂતળી જોશે તો જીતવેંત એની વાંસે ગાંડો થઈ જશે. લાવ પૂતળીને જરાક છાંદી દઉં ! આમ વિચારી થોડીક માટીમાં પાણી નાખી, ગારો કરી પૂતળીને ઉતાવળે ઉતાવળે છાંદવા લાગ્યો.

બે ઘડી વીતી તોયે મેંગરાજ બહાર ન આવ્યો એટલે શાહજાદો વાવમાં ડોકાઈને જુએ તો મેંગરાજ ઊભો ઊભો ગોખલો છાંદે છે તરત શાહજાદો વાવમાં ઊતર્યો અને મેંગરાજની પાછળ ઊભો રહીને જુએ તો માનવી સરખી આબેહૂબ પૂતળીને મેંગરાજ છાંદ્યા કરે છે

'હાં . હાં હાં . મેંગરાજ !' કહીને શાહજાદે એનો હાથ ઝાલ્યો અને બોલ્યો : 'અરે આવી રૂડી પૂતળીને કાં છાંદી દે ?'

પીવાનું પાણી પૂતળી માથે છાંટી શાહજાદે ગારો ધોઈ નાખ્યો ગારો ઊખડતાં પૂતળીના રૂપનાં ચોપાસ કિરણ પડી ગયાં. 'વાહ પૂતળી ! વાહ પૂતળી !'

એમ લવતા શાહજાદાની નજર પૂતળી સામે એકતાર ખોડાઈ ગઈ. શાહજાદો તો હલે કે ચલે. ધીમે ધીમે એ બોલવા લાગ્યો :

'હાલો પરી, મહેલ જઇએ,
તમે રાંધો અને અમે ખાઇએ.'

મેંગરાજે શાહજાદાને હલાવીને કહ્યું : 'ચાલો લાલ. પાણી પીઓ, આપણે પાછા વળીએ.'

પણ શાહજાદો તો બોલ્યા કરે છે ;

'હાલો પરી, મહેલ જઇએ,
તમે રાંધો અને અમે ખાઇએ.'

મેંગરાજ સમજાવવા લાગ્યો : 'શાહજાદા! આ તો પત્થરથી પૂતળી. માથાં પછાડીને મરી જાશો તોયે એ જવાબ નહિ આપે. ઊભા થાઓ, ઊભા.'

શાહજાદો કહે : 'મેંગરાજ! આ પૂતળી કોઈ પરીનું પ્રતિબિંબ. એ પરીને પરણ્યા વિના પાછો ન ફરું. કાં તો એ પરી હોકારો દે છે અને કાં તો અહીં મારા પ્રાણ પાથરું છું.'

મેંગરાજે શાહજાદાને ઘણોયે સમજાવ્યો પણ શાહજાદાને તો રઢય લાગી ગઈ છે કે,

'ચાલો પરી, મહેલ જઇએ,
તમે રાંધો અને અમે ખાઈએ.'

કોઇ રીતે શાહજાદો એકનો બે ન થયો ત્યારે મેંગરાજને થયું : 'લાવ, આસપાસમાં તપાસ કરું. ભાઈબંધ જેવો ભાઈબંધ પૂતળી પાછળ ઝૂરવા બેઠો છે ત્યારે એને મરવા દેવાશે?'

આમ વિચારી, શાહજાદાને વાવમાં મૂકી મેંગરાજ થોડે ચડીને ચાલતો થયો. સાંજને વખતે ફરીદકોટ પહોંચ્યો. જે કોઈ સામે મળે એને પૂછે છે :

'બગીચામાં રૂડી વાવ. વાવમાં પરી સમી પૂતળી.
પૂતળીના ઘડનારાને કોઈ જાણે કે બતાવો?'

પૂછતાં પૂછતાં સાંજે કોઈએ જવાબ દીધો : 'શહેરને સામે છેડે રામધર સલાટ રહે. વાવો બાંધી વૃદ્ધ થયો એને પૂછો તો ખબર પડે.'

મેંગરાજ રામધર સલાટને ઘેર જઇને ઊભો રહ્યો જૂએ તો સાઠ વરસની જૈફ ઉંમર છે. માથે પળી આવી ગયાં છે. મોઢે કરચલી પડી ગઇ છે. ફળિયામાં ખાટલે સૂતો એની વહુને કહે છે : 'અરે, સાંભળ્યું કે? મેડીએ ત્રણ સફરજન પડયાં છે એ લાવ તો ખાઉં.'

વહુ કહે છે : 'ઊભા રહો ઘડીક વાર. કામમાંથી નવરી થાઉં એટલે લાવું.'

મેંગરાજે જઈને રામધર સલાટને પૂછ્યું : 'સલાટ બાપા! બગીચામાં રૂડી વાવ. વાવમાં પરી સમી પૂતળી. એના ઘડનારાને જાણો?'

રામધર સલાટ કહે: 'ભાઈ, વાવ તો મેં પોતે જ બાંધી, પણ પૂતળીની વાત ન જાણું. અહીંથી પચાસ ગાઉ માથે નજરકોટમાં મારા મોટા ભાઈ શામધર સલાટ રહે. એને પૂછો તો ખબર પડે.'

મેંગરાજે એ જ ઘડીએ નજરકોટ માથે ઘોડાને વહેતો કર્યો. સવાર પડતાં તો શામધર સલાટને ઘેર જઈને ઊભો રહ્યો. જુએ તો ફળિયામાં ખાટલો ઢાળીને ચાલીસેક વરસનો આદમી સૂતો છે. કાળા વાળમાં કોઈ કોઈ ધોળો વાળ તબકે છે. મેંગરાજે પૂછ્યું : 'ભાઈ! શામધર સલાટ ઘેર છે કે?'

ખાટલે સૂતેલો આદમી કહે : 'આવો ભાઈ, શામધર સલાટ હું પોતે જ?'

આ તે રામધરથી મોટો કે નાનો?—એમ મેંગરાજ વિચાર કરે છે ત્યાં તો શામધરે બૂમ મારી : 'અરે સાંભળ્યું કે? મેડી માથે ત્રણ સફરજન પડયાં. લાવ તો ખાઉં.'

તરત શામધરની વહુએ બે સફરજન લાવીને હાથમાં ધર્યાં. શામધર કહે : 'ત્રીજું લાવ ને?'

વહુ કહે. 'બે જ હતાં. ત્રીજું નથી. કયાંથી લાવું?' વાત પતી કે મેંગરાજે પૂછ્યું : 'ફરીદકોટ પાસે બગીચામાં રૂડી વાવ. વાવમાં પરી સમી પૂતળી. એના ઘડનારાને જાણો?'

શામધર કહે : 'એનો ગોખલો તો મેં પોતે કંડાર્યો. પણ પૂતળીની વાત ન જાણું. અહીંથી પચાસ ગાઉ માથે અકલકોટમાં મારા મોટાભાઈ ગણધર સલાટ રહે. એને પૂછો તો ખબર પડે.'

તરત મેંગરાજ ઘોડે ચડયો અને ઊભી પાટીએ ઘોડાને અકલકોટ તરફ હાંકી મૂકયો. સાંજ પડી, ન પડી ત્યાં તો ગણધર સલાટને ઘેર જઈને ઊભો રહ્યો. જુએ તો ફળિયામાં એક જુવાન આદમી ખાટલે સૂતો છે. માથે કાળા ભમ્મર વાળ છે. લાલ ચટાક દેહ છે. હાકલા પડકારા કરે છે. મેંગરાજે એને પૂછયું : 'ગણધર સલાટ ઘેર છે કે ?'

ખાટલામાં સૂતેલો આદમી કહે : 'આવો ભાઈ! ગણધર સલાટ હું પોતે જ. શું કામ પડયું ?'

આ શામધરથી મોટો ભાઈ કે નાનો ?–આમ વિચારી મેંગરાજ થંભી ગયો. ત્યાં તો ગણધર સલાટે બૂમ મારી . 'અરે સાંભળ્યું કે ? મેડી માથે સફરજન પડયું, લાવ તો ખાઉં.'

તરત એની વહુએ એક સફરજન લાવીને હાથમાં ધર્યું. તરત ગણધર સલાટ કહે : 'બીજું સફરજન પણ લાવ ને ?' દોડાદોડ વહુ ગઈ અને બીજું સફરજન હાથમાં ધર્યું. વળી ગણધર સલાટ કહે : 'ત્રીજું સફરજન પણ લાવ ને ?' વળી વહુ દોડાદોડ ઉપર ગઈ. પણ થોડીકવારે પાછી આવીને કહે : 'ત્યાં તો બે જ સફરજન હતાં. ત્રીજું નથી.' ગણધર સલાટ કહે : 'ઠીક'.

ઊભો ઊભો મેંગરાજ આ જોયા કરે છે. ગણધર સલાટે પૂછયું : :કેમ ભાઈ, થંભી ગયા? શું વિચાર કરો છો ?

મેંગરાજ પૂછે : 'તમે શામધરથી મોટા કે નાના ?'

ગણધર સલાટ કહે . 'શામધરને સિતેર થયાં મને એંસી. દસ વરસે મોટો.'

મેંગરાજનો અચંબો વધી ગયો. અને થયું કે સાઠ વરસના શામધર માથે પળી આવી ગયાં છે એ તો ઠીક, પણ સિતેર વરસનો શામધર તો ચાલીસ વરસનો લાગે છે અને એંસી વરસનો આ ગણધર પચીસ વરસનો લાગે છે. આ તે સાચું કે ખોટું ? તેણે ગણધરને બધી વાત પૂછી. ગણધર કહે : 'તમે બધાને ઘેર ઘડીએક ઊભા રહ્યા તોય ખબર ન પડી ?'

મેંગરાજ કહે : 'ના, ના.'

ગણધર કહે : 'જુઓ ભાઈ, આદમીની ઉંમર તો ઓરતની સેવા પ્રમાણે વરતાય. તમે શામધરને ઘેર ગયા ત્યારે સફરજન માગ્યાં પણ એની વહુએ પૂરો જવાબ ન દીધો. એની કર્કશા વહુને લીધે એને માથે પળી આવી ગયાં છે અને મોઢે કરચલી પડી ગઈ છે. શામધરની વહુએ કહેવા પ્રમાણે સફરજન લાવી દીધાં, પણ ત્રીજું સફરજન લાવવા કહ્યું ત્યારે જવાબ દઈ દીધો કે ત્યાં તો બે જ સફરજન છે. આટલી એની સેવામાં ખામી. તેથી એને માથે કોઈ કોઈ ધોળા વાળ તબકવા લાગ્યા છે. પણ મારી વહુને બે વાર ધક્કા ખવરાવ્યા પછી ત્રીજી વાર મોકલી તોયે હસતી હસતી ગઈ અને જવાબ લાવી કે ત્યાં સફરજન નથી. આવી વહુને લીધે મારું રોજ શેર શેર લોહી વધે છે અને એંસી વરસે પણ જુવાન જેવો લાગું છું. આ તો થઈ અમારા કુટુંબની વાત બોલો, શા કામે આવ્યા છો?'

મેંગરાજ પૂછે : 'ફરીદકોટ પાસે બગીચામાં રૂડી વાવ. વાવમાં પરી સમી પૂતળી. એના ઘડનારાને જાણો ?'

ગણધર સલાટ કહે : 'એનો ઘડનારો હું પોતે.'

મેંગરાજ કહે : 'એ પૂતળી જોઈ લાલ શાહજાદો ગાંડો થયો છે. કઈ પરીને આકારે એ પૂતળી ઘડી તે કહો. પરીને ગોત્યા વગર આરો નથી.'

ગણધર સલાટ કહે : 'એ તો ભારે કઠણ વાત છે. એ પરીનું નામ લીણપરી. હજરીકોટના ગુલાબ બાદશાહની એકની એક શાહજાદી. એને અખંડ કુંવારકાનાં વ્રત છે. એના મહેલ સામે નજર કરે એની આંખ કઢાય અને આંગળી ચીંધે એની આંગળી વઢાય, એવો બાદશાહનો હુકમ છે. એને તો તમે કેમ રળી શકો ?'

મેંગરાજ કહે : 'ત્યારે તમે એને કેવી રીતે જોઇ અને પૂતળી કંડારી ?'

ગણધર સલાટ કહે : 'એ તો એક અકસ્માત. સિંધુને કાંઠે શાહજાદીનો મહેલ છે. મહેલની નીચે જ હોડીવાળાનો દંગો છે. પણ હોડીવાળાને ઊંચી નજર નહિ કરવાનો હુકમ છે. એક વાર હોડીમાં બેસી પાણી સામે નજર રાખી હું સામે કાંઠે જતો હતો. પાણીમાં જોઉં તો મહેલની બારીએ બેઠેલી લીંબુપરીનો પડછાયો પડે. એક હાથે લીંબુ ઉછાળે અને બીજે હાથે સોનેરી વાળ ઓળે. પડછાયાનું રૂપ જોઈને પણ હું તો ચકિત થઈ ગયો. એ જ ઘડીએ રંગ કાઢયા અને પડછાયાના રંગ ચીતરી લીધા. એના પરથી એ પૂતળી કંડારી. પણ એ પૂતળીનાં રૂપ જોઈને તો સિત્તેર શાહજાદા વાવમાં ને વાવમાં બેસી ગયા છે અને હાડકાં ગળી ગારદ થઈ ગયા છે. કોઈને હાથ લીંબુપરી આવી નથી. તમારા શાહજાદાને પણ સમજાવીને પાછા વાળો, નહિ તો મોત વિના બીજો રસ્તો નથી.'

'અલ્લાહ કરે તે ખરી !' એમ કહી મેંગરાજ ત્યાંથી નીકળી ગયો. ચાલતો ચાલતો તે હજારીકોટ પહોંચ્યો. ત્યાં જઇને એણે સ્ત્રીના વેશ વેચાતો લીધો. અઢાર હાથનો સૂથણો લીધો, બાર હાથનો કૂડતો લીધો. દોઢ હાથનો ખેસ લીધો સૂથણો અને કૂડતો પહેરી, વાળ ઓળી આડો ખેસ નાખ્યો ત્યાં તો અસલ ઓરતનું રૂપ આવી ગયું. રૂડો રૂડો મેંગરાજ ઓરતના વેશમાં ઓર રૂડો લાગ્યો. નામ રાખ્યું અમીના.

અમીનાએ બજારમાં જઇને ભાતભાતની ને જાતજાતની રૂડી બંગડીઓ વહોરી અને એક પેટીમાં ભરી વેચવા નીકળી. મહેલની આસપાસ ઘૂમવા લાગી અને બોલવા લાગી : 'કોઈ બંગડી લ્યો રે...બંગડી. ઓરતનાં રૂપને ઓર દિપાવે એવી બંગડી. ખાવિંદના પ્યારને ઓર બઢાવે એવી બંગડી. બંગડી લ્યો રે....બંગડી.'

મહેલ આસપાસ વસતી ઉમરાવજાદીઓ બહાર આવી બંગડીના ભાવ પૂછવા લાગી. પણ એક એક બંગડીના હજાર રૂપિયા. ડોકાં હલાવી ઉમરાવજાદીઓ પાછી વળે. ત્રીજે દિવસે અમીના બરાબર લીંબુપરીના મહેલની નીચે જઈને બોલવા લાગી : 'કોઇ બંગડી લ્યો રે...બંગડી ઓરતનાં રૂપને ઓર દિપાવે એવી બંગડી. ખાવિંદના પ્યારને ઓર બઢાવે એવી બંગડી. બંગડી લ્યો રે....બંગડી.'

અમીનાનો અવાજ સાંભળી લીંબુપરીએ બહાર ડોકું કાઢયું અને ગરીબના વેશમાંયે અમીનાનું રૂડું રૂપ જોઈને થંભી ગઈ. તરત એણે અમીનાને ઉપર બોલાવી અને બંગડી વહોરવા લાગી, અમીના લીંબુપરીના માપની બંગડીઓ કાઢીને પહેરાવવા લાગી. અગિયાર બંગડી તોડી એક પહેરાવે, અગિયાર બંગડી તોડી પહેરાવે–એમ કરતાં બપોર પાડયા અને ચાર જોડ બંગડી પહેરાવી. ચુમાલીસ બંગડી તોડી તોયે ચાર જોડયનાં જ દામ માગ્યાં.

લીંબુપરી તો અમીનાનું રૂપ નીરખવામાં જ ગરકાવ થઈ ગઈ છે. બંગડી પહેરાવી અમીના ચાલતી થઇ એટલે લીંબુપરીએ પાછી બીજે દિવસે બંગડીઓ દઈ જવા વાત કરી બીજે દિવસે અમીના ગઈ અને ત્રીજે દિવસે આવવા વાત કરી. આમ રોજ અમીના જવા લાગી. રોજ મીઠી મીઠી વાતો કરે, ચુમાલીસ બંગડીઓ તોડે અને ચાર જોડયનાં જ દામ માગે.

એક દિવસ લીંબુપરી કહે: 'અરે હે ઓરત ! આટઆટલી બંગડી તોડી ચારના જ દામ લે છે તો તારો ખાવિંદ નહિ ખિજાય ?'

તરત આંખમાં આંસુ લાવી અમીના કહે: 'મારો ખાવિંદ તો જન્નતનશીન થયા. હું એકલી જ છું અને બંગડી વેચી પેટ ભરું છું.'

લીંબુપરી કહેઃ 'ત્યારે મારે ત્યાં જ રહે ને ? મારી સખી કરીને રાખું. તારે બંગડી વેચી પેટ ભરવાની પંચાત જ નહિ.'

અમીના કહે: 'ભલે.' તરત લીંબુપરીએ બંગડીની પેટી નદીમાં ફેંકી દીધી અને અમીનાને પોતાના કિંમતી પોષાક પહેરવા દીધા. લીંબુપરીના જરિયાની અને કિનખાબી પોષાક પહેરતાં તો અમીનાનાં રૂપ અધીક વધી ગયાં. પોષાક પહેરીને અરીસા સામે ઊભી રહી ત્યાં તો લીંબુપરી સામી ને સામી તાકી રહી

એને નિસાસા પર નિસાસા નાખવા લાગી

અમીના કહે 'શાહજાદી, શા દુ:ખે નિસાસા મૂક્યા ?'

લીબુપરી કહે 'બહેન, કહેવાય એવી વાત નથી'

અમીના કહે 'કહેવાય તોય કહો અને ન કહેવાય તોય કહો સખી સ્થાપી અને મને હૈયાની વાત નહિ કરો તો કોને કહેશો ?'

લીબુપરી કહે 'અમીના, બાબા મને રૂપ વિનાના કોઈ શાહજાદા સાથે પરણાવી ન દે માટે મે અખંડ કુંવારાના વ્રત લીધાં પણ મારા કરતાં ય તારાં વિશેષ રૂપ જોઈને મને થાય છે કે ખુદાએ તને ઓરત કાં સર્જી ? તું આદમી હોત તો હું તને પરણી શકત ને ?'

અમીના કહે શાહજાદી મારાં રૂપ તો શાં છે? મારા કરતાં યે ચડિયાતા રૂપવાળા શાહજાદા જગતમાં પડયા છે એવા શાહજાદાને પરણવાનુ વચન આપો તો વાત કરું'

લીબુપરી કહે; 'આટલી ઉંમર સુધી શાદીની ના પાડી. હવે બાબાને હું કેમ કહું ?'

અમીના કહે 'વચન આપો તો માર્ગ હું કાઢી આપું'

લીબુપરીએ વચન આપતાં અમીનાએ પોતાનું અસલ મેંગરાજનું રૂપ ધારણ કર્યું અને બધી વાત કરી. લાલ શાહજાદાની વાત એવી રૂડી રીતે કરી કે લીબુપરી કહે 'મેંગરાજ, મને કોઈ રીતે લાલ શાહજાદા પાસે લઈ જા'

મેંગરાજ કહે 'શાહજાદી, અત્યારે કાંઈ એવું તો તો બાદશાહ મારું માથું ઉડાવે અમીનાને વેશે મને બહાર ચાલ્યો જવા દે આજથી એક માસે તને લાલ શાહજાદા સાથે મેળાપ કરી આપું તો મને મેંગરાજ જાણજે'

આમ કહી અમીના મહેલ બહાર નીકળી ગઈ. તરત ઘોડે ચડીને મેંગરાજે ઘોડાને ફરીદકોટ તરફ મારી મૂક્યો. ફરીદકોટને બગીચે પહોંચી બાગમાં નજર કરી તો લાલ શાહજાદો ગળાને કાંટા સરખો થઈ ગયો છે, દી કે દિશાનું ભાન નથી, આંખો ગોખલામાં ઊંડી ઊતરી ગઈ છે અને ઊંડે ઊંડેથી જાણે અવાજ આવી રહ્યો છે

'હાયો પરી, મહેલ જાઈએ,
તમે રાધો ને અમે ખાઈએ'

મેંગરાજે જઈને શાહજાદાના કાનમાં બોલ નાખ્યા. 'ઊઠ રે ઊઠ શાહજાદા આજથી એક માસે લીબુપરી તારા હાથમાં સોંપુ'

આટલા બોલ કાને પડતાં તો 'હેં હેં' કહેતો શાહજાદો ઊભો થઈ ગયો મેંગરાજને બાથમાં લઈને ભેટી પડયો મેંગરાજે બધી વાત કરતાં શાહજાદાને બત્રીસે કોઠે દીવા થઈ ગયા વગર ખાધેપીધે અંગેઅંગે તેજનાં કિરણ ફૂટવા લાગ્યાં અને આંખો ચમકવા લાગી મેંગરાજ કહે પણ હું કહું તેમ કરવું પડશે હો, શાહજાદા!'

શાહજાદો કહે 'તું કહે તેમ, પછી કાંઈ !

શાહજાદાને લઈને મેંગરાજ હજારીકોટ ઊપડયો હજારીકોટમાં જઈને બન્નેએ ફકીરના વેશ પહેરી લીધા. પગ સુધીનો પહોળો ઝભ્ભો ચડાવ્યો કેડ સમાણી જટાઓ ચડાવી, પેટ સુધી પહોંચતા તસબીના ગંઠા ગળે નાખ્યા, હાથમાં ચીપિયા ખખડાવતા ખખડાવતા—

મસ્જિદમે પડે મુલ્લા, મંદિરમે પૂજારી
દરગાહમેં સજાહદ, નસીબન કે ગુજારી
હેરનગરીમે ઢૂંઢા કિયા, બનબનકે ભિખારી
જોગીકા બરના હમને લિયા, યારકી ખાતિર

એમ બોલતા બોલતા બજાર નીકળ્યા અને ગામને છેડે એક મોટી મસ્જિદમાં પડાવ નાખ્યો શાહજાદાને મસ્જિદની અંદર બેસાડયો અને લોબાનનો ધૂપ કરી મેંગરાજ બહાર આવીને બેઠા આવા મોટા સાંઈ જોઈને લોકો સલામે આવવા લાગ્યાં મેંગરાજ કહે 'મોટા સાંઈમૌલા તો અંદર બેઠા છે જાઓ સલામ

કરી આવો. દીનદુઃખિયાનાં દુઃખ ભાગે છે અને સુખિયાનાં સુખ વધારે છે. પણ જોજો, એકી સાથે એક ઉપર બીજું કોઈ ન જાય.'

આમ એક પછી એક આદમી અંદર જાય છે. આંખો ચડાવીને બેઠેલા સાંઈમૌલાને સલામ કરી ચૂમી ભરે છે. સાંઈમૌલા ખાખની ચપટી આપે છે.

કોઈ પાક સાંઈમૌલા આવ્યા છે એવા સમાચાર ફેલાતાં આખું શહેર ઊમટ્યું, પણ મેંગરાજ અંદર એક ઉપર બીજા માણસને જવા દેતો નથી.

આ બાજુ લીંબુપરી લાલ શાહજાદાની અને મેંગરાજની વાટ જુએ છે. આટલા દિવસ થયા તોયે કશા સમાચાર આવ્યા નથી એટલે ચિંતામાં પડી છે. એને કાને આ સાંઈમૌલાની વાત આવી. અને થયું કે લાવને સાંઈમૌલાની સલામે જઈ આવું. કદાચ એમના આશીર્વાદથી મારી મનની ઇચ્છા પૂરી થાય.

લીંબુપરી સાંજને વખતે સોળસો સખીઓ લઈને સાંઈમૌલાની સલામે ઊપડી. તરત બાદશાહના હુકમે આખી બજાર બંધ થઈ ગઈ. માણસોને બહાર નહિ નીકળવાના હુકમો અપાયા. એકેએક માણસ ઘરમાં જઈ બેઠાં અને લીંબુપરી શહેરને છેડે મસ્જિદે આવી. જેવી સખીઓને લઈને લીંબુપરી મસ્જિદમાં જવા જાય કે મેંગરાજ કહે: 'સાંઈમૌલાની સલામે એકને જ જવાનો હુકમ છે. બીજાથી નહિ જવાય.'

લીંબુપરી સખીઓને બહાર મૂકી જેવી અંદર ગઈ કે મેંગરાજ પાછળ પહોંચ્યો. શાહજાદાને કહે : 'ઊઠો રે સાંઈમૌલા! તમારી લીંબુપરી આવી ગઈ.'

તરત સાંઈમૌલા ઊભા થયા અને મેંગરાજે લીંબુપરીને લાલ શાહજાદાની ઓળખાણ કરાવી. લીંબુપરી તો આ સાચું કે ખોટું એમ વિચારે ત્યાં તો મેંગરાજ લીંબુપરી અને શાહજાદાને પાછળના ભાગમાં લઈ ગયો. જુએ તો મસ્જિદ પાછળ ત્રણ પવનવેગી ઘોડા બાંધ્યા છે. મેંગરાજે કહેતાં ત્રણે જણાં ઘોડા પર સવાર થઈ ગયાં અને પાછળને ભાગેથી અંધારામાં શિયાળકોટ તરફ મારી મૂક્યા.

આ બાજું સખીઓ રાહ જોઈ જોઈને થાકી ગઈ તોયે લીંબુપરી બહાર ન નીકળી એટલે એમણે જઈને બાદશાહને જાણ કરી. મધરાતે બાદશાહને ખબર પડી. એ વખતે તો લાલ શાહજાદો, લીંબુપરી અને મેંગરાજ તો દડબડ કરતા ઘોડા શિયાળકોટને માર્ગે દોડાવ્યે જાય છે. સવાર પડતાં તો શિયાળકોટના બાદશાહને મહેલે ઊતરી પડયાં.

તરત મેંગરાજ ગુલ બાદશાહ પાસે પહોંચ્યો. ગુલ બાદશાહ તો લાલ શાહજાદાની વાટ જોતો બેઠો છે. મેંગરાજે બધી વાત કરતાં ગુલ બાદશાહના હરખનો કોઈ પાર રહ્યો નહિ. એને એ વખતે તેણે સૈયદ બોલાવ્યા, શહેરને કાંગરે કાંગરે અત્તરના દીવા થયા, દરવાજે દરવાજે નીલમનાં તોરણ બંધાયાં અને ઘડિયાં લગન લઈને સૈયદે લાલ શાહજાદાની લીંબુપરી સાથે શાદી કરી દીધી. અને પછી લાલ શાહજાદો, લીંબુપરી અને વઝીર મેંગરાજે સાથે ખાધું, પીધું અને એમનચેનમાં દિન ગુજાર્યા.

*

✓ શ્રાવણ વરસણ આવિયા, ધરતી રંગ સુરંગ;
ઘર બેઠાં મજલસ કરો, હરિયાં ચરે તુરંગ.
ડુંગર ચડીને જોઉં હું, તે દેવા કેરા વાસ;
ભૂતળ ભમતું ભાસિયું, પિયુ ગયા પરવાસ.
આંગણે ગંગા ગોમતી, ગોરી પિયર શીદ જાય;
જેનો નાથ રામ સરીખડો, તેને ટાઢી શીતળ છાંય.
કાળજ છેદું કટારિયે, શેકું અંગારે;
જે વણ ઘડી ન ચાલતું તેણે વિસાર્યાં જન્મારે.

પાદર મોરી ફૂલડે, વનમાં મોર્યા કેસ;
ગોરી મોરી ભરજોબને, પણ પિયુ ચાલ્યા પરદેશ.
આંગણ ચમકી મોજડી, તરકસ રણક્યાં તીર;
વેલો આવે સાયબો, લાલ નણદીનો વીર.
વર વરસારો આવિયો, જેની જોતાં વાટ;
જે આવે પડે વધામણાં, તેના થિયા ઉચાટ.
ગુના અમારા ગોતશો, ગણતાં ના'વે પાર;
ડગલે ડગલે દોષ છે, ધર્યો ધરણી અવતાર.

# પૂર્વ બંગનો નિર્દય માનવવધ

આ. વિનોબાજી

બે-ત્રણ દિવસથી મારું ઘણુંખરું ધ્યાન પૂર્વ બંગાળની ઘટનાઓ તરફ છે. શેખ મુજીબુર રહેમાને ખડા કરેલા ઉમેદવારોમાંથી ૯૫ ટકા બંગાળની ધારાસભામાં ચૂંટાયા. પાકિસ્તાનની બન્ને પાંખની ગણતરી કરીએ તો પણ એમને બહુમતી મળી યાને પૂર્વ બંગાળના તો એ રાજા થઈ ગયા પાકિસ્તાનની બન્ને પાંખની સત્તા એમના હાથમાં આવી એવો અર્થ થાય જનરલ યાહ્યાખાંએ જાહેર કર્યું હતું કે બને તેટલું વહેલું લશ્કરીરાજ દૂર કરવું છે ને લોકશાહી સ્થાપવી છે. એ અનુસાર આ બધું નાટક થયું. અને છેવટે આ ઘટના! ફરીથી માર્શલ લૉ જાહેર થયો! દસ બાર દિવસ વાટાઘાટો ચલાવી અને એ દરમિયાન ફોજ લાવી દીધી. એ બધી ફોજ પંજાબની છે ધર્મના નામે પાકિસ્તાન રચાયું બન્ને પાકિસ્તાન વચ્ચે હજાર માઈલનું અંતર છે-એય ભારત પોતાના પ્રદેશ પરથી ઊડવાની સંમતિ આપે તો પરંતુ વચ્ચે જે બનાવ બન્યો એને કારણે એમનાં વિમાન ભારત પરથી ઊડી શકતાં નથી એથી ત્રણ-સાડા ત્રણ હજાર માઈલ ફરીને જવું પડે છે. એટલે છેટે જઈને એક તો તેઓ રાજ્ય કરશે અને એને એક રાજ્ય માનવાનું કેમ? તો ધર્મ એક છે માટે! જો ધર્મ એક જ છે તો પાકિસ્તાન અને અફઘાનિસ્તાન કેમ એક દેશ બનતા નથી? ઈરાન, અરબસ્તાન, તુર્કસ્તાન, કેમ એક દેશ નથી બનતા? એ બધા દેશો નજીક નજીક જ છે પણ સ્વતંત્ર રાષ્ટ્ર છે અહીંથી ત્યાં જતાં પાસપોર્ટ લેવો પડે છે. વેપાર-વ્યવહાર માટે પણ રજા લેવી પડે છે

આ બધો ઢોંગ ધર્મના નામ પર ચાલે છે! બંગલા ભાષાના બે ટુકડા કર્યા આજે બંગલા ભાષા એક હોત તો ૧૨ કરોડ લોકોની એ ભાષા હોત. જગતની ભાષાઓમાં એનો ચોથો પાંચમો નંબર હોત. ભારતમાં પણ હિંદી પછી બંગાળી હોત. હિંદી-ભાષી ૨૫-૩૦ કરોડ લોકો છે તો બીજા નંબરે બંગાળી ભાષી લોકો હોત પૂર્વ બંગાળમાં બંગાળી ભાષા દબાવવાનો પ્રયત્ન થયો. પણ દાબી શકાઇ નહી. ઊલટાનું લોકોએ જોર કર્યું.

ભારતના ગરીબ પ્રદેશમાં એક છે ઉત્તર બિહાર ને બીજો છે પશ્ચિમ બંગાળ કેરળનો કેટલોક ભાગ પણ સાવ દરિદ્ર ગણાય છે. પણ એના કરતાંય વધારે ગરીબી પૂર્વ બંગાળમાં છે. એની ગરીબીમાં કાંઈ ફરક ના પડયો, ઊલટાની વધી. જેટલો વિકાસ થયો, જેટલા પૈસા ખર્ચા તે બધું પંજાબમાં થયું. પશ્ચિમ પાકિસ્તાનમાં ચાર ભાષાઓ છે-પંજાબી, સિંધી, બલુચી અને પુસ્તુ. એ ચારેયને એકબાજુએ રાખીને ઉર્દૂ ચલાવી. કેમ? તો, એક ઉર્દૂ વિભાગ થાય ને બીજો બંગાળી વિભાગ. યાને એમનો અને અમારો સરખો હિસ્સો થાય. નહી તો બંગાળી ભાષાનું આખાય પાકિસ્તાન પર વર્ચસ્વ થઇ જાય.

આ વીસ વર્ષો દરમિયાન પૂર્વ બંગાળનું પૂરેપૂરું શોષણ થયું વિકાસનમો પંજાબમાં થયા. લશ્કરમાં પણ તેઓ જ છે. બધી રીતે તેમણે બંગાળીઓને દબાવ્યા. પૂર્વ બંગાળમાં દુકાળ પણ વધારે પડે છે. દરિયા કિનારો છે. એથી પૂર, આંધી, વાવાઝોડા જેવી કુદરતી હોનારતો પણ વધારે આવે છે. અનેક પ્રકારની મુસીબતો આવી. પણ એની પરવા ના કરાઇ. એથી શેખ મુજીબુર રહેમાને વિદ્રોહ કર્યો. ગાંધીજીએ જે અસહકાર કર્યો હતો એની સાથે પણ જેની તુલના ન થઇ શકે એવડો મોટો અસહકાર કર્યો. ગામડે ગામડે અસહકાર થયો સમસ્ત બંગલા દેશ, પોલીસ, કારખાનાં વગેરે બધાં અંગ અસહકારમાં સામેલ થયાં હવે એને દબાવવા માટે ફરી માર્શલ લૉ જાહેર કર્યો કહે છે કે શેખ દેશના ટુકડા કરી રહ્યા છે. 'બંગલા દેશ' અમારો સ્વતંત્ર રહે એવું શેખે જાહેર કર્યું હતું કેમકે તેમણે જોયું કે

એક સાથે રહીનેય શો લાભ છે? પૂર્વ બંગાળને દબાવવા વાસ્તે માર્શલ લૉ લાગુ પાડયો. તોયે યાહ્યાખાંનું ધ્રુવપદ તો કાયમ જ છે. કયું ધ્રુવપદ? પરિસ્થિતિ અનુકૂળ થતાં જ યથાશીઘ્ર બધો રાજ્ય-કારભાર લોકોના હાથમાં સોંપી દેવાનો મારો ઇરાદો છે, એમ યાહ્યાખાં જાહેર કર્યા કરે છે.

પૂર્વ બંગાળની આ ઘટના દુનિયાની દૃષ્ટિએ બહુ ભયંકર છે. ૭ કરોડ લોકોમાંથી કેટલા બધા લોકોને મારી નાખ્યા! આપસમાં યાદવાસ્થળી ચાલી રહી છે. બંગાળી વિરુદ્ધ પંજાબીનો આ ઝગડો છે. નિઃશસ્ત્ર લોકો પર ગોળીઓ ચલાવે છે, ટેન્કોય લાવ્યા છે. જેને 'રૂથલેસ' કહેવાય એવી નિર્દયતા એમણે આદરી છે. માનવવધ ચાલી રહ્યો છે. યાહ્યાખાન શું જાહેર કરે છે તે તરફ ત્રણ ચાર દિવસથી મારું સતત ધ્યાન હતું. આજે એમણે જાહેર કર્યું. (માર્શલ લૉ ચાલુ રહેશે.)

આ પરથી આપણે ઘણુંબધું સમજવા જેવું છે. ભારતમાં પણ અનેક ભાષાઓ છે, ધર્મો છે, નાતજાત છે. એ બધાનું આ રાષ્ટ્ર છે. એ બધાને આપણે એકત્ર રાખવાના છે. માટે આ ઘટનામાંથી આપણે શીખવાનું છે: ગરીબો તરફ ધ્યાન દેવાનું. નાતજાત અને ધર્મના ભેદ જે જોર કરી રહ્યા છે અને જે સામાજિક વિષમતા છે તે મિટાવવી જોઇશે. આધ્યાત્મિક દૃષ્ટિએ આપણે બધા માણસો એક છીએ, એવી ભૂમિકા પેદા કરવી જોઇએ. આપણે ભારતીય છીએ, એટલું તો ઓછામાં ઓછું માનવું જોઇએ. આજના યુગમાં આપણે વિશ્વમાનવ છીએ, એમ કહેવું જોઇએ. એથી હું જ્યાં ગયો ત્યાં ત્યાં કહેતો ગયો — જયજગત અને જય ગ્રામદાન. ગ્રામદાન આપણું તંત્ર છે, જયજગત મંત્ર છે. આખી દુનિયાને એક કરવી છે, એ આપણી પ્રતિજ્ઞા છે. દુનિયા એક થયા વિના આ ઝઘડા ખતમ નહીં થાય માટે આપણે જાગતિક ભાવના જાગૃત કરવી રહી. અમે બ્રાહ્મણ, મરાઠા, એવો જાતિભેદ કાઢવો જોઇએ, અમે મરાઠી, ગુજરાતી એવા પ્રાંતભેદ પણ જવા જોઇએ. આવા ભાતભાતના ભેદને હઠાવીને આપણે બધાએ કામમાં લાગી જવું જોઇએ, ભારતની જે મુખ્ય સમસ્યાઓ છે. –સામાજિક વિષમતા ને આર્થિક વિષમતાને દૂર કરવા માટે સૌનું ધ્યાન કેન્દ્રિત થવું જોઇએ, તીવ્રતાથી આ કામ કરવું જોઈશે એવો બોધ આ ઘટના આપણને આપે છે.

આ ઘટનાથી મને એટલું બધું દુઃખ થઇ રહ્યું છે કે સહજતાથી હું આજે ખાઇ પણ શકયો નહીં. બહુ કષ્ટ થયું. અનેક આપત્તિઓ આવે તોયે પ્રસન્ન રહેવાની મને આદત છે. ત્યારે ખાઇ પણ શકું છું. પણ આજે મહામુસીબતે ખાઇ શકયો. માનવ માનવ પર કેવા પ્રકારનાં આક્રમણ કરે છે, એનું ભાન આ ઘટનાથી થાય છે.

( 'ભૂમિપુત્ર'માંથી સાભાર )

*

પૃ ૧૨૫થી ચાલુ]

પાંચ સાત વૃદ્ધો વિનયથી કરગરતાં બોલ્યા:

"મહારાજ! બીજું કંઇ નહીં, આ ડોકેથી ફૂલડીઓ ને પીઠેથી સાવરણીઓ ઊતરાવો તો ઉપરકાર, અન્નદાતા!"

સિદ્ધરાજ જેસંગે તુરત હુકમ કર્યો.

એક રાતે આકાશમાં મેઘ મંડાણા. ગરજ્યા મૂશળધાર વરસાદ પડયા ને સહસ્રલીંગ પાણીથી ભરાણું. કિનારા છલકયા. ધરતીએ આ વખતે પાણી શોષી નથી લીધું. ત્રિલોચન પંડિતને રાજાએ ઇનામ દીધાં. પ્રજાએ માન દીધાં. મૈયાના લોહીથી પવિત્ર થયેલા સહસ્રલીંગનાં જળ સૌએ હર્ષથી પીધાં અને વાપર્યાં.

પણ મૈયાના માબાપને કે સ્વજનોને સમાજે તસુભર ઓરાં આવવા ન દીધાં. અત્યાર સુધી અસ્પર્શ્ય રાખ્યાં. પોતાના સહધર્મીને ધિક્કારનાર હિન્દુ ધર્મનો જગતમાં જોટો નથી જડતો. એ મૈયાની નાની દેરી જસમાની ઊંચી દેરી સામે હજી ઊભી છે. સિદ્ધરાજ ગયો. સહસ્રલીંગ ગયું. ઉપર હજાર જેટલાં ચોમાસાં ગયાં, પણ પરકાજે રંકનું મહાન સમર્પણ હજીયે લોકહૈયાં અને નાની દેરી પોકારે છે. જગતને બલિદાનનો મહિમા સમજાવે છે.

# મયો મેતર

નાજાભાઇ નથુભાઇ વાળા (ચારિયા)

વિક્રમ સવતની ૧૨મી સદીનો ઉત્તરાર્ધ ચાલે છે ભારતના પશ્ચિમ ભાગ ગુજરાત માળવા, મરાઠાવાડથી સિંધના સીમાડા સુધી મહારાજા સિદ્ધરાજ જયસિંહનુ સામ્રાજ્ય મહા સમ્રાટ અશોકના જેવુ જામ્યુ છે જૈન જતિઓ સિવાય સિદ્ધરાજ જેસંગ સામે એક હરફ ઉચ્ચારવા કોઇ સમર્થ નથી રાણક દેવી અને એના બાળકો જસમા તેમજ હીરાધર જેવાની હત્યાઓના કપાળે કાળા ડાઘ અને કાળા હાથવાળા સિદ્ધરાજનુ સામ્રાજ્ય સોળે કળાએ ખીલી રહ્યુ છે

ઇતિહાસ કથન મુજબ જસમા મેળવવાની આશાએ ખોદાવેલુ સહસ્રલિંગ સરોવર હજારો શિવ દેરીઓની વચ્ચે કોરુ કાટ પડ્યુ છે મહાસતી જસમાની અંતરની આહથી જળ સુકાણા પછી જળાશયમાં જળ ટકતા નથી કળાકારોએ કસીને કંડારેલી એક હજાર દેરીમાં શિવલિંગ પધરાવતા પણ જસમાનો શાપ શાંત થાય એવી સિદ્ધિ સાંપડી નથી

વિસ્તરેલા પાટણના પૂરજનો પાણી વિના ટળવળે છે કળકળે છે રાજાના પાપે પ્રજા પીડાય છે એમ સૌ માને છે સહસ્રલીંગ બંધાયાને બાર બાર વર્ષના વાણા વાઇ ગયાં છે મોં માગ્યા અનરાધાર વરસાદ વરસે છે પણ આરસના બનેલ આરાવાળા બાંધેલા વિશાળ સરોવરમા પાણીનું ટીપુ ય ટકતુ નથી તળાવના તળીએ અડતા જ પાણી અદૃશ્ય થઇ જાય છે પાટણની પ્રજા તળાવને નીરખી નિઃશ્વાસ મૂકે છે, અને રાજા ઉપર શાપ વરસાવે છે રાજા અને પ્રજા સૌ અકળાય છે આનો કંઇ ઉપાય ? પાટણપતિ અને ડાહ્યા વિદ્વાનો કંઇ ઇલાજ નહી કાઢે

પ્રજાનો કકળાટ વધતો જાય છે નગર ચર્ચા વખતે રાજાના કાન ફાટી જાય એવુ પ્રજા સંભળાવે છે રાજા જપે છે કંઇ ઉપાય આનો કંઇ ઉપાય ! ચિત્તમા જલતી જસમાના શાપનો કંઇ નિવારણ અર્થે ડાહ્યા પ્રધાને ઉપાય સુચવ્યો

મહારાજ ! પાટણ અને દેશના વિદ્વાનો બોલાવો જરૂર ઇલાજ મળશે શાપનું નિવારણ ન હોય એવુ ન બને '

પાટણના પંડિતો જોષીઓ અને વિદ્વાનોમા ખપતા અનેક જણ એકઠા થયા પોથીઓ જોઇ ચર્ચા કરી પણ પ્રમાણ જડયુ નહી પૂર્વના શાપના પુરાણો અને નિવારણો તાગ કરી જોયાં પણ સંતોષકારક ઉત્તર જડયો નહી બધ મુંઝાયા ત્યાર એક વૃદ્ધ જોષીએ હિંમત કરીને કહ્યુ કે

રાજન ! પ્રશ્ન મૂકો ખરા હૃદયથી પ્રશ્ન મૂકો સહસ્રલીંગમા પાણી લાવવા હોય તો શુદ્ધ અંતઃકરણ અને શ્રદ્ધાથી પ્રશ્ન મૂકો હુ કુંડળી બનાવ્રુ ગ્રહો માર્ગ જવાબ જડે તો પાટણના ભાગ્ય જ્યોતિષની ઉપાસના સાઠ સંવત્સરોથી કરતો આવ્યો છુ મારી ઉપાસના ફળશે મહારાજ ! પ્રશ્ન મૂકો

સૌ સભા ધ્યાનથી સાભળી રહી ચક્ર જેવી મોટી પાઘડી ધારણ કરેલી ત્રિપુંડધારી હાથમાં તાડપત્રની પોથી એવા ત્રિલોચન પંડિતની પ્રચંડ મૂર્તિને સભા જોઇ રહી સિદ્ધરાજ મહારાજ ક્ષણભર વિચારી બોલ્યા

' જોષીરાજ ! જસમા સતીએ મને શ્રાપ્યો એનુ ફળ મારી પ્રજા ભોગવે છે સતીના શાપ શમે ને સહસ્રલીંગના પાણી મારી પ્રજા પીએ એવો ઉપાય એ સતી સુઝાડશે કે '

જોષીએ ઘડી પળ અને વિપળ મૂકી કુંડળી મૂકી ગ્રહ ટંકાવ્યો હાથના વેઢા ગણી સ્મિત સાથે સ્પષ્ટ શબ્દમાં કહ્યુ

' મહારાજ ! ઉપાય છે શાપનું નિવારણ સતી સૂચવે છે સહસ્રલીંગના મધ્યમા માનવ રક્ત સીંચાય અને ધરા તૃપ્ત થાય તો શોષાઇ જતાં

જળ તળાવમાં ટકે. સહસ્રલીંગની શ્રાપિત પૃથ્વી બલિદાન માગે છે, બલિદાન દો રાજન!"

"ધન્ય ભૂદેવ! સહસ્રલીંગની પૃથ્વી જો પાણી આપતી હોય, સતીનો શાપ સંતોષાતો હોય તો સો માથાં આપવા સિદ્ધરાજની સમશેર સમર્થ છે."

"મહારાજ! એવું માનવરક્ત સતી નહીં સ્વીકારે, પણ જે માનવી હૈયાના ઉમળકે ભોગ દેવા આવે તેનું સ્વેચ્છાએ લીધેલું શુદ્ધિ બલિદાન સ્પષ્ટ સૂચવે છે."

આ જોષીનું કથન સાંભળી રાજા અને પ્રજા રાજી થયાં. પાટણમાં ઢંઢેરો પીટાયો કે: "સહસ્રલીંગ માનવ રકત માગે છે જે સ્વેચ્છાએ આપવા તૈયાર હોય તે આગળ આવે."

પ્રભાત થતાંમાં તો ઢંઢેરો પાટણને ખૂણે ખૂણે પીટાઇ ગયો. સૌ કોઇને સભાનો નિર્ણય સમજાઇ ગયો. રાજગઢ અને પ્રજાજનો આતુરતાથી જાણવા માગે છે કે કોણ તૈયાર થાય છે. પણ પોતે તૈયાર થવાનું કોઇ વિચારતું નથી. પ્રભાતનું મધ્યાન્હ થયું, મધ્યાન્હની સંધ્યા ઢળી. આખા પાટણમાંથી શું કોઈ વીર નહીં નીકળે? ઘણા મળી આવશે એમ માનનારા ડાહ્યાઓ રાજમહેલની ડેલીએ રાહ જોઇ રહ્યા છે. કોઇ આવતું નથી. "અરે! ફરીથી સાદ પડાવો. શીંગુ ફૂંકાવો. કોઇ કદાચ જાણતું નહોય.

રાત્રી પડતાં પાટણમાં સાદ પાડનારનો બુલંદ અવાજ સંભળાય છે. શીંગડું ફૂંકાય છે. આખું પાટણ પાણીના દુઃખની વાત કરે છે. બલિદાન દેવા કોણ આવે છે એ જાણવા સાંભળવા પ્રભાતે વહેલાં ઊઠે છે. આમને આમ સાત દિવસનાં વાણાં વાઇ ગયાં છે ને દિવસ આથમે છે. સવાર સાંજ વિધવિધ જાહેરાત દેવાય છે. પાટણની પ્રજાનું નાક જશે કે શું? બ્રહ્મપંડિત ટોળે મળે છે. વીર ક્ષત્રિયો આ શું થાય છે કહી ધૂવાંફૂવાં થાય છે. વૈશ્યો ચિંતામાં પડયા છે. બીજાને પાણી ચઢાવે છે, પણ કોઇને પોતાનું માથું આપવા ની જરૂર જણાતી નથી.

છેલ્લું શીંગડું ખૂબ જોરથી ફૂંકાય છે. સાદ પાડનારનો સાદ ફાટી જાય છે:

"હવે હું જ સાદ દઇશ દાદા! મારે દેવો જ જોઇએ. મારું દિલ સાદ દે છે." જુવાને ન સમજાય એવી દ્રઢતાથી કહ્યું.

સૌ કોઇ આશ્ચર્યથી તેના સામું જોઇ રહ્યાં, "મૈયા દિકરા, તું આમ કેમ બોલે છે? તારું મોં અને આંખ તેજ મારે છે."

"દાદા! સાદ પાડી તમે ગળું બેસાડી દીધું, શીંગડું ફૂંકી આણે ગળું ફૂલાવી દીધું પણ પાટણમાંથી કોઇ સળવળતું નથી. કાલે મુદત પૂરી થશે. પાટણનાં દુઃખ શું ઊભાં જ રહેશે? સતીનો શાપ સંતોપવા કોઇ જીવ આખા પાટણમાંથી નહીં જડે દાદા! કાલ પ્રભાતે રાજડેલીએ ખબર દો કે હું તૈયાર છું, મારાં લોહીથી સહસ્રલીંગની ધરતી ધરપાવવા હું મારા દિલથી ખુશી છું."

સાદ પાડતાં પાડતાં ગામના સીમાડે પોતાના રહેવાસ તરફ આવી પહોંચ્યાં હતાં. વૃદ્ધે મૈયાની આંખ જોઈ લીધી:

"મૈયા! તારી માને અને વહુને પૂછ્યું છે બેટા?"

"આજ રાતે પૂછીશ. તમે મોટા છો. પહેલાં રજા તમે આપો. બાપુ, એમ બને એવાં આપણા ભાગ્ય કયાંથી? આપણને દેખી ગાઉ ગાઉથી માણસો અભડાઈ જાય છે. થૂંકવા માટે કોટે કુરડીઓ બંધાવે છે. પગલાં ભૂંસવા પીઠે સાવરણા રાખવા પડે છે."

"પણ ભાઇ મૈયા! ઢેઢનું લોહી વાણિયા બ્રાહ્મણને ખપશે ને?"

"પણ ન ખપે તો કોઇ કેમ દેવા આવતું નથી? એ લાભ આપણને મળે એવી સતીની મરજી જણાય છે."

એમ મૈયાએ પ્રતિઉત્તર દીધો. એનાં ભવા ઉપર નિશ્ચય બળ હતું. એની મજબૂત કાયા આવેશમાં કંપતી હતી. એ રાતે આખું પાટણ ચિંતામાં પડ્યું હતું. કાલ બલિદાનનો દિવસ હતો. જોષીઓએ નીરખ્યો હતો. પણ હજી કોઇ આગળ આવ્યું ન

હતું. પાટણની નિર્માલ્યતા ઉપર સૌ ધિક્કાર વરસાવતાં હતાં. પણ 'અમુક કારણ નહત તો જરૂર હું ભોગ દેત.' એમ સૌ કહેતાં અને માનતાં હતાં. પાટણની દૂર દૂર આવેલાં એક નાના ઘરની ઓસરીમાં દીવાના ઝાંખા પ્રકાશમાં મૈયો તેની માની રજા માગતો હતો. આખો હરિજનવાસ એકઠો થયો હતો. મૈયો વિનવે છે:

"મા મને રજા દો."

"બેટા, એકનો એક તું."

"પણ મા એક જ માણસની જરૂર છે, મા.'

"પણ આખા પાટણમાંથી કોઇ નહીં ને તુ?"

"જસમાદેવી મને જ માગે છે. મા, સાત સાત દિવસથી મને એ બોલાવી રહી છે માટે મારૂં દિલ દુભાવીશ નહીં મા! મારો નિશ્ચય છે મા' આશિષ દે, આખા પાટણનાં દુઃખ ભાંગશે એનાથી વધારે આ હલકા અવતારમાં મારાથી શુ થઇ શકે એમ છે મા?"

"પણ આ વહુનો કંઈ વિચાર કર્યો બેટા?"

"મા પહેલાં તું આશિષ દે, મારા ઉપર એની સાચી પ્રીતિ હશે તો નહીં રોકે"

ઘરની બારસાખે લપાઇ બેઠેલી વહુ બોલી

"મારો વાંધો જોશો નહીં મા, પરહિતે એની કાયા હોમાશે અને એ જુગ જુગ જીવતા રહેશે. હું એને સંભારી સંભારીને જીવીશ અને જગતને જણાવીશ કે, મૈયાની ઘરવાળી પણ મૈયાને લાયક સતી જ મળી હતી."

માતાના દિલના તાર કંપ્યા, પોતાની કૂખે કોઇ ઊંચો જીવ જન્મ્યો છે, મૈયાના બલિદાનથી પોતાની ઇકોતેર પેઢી તરી જશે એમ લાગ્યું.

"મા આશીર્વાદ દે કાલ પ્રભાતે વહેલાં રાજદેવડીએ હાજર થવુ છે"

"ધન્ય મારા દીકરા! ભગવાન તને દેવ બનાવે."

આખો હરિજનવાસ એકઠો થયો હતો, મૈયાનો નિર્ણય સૌએ જાણ્યો. રાત્રે આનંદ ઉત્સવ કરી સવારે વાજતે ગાજતે મહામંગળ પ્રસંગ હોય એમ ભજનોની ધૂન જામી. રાસડાની રમઝટ બોલાવી. સતી જસમાનો ગરબો પ્રેમ અને શ્રદ્ધાથી ગવાયો. પ્રભાતે વહેલું હરીજન સ્ત્રી-પુરૂષોનું એક ટોળું માતું બજાવતું રાજગઢ તરફ જતું હતું. જતાં ડરતું હતું. કોઇને સામા આવતાં દેખી પુરૂષો મોટે સ્વરે કરગરતાં "માબાપ આઘાં રે'જો!"

અસ્પર્શ્યની આવી હિંમતથી કંઇક છંછેડાઇ તોછડાઇથી પૂછતા:

"અલ્યા ઢેઢાઓ! આ શું માંડયું છે? અત્યારમાં શું મોઢાં બતાવવા મૂઆ છો?"

"હશે માબાપ! માફ કરજો."

એમ કહેતા સૌ રાજદેવડીએ પહોંચ્યાં અને દરબારમાં ખબર અપાવ્યા કે "મૈયો મેતર સહસ્રલીંગને લોહી દેવા તૈયાર થયો છે."

રાજગઢમાં વાત પ્રસરી. પાટણમાં ખબર ફેલાઇ ગઇ. એક રાજપુરૂષે ગઢમાંથી આવી પૂછ્યુ કે: "કોણ તૈયાર છે?"

મૈયો આગળ આવ્યો; "માબાપ! અન્નદાતા! હુ તૈયાર છું, મારું લોહી સ્વીકારો."

મૈયાના વડીલોએ હાથ જોડી કરગરતા કહ્યુ કે. "અમ ગરીબ પર એટલી કૃપા કરો. અમારા મૈયાનુ માથું લઈ પાટણનાં દુઃખ ટાળો. એટલી દયા કરો, અન્નદાતા!"

વિદ્વાનોની ફરીથી સભા ભરાઇ. મૈયો અસ્પર્શ્ય છે સહસ્રલીંગની ધરા મૈયાનું બલિદાન કબુલ કરશે? સંતોષાશે? સનાતની પંડિતોની શંકા ઉપરથી રાજાએ જોઇને પૂછ્યું. ત્રિલોચન પંડિતે સ્મિત કરીને કહ્યું:

"રાજન! ધરતી માતાને બધાં બાળક સરખાં છે. માતા પવિત્રતાને જુએ છે, કોમને નહીં. પરદુઃખે પ્રાણ દેનાર મૈયો બ્રાહ્મણોનો બ્રાહ્મણ છે."

બલિદાન માટે મૈયાનો સ્વીકાર થયો. મૂરત લેવાણું સહસ્રલીંગ ઉપર માનવ મેદની જામી. આખું પાટણ બલિદાનની ક્રિયા જોવા ઉમટયું. આખું તળાવ અને આરા કિનારા પાટણની પ્રજાએ ભરી દીધા. આ મહાબલિદાન જોવા માનવ સાગર ઊમટયો.

સહસ્રલીંગની મધ્યમાં અમુક જગ્યા રોકવામાં આવી હતી. ત્રિલોચન પંડિત મૈયાને પાટલે બેસાડી મંત્રોચ્ચાર કરતા હતા. વરૂણને આહુતિઓ અપાતી હતી. બીજા પંડિતો રાજપુરૂષો અને સિદ્ધરાજ મહારાજ બાજુના સમિયાણામાં બીરાજતા હતા. સૂર્ય મધ્યાન્હે આવતો હતો. સહસ્રલીંગની સહસ્રદેરીઓ તડકામાં ચળકતી હતી. આ મહામાનવ મહેરામણમાં ફકત મૈયાની જાતિનાં માણસો દૂર દૂરથી વૃક્ષો પર ચઢી પોતાના વીર બેટાનાં છેલ્લાં દર્શન કરવા વલખાં મારી રહ્યાં હતાં.

મૈયાનું માથું લેવા પટ્ટણની પ્રજા તૈયાર હતી, પણ તેમનાં અંગતોને ઊભા રહેવાનું સ્થાન આપવાની તૈયારી ન હતી, નાનો હોમ વચમાં કર્યો હતો. વિધિસર બ્રાહ્મણોના શ્લોકોના ઉચ્ચાર સાથે તેમાં ઔષધિઓ હોમાતી હતી. જળદેવતાને આમંત્રણ દેવાના મંત્રોચ્ચાર થતા હતા. સતીના શાપ શમે તેવા શક્તિસ્તુતિના સ્તોત્રો બોલાતાં હોમ વિધિ પૂરી થઇ.

છેલ્લો હોમ રકતદાન દેવાનું મૂરત આવ્યું. મૈયાનું પૂજન થયું. તેનાં શિર પર પુષ્પો ચડયાં, ત્રિલોચન પંડિતની આજ્ઞા અનુસાર મૈયે શિર નમાવ્યું. વધ કરનાર નાગી તલવાર લઇ તૈયાર હતો. જોનાર જનતા કંપી ઊઠી. જયસિંહ–મહારાજ બોલ્યા :

"મૈયા ! મારા પાટણની ખાતર તું પ્રાણ આપે છે, માટે માગી લે. તારા કુટુંબ માટે તું માગે તે આપવા હું તૈયાર છું."

મૈયાએ ઊંચું જોયું. બોલ્યો કે: "મહારાજ ! મારું બલિદાન સ્વીકારો છો એ જ ઉપકાર, મારે કંઇ જ માગવાની ઈચ્છા નથી."

મૈયે પોતાની માતા, પત્ની, અને જ્ઞાતિજનોને જોવા ચારે તરફ વૃથા નજર ફેરવી. પણ તેને તો ક્રુર હિન્દુ સમાજે દૂર દૂર ધકેલી મેલ્યાં હતાં. તેને અહીં આવવા અધિકાર નહોતો. મૈયો સમજ્યો. ધીરગંભીર રીતે બોલ્યો:

"મહારાજ ! ભગવાને અમને માણસ જન્માવ્યા છે. અમે પણ માનવ છીએ, હિન્દુ છીએ એટલું વિચારજો."

"મૈયા ! જરૂર હું તે માટે પ્રબંધ કરીશ."

હવે વધ ઘડી આવી પહોંચી. વધ કરનારે તાપમાં ચમકતી સમશેર ઉગામી. મૈયાએ શાંતિથી માથું નમાવ્યું. મંત્રોચ્ચાર થયા. પાટણની સ્વાર્થી પ્રજાએ જયનાદો કર્યા. વાજીંત્રો વાગ્યાં ને વીજળી પડે તેમ ચમકતી તલવાર મૈયાની નમેલી ડોક પર પડી. શીશ જુદું થઇ, ઊછળી હોમ વેદીમાં પડયું. ધડ પછડાઇ પૃથ્વી પર પડયું. રક્તની ધારાઓ છૂટી. સહસ્ર રશ્મી સવિતાનારાયણે આકાશની મધ્યમાં થંભી સહસ્રલીંગ મધ્યે હોમાયેલું આ અપૂર્વ બલિદાન વિસ્મયથી જોયું અને જરા વધારે બારીકાઇથી જોતાં આનંદાશ્ચર્ય પામ્યા.

મૈયાના રક્તની ધારામાં સંતોષાયેલી ધરાએ છૂપાયેલાં નીર પ્રગટ કર્યાં. સહસ્રલીંગની વચમાંથી જળરાશી ઊભરાઇ ઉપર આવ્યો. જાણે અત્યારે જ સહસ્રલીંગ ભરાઇ જશે એવો ભાસ થયો. સિદ્ધરાજ મહારાજ અને રાજપુરૂષો તથા પંડિતો સરોવરમાંથી બહાર નીકળ્યા.

સત્ય હોય કે ભ્રમ પણ લોકવાણી પ્રમાણે સહસ્રલીંગમાં જળની હેલીઓ વરતાણી. પાટણની પ્રજા ઘેલી બની. પણ દૂર દૂર એક વૃક્ષની નીચે મૈયાની મા, પત્ની અને સજ્જનો શું આશ્ચર્ય છે તે જોવા મથતાં હતાં તેની સાર સંભાળ કોઇએ ન લીધી.

મહારાજની આજ્ઞાથી મૈયાનું મૈયત લેવા મૈયાના સ્વજનો તળાવમાં આવ્યાં, પણ ત્યાં મૈયાનું ધડમાંથુ કંઇ જ ન હતું. ફકત જળ હતું. સિદ્ધરાજ મહારાજે વૃદ્ધોને બોલાવી પૂછ્યું:

"બોલો તમારે શું જોઇએ ?"



[અનુ૦ પૃ૦ ૧૨૧ે

## વિદ્યાશાખાઓ અને પીએચ ડી

ગતાંકના 'મધુસંપર્ક'માં શ્રી પુષ્કર ચંદરવાકરને પીએચ ડી ન હોવા છતાં ચારણીસાહિત્ય, લોકસંસ્કૃતિ અને લોકસાહિત્ય શાખાના રીડર તરીકે સૌ યુનિએ લીધા તે અંગે પ્રશ્ન છેડાયો છે કેટલાક મિત્રોએ તે ઉપરથી પ્રશ્ન ઊભો કર્યો છે કે

"પીએચ ડી ને એટલું બધું મહત્ત્વ તમે કઇ રીતે આપો છો ? કોઇ એક મર્યાદિત વિષય અંગે નિબંધ તૈયાર કરવાથી નિબંધ તૈયાર કરનારની ગુણવત્તા કઇ રીતે વધી જાય છે ? એનાં કરતાં જે તે વિષયના સ્નાતક થયેલા કે ન થયેલા અભ્યાસીઓ પણ વધુ વ્યાપક અને ઊંડું જ્ઞાન ધરાવતા હોય છે ત્યારે પીએચ ડી થવાથી કઇ પ્રકારની લાયકાતમાં વધારો થઇ જાય છે ?'

પ્રશ્ન યોગ્ય રીતે પુછાઇ રહ્યો છે પણ આ સંબંધમાં સ્પષ્ટતા એ કરવાની રહે છે કે એ પ્રશ્ન મેં નથી ઉઠાવ્યો પ્રશ્ન ઉઠાવનારાઓ તરફથી મેં એ મૂક્યો છે અને હું સમજ્યો છું ત્યાં સુધી સૌ યુનિએ પોતાના નિયમ કે ધોરણની ઉપરવટ જઇને શ્રી ચંદરવાકરને લીધા ત્યારે એ જ રીતે બીજાને લેવા વખતે પાછું પીએચ ડી નું ધોરણ આડું ધરીને શ્રી ચંદરવાકરના પ્રશ્નમાં અપવાદ કર્યો છે એ માટે પ્રશ્ન પુછાયો છે મારો ખ્યાલ છે ત્યાંસુધી રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કૉલેજના વિદ્વાન પ્રા શ્રી ઉપેન્દ્ર પંડ્યાને ઉપર ન લેવામાં તેઓ પીએચ ડી ન હોવાનું જ આજ સુધી આડું આવ્યા કર્યું છે

પીએચ ડી વિષેનો મારો પોતાનો અનુભવ અને ખ્યાલ જુદો જ છે કેટલાક પીએચ ડી થયેલાઓ વિવિધ વિદ્યાશાખાઓમાં ઘણું સુંદર કામ કરી રહ્યા છે એમાંથી કેટલાક ઘણા વિદ્વાન છે અને ઉત્તમ પ્રકારનું માર્ગદર્શન આપી રહ્યા છે પણ આજ સુધી જેટલા પીએચ ડી થયા છે તેમાં આવા વિદ્વાન તદ્વિદોની સંખ્યા નહિવત્ છે

જ્યારે મારા છેલ્લા ૩૦ વર્ષના અનુભવે મેં અનેક પીએચ ડીઓને એમણે તૈયાર કરેલા નિબંધ સાથે લગારે નિસ્બત ન હોય એવા વ્યવસાય ધંધા કે નોકરીઓમાં જોડાયેલા જોયા છે પીએચ ડી ડીગ્રી નથી એમને ફળી, નથી સમાજને ફળી

છેલ્લાં પંદર વરસથી ગુજરાતની જુદી જુદી યુનિ તરફથી લોકસાહિત્ય સાથે સંબંધ ધરાવતા વિષયો લઇને ઘણા વિદ્યાર્થીઓ મને મળવા આવ્યા છે આમાંના મોટાભાગના વિદ્યાર્થીઓને પીએચ ડી માટે નિબંધ લીધો છે એ સિવાય એ વિષય અંગે કશું જ સ્નાનસૂતક મેં નથી જોયું સામાન્ય જ્ઞાનનો પણ અભાવ ભાળ્યો છે આ બાબત મેં આજ સુધી સંશોધકર્તાઓ સાથે ચર્ચા પણ કરેલી કે જ્ઞાનની આવી શાખાઓના આવા કાચાકુંવારાઓને જે તે વિષય વળગાડી દેવામાં એના ગાઇડ–માર્ગદર્શકના સંખ્યા વધુ દેખાડવાના મોહ સિવાય બીજું શું હોઇ શકે ?

પ્રશ્ન આટલેથી જ નથી પતી જતો આવા ઇનોસંટ (મેખબર) વિદ્યાર્થીઓ એના ગાઇડથી એવા પ્રભાવિત થઈ જાય છે કે ગાઇડ જે સમજાવે તેના જ અહોભાવમાં તે રાચે છે

આવા વિષયો ઉપર પશ્ચિમની ભાષાઓમાં ખૂબ લખાયું છે ને લખાઇ રહ્યું છે એમાંથી સાહિત્ય અને સંસ્કૃતિને માપવાનાં ચોકઠાં તૈયાર થઇ ગયાં છે આવા ચોકઠામાં કોઇપણ પ્રદેશના સાહિત્યના કોઈપણ વિષયના કાચા માલને ભરી દેવામાં આવે છે, પછી આ ચોકઠામાં તૈયાર થયેલ બીબાંઢાળ માલ ઉપર પશ્ચિમની ભાષાઓએ જ આપેલી પરિભાષામાં એનું વિવેચન કરવામાં આવે છે

આ છટાયુક્ત વિવેચનને સાહિત્ય અને સંસ્કૃતિ તરીકે મૂલવવામાં આવે છે એમાં પીએચ

ડી.ના વિદ્યાર્થી કે એના ગાઇડને એ સાહિત્ય કે સંસ્કૃતિનું એથી ઊંડું અવગાહન નથી હોતું. તેમ જે પ્રજાનું એ સાહિત્ય કે સંસ્કૃતિ હોય એનો સંસ્પર્શ નથી હોતો. જે કાંઇ હોય છે તે પુસ્તકિયા વાચન અને સપાટી ઉપરનું જ્ઞાન જ, અને પશ્ચિમના સાહિત્યે આપેલાં માપ–દંડ.

ઉચ્ચ શિક્ષણક્ષેત્રનો બહોળો અનુભવ ધરાવનાર, બાહોશ વહીવટકર્તા અને બહુશ્રુત વિદ્વાન એવા એક મિત્ર બીજા એક વહીવટ કુશળ વિદ્વાનનું મંતવ્ય ટાંકતાં જણાવે છે કે:

"જ્ઞાનના ક્ષેત્રમાં સૌથી વધારે ઊંટવૈદો લોકસંગીત અને લોકસાહિત્યના ક્ષેત્રમાં છે. સાચા વૈદો શોધ્યા જડતા નથી અને ઊંટવૈદો ગાદીએ બેઠા છે.'

શિક્ષણક્ષેત્રના બહોળા અનુભવના ઘનિષ્ટ સંબંધે તેઓ જણાવે છે કે:

"આપણા દેશમાં એક મોટો વહેમ ઘૂસી ગયો છે કે પી.એચ.ડી.ની ડીગ્રી એ કીંમતી ડીગ્રી છે. ખરું જોતાં દુનિયાના બીજા દેશોમાં તે ડીગ્રીનું મહત્ત્વ અંકાતું નથી જ. વળી એક ઘણા જ મર્યાદિત ( NARROW ) વિષયને લગતો નિબંધ લખવાથી વ્યક્તિની કીંમત વધતી જ નથી. મારા વિવિધ અનુભવે મેં જોયું કે આવી ડીગ્રી ધરાવનાર કરતાં સાદો બી. એ. પણ મહેનતુ, સમજદાર અને વધારે યોગ્ય હોય છે. પી.એચ.ડી. માટે વિદ્યાર્થીઓને નોંધવામાં આવે તેટલા ઉપરથી પણ કાંઈ હેતુ સરે નહિ. પી.એચ.ડી. માટે પસંદ કરવાના વિષયો તેના વ્યાપ અને આખરની સામાજિક ઉપયોગિતા કાળજીપૂર્વક વિચારણામાં લઈને નક્કી થવા જોઈએ.

"મારા જોવામાં આવ્યું છે કે પી. એચ. ડી. માટે જેમને માર્ગદર્શક (Guide) તરીકે યુનિવર્સિટી પસંદ કરે છે તે લોકો પોતાના વિદ્યાર્થીઓની મોટી સંખ્યા બતાવવાના લોભમાં ગમે તેને રજીસ્ટર કરે છે ને ગમે તેવા વિષયો પસંદ કરે છે ગુજરાત યુનિ.માં પણ ખ્યાતનામ વિદ્વાનો આવી ભૂલમાંથી બચતા નથી તો પછી બીજે તો શું કહેવાય? —

"મેં એવા માણસોને યુનિવર્સિટીઓએ ડીગ્રી આપેલા જોયા છે કે જે રૂપિયા ૨૦૦ કે ૨૫૦ ની નોકરી માટે પણ અયોગ્ય ઠર્યા હોય."

પી.એચ.ડી. ની ડીગ્રી લીધા પછી એક ટકા કરતાં ભાગ્યે જ વધારે જુવાનો સંશોધનનું કાર્ય આગળ ચલાવે છે. તેમને સારા સ્થાનની પ્રાપ્તિ થઇ હોય છે તો પણ પી.એચ. ડી. ડીગ્રીવાળાઓએ છેલ્લાં દસ વર્ષમાં કેટલા જણાએ ડીગ્રી લીધા પછી કેટલું સંશોધનકાર્ય કર્યું છે તેની જો કોઇ મોજણી કરશે તો તેને ઘણા વિસ્મયકારી પરિણામો જાણવાનાં મળશે એ બાબતમાં મારા મનમાં જરાય શંકા નથી. આ વાત તમામ વિદ્યાશાખાઓ માટે સાચી છે.

"ડીગ્રી તો માત્ર સંશોધનકાર્ય અંગેની તાલીમ માટેનો એક વિશિષ્ટ અને નાનો એવો પ્રકાર છે, એવું જણાવીને જેમને અંગત આનંદ અને રસ માટે આ કાર્ય કરવું હોય તેને જ તેમાં લેવા, અને ડીગ્રી. મળવાને પરિણામે કોઈ સીધો આર્થિક કે દરજ્જાનો લાભ મળશે નહિ એવું જાહેર કરવામાં આવે તો જ આમાં ખાસ રસીલા જુવાનો આવશે અને સંશોધનકાર્ય આગળ ચાલશે અને તેનો લાભ તેમાં જોડાનારાઓને અને સમાજને મળશે."

"......સંશોધનકારોની નિમણૂક પણ યુનિવર્સિટીની ડીગ્રીના આધારે નહિ પણ બીજાં સ્થિર મૂલ્યોના આધારે થવી જોઇએ."

ઉપરોક્ત મંતવ્ય સાથે હું સંપૂર્ણ સહમત છું. નવી રચાયેલી યુનિવર્સિટીઓ પણ જૂના ચીલે ચડી જાય છે ને અનેક દબાણો નીચે કામ કરતી હોય છે, તે શિક્ષણનાં આવાં મૂળભૂત મૂલ્યો અંગે વિચારે ખરી? પણ એણે વિચારવું જ પડશે.

—જયમલ્લ પરમાર

## એ સખણાઇ જ હતાં

'ઊર્મિ' જાન્યુ. ૭૧ માં ભાઇશ્રી સાવલિયાએ લખેલ 'ઇસરદાસજીના મૃત્યુ સંવતનો શુદ્ધ પાઠ તથા શુદ્ધનામ' એ ચર્ચાપત્ર વાંચ્યું.

શ્રી સાવલિયા મારા મિત્ર છે અને એમને વીરવદરકા તેડી જનાર પણ હુ હતો તેમજ સ્વ શ્રી ડૌલરભાઈને પાળિયા વિશેની બધી માહિતી આપનાર પણ હું હતો

જ્યારે ચર્ચાપત્રના વિધાનોનો જવાબ દેવા કોઇ હયાત ન હોય ત્યારે તેની અનેકવાર ખાત્રી કર્યા પછી જ ચર્ચાપત્રો લખાવા જોઇએ, તે સ્વ ને અન્યાય ન થાય તેનો ધ્યાન રાખવો જોઇએ

હવે આપણે હકીકત શુ છે તે જોઇએ

શ્રી સાવલિયા પોતાના વિધાનોની પુષ્ટિમાં નીચે પ્રમાણે આપે છે

(૧) મારુ નામ રાજબાઇ છે (પૃષ્ટ,૫૪)

(૨) ઇસરદાસજીનાં રાજબાઇ સાથે લગ્ન કરાવી આપ્યાં (પૃષ્ટ ૫૭)

(૩) રાજબાઇના ઉદરથી ઇસરદાસને ત્રણ પુત્રો થયા (પૃષ્ઠ ૫૫)

હરિરસ ભૂમિકા—શકરદાનજી દેથા

(૪) ઇસરદાસજીના સ્વર્ગગમન બાદ ચોથે દિવસે માતાજી રાજબાઈ સતી થયા તેનો પળિયો વીરવદરકામાં છે ઇસરાણી શાખના રાવળને ચોપડેથી

(૫) જામશ્રી રાવળજીએ પેથાભાઇ ગઢવીની પુત્રી રાજબાઇ સાથે ઇસરનું લગ્ન કરાવ્યુ

યદુવશ પ્રકાશ તૃતીયખડ (પૃષ્ઠ ૧૨૪)

હવે આપણે આ પ્રમાણોનો વિચાર કરીએ ક્રમાક ૧–૨–૩–૫ ના પ્રમાણો એટલુ જ કહે છે કે ઇસરદાસજીના બીજા પત્ની રાજબાઈ હતા પણ એમાં રાજબાઇ સતી થયા એવુ સિદ્ધ થતુ જ નથી

કેવળ ચોથા ક્રમાંકમાં જ રાવળના ચોપડાને નામે આપેલ પ્રમાણ પ્રાથમિક નજરે ઘણુ બળ ધરાવે છે, અને એ એક જ એવો આધાર છે કે જે સત્યનો આભાસ સર્જીને વાચકને ભુલાવામા નાખી શકે

પણ જે પ્રમાણ અતિ સબળ લાગે છે એ તો સત્યનો વેશ ધારેલુ અસત્ય છે કારણ કે રાવળનો ચોપડો મે પોતે જ મારી સગી આંખે જોયો છે, અને મોરઝરના રાવળ હમીર દેવના એ ચોપડામાથી આ સાવલિયા માટે મે પોતે જ નકલો નોંધો કરેલ છે

સાવલિયાને તો એ ચોપડો ઉકલતો નહોતો એ ચોપડામાં ક્યાય રાજબાઇ સતી થયા,' એવો ઉલ્લેખ નથી

વાચકો તર્ક કરશે સખબાઇ એ જ રાજબાઇ નહી હોય ?"

આનો જવાબ એ છે કે રાવળને ચોપડે સ્પષ્ટ ઉલ્લેખ હતો કે ઇસરદાસજીએ પાંચ લગ્નો કરેલ અને સતી થનારાં ઇસરદાસજીનાં પાંચમા પત્ની હતા જ્યારે શ્રી સાવલિયાના પ્રમાણો પ્રમાણે તો રાજબાઇ ઇસરદાસના બીજા પત્ની હતા એટલે રાજબાઇ સખબાઇ એક નથી

હુ જયારે પ્રથમવાર સાવલિયા વગર સશોધન અર્થે વીરવદરકા ગયેલો ત્યારે પણ મને વીરદરકાના વયોવૃદ્ધ મારા વડિલોએ જણાવેલ કે ઇસરદાસ પાછળ સોનબાઇ (સખબાઇનુ બીજુ નામ) સતી થયેલા છે જેને ઉલ્લેખ મે મારા અહેવાલમા પણ કરેલ છે આ વાત કહેનારા હતા શ્રી શકરદાન બારહઠ્ઠ શ્રી કરણીદાન બારહઠ ને શ્રી મોડભાઇ બારહઠ્ઠ

રાવળનો ચોપડો વિશિષ્ઠ લિપિ, ભાષા, શૈલીમા લખાયેલ હતો શ્રી સાવલિયાની એમાં ચાચ બૂડતી ન હતી એથી મે પોતે જ એ ચોપડો વાર વાર વાચી ઉકેલીને તેમથી સાવલિયાને જોઇતા લખાણો શોધી તેની નકલ કરીને સાવલિયાને આપેલ એટને જો સાવલિયા રાવળના ચોપડાની વાત કરતા હોય તો તે તેમની ગેરસમજ લાગે છે

સાચી વાત તો એ છે કે ઈસરદાસની હયાતીમા જ રાજબાઈ એક પુત્રને મૂકીને અવસાન પામેલાં રાવળનો ચોપડો પણ આ જ વાત કહે છે રાજબાઈના એ પુત્રનુ નામ કહાનદાસ હતુ તેઓ ઘણા સારા કવિ હતા આ કહાનદાસના કેટલીક રચનાઓ પ્રસિદ્ધ વિદ્વાન અગરચદ નાહટા પાસે છે

એટલે રાજબાઇના ત્રણ પુત્રોની વાત પણ દંતકથા જ છે.

રાજબાઇના અવસાન પછી ઇસરદાસે સાંસારિક કારણોસર ત્રણ લગ્નો કરેલાં, એમાં છેલ્લાં પત્ની એટલે ઇસરદાસજી પાછળ સતી થનારાં સખબાઈ માલાણી (માલા ગઢવીનાં પુત્રી) હતાં. આમ રાવળના ચોપડાની પાળિયો શાખ પૂરે છે, અને પાળિયાની શાખ રાવળનો ચોપડો પૂરે છે.

અમે–હું અને સાવલિયા વીરવદરકા પાળિયાનો ફોટો લેવા ગયેલા ત્યારે પાળિયાનો લેખ સિંદૂરમાં ગરકાવ હતો. અક્ષરો વધુ સ્પષ્ટ થશે તેમ માનીને અક્ષરોમાં વધુ સિંદૂર પૂર્યો. એથી અક્ષરો વધુ અસ્પષ્ટ થયા હું સંવત સોળ બાવીશ'થી વધુ કંઇ જ ન ઉકેલી શકયો. બાકીનો મેળ બેસાડી શકાયો નહીં:

સૌ. યુનિ.એ લીધેલ પાળિયાનો ફોટો પણ મેં બરાબર જોયો છે. પાળિયો બરાબર સાફ કરી. અક્ષરોમાં શાહી પૂરીને સાનુકૂળ પ્રકાશે લીધેલ એ ફોટામાં બહુ જ સ્પષ્ટ રીતે સખવાઇ વંચાય છે. લિપિ હિન્દી છે.

એટલે રાજવાઇ અને સખવાઇ વચ્ચે કયાંય અક્ષર સામ્ય કે શબ્દ સામ્ય પણ નથી. એથી આ. સાવલિયાની શબ્દ–અક્ષર સામ્યભેદની કલ્પના પણ અત્રે ચાલે તેમ નથી.

ક્રમાંક ૫, માં પ્રમાણ દ્વારા રાજબાઇને પેથા ગઢવીનાં પુત્રી બતાવ્યાં છે. જ્યારે તેઓ (શ્રી સાવલિયા) પોતાના આપેલ પાળિયાના પાઠમાં રાજબાઇ મઅલાણી એવો પાઠ આપીને પોતાનાં પ્રમાણોમાં જ વિસંગતી આણે છે. રાજબાઈ પેથા ગઢવીનાં પુત્રી હોવાથી એમના નામ પાછળ 'પેથાણી' હોય, મઅલાણી તો માલા ગઢવીનાં પુત્રીને કહેવાય.

આમ સ્વ. શ્રી ડોલરરાય માંકડે આપેલો પાઠ જ સાચો છે. સ્વ. શ્રી માંકડ સાહેબ ઇસરદાસજી વિશેના સારા અભ્યાસી હતા. અને બબ્બેવાર પાળિયાના ફોટા લઇને તેમણે પાઠ સિદ્ધ કરેલો છે.

—રતુભાઇ રોહડિયા

*

## ઇસરદાસજીકૃત 'હરિરસ'માંથી

એકોહી નામ અનંતરો, પેલે પાપ. પ્રચંડ;
જવ–તલ જેતો જવ.ળનળ, ખોણિ દહે નવખંડ

*

ક્ષુધા ન ભાજે પાણીએ, તૃષા ન છીપે અન્ન;
મુક્તિ નહિ હરિનામ વિણ, માનવ સાચે મન.

*

નારયણ ના વિસારીયે', નિત પ્રિત લીજે નામ;
જો લાભે મનુષ્યા જનમ, કીજે ઉત્તમ કામ.

*

ભગત વછળ મોં દે ભગતિ, ભાંજ પરા સહ ભ્રમ્મ;
મુજ તણા ક્રમ મેટવા, કથું તુંહાળાં ક્રમ્મ.

*

દેવ કિસી ઉપમા દઉં, તેં સરજ્યાં સહ કોય;
તૂં સારીસો તુંહી જ તું, અવર ન દૂજો કોય.

# લાખો ને ગોરાંદે

સુરગભાઈ વરૂ

ભાદરવો મહિનો ઊતરવા આવ્યો છે સીમમાં બાજરા અને જુવારના દૂધફૂલાંની ડમ્મર મોને છે કોઈ અવધૂત આકરાં તપ તપવા ધૂણી ધખાવીને આસને ચડાવીને બેઠો હોય તેમ ભાદરવાનો આકરો તાપ તપી રહ્યો છે પવન થંભીને સ્થિર થઈ ગયો છે વગડો સાવ નિરવ અને સૂમસામ છે,

એવા વખતે તપસ્વીના તપ છોડાવવા કોઈ અપ્સરા ઊતરે તેમ રણઝણ રણઝણ કાંબી કડલાના રણકાર સાંભળી વગડો સફાળો જાગી ઊઠે છે મર માળી ગોરાંદેના ગોરા ગોરા રૂપનું કસુંબલ પાન કરી મોલાતું ડોલી ઊઠે છે અને પછી ઘેન ચડતાં જ ધાણી ઝોલે જાય તેમ દૂધફૂલા ડૂંડા નમાવીને ઝોલે ચડી જાય છે વાયરો સ્તબ્ધ બની જાય છે ને ગોરાંદેના ચાકમચૂર જોબનને ન્યાળી છાયા ઊરી નાના શા વંટોળિયા રૂપે ગોરાંદેના ગરવા અને નરવા દેહ ફરતો ફેરફૂદરડી ફરતો ઘુમરવા લાગે છે પછી ઝોલે ચડેલી મોલાતુને ઢંઢોળી ઢંગોળીને ગોરાંદેના રૂપલાવણ્યનાં છાનગપતિયાં કરતો મોલાતુને હીલોળે ચડાવી ગોરાંદેએ ઓઢેલી ચૂંદડી સાથે નરપલાઈ કરતો જાય છે

વાવડાની નરપલાઈથી મરકી ઊઠેલી ગોરાંદે અંગ અને ઓઢણી સંકોરતી સંકોરતી મદભરી ચાલે તળાવડીના કાંઠે આવી માથેનું ભાત પડખેની શીલા ઉપર મૂકી મોઢું ધોવા બેસે આગી જળ ઉપર ઝળુંબતા નિર્મળ નીરમાં પોતાનું રૂપ નિહાળતાં પોતે જ પોતાના ઉપર મોહી પડે છે તળાવડી ગોરાંદેના રૂપને પોતાના ઉરમાં સમાવવા સામું જ જોઈ રહે છે ને તળાવડીમાં ખીલેલાં પોયણાં રૂડાં કે ગોરાંદે રૂડી એની સરખામણીએ ચડી જાય છે

શીલાથી થોડે છેટે એક વડનો ઊભો છે તેની ઘેઘૂર ડાળ ઉપર બેઠેલો લાખો તળાવડીને કાંઠે સામસામા ગેલ કરતા સારસ જોડલીને જોવામાં તલ્લીન થઈ ગયો છે ગોરાંદે આવીને શીલા ઉપર બેસી ગઈ છે તેની પણ તેને સૂરત રહી નથી આ જોડલીને જોઈને લાખાના ગળામાંથી દુહો વહેતો થાય છે

સાજણ એડા કિજિયે, સારસ જેડા હોય,
એકલડા જીવે નહિ સાથે મરતા દોય

ગોરાંદેના રૂપ ઉપર ગુમસુમ બનેલો વગડો ઘેરા ગંભીર આષાઢીલા કંઠમાંથી વહેતા થયેલા દુહાથી સફાળો ભોંઠા પડીને જાગી ઊઠે છે પોતાના રૂપ ઉપર મુગ્ધ બનેલી ગોરાંદે નરવા ગળામાંથી વહેતા થયેલા ગરવા રાગ પર વારી જઈને વડલા સામે જોતા તેની નજરે લડે અને અલકું લાખો પડના વારી જાઉં તારા ગરવા ગળા ઉપર વારીડા ! એવી ભલકારાની મૂંગી મૂંગી ભભક છૂટે છે ત્યાં લાખો સારસ બેલડીના જવાબ જેવો બીજો દુહો ઉપાડે છે

સાજણ સાજણ શું કરો, સાજણ ગુણની ખાણ,
સાજણ વિણ જીવાય નહિ, જાય ઝૂરીને પ્રાણ

દુહો સાંભળીને ગોરાંદેનું હૈયું થડકારા માંડ્યું લેવા કે "આ મારો બાળપણનો બેરૂ મને સંભારતો હશે કે કોઈ બીજી સાજણ એના હૈયાના કમાડ ખખડાવતી હશે ?

ત્યાં લાખાએ ત્રીજો દુહો ઊપાડ્યો

સાજણ એડા કિજિએ, જેડા પડમ પ્રાણ,
જીવતા લગ ભેળાં રહે, મૂવા પછી મસાણ

'વાહ તારી ખટક ! વાહ તારા વેણ ! આવા તારા વેણ માથે તો ઓળઘોળ થઈ જાઉં ' અને હૈયું હાથ ન રહેતા લાખાને સાદ કરવા જાય છે ત્યાં લાખાએ ચોથો દુહો ઊપાડ્યો

ચાલો સાજણની શેરીએ, જઈને પાડો સાદ
જીવતાં હશે તો બોલશે (નકર) હોંકારા દેશે હાડ

"સાચું લાખા ! સાચું મરીને દેહ ખાખ

થઇ ગઇ હોય અને હાડની કોક કરચું બાકી રહી હોય તોય તારા જેવો વેધક કાળજા વેરતા સાદે સાદ પાડતો હોય, ત્યારે હાડે પણ હોંકારો ભણવો પડે, તયેં હું તો જીવતી જાગતી બેઠી છું. મારાથી જવાબ આપ્યા વગર શ્યે રહેવાય? " એમ મનમાં બોલી અવાજ મોટો કરીને હૈયાનું સઘળું હેત અવાજમાં નીચોવીને સાદ પાડે છે:

"લાખા હે એ એ...!"

'મારા અવાજને પણ એકકોર બેસારે એવો આ કોણે મીઠો ટહુકો કર્યો? લાવ આ લહેકો શીખી લઉં" એમ કરી કોયલ કુહુ કુહુ કરતી ઊડે છે, અને લાખો મોં ફેરવી શીલા ઉપર બેસી પાણીમાં છબછબિયાં બોલાવતી ને પોતાને સાદ કરતી ગોરાંદેને જોઇને કહે છે:

"અરે ગોરાંદે! તું ક્યાંથી?"

"આજ મારી માથી ભાત દેવા અવાય તેમ નહોતું એટલે મારા બાપાને ભાત દેવા આવી અને તું મળી ગયો. ઘણા દી'થી તને મળવા ઝંખતી'તી. યાદ છે લાખા! અહિંયાં આપણે બે વાછરૂ ચરાવવા આવતા અને તુ આ સેંજળ તળાવડીમાં નાવા પડતો. મને તારા વાંસે બેસાડી તરતો તરતો આ કાંઠેથી ઓલ્યે કાંઠે લઇ જતો. લાખા! ઇ બધું તને સાંભરે છે?"

"સાંભરવાની વાતું તું કયાં કરે છે! ઇ બધું તો મારા કાળજામાં કોરાઇને અંતરમાં વણાઇ ગયું છે મારા લોહીના કણેકણમાં ભળી ગયું છે. ઇ બધુંય ભૂલવા મથું છું, પણ ભૂલાતું નથી ગોરાંદે! તે દી તો આપણે નનાં હતાં. હવે તો તું ઘણી મોટી થઇ ગઇ."

"તેં પણ કાંઇ ઓછું કાઠું નથી કાઢ્યું?" લાખાને પગથી માથા સુધી નિહાળીને ગોરાંદે બોલી:

"આવતી ધનતેરસે મારૂં આણું આવવાનું છે. તે પહેલાં તને મળવાનું મન હતું તે તું મળી ગયો."

"ગોરાંદે! સાસરે ગયા પછી મને સંભારીશને!"

"હું તને સંભારીશ કે નહિ એ તને લાખા નહિ કહું. હું તો તને એટલું કહેવા આવી છું લાખા! કે મને તારી બાળાપણની ભેરૂડીને ભૂલી જજે. અને સારેરી આયરાણી જોઇને પરણી જજે." ગોરાંદેએ ભીની આંખે જવાબ આપ્યો.

"મારા મનની વાત મરું તોય તને ન કહેવી તે મેં નકકી કરેલ. પણ આજ તેં વાત કાઢી એટલે પેટ છૂટી વાત કરી લઉં ગોરાંદે! તને ભૂલવા હું ઘણો મથું છું, પણ જેમ તને ભૂલવા મથું છું તેમ તેમ તું મારી આંખ આગળથી ખસતી નથી. હું આંખ વીંચું છું અને તું હસતી રમતી મારી આગળ આવીને ઊભી રહે છે. હું સુઉં છું ને સપનામાં તને ભાળું છું. ઝબકીને જાગી જાઉં છું ને તું સંતાઇ જાય છે. ફરી ઊંઘવા આંખ મીચું છું ત્યાં "હાલને લાખા, સંતામણી રમીએ!" એમ કહીને જાણે તું મારો હાથ ખેંચતી હો તેવું મને લાગે છે. 'મને ભૂલી જજે લખા!' કહેવું સોહ્યલું છે, ગોરાંદે ભૂલવાં દોહ્યલાં છે."

"લાખા! લાખા! લાખા કાળી મેઘલી રાતે કયારેક હું સૂનમૂન પડી હોઉં ત્યારે તારી યાદ બહુ સળવળાટ કરે છે, પણ એ યાદને દબાવીને પડી રહું છું. કારણ? લાખા તું જાણે છે કે મારાં ઘોડિયાં લગન થઇ ગયાં છે. મારે ને તારે કાં'ક કુળ મરજાદનો વિચાર કરવો જોયે', તેથી તારું દખ જાણવા છતાંય તારે પાયે પડીને તને કરગરું છું કે લાખા! ભલો થઇને ગોરાંદેને ભૂલીજા."

'ગોરાંદેને ભૂલી જા' એ વેણ ગોરાંદે બોલી ત્યાં તો કાળી ઝબાણુ કટાર લાખાએ કમરથી ખેંચી. ખેંચતાં તો લાખો કટાર પેટ નાખશે એમ ઝબકીને:

"હાં હાં લાખા! મારા સમ!"

એમ ગોરાંદે બોલી રહે તે પહેલાં તો લાખો ડાળ પરથી કૂદ્યો. ગોરાંદેને થયું કે મને મારવા લાખો કૂદ્યો છે, એટલે તે ઝડપથી ઊભી થઇ ગઇ. પોતાના પગને કાંઇક વળગીને પાણીમાં પડ્યું એ તરફ ગોરાંદે જુએ તે પહેલાં તો લાખો પાણીમાં પડ્યો, અને ગોરાંદેએ જોયું તો મગર માથે ઘોડો પલાણીને લાખો

પાણીમા પડયો છે એક હાથ મધરના શથા ફરતો જોરથી વીટી દીધો છે અને મગરના પેટમાં ઘા ઉપર ઘા લાખો ઝીકે છે મધર પાણીમાં ડૂબકી મારે છે

ગોરાદેનો શ્વાસ અદ્ધર ચડી ગયો છે ત્યાં તો થોડીવારમા મરેલા મધરને પગમા ભરાવીને લાખો બહાર આવે છે પાણી મધરના લોહીથી રાતુ ચોળ બને છે ને મધરને ઢરડીને કાંઠે કાઢે છે

લાખાને સાજો નરવો બહાર આવતો જોઇ ગોરાદે બોલી ઊઠી.

"સારૂ કર્યું લાખા! મે તો ખોડિયાર માને બે જોડય ઘીના દીવા માન્યા'તા, માએ તને હીમ-ખીમ બા'ર કાઢયો હા આ આ શ!"

"હરે હાશ કા કર! જોતી નથી તારા પગેથી આટલુ બધુ લોહી વહ્યુ જાય છે તે! તારા પગને મગરે પીખી નાખ્યો છે કે શુ ?" લાખાએ નવાઇ પામી પૂછ્યુ

"પીખ્યો હોય તો ભલે પીખ્યો વહેવા દે લોહીને લાખા! આજ મારા હૈયામાં તુ હીમખીમ આવ્યો એનુ કેટલુ સુખ મને મળ્યુ છે ઇ હુ તને કેમ સમજાવુ ?" ગોરાદેએ લોહી નીગળતા પગની સામે જોવાની પરવા કર્યા વિના કહ્યુ

લાખો કેડે વીંટાળેલી પછેડી ફાડીને એકદમ ગોરાદે પાસે ગયો ગોરાદેને પગે પાટો બાધીને બોલ્યો

"ગોરાદે! જરાય બળતુ નથી ?"

"તુ મારા પગે અડયો એટલે કેટલી ટાઢક વળી છે એ તને મારે કેમ સમજાવવુ ?" ગોરાદેએ જવાબ આપ્યો

"આ તારા પગમાથી હજુ લોહી વહે છે હાલ તારા ખેતરે જઇને એનો કાં'ક ઇલાજ કરીએ!

લાખાની વાત સાભળી ગોરાદે ચાલવા ગઈ ત્યાં તેનાથી ચલાયુ નહિ

'લે હુ માણસુર બાપાને સાદ કરી લાવુ ? લાખાએ ગોરાદેને પૂછયુ

"માણસુર બાપાને શુ કરવા બોલાવવા છે ?"

"તને આવીને તેડી જાય એટલા સારૂ"

'મારા બાપા મને તેડી જાય એટલા સારૂ તુ માણસુર બાપાને બોલાવવા જાય છે એમ ? મધર પગે કરડી છે, મારી જીભને નથી કરડી મને ય સાદ કરતાં આવડે છે" ગોરાદેએ ગુસ્સે થઇને કહ્યું.

"તો તને હું શુ કરૂં ?" મુઝાઇને લાખાએ પૂછ્યુ.

"એટલી યે ખબર પડતી નો'તી તો સાજણના દુહા શુ કામ જોરથી ગાતો હતો ? 'ખાખરા રૂઠ અને આવર મૂઢ' એ કાંઇ અમથુ કીધુ હશે ?" ગોરાદેએ મેણુ માર્યું.

"તને અટાણે ભલાં મેણા મારવા સૂઝે છે" લાખાએ ચીડાઇને કહ્યુ

"સાજણના દુહા તો ગળુ ફાડીને ગાતો'તો, અને ભાયડો થઇને 'તયે હુ શુ કરૂ ?" કહી ગોરાદેએ ચાંદુડિયાં પાડયા.

'હવે સમજ્યો લાવ હુ તને તેડીને તારા બાપા પાસે મૂકી જાઉં," મનની મૂઝવણ દૂર થતા લાખો ગોરાદેને તેડીને ઊચકવા ગોરાદે પાસે ગયો

"તારાથી મારો ભાર ઊપડે તેમ હોય તો જ હાથ અડાડજે, નકર છેટો રે'જે" ગોરાદેએ લાખાને કહ્યુ

"તને ઉપાડવી એટલે ફૂલને ઉપાડવુ" લાખાએ ફુલાઇને કહ્યુ

"આયર! એટલું ય સમજતો નથી ? આ ફૂલને ઉપાડવાની વાત નથી, આ તો બાયડીનો ભાર ઉપાડવાની વાત છે" ગોરાદે મરમના વેણ બોલી

"મારે મન ફૂલ અને બાયડી બેય સરખાં છે' એમ કહી ફૂલ ઊચકે તેમ બેય હાથે ગોરાદેને ઊચકીને લાખો હાલતો થયો

"લાખા! મને પાટો બાધવા તે મારો પગ પકડયો અને મરદ જેવો મરદ થઇને બાયડીને તેડીને

હાલ્યો. શાબાશ ભાયડા!" ગોરાંદેએ મરમનું તીર માર્યું.

"એક વેણુ વધારે બોલી છે તો ઊંચી લઇને પડતી મૂકીશ!" લાખાએ ટાંડા જેવા લાલચોળ થઇને કહ્યું.

"તું મને પડતી મૂકવાનો છે તો મને ખબર છે. એટલા સારૂ તો મેં તને પહેલાંથી કહ્યું હતું કે મારો ભાર ઊપડે તેમ હોય તો જ મને તેડજે. અને મને પડતી મૂકવી'તી તો આયર! તેં મને જખ મારવા તેડી?" ગોરાંદેએ ખડખડાટ હસીને કહ્યું.

છંછેડાઇને લાખાએ ગોરાંદેને છાતી સરખી ભીંસતાં ભાળી પળભર વગડો ય વાંસો ઢાળી ગયો.

"છેવટ જાત ઝળકાવીને?" ગોરાંદેએ ખોટો ગુસ્સો ચડાવીને કહ્યું.

"જેવી મારી જાત છે એવી જ તારી જાત છે!" ગોરાંદેના વેણના બાણની વાર કરવા વેણની ઢાલ ધરી લાખાએ કહ્યું.

"મારા જેવી તારી જાત હોય તો આ તારી મૂછ્યું ક્યાંથી" ગોરાંદેએ લાખાની મૂછે હાથ ફેરવી આગળ ચલાવ્યું:

"મને લાખા બતાવજે કે તું સાચો મરદ છો કે તારી જાત મારા જેવી છે?" ગોરાંદેએ લાખાને ચડાવ્યો.

"તારે મારું પારખું લેવું છે ગોરાંદે!" ઠરડાઇને લાખાએ પૂછ્યું.

"તારૂં અને તારી મૂછનું પારખું તો ત્યારે થાશે જ્યારે તું ધનતેરસની મધરાતે મને લઈ જવા આવશે. જાણીશ તે દી હું કે લાખો સાચો મરદ છે. બાકી તો મૂછ્યુંને વળ ચડાવવો અને સાજણના દુહા ગાવા એ તો સોહ્યલા છે. દોહ્યલું છે વેણુ સારૂ મરવાનું. હું વાટ જોઇશ તારી ધનતેરશની મધરાતે. અને તું આવીશ ત્યારે કહીશ કે તું સાચો સાજણ અને સાચો મરદ."

એમ કહેતાંક ને ગોરાંદે લાખાની બથમાંથી છૂટી થઇને કહ્યું:

"હાલ, મારા બાપને ખેતર મૂકી જા. હું તારે ખભે હાથ મૂકીને ચાલી શકીશ."

ગોરાંદેને ખભાનો ટેકો દેતાં લાખાએ એક હાથ મૂછે અને બીજો કટાર પર મૂકી કહ્યુ. "જરૂર આવીશ, ગોરાંદે!"

લાખાને ખભે હાથ મૂકીને ગોરાંદે તેને ટેકે ટેકે ચાલતી થઇ.

+ + +

ધનતેરસની મધરાત વીતી ગઈ છે. અંધકારે સચરાચરને પોતાના ઉંઢળમાં લઇને સુવરાવી દીધું છે. ગોરાંદેનું આણું વાળવા આવેલાં તેનાં સાસરવાળાં સૂઇ ગયાં છે. ગોરાંદેના ભાઇ અને બાપ પણ જંપી ગયા છે પણ ગોરાંદેને જંપ નથી. "લાખા! લાખા!" એમ ગોરાંદેનું દિલ જાપ જપે છે.

ત્યાં અજંપે તરફડતી ગોરાંદેને કાને ખૂબ જ ધીમો પગરવ સંભળાય છે. પગરવ સાંભળતાં હૈયાના થડકારા વધી જાય છે. ત્યાં તો મોભ આગળ હળવે પગે બિલ્લી ચડી હોય તેમ ગોરાંદેને લાગ્યું, અને થોડીવારમાં લાખાએ વગર સંચળે નળિયાં ખેસવીને ખપેડો ફાડયો. દીવાના ઝાંખા પ્રકાશમાં એણે ગોરાંદેનું ગોરૂં મુખ જોયું અને ગોરાંદેએ લાખાને જોયો.

'આવ્યો બહાદર, વેણુ પાળ્યું' એવો સંતોષનો શ્વાસ ગોરાંદે હેઠો મૂકે ત્યાં તો ઊંધે માથે થઇને મોભેથી ઘરમાં ઊતરતા લાખાની કમરેથી કટાર અચાનક વછૂટી અને ત્રાટકી ગોરાંદે ઉપર અને ગોરાંદેના કાળજાને વીંધી નાખ્યું.

લાખે ખપેડો ફાડિયો, ઊતર્યો ઘર મોઝાર;
કાળી નાગણ કટાર, કમરેથી કૂદી પડી.

ખપેડો ફાડીને લાખો ઘરમાં ઊતરતો હતો ત્યાં કાળી નાગણ જેવી કટાર અચાનક કમરમાંથી નીકળી ગઈ.

ઊંચેથી આવી પડી, કટારી વેરણ કાંય,
દૈયું ગોરાંદેનું હાય, હુલાવી હળકી ગઈ.

ઊંચેથી આવી પડેલી એ વેરણ કટારીએ હાય હાય ગોરાદેના હૈયાને વીંધી નાખીને હૈયામાં ખૂંચી ગઈ.

ગોરાંદેએ લોહી ન નીકળે એ માટે હાથથી ઘાને દબાવ્યો ત્યાં તો સડેડાટ લાખો ગોરાદે પાસે કૂદીને આવી ગયો ને ગોરાદે પાસે બેસી ગયો

ગોરાદેને પોતાની છાતી સરસી લેવા જાય છે જાય છે ત્યાં ગોરાદે આડો હાથ દઈને કહે છે

"શાબાશ લાખા ! ભલા પુગાડ્યા "

લાખા લેને લહાણુ, આજુની તું આ ઘડી,
પરોઢિયે પરિયાણુ, સરગાપર સીધાવશું

' હે લાખા ! તારે બે ઘડી પ્રેમની વાતું કરીને લ્હાણુ લેવી હોય તે લઈ લે સવાર થતાં તો મારે સરગાપરને મારગે સંચરવાનું છે "

"ના, ના ગોરાંદે ! હું તને સરગાપરને માર્ગે નહિ સંચરવા દઉં હું તો તને લઇ જવા આવ્યો છું " એમ કહી કટાર દબાવેનો ગોરાદેનો હાથ લાખાએ ખેસવતા વામાથી લોહીના ફુવારા છૂટ્યા ને લાખો ગોરાદેના લોહીથી રંગાઇ ગયો

લાખો આ જોઇને ઘાંઘો થઇ ગયો અચાનક આ શું ? ગોરાદેના હૈયામાં ખૂંતેલી કટારી જોઇને ફાટયે ડોળે શ્વાસ અદ્ધર ચડી ગયો

' ગોરાંદે આ શું ? ગોરાદે જવાબ આપે છે

લાખા જાણુ સુજાણુ, સાનમાં ય સમજ્યો નહિ,
ફેરવી ફેંટો તાણુ, લાખા લોહિયાળો થયો

હે લાખા ! મે તો તને પહેલેથી સાનમાં સમજાવવા કહ્યું હતું અને તું આવો સુજાણ હોવા છતાં મારી વાતમાં સમજ્યો નહિ, અને તું લોહિ યાળો થયો હવે આ કટારી ખેંચીને ઘા ઉપર તાણીને તારો ફેંટો બાંધી દે

"તારે કટાર ખાવી હતી તો મને શું કામ બોલાવ્યો હતો ? ગોરાંદેએ જાતે કટાર ખાધી છે તેમ માનીને લાખાએ પૂછ્યું

ગોરાદે જવાબ આપે છે

કેડેથી કટારી છૂટતા, કાપી કાળજ કોર
કટારે લાખા કાપીઓ, પ્રેમ પતંગનો દોર

હે લાખા ! મે કટારી ખાધી નથી, પરંતુ તું મોભેથી ઊતરતો હતો ત્યારે તારી કટાર અચાનક છૂટતા તેણે મારા કાળજાની કોર કાપી નાખી અને સાથોસાથ આપણા પ્રેમરૂપી પતંગનો દોર પણ કાપી નાખ્યો છે

લાખો ગોરાદેના હૈયામાં ખૂંતેલી કટારને ખેંચીને ઘા ફરતો તાણીને ફેંટો બાંધી દે છે અને ગોરાદેના માથાને પોતાની છાતી માથે રાખીને બેસે છે ગોરાંદેના વાળમાં આંગળીઓ ફેરવતા આંખમાંથી ટપ ટપ આંસુ ગોરાદેના ગાલ માથે ટપકે છે

" આયર થઇને આમ ઓરત વાઉે આંસુ પાડીને મારૂ મોત કાં બગાડ ? હવે તો મારે ઘડી બે ઘડી છે થોડીક આનંદની વાતું કરી મારૂ હૈયું ઠાર "

વાલા કરને વાત, દલની જે દલમાં રહી
પરભુ કરશે પરભાત, સરગાપર સીધાવશું

હે લાખા ! બે વાતડિયું કરી લે નકર દલની દલમાં જ રહેશે ને પરભાત થતા સરગાપર જવાનું થશે

લાખો ને ગોરાદે આમ ભાન ભૂલીને મોટે અવાજે વાત કરતાં ગોરાદેનાં સગાવહાલાં જાગી ઊઠે છે, અને ' કોણ છે ઘરમાં ? ' એમ હાકોટા પડકારા કરી ! ગોરાદેને બારણું ખોલવા કહી બારણાં ભભડાવે છે

લાખા હું ટો ઘડી બે ઘડીની મે'માન છું અને તું હવે ઝાઝીવાર અહીંયા રોકાઈશ તો તને મારા સગા વહાલાં મારી નાખશે " ગોરાંદેએ કહ્યુ

લાખો જવાબ દે છે

ખળખૂખળ રણખાગ, હાથળ દળ મોતી હણે,
મરને કેસર મરજાય તૃણ ન ભખે કોઈ દી

ગોરાંદે! હાથીના ગંડસ્થળ ચીરીને મોતી વેરતા કેસરી તે કદી ખડ ખાતા હશે? તારી આવી સ્થિતિમાં તને છોડી જાઉં તો મારા જેવો બીજો નામર્દ કોણ? હવે તો સામે ઝૂઝીને વહેલો તને સરગાપરમાં આવી મળીશ.

"અરે લાખા! ગાંડો થામાં, મારો પિયુ આમ ભીંત હેઠે દબાઇને મરે તો તો મારી અસરગતિ થાય. તને હું કૂતરાને મોતે નહિ મરવા દઉં. હવે મારી વાટ છોડી દે અને બહાર નીકળ."

કેર કટારાં ધૂંખળાં, આડા આતલને માર;
છંછેડયો છલાંગે ચિતરો (એમ) નીકળ લાખા બાર.

ગોરાંદેએ આમ પડકારો કરતાં તો લાંઘણિયો સાવજ કેશવાળી ઝંઝેડીને ઊભો થાય તેમ ઓઢિયાં ઝંઝેડીને કમ્મરેથી તલવાર ખેંચી અને બીજા હાથમાં કટાર પકડીને બારણું ખૂલ્લું મૂકીને તલવારનો વાર કરીને લાખો કૂદ્યો. માણસો બીકના માર્યાં ખસી ગયાં અને લાખો હાથતાળી દઇને ચાલ્યો ગયો.

કરી કટારાં ધૂંખળાં, વાઈ કરી તલવાર
દાંતમાં દઈ ધરાર, નલોયો લાખો ગયો.

"એલા ઘોડાં છોડો, ઘોડાં છોડો" એમ ગોરાંદેના દાદાએ હુકમ કર્યો ત્યાં તો આયરો હથિયાર પરિયાર સજીને લાખાની પાછળ ચડવા તૈયાર થયેલા જોઇ ગોરાંદે કહે છે:

દાદા કરો ન દાખડો, વીરા ચડો ન વાર;
જે ન મર્યો ઘર આંગણે, એ ન મરે ઝાંપા બા'ર.

"હે દાદા! તમે નકામી માથાકૂટ કરો છો—હે વીરા! તમે એની પાછળ નકામા વાર લઇને ચડો છો. કારણ કે તમે આટલા બધા હતા છતાં તમારા ઘરના આંગણામાં જેને ન મારી શક્યા તેને હવે ઝાંપાની બહાર મારી શકવાના નથી."

ગોરાંદેને લોહી નીંગળતી જોઇને તેનાં સગાંવહાલાંએ ગામમાંથી વૈદ્યને બોલાવ્યો. ગોરાંદેને તપાસી વૈદ્ય ઓસડિયાં વાટે છે. ત્યારે ગોરાંદે કહે છે કે:

વૈદડા વૈદું મ કર, મ ઝાલ મોરી બાંય;
લાખણશીની કટારિયું, ખળકી પાંજર માંય.

હે વૈદરાજ! હવે મારી નાડી જોવી રહેવા દ્યો, ને મારી દવા કરવી ય છોડી દ્યો. લાખણશીની કટારી કાળજ સોંસરી ગઇ છે. એનું જ સુખ અત્યારે માણી રહી છું. તમારાં ઓસડિયાં તો દુઃખદાયી થઇ પડશે.

અને આમ લાખાના જાપ જપતાં જપતાં ગોરાંદે પ્રાણ છોડે છે.

\+ + +

લાખો લોહીવાળાં લૂગડે પોતાને ગામ ઘેર પહોંચે છે. લૂગડાં લોહીવાળાં જોઇ તેની ભાભી પૂછે છે:

લાખા લોહીભર લૂગડાં, અંગે લોહી તસ્કાર;
કયે ઘર સાજણ માણતાં, લાખા થઈ તકરાર.

લાખા! આ તારાં લૂગડાં લોહીવાળાં છે, અંગે લોહીના છાંટા છે, તે તું તારી પ્રિયતમાને મળવા ગયેલો ત્યાં કોઇ તકરાર કરીને તો નથી આવ્યો ને!

લાખો જવાબ આપે છે. ના, ભાભી ના:

સરખે સરખા ભાઇબંધો, રાતે રમ્યા શિકાર;
વનમાં મારેલ મૃગલો, એના ઊડયા તસ્કરાર.

અરે ભાભી! રાતે સરખે સરખા ભાઇબંધો શિકારે ચડી ગયા. વનમાં કાળિયારનો શિકાર કરતાં તેના લોહીથી લૂગડાં લોહીવાળાં થયાં છે ને અંગે છાંટા ઊડયા છે.

ભાભીને આવો ઉડાઉ જવાબ આપી લાખો લોહીવાળા લૂગડાં ધોઇને સીમમાં ચાલ્યો ગયો. એના અંતરમાં ક્યાંય જંપ નથી. એ ઘડીક ગોરાંદેના ગામ સુધી જઇને કોઇ ખબર આપે તે માટે ગામના પાદર સુધી જઇને પાછો આવે છે.

બપોર થતાં સમશાનમાં ચેહ બળતી જોઈ ગોવાળિયાને પૂછે છે:

સોના સરખી ચે' બળે, રૂપા સરખો ધૂંઉ,
કહે રે રણુ ગોવાળિયા, કયે ઘર માડુ મૂવું ?

રે ભાઇ ગોવાળિયા ' આ સોનલા વરણી ચેહ બળે છે ને રૂપલા વરણી ધૂંસ ઊડે છે, તે કે' કે' મને કે' કે કયા ઘરના મોંઘા માનનીનું મરણુ થયુ છે ?

ગોવાળિયો જવાબ આપે છે

સોના સરખી ચે બળે, રૂપા સરખી ધૂંઉ,
જે ઘર લાખો માણુતો, તે ઘર માડુ મૂવુ

અરે ભાઈ લાખા ! રાતે તુ જે ઘરે ગયો હતો તે ઘરનુ મોંઘેરૂ માનની મરણુ પામ્યુ છે

"હે ! હે ! સાચોસાચ ગોરાદે સ ગાપર ગઈ ? તયે તો મારે ને ગોરાદેને છેટુ પડી ગયુ '" એમ કહેતાકને લાખો દોટ મૂકે છે જ્યાં ચેહ બળે છે ત્યાં પહોચે છે લાખાને બાળતા ડાધુઓ ઉશ્કેરાઇને લાખાને મારવા દોડે છે લાખો તેને અટકાવીને કહે છે કે

સો સો ઘાવો સાધીઆ, એકે અડયા નહિ અંગ,
હે માનવીઓ ! મારગ દીઓ, મારે જાવુ ગોરાદે સંગ

'હે માનવીઓ ! મને મારવા તમે ઘણા ઘા કર્યા પણુ એકે ય ઘા મારે અંગ અડયો ન હતો હવે મારગ આપો આજ તો મારે ગોરાદે સાથે જાવુ છે'

એમ કહીને લોકો તેને પકડે તે પહેલા ગોરાદેની ચેહમા કૂદી પડે છે ને ગોરાંદ સાથે ચિતામા પેઢી જઇને ખાખ થઇ જાય છે

લાખો લખમૂલો ધણો, ગુણીઅલ ગોરાદે,
ચિતામા સાથે ચડી, બળી મરિયા બે

*

## મસ્તરામ

નવધા ભક્તિ ખડગ નવધાર, કામ ક્રોધનો કરે પરાર
ભજે રામ સહુ જાય વિકાર, મસ્તરામ ભવ ઊતરે પાર

ત્યાગી પુરૂષ નવ બાંધે મઠ, શૂરા કરે જુદ્ધનો જ હઠ
મૂછો મરડી દો દો વટ, મસ્તરામ ભજ સુંદર સઠ

ત્યાગી પુરૂષ નહિ કૌરટ જાવે, કજિયો જિત અપને ઘર આવે,
તે ઉપર નહિ હોય અપીલ, મસ્તરામ તો સદા વકીલ

ત્યાગ વૈરાગ જો લાગે કડવા, તે માણસને જાણો ભડવા,
લોભી જાય કૌરટમા લડવા, મસ્તરામ તે નરકે પડવા

માયામા છે ઝાઝુ ઝેર કરે સહાએ કાળો કેર,
જીવની સાથે જીવને વેર, કરે ધીંગાણા આઠો પેર

માયા જાણો કાળી કૂત્તી, સંસારીના ઘરમા સૂતી
જોગી જંગમ બાંધ્યા મજબૂતી, મસ્તરામ તો મારે જૂતી

તપ કરે તે કહિયે તપ્પા, લોકો હોય તે જપે અજપા,
મુમતી બાંધી મારે ગપ્પા, મસ્તરામ કહે લપ લપ્પા

ચંચળ ચપટ જાણો મન મર્કટ, નવા નવા ઉઠાવે તર્કટ
મનને જીતવુ તે અતિ દુર્ઘટ, મસ્તરામે તો દેખ્યુ પરગટ

જો મટે અંતરનો દાગ, તો ધન ગોળી ને ધન ભાગ
જો ન ટળ્યો અંતરનો દંગ, તો ધૂળ ટોળી ને ધૂળ ભાગ

# લોકસાહિત્ય પરિવાર મિલન: નાગેશ્રી [૧૪મા પાનાથી ચાલુ

નાગેશ્રીમાં મહેમાન તો બાબરિયાઓના અને તેમાં ય પાછા વરૂઓના હતા. પણ જનસમૂહ તો ચલાળા, બગસરા, ધારી, ખાંભા, ડેડાણ, રાજુલા, જાફરાબાદ, ઊના, કુંડલા અને મધ્ય કાઠિયાવાડનો હતો. આ તો વાવડિયા સંદેશે સૌ આવી મળેલા. કશા જ આમંત્રણ વિના. આમંત્રણ તો પાંચ પંદર સગાંઓને શ્રી. સુરગભાઈ અને દેવાયતભાઇએ મોકલ્યાં હોય એટલું જ.

એમાં તો શ્રી. સુરગભાઇ જેવા ઋજુ હૃદયના કવિ, કાર્યકર, વાર્તાકાર અને ચિંતકના સૌજન્યમાથે જબરાઇ પણ કરેલી કે જો જો પાછું મિલનને મોટું જાહેર સ્વરૂપ ન અપાઇ જાય, પણ એ તો સુરગભાઇ:

ખુંદી રે ખમે માતા પ્રથમી, વાઢી રે ખમે વનરાઈ;
કડવાં વચન મારાં સાધુડાં ખમે, નીર તો સાયરમાં સમાય.

## પુરાણકાલીન નાગેશ્રી

'પછી સંતો અને શૂરવીરોની ધરતી માથે પરિવારને ય પોરહ કેમ ન થાય! એક દિવસ સાગર નાગેશ્વરીના પાય પખાળતો હશે. હજી ત્યાંથી પ્રાચીન ઠીંકરાં, પ્રાચીન કાળની ઇંટો અને દરિયાના બાંધેલા ધક્કાના અવશેષો મળી આવે છે પોતાના નામમાં નાગેશ્રી કે નાગેશ્વરી કયો ઇતિહાસ સંઘરીને બેઠું હશે તેનો હજી તાળો નથી મળ્યો, પણ અનુમાન એમ કહે છે કે નાગ જાતિના કર્કોટક કુળનું આ નાગેશ્રી દરિયાઇ થાણું હોવું જોઇએ. ભૂજિયા નાગ સાથે જુધ્ધે ચડનાર લુણસાપરિયા નાગનું મથક લુણસાપર ગામ પણ નાગેશ્રીની પાસે જ આવેલું છે.

બાબરીઆ નામનો ઈતિહાસ ઊકેલવામાં પણ એવું જ અંધારૂં પ્રવર્તે છે. બભ્રુવાહન બર્બરક એવા ઘણા શબ્દો આગળ કરાય છે. સોરઠમાં સિદ્ધરાજ જયસિંહને તોબાહ પોકરાવનાર બાબરિયા જ કહેવાય છે. એટલે તો સિદ્ધરાજ બર્બરકજિષ્ણુ કહેવાતો.

## વરૂ બહાદરોની પરંપરા

બહુ આઘે જતાં તો ઇતિહાસની ચર્ચામાં ઊતરી જશું. પણ નાગેશ્રીની જ વાત કરીએ છીએ ત્યારે વરૂઓમાં પેઢીદર પેઢી પાકેલા ભડવીરો યાદ આવે છે. ભાવનગર મહારાજા વજેસીંગજીના વખતમાં જ નાગેશ્રીના સીદી વરૂની ફોજું પ્રાચી પાટણ સુધી ફડાકા બોલાવતી. અને સીદી વરૂના જ સાથેલ ઘોળીઆઇના રૂખડ વરૂએ મહારાજા વજેસીંગને કયાં નહોતી તોબાહ પોકરાવેલી! ભાવનગરની ફોજને ઠેઠ રાજુલાના પાદર સુધી તગડી મેલેલી.

એ જ રૂખડ વરૂએ જતિ જેવા પણ બળવીર જોગીદાસ ખુમાણનું ઘોડું ઝોંટવી લઇને નાગેશ્રીના પાદરમાંથી ભગાડેલ.. જો કે જોગીદાસ ખુમાણને નાગેશ્રી ઉપરની ચડાઇમાં બે વાર વરૂઓએ ભગાડેલા. એનો દુહો કહેવાય છે:

જોગીને હતું જોર, દોખીને નત્ય દબાવતો;
એનો તોડી નાખ્યો તોર, રણમાં તગડી રૂખડા.

આ તો સતી શૂરા ને સંતોની ભોમકા. ઘોડાં પણ એવાં જાતવાન પાકે, સૌરાષ્ટ્રમાં વોકર સેટલમેન્ટ આવ્યું ત્યારે એવા જ ભડવીર કાંથડ વરૂ નાગેશ્રીમાં પાકેલા. પોતે ખૂબ કેળવેલી શીણ ઘોડી વોકર સાહેબને ન આપતાં પાંચ ગામ ખોયાં. એનો ઘોડાં માટેનો પ્રેમ:

કહે નાર વેરાં તણી મ છેડો કાંથડો
નરાંખર કાંથડો અનડ નીઠો,
હેક નામાહગ કાંથડા હઠિયલ
દોખિયે કાંથડો વરૂ દીઠો.

આ બધી વીર જાતિઓ અંગે કોઇ એક વિદ્વાને કહ્યું છે કે, They have outlived their utility' એટલે કે તેઓએ પોતાની ઉપયોગિતા છવી નાખી છે. મતલબ કે હવે એમની ઉપયોગિતા પૂરી થઇ ગઈ છે. માટે તેઓ ભલે નાશ પામે?

આ વિદ્વાને થોડીક ઘોળવું જોઈતું હતું. પાકી-

સ્તાન સર્જાયું ને જૂનાગઢના નવાબે પાકીસ્તાનમાં ભળી જવા કર્યું ત્યારે સોરઠની પ્રજા તરીકે એની સામે પહેલો બળવો પોકારનાર બળવીર બાબરિયાઓની ધીંગાણાની તત્પરતા સુધી. અને ભારતી ભોમ માટે હથિયાર પડિયાર બાંધીને હાકલ ભેળા હાલી નીકળનાર ૪૨ ગામના બાબરિયા આગેવાનોમાંથી સુરગભાઇ વરૂને આંગણે જ લોકસાહિત્ય પરિવારનું અમારૂં મિલન મળી રહ્યું હતું.

## પરિવારનો પ્રેમ

મિલન પણ પરિવારના પ્રત્યેક સભ્યની ત્યાગભાવના અને સમર્પણથી જ યોજાય છે. માત્ર શૂરવીરતા અને દિલાવરી, ન્યોચ્છાવરી અને ખાનદાનીની વાતો જ નથી કરતા પણ પહેલા કાંડે ઘા નાખીને પછી જ આગળ વધે છે.

અંજારના મિલન વખતે અસ્વાભાવિક સંજોગો ઉત્પન્ન થયા અને ઘણા સભ્યોના કાર્યક્રમો રઝળ્યા અને ભાડાં ભથ્થાંમાં ખરપાયા અને ઠીક ઠીક દિવસો એમાં ગયેલા. પણ એથી તો અધિક ઉત્સાહ જન્મ્યો અને ફેબ્રુઆરીની તા. ૧૨–૧૩ ના રોજ નાગેશ્રીનું મિલન નક્કી થયું. અચાનક ચૂંટણી ત્રાટકી. દેશ બધાના કાર્યક્રમો કથળ્યા. મિલન માટેની તારીખો ત્યારપછી નક્કી કરવી મુશ્કેલ બનતી ગઈ. માધવપુરનો મેળો આવ્યો, હનુમાન જયંતી આવી, કથા પારાયણની મોસમ આવી, અને કલાકાર ભાઇ–બહેનોના કાર્યક્રમોની તારીખો પણ નક્કી થઇ ગયેલી.

પણ પરિવારની લાગણીએ એ બધીય મુશ્કેલીઓને પાર કરીને સૌએ પોતાની સારી એવી આવકના કાર્યક્રમો જતા કર્યા. એક ચલાળા સિવાય નાગેશ્રી પહોચવું બધી બાજુથી કઠેણું.

પાછા બધા સભ્યો જાણુકે નથી રહેતા પણ કચ્છ-કાઠિયાવાડમાં અલગ અલગ રહે છે એમાં વળી કોઇકનો ક્યાંક કાર્યક્રમ હોય અને કોઇકનો ક્યાંક.

## ધન્યવાદ કોને ન દેવા !

કચ્છ-મુંદ્રામાં તા. ૧૦મીની આખી રાત જેસલપીરના મેળામાં નોબત શરણાઇ વગાડીને મુંદ્રાથી ભુજ અને ભુજથી નાગેશ્રી એકધારો પ્રવાસ કરતાં સુલેમાન જુમા અને સુમારભાઇ ૧૨મી તારીખના બપોરે એક વાગ્યે નાગેશ્રી પહોંચ્યા. કચ્છ અંજારથી શ્રી વેલજીભાઇ ગજ્જર નાગેશ્રી પહોંચ્યા ત્યારે જ એમને ખ્યાલ આવ્યો કે નાગેશ્રીથી અંજાર મિલનમાં આવનાર ભાઇઓને કેટલી તકલીફ પડી હશે !

કોઇને ત્રણ, કોઇને પાંચ તો કોઇને તેર તેર રાતુંના ઉજાગરા, છતાં મેઘાણીભાઇની 'અણુનમ માથાં' વાળી વાતમાં વીસળ રાબાના મોતને કુંડાળે સાંજ પડ્યે સૌ, જુદમાંથી હાડની કરચું વીણી લઇને આવી પહોંચે એમ બધા પડી આખડીને નાગેશ્રી પહોંચ્યા. જિસકે દિલમે ખટક રહી, વોહી અટક રહા.

## મિલનનું સાચું રૂપ

ધન્યવાદ તો એ સૌને ઘટે છે પણ અમારો હાજીભાઇ નાલવાદનનું રંગીલું ઘરાણુ અને ડાયરાનો વિનોદી ખેલાડી સગા સાળાને પરણાવવાની જેને માથે જવાબદારી હતી તે બરાત–જાન પડતી મૂકીને મિલનમાં ઝૂકયો. મિલનની મજા આવા મરજીવાપણાને લઇને જામે છે પછી કંઠ અને હૈયાં કેમ ન ડોલે? એથી જ એક દિવસ તો બે પાંચ હજાર માણસોને આનંદનું આકંઠ પાન કરાવે છે

કાનજીભાઈ બારોટે પોતાના યજમાનના બાળકોનાં નામ મંડાવાની કમાઉ મોસમ જવા દીધી. દીવાળીબહેન ભીલે એક સામટા ત્રણ કાર્યક્રમો જતા કર્યા અને બીજા બધાએ કા તો કાર્યક્રમો જતા કર્યા અથવા આઘાપાછા કર્યા, અમારો નાનજીભાઇ મીસ્ત્રી આંખબિના પહોંચ્યે જ રહે એવો અડાબીડ આદમી છે.

આમ હેતના હૈયાં દળનાં મિલન યોજાય પછી તો મોજની ફોર્યું જ છૂટે ને ' કાર્યક્રમની વિધિસરની કહેવાય એવી બેઠક ત્રા પહેલા દિવસની સાંજે ને બેય રાતે મળે છે. પણ મિલન તો જ્યારથી આવ્યા ત્યારથી શરૂ થઇ જાય છે. અનુભવની, રસની, સાહિત્યની અને આનંદની આપલે શરૂ જ થઇ જાય

છે, અને એ અવિધિસરની બેઠકોમાં જ મિલનનું સાચું રૂપ પ્રગટે છે. જેમાં પરિવાર સિવાયનો ડાયરો રસ લેતો જાય છે.

## જૂનવટ સજાવટ અને જમાવટ

મિલનની તારીખો અસ્વાભાવિક અને નાગેશ્રી જાફરાબાદ પાસે ઠેઠ દરિયાને કાંઠે, એટલે સાંજ સુધીમાં એક સાથે બધા નહિ પહોંચી શકેલા. તા. ૧૨મીની સાંજે પાંચ વાગ્યે પહેલી બેઠકની શરૂઆત ગામને પરવાડે કાંઇક મેદાન અને આજુબાજુ થોડાં ખંડિયેર એવા એક ભાગમાં શરૂ થયું.

શણગારેલા વિશાળ શમિયાણામાં બેઠક લીધી. તખ્તો જરા ઊંચો લાગ્યો. સુરગભાઇ કહે "આ તો મેઘાણીભાઇએ લખ્યું છે તેમ 'સૌરાષ્ટ્રનાં ખંડેરો'-માંથી મંચ ઊભો કર્યો છે," વાતે ય સાચી હતી. તે દિવસે મેઘાણીભાઇને નાગેશ્રી ખંડેર અનેક રીતે લાગ્યું હશે. આજે તો નાગેશ્રીનો મોરો બદલાઇ ગયો છે. પણ તખ્તો એક ખડેર ઓસરીનો આપોઆપ મળી ગયેલો. એના ઉપર મંડપ બાંધીને ચાકળા ચંદરવાથી અલંકૃત કરેલો. ભારી મેળ મળી ગયો એ જૂનવટનો, ચાકળા ચંદરવાનો અને લોકસાહિત્યનો. એમાં જ્યારે સુલેમાનભાઇએ કચ્છી પાઘડીની સજાવટ સાથે નોબત શરણાઇની શરૂઆત કરી ત્યારે તો એ મેળ જમાવટ લઇ ગયો.

સુમારભાઇ આજે ભારે સુરીલી શરણાઈ છેડી રહ્યા હતા. નોબતની જમાવટ થતી ગઇ. ભાઇ જિતુદાને ત્યારે રજુઆત કરેલી તેમ ૭૨ વર્ષના બુઝર્ગ સુલેમાનભાઇ ૨૭ વર્ષની જુવાનીના જુસ્સાથી પોતાની તમામ તાકાત અજમાવી રહ્યા હતા. નોબત શરણાઇ એક એવી હવા જમાવી દયે છે કે ધરતી હવામાં તરતી લાગે ને ગગન ગોરંભાતું જાય.

## અનોખું ઢોલવાદન

લોકગીતોમાં રાસથી શરૂઆત ભાઇશ્રી જિતુદાન, કરસન પઢિયાર, દાદૂભાઇ ગઢવી અને બાપલભાઈ વગેરેથી થઈ. મિલનની બીજી મજા છે તે સમૂહગાનની. મર્યાદા એને નથી હોતી. એક ગાય ને બીજા ઝીલતા જાય. કંઠના સૂર–હલકના મેળવાળા જુવાનો મુક્ત કંઠે ગીતો વહેતાં મૂકે પછી એના પડછંદા પડવા માંડે છે.

રાસની જમાવટ થતી ગઇ ત્યાં તો દીવાળીબહેન આવી પહોંચ્યાં. લાખાભાઇ ગઢવી યે પહોંચી ગયા. હાજીભાઇની ગેરહાજરીમાં સુલેમાનભાઈએ તબલાંની સંગત આપી. પણ રાસ તો ચગતો જ ગયો. લાખાભાઇ વગેરે આવી પહોંચતાં વચમાં દુહા છંદની રમઝટ બોલી એટલે સુલેમાનભાઇ આ વખતે કચ્છથી બિયાંના કાઠાનો સુંદર ઢોલ લઈ આવેલા તે મગાવ્યો.

પણ ભાઇ ઢોલ ! હાજર રહેલા ડાયરામાંથી આવું ઢોલવાદન કોઇએ કદી સાંભળેલું નહિ. ઢોલ ગળામાં પહેરીને બે દાંડીએ ઢોલ વાગે. ઢોલના ઢંગ માથે નોબતનો બાજ વાગતો આવે. પણ તબલાંની જેમ બોલ પકડાના આવે. ખેમટો, હીંચ, દીપચંદી ત્રિતાલ પણ અનોખા ઢંગના બાજતા આવે. અમે તો દિગ્મૂઢ થઇ ગયા. વાહ ઢોલ ! વાહ ડોસા ! વાહ સુલેમાનભાઇ ! સુમારભાઇની શરણાઈની સંગત તાલસુરની હવામાં ડાયરાને તરતો મૂકી દે.

## જ્યોતું જળહળી

સાંજની બેઠકમાં તે દિવસે દાદુભાઇનાં ગીતો અને યશવંતભાઇ ભટનાં ભજનો પણ ભારી જામ્યાં. યશવંતભાઇએ સાચાં મોતીડાં વરસાવ્યાં તો એ મોતીના સાગર સમી સરિતા હિરણ્યને કાંઠે ડાયરાને દાદુભાઇ લઇ ગયા. 'સાંજ ઢળે સરિતા તટમાં' –પણ ચકવા ચકવીના સાંજના વિયોગ પ્રણયથી સરિતાને ય લ્હાણુમાં લઇને કુંવારી કલ્પનાનું માધુર્ય રેલાવી દીધું. સાગરકાંઠાના આ પ્રાચીન ગામની સંધ્યાને ગિરની વનરાઈ વચ્ચે વહેતી સરિતાના રૂપથી મઢી દીધી. ડાયરો મુગ્ધ બની ગયો. ને એને માથે જ પરિવારના ભાઇઓએ સંધ્યાનું સમૂહગાન ઉપાડયું. મેદાનમાં આવેલી એક પુરાણી દેરી માથે જાણે જ્યોતું ઝળહળી રહી. કંઠની ઝાલર માથે સૂરના રણઝણાટ ઊઠયા. સંધ્યા આરતીના 'જે જે સીતારામ' સાથે સાંજની બેઠક પૂરી થઇ,

સાંજના સાડા સાતે પહેલી બેઠક પૂરી થઇ. ડાયરો વાતુંના હિલોળે વળ્યો.

## પરિવારની કલાપ્રતિભાઓ

જમી પરવારીને દસ વાગ્યે નોબત શરણાઈથી બેઠક શરૂ થઈ. પરિવારના જુવાનોએ હરિરસની સ્તુતિથી મંગલ પ્રારંભ કર્યો. વસંતને વધામણે ઋતુ-ગીતોની–દુહા છંદની રમઝટ બોલી. અને આ ગીતો, દુહા અને છંદ સાથે સુલેમાનભાઇએ ઢોલથી અજબ સાથ આપ્યો. આજ સુધીના મિલનોથી વિશિષ્ટ એવા ઢોલવાદને અનોખી રંગત જમાવી.

પરિવારમાં નિરનિરાળાં વ્યકિતત્વ વિલસે છે. અમારા રામભાઈ રામનામવાળા. એ અબોલ બેઠા હોય તો પણ એમની આસપાસ રામનામનો મધુર, અપ્રગટ, અબોલ ને અખંડ ગુંજારવ ચાલતો હોય. રામભાઇ પાસે તો રામકથા જ હોય ને! તખ્તા ઉપર બેસી એ બીજાને સંભળાવવા કરતાં પોતે જ રામમગ્ન હોય અને એનાં પ્રતિબિંબ ઝીલાતાં હોય તેવું લાગે. પણ જીવનને, સમાજને જોવાની એમનામાં એક સૂક્ષ્મ નીરિક્ષણ શકિત છે ઉદારચિત્ત એટલા જ છતાં જીવનના–સમાજના વિસંવાદોને નર્મરસમાં રજૂ કરવાની એમની આવડત ભકિતની ગંભીરતા સાથે જીવનની હળવાશનો સોનામાં સુગંધ જેવો મેળ લઇ ગયેલ છે. રામભાઇએ રામપ્રત્યેના પ્રેમને કાવ્યરસે રસી દઇને વાતાવરણને પ્રસન્ન મધુર ભક્તિરસે ભીંજવી દીધું

શ્રી બાપલભાઈ ગઢવીએ શેત્રુંજ કાંઠાના લાંપાળિયા ગામના લાખણશી કુંચાળાની વાત ઉપાડી. વાર્તાનાં ચોસલાં પડતાં આવતાં હતાં, ખાનદાનની અને દિલાવરીની દોઢયું વળતી આવતી હતી. બાપલ-ભાઇના દિલે સંકોચ છોડયો ને વાર્તાને ઉચિત હાકલા પડકારાના ઝણકારે ચડાવી દીધી. પાછળ બેઠેલા રાજુલાના ડાયરામાંથી કોઇક બોલ્યું કે "જોયું ને! બાપલભાઇને તો આપણે પહેલાં ય સાંભળેલા. પણ આ જુકિત તે દી નહોતી." કોઇકે જવાબ વાળ્યો કે "ઈ તો બાપા, પરિવારનું પરિણામ છે"

પરિવાર થોડો બાપલભાઇના કંઠમાં કે કરામતમાં આવીને બેસે છે? પણ એક ચેતના જાગી ગઇ છે એ નક્કી વાત.

## ભાવપ્રધાન ભજનનો પ્રભાવ

કાર્યક્રમ ચાલુ જ હતો. અમારી સૌની ઇચ્છા હતી દ. શ્રી પુંજાવાળા પણ વાર્તા માંડે એની પણ સાણથળીથી આવ્યા ત્યારની એમની તબિયત નાદુરસ્ત હતી. એમાં શ્રી. યશવંતભાઇનાં ભજન શરૂ થયાં. એક બે ત્રણ. એમ ભજનની લગાવટ થઇ ગઇ. યશવંત ભાઇના ગળાની ખીલવટ ડાયરાના દિલમાં ભાવના મુદ્રા ઉપાડયે જતી હતી. એમાં યશવંતભાઇ અને દીવાળી બહેનની જુગલબંધી તો એવી જામી કે દીવાળી-બહેન લોકગીતોને છોડી ભજનો જ ગાય એવી લાગણી થઇ આવી.

યશવંતભાઇએ દેહની નશ્વરતા અને આતમ જાગૃતિનું એક ભજન ગાયું ને શ્રી. પુંજાવાળાને એવા હલાવી નાખ્યા કે એવો જ એક વાર્તાનો ટૂચકો કહેવા આપોઆપ મેદાનમાં આવી ગયા. હીપા ખુમાણની એકની એક દીકરી પરણે અને એ જ ટાણે એકના એક દીકરાને એરૂ આભડયો. પછી કાઠી અને કાઠિયાણીએ છાતી માથે પાણા મૂકીને હસતે મોઢે લગન ઉજવી દીકરીને વળાવી ત્યાં સુધીમાં તો ટૂચકાએ સૌને હલબલાવી નાખ્યા કેંકની આંખમાં આંસુના દોરિયા બંધાઇ ગયા.

## રાત હસી પડી

આભમાંથી ગોળો ઉતરે એમ રાતના સાડા-બારે વેલજીભાઇ ગજ્જર, નાનજીભાઇ મીસ્ત્રી અને હાજીભાઇ આવી પહોંચ્યા. આવતા વેંત તખ્તા ઉપર. નાનજીભાઇએ પાંચ સાત મિનિટ વાયોલીન ઉપર લોકગીતોના ઢંગ બતાવીને ધૂન બાંધી રાવણ-હથ્થાનો બાજ બતાવ્યો. ત્યાં જ તરવાળો જવાન ખડો કરી દીધો. નાનજીભાઇએ કલાકારોના સૂરને પાંખો આપી દીધી.

હાજીભાઈએ નાલ (ઢોલક) હાથમાં લીધી. સાંજના જૂતેલા સુલેમાન ભાઈએ પોરો ખાધો. ફરી રંગ જામ્યો ગાનારા તો બધા નાસના અને હાજી-

ભાઇના હેવાયા. વેલજીભાઇ એ લગ્નગીતો દ્વારા વધાઇ આપી. અપરિણિતોની ભાવ સૃષ્ટિ ખડી કરી. દીવાળી-બહેને રામના નામનાં કોકિલકંઠમાં મોહક બાણ માર્યા. ત્યાં ભાઇ પ્રાણે ઊંચા સૂરની સુરાવટ બાંધી મધુર ભેદક કંઠની પોતાની આગવી છટાથી વાતાવરણને ભજનના રંગનો ઓપ આપ્યો અને દાદુભાઇએ 'બાઇયું એને કોણુરે વારે' એવા પોતાના દર્દીલા ગીત અને કામણગારા કંઠથી જમનાને આરે કૃષ્ણ-વિરહથી ઝૂરતી ગોપીઓના હૃદયક્રંદનથી પૂનમની રાતને ય રોવરાવી ? ના, એ તો હર્ષાશ્રુ હતાં.

### હથિયાર કેમ છડે ?

મધરાતનો ગજર ભાંગતાં આકાશમાંથી તારોડિયો આવે એમ ૩૫–૪૦ માઇલ દૂર ખુમાણ પંથકના શેલણા ગામે છ દિવસથી રામપારાયણ કરતા શ્રી. અમરદાસજી ખારાવાળા ઊતરી આવ્યા. પછી તો પરિવારના ઉમળકાનું શું પૂછવું ? મિલનની તારીખો નક્કી થતી હતી ત્યારથી જ તેઓ પારાયણ સપ્તાહમાં રોકાયેલા. ચાલુ પારાયણ છોડીને તો કેમ આવવું ? લગાતાર પારાયણનો અખંડ થાક. સાંજે પારાયણ પતવીને રાતે ઊપડ્યા ને નાગેશ્રી મિલનમાં આવ્યે જ રહ્યા. આમાં તો એક બીજા વિના એક-બીજાને અણોહરું જ લાગે. પણ પૂનમ પૂર્ણરૂપે પ્રગટી રહી પછી મિલનના સાગરમાં ભરતી કેમ ન ચડે ? આવ્યા. અત્તરનો રાબેતા મુજબ સૌને છંટકાવ કર્યો. સાહિત્ય સંગીતના રૂપમાં જાણે ભક્તિની સુગંધ ભળી. તખ્તા ઉપર સ્થાન લીધું. રામાયણના એક પ્રસંગ ઉપર જામ્યા. વિનોદની વિશુદ્ધ રસિકતાનાં લહેરિયાં ઉપાડ્યાં. ડાયરાને હળવો ફૂલ બનાવીને માથે રામભક્તિનાં રૂપ નિરૂપ્યાં. સાત્ત્વિક આનંદનો સ્વાદ ચખાડીને જેવા આવ્યા હતા એવા જ શેલણાને માર્ગે ઊપડી ગયા.

રાત જામતી જતી હતી. ડાયરા માથે વાર્તા-ગીતોના પરમ ભાવનો જામો પડી ગયો હતો. બરાબર ત્રણ વાગ્યે પરિવારના જુવાનોએ ઓખામંડળમાંથી બહાદુર માણેક બહારવટીઆઓને ઉતાર્યા. "ના છંડિયાં હથિયાર, અલાલા બેલી ! મરણેજો હકડીવાર." સંઘ-ગાને ગગન ગજાવ્યું. વીરરસનાં મોજાં ઊછળ્યાં અને પાછલી રાતનાં, જેમની આંખમાં ઘારણ વળતાં હતાં એમને 'જાગો લોકો મત સૂવો, મત કરો નિંદ્રા સાથે પ્યાર' કહેતાં પહેલી રાતની બેઠક પૂરી થઇ.

### અનોખાં આદર આતિથ્ય

તા. ૧૩ની પરભાતે નવને ટકોરે તો પરિવારની અંતરંગ બેઠક મળી. ખોટમાં ખોટ અમને સૌને જો કોઇ સાલી હોય તો અમારા પરિવારના પ્રમુખ શ્રી. રતુભાઇ અદાણીની અનિવાર્ય ગેરહાજરીની. બીજી ખોટ શ્રી. ઉપેન્દ્રભાઇ ત્રિવેદીનાં માતુશ્રીના અવસાનને કારણે શ્રી. ઉપેન્દ્રભાઇ અને શ્રી. પુષ્પાબહેન છાયા હાજર ન રહી શક્યાં તેની હતી. બાકી બધી વાતે મિલન મિલનના અર્થમાં પૂર્ણ હતું. સરભરા અને આદર આતિથ્યમાં તો પૂછવાનું જ શું હોય ? શ્રી. સુરગભાઇના મહેમાન હતા. પહેલી પંગત શ્રી. દેવાયતભાઇને ત્યાં પડી. પણ શ્રી. સુગરભાઇના મહેમાન શ્રી. દેવાયતભાઇ, શ્રી. રામભાઇ, શ્રી. નનકુભાઇ અને સમસ્ત કુટુંબ અને ભીમવરૂના પરિવારના મહેમાન બની રહ્યા, ને અછો અછોવાનાં સૌ કરી રહેલ. નાગેશ્રીનો વરૂ ડાયરો અને બહારથી આવેલ બધો ડાયરો પણ ઘણો ભેદુ વેધુ અને રસજ્ઞ હતો. જેવા તેવાના તો છોતા કાઢી નાખીને ફાકડા બોલાવી જાય એવો સાહિત્ય રસિક ડાયરો, પછી મિલનની મોજ ચંદ્રની કળાની જેમ વધતી જ જાય ને !

અમારી અંતરંગમિટીંગમાં વર્ષભરની અમારી પ્રવૃત્તિ, અમારાં મિલન, એકબીજાનો સહવાસ અને પ્રગતિ વિકાસના વિહંગાવલોકન અને આત્મનીરિક્ષણમાં અઢી કલાક ગયા. ત્યાં સુધી બહાર ડાયરો નવરો થોડો બેસી રહે ? અદ્‌ભૂત મંડળનો આનંદ ડાયરે લીધો. અને શ્રી. સુરગભાઇના મિત્ર કવિ અને વાર્તાકાર શ્રી. મેકરણભાઈ લીલા સનાળીથી આવેલ એમનો વાર્તા આનંદ માણ્યો.

### વાર્તા—સાહિત્યની રસ ચર્ચા

સાંજના પાંચ વાગ્યે સાહિત્યચર્ચા માટે ડાયરો મળ્યો. ચર્ચાની હજી શરૂઆત જ હતી. રસ–ભાવની વાતનો હજી પ્રારંભ જ થયો ત્યાં દ. શ્રી. પુંજાવાળા આવ્યા. એમની તબિયત સારી પેઠે અસ્વસ્થ હતી. પણ ગઇ રાતે તેમણે ટૂચકાથી પતાવેલું ને ડાયરો

નીકળતા આવે તેમ પ્રાણના કંઠે ભીત્વીના ઢંગે આહ્લાદકતાની મુલાયમ ચાદર ખીછાવી દીધી.

દૂધની તર જામે એમ જામી ગયેલો ડાયરો ઊઠવાની તૈયારીમાં ન હોતો. લગભગ સવારના સાડા ત્રણને સુમારે બીજી રાતની બેઠક પૂરી થઈને વિદાયની વેળા આવી પહોંચી 'મળાવો ભયો પણ બિછુરન બૂરી.'

પરિવારના નિર્ણય મુજબ મિલનને જાહેરનું સ્વરૂપ ન આપવાનુ વિચારાયું છે. પણ આજ સુધી બનતું એવુ આવ્યું છે કે બે ત્રણ હજાર માણસ આપમેળે એકઠું થઇ જાય છે આમ સૌરાષ્ટ્રના જુદા જુદા પંથકમાં એક એક મિલને જુદા જુદા પ્રજા સમૂહો વચ્ચે લોકસાહિત્યની કળા પહોંચતી જાય છે. પ્રજા સમુહો કળાકારોના પરિચયમાં આવતા જાય છે ને પક ગાજતું જાય છે.

## પરિવારનો વધતો વ્યાપ

ચલાળામા શ્રી કાનજીભાઇ બારોટને ત્યાં પહેલુ મિલન મળ્યું ત્યારે સમારંભમાં ખૂબ મર્યાદિત સંખ્યાનો આગ્રહ રખાયેલો, છતાં ચલાળા, ધારી, બગસરા અને આજુબાજુના ગામના પાંચસોક માણસોની હાજરી રહેલી ચલાળાના મિલનથી લોકસાહિત્ય પરિવાર પડખે ચલાળાનું સાહિત્ય અને કલારસિક એવું શકિતશાળી મંડળ ઊભું થઇ ગયુ. પરિવારને એથી બળ ને ઉત્સાહ બેય મળતાં રહ્યા છે.

બીજું મિલન નાની સાણથળીમાં દ શ્રી. પુંજાવાળાને ત્યાં મળ્યું ત્યારે ફરતાં ઘણાં ગામોના પ્રતિષ્ઠિત અને સાહિત્યપ્રેમીઓની હાજરી રહી. એક હજાર માણસોએ એનો લાભ લીધો અને પરિવારનો સાહિત્યસંદેશ વ્યાપક ક્ષેત્રમાં ફરી વળ્યો. પરિવારને વધુ તાકાત મળતી થઇ.

કચ્છ–અંજારમાં શ્રી વેલજીભાઇ ગજ્જરને ત્યાં મિલન મળ્યું અને માંડવી, મુન્દ્રા, ભૂજ, કંડલા ગાંધીધામ અને અન્ય ગામો તથા અંજારમાંથી કલારસિક એવા એથી અહીં ગુર્જરનો સમુદાય એકઠો થયેલો એથી પરિવારની, એના કલાકારોની અને એની પ્રવૃત્તિની વ્યાપક અસરો થઈ અને નવા સંબંધો કેળવાયા.

જૂનાગઢ સાહિત્ય પરિષદ અને દિલ્હીના કાર્યક્રમોથી એ વ્યાપ વધતો જ જતો હતો. કળા અને કળાકારોની પ્રતિષ્ઠા વધતાં જતાં હતાં. લોકસાહિત્યને અનેક દૃષ્ટિએ ઉઠાવ મળી રહ્યો હતો અને લોકસાહિત્યના કળાકારો પ્રત્યેની માનબુદ્ધિ પણ કેળવાયે જતી હતી. આમ કળા અને કળાકારો બન્નેને ઉઠાવ થતો રહ્યો છે

નાગેશ્રી મિલનમાં ઘણા વિશાળ પ્રદેશનુ પ્રતિનિધિત્વ હાજર રહેલું. ધારીથી ડૉ. જસાણી અને મિત્રમંડળ, બગસરાથી ડૉ. મગનભાઇ ગોંડલિયા અને મિત્રમંડળ, ચલાળાથી શ્રી નાથાલાલ ચંદારાણા, શ્રી. નંદલાલ જોષી અને મિત્ર મંડળ, નાની સાણથળીથી શ્રી નાનાભાઈ, બરવાળા બાવીસીથી શ્રી. દેસાભાઇ, વડિયાથી શ્રી. શેલારભાઇ વાંક, ડેડાણથી શ્રી. ટપુભાઇ કોટીલા, રાજુલાથી શ્રી. કાયુંભાઇ ધાંખડા તથા સાદુળભાઇ ધાંખડા, જબાગથી શ્રી ટપુભાઇ ખુમાણ, કુંડલાથી શ્રી ઓઢાભાઇ ભાણાભાઇ ખુમાણ, લુણસાવરથી શ્રી. ટપુભાઇ તથા દડુભાઈ કોટીલા, માણસાથી શ્રી. કાથડભાઈ વરૂ, દેમાળથી શ્રી. રાણીંગભાઇ વરૂ, મેવાસાથી શ્રી. નાનાભાઇ ખુમાણ વગેરે મહેમાનો હતા.

તો ઉનાથી શ્રી. ઉકાભાઈ, ડૉ. શ્રી. જયંત દેવી, શ્રી ગિરધરભાઇ વાઘેલા તથા મનુભાઇ જોષી હતા જાફરાબાદથી ડૉ મુલાણી તથા શ્રી. દીનુભાઇ હના, વેપારીઓ મોટી સંખ્યામાં આવેલા. ખાંભા અને કુંડલાથી ઘણા વેપારીઓ આવેલા રાજુલાથી પણ ન્યાયાધીશ, વિકાસ અધિકારીઓ વગેરે આવેલા. અને આજુબાજુના ગામમાંથી ઘણા માણસોએ આ મિલનનો લાભ લીધો અને પરિવાર તથા એના કળાકારોનો વ્યાપક પરિચય કલા અને સાહિત્ય દ્વારા થયો.




તંત્રીઓ ઇશ્વરલાલ દવે જયમલ્લ પરમાર

વર્ષ ૪૨ સપ્ટેમ્બર '૭૧ અંક ૯ મળગ અંક ૪૯૮






*

## ગ્રાહકોને—

* ૧ માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ અમારા કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો મોકલાશે

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલા પંદર દિવસે ગ્રાહક ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી

'ઊર્મિ–નવરચના'ના લવાજમ ।। દર

વાર્ષિક–દેશમાં રૂ. ૧૦ ૦૦

વાર્ષિક–પરદેશમાં રૂ. ૨૧ ૦૦

## લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતા પરત મેળવવા ઇચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ

## પ્રકાશકોને—

* બદલાના સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેના પુસ્તકો નીચેના સરનામે મોકલવા

## એજન્ટોને—

* 'ઊર્મિ–નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો


ઊર્મિ–નવરચના કાર્યાલય
૧૩, જગનાથ પ્લોટ
રાજકોટ (જિ. રાજકોટ)



પ્રકાશક ઇશ્વરલાલ મો. દવે મુદ્રક ને માલિક જયમલ્લ પરમાર ૧૩ જગનાથ પ્લોટ, રાજકોટ
મુદ્રણ સ્થાન સુરૂપ મુદ્રિકા ડૉ. યાજ્ઞિક રોડ કન્યા છાત્રાલય સામે રસકોર્નર, રાજકોટ–૧

# 'અરે માડી, ઉછરે એટલાં ખરાં!'

ગામમાં નવું બાળક જન્મે કે તુરત જ ઉજમ ડોસી આવા શબ્દો બોલ્યા વિના રહેતાં નહિ...આવાં અમંગળ વચનો સાંભળવાં ગમે તો નહિ, પણ, તે ખોટું નહોતાં કહેતાં. વાત પણ સાચી તો હતી જ!

કેટલાંક બાળકો શીતળાનો ભોગ બનતાં, તો બીજાં અનેક બાળકો મેલેરિયાથી મરણ પામતાં હતાં.... આ રોગોનાં નામ માત્રથી પણ અમને કંપારી છૂટતી હતી...જાણે કે એ મહા-વિનાશક આસુરો હતા. ('શીતળા એટલે શું?' એમ ન પૂછશો. તમારા પાઠ્ય-પુસ્તકમાંથી એ વિશે માહિતી મળશે.)

હવે તો અમારે માટે ઇસ્પિતાલ પણ બની છે...એને માટે માંડ એકાદ બે માઈલ ચાલવું પડે છે. તબિયત કેમ સાચવવી અને આરોગ્ય કેમ જાળવવું તેની ઉજમ મા કરતાં અમને વધુ સારી પેઠે ખબર છે... અરે, પેલા દાક્તરે જ નહોતું કીધું કે, માણસની આવરદા હવે વીસ વરસ લંબાઈ છે...! સાચાં ઘી દૂધ તો દીઠાં જડતાં નથી, તો યે, કોણ જાણે કેમ, માણસનું આયુષ્ય વધતું જાય છે એમાં ના નહિ!

આપણને કેટકેટલી ચીજોની હજુ જરૂર છે, પણ એમ લાગે છે કે,



● આજે આપણે સુખી છીએ...
ઝાઝી-મેહનત કરીશું તો ભવિષ્યમાં
આથી પણ વધુ લીલા લહેર કરીશું...!

---

● "જાગતુ ભારત" પુસ્તિકાની નકલ મફત મેળવવા
માટે આજે જ લખો
ડી.એ.વી.પી., પી.ટી.આઈ બિલ્ડીંગ,
પાર્લામેન્ટ સ્ટ્રીટ, નવી દિલ્હી-૧,

davp 70/710.GJ

# 'સી' નંબરના ગ્રાહકોને વિનંતી

## સપ્ટેમ્બરના અંક સાથે આપનું લવાજમ પૂરું થાય છે

તો

નવા વર્ષના આપના લવાજમના રૂપિયા ૧૦ ચાલુ માસની તા. ૧૫મી સુધીમાં અહિંયા મ. ઓ. થી મોકલી આપવા વિનતી છે. જો આપ કોઇ સંસ્થા કે એજન્સી મારફત લવાજમ મોકલવાના હો તો તે તા. ૧૫મી સુધીમાં પત્ર દ્વારા જણાવવા વિ. છે. ઓકટોબરનો દીપોત્સવી અંક 'લોકસાહિત્યમાં નારી' રૂપે પ્રગટ થશે. પત્ર દ્વારા જવાબ કે મનીઓર્ડર નહિ આવે તેમને વી. પી. દ્વારા અંક નહિ મોકલાય.

વ્યવસ્થાપક : 'ઊર્મિ નવરચના'

---

ઑક્ટોબર–નવેમ્બરના સંયુક્ત અંક તરીકે

## ઊર્મિનવરચના'નો દીપોત્સવી વિશેષાંક

# 'લોકસાહિત્યમાં નારી'

सौराष्ट्रे पंच रत्नानी, नदि नारी तुरंगम ।
चतुर्थं सोमनाथश्च पंचमम् हरिदर्शनम् ॥

૧૫ મી સદીના કવિ શ્રીકપડે સૌરાષ્ટ્રનાં પાંચ રત્નો ગણાવ્યાં છે. નદી, નારી, તુરગ કહેતાં અશ્વ, સોમનાથ અને 'હરિદર્શન'માં હરિ કહેતાં સિંહ પણ થાય. એમાંથી 'ઊર્મિનવરચના'એ સિંહ અને અશ્વ અંગે અનુક્રમે ૧૯૬૯ અને ૧૯૭૦માં જે વિશેષાંકો બહાર પાડ્યા તે અતિ લોકપ્રિય નિવડ્યા છે

હવે

**ત્રીજું રત્ન 'લોકસાહિત્યમાં નારી' અંગે દીપોત્સવી વિશેષાંક પ્રગટ થશે, જેમાં નારીના માતૃત્વ, પત્નીત્વ, ભ્રાતૃત્વ, ભગિનીત્વ વગેરે અનેક પાસાંઓમાંથી શક્ય તેટલી સામગ્રી દુહા, છંદ, ગીત, પ્રસંગ, ઘટના, વાર્તા અને પ્રસંગોની સંકલનામાં લેખોરૂપે અપાશે.**

જેમાં

નારીની ભક્તિ, શક્તિ, સૌંદર્ય, ત્યાગ, સમર્પણ, સેવાભાવ, પ્રણય, વિરહ, ખમીર, ખાનદાની વગેરે અનેક પાસાંઓને આવરી લેવાશે

**ઓક્ટોબરની ૧૯ મી તારીખે દીવાળી આવતી હોવાથી ઓક્ટોબર–નવેમ્બરનો જોડિયો અંક દીવાળી ઉપર પ્રગટ થશે.**

છૂટક નકલની કીંમત પાંચ રૂપિયા રહેશે. અને તે પાંચ રૂપિયાનું મનીઓર્ડર મોકલનારને જ મોકલાશે. ચેક નહિ સ્વીકારાય તેમ વી પી. પણ નહિ કરાય ચાલુ ગ્રાહકોને તેમ ઓક્ટોબર, નવેમ્બરથી દસ રૂપિયા મોકલી ગ્રાહક થનારને મોકલાશે. દીવાળી અંક પછીનો અંક ડિસેમ્બરની પહેલી તારીખે પ્રગટ થશે

**'ઊર્મિનવરચના': વાર્ષિક લવાજમ દેશમાં દસ રૂપિયા: પરદેશના રૂ. ૨૧**
'ઊર્મિનવરચના' કાર્યાલય: ૧૩, જાગનાથ પ્લોટ રાજકોટ

# 'પૂર્વબંગ ને કવિતા'ના પડકારને અનોધા આવકાર

ઓગસ્ટના 'ઊર્મિનવરચના'ના ગતાંકમાં 'પૂર્વબંગ ને કવિતા'ને અમે જે દર્દભર્યું આહવાન કરેલું, એને નવી અને જૂની વાણીના કવિહૃદયો તરફથી જે પડકાર થઈ રહ્યો છે એને અમે અનોધા આવકાર આપીએ છીએ.

ઓગસ્ટની ૩૧મી તારીખે સ્થાનિક–રાજકોટમાં અંક પહોંચી જાય છે. એટલે બીજે જ દિવસે શ્રી. જયંતભાઇ આચાર્યનો ફોન આવ્યો કે: "પૂર્વબંગ ને કવિતાનો લેખ વાંચ્યો. પૂર્વબંગ ઉપર મેં પણ કવિતા લખી છે."

મેં પૂછ્યું: "ક્યારે?"

કહે: "ત્રણેક મહિના થયા"

"અરે બોલતા શું નથી? ત્રણ મહિનાથી લખેલી પડી રહી?"

"હા, ૧૫મી એપ્રિલે શરૂ કરેલી ને બે મહિનામાં પૂરી કરી. પણ સાડા પાંચસો લીટીએ પહોંચ્યો છું."

"અરે લાવો લાવો. ભલે સાડા પાંચસો લીટીની રહી."

અને અમે સાથે બેસી કવિતાને માણી, કમકમા અનુભવ્યાં. એને કવિતા કહું, રૂપક કહું કે નાટ્ય કહું! તે વાચકો ઉપર છોડું છું. કવિતાની શરૂઆત ભારતના જે મુદ્દા બતાવીને મ. જ. ઝીણાએ ભાગલા માગ્યા ત્યાંથી શરૂ થાય છે. એ જ મુદ્દા ઉપર પૂર્વબંગ જુદા થવાને હકદાર હોવાનું પુરવાર કરી પૂર્વબંગની કત્લેઆમથી એ જ મુદ્દા પાકીસ્તાને જ ના સાબિત કર્યાનું બતાવ્યું છે. અને પછી કવિતા એ ઘોર નારકી અત્યાચારના અનેકવિધ પરિણામો તરફ વળે છે. તાત્ત્વિક અન્વેષણ આપતી જાય છે અને એના માનવીય અને માનસિક પ્રત્યાઘાતોનુ દર્દનાક બયાન આપે છે. અને પૂર્વબંગના આ જાતિમેધના અંતે? હવે કવિતા જ વાંચી જવા વિનંતી છે. અલબત્ત, ખૂબ ઉર્દુપ્રચુર છે. એટલે ઉર્દુ ન સમજનારાને થોડી કઠીન જરૂર પડશે. એ માટે દરેક અઘરા શબ્દોના અર્થ નીચે આપ્યા જ છે. પશ્ચિમ પાકીસ્તાનને એની જ જબાનમાં જવાબ આપવા કવિતાનો જુસ્સો એ જ જબાનમાં ઊતર્યો છે.

ત્યાં શ્રી. મકરન્દભાઇ દવેનું એક કાવ્ય અને કાગળ આવી પડયો. મુંબઈથી સુપ્રસિદ્ધ ગુજરાતી ડાયજેસ્ટ 'નવનીત' (માસિક) ના સંપાદક શ્રી. કુન્દનિકાબહેન કાપડિયાએ 'ઊ. ન.' માંથી 'પૂર્વબંગને કવિતાનું' પાનું મકરન્દભાઇને મોકલેલું. એના જવાબમાં આ પાના પછીના પાને રૂપે 'મંગલ પરિયાણ' ક.૦૧ આપ્યું છે. રૂદ્રનો પડકાર આપતાં એવાં કાવ્યો જવલ્લે જ મળે છે.

'બંગાળ બાવની' આપનાર શ્રી. દાદુભાઇ ઉપર તો પૂર્વબંગનો પ્રવાહ વહેતો થઈ ગયો છે. જે ગીત–કવિત રૂપે અવતરી રહ્યો છે.

ત્યાં જૂનાગઢથી 'કવિશ્રી કાન'–કાનજીભાઇ બારોટના પૂર્વબંગ ઉપરના ૨૦ દુહા અને એક ગીત આવી પડયાં. પણ આ અંકનું બધું સાહિત્ય પૂરું થઇ ગયું ત્યારે. એ જ રીતે ધુનાના ગામથી શ્રી. ભગુભાઇ રોહડિયાના પૂર્વબંગના બાવન દુહા એની સમજૂતી સાથે આવી મળ્યા. એ પણ એથી ય મોડા પડ્યા હોવાથી લઇ શકાયા નથી.

શ્રી. મકરન્દભાઇ અને શ્રી. જયંતભાઈ આચાર્યને હું નવી વાણીના કવિ નહિ કહું. એ બન્ને તો નવી અને જૂની વાણીમાં એક સરખા રમે છે. શ્રી. મકરંદભાઇની તેજસ્વી બાનીનું સામર્થ્ય તો એ જ છે.

ત્યારે જૂની વાણીના જુવાન વારસદારો સુધી પૂર્વબંગની વેદના પહોંચી તે આશાસ્પદ ઉગમ છે. જૂની ઘાટીના ગતાનુગતિક કોચલાં ભેદીને વિચારોને ઝીલવાની શકિત એમાંથી જરૂર કેળવાતી થશે. કાળે તો એ કોચલાં ભેદી નાખ્યાં છે, પણ કાળની આગળ નહિ તો કાળના સાથે કદમ મીલાવવા વહી રહેલા પ્રવાહો માથે નજર નોંધાડયે જ છૂટકો.

જયમલ્લ પરમાર

# મંગળ પરિયાણું

મકરંદ દવે

ડાળે બેસીને હવે ઝૂલવાના દિન ગયા,
આવ્યું છે ઊડવાનું ટાણું,
દેખ, પૂરવ ઘન વાદળે ઘેરાણું.

ભેરી બજે છે ઘોર ધમસાણી વાયરાની,
ચમકી ઊઠે છે વીજ તાતી,
ઓ ડણકી ઊઠે છે ધૂમરાતી,
ફૂલોને પુંજ તારી પોઢનારી, ભાઈ, આજ
વજ્જરને ઝીલશે શું છાતી ?

લાખ લાખ કંકાલો સામેથી સાદ કરે :
ભર લોહી બબોળ ભાણું.—

દેખ, પૂરવ ઘન વાદળે ઘેરાણું.
ધારણ વળ્યાં છે એને પાટુ ઝીકીને હવે
પૂછે વેતાળ, નહીં જાગે ?

ઓ બોલે વેતાળ, ઊઠ, આગે !
આઘે ભાગ્યું તે તારા આંગણામાં ઊમટીને
સાચનો જવાબ આજ માગે.

આપરખા, ભડકીને ક્યાં રે ભરાશે ?
હવે ભયને ભરખે તો ખરો જાણું,—
દેખ, પૂરવ ઘન વાદળે ઘેરાણું.

આવ ! આવ ! આવ ! મારા તાંડવના દેવ !
મારા ડમરુ બાજંત ત્રિપુરારિ !
મારા મૃત્યુંજય રૂપમાં મુરારિ !

તારા પ્રચંડ ક્રૂર આઘાતે આઘાતે
જડતાની જાળ દે વિદારી.

મૃત્યુને માંડવડે હરખે નિહાળું
મારું મીઠું મંગળ પરિયાણું—
દેખ, પૂરવ ઘન વાદળે ઘેરાણું.

*

# ગુજરાતનું સંક્રાન્તિકાળનું રાજકારણ

સંપાદકીય

કોઇપણ દેશનું કે પ્રદેશનું ભાગ્ય નિર્માણ નરદમ રાજકારણના હાથમાં નહિ હોવું જોઇએ, નહિ રહેવું જોઇએ, છતાં સ્વાધીન બન્યા પછીના ભારતનું ભાગ્ય નિર્માણ રાજકારણના પડીકે બંધાયેલું છે, એ એક દુ:ખદ હકીકત છે.

કાળ કરવટ જરૂર બદલે છે. એક દિવસ દ્વારકામાં સ્વ. ઠક્કરબાપા અને સ્વ. રામેશ્વરી નહેરૂ સામે દ્વારકાધિશનાં દ્વાર બંધ કરી દેવામાં આવેલાં. કારણ કે તે દિવસે અસ્પૃશ્યતા નિવારણનો પ્રશ્ન હતો. અને એ જ દ્વારકામાં થોડા જ દિવસો પહેલાં જગદગુરૂ શંકરાચાર્યની વિદ્યાસભાનું આમંત્રણ ભારતના ઉપરાષ્ટ્રપતિ શ્રી. પાઠકજીએ અને ગુજરાતના રાજ્યપાલ શ્રીમન્ન નારાયણજીએ પાછું ઠેલ્યું. કારણ કે દ્વારકાના શંકરાચાર્યજી પાસે અસ્પૃશ્યતા અંગે માગવામાં આવેલી સ્પષ્ટતા એમને નહિ મળી.

### સમાજવાદ ને સાંપ્રદાયિકતા

૨૩ વર્ષમાં આટલો ફેર જરૂર પડયો છે. પણ કોઇપણ સંપ્રદાયના મેળાવડાઓ કે કોઇ પણ ધાર્મિક પ્રસંગમાં રાષ્ટ્રપતિથી માંડીને રાજ્યના આગેવાનો ભાગ લેતાં, ભાગ લઇને એવા સંપ્રદાયો ને કે એના ધાર્મિક ગણાતા પ્રસંગો કે વિધિ વિધાનને પ્રતિષ્ઠા, મહત્ત્વ અને ઉત્તેજન આપતાં પહેલાં એવો વિચાર કેમ નહિ કરતા હોય કે નવોદિત રાષ્ટ્ર માટે એ ધર્મ છે કે નહિ ? એ ઉચ્ચ નીચના ભેદને પોષે છે કે નહિ, એ ગરીબ અને તવંગરની અસમાનતાના આધાર સ્તંભો છે કે નહિ, સામાજિક ન્યાય અને સામાજિક અસમાનતાઓ મીટાવવાને બદલે વહેમ, અંધ શ્રદ્ધા, અજ્ઞાન અને જડ રૂઢિઓ દ્વારા એને વધુ દૃઢ, વધુ મજબુત બનાવે છે કે નહિ ! છેવટ રાષ્ટ્રમાન્ય એવો લોકશાહી સમાજવાદ સાધ્ય બને છે કે અસાધ્ય બની રહે છે ?

### જ્ઞાતિવાદનો અજગર ભરડો

સામાજિક અસમાનતાઓ અને સામાજિક ન્યાય આડે પહાડ જેવડા અવરોધો પડયા હોય તો તે મૂડીવાદ અને સામંતશાહી માનસ છે. આ મૂડીવાદના પેટાળમાં જ્ઞાતિવાદ અને કુળનાં અભિમાન પડેલાં છે. આ જ્ઞાતિવાદ, કુળનાં અભિમાન અને મૂડીવાદના સૌથી મોટા આધારસ્તંભો આ સંપ્રદાયો છે. અસ્પૃશ્યતા, ઉચ્ચ નીચના ભેદભાવો અને આર્થિક અસમાનતા પણ જ્ઞાતિવાદના ભરડાને કારણે જ જડ ઘાલી બેઠેલ છે. અને સામાજિક ન્યાય વગરની આપણા દેશની લોકશાહીમાં જ્ઞાતિવાદ નીચેની ગણાતી જ્ઞાતિઓમાં પણ ઉત્તરોત્તર વધુ ને વધુ ફાલતો ફૂલતો જાય છે.

અવિભાજિત અને વિભાજિત કોંગ્રેસોમાં આ જ્ઞાતિવાદ અને કોમવાદને દફનાવવાના ઠરાવો આદિકાળથી થતા આવે છે, તે ઠેઠ ભારત-રશિયાના છેલ્લા મૈત્રિકરારોમાં પણ જ્ઞાતિવાદને દૂર કરવાનો શબ્દ સ્થાન પામ્યો છે એટલો તે આપણા રાષ્ટ્રીય રાજકારણને ભરડો લઈને પડયો છે.

### સંપ્રદાયિકતાને ઉત્તેજન

એકસો વરસના ભારતના રાજકારણમાં મવાળથી માંડીને ઉદ્દામમાં ઉદ્દામ એવા એક પણ રાજકીય પક્ષે આ જ્ઞાતિવાદ નિર્મૂળ કરવાની પ્રવૃત્તિ કદી હાથ નથી ધરી. સામ્યવાદી પક્ષથી માંડીને જનસંઘ સુધીના સૌએ આ જ્ઞાતિવાદનું ભરપેટે શોષણ કર્યું છે અને આજ પણ કરી રહેલ છે. આપણા રાષ્ટ્રીય ગણાતા આગેવાનો, પ્રધાનો અને રાષ્ટ્રપતિ સુધીના સત્તાધિકારીઓ સંપ્રદાયોના સમારંભોને પ્રતિષ્ઠા અને ઉત્તેજન આપી આપીને આ જ્ઞાતિવાદને વધુ ને વધુ મજબુત બનાવી રહ્યા છે.

અપવાદો બાદ કરતાં અવિભાજિત કોંગ્રેસના ઘણાખરા આગેવાનો પોતપોતાની જ્ઞાતિનાં ભંડોળો, છાત્રાલયો અને અન્ય પ્રવૃત્તિઓ ચલાવતા હતા, અથવા એક યા બીજી રીતે જ્ઞાતિ સંસ્થાઓ ચલાવતા હતા. અને બધા જ ગાંધીજી, જવાહર અને લોકશાહી સમાજવાદનાં ભાષણો પણ ચલાવતા હતા. એમનાં માતપત્રો

સ્વીકારતા હતા. કેમ જાણે એમની જ્ઞાતિએ જ એમને ચૂંટી કાઢ્યા હોય !

### જ્ઞાતિવાદનાં રાજકીય એકમ

બ્રાહ્મણ, વાણિયા, લોહાણા, પટેલ, ક્ષત્રિય, સોની, સિંધી, અનાવલા, કોળી, ભીલ, હરિજન વગેરે તમામ કોમના આગેવાનોની આ સ્થિતિ હતી. એમાંથી ચાર જ્ઞાતિઓ એક વર્ગ તરીકે, એક પક્ષ તરીકે બહાર આવી. ક્ષત્રિયો, આદિવાસીઓ, હરિજનો અને પટેલ. આદિવાસીઓ અને હરિજનો નામ તો સામાજિક પરિવર્તનનાં સૂચક હતાં. એમાંથી એના આગેવાનોએ જ્ઞાતિઓનું પરિવર્તન લઘુમતિના રાજકીય દબાણના એકમરૂપે કરી નાખ્યું.

એ ચારે ય જ્ઞાતિઓ રાજકીય એકમ બની ગઇ. નવા ઊભા થયેલા આગેવાનોને, ક્રાંતિ અને સમાજવાદને નામે એ વર્ગો, એ રાજકીય એકમો મનભાવતાં થઇ ગયાં, અને લોકશાહી, સમાજવાદને નામે, વડિલશાહીને તોડવાને નામે, લઘુમતિ ને બહુમતિને નામે એના ઝંડાધારીઓ બની ગયા. આદિવાસીઓ અને હરિજનો એ ન સમજ્યા કે આ જ્ઞાતિવાદી વર્ગોને પરિણામે જ આદિવાસી આદિવાસી મટતા નથી અને હરિજનો હરિજનો મટતા નથી. પોતાનો જ ફાંસલો પોતાના ગળામાં ભેરવ્યો. કારણ કે લઘુમતિની રાજકીય સમતુલાની એમની દબાણ–યુક્તિ કેટલેક અંશે કારગત નીવડતી હતી અને રાજકારણના દાવપેચ ખેલનારા એમનો રાજકીય સોગઠાં તરીકે ઉપયોગ કરતા હતા.

### પ્રધાન મંડળ ભાંગ્યાં

ગુજરાતની કોંગ્રેસનું પ્રધાન મંડળ ભાંગ્યું આ જ્ઞાતિવાદી ક્ષત્રિય, પટેલ, આદિવાસીઓ અને હરિજનોના રાજકારણને કારણે જ. જ્ઞાતિવાદી આગેવાનોને એમાંથી સત્તા હસ્તગત કરવાની સુગંધ ફોરવા માંડી. ગુજરાતમાં પટેલો એક થાય અને ક્ષત્રિયો પડખે આવી ઊભા રહે તો હરિજનો અને આદિવાસી લઘુમતિઓને થોડા ટૂકડા ફેંકી જરૂર પોતાના પડખે લઈ શકાય. આ રમત અવિભાજિત કોંગ્રેસના સત્તાના રાજકારણથી જ શરૂ થઈ ગયેલી. આમ આ જ્ઞાતિવાદી મંડળો નવે નામે ઊભાં થઈ ગયાં. એના જનક હતા સ્વ. ભાઇકાકા. પણ ત્યાં સુધીમાં એ ચારેય જ્ઞાતિવાદી વર્ગમાં પોતાની લઘુમતિની સત્તાની સમતુલાનું મહત્ત્વ સમજાઈ ગયેલું. એટલે આ ચીભડાંની ફાંટ ફસકાતી જ રહી. દરેક જ્ઞાતિવાદી મંડળ પોતાનો સિંહભાગ માગતાં થઈ ગયાં.

### સૌરાષ્ટ્ર ને જ્ઞાતિવાદ

આ જ્ઞાતિવાદે જેમ ગુજરાતમાં કોંગ્રેસનું પ્રધાન મંડળ ભાંગ્યું તેમ સૌરાષ્ટ્રની આગેવાનીને વેરવિખેર કરી નાખી અને રાજકારણને ચૂંથી નાખ્યું. આમ સૌરાષ્ટ્રને જ્ઞાતિવાદને રવાડે ચડાવી દેવામાં ગુજરાતના નવયુવાન પાટીદાર આગેવાનો ફાવ્યા. નાની લઘુમતિઓ અથવા સત્તા અને સ્થાનના ભૂખ્યાઓ એના સહાયક બની રહ્યા.

એને પરિણામે સૌરાષ્ટ્ર કારડિયા, આયર, કોળી, લોહાણા અને ક્યાંક બ્રાહ્મણો પણ જોરમાં આવ્યા. સુધરાઇઓ અને પંચાયતો એનાં રણમેદાન બની ગયાં. જ્યાં જુઓ ત્યાં જ્ઞાતિવાદ જ વકરવા માંડ્યો. એના આગેવાનો ગમે તે પક્ષમાં હોય. પણ જ્ઞાતિઓ એમનું બહુમાન કરવા લાગી. અને કોઇપણ પક્ષના આગેવાન પણ જ્ઞાતિજન તરીકે એ માન છેલ્લી લોકસભાની ચૂંટણી સુધી લેવા લાગ્યા. અને વાત ત્યારે ઇંદિરાજીના નવા કાર્યક્રમ અને નવી નીતિની હોય, સ્વતંત્ર પક્ષની હોય, જનસંઘની હોય કે સંસ્થા કોંગ્રેસની હોય.

અવિભાજિત કોંગ્રેસ તો વિવિધ વિચારસરણી ધરાવતા લોકો, વર્ગો અને જ્ઞાતિઓનો શંભુમેળો હતી જ. પણ અન્ય રાજકીય પક્ષો નવી જ્ઞાતિઓરૂપ બની ગયા. સામ્યવાદ અને કોંગ્રેસનો એ પક્ષોને વારસો મળ્યો કે 'જે આપણી સાથે નથી તે આપણા વિરોધી છે.' એટલે કે 'જે આપણી જ્ઞાતિમાં નથી તે જ્ઞાતિ બહાર છે.' ઓછે વધતે અંશે એ જ માનસ લગભગ તમામ રાજકીય પક્ષોમાં આજે પ્રવર્તે છે. આમ જૂની જ્ઞાતિઓ સાથે નવી જ્ઞાતિઓ ભળી.

## ગુજરાતમાં જ્ઞાતિવાદ

ઇંદિરાજીએ કોંગ્રેસનો કડાકો બોલાવ્યા ત્યારે જે ભાંગ તોડ થઈ, તેમાં આ જ્ઞાતિવાદી વર્ગોએ ઘણો અગત્યનો ભાગ ભજવ્યો. અને પછી ઈંદિરાજીના ઉદ્દામવાદમાં જૂના અને નવા જ્ઞાતિવાદનાં બધાં દુષણો-ને સાથે લઈને ભળવા માંડયા. બધા જ ઇંદિરાજીની ઉદ્દામ ભાષામાં બાંગું દેવા લાગ્યા. પગ જ્ઞાતિવાદમાં ખૂંતાડેલા રાખ્યા અને માથું ઈંદિરાજીના ઉદ્દામવાદમાં. હૃદય એમનાં સત્તાભૂખ અને માનસ્થાન માટે રઝળતાં રહ્યાં.

ગુજરાતમાં નવું પ્રધાનમંડળ રચવાનું જે જોર થયું તેમાં પણ નવી ઉદ્દામ આગેવાનીને નામે આ જ્ઞાતિવાદ જ જોર કરતો રહેલો. ગુજરાતમાં શાસક કોંગ્રેસની સત્તાસ્થાનની સાઠમારી બોલી ત્યારે, સમગ્ર ગુજરાતના પટેલવાદ અને ક્ષત્રિયવાદની સાંકળો રણઝણી ઊઠી. શાસક કોંગ્રેસમાં ભળેલાઓની અને નહિ ભળેલા-ઓની પણ. ત્યારે પટેલવાદના હિમાયતીઓ વાણિયાઓને ફગવી દેવાના ઉઘાડા પડકાર ફેંકીને કહી રહેલા કે "આવશે તો અમારો પટેલ જ આવશે. વાણિયાઓથી શેકયો પાપડ હવે ભાંગે નહિ."

## સત્તાથી ઘવાયેલા

પણ ઇંદિરાજીને પટેલ અને ક્ષત્રિયવાદ મંજૂર નહિ હોય. એટલે બહુવિધ વર્ગોનાં હિત ધરાવનારાઓનું સંચાલક મંડળ રચી આપ્યું. ત્યારે કેટલાકને સારું લાગ્યું અને પટેલવાદ તથા ક્ષત્રિયવાદના હાથ હેઠા પડેલા લાગ્યા. ઘડીભર ચૂપકીદી સેવાઈ ગઇ. પણ મુખ્ય પ્રધાનપદના પાગલપણે કોને છોડયા છે તે કોઇને છોડે ? હજી હિતેન્દ્ર દેસાઈ મુખ્ય પ્રધાનના સજેલા વાઘા ઉતારી શકયા નથી અને જનસામાન્ય સાથે સામાન્ય બની શકતા નથી. ત્યારે સત્તાથી ઘવાયેલા-ઓનું તો પૂછવું જ શું ? સત્તા ઉપર નહિ બેઠેલા-ઓની અને સત્તા ઉપર બેસી ચૂકેલાઓની ભાષા મિજાજ અને રૂઆબમાં આસમાન જમીનનું અંતર પડી જાય છે. જીવરાજ મહેતા જેવા વયોવૃદ્ધને પોતાને શાસક કોંગ્રેસની આગેવાની કે ઇંદિરાજી નિવૃત્ત ગણેલા માને છે એવું લાગે ત્યારે જુવાન નેતાગીરીનું તો પૂછવું જ શું ?

શાસક કોંગ્રેસમાં ભળેલા આ પટેલવાદે ક્ષત્રિય-વાદ સાથે હાથ મિલાવેલા તે આ મુખ્યપ્રધાનપદ માટે જ આજસુધી ઘુમરિયું ખાધા કરે છે ને શાસક કોંગ્રેસનાં પાણી સ્થિર થવા નથી દેતાં. મુખ્યપ્રધાનપદ, પટેલવાદને મળી જાય તો ઘડીપલમાં શાસક કોંગ્રેસનો એટલા પૂરતો સંઘર્ષ વીરમી જાય. પણ બીજી નવી નાતો ત્યાં સુધીમાં સત્તાની ભાગીદારી માટે જોર કરી ગઇ છે. એટલે સોગઠાં સામ સામાં ગોઠવાતાં જ રહે છે.

## લોકને બદલે આગેવાનો

ગુજરાતની શાસક કોંગ્રેસની સત્તાની સાઠમારી ઈંદિરાજીને હાથ પડી. આમ તો આખું ભારત આજ એને હાથ પડયું છે. દેશ આખો રાજકીય જડતામાં જઈ પડેલો. ઇંદિરાજીએ કડાકો બોલાવ્યો અને તમામ રાજકીય પક્ષોમાં કડાકો બોલ્યો. આખો દેશ હલબલી ઊઠયો. રાજકીય પક્ષોમાં કંઈક પલટા આવ્યા. ઈંદિરાજી 'લોક' ને જગાડવા ગયાં અને જાગી ગઈ દેશની આગેવાની. ઈંદિરાજી 'લોક' શકિત જગાડવા ગયાં. 'લોક' કંઇક જાગ્યો પણ માથે બેઠેલી આગે-વાની એનો લાભ લઈ બેઠી. જે કાંઈ ફેરફાર તમામ સંસ્થાકીય ધોરણે થયા એમાં ઉપરથી આગેવાનો જ ઉપર તળે થયા, ને એ જ પાછા લદાઈ ગયા. સમગ્ર દેશ એક જુદી રચનામાં ગોથલાઈ ગયો. કોઇપણ પ્રદેશ-માં શાસક કોંગ્રેસની બળવાન આગેવાની ન રહી. એથી બધાં સૂત્રો ઇંદિરાજીને હાથ જઈ પડયાં. અને જ્યાં સુધી સંસ્થાકીય સ્થિતિ તાલુકાથી માંડીને ઉપર સુધી સ્થિર નહિ થાય ત્યાં સુધી નાના મોટા તમામ ઝગડાની પતાવટ ઈંદિરાજીને હાથ જ રહેવાની. એમાં શાસક કોંગ્રેસ પ્રમુખ શ્રી. સંજીવૈયા તો શોધ્યા હાથ પડતા નથી. પછી પ્રદેશ સમિતિઓના આગેવાનોના પગ મજબુતાઈ કયાંથી પકડે ? હર વાત ઈંદિરાજીને હાથ. પરિણામે પ્રદેશોમાં શિસ્ત જેવું કાંઈ રહ્યું નથી. મન ફાવે તે બળવો પોકારે ને મનફાવે તેવાં નિવેદનો કર્યે જાય. જરાક વાંધો પડે કે તરત જ ઈંદિરાજી પાસે દોડે. આમાં ન તો ઈંદિરાજી દેશ સમસ્તને પહોંચી વળી શકે અને ન તો કદી પ્રાદેશિક સંસ્થાઓ મૂળ ઘાલી શકે.

## મદારી ઇંદિરાજી

ગુજરાત કોંગ્રેસની સત્તાની સાઠમારીનો ઝગડો ઇંદિરાજી પાસે ગયો ત્યારે એમણે તો સારામાં સારો હશે તે જ ઉકેલ કાઢયો હશે, પણ વિચારક વર્ગને લાગ્યું કે આ સંઘ દ્વારકાએ કયે દિવસે પહોંચે? એમણે જે સંચાલક મંડળ બનાવ્યું તેમાં ઘણા દુમેળિયા રંગો હતા, પણ ખાસ કરીને ચાર બળોને એમણે પ્રદેશસમિતિના કરંડિયામાં પૂર્યાં. મદારીના કરંડિયાને તાળા નથી મરાતાં. એથી અંદર પૂરેલા માથાં મારીને બહાર નીકળી શકે.

આ ચાર બળોમાં ક્ષત્રિયવાદની સોદાબાજી સાથે મુખ્ય પ્રધાન પદ માટે ઝૂઝતો પટેલવાદ હતો, કાચબા જેવો સામ્યવાદ હતો, પ્રજાસમાજવાદ હતો અને બાકીનામાં બધુ પરચુરણ હતું. ફેરફાર આગેવાનીમાં જ થયો. એમાંથી કયા જૂથને લોકોનુ કેટલું પીઠબળ છે તે તો હજી હવે જ નક્કી કરવાનું રહે છે જે સામ્યવાદીઓ લોકોનું બળ મેળવીને કદી ઊંચા ન આવત તેઓને એકાએક આગેવાની મળી ગઈ. સંસ્થાકીય સત્તામાં ભાગીદારી મળી ગઈ

### સામ્યવાદનો કાચબો

આ જૂના સામ્યવાદીઓ એક વૈચારિક બળ જરૂર બની શકે. પણ સત્તામાં ભાગીદારી લીધા પછી તો સત્તા દ્વારા જ સેવા અને સત્તા દ્વારા જ પરિવર્તન એ દરેક પક્ષનું નિશાન અને ઝુંબેશ બની જાય છે. એમાં જૂના સામ્યવાદીઓ તો કાચબા જેવા છે. ઘરમાં ગરીને ધીરે ધીરે પગ પહોળા કરતા જાય અને માથે ઝપટ આવે ત્યારે ફરી પાછા સંકોચાઈ જાય એટલે શાસક કોંગ્રેસને જૂના વારસા સાથે જે જ્ઞાતિવાદનાં દૂષણો મળેલાં એમાં જૂના સામ્યવાદીઓનો વધારો થયો. પણ પ્રજાસમાજવાદીઓને તો એમની સાથે શરૂઆતથી શોક્ય-ખાર રહેતો આવ્યો છે. એટલે એ બે એક સાથે કેવી રીતે રહી શકે?

'ઇંદિરાજીએ ખાત્રી મેળવી કે સૌ સલાહ સંપથી કામકાજ કરશે. પણ ભલા વાંદરા પાસેથી ઘુરકાટ ન ખાવાની ખાતરી લેવી એ કેટલી ઘડી ચાલે! વાંદરું તો પીંજરમાં પૂર્યું પૈ અવળી સવળી ગુલાંટ ખાધા વગર ન રહી શકે.

### સાપ, શેળો, નોળિયો ને માંકડું

ત્યારે ઇંદિરાજીએ પૂરો મદારીનો વેશ ભજવેલો. અને એ માંકડાને માઝામાં રાખવાની જવાબદારી પ્રદેશ સમિતિના પ્રમુખને શિરે નાખી એકલા માંકડાં જ હોત તો ઠીક હતું કે એના જ ખેલ થાત પણ સાપ, શેળો, નોળિયો ને માંકડું. આમ ચાર ચાર વિરોધી બળોનો ગુજરાત કોંગ્રેસ સમિતિનો અખાડો ઊભો કરેલો.

વાંદરાં ગુલાંટ મારવાનું ન ચૂકે. એને કાબુમાં રાખવા જાય ત્યાં નોળિયો ને સાપ બાઝી પડે. એને નોખા કરવા જાય ત્યાં શેળો સાપને પૂંછડે બટકું ભરીને પોતાના કાંટાળા અંગમાં ભરાઇ જાય પછી સાપને ફેણ જ પછાડવી રહી. આમ તાલ માથને તાશેરો કર્યો. એટલે જગત બધાને કાયમી જોણું થાય. બીજાનો તમાશો દેખનારી-તમાશબીન કોંગ્રેસ પોતે જ તમાશો બની ગઈ.

### રૂપ બદલતો પટેલવાદ

પટેલવાદ અને ક્ષત્રિયવાદની ભાગીદારીએ રૂપ બદલ્યું ને 'ગ્રામ આગેવાની'-'ગ્રામ નેતાગીરી'નુ નામ ધારણ કરી વિરોધના ફુંફાડા શરૂ કર્યા. જૂના સામ્યવાદીઓને ફાવ્યું ત્યાં સુધી અંગ સંકોડીને બેઠેલા. હવે એણે પગ પહોળા કરવાનું શરૂ કર્યું. પોતાના સિવાયના તમામ જૂના કોંગ્રેસીઓ સામે ઇંદિરા-નીતિને નામે એક એક નીમિત્ત શોધી કાઢયું. જૂના હતા તે પ્રધાનો ન જોઈએ, શ્રીમંત હોય તે કોંગ્રેસી ન જોઇએ, લોકશાહી સમાજવાદી ફોરમના વિરોધ રૂપે પ્રજાસમાજવાદી ન જોઈએ. રાજાશાહી રૂપે ક્ષત્રિયસભાના આગેવાનો ન જોઇએ. મૂડીવાદી એકૂતો રૂપે પટેલો ન જોઇએ. એમને પોતા સિવાય કોઇ ન જોઇએ, પણ એમને સત્તા ઉપર લાવનારા બધા જોઇએ. ઇંદિરાજી સાથેના સંબંધો સિવાય એમની પાસે બીજું એકે ય બળ ના હોવાથી શાસક કોંગ્રેસમાં રહેલા પટેલવાદ અને ક્ષત્રિયવાદ સાથે હાથ મિલાવવામાં એમને એક

૫ નીતિ ઇંદિરાજીની આડે આવતી નથી. અને પટેલવાદને જો મુખ્યપ્રધાનપદ મળતું હોય, અથવા એની આડે આવનારાઓને ફેંકી દઈ શકાતા હોય તો પટેલવાદને સામ્યવાદની સૂગ નથી. આમ તો સત્તા ભૂખનું નાક નપુંસક હોય છે. એને ગંધ દુર્ગંધ હોય જ નહિ. અટલે જ્ઞાતિવાદ ને સામ્યવાદની એક નવી ધરી સર્જાઈ રહી છે. તે પાછી ક્રાંતિને નામે.

શાસક કોંગ્રેસમાં એક નવું બળ ઊભું થઇ રહ્યું છે જૂના પ્રજાસમાજવાદીઓનું. શાસક કોંગ્રેસમાં નહિ ભળેલા પ્રજાસમાજવાદઓ બાકીના પોતાના બળથી એમાં ભળવાની તૈયારીમાં છે, અને ભળેલા પ્રજાસમાજવાદીઓ લોકશાહીને સામ્યવાદીથી બચાવવા શાસક કોંગ્રેસમાં માથું કાઢતા સામ્યવાદીઓ સામે કમ્મર કસી રહેલ છે.

## સમાજવાદી ફોરમ શા માટે ?

ખબર નથી પડતી કે નેહરૂજીએ આ સમાજવાદી ફોરમ શા માટે ઊભું થવા દીધું ! તે દિવસે કોંગ્રેસની પંચ કણકી માટે આવું દબાણજૂથ જરૂરી માન્યું હોય, પણ કોઈ પણ દબાણજૂથ અંતે સત્તાજૂથમાં જ પરિણમે એવો ખ્યાલ નેહરૂજીએ કેમ નહિ કર્યો હોય ? આનાં 'સમાજવાદી ફોરમ' કે 'લોકશાહી સમાજવાદી ફોરમ' અંતે તો સત્તાજૂથો જ બની રહી સંસ્થાને સત્તાનું રણમેદાન જ બનાવે છે. નંદાજીએ આ સમાજવાદી ફોરમ ઊભું કરીને સંઘરે ઊંદર અને ભોગવે ભોરીંગ જેવી દશા સંસ્થાની કરી મેલી છે. આજે એ ફોરમ જૂના સામ્યવાદીઓને હાથ પડતાં એના પ્રતિકાર રૂપે જ બીજાં જૂથો ઊભાં થાય તે સ્વાભાવિક છે. એનો પ્રતિકાર પણ કેમ કરી શકાય ? આવાં 'ફોરમ જૂથો'નો એક અર્થ એ થાય કે એ જૂથો સિવાયનામાં કયાંય લોકશાહી પણ નથી અને સમાજવાદ પણ નથી. એમ બાકીની આખી સંસ્થાને તે અપ્રતિષ્ઠિત કરી મૂકે છે. આ લખાયા પછી અમદાવાદમાં મળી ગયેલા ડૉ. અમુલ દેસાઇ સહિતના સંમેલનને આ જ વાત કરી છે. સંસ્થાને તંદુરસ્ત બનાવવા આંતરિક એવાં સ્વતંત્ર વ્યકિતત્વ ધરાવતાં એક પણ જૂથ નહિ હોવાં જોઈએ.

## પ્રતિષ્ઠાની અપ્રતિષ્ઠા

જો પટેલવાદ ન જોઇએ, ક્ષત્રિયવાદ ન જોઈએ તો સંસ્થાના પાયામાં સૂરંગો ચાંપતી 'ફોરમો'ની નવી નાત શા માટે જોઇએ ? સૌનું નિશાન નવી રચાતી જિલ્લા સમિતિઓ છે અને એ જિલ્લા સમિતિઓ દ્વારા નકકી થનારા ચૂંટણીના ઉમેદવારો ઉપર છે. એટલે ચૂંટણી પહેલાં ઘર થાળે ન પડે તો ચૂંટણી કોની અને કેવીક થશે ? ઇંદિરાની પ્રતિષ્ઠા ઉપર જ આજે તો નવા સ્વરૂપનો પટેલવાદ, છૂપો ક્ષત્રિયવાદ, સામ્યવાદ અને અન્ય જૂથો એકબીજા સામે આથડીને સંસ્થાને અપ્રતિષ્ઠિત બનાવી રહેલ છે.

પટેલવાદની મુખ્યપ્રધાનપદની સત્તા લાલસાએ ગુજરાતમાં શાસક કોંગ્રેસને હોળીનું નાળિયેર બનાવ્યું છે. એ સત્તા ભૂખની લસલસતી જવાળાઓ પાછી ખેંચાઈ જાય તો અબઘડી બધું થાળે પડી જાય. તો એ મુખ્ય બળો એક થતાં બાકીનાં બળો જોર કરતાં અને પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ઊભું કરતાં અટકે. શાસક કોંગ્રેસના પેટાળમાં આમ નવા જૂના જ્ઞાતિવાદનો લાવા હુકળી રહ્યો છે.

## સરી રહેલી સંસ્થા કોંગ્રેસ

સંસ્થા કોંગ્રેસ ગુજરાતમાં જોર કરવા જાય છે, પણ એની પાસે આજે શાસક કોંગ્રેસની સંસ્થાકીય નબળાઈ સિવાય બીજું એકે ય હથિયાર એકે ય આશા નથી. 'લોકશાહી ને આઝાદી બચાવો', 'ભારત રશિયા કરારનો વિરોધ' એવાં સૂત્રો હવે કદી જોર ન પકડી શકે. બાકી બચેલા સંસ્થા કોંગ્રેસના આગેવાનો શાસક કોંગ્રેસમાં નથી ભળી શકયા, અથવા નથી ભળી શકે તે માટે સંસ્થા કોંગ્રેસને વળગી રહ્યા છે. એમને લોકોનું પીઠબળ નથી. આમજનતાની નજર એક પછી એક કોટ કિલ્લા પાડયે જતા ઇંદિરાજી ઉપર લાગી છે.

ભારત–રશિયા કરાર બાબતમાં શ્રી. મોરારજીભાઈ અને એમના ગુજરાતના અનુયાયીઓ બહુ મોડા પડયા છે. એ પ્રશ્ને સંસ્થા કોંગ્રેસનું ઘર સાબુત નથી. કામરાજ ભારત–રશિયા કરારના ઉઘાડા તરફદાર બન્યા

છે. સંભવ છે કે એ સંસ્થા કોંગ્રેસની વધુ નિકટ આવી રહ્યા હોય.

સંસ્થા કોંગ્રેસના સંસદપક્ષના આગેવાન ગુરૂપદ સ્વામી સંસ્થા કોંગ્રેસને નવા રચાયેલા સમાજવાદી પક્ષ સાથે ભેળવી દેવાની આગમ વાણી ભાખી રહ્યા છે. એનો અર્થ એ કે સંસ્થા કોંગ્રેસને એના સ્વતંત્ર સ્વરૂપે હવે કોઇ ભાવિ નથી. આમ સંસ્થા કોંગ્રેસ વીખાવામાં છે, જોર પકડવામાં નહિ.

## સમાજવાદી પક્ષમાં ભંગાણ

ત્યારે નવાં રચાયેલા સમાજવાદી પક્ષમાં ઘણા પ્રજાસમાજવાદીઓ જોડાયા નથી. અને જોડાયા છે તે હવે છૂટા થઇ રહ્યા છે. એટલે પ્રજા સમાજવાદીઓએ પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ખોયું અને હવે છૂટા થનારાને શાસક કોંગ્રેસમાં ભળ્યે જ છૂટકો. નહિ તો નકરા થઈ રહેશે.

સ્વતંત્ર પક્ષ નામશેષ થઈ રહ્યો છે, ને બાકીના શાસક કોંગ્રેસમાં ભળવા માંડયા છે.

માકર્સવાદી સામ્યવાદી પક્ષે પૂર્વબંગના પ્રશ્ને માઓવાદી ચીનનો ઉઘાડો વિરોધ કર્યો છે. એથી ઇંદિરાજીના હાથ જ વધુ મજબુત બન્યા છે.

## દ્રોન ધ્રુવ

એક માત્ર જનસંઘ ગુજરાતમાં કાંઇક અસ્પશ્ય રહ્યો છે. પણ પૂર્વબંગના પ્રશ્ને એણે સારી છક્કડ ખાધી છે. તે છતાં એનું ઘર ઠીક ઠીક સાબુત છે. અન્ય પક્ષોની નબળાઈ હજી એટલી એનામાં ઘર નથી કરી ગઈ. છતાં ગુજરાતમાં એનું એવું પરિબળ નથી.

એક બાજુ કેન્દ્રમાં ઇંદિરાજીની સરકાર બંધારણ સુધારીને રોટીનો માનવ અધિકાર મિલ્કતના હક્ક સામે મેળવી રહ્યાં છે, સાલિયાણાં નાબુદીના પ્રશ્ને આગળ વધી રહ્યાં છે, ત્યારે ગુજરાતનું રાજકારણ આજે સંક્રાન્તિકાળને આરે ઊભું છે.

અને ગુજરાતમાં શાસક કોંગ્રેસને ખરે ટાણે રણમેદાન બનાવ્યું છે. 'સમાજવાદી ફોરમ' શાસક કોંગ્રેસમાં એક દબાણજૂથ જ નહિ પણ આક્રમક જૂથ બન્યું છે. આ જૂથને શાસક કોંગ્રેસની ભૂમિકા નહોતી મળી ત્યાં સુધી આમાંના એકે ય કયાં ય સમાજવાદીફોરમને નામે વરતાતા ન હતા. અને ઇંદિરાજીની નીતિ અને કાર્યક્રમને નામે પદ્ધતિસર રીતે પોતાનો જ પ્રચાર માંડયો છે. 'સમાજવાદી ફોરમ'ના કેન્દ્રના આગેવાનોને ઉતારીને એમને મોટે શાસક કોંગ્રેસની ગુજરાતની નેતાગીરી વિરૂદ્ધ જેહાદ મંડાવવાનાં પરિણામો વધારે ખતરનાક આવશે.

પ્રગટપણે જ પટેલવાદ સાથેનું અનિષ્ટજોડાણ એની જ આગાહીરૂપ છે કે સમાજવાદી ફોરમને નામે એમને શાસક કોંગ્રેસ હાથ કરવી છે. અને એ સિવાય ચૂંટણીમાં પોતાના ધાર્યા ઉમેદવારો મૂકવા અને પ્રધાનમંડળની રચના કરવા સુધીની વ્યુહબાજી ફળે તેમ નથી. આવી ઉઘાડી વ્યુહબાજી ગુજરાતની જનતા ઉપર ઇંદિરાજીના જાદુની અસર ઉપર વિપરીત પરિણામો લાવશે. જનતા મુર્ખ નથી કે આ બધા ઉથલા–પલટા અને રાતોરાતનાં જોડાણો ન સમજે.

જે જિલ્લાઓમાં એકવાર કોઇ એક માણસની આગેવાની સ્થપાય છે એને યાવતચંદ્ર દિવાકરૌ માનીને પછી જે સોગઠાંબાજી ખેલાય છે, એવી એકહથ્થુવાદની નેતાગીરી સાથે પણ આ 'સમાજવાદી ફોરમ' હાથ મિલાવે, એનો અર્થ ઉઘાડો છે કે ગમે તેવાં ખતરનાક સાધનો વડે પણ એમનો વ્યુહ શાસક કોંગ્રેસને સર કરવાનો છે.

શ્રી. મોરારજી દેસાઇ પછી એમ કહે કે દેશને સામ્યવાદીઓના હાથમાં વહેંચી દેવામાં આવે છે એનો ઇન્કાર 'સમાજવાદી ફોરમ'થી કેમ થઇ શકશે? હાડોહાડ સામ્યવાદીઓ રાતોરાત શાસક કોંગ્રેસમાં ભળી જાય, એનો અર્થ જ એ થાય છે કે 'તક આવી છે, માટે તૂટી પડો'. આ સ્થિતિ ગુજરાતના ભાવિને માટે હોનારત સર્જી રહી છે. ગુજરાત નહિ જાગે તો રાતોરાત વેચાઇ જશે ગુજરાત પોતાના ભાવિ માટે અજાગૃત–અસાવધ ન રહી શકે.

❀

# "પરણ્યો મારો સાગનો સોટો"

ડૉ. હરિલાલ ગૌદાની

"બાર ચણાવો બંગલા રે–
એનો લીલો પીળો રંગ–
કરસનજી વાંકડા રે–
તારું અમર રીહે નામ.
તારા બંગલાની શોભા બહુ બની રે, કરસનજી–
તારા બંગલાની શોભા બહુ બની રે"

"મામા ! માળી ભારે ગાવાવાળી છે."

"હા ભાણા ! રાગ સારો છે."

"મામા ! તમે એને ઓળખો છો ?"

"મલક આખાની છોડિયુંના થોડા હું નાળ વાઢવા ગ્યો છું તી નજરે પડે ઈને ઓળખું ?"

"હું એમ કહેતો નથી મામા ! ઓળખતા હો તો કહો." ફૂકાએ વાતને વાળી લીધી.

મહુવા બંદર પાસે સમુદ્ર કિનારે આવેલ ભવાની માતાના મંદિર પાસે હરસાલ બારાપૂંજ (બંદરની પૂજા) નો મેળો ભરાય છે. ખાસ કરીને બંદરી વેપાર કરતા વેપારીઓ અને ખારવા કોમ આ મેળામાં આગળ પડતો ભાગ લે છે. વૈશાખ વદ એકમથી શ્રાવણ સુદ પૂનમ સુધી દરિયો બહુ તોફાની હોય છે, એટલે એ સમય દરમ્યાન દેશી વહાણો દરિયાઇ મુસાફરી ખેડતાં નથી. આ ગાળા દરમ્યાન નવરાશને વખતે ખારવા લોકો લગ્નગાળો ઊકેલી નાખે છે. આ ગાળા દરમ્યાન કંઠાળ પંથકમાં ત્રણ-ચાર મેળા ભરાય છે. એ મેળામાં ખારવા યુવક યુવતીઓ ભેગાં મળે છે. અને પોતાને મનગમના જીવનસાથીની પસંદગી કરી લે છે.

ગઢડા ગામના કાના માલમના દીકરા ફૂકાને ગામમાં ન ઓળખે ઇ નાત બહાર. ફૂકો હતો તો મૂઠી હાડકાંનો પણ કામકાજમાં એનું ડીલ ફરકડીની જેમ ફરે. ગામમાં ગમે એને ઘેર કામકાજ હોય તો ફૂકો દેખાયા વિના રહે નહીં. કાના માલમનું ખોરડું પહેલેથી જ ખાધે પીધે સુખી હતું. વળી કાનો માલમ તોફાની દરિયામાં વા'ણ હંકારવા બેહે ત્યારે એનું વહાણ લખુ આપાની માણકી ઘોડીની જેમ એક સરખું હાલ્યું જાય. આવી કાના માલમની હોશિયારી-ને લઇને એની સામા પારની ખેપો અગાઉથી જ નક્કી થઈ જતી.

કાને એનો વહાણ હંકારવાનો આગવો કસબ એના દીકરા ફૂકાને શીખવાડી દીધો હતો. ગઈ ખેપ-માં ફૂકો એકલો વહાણનો માલમ બનીને લાખા બેટ (લક્ષદ્વિપ) જઇ આવ્યો હતો.

બારા પૂજનના મેળામાં જોયેલ રૂપાળી ગાવા-વાળી ફૂકાની નજરમાં વસી ગઇ. મેળેથી પાછા ફરતાં ફૂકાએ એના મામા મારફત ઈ રૂપાળી ગાવાવાળીનું નામઠામ પૂછાવી લીધું.

બારાપૂંજના મેળા પછી ફૂકો કયારેક કયારેક ઉદાસ થઇ જતો. એક દિવસ ઊંઢમૂંઢની જેમ બેઠેલ ફૂકાને એના મામાને પૂછ્યું કે : "ભાણા ! તું થોડા દિવસથી અણોહરો દેખા છે. !"

"ઈ તો મામા ! મને કળતર આવી જાય છે, એટલે હું તમને અણોહરો દેખાતો હઈશ."

"ભાણા ! ખોટું બોલ્ય તો તને દરિયા દેવ પૂછે."

"મામા, બીજું કાંઈ નથ્ય પણ કો'ક કો'ક વખતે ઓલી બારાપૂંજના મેળાવાળી ઇયાદ આવી જાય સે."

"તો પછી ભાણા, તારા બાપની રજા લઈ હું ખરેડ ગામ જઇ મેઘા ધૂંધળવાની છોડી રૂડકી વેરે તારું નક્કી કરી આવું."

"મામા, જેવી તમારી મરજી !"

ફૂકાના બાપને પૂછી ફૂકાનો મામો ખરેડ પહોંચ્યો અને મેઘા ધૂંધળવાની દીકરી રૂડકી ઘેરે

ફૂકાનું માગું નાખ્યું ઘેર બેઠાં હામ, દામ અને ઠામ-વાળો મૂરતિયો મળતો હોવાથી રૂખીના બાપાએ તુરત જ માગું કબૂલ રાખ્યું

ગોકળ આઠમને વળતે દી રૂડકી હાર્યે ફૂકાનું વેશવાળ થઈ ગયું પછી થોડે સમયે ફૂકો જંગબાર (ઝંગબાર) ની ખેપે વહ્યો ગયો

બાજે જેઠ મહિને શરૂ થતા ખારવા કોમના લગનગાળામાં ફૂકાના લગન લેવાયા રોજ સવારે ફૂકાને ત્રેણ પરણિયા ગવાવા લાગ્યા ફૂકાનું ખોરડું એના ગામમાં સૌથી આગળ પડતું ગણાતુ. એટલે લગન આવ્યા પછી દિવસમાં આઠ-દસ વાર ફૂકાને ગામમાં વાનો (નાડકા નાડુ) ખાવા જાવુ પડતું.

માંડવાની રાતે ફૂકાને એની ભાભીઓએ પીઠી ચોળીને પીળો ધમરક રોખો કરી દીધો

વર-વિવાહને દિવસે ફૂકાના બાપે આખું ગઢડા ગામ ધૂવાડાબંધ જમાડી દીધું. વળતે દી ફૂકાની જાન ખરેડ ગઈ. વાળુ ટાણે વરઘોડિયા પરણવા બેઠાં ત્યારે માંડવિયાઓએ કહ્યું કે આજ તો આ માંડવે રજવાડી વરઘોડિયા પરણવા બેઠા એમ દેખાય છે.

વળતે દી ફૂકાની જાનને વળાવી. પછી જાન બે કલાકમાં જ ગઢડા પહોંચી.

સાંજ ટાણે ફૂકાને સાથે લઇ ગામના જુવાનિયા દરિયા કિનારે ગયા પછી દીવાદાંડીમાં બે-ત્રણ કલાક ગાળી સૌ ગામમાં પાછા ફર્યા.

કુટુંબી ભાભીએ ફૂકાને એનો સૂવાનો ઓરડો બતાવ્યો. ચંપાકળી જેવી રૂડી રૂડકી ફૂકાની વાટ જોઇ બારશાખ પાછળ લપાઇને ઊભી હતી.

ઓરડામાં જતાં ઓરડો સૂનો લાગતા ફૂકો વિચારમાં પડી ગયો પણ બંગડીનો ખખડાટ સાંભળી ફૂકે પાછું વાળી જોયું ત્યાં તો ચંદન ઘોની જેમ બારણા પાછળ લપાયેલી રૂડકી ફૂકાની નજરે ચડી રૂડકીને લપાયેલી જોઈ ફૂકાએ કહ્યુ કે 'હવે સંત-કૂકડી રમવાના દી ગ્યા મેં પાનસો માણસ વચ્ચે તારો હાથ ઝાલ્યો છે એટલે હવે તારાથી હાથતાળી દઈ સતાઇ જવાય નહીં.'

પછી તો ચંપાકળી જેવી રૂડી રૂડકી અને કાનકુંવર સરીખડા ફૂકાને આખી રાત કેમ ગાળી ઈ બેય માણહ જાણે અને વધુ પૂછો તો ઓરડો જાણે

બીજી સવારે ફૂકો એક મોડો ઊઠયો રોજના નિયમ પ્રમાણે હાથમાં દાતણ ઝાલી ફૂકો દરિયા કિનારે ગયો દરિયા કિનારાની રેતી ખૂંદતો ખૂંદતો ફૂકો બે એક ખેતરવા ગ્યો હશે ત્યાં તો એણે કોઇ સ્ત્રીની બૂમો સાંભળી. એક ધ્યાનથી બૂમ સાંભળતાં ફૂકાએ સાંભળ્યુ કે "દોડો! દોડો! મારું રાંડીનું રતન રોળાઇ જાય છે દોડો! કો'ક મારા રામડાને બચાવો! ગાંડી ખાડીની વળતી વેળમાં મારો રામડો તણાયે જાય છે"

બૂમની દિશા સાધી ફૂકાએ ગડગડતી દોટ મૂકી અને વળતી વેળના ધસમસતા પાણીમાં તણાતો રામડો એની નજરે પડયો, એટલે એ દોડીને ખાડીમાં કૂદી પડયો અને થોડીવારમાં જ રામના પાસે પોગી ગયો. મોતને નજર સામું ભાળી ગયેલ રામડો ફૂકો નજીક આવતાં એને બાથ બીડી ગયો રામડાની ઝૂડિયા બાથથી છૂટવા ફૂકે બહુ મહેનત કરી પણ ફૂકો રામડાની બાથમાથી છૂટી શકયો નહિ એના બેય હાથ બંધાઈ ગયા હોવાથી એનાથી તરી શકાયુ નહિ

દરિયા કાંઠે રીડિયારમણ થઈ ગઈ. ભંગીએ તરઘાયો ઢોલ વગાડયો આખું ગામ દરિયા કિનારે નીકળી આવ્યું.

દરિયાની ગાંડી ખાડી હરસાલ એક-બે માનવી-ના ભોગ લેતી હોવાથી ફૂકા અને રામડાને બચાવવા કોઇ ખાડીમાં ઊતર્યું નહિ સૌ મો વકાસીને ઊભા રહ્યા, અને "એ જાય! એ જાય!" એમ રાડયું પાડતા સૌ દરિયા કિનારે દોડયા પોગ દરિયાની હાર્યે ભળી જતી ખાડીના સંગમે પહોંચતાં રામડો અને ફૂકો દરિયાના પેટાળમાં સમાઈ ગયા, એટલે સૌ બે ચાર કલાક દરિયા કિનારે ઊભા રહી ઘેર પાછા ફર્યાં.

ફૂકાના મા બાપ તથા રૂડકીએ ફૂકો અને રામડાના તણાયાના સમાચાર સાંભળ્યા ત્યારે સૌ દોડીને દરિયા કિનારે આવ્યા. અને ફૂકો દરિયામાં

સમાઈ ગયો ત્યારે ત્રણે જણ લોહીને આંસુડે રડતાં માથાં પછાડતાં ઘેર પાછાં ફર્યાં.

આ બનાવ બનતાં આખી કંઠાળપ્રદેશમાં કાળો કકળાટ થઈ ગયો. દિવસ જતાં વાત વિસારે પડી. ફૂકા તથા રામડાના બારમાને દિવસે ગાંડી ખાડીને કાંઠે એ નવી ખાંભીઓ ખોડાણી. એક મહિનો વીત્યા પછી રૂડકીનો બાપ રૂડકીને તેડવા આવ્યો ત્યારે રૂડકીએ એને ચોખ્ખું કહી દીધું કે 'મારે હમણાં માવતરે આવવું નથ્ય'.

રૂડકીના સાસરાએ એને ખૂબ સમજાવીને કહ્યું કે: "વહુ! આપડી નાત્યમાં ઘરઘરણાંનો રિવાજ છે. તું માવતરે જઈ કોઇ હેડીના જુવાનનું ઘર માંડીશ તો અમે ખુશી થાહું."

ઇ ટાણે ઘૂંઘટામાંથી રૂડીએ કહ્યું કે: "અદા! મારે નાતરે જાવું નથ્ય. મેં તો મારા ધણી હાર્યે ભોગવેલ એક રાતનું સંસાર સુખ અભેમનુ અને ઉત્તરાએ ભોગવેલ છ મહિનાની લાંબી રાત્ય જેટલું જ ભોગવ્યું છે. હવે મને સંસારસુખની અબળખા રઇ નથ્ય. હું તો હવે મરનારની ખાંભીએ નત્ય ધૂપ દીપ કરી મારા સાસરા-સાસુની સેવામાં જીંદગી ગાળી નાખીશ. એને જીવતાં પાળીશ અને મૂઆં બાળીશ."

બીજે દી' રૂડકીનો બાપ એને ઘેર ગયો. પછી તો રૂડી રોજ સવાર-સાંજ દરિયા કિનારે જઈ ફૂકાની ખાંભીને ફૂલ ચડાવી દરિયા સામી નજર નોંધી દરીયાને ઠપકો આપતાં ગાતી કે:

'પરણ્યો મારો સાગનો સોટો,
દરિયા તારે મારવો નો તો,
શંખ ઘણાં ને છીપલાં ઝાઝાં,
હાડુની નો'તી તારે તાણ,
ત્રણ અભાગીને દુઃખડાં દેવા,
કરવી નો'તી આવી હાણ્ય,'
પરણ્યો મારો સાગનો સોટો...

---

નોંધ :– ફૂકાની પ્રિયતમા રૂડી હાલમાં જીવિત છે. નામ અને ગામના થોડા ફેરફાર સાથે મેં આ સત્યકથા રૂડકીની સંમતિથી લખી છે.

*

જોબનિયાં મારાં મલબારી પંથમાં હાલ્યાં
જોબનિયાં કાલ્ય આવતાં રે'શે!
જોબનિયાં મારા નાકુંની નથડી મેલી–જોબનિયાં.
જોબનિયું મારૂં વેકરિયાની ખાડીમાં હાલ્યું–જોબનિયાં.
જોબનિયાં મારાં, પીછેલી સટા છોડયા–જોબનિયાં.
જોબનિયાંને મુંબીના પંથ લાગ્યા દોયલા–જોબનિયાં.
જોબનિયાં મારાં મુંબીની ગોદિયુંમાં મા'લે-જોબનિયાં.
જોબનિયું મારૂં જથ્થેલું પીઠે હાલ્યું–જોબનિયાં.
જોબનિયું મારૂં નાનેથી ગાંડું થૈયુ–જોબનિયાં.
જોબનિયાં મારાં ઘાસલેટનો દારૂ નથી સારો–જોબનિયાં.
જોબનિયાં મારાં ઘાસલેટે ખોટાં પડી જાયે–જોબનિયાં.
જોબનિયાંને પેટુંમાં અગની ઊઠે–જોબનિયા.
જોબનિયાં મારાં વાસેલાં ગોરસ પીશે
જોબનિયાં કાલ્ય આવતાં રહેશે.

# બે શક્તિઓનો સંવાદ

નાજાભાઇ નથુભાઈ વાળા (ચાડિયા)

**વિજયાદશમી :** ઓ ! પ્રભુ હવે તો હદ થઇ છે ભગવાન રામનો આદેશ લઇ ભારતના ક્ષત્રિયો-ને સંભળાવવા પુષ્કળ પ્રયત્ન કરવા છતા હવે તો એ સંદેશ ઝીલનાર કોઈ ક્ષત્રિયવીર દેશમા માલુમ પડતો નથી.

**વનદેવી :** પ્રણામ બેન ! શું એકલા લવારો કરો છો ? તમને પણ અવસ્થાના કારણે 'ક્ષત્રિયો સનેપાત' લાગ્યો જણાય છે પણ હવે બધુ નકામુ છે. ક્ષત્રિય નામનો અસ્ત થયો છે માટે બધુ ભૂલી જાઓ, અને આવો મારે આશરે આરામ લો.

**વિજયાદશમી** નહી નહી, બહેન ! એવુ ન બોનો ક્ષત્રિય નામથી જગત દીપી રહ્યુ છે એ કુળોની હું ઇષ્ટદેવી છું ક્ષાત્રત્વની વીરમાતા છુ. હજુ પણ દર વર્ષે મારી પૂજા કરનાર લાખો ક્ષત્રિયો જગતમા જીવી રહ્યા છે શ્રીરામ, શ્રીકૃષ્ણ બુદ્ધ, જેવા ભગવાનો, પાતાળે પેસનાર અર્જુન, યુધિષ્ઠિર, ગદાધારી ભીમ, દાનેશ્વરી કરણ, શ્રીકૃષ્ણનું પણ છોડાવી શસ્ત્ર ધારણ કરાવનાર ભીષ્મ, અશોક, બિંબિસાર ચંદ્રગુપ્ત, પૌરસ, તેનપ, માલવપતી મૂંજ, એ બધા શક પ્રવર્તક મહારાજાઓ ક્ષત્રિયોમા જ પાકયા છે એ તમે જાણો છો છતા આટલા બધા નિરાશ થવાનુ કારણ શુ છે ?

**વનદેવી** અરે બહેન ! હવે એ તમારા બાળકોની બિરદાવલી છોડી દો તો સારુ અત્યારે ચાલતી વીરપૂજા તો, આપને નામે ભજવાતુ નાટક છે મારી ઉપર પણ આપનાથી કંઇ ઓછી નથી આ બધાં તમારા બાળકો, મારા હાથમા મોટા થયેલા છે એ તો ક્ષત્રિયકાળના મધ્યાન્હના ધન્ય દિવસો હતા એ વખતે મારી છાતી ગજ ગજ ઊછળતી, પણ એ બધા પધારી ગયા પછીનુ રૂદુ છુ

**વિજયાદશમી** અરે બહેન ! આપ કેમ ભૂલો છો ! વીર વનરાજ ચાવડા, મહારાજા બાપા રાવળ, મહારાણા સંગ, મૂળરાજ, ભીમદેવ, વીર અનંગપાળ, વીર જયમલ અને ગુર્જરપતિ સિદ્ધરાજ, કુમારપાળ, ઘોરીશાહને સોળ સોળ વાર નસાડનાર બંદી બનાવી ક્ષમા આપનાર વીર પૃથ્વીરાજ એ બધા આપ કહો છો ત્યાર પછી પાકેલા નરકેસરીઓને કેમ વીસરી જાવ છો ? અરે, અણાનું સ્વહસ્તે શીશ ઉતારી આપનાર આપણો અણો અને એભલ તથા શરા ચાપરાજવાળાને કેમ વીસરી જાવ છો ? સૌરાષ્ટ્ર ના સપૂતો વીર વેગડો, વીર હમીરજી ગોહેલ, રા'નવઘણ, રા'ખેંગાર, ભૂચરમોરીના ભડવીર નાગડો વજીર જામઅજો, વીરસેજક, અને કુંડાળે મરણનો કોલ પાળનાર વીસગરાઓ અને ૧૧ ભાઇબંધો આપણુ નામ ઉજ્જવળ કરે એવા આપને નથી લાગતા ?

**વનદેવી** વાહ બહેન, આપની વાત ઘણી જ સારી છે પણ અહીં થી આગળનો ઇતિહાસ જરા જુઓ તો જરૂર પડે છે. કારણ કે, પરદેશીઓને હીંદના બોકસનું તાળુ ખોલી આપનાર, જયચંદ અને હાહોલીરાય, આ કાળમા જન્મી ચૂકયા છે. બેન, હવે આપણે બને આખે જોતા શીખવુ પડશે એવા સમય મા આપણે આવી પહોંચ્યા છીએ કે, ક્ષત્રિયોની આવી એકધારી પ્રસંશા આપણા દેવકોટીનાએ કરવી નહી શોભે

**વિજયાદશમી** માનો કે ના માનો પણ બહેન ! તમને મારા બાળકો સામે ખોટી નફરત ઊભી થઈ છે જુઓને થોડા જ સૈકા પહેલાનુ તો સંભારો, પ્રતાપી મહારાણા પ્રતાપ, મહારાણા રાજસિંહ, ઝાલા પતિમાનસિંહ હલદીઘાટને યશોગાનીથી ચઢીયાતુ બનાવનાર શરા બાલીશ હજાર ને વીર દુર્ગેશ, અને રાણા સંગ્રામ શુ વીસરી શકાય તેમ છે ! છત્રપતિ શીવાજી, વીર ભોંસલે, મહારાષ્ટ્રનો સિંહ તાનાજી કે જે મરતા શિવાજી મહારાજને કહેવુ પડયુ કે અફસોસ ! "ગઢ આલા પણ સિંહ ગેલા" તેમજ પંજાબમા પાકેલા ગુરૂ ગોવિંદસિંહ અને ગુરૂ તેગબહાદુર-

સિંહ એ સૌએ આપણાં મુખ ઉજળાં રહે એવાં પરાક્રમો નથી કર્યાં ?

**વનદેવી :** અહા બહેન, તમારાં આ બાળકો તો દેવોને પણ દુંદુભી વગડાવે તેવા હતા. પણ હવે આગળ ન વધશો. આપના સુપુત્રોનું ઉદ્ધાર પાસું હવે તો બધાને ઢાંકી દે તેવું થવા આવ્યું છે, જુઓને, અંબરપતિ માનસિંહ અને ભગવાનસિંહ, કે જેણે પોતાની મહાનશક્તિ પોતાની માતાને પરદેશીઓને ચરણે ધરવામાં ખરચી, પોતાની સમશેર સગોત્રી રકતે રંગી પોતાના જ પગ કાપ્યા છે. તમારા જસમતસિંહ કે જેણે પોતાની તાકાતથી માતૃભૂમિના ચારે છેડા ભેગા કરી યવન પાદશાહને અર્પણ કરી જીવતાં સુધી ઔરંગઝેબના ચરણ ચાટવામાં જીવનનું સાફલ્ય માન્યું એ આપના સુપુત્રને તો સંભારો !

**વિજયાદશમી :** બહેન, તમે તો ખૂબ કરી, આજ તો મારી સામે લઢી નાખવાનું જ ધાર્યું લાગે છે. પણ હજી બે સૈકા પહેલાનાં બાજીરાવ પેશ્વા કે જેમણે ધર્મને નામે સારી ક્ષત્રિય આલમને હોડમાં હોમી, તેમજ પંજાબ કેસરી રણજીતસિંહ કે જેણે જીવતાં સુધી અંગ્રેજોને પંજાબમાં પગ મૂકવા ન દીધો. અરે મારા પૂત્રો જ નહીં પણ પુત્રીઓ શૂરીક્ષત્રિયાણીઓ પદમીણી, અહલ્યા, લક્ષ્મીબાઇ, અને એમની 'દાસી કે જેમણે માતૃભૂમિને ખાતર પોતાનાં બલિદાન આપી અનેક વિદેશીઓનાં માથાં વધેર્યાં.

**વનદેવી :** અહા ! આપે તો આત્મશ્લાઘાની તો અવધી કરી પણ હવે તો આપની તીજોરી તળિયા ઝાટક થઇ ગઈ છે. ભારતનું રહ્યુંસહ્યું ક્ષાત્રતેજ અઢારસો સતાવનમાં તાત્યાટોપે, નાનાસાહેબ અને દેવી લક્ષ્મીબાઇ સાથે સીધાવી ગયું છે. બાકી રહ્યા છે માતાની તૂટતી બેડિઓ જડબેસલાક 'બનાવનાર અને અંગ્રેજોને આશરે જીવનાર ગાયકવાડ, હોલકર, સિંધિયા, જામો, રાણાઓ અને મહારાણાઓ. પણ આજે તો આપણે પેટ છૂટતી વાત કરી નાખવી છે; માટે તમારાં બાળકોનાં બિરૂદ જેટલાં ગાવાં હોય તેટલાં ગાઈ નાખશો.

**વિજયાદશમી :** હવે તો મારા જાણવા પ્રમાણે મારાં બાળકોએ તલવારની સાથે કલમ પણ કેળવીને ક્ષાત્રવટની સાથે મુત્સદ્દી પણ બન્યા છે. અને હવે તો ગાંધીજી જેવા સત્યના આગ્રહની સામે સવાઇ સત્યાગ્રહી થઇને મુત્સદ્દીગીરીનો પરચો બતાવ્યો છે.

**વનદેવી** વાહ બહેન ! તમે ઠીક યાદી કર્યું. હવે આ એક જ પ્રશ્નમાં તમારા મોભીઓના કામનો રદિયો આપી દેવા ઇચ્છુ છું. ખરેખર તમારા પુત્રોએ ક્ષાત્રવટ ને માણસાઇનું દેવાળું કાઢયું. કહેવાતી પરીક્ષામાં તમારા પુત્રોએ ક્ષત્રિય નામને શરમાવે તેવાં કામ કર્યાં છે. જે ક્ષત્રિય ગાફેલ શત્રુ પર ઘા કરવામાં નાનપ સમજતો, નાસતા ભાગતા વેરીની પીઠ પાછળ ઘા કરવો અધર્મ માનતો, ક્ષત્રિય શિરોમણી ભીષ્મે નપુંસક શીખંડીની સામે હથિયાર ઊચકવા કરતાં મોતને વધારે મીઠુ માન્યું, ત્યારે અહીં તો પોતાની પ્રજાનાં બાળ, વૃદ્ધ અને અબળાઓ ઉપર ઘોડાં દોડાવી, લાઠીઓ ચલાવી બાળકોનાં રૂધિરમાં તરબોળ બની તમારા વીર બેટાઓ કૃતકૃત્ય થયા. બીજી ક્ષત્રિયવટ કેમ બતાવી ખબર છે ? જગતમાં અહિંસાના પેગંબર મહાત્મા ગાંધી સામે રાજકોટમાં હજારો શૂરવીરોએ ખુલ્લી સમશેર અને કેસરી સાફાના સરઘસ કાઢી ફરનાર ક્ષત્રિયો કેવા રૂડા લાગ્યા હશે ? એનો વિચાર તો કરો ! સારૂં થયું બહેન કે તમે એ વખતે હાજર ન હતાં, નહીતર શરમના માર્યાં કૂવો પૂરી બેસત અને મુસદ્દીગીરી કોને માની જાણો છો ? પરદેશીના પોપટ બને, દિવસમાં દસ દસ વખત વચનભંગ કરી છેલ્લે નનૈયાના સિદ્ધાનનો ઓથ લઈ નરી નાગડદાઇ આચરે આને જો મુત્સદ્દીગીરી કહીએ તો નફટાઇ કોને કહીએ ? પણ અફસોસ ન કરો, એ બધાં કૃત્યનો ગેબી ફેંસલો કુદરતી કોર્ટે સંભળાવી દીધો છે. રાષ્ટ્રપિતાએ અંગ્રેજોને હિંદ છોડોનાં અફર એલાન આપી દીધાં. ખંધા અંગ્રેજો સમય ઓળખી ગયા. બીસ્ત્રા બાંધવા માંડયા. યુનિયન જેક ઊતરવાની ઘડીઓ ગણાય. અગ્રેજોનાં વહાણ બ્રિટનના પંથે પડતાં જ અંગ્રેજોના ઓથે પોતાની પ્રજા અને દેશના દુઃસ્મનો થઇ બેઠેલા તમારા મોભાંઓ કાંગલાની જેમ અનાથ બન્યા. ત્રિરંગાને શરણે આવવાની પણ હજી એનામાં બુદ્ધિ બળી ન હોતી. એટલે 'જામ જૂથ યોજના' જેવા ગ્રુપમાં કે રાજપાટ સલામત રહેતાં હોય તો પાકિસ્તાનને શરણે

જ્યા વનખાં માર્યા પણ સરદાર શ્રી વલ્લભભાઇ, શામળદાસ ગાંધી, અને સરસેનાપતિ રતુભાઈ અદાણી ની આરઝીનો તાપ નહી જીરવાતા નવાબ છોકરા છોડી ઊભી પૂછડીએ પાકિસ્તાન પોબારી ગયો તો પણ સમજતા નથી કે કરાળ કાળ જાગ્યો છે ! વિરાટની ઊઘ ઊડી છે એટને મા ભોમનુ શરણુ સ્વીકારશુ તો જ પ્રજાનો રોષ સમશે અને ડ્રમાળની જેમ અમુક અગોયો થોડા કાળને માટે બચશે, નહીતર "એક દિન હોએ, સમે ખાખ ઢેરી'

વિજયાદશમી (સરોશ) અરે બહેન, હવે બસ કરો અને સાભળો મારા પૂજકોએ તો હદ કરી, તમારા અત્યાર સુધીના બધા બોલેના શબ્દો તમારા જ મોઢામા પાછા પેસી જાય, એવુ અદ્ભુત ઉદાર કાર્ય કરી એક જ દિવસમા ઊજળો ઇતિહાસ રચી બતાવ્યો છે દુનિયામા જેનો જોટો નહી જડે એવો ત્યાગ અને માતૃપ્રેમનો દાખલો બેસાડ્યો છે મારા બહાદુર પાચસો અને બાસઠ પૂજકોએ પોતાના રાજપાટ એક જ દિવસમા માતા ભારતીના શરણમા સમર્પણ કરી, દેશપ્રેમ અને ત્યાગનો અદ્ભુત ઇતિહાસ રચી, દુનિયાને અજાયબીમા ગરકાવ કરી દીધી છે માટે હવે એ હરિશ્ચદ્રના હરીફ મારા મોભીઓની સામે એક હરફ પણ ઉચ્ચાર્યો છે તો તમારી ખેર નથી, સમજ્યા ?

વનદેવી (હસતા હસતા) વાહ, બહેન વાહ ! તમે આટલા બધા અધારામા અને અણસમજમા છો તે તો આજે ખબર પડી એ તમારા પાચસો બેતાળો જેટલુ મનમા સમજે તેટલુ ય તમે સમજતા નથી કે સ્વેચ્છાએ ત્યાગ ન કર્યો હોત તો જૂનાગઢના નવાબ ને હૈદ્રાબાદના નિઝામ જેવી દશા થાત તો માનાના મૂળગા ય જાત અને જાણો છો એ પાચસો બાસઠ રાજવીઓને તોપ તલવારે નહિ પણ કલમના એક જ લસરકે એક કણબીના દીકરાએ રાજપાટ મેલાવ્યા !

વિજયાદશમી પણ એ કણબીના દીકરા પાછળ તો દેશના લશ્કરનુ બળ હતુ ને !

વનદેવી હુ એ જ કહુ છુ જેમણે જિંદગી આખી મોજ વિલાસ અને એશઆરામમા કાઢી હોય એ ઘડીકમા થોડા એકહારે પર જેસલપીર થઈ જાય ? હજી તમારા દિલમા કુળના અભિમાન ઉકરાગ નાખે છે તમને મહાભારતના કર્ણના વેણ યાદ આવતા નથી લાગતા કે 'દૈવાયત્તે કુલે જન્મ, મમાયત્ત પૌરૂષમ્'

વિજયાદશમી તે શુ બીજા કુળોમા ક્ષત્રિયો પાકે ?

વનદેવી તમે ભૂલી ગયા બહેન ! કે કુષાણો માંથી, ક્ષત્રપોમાથી, ગુર્જરોમાથી, અરે હૂણોમાથી પણ તમે લાખો લોકોને ક્ષત્રિયો તરીકે અપનાવી લીધા છે તે ! આ તો વિજેતા મુસલમાનો અને અગ્રેજો તમારામા ન ભળ્યા, નહિ તો એને ય ક્ષત્રિયો તરીકે તમે અપનાવી લેત કેમ એ બધામા કોઈ બહાદુર ને દિલાવર નહોતા પાકયા ? વગર શૂરવીરાઇએ અને વગર મુત્સદ્દીગીરીએ એમણે અરધી દુનિયામા રાજ ભોગવ્યા હશે ?

વિજયાદશમી ત્યારે અમારા મોટાની બિરદાવલીઓ બધી ગવાઈ છે કે રાજપુતાણીને પેટ જ સાચા ક્ષત્રિયો પાકે એ બધુ ખોટુ ?

વનદેવી બહેનબા ! ઝાસીની રાણી લક્ષ્મી બાઈ કયા રજપુતાણી હતા ? એ તો બ્રાહ્મણ હતા પેશ્વાઓમા જે શૂરવીરો દાનવીરો ને નાના ફડનવીસ જેવા મુત્સદ્દીઓ પાકયા એ બધા જ બ્રાહ્મણ હતા અરે આવે કયા જવુ, ૧૮૫૭ના બળવાથી જ જુઓને ! અગ્રેજો સામે હથિયાર ઉઠાવનાર કુવરસિંહ જેવા થોડાને બાદ કરતા બધા ઇતર કુળના અને ઇતર કોમના જ હતા ને !

વિજયાદશમી ત્યારે શુ ક્ષત્રિયકુળના ઇતિહાસ બધા ખોટા ?

વનદેવી જ્યા સુધી એ કુળમા ક્ષાત્રત્વના તેજ રહ્યા ત્યા સુધી જ સાચા ૧૮૫૭ પછી આ દેશની સ્વાધીનતા માટે ઝૂઝનારા બગાળના બહાદુરો, પજાબના નરવીરો ને મહારાષ્ટ્રના મરદોમાથી કેટલા એ કુળમા જન્મેલા ?

વિજયાદશમી કેમ ! ભગતસિંહ ખરા કે નહિ ?

વનદેવી એવા એકલ દોકલ કોઈ કોઈક જ બાકી ભગતસિંહ સાથે ફાસીએ ચડી જનાર સુખદેવ ને રાજગુરૂ કયા ક્ષત્રિયકુળોમા જન્મ્યા હતા ? જલિયાવાલા બાગમા સામી છાતીએ ગોળીઓ ઝીલનાર હજારો નરનારીઓને યાદ કરો એમજ વીર ધીગરા, ચદ્રશેખર

આઝાદ, વીર સુભાષ, મહારાષ્ટ્રના વીર ચાપેકરો અને સાવરકરો જેવા હજારો વીરેએ દેશ માટે જે રીતે બલિદાન આપ્યાં એ બધા કયા ક્ષત્રિયકુળોમાં જન્મ્યા હતા ! વીર જતીન અને ખુદીરામ બોઝને ભૂલી ગયાં ?

વિજયાદશમી : એટલે ક્ષત્રિયકુળોમાં જન્મેલાઓનાં વળનાં પાણી થયાં છે, ને ક્ષાત્રત્વ બીજે પ્રગટ થઈ રહ્યું છે એમ તમારું કહેવું છે ?

વનદેવી : ના, એમ નથી કહેવું. મારું કહેવું તો એમ છે કે જે ક્ષાત્રત્વ બતાવે તે જ સાચો ક્ષત્રિય, પછી એ ગમે તે કુળમાં જન્મ્યો હોય. અમુક કુળમાં જ ક્ષત્રિયો જન્મે એ જમાનો ઘણા વરસથી આથમવા માંડયો છે. સાત સાગરની સલ્તનત સામે વણ હથિયારે ઝૂઝીને ભારતનું રાજ અપાવનાર ગાંધી વાણિયા હતા, જવાહર બ્રાહ્મણ હતા, સરદાર વલ્લભભાઈ કણબી હતા. નરવીર લાલાજી, સ્વામી દયાનંદ, દેશબંધુદાસ, કવિવર ટાગોર, અરવિંદ ઘોષ, પ્રફુલ્લચંદ્ર રાય, રાજેન્દ્રબાબુ, ગોખલેજી, તિલક મહારાજ વગેરેમાંથી કોણ ક્ષત્રિયકુળમાં જન્મેલું ?

વિજયાદશમી : કેમ ! સરદાર પૃથ્વીસિંહ અને શીખ બેટડા ભરેલી કામાટાગામારૂ સ્ટીમર આખી અંગ્રેજોએ પકડી તેમાં ક્ષત્રિયો ન હતા ?

વનદેવી : હવે તમે ઠેકાણે આવ્યાં. એવા કેટલાક ક્ષત્રિયો બળવામાં જરૂર હતા, પણ ધીરે ધીરે ભારતની જનતામાં જ ક્ષાત્રત્વ પ્રગટવા માંડેલું. ૧૯૪૨માં અનેક લવરમૂછા ગોળીએ દેવાઇ ગયા, કૈંકે સરકાર સામે બહારવટાં ખેડેલાં, એ તો હજી હમણાંની જ વાત છે. ક્ષાત્રત્વ સિવાય એ મરદાનગી, એ બહાદરી થોડી બતાવય છે ? ટૂંકા ગરાસો, નાની ઠકરાતો ને નાનાં મોટાં રજવાડાંને કુળના અભિમાનમાં કે સીમ શેઢાની તકરારમાં એક બીજાને વાઢી નાખવાનું ક્ષાત્રત્વ હવે પૂરું થયું હવે તો રાષ્ટ્રના સીમાડા રક્ષવામાં ક્ષાત્રત્વ બતાવવું રહ્યું એટલે જૂની પ્રશસ્તિઓ ને બિરદાવલીઓ છોડો હવે. હવે તો રાષ્ટ્રરક્ષા માટે અને સમાજના કલ્યાણ માટે ત્યાગ કરનારાઓના ઉત્સવ ઊજવો. પછી એ ગમે તે જાત પાંતના હોય, પણ એના ક્ષાત્રત્વને બિરદાવો.

વિજયાદશમી : તે શું ક્ષત્રિયકુળમાં જન્મેલાને ક્ષત્રિય ન કહેવા ? એમની દિલાવરીને ન બિરદાવવી ?

વનદેવી : ક્ષત્રિય કહ્યે ક્ષાત્રત્વ આવી જતું હોય તો જરૂર કહો. પણ યુગ પલટાતાં જેમ કુળોએ પોતાનું મહત્ત્વ ખોયું છે તેમ શબ્દોએ પણ ખોયું છે. એ શબ્દોમાં નવો પ્રાણવાયુ નહિ પ્રગટે તો તે અર્થવગરના થઇ રહેશે ને નવા શબ્દો એનું સ્થાન લેશે. ક્ષત્રિયકુળોમાં ઘણાએ સાચી દિલાવરી બતાવેલી ને કેટલીક પ્રતિષ્ઠાની દિલાવરી કમાયેલા. પણ તમારા પાંચસો એટડાને તો રાજ છોડતાં ય ન આવડયું ને દિલાવર બનતાં ય ન આવડયું.

વિજયાદશમી : કેમ દિલાવર બનતાં ન આવડયું ?

વનદેવી : રાજ ગયાં તોય રાજા મટીને પ્રજામાં ભળી ન શકયા. રાજ વગરના થયા છતાં રાજા ન મટી શકયા. લાખો ને કરોડોની જેની જાયદાદ રહી ને લાખોનાં સાલિયાણાં મેળવ્યા છતાં એકાદ સારું છાત્રાલય પણ ન બાંધી શકયા, ન ધરમશાળાએ બંધાવી. ત્યારે ધન્ય છે ને સઇ, મોચી, સુથાર, વાંઝા, સોની, બ્રાહ્મણ, વાણિયા અને લુહાણાને ! કે જેણે આલીશાન દવાખાનાં, પ્રસુતિગૃહો, શાળાઓ, કૉલેજો ને છાત્રાલયો બંધાવ્યાં ! અને પાછાં સામાજિક કલ્યાણને માટે. આમ દિલાવરી પણ તમારા પાંચસો એટડાથી મોઢું મરડી ગઇ છે.

વિજયાદશમી : એમ દિલાવરી સાવ મોઢું નથી મરડી ગઈ. કેટલાંક રજવાડાંએ ટ્રસ્ટો કર્યાં છે ને !

વનદેવી : ટ્રસ્ટો કર્યાં છે માણસોને મૂરખ બનાવવા માટે. બાકી તો પરદેશમાં પૈસા ખડકયા છે ને બાકી સીનેમાના થીએટરોમાં. રંગરાગ છોડે તો નાણાં બચે ને !

વિજયાદશમી : સાલિયાણાં રહેવા દે તો દિલાવર થાય ને !

વનદેવી : આ ગરીબ દેશના લાખો ગરીબોના રોજી રોટીના અધિકારને ભોગે ૨૫ વરસ સુધી તો સાલિયાણાં ભોગવ્યાં ત્યાં સુધી કેમ કોડીના ય દાન માટે હાથ છૂટો ન મુકાણો ? તૂટી જાય ત્યાં સુધી સાલિયાણાંને તાણ્યાં, લૂણીધરાનું લેતું જાય તે પહેલાં સમજાવો તમારા દાનવીરોને કે મળે એટલું મેળવીને સારા કામમાં સદુપયોગ કરે. નહિ તો શાહઆલમના સગાં જેવા હાલ થશે. લ્યો જય ભગવતી, બોલ્યું ચાલ્યું માફ કરજો.

# લાજ વિણ જીવ ન રખ્ખ

દાદુભાઈ પ્ર ગઢવી

રાણા હમીરનો કોડ મટાડનાર અને રા'નવઘણને નવલાખ ઘોડે નોતરનાર આઈ વરૂવડીનું જ્યાં થાનક છે, અને ઝાલણુશી કાંટાની જે જન્મભૂમિ તે ખોડ ગામે એક દી હું અને રતુભાઈ રોહડિયા ગયેના આજે તો ત્યાં બે પાંચ ચારણોનાં ઘર છે પરંતુ ત્યાંના વયોવૃદ્ધ ચારણ ભુરાભાનું કહેવું એમ છે કે એક દી આ ગામમાં આઠ આઠ રાખના ચારણો રહેતા નવસે નવસે કોસનાં પઈડાં ગાજતાં રહેતા તે દી આ ખોડ ગામ નવલખી કહેવાતું ત્રણ ત્રણ વાર ઉજ્જડ થઈને આ ગામ ફરી વસ્યું ઉજ્જડ થયા પછી કેટલોક કાળ આ ગામનો ભોગવટો ઝાલાઓ કરતા પરંતુ ભોગવટાનું અનાજ બધું સળી જતું, દાણે દાણે જીવાંત પડતી ગામના ધીગાસર તળાવનું પાણી રાજના ઘોડાં પી શકતા નહિ તેથી તે વખતના રાજવીએ ખોડા મારૂ નામના ચારણને આ ગામ બાંધી આપ્યું અને બક્ષીસ કર્યું ત્યારથી નવલખી મટીને ખોડા મારૂના નામ ઉપરથી ખોડ કહેવાય છે

સાજે અમે જૂના ગામનો ટીંબો જોવા ગયા મોટા માણસ માણસ જેવડા સેંકડો પાળિયા ત્યાં ઊભા છે આજુબાજુમાં કેટલીક પુરાતની સમાધિઓ પણ છે ગામમાં જમીનમાં ચણાવેલી ઘેડાર પણ જોઈ વરૂડીનું જૂનું મંદિર જોયું એક દરવાજાનું પથ્થરનું તોરણિયું બાજુમાં પડ્યું છે નહીં નહીં તો ય રાચેક ખાંડીનું હશે

નવલખીના પરમ પુરુષ ધીંગા મારૂના નામના કેટલાક દુહા રાતના મેળવતા તેમ બૂઢામાનું કહેવું થયું પણ મને તો ફક્ત અરધો દુહો જ આ પ્રાંતના મેયરભાઇ પાસેથી મળ્યો 'અકબર ધીંગો અફરો જગત સાંધી જોય' અકબર બાદશાહ અને ધીંગો મારૂ સામ સામે એવા જુદ્ધ ચડ્યા છે કે આખું જગત જોઈ રહ્યું છે

ઈતિહાસ એમ કહે છે કે અકબર કદી સૌરાષ્ટ્રમાં આવ્યો નથી વળી સૌરાષ્ટ્રમાં આવી ચારણની દીકરીઓ ઉપર નિયત બગાડે એવો ટૂંક બુદ્ધિનો ન હતો એટલે ગુજરાતના સુબાનો કોઈ મનસબદાર કે કોઇ અધિકારી સૌરાષ્ટ્રમાં લશ્કર મારવા કે ખંડણી ઉઘરાવવા નીકળ્યો હોય તેવો સંભવ છે એનું નામ અકબરખાન હોય અથવા બુદ્ધને મહત્ત્વ આપવા અકબર નામ વપરાયું હોય કારણ કે અકબરનો અર્થ પણ મહાન થાય છે લોકકથાઓમાં આવા નામનો ઉપયોગ ઘણીવાર થાય છે એટલે આ કથામાં આવતા અકબર નામને એ રીતે જોવા વિનતી છે ખોડ ગામ વિષે વધુ માહિતી તો શ્રી રતુભાઇ રોહડિયા 'પરકમ્મા'ની પોતાની લેખમાળામાં પ્રસંગ આવતા આપવાના છે

જે વખતમાં મુસલમાનોનું રાજ હતું એ વખતની આ વાત છે સેનાપતિ અકબરખાન પોતાના કેટલાક રસાલા સાથે સૌરાષ્ટ્રની સફરે નીકળ્યો છે ભમતો ભમતો આ અકબરખાં ઝાલાવાડની ભોમકા ઉપર આવે છે

આજે જ્યાં ખોડ ગામ છે તે જૂના વખતમાં નવલખીના નામે ઓળખાતું આ નવલખી ગામ ચારણોનું હતું એક રખેહર સિવાય બધાય ખોરડાં ચારણોના હતા ધીંગો મારૂ કરીને એક ગલઢેરો ચારણ એટલા પથકમાં મોભાદાર ગણાતો ધીંગા મારૂએ ગામને પાદર મોટું તળાવ બંધાવેલું તે દીથી એ તળાવ ધીંગાસર નામે ઓળખાતું આ ધીંગાસર તળાવની પાળે અકબરખાએ બપોરનો વિશ્રામ ગાળવા પડાવ નાખ્યો

હરણુંનાં માથાં ફાટે એવા ધોમ તાપે ઝાલાવાડની ધરતી તપી રહી છે. અકબરખાંના મુલતાની, મકરાણી, ખોરાસાની અને પઠાણી વગેરે અનળકંધા સિપાહીઓ ઉનાળાના અસહ્ય તાપથી તલવલી રહ્યા છે. લાલ ચણોઠી જેવાં અને ચૂટકી ભરી હોય તો લોહી નીકળે તેવાં ભરાવદાર મુખ લૂના વાયરાથી કાળાં ઠણક પડી ગયાં છે.

એમાંથી કેટલાક તળાવની પાળે થોડી શીતળતામાં પોતાનાં ઘોડાં ધમારી રહ્યા છે. કેટલાક ન્હાય છે. છાવણીમાં તકિયાને અઢેલીને સેનાપતિ અકબર બેઠો છે. ચાળીસ પીસતાળીસ વરસની ઉમર છે છતાં જુવાન જેવો દેખાય છે. લાલ ધમેલ ત્રાંબા જેવી આંખોની માથે પાછળથી સહેજ નીચી નમેલી પાતળી મૂછો દીવાની વાટય જેમ વણી લીધી છે. ઉનાળાના ઉકળાટે પરસેવે રેબઝેબ થઈ ગયો છે. પડખે ઊભી કેટલાય અંગરક્ષકો ચમર ઢોળી રહ્યા છે. નાના મોટા અધિકારીઓ ઢીચણભેર માથાં ઝુકાવી બેઠા છે.

ગામમાં ખબર પડતાં ધીંગો મારૂ સેનાપતિની સલામીએ આવ્યા. પાસાબંધી કેડિયું, છાતી સુધી વાળેલી ભેટ, ભેટમાં ભરાવેલી પાણીદાર તલવાર, માથે સફેદ આંટિયાળી પાઘડી, બન્ને હાથમાં રૂપાનાં કડાં, ગળામાં રૂદ્રાક્ષની માળા, એક હાથમાં રૂપે મઢેલો હોકો અને બીજા હાથમાં બેરખો. મુખેથી હે જુગદંબા ! હે જોગમાયા એમ લાંબે લાંબે સાદે રટણ રટતા ધીંગા મારૂ અકબરખાંની છાવણીમાં આવ્યા.

બાદશાહના સેનાપતિને રામ રામ કર્યા. "આવો આવો કવિરાજ !" એમ સેનાપતિએ ધીંગા મારૂને આવકાર આપ્યા. ધીંગા મારૂને પડખે આસન આપ્યાં. ત્યાં તો કાળમીંઢ પત્થરમાંથી કોરેલી ખરલું-માં કસુંબો ઘુંટાવા લાગ્યો. ધીંગા મારૂએ અકબરખાંને કસુંબો વનાવ્યો. પોતે હાથથી લીવો.

સાંજના પાંચ વાગી ગયા છતાં ભૂખી નાગણિયુંના લબકારા જેવા વાયરા શીતળ નથી થયા. એવે વખતે ગામમાંથી કેટલીક ચારણબાળાઓ ધીંગાસર તળાવ પાણી ભરવા આવી. ધાટીલા દેહ, મરોડદાર ચાલ, આછા મલીરનાં છૂટાં ઓઢણાં, પંદર પંદર સોળ સોળ વરસની કુમળી વય છે. કેસરવરણી કાયા માથે તપતા સૂરજનાં કિરણોએ ગુલાબી ભાતયો પાડી દીધી છે. શરીરને અવળાં સવળાં ફંગોળતી વાતુંના હીનોળામાં તાંબા પિત્તળના ઘડાને દડાની માફક રમાડતી કિલ્લોળ કરતી જઇ રહિયું છે. ઇશ્વરે પણ ઉદારતા વાપરી છૂટે હાથે રૂપ વેરી દીધાં છે. ફૂટું ફૂટું થાતાં જોબન ફાગણ મહિનાના ખાખરાની જેમ લચી રહ્યાં છે.

લંબ વેણી, લજ્જા ઘણી, પોંચે પાતળિયાં,
આછે છાંયે નિપાવિયાં, કો કો કામણિયાં.

શશીવદની મૃગલોચની, દાડમ કળિયાં દંત;
ઘન અષાઢ રે ઘૂંઘટે, વીજળિયાં ઝળકંત.

કવિની કલ્પનાં મૂર્તિયું હોય એવી યૌવનને ઉંબરે પગ માંડતી ચારણબાળાઓને જોઇને ઘોડાંને ધમારવા આવેલા સિપાહીઓના દિલમાં વાસનાના ઊભરા ચડયા. તરત જ એમાંથી કેટલાક ઘોડા પર ચડી બખડાક બખડાક થાતા ચારણબાળાઓ પાસેથી આંખ્યુંનાં નેણને ઊંચા નીચા કરતા કરતા નીકળી ગયા.

મોટાં ઊંટ ઊંટ જેવડાં ઘોડાં માથે કદી નહિ ભાળેલા કાળદૂત જેવા અસવારોની આળવીતરાઇ જોઇને ચારણબાળાઓ ફફડી ગઇ. હજી તો અંગ, વિચારો અને વિચારોમાં ભારોભાર કોમળતા ભરી હતી. ભીષણ કઠોરતાને પ્રવેશવાને હજુ વાર હતી, નહિતર અડપલાં કરનારની ત્યાં ને ત્યાં ખબર લઇ નાખત. એટલે શિકારીઓને ભાળીને જેમ હરણીઓ ભાગે તેમ ઘડા ફેંકતીક ને ગામ તરફ ભાગી નીકળી.

છાવણીમાં આવીને અસવારોએ સેનાપતિના કાન ભંભેર્યા. ચારણ કન્યાઓના રૂપનાં મોંફાટ વખાણ કર્યાં. અકબરખાંએ તે જ વખતે એ બાળાઓને પરણવાનો સંકલ્પ કર્યો.

ચલઓ ગવન પંથ, મલઓ મહીર લોક,
દલઓ રિપૂકો દલ, સસન બિહીન હૈ;

ધરબો ધરાકો ભાર, તરબો નિધિકો તાર,
હરબો હરાકો હરિ, કરબો અધીન હૈ,
પિયબો હલાહલ કુ, ધ્યાયબો ફનીશ મની,
ધ્યાયબો ખગેશ સંગ, બને કોઇ દિન હૈ,
રહબો આહાર બિન, કહબો ભવિષ્ય હોન,
સબહી સહેલ, કામ જીતબો કઠીન હૈ,

ગગનને પંથે ચાલવુ, પાતાળમાં પ્રવેશવુ, શસ્ત્રો વિના દુશ્મનને હરાવવો સમસ્ત પૃથ્વીનો ભાર માથે લેવો, સમુદ્રને તરી જવો પ્રચંડ શકિતવાળા સિંહને હરી જવો, હળાહળ ઝેર પચાવી જવુ, અન્ન વિના જીવવુ કોઇનુ ભવિષ્ય કહી દેવુ, ગરૂડ સાથે આકાશમાં ઊડવુ સહેલુ છે, પણ ફકત એક કામને જીતવો કઠીન છે

સેનાપતિ અકબરે ધીગા મારૂ પાસે બાળાઓને પરણવાની માગણી મોકલી .

આવી આકરી અને કદી ન સાંભળેલી વજ્જર જેવી માગણીને સાભળતાં તો ધીગા મારૂના કાળજામા કડકડતાં તેલ રેડાયાં રૂવાડા અવળાં થઇ ગયાં મુગલોના આખા સૈન્યને મસળી નાખતા હોય એમ બન્ને હાથની હથેળિયુ મસળી રહ્યા સફેદ દાઢી મૂછના કાતરા માડયા ફરક ફરક થવા પણ આવો ઝેરનો ઘૂટડો ગળે ઉતારી જઇ ધીગા મારૂએ ચતુરાઇ વાપરી

ધીગા મારૂએ કહેવરાવ્યુ કે 'ભલે, બાપા! તમારી માગણીને થોડી જ ઉવેખાશે? પણ વિવાહ અમારા રીત રિવાજ મુજબ થવા જોઇએ, એટલી અમારી માગણી સ્વીકારશો"

અકબરે કહ્યુ "ભલે ભલે કવિરાજ! તમે કહેશો તેમ કરશુ આટલી બધી તમારી દીનેરીની વટક વાળવી જ જોઇએને"

ધીગા મારૂએ ઉભડક થઈ ગયેલા ચારણોને કહ્યુ "આજ બાદશાહનો સુબો આપણે ત્યાં નવશા (વરરાજા) બનીને આવે છે એના ભાવભીના સામૈયા કરો એના સિપાયુને રંગે ને રુવાને રમાડો એને આપણી મહેમાનગતી ચખાડો જો જો પરોણાગતમા ક્યાય ઉણપ ન આવે! નહિ તો આપણુ પાણી લાજશે જો જો કાળો ડાઘ ન પડે બાપલિયા!"

ધીગો મારૂ એક શ્વાસે બોલી ગયા ચારણો એની મરમવાણી સમજી ગયા જુવાનોએ ગરદન આડી તલવારૂં રાખી ધીગા મારૂના પડકારને ઝીલી લીધો

"જો જો! મરદાનગી હારે ચતુરાઈ પણ વાપરવાની છે અધરા થાતા નહિ!" કહીને ધીગા મારૂ ઊઠયા

એક ચારણે ઝપે આવીને ખાટલામા પડ્યા પડ્યા હોકો પીતા કાનિયા ઢોલીને હાકલ કરી કે 'એલા કાનિયા! આજ તો મારો બાપલિયો કરૂ એવો ઢોલ વગાડજે કે કાયરની પણ કસુ તૂટવા માંડે સહુની હારે તારૂ પણ ચાર જુગ નામ રહી જાશે!

"પણ બાપુ છે શુ?" હોકાની નાળ્ય ફેંકી દઇને ઊભો થતા કાનિયાએ કહ્યુ

"ઈ કહેવાનો અટાણે મોકો નથી કાનિયા'

પણ જમાનાનો ખાવેલ કાનિયો બધુ સમજી ગયો

સાંજ પછી ગઈ રાતે આસુડે રડતો સૂરજ આથમી ગયો કોણ જાણે કેમ પણ આજ સંધ્યા ખીલી નહિ કોઇ કુરૂપ સ્ત્રી રૂપાળી થવા ટાપટીપ કરી કેટલીક મથામણને અંતે થોડુ કૃત્રિમ સૌંદર્ય બતાવે તેવુ બુઝાતા દીપકની શીખા જેવુ રૂપ બતાવીને સંધ્યા અલોપ થઈ ગઈ

એવે વખતે ચારણના કેસરિયા જુવાનોએ કેસરિયાં કર્યાં લાંબા લાંબા વાળના ચોટલા તેલમા ઝબોળ્યા મોટી થાળી જેવડા કપાળ પર કેસરનાં આડા તિલક કર્યાં મુખમા તુળસીના પાદડા મૂકી દીધા જેના મૂછના દોરા હજી ફૂટવા આવે છે, સંસારની મોકપ પૂરી માણી નથી એવા કેટલાય કોડભર્યાં ચારણ મેટડાઓએ દિશાઓને વંદના કરી નવેલાખ લોબડિયુવાળી (માતાજી)નુ સમરણ કરીને મારવા મરવા થનગની રહ્યા

બીજી બાજુ ચારણ બાયુએ ધરોધર માતાજીના દીવડા પ્રગટાવ્યા ખોળા પાથરી પાથરીને હજાર

હાથવાળીને વીનવી કે : "હે મા ! તારાં અમે બાળુડાં; તારા ખોળે ખૂંદનારાંઓની ઈજ્જત આબરૂ આજ તારે હાથ છે. અમારા કુંઝરકોટિના સાયબા, ભૂંભળિયા નેણાળા, વાંકલડિયું મૂછુંવાળા આજ ભલે ખપી જાતા. પણ અમારી ઇજ્જતની તું રખેવાળી કરજે."

લજ્જ રખ્ખ તો જીવ રખ્ખ,
લજ વિણ જીવ ન રખ્ખ;
સાંચા મા શું એતરો,
રખ તો દોનું રખ્ખ.

આમ આંખ્યુંમાંથી બોર બોર જેવડાં આંસુડા પાડીને જીવતી-જોગમાયાઉંએ માના ગોખે ત્રણ ત્રણ વાર માથાં નમાવ્યાં. આંસુભીના ગાલો ઉપર માતાજી-ના દીવડાનાં પ્રતિબિંબ પડી રહ્યાં. યૌવનના ઊભરા, મનના ઉછાળા–કેટલાય કોડને પતિની સળગતી ચિતા-માં હોમીને રૂપને શેકાઈ ગયેલાં ભડથાં જેવાં કરીને જીવન જીવનારી ચારણ બાયુંએ આજ માથાના અંબોડા છોડી નાખ્યા. ધાબળિયુંને કેડે બાંધી, હાથ-માં ખુલ્લી તલવારું લઇ ઘરોઘર ઊભી રહી ગયું. નમણી નારી મટીને જાણે મહાકાળી બની ગયું.

ગામમાં સંપૂર્ણ તૈયારી થઇ ગઈ, એટલે વાજતે ગાજતે સામૈયું નીકળ્યું. અકબરખાં વરલાડા-ના શણગાર સજીને તૈયાર થયો. સિપાહીઓએ હથિયાર પડિયાર બાંધ્યા. સૈન્યને સુસજ્જ થયેલું જોઇને ધીંગા મારૂએ કહ્યું કે: "આ તમારાં હથિયાર ભાળીને અમારી દીકરિયું બી મરે, માટે આ બધાં હથિયાર અહીં મૂકીને જ પધારો."

પરણવાના ઘેનમાં લટ્ટુ બનેલો અકબરખાં કહે: "બહોત અચ્છા, બહોત અચ્છા, તુમ જો ચાહો વહી હોગા."

હથિયાર વગરના દળકટકનાં પાધરમાં સામૈયાં થયાં અને વાજતે ગાજતે સૌ ચાલ્યા માંડવે. આવડા મોટા દળકટકને કેમ જમાડવા ? એટલે કોઇના ઘરે દસ પંદર ને પચ્ચીસ એમ સૌ ચારણોએ સુખાતી જાનને સરખા ભાગે વહેંચી લીધી.

જાનૈયા સિપાહીઓને રૂડા આદર દઇને જાજમ પાથરણાં ઉપર બેસાડ્યા. ત્યાં તો કાનિયા ઢોલીએ સંતલસ મુજબ માંડયો તરઘાયો ઝીંકવા.

રડીબમ....રડીબમ....ઢ્રીજબાંગ...રડીબમ... રડીબમ...ઢ્રીજબાંગ. અને અહીં ચારણ જુવાનો સિપાહીઓ ઉપર તૂટી પડયા. એક એક તલવારના ઝાટકે ત્રાગડો ય રહેવા ન પામે એમ સૈનિકોનાં ભોડાં ધબોધબ માંડયાં પડવા. મોટી ઢાલ ઢાલ જેવડી સૈનિકોની છાતિયુંમાં કાળા ઘેઘૂર વાદળમાં વીજળી સોંસરી નીકળી જાય એમ ચારણ જુવાનોનાં ભાલાં આરપાર થાવા લાગ્યાં.

કોઇ કોઇ છટકીને ભાગ્યા, પણ મોટા ભાગના સૈનિકોનો ચારણ જુવાનોએ સોથ વાળી દીધો. અંધારામાં કોણ કોને મારે છે ને કોણ મરે છે એની કાંઈ ગમ ન પડી. એમ અજાણતાં લાગેલા ઘાથી કેટલાક ચારણ જુવાનો પણ કામ આવ્યા. એમાં અકબરખાં પણ લાગ જોઈને ભાગી છૂટયો, અને બચેલા સિપાહીઓ સાથે વહેલી અમદાવાદની વાટ પકડી.

અમદાવાદ આવીને લશ્કરને હુકમ કર્યો કે : "જાઓ નવલખી ગામને તોપને ભડાકે દઇ દયો. એકે ય ચારણ બચ્ચું જીવતા ન પામે."

હુકમ થતાંની સાથે લાવ લશ્કર નવલખી ભણી રવાના થયું. કાળમુખી તોપું નવલખી ઉપર મંડાણી. એક પણ ચારણ ત્યાંથી ભાગ્યો નહિ. આંખના પલકારામાં તો નવલખીને ભસ્મીભૂત કરી નાખ્યું.

એક દિવસ સંધ્યા ટાણે કોકીલકંઠી ચારણ બાયું લાંબે સાદે માતાજીની ચરજું ગાતી, જંતરના સૂર માથે જુવાનો જાણે મોરલા ગહેકતા હોય એમ માના છંદ દુહા લલકારતા, આંગણામાં ગાયું વાછરૂના હીંહોરા થતા, દોણામાં બોલતી દૂધની શેડયોના ધમધમાટથી રાત દિવસ ગામ ગુંજી રહ્યું હતું તે ગામ માથે હાકણું રાસડા લેતી થઇ ગઇ. કાળાંતરે ત્યાં આજનું ખોડ ગામ વસ્યું.

●

હાથવાળીને વીનવી કે : "હે મા ! તારાં અમે બાળુડાં; તારા ખોળે ખૂંદનારાંઓની ઇજ્જત આબરૂ આજ તારે હાથ છે. અમારા કુંઅરકોટિના સાયબા, ભૂંભળિયા નેણાળા, વાંકલડિયું મૂછુંવાળા આજ ભલે ખપી જાતા. પણ અમારી ઇજ્જતની તું રખેવાળી કરજે."

લજ્જ રખ્ખ તો જીવ રખ્ખ,
લજ વિણ જીવ ન રખ્ખ;
સાંયા મા શું એ ત રો,
રખ તો દોનું રખ્ખ.

આમ આંખ્યુંમાંથી બોર બોર જેવડાં આંસુડાં પાડીને જીવતી- જોગમાયાઉંએ માના ગોખે ત્રણ ત્રણ વાર માથાં નમાવ્યાં. આંસુભીના ગાલો ઉપર માતાજી-ના દીવડાનાં પ્રતિબિંબ પડી રહ્યાં. યૌવનના ઊભરા, મનના ઉછાળા—કેટલાય કોડને પતિની સળગતી ચિતા-માં હોમીને રૂપને શેકાઈ ગયેલાં ભડથાં જેવાં કરીને જીવન જીવનારી ચારણ બાયુંએ આજ માથાના અંબોડા છોડી નાખ્યા. ધાબળિયુંને કેડે બાંધી, હાથ-માં ખુલ્લી તલવારૂં લઇ ધરોધર ઊભી રહી ગયું. નમણી નારી મટીને જાણે મહાકાળી બની ગયું.

ગામમાં સંપૂર્ણ તૈયારી થઇ ગઈ, એટલે વાજતે ગાજતે સામૈયું નીકળ્યું. અકબરખાં વરલાડા-ના શણગાર સજીને તૈયાર થયો. સિપાહીઓએ હથિયાર પડિયાર બાંધ્યા. સૈન્યને સુસજ્જ થયેલું જોઇને ધીંગા મારૂએ કહ્યું કે: "આ તમારાં હથિયાર ભાળીને અમારી દીકરિયું બી મરે, માટે આ બધાં હથિયાર અહીં મૂકીને જ પધારો."

પરણવાના ઘેનમાં લટ્ટુ બનેલો અકબરખાં કહે: "બહોત અચ્છા, બહોત અચ્છા, તુમ જો ચાહો વહી હોગા."

હથિયાર વગરના દળકટકનાં પ્રાધરમાં સામૈયાં થયાં અને વાજતે ગાજતે સૌ ચાલ્યા માંડવે. આવડા મોટા દળકટકને કેમ જમાડવા ? એટલે કોઇના ઘરે દસ પંદર ને પચ્ચીસ એમ સૌ ચારણોએ સુબાની જાનને સરખા ભાગે વહેંચી લીધી.

જાનૈયા સિપાહીઓને રૂડા આદર દઇને જાજમ પાથરણાં ઉપર બેસાડ્યા. ત્યાં તો કાનિયા ઢોલીએ સંતલસ મુજબ માંડયો તરઘાયો ઝીંકવા.

રડીબમ...રડીબમ....ધ્રીજબાંગ...રડીબમ... રડીબમ...ધ્રીજબાંગ. અને અહીં ચારણ જુવાનો સિપાહીઓ ઉપર તૂટી પડયા. એક એક તલવારના ઝાટકે ત્રાગડો ય રહેવા ન પામે એમ સૈનિકોનાં ભોઠાં ધબોધબ માંડ્યાં પડવા. મોટી ઢાલ ઢાલ જેવડી સૈનિકોની છાતિયુંમાં કાળા ઘેઘૂર વાદળમાં વીજળી સોંસરી નીકળી જાય એમ ચારણ જુવાનોનાં ભાલાં આરપાર થાવા લાગ્યાં.

કોઇ કોઇ છટકીને ભાગ્યા, પણ મોટા ભાગના સૈનિકોનો ચારણ જુવાનોએ સોથ વાળી દીધો. અંધારામાં કોણ કોને મારે છે ને કોણ મરે છે એની કાંઈ ગમ ન પડી. એમ અજાણતાં લાગેલા ઘાથી કેટલાક ચારણ જુવાનો પણ કામ આવ્યા. એમાં અકબરખાં પણ લાગ જોઇને ભાગી છૂટયો, અને બચેલા સિપાહીઓ સાથે વહેલી અમદાવાદની વાટ પકડી.

અમદાવાદ આવીને લશ્કરને હુકમ કર્યો કે : "જાઓ નવલખી ગામને તોપને ભડાકે દઇ દયો. એકે ય ચારણ બચ્ચું જીવતા ન પામે."

હુકમ થતાંની સાથે લાવ લશ્કર નવલખી ભણી રવાના થયું. કાળમુખી તોપું નવલખી ઉપર મંડાણી. એક પણ ચારણ ત્યાંથી ભાગ્યો નહિ. આંખના પલકારામાં તો નવલખીને ભસ્મીભૂત કરી નાખ્યું.

એક દિવસ સંધ્યા ટાણે કોકીલકંઠી ચારણ બાયું લાંબે સાદે માતાજીની ચરજું ગાતી, જંતરના સૂર માથે જુવાનો જાણે મોરલા ગહેકતા હોય એમ માના છંદ દુહા લલકારતા, આંગણામાં ગાયું વાછરૂના હીંહોરા થતા, દોણામાં ઓલતી દૂધની શેડયોના ધમધમાટથી રાત દિવસ ગામ ગુંજી રહ્યું હતું તે ગામ માથે ઢાકણું રાસડા લેતી થઇ ગઇ. કાળાંતરે ત્યાં આજનું ખોડ ગામ વસ્યું.

# અરે રે ઓ અલ્લાની ઔલાદ

જયંતભાઇ આચાર્ય

"અરે રે ઓ અલ્લાની ઔલાદ" શરુ કર્યું ૧૫મી એપ્રિલ ૭૧ ને રોજ પાર્લાથી દાદરની લોકલમાં. કાવ્ય લેખન પ્રવૃત્તિ પરત્વે મારી તંદ્રા પ્રત્યે ભાઇશ્રી કરસનદાસ માણેકના પુણ્યપ્રકોપનું જ કદાચ એ સીધું પરિણામ. આ કાવ્યનું શ્રેય પણ ભાઇ માણેકને જ.

૨૫ મી માર્ચ ૭૧ ને રોજ બાંગલા દેશનો જનસંહાર કે જાતિસંહાર શરુ થયો. એ સમાચાર બેચેની પેદા કરતા જ રહ્યા. એમાં માણેકે ચિનગારી મૂકી અને પાકિસ્તાનની બુનિયાદના વિચાર આવ્યા: યાદ આવી, મલબારહિલ ઉપર ગાંધીજીની ઝીણા સાહેબ સાથેની ૯ સપ્ટે. ૧૯૪૪ની ઐતિહાસિક મુલાકાત ત્યારે કાયદે આઝમના ગાંધીજીને કહેલા શબ્દો આ રહ્યા:

"We are a nation of a hundred million" Jinnah declared, "and what is more, we are a nation with, our own distinctive culture and civilization, language and literature, art and architecture, names and nomenclature, Sense of value and proportion, legal laws and moral codes, customs and calendar, history and tradition, aptitudes and ambitions."

અમે દશ કરોડની એક પ્રજા છીએ. વિશેષમાં એક વિશિષ્ટ પ્રજા તરીકે-સંસ્કૃતિ અને સભ્યતાની, ભાષા અને સાહિત્યની, કળા અને સ્થાપત્યની, નામ અને પરિભાષાની, મૂલ્ય અને મહત્ત્વો વિષેના દષ્ટિબિન્દુઓની કાયદા અને નીતિના ધોરણોની, રિવાજો અને પંચાગપદ્ધતિની, ઇતિહાસ અને પ્રણાલિકાઓની તથા કાબેલિયત ને આરજૂઓની-અમારી ન્યારી લાક્ષણિકતા છે."

ટૂંકામાં એ હતી એમની Two nation ની theory. એના જ મદાર ઉપર એમણે બંગાલ-બિહારને, બલોચ-પખ્તૂનને, પઠાણ-પિશોરીને-હિન્દુઓથી સર્વથા ભિન્ન ગણીને પાકિસ્તાનનો દાવો કર્યો.

પણ આજે જ્યારે બાંગ્લાદેશનો જાતિમેધ મંડાણો છે ત્યારે આપણે જોઇ શકીએ છીએ કે ઝીણા સાહેબની જ દલીલના મદાર પર બાંગ્લા દેશ પાકિસ્તાનથી અલગ થવાનો દાવો કરી શકે છે.

બાંગ્લા દેશમાં ૨૫મી માર્ચથી ચાલી રહેલ કત્લખોરી ગુંડાગીરી, શયતાનિયત વગેરેનો ઇતિહાસમાં જોટો નથી. આવા અત્યાચારો, કદી નથી થયા જાતિભાઇઓ ઉપર. સમાનધર્મીઓ કે સ્વદેશવાસીઓ પર પણ આવા સિતમ ગુજર્યા નથી. અરે કોઇ કાળઝાળ દુશ્મનો દ્વારા પણ આવા જુલ્મો તો શું-એના સોમા ભાગના પણ-ઇતિહાસ પુરાણે જાણ્યા નથી.

પાકિસ્તાનની આ નીતિમાં એના પોતાનાં યોગક્ષેમનો પણ જાણે આંધળો ભોગ અપાઇ રહેલ છે. આ બાંગ્લા દેશની કતલ એ પાકિસ્તાનની ખુદકશી નથી? એ એની દયનીય ગુલામી નથી? જેણે પાકિસ્તાનને પોષ્યું છે, એ જ કામધેનુની આ કતલ નથી? કુરાનની આ મુકમ્મિલ નાફરમાની નથી? કયું પાપ પાકિસ્તાને નથી કર્યું? ના, ના, પિશાચી કૃત્યોની વિશ્વે જાણેલી સંખ્યામાં, યાહ્યાખાનનાં ખૂનખ્વાર્ પાર્ડા મેએ, કેટો અજબગજબનો ઉમેરો કર્યો છે!

હમદીનો માટેની મતલબી ઇન્તેજારી દાખવતાં મર્હૂમ કાયદે આઝમે જે દલીલો કરી તે છે

નરાતાળ બિનપાયાદાર સાબિત થઈ છે: પૂર્વ બંગાલ અને પશ્ચિમ બંગાલ વચ્ચે ભૌતિક ફાસલો ૧૦૦૦ માઇલનો—જેટલો લંડન અને મોરક્કો વચ્ચે. લોકો, જાતિગોત્રે જુદા અને સંસ્કૃતિએ જુદા, ભાષા જુદી અને લિપિઓ જુદી. આબોહવામાં, પાર વગરનું અંતર. આર્થિક પરિસ્થિતિઓ, બેહદ ભિન્ન. પૂર્વ પાકિસ્તાનનો ઉપલો વર્ગ ઊભો થયો છે, મામુલી કિસાનોના કુટુંબોમાંથી. ત્યારે પશ્ચિમ પાકિસ્તાનનો ઉપલો વર્ગ ઊભો થયો છે માતબર કિસાનોમાંથી, જમીનદારોમાંથી, જૂની સામંતશાહીમાંથી.

એટલે પાકિસ્તાને ચણેલો તાશનો મહેલ, એણે પોતે જ ઉડાડી મૂકયો છે. છતાં એની અંધી નેતાગીરી અને ખાઇબદેલી શોષણખોરીએ આજે જે હૈવાનિયત આદરી છે તે યાદ આપે છે, હજારો ગામોને વેરાન બનાવી રહેલા સુલ્તાન મહમ્મદનાં અને તેના શાણા વઝીરની:

સુલ્તાન અને વઝીર વેરાન મુલકમાંથી જઇ રહ્યા હતા. ત્યાં જોયું એમણે, એક સુક્કા ઝાડનું ઠુંઠું. ઉપર બેઠેલાં, બે ઘૂડ બંને વચ્ચે કાંઇક ઘૂ-ઘૂ ચાલતું હતું. એ સાંભળીને વઝીર હસી પડયો. સુલ્તાને કારણ પૂછ્યું. વઝીરે કહ્યું આ કમબખ્ત ઘૂડો આપની મજાક કરે છે. બાદશાહને કૌતુક થયું. વઝીરે ફોડ પાડયો: જહાંપનાહ, આ બે ઘૂડમાંથી એકને દીકરો છે. બીજાને છે દીકરી, દીકરીનો બાપ પેલાના દીકરા સાથે દીકરી પરણાવવા ચાહે છે. દીકરાનો બાપ દહેજમાં સો વેરાન ગામ માગે છે. દીકરીનો બાપ કહે છે: સોને બદલે હજાર વેરાન ગામ આપવા તૈયાર છું. સુલ્તાન મહમ્મદ જેવો, ગામોને નિસ્તોનાબુદ કરનારો, જીવતો જાગતો છે ત્યારે વેરાન ગામોની મારે કશી ખોટ નથી. વાત સાંભળીને સુલ્તાન ગંભીર વિચારમાં પડી ગયો. પોતાના લશ્કરથી થતી બરબાદીની બેશુમારીનો એને ખ્યાલ આવી ગયો. એણે લશ્કરને વાળી લીધું. જનરલ યાહ્યાખાનના નસીબમાં એવો બાહોશ વઝીર નથી! કેટલું દુર્ભાગ્ય છે બાંગ્લા દેશનું! એથી ય કેટલું વધુ દુર્ભાગ્ય છે, પશ્ચિમ પાકિસ્તાનનું!



# અરે રે એ અલ્લાની ઔલાદ[1]

## મઝિયારો વહેંચવા તકાદો

અરેરે એ અલ્લાની ઔલાદ!
હજી તો ગઈ કાલ, એ ગોઝારી ગઈ કાલ,
મઝિયારો વહેંચવા કર્યો' તો તકાદો!
કીધી ફરિયાદ કંઇક માગી'તી દાદ કંઈક!
તેથી ય વધુ ભૂંડા! કરી'તી ફસાદો!

પૂતનાનું ધાત્રી-કર્મ

તેં તારી રાવની ફૂંકી'તી ગુલબાંગો:
"હિન્દુમાત્ર શોષકો, મુસલમાં તે શોષિત!
ઇસ્લામિયો—એ અમારાં ભાંડુઓ!
એ અમારાં માનાં જણ્યાં!
એ અમારાં ચશ્મે-જિગર![2]
એ અમારાં રુહે-દીગર![3]
એને જીવ્યે જીવીએ!
એને મર્યે ખત્મ અમે!
અમારાં એ ભાંડુઓ,
દુભાયલાં લૂંટાયલાં ને બાપડાં!
ને તમારાં એ પાપ!
ભારતના મુસલમાન,
જે કોઈ માને કુરાન,

---

૧. ઔલાદ, સંતતિ;
૨. ચશ્મે જિગર, આંખ અને ઉરસમાન;
૩. રુહે-દિગર, બીજો આત્મા;

મસ્જિદમાં જે કરે સિજદા[૪]
એના હક-હુદ્દદના,[૫]
એની ખૌરિયત તણા,
અમે ખૈરખ્વાહ ![૬]
અમે જ એમના કાબિલે-હિફાજત ![૭]

તમે તો હિન્દવી !
ને અમે તો ઇસ્લામ-ફિદા ![૮]
અમે સૌ નૂરે-ખુદા ![૯]
ને તમે સૌ પરાયાં !
નહીં અમારી હારમાં ! તમે તો હરાયાં !
તમે બુત-પરસ્ત[૧૦] અમે બુત-શિકન[૧૧]
તમે ગૈર[૧૨] મજહબથી ![૧૩]
તમે ગૈર તહજીબથી ![૧૪]

તાસીરથી[૧૫], ખવાસથી[૧૬], તરકીબથી[૧૭]
અદબો-તાલીમથી ![૧૮]
કયાં અમારી ઇબાદત[૧] પયગંબરી ![૨]
કયાં તમારી પૂજા
દિગંબરી[૩] અગર તો પિતાંબરી ![૪]
તમે ? ખવાર-નૂમા[૫] થઇને ખુરશિદને
કરો ખમા ! ખમા ! અમે ? મગરીબ-નૂમા[૬]

---

૪. સિજદા, નમાજ ૫. હક-હુદ્દદ, હકકો, ૬. ખૈરખ્વાહ હિતેચ્છુ; ૭. કાબિલે-હિફાજત, સેવા કરવાને લાયક, ૮. ઇસ્લામ-ફિદા, ઇસ્લામ ધર્મ માટે મરનાર; ૯. નૂરે-ખુદા, ખુદાનું તેજ; ૧૦ બુત-પરસ્ત, મૂર્તિપૂજક; ૧૧. બુત-શિકન, મૂર્તિ ભાંગનાર; ૧૨. ગૈર, જુદા; ૧૩. મજહબ,ધર્મ; ૧૪. તહજીબ, સંસ્કાર, ૧૫. તાસીર, સ્વભાવ; ૧૬. ખવાસ, પ્રકૃતિ; ૧૭. તરકીબ, કળબળ; ૧૮. અદબો-તાલીમ, રીતભાત, વિનયવિવેક,

૧. ઇબાદત, પૂજા પૂજન વિધિ; ૨. પયગંબરી હજરત મહમ્મદના ફરમાન મુજબની; ૩. દિગંબરી, દિગંબરની, શંકર કે મહાવીરની; ૪. પિતાંબરી, પિતાંબર ધારનાર વિષ્ણુની, ૫. ખવારનૂમા, પૂર્વાભિમુખ; ૬. મગરીબનૂમા, પશ્ચિમાભિમુખ;

થઇને અંધારે હેરિયે હિલાલ !
તમે કયાં ને અમે કયાં !
અલ્લાહો અકબરના અમે અજીજ !

અમે તો એક-ટેક ! અમે તો એકનેક !
અમે તો એક છેક !
અમારાં જન્નતમાં[૭] તમને ન આવકાર !
તમારાં સ્વર્ગનો અમારે ઇન્કાર !
અમારા બિરાદરો છે.
બંગી-બિહારી
બલોચી ને પખતૂન, પઠાણો-પિશોરી !
એમને કરાર વળે અમારી જ સાથે !
એમનાં અમન ને ચૈન અમારી સંગાથે !

## ઔરંગજેબનો દોરુખો ઓધવાડો

આમ જ ભાખ્યું 'તું, એક બાદશાહ બેટે,
તવારીખના[૮] એ ખૌફનાક[૯] તરભેટે,
ચારસો વરસને સીમાડે:
બોલ્યો ઔરંગજેબ:
દગાબાજ દિલ-ફરેબ:[૧૦]
અય જાને-મન ![૧૧]
પ્યારે જાને-જાં ![૧૨]
હૈરાન-પરેશાન છુ, તમારી ફિકરમાં !
દેહલીનાં તખ્તો-તાજ ડગમગી રહ્યાં !
આપણાં દીનો-ઇમાન[૧૩] ડગમગી રહ્યાં !
તમારી બખ્તે-બુલન્દીનાં[૧૪] એ અનોખાં નૂર,
યા ખુદા ! ડગમગી રહ્યાં !
ગફલતની નીંદમાં સૂતેલ અરે ઓ માસૂમ ![૧૫]
પૈરની નીચેથી આ જમી સરી રહી !
દૌલત તમારી એકદમ પગ કરી રહી !

---

૭. જન્નત, સ્વર્ગ; ૮. તવારીખ, ઇતિહાસ; ૯. ખૌફનાક, ભયંકર; ૧૦ દિલ-ફરેબ, પ્રપંચી દિલવાળો; ૧૧. જાને-મન મારા પ્રાણપ્રિય; ૧૨. જાને-જાં, પ્રાણના પ્રાણ; ૧૩. દીનો-ઇમાન, ધર્મ અને ધર્મમાં શ્રધ્ધા; ૧૪ બખ્ત-બુલન્દી, ઊંચું ભાગ્ય; ૧૫. માસૂમ, ભોળો;

દારા છે મનનો મરીજ[૧] ! દુશ્મને-
ઇમાન[૨]ને કાફિર-પનાહ[૩] !
બુત[૪]ને તાબુતમાં[૫] મશગુલ છે જહાંપનાહ !
કાનૂને-કુરાનની કયામત[૬] દેખાય છે!
કાફિરોની આજ બોલબાલા બોલાય છે!
ખાનદાને-બાબરનુ તકદીર તોલાય છે!
લાહૌલ-વલા-કૂવત[૭] લાહૌલ-વલા-કૂવત !
ના, ના, કબૂલ નથી ખુદાને, એવી બદતમીજી[૮]!
ખુદા મહેરબાંએ ખુદ ખ્વાબથી[૮] નવાજ્યો મને!
ખ્વાબે-ઇન્કિલાબથી[૯] ખ્વાહિશ-મન્દ[૧૦]
હું બન્યો !
ખુદાનાં એ ફરમાનથી ફર્જ-મન્દ[૧૧] હું બન્યો!
કરીશ તાજપોશી,
-મુરાદને કહ્યું : - ભાઈ તારી!
શુજાને કહ્યું : - ભાઇ તારી!
અને પછી ?
દીનો-ઇમાનની દુરસ્તી[૧૨] દેખીને,
મક્કા શરીફનો પાક રાહ પેખીને.
ફજલે-ખુદાને[૧૩] કાજ થૈશ હું ફકીર !
તારી ખુશ બખ્તીનો[૧૪] થૈશ દુઆ-ગીર ![૧૫]
આલમના ઑલિયા ને પીર મુરશિદોની
કરીશ કદમ-બોસી ![૧૬]
નૂરે-ઇમાનની ને સબકે-કુરાનની[૧૭]
હરદમ કરીશ હું ફિરદૌસ-ફરોશી ![૧૮]

---

૧. મરીજ, રોગી, ૨. દુશ્મને-ઈમાન, ધર્મ-શત્રુ; ૪ બુત, મૂર્તિ; ૫. તાબુત, મૃતાત્માનું સ્મારક, બેગમ મુમતાજના સ્મારકરુપ તાજમહાલ: ૬. કયામત, પ્રલય; ખાન્દાને-બાબર, બાબરનો વંશ; ૭ લાહૌલ-વલા-કૂવત, ખુદા બચાવે; ૮. ખ્વાબ, સ્વપ્ન; ૯ ખ્વાબે-ઈન્કિલાબ. ક્રાન્તિનું સ્વપ્નું, ૧૦. ખ્વાહિશ-મન્દ, ઈચ્છા કરનાર, ૧૧ ફર્જ-મન્દ, કર્તવ્ય કરનાર; ૧૨ દુરસ્તી, સહીસલામતી; ૧૩ ફજલે-ખુદા, ખુદાની કૃપા; ૧૪. ખુશ-બખ્તી: સદ્ભાગ્ય; ૧૫ દુઆગીર, ખુદાની કૃપા માટે પ્રાર્થના કરનાર; ૧૭ સબકે-કુરાનનું વાક્ય, ૧૬ કદમ-બોસી, ચરણ ચૂમવાની ક્રિયા; ૧૮ ફિરદૌસ-ફરોશી, સ્વર્ગીય વિચારોનો ફેલાવો.

એવા એવા ફરેબોના ફાંદાબાજ ફન્દમાં
ફસ્યો હતો મુરાદ ને શુભ ઘડી હસ્યો' તો!
એમ જ ચલાવી તેં પાક ને નાપાકની
ચંદરોજ કંઇ ગલત-ફેમી !
ગાફિલ બિરાદરોને, બંગીય બહાદરોને!
પહેલાં બથમાં લીધા! હિન્દથી અલગ કીધા!
પછી લીધા લૂંટ કેરા લાગમાં !
ફૂંકી ફૂંકીને, ઓર્યા પછી શોષણની
આગમાં !
"મારું તે મારું ને તારું મઝિયારું"
-એમ કર્યું હોત, તોય હતું સારું !
તેં તો તારાંને ગણ્યું તારું હલાલ[૧]
અને બિસ્મિલ[૨] બીજાનું ગણી લીધું!
જેને ભાંડુ ગણીને પાંખમાં લીધાં હતાં.
જેને હમ-દીન[૩] કહી અભયપદ દીધાં હતાં,
-એ જ નીણાં કૂણાં અને ભોળુડાં બંગીઓને
ભોળવી નેં શોષ્યાં! છળીને લૂંટયાં!
ને છેવટે મજલૂમ[૪] ઊઠયાં રોષથી!
આખરે સબૂરી તૂટી, ખોટી ખામોશી ખૂટી,
શહીદીની લાધી જડી બુટ્ટી !
શહીદી? કાતિલને[૫] જાલિમને, ખૂની
સિતમગરને, કદીયે સહી ના! કદીયે જચી ના!
"કાતિલની છૂરીને, તેગને કે ભાલાને
ચૂમવાની ફરજ છે મકતૂલની![૬]
હલાલ થવું હસતાં હસતાં
અશ્કના[૭] ઇશારા વિના
-એમાં શુક્રગુજારી[૮] શિકારની
કુર્બાન થવાનો ઇન્કાર જો શિકાર કરે

---

૧. હલાલ, ખુદાની આજ્ઞા પ્રમાણે ભોગરવા લાયક; ૨. બિસ્મિલ, હલાલ; ૩. હમ-દીન, સમાન-ધર્મી; ૪. નજલૂમ, જેના પર જુલમ થયો છે; ૫. કાતિલ, ખૂની; ૬. મકતૂલ, જેનું ખૂન થયું હોય; ૭. અશ્ક. આંસુ; ૮. શુક્રગુજારી, આભારવશતા, અહેશાનમન્દી;

એ છે બેઈમાની ને બગાવત ![9]

બદફેલી[10] ને અદાવત !
આ છે તારો અવ્વલ-અસૂલ[11]
અરે રે ઓ અલ્લાની ઔલાદ !
બિરાદરાને-વતનના[12] ઓ જલીલ[13] જલ્લાદ!
આવી કતલને શરીઅત[14] તુ માને !
આ ખૂન-રેજીને શાયદ શરાફત તુ માને !
મજહબને નામે, એને જિહાદે-વહદત[15] તુ-
માને ! ના! ના! સખૂનોની[16] એ શોહદા-
બાજી[17] ખરગોશના[18] શીગ જેવી ન દારદ[19]
એમા તો દુનિયાને પરચો મળે છે
શયતાનિયતનો !
ખુદાની મુકમ્મિલ[20] ઇન્કારિયતનો ![21]

## ભૂલો પડયો છે !

અરે રે ઓ અલ્લાની ઔલાદ !
હૈયામાં તારા પથ્થર અગર તો છે પોલાદ?
અરે રે ઓ અલ્લાની ઔલાદ
ખુદાની છો તો ખરી ને!

અરે તોબા તોબા[1]! અરે લાખ તોબાં !
નથી છાજતી આ ગલત-બયાની ![2]
બુનિયાદમા[3] તારી અ દેશો લાવી,

નથી ગાળ દેવી ખુદાને !
નથી ગાળ ખાવી ખુદાની !

એવા ગલત-ઉલ-આમનો,[4]
અગર તો ગલત-ઉલ-અવામનો,[5]

ચાહુ થવા ના ગુનેગાર !
અરે ઓ ફર્જન્દે-ઇલાહી ![6]
વતનમા જ આજે બન્યો ગુમ-રાહી ![7]
ભૂલો પડયો છો! ભૂલો પડયો છો!
છતા માનતો કે મંજિલે-મકસદનો[8]
મારગ જડયો છે !

જન્નતની ખાનાખરાબીના કસબી !
ભૂલ્યો તુ નમાઝો! ભૂલ્યો છુ તુ તસબી ![9]
પહેલા રવૈયો હતો તારો, ઓરે ઝનૂની !
બુત[10] તોડવાનો અને દેવળોના
ફિઝૂલ[11] દટ્ટણોનો ![12] પર તુ-
હવે તે તો તારી ફતેહોની સરહદ વળોટી !
મિટાવી મસ્જીદ ! બાળ્યાં કુરાન !
ખાતેથી ખૂરદો[13] કર્યો ઇસ્નામીઓના
ઊભા પટ્ટણોના[14]!
ખુદાની ખલકને કરે છે તુ બરબાદ,
અરે રે ઓ નાશાદ !
ખુદાની મુરાદોના જાલીમ જલ્લાદ !
અરે રે ઓ અલ્લાની ઔલાદ !
હૈયામા તારા પથ્થર ભર્યો છે કે પોલાદ !
બન્યો કામધેનુનો કાતિલ
અરેરે ઓ અલ્લાની ઔલાદ !
ખુદાને જ નામે તે કરી બેખુદાઇ[1] !
ખુદીની બદીને ગણી તે ખુદાઈ!
ગણી પાખ જેને રચી'તી જુદાઇ,

---

૯ બગાવત, દ્રોહ; ૧૦ બદ-ફેલી, ગેરવર્તન, ૧૧ અવ્વલ અસૂલ, શ્રેષ્ઠસિધ્ધાન્ત,

૧૨. બિરાદરાને વતન, સ્વદેશવાસી ભાઈઓ, ૧૩ જલીલ અધમ, ૧૪ શરીઅત, ધર્મની આજ્ઞા, ૧૫ જિહાદે-વહદત, એકતા માટેનુ યુદ્ધ, ૧૬ સખૂન, બાત, ૧૭ શોહદબાજી, ગુડાગીરી, ૧૮ ખરગોશ સસલુ, ૧૯ ન-દારદ, જેની હસ્તી નથી, ૨૦ મુકમ્મિલ, સપૂર્ણ ૨૧. ઇન્કારિયત, અસ્વીકાર

૧, તોબા, હુ પસ્તાવો કરુ છુ ૨ ગલત-બયાની, ખોટુ વર્ણન, ૩ બુનિયાદ, ઉત્પતિ, પેદાશ

૪ ગલત-ઉલ-આમ, વિદ્વાનોએ ફેલાવેલ ભ્રમ, ૫ ગલત-ઉલ-અવામ, અભણ લોકોએ ફેલાવેલ ભ્રમ, ૬ ફર્જન્દે-ઇલાહી, ઈશ્વરનુ સતાન, ૭ ગુમ-રાહી ભૂલો પડેલો, ૮ મજિલ મકસદ, જ્યાં ઈચ્છેલુ પ્રાપ્ત થાય તે સ્થાન, ૯ તસબી માળા ૧૦ બુત મૂર્તિ, ૧૧ ફિઝુલ, વ્યર્થ, ૧૨ દટ્ટણ, દાટવાની ક્રિયા, ૧૩ ખૂરદા ભુક્કો, ૧૪ પટ્ટણ, શહેરોને ગામો,

૧ બેખુદાઇ-ખુદાની આજ્ઞાથી વિપરીત,

બિરાદરની સાથે કરી બેહુદાઇ![2]
હમ-દમ[3] હતા, હમ-વતન[4] પણ હતા જે,
હમ-દીન[5] ને હમ-સફર[6] પણ હતા જે,
તેના ઉપર આજ તૂટી પડયો તું!
હોલા ઉપર બાજ થઇને પડયો તું!

કહ્યું 'તું: "અમારી અલગ સાવ બુનિયાદ!"
નાબૂદ થઈ એ સખૂનોની યાદ?

લબોલબનો તું જાણે ભૂખ્યો ને પ્યાસો!
ખૂનો પીધાં ને ખૂનો કીધાં!
જીવનદાન બદલે હરી પ્રાણ લીધા,
લાખો ખુદા-દોસ્ત[7] એ જાન કીધા!
બની 'ડ્રાકયુલા'[8] તેં આબાલવૃદ્ધોને
સોંઘાં બનાવ્યાં સબીલ![9]
ખૂનો ખૈરિયતનાં,[10] બધી બરકતોનાં[11]
પીધાં તે ખોબે ને ખોબે!
છતાં તું તો ભૂખ્યો ને ભૂખ્યો!
એવો ઉદરમાં શો આતશ[12] ભભૂકયો?

બધા ભાઇચારા ને સંધાયે સગપણ
ભૂંડા, જે તેં ભાખ્યાં,
હતાં માત્ર ભરખીને ખાવા!

પરાયે પસીને ફળેલી ફસલના[13]
અરે હાડહરામી તને કેવા ભાવા!
પીધાં પા સદી એમ ખૂનો,
છતાં યે હતા જખ્મ આંખોથી ઓઝલ![14]

અરે ખાઉધરા, શું ધરવ ના થયો?
તારે હતી કામધેનુ!
વચ્છોને ભોગે પીતો દૂધ એનું!
છતાં એનો કાતિલ[15] બન્યો!
અરે, કોનો કાતિલ બન્યો!

## પાક હોવાનો નાપાક ખ્યાલ

અરેરે ઓ અલ્લાની ઔલાદ!
તને પાક હોવાની
નાપાક કયાંથી સૂઝી બદખયાલી?[1]

નિયત-હરામીને[2] શેના નશામાં,
ઓરે હતભાગી! માની તેં નિયત-હલાલી?[3]

રહેમત ખુદાની તું હારીને બેઠો!
મહોબ્બતની ન્યામત[4] તું ટાળીને બેઠો!
હવસનો[5] તું ખાદિમ,[6] ખુદા થઈને બેઠો!

શયતાને પણ આવી કીધી નથી બેવફાઇ!
ખરે આજ શયતાનને તેં તો દીધી શિકસ્તો![7]
તારે મુકાબિલ[8] શયતાન લાગે ફિરસ્તો!

આ ખૂનખોરી! ને આ નઠોરી!
રે ઓ અઘોરી!
તવારીખમાં, ના, નથી એની જોડી!
ફલકથી[9] ફુવારા ઊડે ને
ખલક[10] થાય પાણીથી છલછલ!
એમ જ તેં લોહી વહાવ્યાં
ને આલમની આંખો અશ્રુથી છલછલ!

---

૧. બે-ખુદાઈ, ખુદાની આજ્ઞાથી વિપરીત; ૨ બે હૂદાઇ, અવિવેક; ૩. હમ-દમ, એક જ હવાનો શ્વાસ લેનાર; ૪. હમ-વતન; ૫. સ્વદેશવાસી; ૬. હમ-સફર, એક જ ધ્યેયનાં પ્રવાસી; ૭. ખુદા-દોસ્ત, ખુદાનો ભકત ૮. ડ્રાકયુલા, લોહી પિનાર એક કલ્પિત રાક્ષસ કે ભૂત—જે લોહી પીને પ્રાણ લે છે અને તે રીતે મરનાર ડ્રાક્યુલા બને છે; ૯. સબીલ, પરબ (જ્યાં લોહી પિવાય છે); ૧૦. ખૈરિયત, કલ્યાણ; ૧૧. બરકત ઈશ્વર-કૃપાનો વૈભવ; ૧૨. આતશ, અગ્નિ; ૧૩. ફસલ, પાક; ૧૪. ઓઝલ, અદીઠ;

૧૫. કાતિલ, ખૂની;

૧. બદખયાલી, ખોટા વિચાર; ૨. નિયત-હરામી, હરામ દાનત; ૩. નિયતહલાલી, નેક દાનત; ૪. ન્યામત, ઈશ્વરકૃપાથી મળેલ સંપત્તિ; ૫. હવસ, લોભ ને લાલચ; ૬. ખાદિમ, ગુલામ; ૭. શિકસ્ત, પરાજય; ૮. મુકાબિલ, સરખામણીમાં; ૯. ફલક, આકાશ; ૧૦. ખલક, દુનિયા;

## જાગતી જિન્દાદિલી

તારી કતલખોરી કેરી કેવી કરામત!
તુ એક બાજુ જબહ[11] કરતો–
જાતો જિસ્મો[12] હજારો!
ને ત્યા જાગતી જો ભૂતાવળ!
રૌરવની જંગી જમાતો!
તું ખડકચે જાતો, મુર્દાની બે-મિસાલ[13] હરકત!
બીજી બાજુ જિન્દાદિલી[14] કેરી–
જાગે છે બરકત!
શહાદત[15] પિવાતી, શકે[16] હોય શરબત!
બધાં નાનાં મોટાં ખુમારી ધરે છે!
બધાં ઇદે-કુર્બા[17] ખુદની કરે છે!
આઝાદી કેરી ખિદમત કરે છે!
મૃત્યુની જાલિમ આંગળીઓ ઝાલીને
ન્યોચ્છાવરીની જયાફત[18] રચે છે!
ખૂ–ખ્વાર[19] કેરાં ખપ્પર ભરે છે!

## બહેરા નથી કાન તારા!

અ રે રે ઓ અ લાની ઓલાદ!
બહેરા નથી કાન તારા!
ગરવા છે ગરવા છે પૂરા કારગત છે.
ફકત એને ફોગટ પૂર્યા પૃમડેથી!
બની જા તુ બાહોશ!* હગાવી લે હરકત[1]!
અને સાંભળી લે સદાકતનો[2] સાદ!

ગરીબી, ગુલામી ને જડતાના જહાન્નમમાં
ડૂબી રહ્યો છુ! નથી આ જેહાદ[3]!
ગરીબી? નથી જરની[4] ગર તો ઐશો-
ઇશરતની![5]
ગુલામી? નથી મુંન્ફી[6] ગર તો મલિકની[7]
કે માલિકની![8]
જડતા? નથી એ હિસ્સે–બદનની[9] કે
જિસ્મે–ફાનીની![10]
ગરીબી, ગુલામી ને જડતા છે દિલ ને
દિમાકની!
યકીનની,[11] લિહાજની,[12] ઇતબારની,[13]
ખયાલે-દીનો-ઇમાનની![14]
અરે ફાટાબાજ!

## ખુદની ખાન્દાનીના ગાફિલ!

કઇ તો કરી લે અસલિયતની યાદ!
અરે રે, મુકમ્મિલ[15] ખાન્દાને–આદમની[16]
જેમ
તુ યે છે ખાલિકનો બન્દો[17]!
તું યે છે ખાલિક–જાદ,[18] ખરેખર!
તુ યે છે અલ્લાની ઓલાદ!
ભલે માની બેઠો, ઓ ગાફિલ ગુમાની!
કે તુ તુખ્મ[19] તૈમૂર કેરું!
અગર ઘોરી કે નાદિરોનું વહે ખૂન
તારી નસોમાં!

---

૧૧ જબહ કરતો, મારી નાખતો, ૧૨ જિસ્મ, શરીર, ૧૩. બે–મિસાલ, અનન્ય, ૧૪ જિન્દાદિલી, વિપત્તિમાં પણ દિલ જેનું ખુશ ખુશાલ હોય તેવી સ્થિતિ, ૧૫ શહાદત, કુર્બાની, ૧૬ શકે, જાણે કે ૧૭ ઈદે–કુર્બા, કુર્બાનીનો મહોત્સવ, ૧૮. જયાફત, ઉજાણી, મહાભોજ, ૧૯ ખૂ–ખ્વાર, લોહીનો ભૂખ્યો

* બાહોશ, સાવધાન, ૧ હરકત, અવરોધ, આડખીલી; ૨ સદાકત, સચ્ચાઈ,

૩. જેહાદ, ધર્મ યુદ્ધ, ૪. જર, ધન, ૫. ઐશો–ઇશરત, ભોગવિલાસ, આનંદવૈભવ, ૬ મુલ્કી, દેશની, ૭. મલિક, બાદશાહ, ૮ માલિક, શેઠ ધણી, ૯ હિસ્સે–બદન, શરીરના અંગ–ઉપાંગની, ૧૦ જિસ્મે–ફાની, નશ્વર શરીર, ૧૧. યકીન, શ્રદ્ધા, ૧૨. લિહાજ, વિવેક, ઔચિત્યનું ભાન, આદર, ૧૩ ઈતબાર, વિશ્વાસ, ૧૪ ખયાલે–દીનો–ઈમાન, ધર્મ અને શ્રદ્ધાનો વિચાર; ૧૫ મુકમ્મિલ, સંપૂર્ણ; ૧૬ ખાન્દાને–આદમ, માનવીનો વંશજ, ૧૭ ખાલિકનો બન્દો, ઈશ્વરનો સેવક, ૧૮. ખાલિકજાદે, ઈશ્વરનો જાયો, ૧૯. તુખ્મ, બીજ,

નથી ખાન જંગીઝ જેવા ખવીસોની[20]
ખાન્દાની[21] તારી !
ભલે કોઈ ઉત્તરથી ઊતર્યા ભૂખ્યા-
વાઘ જેવા !
ભલે ને હણ્યાં લાખ
ગર તો વટાળ્યાં કંઇ નર ને નારી !
ગયા રાતવાસો કરીને !
ભૂતાવળના ત્રાસો ભરીને !
પરંતુ હતી એ બધી જબ્ર-દસ્તી ![22]
ગંગામાં એ થોડી ગટરો શામિલ થઈ-
હતી હસ્તી ![23]
તેથી શું ગંગા ગટર થઇને બેઠી !
ના. ના. ગટરની નથી એ ગુંજાઈશ ![24]
ગંગા કરે પાકદામની[1] નવાજિશ ![2]
શલ્યાને કરતી અહલ્યા !
જબાલાની[3] મજબૂર[4] મોહતાજીમાંથી[5]
ગંગા પ્રભાવે ઊગે સત્યકામ ![6]
સત કેરી ગંગા મજબૂરિયતની[7]
મિટાવે ખતા[8]!
માતાની મ્હોબત અને પાક અસ્મત[9]
ખારની[10] યે ખેતીને કરી દે ગુલાબી !
ગંગાની એવી છે રહેમત !
એવી છે એની ઇન્કિલાબી[11]
સમજ, બેસમજઓ !
જમાનાના જાહિલ ![12] દે પર્દો હટાવી !

---

૨૦. ખવીસ, રાક્ષસ, ભૂત; ૨૧. ખાન્દાની, કુલીનતા; ૨૨. જબ્ર-દસ્તી, જોરજુલમ, અત્યાચાર; ૨૩. હસ્તી, હૈયાતી; ૨૪. ગુંજાઈશ, શકિત

૧. પાકદામની, સદાચાર; ૨. નવાજિશ. દાન; જબાલા, ઉપનિષદ્ કાળની એક સત્યપ્રિય કુંવારી માતા; ૪. મજબૂર, લાચાર; ૫ મોહતાજી, પરવશતા; ૬. સત્યકામ, જબાલાનો સત્યપ્રિય પુત્ર; ૭ મજબૂરિયત, લાચારી; ૮. ખતા, ભૂલ, સ્ખલન; ૯. પાક અસ્મત પવિત્રતા નિષ્પાપપણું; ૧૦. ખાર, કાંટો; ૧૧. ઈન્કિલાબી, ક્રાન્તિ, પરિવર્તન; ૧૨. જાહિલ, મૂર્ખ, અજ્ઞાન;

ખોલી દે તોણાંનાં[13] તાળા !
ગલતફેમીની[14] ગરદિશો[15] દે મિટાવી !
સમજ: માત ભારતની માટી છે તારા-
જિસમમાં !
અને ગંગાજમનાની ધડકન છે તારી નસોમાં !
ગીતામાં કુરાનો, કુરાનોમાં ગીતા,
ભણી લે ! ભણી લે ! જીગરમાં વહી લે !
ફસલ[16] આદમીયત[17] કેરી લણી લે !

## મશીનગન લીધી ને મટયો મોમિન

અરે રે અલ્લાની ઔલાદ !
કતલના ય કંઈ કાનૂનો તો હશે ને ?
શરીઅતમાં[18] કંઇ તો હશે એની હા-ના ?
પરંતુ ભૂલ્યો તું કુરાને-શરીફ !
ફતવા ઇલાહી[19] ફગાવી તેં દીધો !
અસૂલો[20] અઘોરી અપનાવી લીધાં !
બધી યે બદીનો બન્યો સર-નશીબ ![21]
મશીનગન લીધી ને મટયો તું મોમિન[22]
ખ્વાહિશ[23] જાગી, બનવાને બાગી[24]
પરવર દિગારનો !
ને શેતાન કેરો બનવા હરીફ !
તેં માર્યાં થોડાં જે
સામે ઊભાં હીન હથિયાર લઇને !
ને આપી પડકાર ઊભાં
એક એક ફૌજ સમી, એકે હજાર સમી,
જૂજવી મશીનગનને! અજલજબા[25] અભાગનને !

---

૧૩. તોબાં, પસ્તાવો; ૧૪. ગલતફેમી, ભ્રમ; ૧૫. ગરદિશ, ચક્કર; ૧૬. ફસલ, પાક; ૧૭. આદમીયત, માનવતા; ૧૮. શરીઅત, ધર્મનીઆજ્ઞા; ૧૯. ફતવા-ઈલાહી, ઈશ્વરની આજ્ઞા; ૨૦. અસૂલ, સિદ્ધાન્ત; ૨૧. સર-નશીન. સરદાર; ૨૨. મોમિન, ધર્મપરાયણ મુસલમાન; ૨૩. ખ્વાહિશ, ઈચ્છા; ૨૪ બાગી, દ્રોહી; ૨૫. અજલ-જબા, મોત જેની છબી છે તે (મશીનગન);

હસ્તીની એ બેહયા સૌતનને[૨૬]
એવાં હથિયાર તો કાયર નાદાનને
કરી દે બદ-તમીજ[૧] બદ-મિજાજ, બે-ખુદા ![૨]
એ બદ-ખવાસના[૩] બે-હયા[૪] જોશમાં
ભલે તેં નિહથ્થાંને[૫] બંધૂક કેરાં
બનાવ્યાં નિશાન!
ભલે તેગ તલવારધારીના લીધા
મશિનગનથી પ્રાણ!
એ બહાદુરો કેરી મૈયતનું[૬] માતમ[૭]
કરવું નથી!
પણ તેં જબે[૮] કર્યાં:
ઘરમાં બેઠેલને! પારણે સૂતેલને!
ને મરીજ-ખાનામાં[૯] જે હતાં ખાટલે!
જાગતાંને, ઊંઘતાંને, ભાગતાંને માર્યાં
સેંકડો-હજારોને ક્ષણમાં સંહાર્યાં!
અજવાળે, અંધારે, ઊંચે ને નીચે,
અડખે ને પડખે મોત વરસાવ્યાં!
બીજું તો ઠીક પણ આવો કર્યો તેં કેર
પહેલાં આપી પનાહ[૧૦]! ! ! !
પછી ભૂંડા, માર્યાં ! ! ! !
આંતરીને અજલ બન્યો, છેતરીને ચેતર્યાં!
હણવાના ડવો આ હડકવા લાગ્યો!

## આડેધડ અજલ-ફરોશી[૧૧]

અ રે રે એ અલ્લાની ઓલાદ!
ખૂંખોરીનો[૧૨] સાપ તને શું ડસ્યો છે!
અગર તો શું ખાનાખરાબીનો જિન્ની
ખવીસ,
તારા દિલમાં વસ્યો છે?
મકાને મકાને કીધા તેં મકબરા[૧૩]!
ખૂટ્યાં યે નહી!
તો પૂછું કયાંથી જાલિમ! ઢાંકયા ઢબૂર્યાંની
વાતો!
કે સંગે-મજારોની[૧૪] દાસ્તાં,[૧૫]
ઓ સંગ-દિલ[૧૬] બેરહમ!
અદબ[૧૭] તેં અજલની[૧૮] નથી કંઈ બતાવી!
મહુંમને[૧૯] યાસીન[૨૦] નથી સંભળાવી!
મકતૂલના[૨૧] કાતિલ! તું મદ-હોશ[૨૨]
થા મા!
અજલ એ છે કાતિલ કેરો ય કાતિલ!

## ભર્યે પેટ ભક્ષક ગયાં કાળ મોઢે

અરે, તું તો ઊંધું ઘાલી કરે કતલબાજી!
હેલ્યા કટોરેથી, કૂંડેથી પીને,
ઘડાઓ છલકતા ને હાંડા પીએ છે।
ગલીએ ગલીએ ને ચોરંઘીઓમાં[૧]
જબરન[૨] બનાવ્યાં કૂડાં કબ્રાસ્તાનો!
સરિયામ રાહો પે, ઊભી બજારે,
ચૌગાને ચૌગાને કતલ ઘેર માંડી!
મુર્દાના ગંજોથી, તેં ઓ નઠોર!
શહેરોની, કસ્બાની ને પલ્લીઓની[૩]

---

૨૬. બેહયા સૌતન, નિર્લજ્જ શોક્ય, હસ્તીની બેહયા સૌતન, જીવનની નિર્લજ્જ શોક્ય જેવી મૃત્યુ દેનારી મશીનગન.

૧. બદ-તમીજ, અવિવેકી, દુર્વિવેકી. ૨. બે-ખુદા, નાસ્તિક, ઈશ્વરને ભૂલેલો; ૩ બદ-ખવાસ. ખરાબ સ્વભાવ: ૪. બે-હયાં, નિર્લજ્જ; ૫. નિહથ્થાં, હથિયાર વગરનાં; ૬. મૈયત. મરણ; ૭ માતમ, શોક; ૮. જબે કર્યા, કતલ કર્યાં; ૯. મરીજખાનું, ઈસ્પિતાલ; ૧૦. પનાહ, શરણ, ૧૧. અજલ-ફરોશી, મોતનું વેચાણ; મોતનો વેપાર;

૧૨. ખૂ-ખોરી, લોહી પીવાની આદત અત્યાચારીપણું: ૧૩. મકબરા, મોટી કબર, રોજો ૧૪. સંગે-મજાર, કબરનો પથ્થર; ૧૫. દાસ્તાં, વાત ૧૬. સંગ-દિલ, પથ્થર જેવા દિલવાળો ૧૮ અજલ. મૃત્યું; અદબ, આમન્યા; ૧૯ મહુંમ મરનાર; ૨૦ યાસીન, મરનાર માટેની પ્રાર્થના; ૨૧ મકતૂલ. જેને કતલ કરેલ છે; ૨૨. મદહોશ, ચકચૂર

૧. ચોરંઘી, ચોક; ૨. જબરન, પરાણે જબરાઈથી; ૩. પલ્લી, ગામડું;

હરિયાળી સીમોમાં
મોંએ-જો-ડેરોની[૪] માંડી છે હોડ !
કોહાતી લાશોને ભ્રખતાં અખે ભૂખ[૫]
મુર્ગાન[૬] ને ઓલ્યા શ્વાન !
ખાતાં જ જાય! ઉદરના પતાળોમાં
ઠાંસ્યે જ જાય!
હવે એ ચીખે છે! કષ્ટાતાં એ તરફડે છે!
હણ્યાં લાખમોઢે! ગયાં ગીધ ગરજાન મોઢે!
ભર્યે પેટ ભક્ષક બધાં જાય પોઢી,
આખરની નીંદમાં !
હણ્યા એમને તેં !
ગવાયા ન કોઇના મરશિયા !
ન લોબાન ધૂપો જલાવ્યા !
નહીં મહૂંમીના[૭] સબક[૮] કોતરાવ્યા !
અફસોસ, તેં અહીં દોજ઼ખ[૯] બનાવ્યાં !
દોજ઼ખ ખુદાનાં ય આવાં હશે વિસ્તર્યાં ના!
સબબ ત્યાં તો વસ્તી રૂહાની[૧૦] વસે છે !
-રૂહો[૧૧] તો ન લંબાઈ ચૌડાઇ માગે !
-લાખો વસે એક ખારની નોકે[૧૨]
તેં તો આ ખડકયાં બેશુમાર દોજ઼ખ,
શબાના શબાના[૧૩] ! રોજ઼નાં રોજ઼નાં[૧૪] !
અરે એટલેથી ન અટકી, મનહૂસી[૧૫]
કેરી તારી હિફાજત[૧૬] !
સલામ અલૈકુમ[૧૭] સુણીને, અલૈકુમ-

૪. મોએ–જો–ડેરો, મુર્દાનો ગંજ, સિન્ધમાં મળેલા એક દટાયેલ શહેરના અવશેષ; ૫. અખે–ભૂખ, જેની ભૂખ મટતી નથી તે; ૬. મુર્ગાન, પક્ષીઓ (અખે ભૂખ પક્ષી એટલે ગીધ- ગરજાં) ; ૭. મર્હૂમી, મૃત્યુ; ૮. સબક, લેખ, પાઠ; ૯. દોજખ, નરક; ૧૦. રૂહાની આત્માઓની; ૧૧. રૂહ, આત્મા; ૧૨. ખારની નોક, કાંટાની અણી; ૧૩. શબાના, રાત્રે; ૧૪. રોજના, દિવસે; ૧૫. મનહૂસી, અશુભપણું ૧૬. હિફાજત, રક્ષા, પાલન; ૧૭. સલામે અલૈકુમ, 'તમારી સલામતી હો' (મુસલમાનો મળતી વખતે બોલે છે);

સલામીને[૧૮] બદલે
તું બોલ્યો તડોતડ મશિનગનની
ઝેરીલી વાણી !
જમીંદોસ્ત[૧૯] કીધાં જૈફો[૨૦] ને માસૂમ ![૨૧]
હણ્યા તેં જવાનોને, ભાવી અરમાનોને !
હણી કૈં હલીમા, હમીદા ને ખાતૂન ![૨૨]
હણી ખૂબ-રૂ[૨૩] ને હણી નૂરે-આલેમ ![૨૪]

એવી યે હતી કંઇક જેબ-ઉન્નિસા ![૧]
કંઇ હૂરે આલમ[૨], કંઈ હુસ્ને મુજસ્સમ ![૩]
બચવાને તારી બદમાશ બદ નજરથી,
મટી ગઈ સિતારા[૪], મટી માહતાબ ![૫]
જળહળ જળી ગઇ, બની આફતાબ !
હતો એમની પાસ અસ્મતનો[૭]
મોંઘો અસબાબ ![૮]
ગણ્યો એને ગંવાર ![૯] તેં ખાલી કબાબ ![10]

હણ્યા કેટલાં તે ? ગણ્યાં ના કદી યે !
ગણ્યાં હોત, શાયદ કંપી ઊઠત તું !

૧૮. અલેકુમ – સલામી, સામી સલામી આપવાના બોલ; ૧૯. જમીંનદોસ્ત, (મૂળ શબ્દ 'જમીદોજ') જમીન પર પડેલ; ૨૦. જૈફો, વૃદ્ધ; ૨૧. માસૂમ, નિર્દોષ બાળકો; ૨૨. હલીમા-હમીદા-ખાતૂન, શીલવન્તી સ્ત્રીઓનાં નામ; ૨૩. ખૂબ–રૂ, સુન્દર મુખી; ૨૪. નૂરે–આલમ, વિશ્વવિખ્યાત સૌંદર્યવતી, વિશ્વને અજવાળનાર.

૧. જેબે-ઉન્નિસા, નારીજગતની શોભા; ૨. હૂરે–આલમ, વિશ્વની પરમ સુંદરી; ૩. હુસ્ને–મુજસ્સમ, સૌંદર્યની પ્રતિમા; ૪. સિતારા, તારા જેવી; ૫. માહતાબ, ચંદ્ર જેવી; ૬. બની આફતાબ, સૂર્ય જેવી, બની ગઈ, સળગીને જ્યોતિષ્મતી બની ગઈ (એવી વાત આવી હતી કે કેટલીક સ્ત્રીઓ શિયળ બચાવવા બળી મરેલી–તેનું સૂચન છે); ૭. અસ્મત, નિષ્પાપભાવ, શિયળ; ૮. અસબાબ, સંપત્તિ, મિલકત; ૯. ગંવાર, મૂર્ખ; ૧૦. કબાબ, શેકેલું માંસ ખાદ્ય વસ્તુ (પાકિસ્તાની સૈનિકોએ બાંગ્લા દેશની સ્ત્રીઓને કેવળ ભોજ્ય વસ્તુ માનેલી--તેનું સૂચન છે);

આદમ-શુમારીની[૧૧]
અલબત નીકળે કરીબી[૧૨]
લેકિન કરેલી તેં આદમ-ખુવારીની-[૧૩]
નાહકની બેદમ-શુમારીની-[૧૪]
ન મળે કરીબી!
પાપની કેવી લા-હોશી![૧૫]
કેવી બે-તમાજી![૧૬] કેવી ગરીબી!

## તું તારા ખુદનો જનાજા-બદોશ[૧૭]

કંપ્યો તો બોલ્યો સમ્રાટ અશોક,
જાણ્યું 'તું જ્યારે, લાખ લાખ કેરી ઢળી
ગઈ'તી લોથ!
પણ તું તો કાતિલ! બદનસીબ કો!
અફસોસ યા ઓરતો તારે કેવો:
ઘડો પાપનો કેટલો છે ભરાયો?
ઇન્તકામનો કેટલે દૂર સાયો[૧૮]?
અંદાજ તારા ગુનાહોનો ન મળે!
ડૂબી રહ્યો છું બહોશીને વમળે!
તને તું ન રોકી શકે!
તને તું ન રોકી શકે!
તું તો કોહે-આતિશ,[૧૯]
કંપીને કંપાવે દુનિયા!
તું તો ફના ફરોશ[૨૦] લાવા,
ન જંપે અગર જંપવા દે!
અય ચૈનો અમનના[૨૧] જનાજા[૨૨]
તું તારા ખુદનો જનાજા-બદોશ![૨૩]

તેં ગંજ કીધેલ મુર્દા બધાં બે-કફન[૧]!
બધાં બે-દફન[૨]!
એ મુર્દાં જ તારી થશે ઘોર તુર્બત![૩]
એ મુર્દાંની ઉપર, મુર્દાંની નીચે
દાયે[૪] ને બાયે[૫] મુર્દાની ભીંસે,
તારી થશે દફનગી![૬]
અને રોઝે-કયામત[૭] થશે! કંઈ જમાના જશે!
ત્યાં લગી તારાં મકતુલ[૮]
તને આપશે ફૂંક ધગધગતી ભઠ્ઠીની!
બદબૂ[૯] અને ગન્દગીમાં કફનમાં વિંટાઈ,
પીતો જજે અશ્ક[૧૦] કેરા કટોરા!
ખાતો જજે ખુશ્ક[૧૧] આહોનાં ખાણાં!
અને નીંદ લેજે, બદ-દુઆ[૧૩] કેરી
બરકતને[૧૪] ખોળે!
નથી આ લવારો કોઈ તારી દુશ્મન જબાંને!
એમાં ભર્યા છે કલામો, કુરાને શરીફ
અકસર[૧૫]!
એમાં છે હજરતના બોલની છલોછલ અસર!

## તવારીખના એ સૈયાદની યાદ

વળી યાદ આપું એ સૈયાદ[૧૬]!
તવારીખના[૧૭] એ બદ-બખ્ખ[૧૮]
સૈયાદ કેરી!
એણે હણ્યું'તું, બે માંથી એક જ પરિન્દું[૧૯]!
ઉલ્ફત[૨૦] તણો આશિયાનો[૨૧] પીંખ્યો'તો!

---

૧૧. આદમ-શુમારી મનુષ્યની વસ્તીની ગણતરી; ૧૨. કરીબી, અડસટ્ટો; ૧૩. આદમ-ખુવારી, માનવ સંહર; ૧૪. બેદમશુમારી, મરનારની સંખ્યા; ૧૫. લાહોશી, બેભાનપણું; ૧૬. બે-તમીઝી, અવિવેક; ૧૭. જનાજા-બદોશ, જેણે પોતાને ખભે ઠાઠડી ઉપાડેલ ૧૮. સાયો, છાયો; ૧૯. કોહે-આતિશ. જવાળામુખી; ૨૦. ફના-ફરોશ, વિનાશ વેરનાર; ૨૧. ચૈનો-અમન, સુખચેન; ૨૨. જનાજો, ઠાઠડી; ૨૩ જનાજા-બદોશ: જનાજાને ઉપાડનાર, કાંધિયો.

૧ બેકફન, કફન વગરના; ૨. બે-દફન. દફનાવ્યા વગરના; ૩ તુર્બત, કબર; ૪ દાયે, જમણી-કોર; ૫. બાયે. ડાબીકોર; ૬ દફનગી, દફન, ૭ રોઝે-કયામત, પ્રલય પછી સબ કોઈના ઈન્સાફનો દિવસ; ૮ મકતૂલ, કત્લ થયેલ; ૯ બદબૂ. બદબો, દુર્ગન્ધ; ૧૦ અશ્ક, આંસુ; ૧૧ ખુશ્ક, સુક્કી; ૧૨ આહ, નિસાસા; ૧૩ બદ-દુઆ, શાપ; ૧૪ બરકત, છત, સમૃદ્ધિ; ૧૫ અકસર, ખરેખર: ૧૬ સૈયાદ, શિકાર; ૧૭ તવારીખ, ઈતિહાસ; ૧૮ બદ-બખ્ત, કમભાગી; ૧૯ પરિન્દુ, પક્ષી; ૨૦ ઉલ્ફત, પ્રેમ; ૨૧.આશિયાનો,માળો;

મહબૂબિયતનો[22] મેળો વીંખ્યો'તો !
ને ત્યારે એ ઑલિયાનો આતમ
ચીખ્યો'તો !
સૌયાદે વ્હેર્યો'તો વાલ્મીક ઋષિનો
ભડભડતો શાપ !

તેં તો ગોઝારા ! સોથ વાઢ્યે: શાતા તણાં !
ભૂખ્યો ન્હો'તો છતાં ય ભરખ્યાં !
બેટાને, બાપને; બીબી ને શૌહરને;[23]
ભાઇઓ ને બહેનોને બન્દૂકે દીધાં !
ધાવતાંને ધાત્રીનાં હૈય જ વીંધ્યાં !

ઘોડિયે, હિંચકતાંને ઝૂલણા ઝુલાવ્યાં નહીં !
હસતાં'તાં મંદ મંદ હૈયે હુલાવ્યાં નહીં !
પ્રોયાં સંગીને[24] અને રહેંસ્યાં. બેદર્દ !
તારાં ઘરઘોડિયે, તારી બીબીને અંક,
ચીખી ઊઠયાં હશે તારાં ફરજંદ !
ત્રાસી હશે તારી એ બીબી અર્જમન્દ[25] !
અરે રે ઓ અલ્લાની ઔલાદ !

એવાં ક્રન્દન મહીં ને એવી કિકિયારીમાં,
લાલ લાલ નિગાહો[26] ન દીઠી માલિકની[27] !
એની બેફર્માનીથી,[28] એના ઇન્તકામથી[29]
છૂટીશ શે ઓ છકેલા !
કેવી કારમી હશે' એ ખૌફગી[30] ખાલિક[31]
તણી ?

આવી ગરીબી ! આવી ગુલામી !
આવી ખુદ–કશી !
અરે રે ઓ અલ્લાની ઔલાદ !

ક્યાં એવા અંજામ[1] માટે
તેં આ ખોપ ખોદ્યો ?
કઇ મતલબોની તલબને[2] મિટાવા
ખુદાનો તેં આ ખોફ[3] વ્હોર્યો ?
અરે ડાળ જેની ઉપર તારો દારો–મદાર[4]
એની જ ઉપર કુહાડા ઠઠાડયા ?
એવી ગરીબી ? મજબૂરી[5] આવી ?
ચીરી ખાય જે ગોસ્ત[6] નિજના જિસમનું[7]
એ પણ નથી હોય તું જેવો મિસ્કિન ![8]
આવી ગુલામી ?
શયતાનની એ હરામી હકૂમતને આવી
સલામી ?

અરે રે ગુલામો થકીયે સવાયો તું લાચાર ?
'ગુલામો, ગુલામીની જંજીર તોડી
બની જાશે આઝાદ જો...?
ખાશું, પીશું શું ?
અને શોષશું કોને આસાનીયતથી ![9]
–એવી ફિકરમાં ! એવી ના–મુમ્કિન[10]
ખયાલે–ખતામાં ![11]

ગુલામોના જીવનની જંજીર તોડી,
કરી દીધાં તેં એને આઝાદ !
પોતે જ થઇ બેઠો બરબાદ !
અરે રે ઓ અલ્લાની ઔલાદ
અરે ઓ સિયાહ-બખ્ત[12]!
કેવી અઘોરી કરી ખુદ–કશી[13] તેં !
કંઇ ખુદ–કશો[14] ખેંચી કાઢે છે પોતાનાં આંતર !

---

૨૨ મહબૂબિયત, પ્રેમ; ૨૩ શૌહર, પતિ; ૨૪ સંગીન. બેયોનેટ (જે બન્દૂક ઉપર ચઢાવેલ હોય છે અને ભાલાનું કામ કરે છે.) ૨૫. અર્જમન્દ, શ્રેષ્ઠ, વિનયવતી, ૨૬ નિગાહ, નજર; ૨૭ માલિક, ઈશ્વર; ૨૮ બે-ફર્માની, બેવફાઇ; ૨૯ ઈન્તકામ, પાપનું ફળ આપવાની ખુદાની નીતિ; ૩૦ ખૌફગી, કોપ; ૩૧ ખાલિક, ખલકનો બનાવનાર, જગત્કર્તા.

૧. અંજામ, પરિણામ; ૨. તલબ, લાલસા, કામના; ૩. ખોફ, કોપ; ૪. દારો-મદાર, આધાર; ૫. મજબૂરી, લાચારી; ૬. ગોસ્ત. માંસ; ૭. જિસમ, શરીર; ૮. મિસ્કિન, ગરીબ; ૯. આસાનીયતથી, સ્હેલાઈથી; ૧૦. ના-મુમ્કિન, અસંભવિત; ૧૧. ખયાલે-ખતા, ભૂલ ભરેલો ખ્યાલ; ૧૨. સિયાહબખત, જેનું ભાગ્ય કાળું છે, દુર્ભાગી; ૧૩. ખુદકશી, આપઘાત; ૧૪. ખુદકશ, આપઘાતી;

કઈ ખુદકશો પાચ પોતાનાં
કે પારકાના જીવનના
તોડી દે, ફોડી દે, જામેલ જ તર !
મગર તે તો તોબા '
કરી ખુદ કશી ખૌફનાકી[15] ભરેલી !
અને ગૈર કશી[16] પણ ગુજારી[17] ગજબની !
લાખોને ગવોહીઓની ઝડીઓથી ફૂકયા !

## ઓ રે ઓ શર્દ-[1]ખૂન કાતિલ

શિગૂફા[2] સમા એ શિશુને ન મૂકયા !
ઔરતમા મા બહેન બેટી ન દેખી !
જૈફોમા[3] ખિદમત ખલકની[4] ન દેખી !
કૌયાકુવરમા તે બેરો ન દીઠો !
અરે હમ સીનોમા[5] તે બન્ધુ ન દીઠો !
અને ઓરે શર્દ ખૂન કાતિલ !
તે ઠડે કલેજે,
ગુલ બદન,[6] ગુલ શકલ[7], ગુલ હસીન[8]
પરિ દાને[9]
હાથ બેરહમથી નીચોવ્યા ! !
એમ ! ધગધગતા, ધબકતા ને હીબકતા
ખૂનને ઉલેચ્યા !
ઉલેચ્યા એ આબે હયાત[10]
તારા એ જ ગીગ્ને જીવાડવા !
હડકાયા ડાઘિયા જીવાડવા

---

૧૫ ખૌફનાકી, ભયકરતા ૧૬ ગેર કશી, બીજાની હાયા ૧૭ ગુજારી, કરી

૧ શર્દ-ખૂન, ટાઢા લોહીવાળો (સર્પના રવ ભાવનો) ૨ શિગૂફ, કળી, ૩ જૈફા, ઘરડા ૪ ખિદમત ખલકની, એમણે જીવનભર કરલી દુનિયાની સેવા, ૫ હમ-સીન, સમવયસ્ક, ૬ ગુલબદન ફૂલ જેવા શરીર હતાં ૭ ગુલ-શકલ ફૂલ જેવા પ્રસન્ન ૮ ગુલ-હસીન, ફૂલની જેમ હસતા કે ખીલલા ૯ પરિન્દા દેવબાળ (મૂળ અર્થ પક્ષી') ૧૦ આબે-હયાત, હૈયાતીનુ પાણી, અમૃત

તિફ્લે શીરખ્વારનાં[11] અશ્કને[12] ન દીઠા
હાય રે ઓ બે હયા !
લોહીના લઈને દાન,
થયો ના એહસાનમન્દ[13] !
બન્યો ના શુકર ગુજાર ![14]
ખાલી દવા-દાન[15] જેમ
જીવતા એ જિસ્મોને
ફોરન ફેંકી દીધા,
કૂચે,[16] કચરો ગણીને !
કે ઓટયા ગીધોને, લોહીના સત્ત્વ ગણીને!
ગોઝારા તે તો આલમ અભડાવી !
મજહબ-પરસ્તોની[17] મહોબ્બત રડાવી !
અરે હમવતન[18] કેરા હણતલ!
અરે અ દમીયતની પામાલીના[19]
ક્રૂર કરતબ !
કેવી ઝનૂની કરી ખુદ કશી તે !
હણી નાખી દોલત ! મઝિયારી,
જમાના અનેકોની પૂ જી !
મિટાવી તે તહ જીબ[20], હતી જે કમાણી
જુગોની !

## સસ્કૃતિનો સંહાર

ભૂમી નાખી શાનો ! ભૂમી નાખી શૌકત ![1]
અને કામધેનુઓ કઇ ભાવનાની
અને ભાવી કેરી કરી વાઝણી તે !
હણ્યા તે હકીમો, હણી તે હકીમી !

---

૧૧ તિફ્લે શિરખ્વાર, દૂધ પીતાં બચ્ચાં, ૧૨ અશ્ક, આંસુ ૧૩ એહસાનમન્દ ઉપકારવશ આભારી ૧૪ શુક્ર ગુજાર આભાર માનનાર, ૧૫ દવા દાન, દવાની શીશી કે દવાનુ ખોખુ, ૧૬ કૂચે શેરીમાં, ૧૭ મજહબ પરસ્ત સમાન ધર્મી, ૧૮ હમવતન. સ્વદેશ વાસી ૧૯ પામાલી, પાયમાલી નાશ, ૨૦ તહજીબ સસ્કાર, સભ્યતા

૧ શૌકત, શોભા, ભવ્યતા,

(–અને તું ને તારાં, મરીજ; [2] તન ને મનનાં)
ઇલ્મોના દરિયા સમા ઓલિયા કંઇક

જંજાળું ક્ષ કેરી હજારો જીભોના
ઝેરી અને લા-લિહાજ[3] લબરકે
લીધા તેં તો ચાટી !
ઇન્સાનિયતની એ લાહૌલ[4] લ્યાનત[5] !

હજારો જનમની, કોટાનકોટિ જને, તપતપીને,
કીધેલ જેની જમાવટ !
બધી ખાનદાનીનો કરી ખાતમો,[6]
બધી રહેમતોને,[7]
બધી ન્યામતોને,[8] બધી એ દુઆઓનો,

તું હારીને બેઠો, એ ખુદન જ જલ્લાદ !
ફંદો ને ફાંસો જે નાંખ્યા તે અન્ય કાજ
તેમાં ફસાયો ! તું જ તારો સૈયાદ ![9]

## મફતમાં મળેલું શક્યો ના પચાવી !

અરેરે એ અલ્લાની ઔલાદ !
તને ખુશ-નસીબી મળી'તી ખુદા-દાદ ![10]
તો યે કદર ના કરી ન્યામતોની!
ઈશ્વરે આપેલ ઇસ્કામતોની ![11]
એ દુશ્મન વફાના[12] એ જાની[13] જફાના ![14]

ન્હોતી કશી તારે નેકીથી નિસ્બત !
તો યે અકમીનાં ઊઘડ્યાં'તાં કિસ્મત !
બદ-દાનતોથી મળી'તી એ જયાફત ![15]

હતી શોહદા-બાજી ![16] હતી ના શહાદત ![17]
અને એટલે આ તાશ[18] કેરો તાબૂત ![19]
તૂટી પડયો ! તેં માન્યો'તો સાબૂત ![20]
નથી શેરમાં[21] સાંભળી શેરખોરી ![22]
નથી બાજમાં સાંભળી બાજખોરી ![23]

## ભોરિંગ કેરી ભોરિંગખોરી

છતાં સાંભળી છે,
ભોરિંગમાં મેં ભોરિંગખોરી ![1]
અને એ તો ભરખે ફક્ત ખોળિયાંને !
લેકિન તેં તો
અરમાન[2] લાખો ને મોટી તમન્ના[3],
પાક આરજુ[4] ને મુજાહિદ[5] મુરાદો–[6]
બધાં ભરખી ખાધાં અરે એ જલીલ[7]!

## હાથ, હથિયાર ને હૈયું હરામી !

બે હાથ ને એક હથિયાર સાથે
હૈયું હરામી આવી મળ્યું ત્યાં,
ચંડાળ કેરી બની ચોકડી !
શયતાનિયત ત્યાં હાજિર ખડી !
હૈવાનિયતની આંધી ચડી !
ખડકાઈ ત્યાં તો હજારોની લાશો !
શહીદી જમા થઈ ! તું માને તમાશો !
અને આ શહીદી ! નથી એનો જોટો !

---

૨. મરીજ, બીમાર; જંજાળું, તોપું, મશીનગન; ૩. લા–લિહાજ, બેશરમ; ૪. લાહોલ, ધૃણાપાત્ર; ૫. લ્યાનત, (લાનત), ધિક્કાર, ધિક્કારપાત્ર વ્યક્તિ; ૬. ખાતમો, વિનાશ; ૭. ક્ષ, રહેમત, કૃપા; ૮. ન્યામત, ઈશ્વરકૃપાથી મળેલી વસ્તુ; ૯. સૈયાદ, શિકારી; ૧૦. ખુદાદાદ, ઈશ્વરે આપેલ; ૧૧. ઈસ્કામતો, માલમિલ્કત, સંપત્તિઓ; ૧૨. વફા, નેકી, ઈશ્વરપ્રેમ, વફાદારી; ૧૩. જાની, પ્રેમી; ૧૪. જફા, દ્રોહ, બેવફાઈ, અત્યાચાર; ૧૫. જયાફત, દાવત, મહાભોજ, ઉજાણી;

૧૬. શોહદાબાજી, ગુંડાગીરી; ૧૭. શહાદત, શહીદી; ૧૮. તાશ, ગંજીફો; ૧૯. તાબૂત, ઊભો કરેલો માચડો (મૂળ અર્થ 'તાજિયો') ૨૦. સાબૂત, ન તૂટે તેવો; ૨૧. શેરખોરી, શેરને ખાવાની ટેવ. (સિંહ કે વાઘ, પોતાની જાતનાંને ખાતા નથી–એ સૂચન છે) ૨૨ બાજખોરી, બાજને ખાઈ જવાની ટેવ.

૧. ભોરિંગખોરી, સાપ સાપને ખાઈ જાય–એવો સર્પસૃષ્ટિનો નિયમ; ૨. અરમાન, આકાંક્ષા; ૩. તમન્ના, તીવ્ર ઈચ્છા; ૪ આરજુ, કોડ, વાંછના; ૫. મુજાહિદ, પવિત્ર; ૬. મુરાદ, આશા; જલીલ; બેકદર

આ જાં-ફિશાની[8] આ જાં-નિસારી ![9]
લાખો થયાં કત્લ ! ક્રોડો જલાવતન[10]!
ફના ફાતિહાની[11] મહફિલ[12] મચી !
તું મારતો ના, એ મરતાં જશે !
સરંજામ ખૂં-ખ્વારનો[13] ખૂટશે !
છતાં મકતૂલોનો[14] નામુમ્કિન[15] તોટો !
આવી શહીદી ! ન જાશે અલેખે !
ભલે ને તું હોનહાર[16] પેખે ન પેખે !

## ખૂનના બુંદમાં ક્રોડ ક્રોડ કિન્નાના કીડા !

અરે રે ઓ અલ્લાની ઔલાદ
કરી કત્લે-આમો ![17]
હવે મૂંઝવે છે, તને ગીચ ગંધાતી લાશો !
તને બીક લાગી કે જિન્દાની લાશો
હવે લેશે કિન્નો ![18]
મુર્દાનાં માંસની એક એક કતરામાં,
ક્રોડ ક્રોડ ખદબદે કિન્નાના કીડા !
એક જ કીડાનું જોર
બ્રેનગન, સ્ટેનગન, મશીનગનથી ઝાઝું !
સિકન્દર જેવા શહેનશાહને પણ
સગો ના થયો'તો એ બુખારે-મોહરક ![1]
આલમ-પનાહને[2] એકાદ કીડાને સબબ
પનાહ ના મળી શકી ! ના. ના. મળી
અજલને[3] દ્વાર !
દાઝના મિજાજમાં વાળ્યો તેં દાટ બેરહમ !
એના અંજામ[4]થી તું રોશ ત્રાહિ ત્રાહિ !
તું યે પુકારી ઊઠીશ 'યા ઇલાહી !'
હવે આ શહીદોની મૈયત[5] તણી શું તૈયારી
ચાલે ?
અગર તો શું કાતિલની પોતાની તુરબતની
ખુદવાઇ[7] ચાલે ?

## કોનાં કફન ! કોનાં દફન ?

કોનાં કફન ?
કોનાં દફન ?
કબ્રો તો ખોદી !
મગર કોને પોઢાડશું ત્યાં ?
અરે મારા દિલમાં રવાં તબ્દીલી[8] શી !
તહીં જાગી ઊઠે જબાં[9] દર્દીલી શી !
જિન્દા[10] ન લાગે હયાત !
અને જાણે મર્હૂમ[11] જમાતે
પીધાં છે આબે-હયાત ![12]
અરે રે ઓ અલ્લાની ઔલાદ !
એ તો ખૂની છે,
જુગની અને જુગાન્તરોની !
એ તો રામાયણ છે.

## ઉદયાસ્તની જોગવણી

રાવણ ને રામની !
ઉદયાસ્ત-ધામની !
કોઇ આથમીને ઊગે !
કોઇ ઊગી આથમે !

૮. જાં-ફિશાની, જીવનની કુર્બાની; ૯. જાંનિસાર, જીવનની ન્યોચ્છાવરી; ૧૦. જલાવતન, દેશનિકાલ, નિર્વાસિત; ૧૧. ફનાફાતિહા, ફના મુકામ થઈ જવું, તારાજ થઈ જવું, સર્વથા નષ્ટ થઈ જવું; ૧૨ મહેફિલ, ઉજા, મિજલસ; ૧૩. ખૂં-ખ્વાર, લોહી પિનારો; ૧૪. મકતૂલ, કતલ થયેલ; ૧૫. ના-મુમ્કિન, અસંભવિત; ૧૬. હોનહાર, ભવિષ્ય; ૧૭. કત્લે-આમ, મોટી કતલ, સાર્વજનિક સંહાર; ૧૮. કિન્નો, વેર.

૧. બુખારે-મોહરક- મુદતિયો તાવ, ટાઈફોઈડ (ઇતિહાસ કહે છે કે સિકંદર ટાઈફોઈડથી મર્યો હતો); ૨. આલમ-પનાહ, જગદીશ્વર, ચક્રવર્તી;

૩. અજલ, મોત; ૪. અંજામ, પરિણામ; ૫. મૈયત, મરણોત્તર ક્રિયા; ૬. તુરબત, કબર; ૭. ખુદવાઈ, ખોદાણ; ૮. તબ્દીલી, પરિવર્તન, ફેરફાર; ૯. જબાં, વાણી; ૧૦ જિન્દા, જીવતાં છે તે; ૧૧. મર્હૂમ, મરેલાં; ૧૨. આબે-હયાત, અમૃત;

ઉગ્યાં ને આથમ્યાંનો કોઈક જ હોય ફસળો !
ઉદયને આખલે આરૂઢ ધૃતરાષ્ટ્રપુત્ર
ચીલેથી ચાતરી, ચક્રાવે ચડ્યો તો ?
સતનાં બળોની સામે એ'કારે આથડ્યો' તો !
ઠેઠ સુધી પહોંચાડી, કોણે પછાડયો હતો !
ને પેલા પાંડવો, આથમ્યા અનેકવાર !
આથમ્યા છતાં કદી ય લથડ્યા ન સતથી !
પડતીની ઠોકરો ઠારઠાર ખાધી, છતાં ચળ્યા–
નહીં ધર્મના મમતથી

## જ્યારે અંદરથી લાગે છે ઠેશ...

અરેરે ઓ અલ્લાની ઔલાદ !

બીજું કોઇ પછાડે તો સાવધ રહેવાય છે !
પણ જ્યારે અંદરથી લાગે છે ઠેશ :
રાખી શકાતી નથી ખબરદારી લેશ !
સાચવી શકાતા નથી ગુમશુદા[1] હોશ !
વિજયના જ છાકમાં,
તુમાખીના દિમાકમાં,[2]
લથડી પડાય છે, ચડવાની ભ્રાંતમાં !
ખોવાઈ જવાય છે, ખુટલ ખોટી ખાંતમાં !

## આજ તું હસે છે !

આજ તું હસે છે !
તું જોઇ રહ્યો છે :
આઝાદીના આશકો કેવા હાથ ઘસે છે !
આમ જ હસતા રહ્યા છે, જગના
જંગીઝખાન !

આમ જ દુર્યોધન હસ્યો'તો
આમ જ દુઃશાસન ને આમ જ શકુનિ–
યે હસ્યો'તો
હજુ હમણાંની વાત છે:
હિટ્લરની મુઠ્ઠીમાં મત્સર માતો ન હતો !
મુસોલિનીનો મુક્કો રોફ રંગ-રાતો હતો !
ન્હોતી ખબર એમને
કે એમનો એ અંધ સંઘ કઇ દિશ જાતો હતો !
મગરીબ[3] કેરી આથમતી રોશનીને
ખાવરમાં[4] ઊગતો માનતા સિરાજ ![5]
આબે-રેગિસ્તાનના[6] કુજૂલનૂમા[7] નઝરને[8]
ખૈરિયત-ખુશાલી[9] નો માન્યો તેં સાજ ![10]

## જ્યારે ફૌજી મટીશ તું....

અરેરે ઓ અલ્લાની ઔલાદ !

આખર તો એક દી' ઓ રે ઓ કત્લબાજ !
ફૌજી મટીને તું થઇશ ફાર્રૂખ[11]
મદહોશી[12] કોઇની કાયમ રહેતી નથી !
ભાંગ્યા વગર કોઇની રહેતી નથી ભૂખ !
આખર તો તું યે છો :
કોઈ અમ્મા તણો બેટડો !

## જેદી તને સાંભરશે....

કોઇ અલ્લાહ તણી બેટીનો બેટડો !
આખર તો કોઇ દી',
સાંભરશે તને તારી બીબી ને બચ્ચાં !
ઘર તને સાંભરશે,
ઘરના દુલાર તને સાંભરશે !
હસરતો વસ્લની[1] ચૈનો અમનની[2], દીદારોની,[3]
હૈયાના ગુંબજોમાં જાગશે !
પણ એ ખુન-રેજ[4] તારા હાથોને શું કરીશ !

---

૧. ગુમ-શુદા, ગુમ થયેલ; ૨. દિમાક, મગજ;

૩. મગરીબ, પશ્ચિમ; ૪. ખાવર, પૂર્વ દિશા; ૫. સિરાજ, સૂર્ય; ૬. આબે-રેગિસ્તાન, રણનું પાણી, મૃગજળ, ઝાંઝવાં; ૭. કુજૂલનૂમા, મિથ્યા છે દશ્ય જેનું, માયાવી; ૮. નજારો, દશ્ય, દેખાવ; ૯. ખૈરિયત ખુશાલી, ક્ષેમકુશળતા; ૧૦. સાજ, સામાન; ૧૧. ફાર્રૂખ, વિવેકબુદ્ધિવાળો, સત્યાસત્યનું જેને ભાન થયેલ છે. ૧૨. મદહોશી, નશો.

૧ હસરતો વસ્લની, પ્રેમની આકાંક્ષાઓ; ૨. ચૈનો અમન, સુખભોગ; ૩ દીદાર, દર્શન; ૪ ખૂનરેજ, લોહીથી ખરડાયેલ,

ખૂને-નાહકથી[૫] ખિન્ન હૈયાનું શું કરીશ!
ભરખી ખાતી એ તારી આંખોનું શું કરીશ!
એ તારા હાવભાવ ખવીસી[૬] ખવામના[૭]
-એનું તું શું કરીશ!
એ તારી ખૂં-ખ્વાર[૮] હસ્તી, એ ચ્હેરો મ્હોરો,
કયાં જઇ છુપાવીશ? કઇ તરફ મિટાવીશ?

જમજમનાં[૯] જળની પખાલો હજારથી
એ ખૂન ધોવાશે નહીં!

## તને કોણ પહેચાનશે?

બે-ગુનાહ બે-પનાહ[૧૦] ખૂનોની ખતરનાક-
સૂખી,[૧૧]
તુંથી ને તારાથી કેમે ય સહાશે નહીં!
તારી એ ઇન્તજાર-આલૂદા[૧૨]વાપસી![૧૩]
તારી એ ઘોર ખૂને-આલૂ[૧૪] વાપસી!
કોણ પહેચાન? કોણ મન્માનશે?
તારી એ તબ્દીલ[૧૫]તહેનાતને

ગણશે તહેનાત[૧૬] કોઈ ગૈરની![૧૭]
હાય રે! તને જોઈ તારાં

એ બીબી બાળ ગભરાશે!

પાપ-છાપ છપાયેલી સૂરતથી બી જાશે!
અલ્-વિદા[૧૮] કરેલ જેને અશ્કફિશાં[૧૯]
આંખથી
એ તારી સાંવરી સૂરતની યાદમાં,
એ હેબતાઇ જશે!

"આવો! બચાવો! મહેબૂબ![૨૦]
પુકારો પુકારો એ થાશે તાજ્જુબ!
હાજર ખાવિન્દ[૧]ને ઓઝલ[૨] માનીને,
પરેશાનીમાં થશે ડૂબાડૂબ!

## તને દેખાશે તારી બીબી ને બાળમાં...

ન તને ય છેતરશે ચશ્મે-ખૂંઆલૂદ[૩] તારાં!
તારી બીબીની મહીં, તારાં એ બાળ મહીં,

દેખાશે દિલગીર દીદાર[૪]!
બીબીઓ કંઈક તેં વીંધેલી!
અને ખૂરાં ચશ્મો[૫]થી કંઈકને ચીંધેલી!
અને એનાં હૈયેથી તેં જે વછોડયાં હતાં,
બેશુમાર બાળકોની ફાટેલી આંખ,
તારાં જ બાળ મહીં દેખાશે!
ત્યારે તું કેવો બની જઇશ રાંક!
કલ્પી કલ્પીને એ ભાવી ચિતાર,
હું યે, હાય! બની જાઉં રાંક!
અને ખોઇ બેસું નિરાંત!

## વસમી કરી છે તેં વાવણી

અરે રે ઓ અલ્લાની ઔલાદ!
તારે જ હાથે તેં
માંડી છે ખેતી ખતરનાક![૬]
ખેડી છે અજનબી[૭] હળથી હવસનાક![૮]
મજહબી[૯] બિરાદરોનાં
સર અને સીનામાં,[૧૦]
જીગર આશકીનામાં,

---

૫. ખૂને-નાહક, નકામી હત્યા; ૬. ખવીશી, રાક્ષસી; ૭. ખવાસ, સ્વભાવ; ૮ ખૂં-ખ્વાર, લોહી પીનાર; ૯ જમજમ, મક્કાનો પવિત્ર કૂવો (આપણી ગંગા જેવો પવિત્ર મનાય છે); ૧૦ બે-પનાહ, અશરણ; ૧૧ સખી, લાલાશ; ૧૨ ઇન્તેજાર-આલૂદા, આતુરતા ભરેલી; ૧૪ ખૂને-આલૂદા, લોહીભીની; ૧૩ વાપસી, પુનરાગમન; ૧૫. તબ્દીલ, ફેરફાર; ૧૬ તહેનાત, હાજરી; ૧૭ ગૈર. પરાયો, પારકા ૧૮ અલ-વિદા, વિદાય; ૧૯ અશ્ક-ફિશાં, અશ્રુ ઝરતી;

૨૦ મહેબૂબ, પ્રિયતમ.

૧. ખાવિન્દ, પતિ, સ્વામી; ૨. ઓઝલ, અદીઠ; ૩ ચશ્મ.ખૂ-આલૂદ, ખૂનથી ભીની આંખો; (ખૂં-આલૂદ. લોહીભીની); ૪ દીદાર, મુખ; ૬ ચશ્મ, આંખ; ૬ ખતરનાક, ભયંકર; ૭ અજનબી, વિચિત્ર; ૮ હવસનાક. લંપટ; ૯ મજહબી, સમાનધર્મી; ૧૦ સીના, છાતી;

ખૂંપાડી અગનજીભ, ઉખાડયા છે પ્રાણ
ખાતર પૂરેલ છે: હાડનાં ને ચામનાં
ઓર્યાં છે લાખ લાખ જિસમ,[૧૧]
  ઢગલાને મોઢે
  પરવા કરી નથી તેં
  જિન્દાને મરવા દેવાની!
  મરતાને ખમ્મા કે'વાની!
અને...વસમી કરી તેં વાવણી:
રે રે દાનત હરામ! વાવ્યાં તેં દ્વેષબીજ!
વાવી નફ્સાનિયત[૧૨]
મતલબ-પરસ્તીને[13] હજાર હાથે વાવી!
સીંચ્યાં તે ખેતરોમાં વસમાં વાવતરો,
  બેશુમાર મકતૂલનાં[1] ખૂનથી,
  હણાયેલ હસરતના[2] ધોધથી,
  થનગનતી આરજૂના અયૂબી[3] અવરોધથી
અને...પરવરદિગારે જેને નિર્મ્યાં'તાં નેહથી,
  ઉમ્રે-તબઈની[4] દુઆઓ દઈ,
-એમની આયુ અયુ ભોગવી, ઝૂટવી ઝનૂની
તેં છેહ
  એ બધી ઉમ્રની, એ ખુશાલ સાલની
  કેટલી તાદાદ હશે!
ફલકના[5] સિતારા[6]થી જયાદહ તાદાદ હશે

૧૧ જિસમ, શરીર; ૧૨ નફસાનિયત, સ્વાર્થ અને અભિમાન; ૧૩ મતલબ-પરસ્તી, સ્વાર્થભકિત.

૧. મકતૂલ, કત્લ થયેલ; ૨. હસરત, અરમાનો, કોડ; ૩. અયૂબી. દોષિત; (પણ 'અય્યૂબ' એટલે 'એક પયગંબર); ૪. ઉમ્રે-તબઈ, ૧૨૦ વર્ષનું ખુદાએ બક્ષેલ આયુષ્ય; (આપણે જેમ ૧૦૦ વર્ષનું ગણાય છે તેમ); ૫. ફલક, આકાશ; ૬. સિતારાઓ, તારાઓ;

  આદમીયત[૭] ખોવામાં
  પામાલી[૮] બોવામાં,[૯]
બે-જવાબ[10] રસ્મો[11] તેં કીધી ઈસ્તેમાલ![૧૨]
લા-જવાબ[૧૩] અંજામો[14] લાવશે કમાલ!
ખેડયુ છે આટલું! ખાતર્યું છે આટલું!
વાવ્યું છે, પાયું છે, ટોયું છે આટલું!
ફસલ[૧૫] કેરી ખ્વાહિશ[૧૬] થશે પૂર્ણ તારી!

  બીજ તો બળી જશે ને
  ખાતરના કણ કલ્લોલશે

  પણ એક જ અચરત થશે!
  પીધેલાં ઝેરનાં અદ્દભુત અમૃત થશે!
ઊગશે ન દ્વેષો ને ઊગશે ન મતલબો!
ઊગશે શહીદીનાં અરમાનો!
  બોયેલ બીજ તો બળી જશે, ટળી જશે
  ખાતરનો એક એક કણ કલ્લોલશે!
  શોણિતનાં પાણીનો[૧૭] એક એક બુન્દ
      ડૂંડલિયે ડોલશે!
      સૂંડલિયે બોલશે!
ક્રન્દનની આગથી, નિકન્દનની ખાખથી,
સ્મિત કરન્ત ઊગશે નન્દન શા બાગ!
      ચન્દન-સુહાગ!
આઝાદ કંઠોથી હરદમ ગવાશે વાસન્તી રાગ!
સતની ફતેહના ફોરશે પરાગ!

૭. આદમીયત, માનવતા; ૮. પામાલી, પાયમાલી; ૯. બોવું. વાવવુ, ૧૦. બે-જવાબ, બેજવાબદાર; ૧૧. રસ્મ, રિવાજ, રીત; ૧૨. ઈસ્તેમાલ કીધી, વાપરી; ૧૩. લા-જવાબ, અજોડ; ૧૪. અંજામ, પરિણામ; ૧૫. ફસલ, પાક; ૧૬. ખ્વાહિશ, ઈચ્છા; ૧૭. પાએ, પાણી પાવું તે, સિંચાઈ.

*

તાકયાં હથિયાર તારાં, હેઠાં રે મૂકી દે તો,
હૈયાની વરાળું તુંને સંભળાવું એ....શિકારી.
મોઢાં નવ ખુલ્યાં જેની પાંખું નવ ફૂટી જો,
એવા પોટા રે પ્રજાળી થિયો કાઉં રાજી....એ શિકારી. –કવિ 'દાદ'

# મીણાંબાઇ

કંઠસ્થ : ઘોળીભાઇ લાખા કોળી

સંપાદક : ખોડીદાસ પરમાર

દેશજ કંઠસ્થ સાહિત્યમાં ગ્રામલોકોની દરેક પ્રકારની વૃત્તિ સંતોષાય તેવા વિધવિધ જાતના અને વિષયરૂપના કંઠસ્થ લોકગીતો હજી આજે પણ અનેક નરનારના હોઠેહૈયે ટંકાએલ પડયાં છે. આ કંઠસ્થ દેશજ ગીતોની ફૂલગૂંથણી કરનાર મોટાભાગે લોકનારી જ છે, જેણે સંસાર–જીવનના દરેક પડ પાસા નિહાળી, અનુભવિત જીવનની સંવેદના આસ્વાદી, તેમાંથી ઊર્મિ, આનંદ, શોક, દુ:ખ, સંવેદના વિરહ, યાતના વગેરેની અનુભૂતિના પાસામાં આળોટીને તે અનુભવના દર્શનમાંથી જ લોકગીતો તેણે રચ્યાં છે. જે પછી તો મોકળા મને અને છૂટા દિલ ઉભરાએ ગાઇ નાખ્યાં છે. આ આરૂઢ જીવનમાંથી છૂટકારાની પળો તેણે આ ગીતો ગાતાં મેળવી છે, અને ગીતોદ્વારા મનનો ઉભરો ઠાલવી તેણે મોકળાશ મેળવી લીધી છે. આમ લોકગીત જીવનમાં પોરા રૂપ છે.

પણ આ સંસારમાં માત્ર સુખદુ:ખની સ્થુળ સંવેદનાએ જ કંઈ મુખ્ય નથી, એ ઉપરાંત બીજું ઘણું ય અનુસરણરૂપ હોય છે. તેનું પણ લોકજીવનમાં ઊંચેરું સ્થાન અને માન છે, એટલે જ લોકનારીઓએ એવા સંત, સમન્વયદર્શી–સાધુ, આ ભવસાગરને તરવા ભક્તિ કરનાર, ભક્તિવત્સલ સાધુ, વગેરે જે માનનીય આદર્શરૂપ નરનારી છે, તેના જીવનમંગલની પણ દેશજ સાહિત્યમાં રચના કરીને, કંઠસ્થ કરી લીધી છે. લોકનારીને મન સીતાજી નારી સમદુ:ખીઆરી દેખાય છે, તો મીરાંબાઈને સંસારનાં વિષ પીને મસ્તરીતે હરિને ભજતી, કોઈની પરવા ન કરનારી સ્વમાની ભક્તાણી રૂપે દેખાય છે. આમ મીરાંબાઈના જીવનમંગલના માત્ર થોડાક ઐતિહાસિક ઉલ્લેખ સત્યવાળા રાસડા, ઘોળ, ભજન વગેરે કંઠસ્થ દેશજ સાહિત્યમાં રચેલા મળી રહે છે. શામળિયાની સ્નેહી મીરાંબાઈ લોકજીવન અને લોકનારીના હાર્દ સુધી સ્થાન પામી ચૂકી છે, તેનું કારણ મીરાંબાઇની ખરી ભક્તિની લગન જ છે.

આ ઘોળમાં મીરાંના બાપુનું, તેમજ ગુરુનું નામ, ઉપરાંત મીરાં બાળપણથી જ કૃષ્ણ ભક્તિમાં રત છે, તે ઐતિહાસિક સત્ય છે. તો રાણાજી અને મીરાંબાઇના સંવાદમાં બેધડકપણે મીરાં જવાબ આપે છે, તેમાં તેની સાચી ભક્તિની છાપ દેખાય છે, ઉપરાંત 'બાઉ' 'ફાડુ' શબ્દમાં મીરાંબાઈનું મૂળ બૈરાપણુંય દેખાય છે. મીરાં પોતે જ સામે ચાલીને દ્વારકાની જાત્રા માટેનું રાણાજીને આમંત્રણ આપે છે, તો રાણો કાબાની બીક દેખાડે છે, ત્યારે મીરાં કાબાને ભાઇ જેવો ગણે છે, અહીં ભક્તહૃદયને સર્વ કુટુંબ જેવું જ છે, તે દેખાય છે.

આ ઘોળના શરૂમાં મીરાંનો ટૂંક પરિચય, વચમાં મીરાં–રાણાજીનો સંઘર્ષ અને સંવાદ, પીચ્છડે–અંતમાં દ્વારિકા યાત્રાથી આ ઘોળ પૂરો થાય છે. આમ ટૂંકમાં મીરાં મંગલને વર્ણવનાર આ લોકગીતને શું લોકવાણીનું કંઠસ્થ લઘુ આખ્યાન ન કહી શકાય ?

"મીરાં" એ નામ સાચું છે કે ઉપનામ ? એ પ્રશ્ન શિષ્ટ સાહિત્યમાં ચર્ચાયો છે જ. આ લોકગીતમાં "મીણાં" નામ વાંચતા એ પ્રશ્ન સહેજે ઉપસ્થિત થાય છે. પ્રાચીન સાહિત્યમાં "મીરાં" એવું નામ ક્યાંય જોવા મળ્યું નથી. પણ "મીણાં" નામ ઘણીક લોકરચનામાં સાંભળવા મળે છે. બાળા રાજા ગોપીચંદની માતાનું નામ "મીણાંવતી" જ બોલાય છે વળી રા' નવઘણની માતાનું નામ પણ ગ્રામલોકો [મી]ણાંવતી" જ કહે છે. મીનળદેવીને પણ ગ્રામલોકો "મીણલદેવી" કહે છે. આમ મૂળે "મીનાવતી" ને

ગ્રામલોકો આ રીતે ઉચ્ચારે છે. સૌરાષ્ટ્રમાં આયર, ભરવાડમાં આજે પણ "મીણાં" નામ જોવા મળે છે. તો આ લોકગીતમાં મીરાંબાઇ નામને બદલે "મીણાંબાઈ" નામ પ્રયોજાયું છે તે નામ મીરાંનું સાચું ન હોઈ શકે? (જો કે બીજા લોકગીતોમાં મીરાંબાઈ પણ છે.) આ નામની જેમજ તેનાથી ઊલટી રીતે જોતાં જૂનાગઢને ડુંગર બેઠેલા પીર "મીર દાતાર" ને ગ્રામ લોકો આજે પણ "મીણાં દાતાર" જવું છે કે મીણાં દાતારની માનતા કરી તેમ કહે છે. લોકબોલીના વળોટમાં મીર, મીરાં, કે મીણાંમાં લોકો બહુ ફેર જ જોતાં નથી. જો આમ તર્ક કરવો હોય તો કરી શકાય કે, મીર (માગણ) તેના અન્નદાતાના ગુણ ગાય છે તેથી આજીવિકા મેળવે છે, અને બાઇ મીરાં પ્રભુના ગુણ ગાનારી ગુણ ગાઈને વૈકુંઠ પદ વાંચ્છે છે, એટલે પ્રભુના ગુણ ગાનારી "મીરાં" (જોકે મીરાંણી જોઈએ). એમ તો નહિ હોય ને?

દાયમલ રાઠોડની દીકરી મીણાંબાઈ, મીણાંબાઇને ભક્તિ ઉપર ભાવ ઘણો રે.
બાળાવેહે ગિરધર વરિયા મીણાંબાઇ, મેવાડો રાણો આવ્યો પ્રણવા રે.
સાચો મારે શામળિયો ભડથાર રે રાણાજી, હીરલો લાધ્યો હર્યના નામનો રે.
રાણોજી તે લખી કાગળ મોકલે મીણાંબાઇ, દેજો મીણાંબાઈના હાથમાં રે.
થોડી થોડી ભગતાયું કરો રે મીણાંબાઈ, લોક તમારી નંદ્યા કરે રે.
નંદ્યા કરે એને કરવા દેજો રાણાજી, લોકડાં સંસારિયાના કૂતર્યાં રે.
લ્યો, લ્યો મીણાંબાઇ તમે નવલંખો હાર, તળશીની માળા મીણાંબાઈ દૂર કરો રે.
તોડું તારો નવલંખો હાર રે રાણાજી, તળશીની માળા હર્યના નામની રે.
પેરો રે મીણાંબાઈ તમે હીરના સીર, ભગવા લુંગડાં મીણાંબાઇ દૂર કરો રે.
ફાડું તારા હીરના સીર રે રાણાજી, ભગવા લુગડાં હર્યના નામના રે.
જમો જમો સાકરિયો કંહાર રે મીણાંબાઇ, ટાઢા ટૂકડાં મીણાંબાઈ દૂર કરો રે.
બાળું તારો સાકરિયો કંહાર રે રાણાજી, ટાઢા ટૂકડાં હર્યના નામના રે.
લ્યો લ્યો મીણાંબાઇ તમે તળશીસરણામ્રત, ઝેરના પ્યાલા રાણો મોકલે રે.
શામળિયાને સરણ રાણા તળશીસરણામ્રત, ઝેરના પ્યાલા મીણાંબાઈ પી ગિયા રે.
સાધુડાંનો સંગ તમે સોડો રે મીણાંબાઇ, હાલોને રાણાજી જાંઈ દુવારકયા રે.
કાશી તે નગરીના સોકમાં રાણાજી, ગરવા-રૈદાસ ગરુ મીણાંબાઇ પામિયા રે.
દોયલી સે દુવારકયાની વાટું રે મીણાંબાઇ, દુવારકયાની વાટે કાબા લૂંટશે રે.
કાબો મારો માડી જીયો વીર રે રાણાજી, બૅન્યને લૂંટીને કાબો શું કરે રે?



ધીંગા વાગે ઢોલ, આવી મળે અનેક જણ;
ધીંગા મચે ધમરોળ, કોઇ ન આવે આંગણે.

*

દુખે તેને દાઝ, દુખ્યા વીણ દાઝે નહિ;
કવણ કિયાને કાજ, મરવા આવે મચાઉતન.

# ચાંદો-સૂરજ દાડી દાડી ઉજિયા રે !

લોકગીત-આસ્પદ

પ્રવીણકુમાર બે ગઢવી

" ચાદો-સૂરજ દાડી દાડી ઉજિયા રે ! "

-સૂર્ય અને ચદ્ર રોજ રોજ ઊગે છે અને આથમે છે કુદરતનો એ અફર નિયમ છે સમય વહ્યો જાય છે, કાળનું ચક્ર એકધારી ગતિએ ચાલ્યા કરે છે એક બંગાળીએ ગાયું છે

સમય બહિયા જાય નદીર ઓતેર પ્રાય,
જે જન ના બોઝે તાકે ધિક્ શતધિક્

સમય નદીની જેમ વહ્યો જાય છે જે એને ઓળખતો, નથી જાણતો નથી, તેને શત શત ધિક્કાર છે

એ બંગાળી તો વહ્યા જતા સમયને ન પાર ખનારાઓને સો સો ધિક્કાર આપે છે પણ રૂપેણ તીરની નારી તો જાણે સમયની નદીતટે ઊભી ઊભી આંખે પડખેતી હરિયાળી નીરખી રહી છે એને વહ્યા જતા સમયતીરનો અફસોસ નથી એની આંખો તો વહ્યા જતા સમયમાથી બીસાતા કાળચક્રમાથી કોઇ સૌંદર્ય શોધવા મથી રહી છે

ચાદો સૂરજ દાડી દાડી ઉજિયા રે !

' દાડી દાડી ' શબ્દ એનો પોતાનો છે કેમકે શાવકાર લોક એના ભાઇ-ભાડુંઓને તો દાડિયા ' (=ખેતમજૂરો) કહે છે અને નિજાનંદમા મસ્ત બનવુ હોય પછી પરાયા શબ્દો શાને શોધવા ? કોઈ કવિ શબ્દ જોખી જોખી કાવ્ય રચે એમ એ પણ રચવા બેઠી છે

એ દાડિયાના જીવનમા ચાદો-સૂરજ ઊગે કે આથમે, એમા શુ થવાનું હતુ ? સૂરજ ઊગ્યે મજૂરીએ જવાનુ અને ચાદો ઊગેના ઊગે ત્યા ખાટલીમા ટૂંટિયુ વાળી સૂઇ જવાનું એક નિશ્ચિત જીવનક્રમમા ... શ્વાસ લેવાના છે, એમા ચાદો સૂરજ કયા નવા ...વ જગાવી જતા હશે ?

સુહાગ રાત ટાણે એણે ચાદા સૂરજને યાદ કર્યો હશે કે ?

=આજુ સોહાગ કૈ રાત
ચદા તુમ ઉઇહો,
ચદા તુમ ઉઇહૌ,
સૂરુજ મત ઉઇહૌ

હે ચાદા, તુ ઊગજે, આજે મારી સુહાગ રાત છે અને ઓ સૂરજ, તુ ઊગતો નહી

પણ એતો અવધી નારીની કવિતા છે સૂરજને ન ઊગવા દઇને કાળના પ્રવાહને થભાવી દઇને મધુ રજની ઊજવવાની એની કામના છે રૂપેણતીરની નારી તો એટલુ કહી થભી ગઇ છે કે

' ચાદો સૂરજ દાડી દાડી ઉજિયા રે ! '

ભલે ઊગતા અને આથમતા એતો જીવનનો ક્રમ છે, પણ ન જાણે એ કયાથી મોરપીછ શી કલ્પના ઉપાડી લાગે છે એની આખમા હરિયાળુ સૌંદર્ય અંજાઈ જાય છે મોર લીલી વરિયાળીનો રંગીનો રસિનો છે અને ચાદો-સૂરજ રોજ રોજ ઊગે છે

' ચાદો સૂરજ દાડી દાડી ઉજિયા રે,
મારે લીલી વરિયાળીનો રંગ-રસિયો રે .

મોર માટે વરિયાળીનો રંગ ગીતની ગાનારી પહેલીવાર જ શોધી લાવી લાગે છે અને એનો મોર તે પેલો ચોમાસે ટવકારા કરતો લાબી ડોકવાળો, પીછીઓવાળો નહિ એનો મોર તો એનો પિયુ છે-પ્રેમી છે ઘણેરા લોકગીતોમા મોર સ્ત્રી હૃદયના પુરુષ પ્રત્યેના પ્રેમનું પ્રતીક બન્યો છે ' છાપેના મોરલા તે કેમ કરી બોલશે રાજ ! ' એ લોકગીતમાનો મોર તો કયારેય ન ભૂલાય તેવો છે

---

૧- જાગ્રત આવે દેસ પૃ-૧૮

મોર લીલી વરિયાળીનો રંગ-રસિયો છે. લીલી વરિયાળી જેવી મીઠાશ એના હૈયાની છે. હૈયા માટે આવી જીવંત ઉપમા ખોળવા શિષ્ટ સાહિત્યના ગ્રંથાગારમાં જઈએ તો નાકે દમ આવે. ખેડુ કન્યાનું ગીત છે–વરિયાળીના લીલા છમ ખેતરમાં કામ કરતાં કરતાં ગાયું લાગે છે.

એવા કામણગારા પાછળ કઈ ખેડુકન્યા ગાંડી ન બને ?

ચાંદો સૂરજ દાડી દાડી ઉજિયા રે,
મોર લીલી વરિયાળીનો રંગ-રસિયોરે...
મારી મોજડીમાં તે રંગ લાજિયો રે,
મોર લીલી વરિયાળીનો રંગ રસિયો રે...

લીલીછમ વરિયાળીનો રસિયો હવે એની મોજડીને ભીંજવી રહ્યો છે. એની આંખો જાણે ગાનારીના આઠે અંગે ફરી રહી છે. અને ગાનારી તો જાણે પિયુ મિલનમાં મસ્ત બની ભાન ભૂલી બેઠી છે :

મારાં કડલાંમાં તે રંગ લાજિયો રે,
મોર લીલી વરિયાળીનો રંગ રસિયો રે !
ચાંદો-સૂરજ દાડી દાડી ઉજિયા રે...
મારી હાંહડીમાં તે રંગ લાજિયો રે,
મોર લીલી વરિયાળીનો રંગ રસિયો રે !
ચાંદો-સૂરજ દાડી દાડી ઉજિયા રે...

કડલાં અને કાંબિયું આવી ગયાં. સૂગ સેવતાં પહેલાં એ ન ભૂલતા કે કડલાં-કાંબિયું માત્ર ઘરેણાં નથી, એના પ્રેમનાં પ્રતિક પણ છે. આપણાં પ્રણય ગીતોમાં એ પ્રતિકો અનિવાર્ય રીતે જોડાયેલાં છે:

સોરઠના સાગરતીરે આવા શબ્દો મળે છે :

[1]એક ચાંદો-સૂરજ ફેરી ફેરી ઊગશે,
એક તારી કાંબિઓ ઉપર ઝોલો લાગિયો.
ઓ કાંબિઓના ઘડનારા સોનીડા,
એક ચાંદો-સૂરજ ફેરી ફેરી ઊગિયા...

હાંસડી, કાંબિઓ, ચૂડલા, ઝોલિયા અને પોલકાંમાં એવાં રૂપ છે કે ચાંદા સૂરજને ફરી ફરી ઊગવું પડે છે.

પણ એમાં વરિયાળીનો રંગરસિયો નથી એટલે કાંઠા ભીંજવી દે એવો ઊર્મિનો હિલોળો નથી. મારા ગીતમાં તો નરી પાગલ મસ્તી નીતરતી લાગે છે :

'લીલી-પીળી છોગાળી છેલ માછલડી !'

એ સુંદર ગીત મારી પાસે છે. છેલ છબીલી માછલી એ દરિયાની માછલી નહીં. આ માછલી તો લીલાં-પીળાં છોગાંવાળી છે એણે લીલાં પીળાં ચીર ઓઢયાં છે. અને આવી તો મસ્તીખોર છે :

[2] હમ તો રાજા, પિયા ! જલ કી મછરિયાં,
તુમ ધીમર કે લરકા.
ઝમક જાલ ડાલત કાય નૈયાં ?
નજર ભર હેરત કાયનૈયા ?
હમ તો રાજા, પિયા ! જલકી મછરિયાં !

ઓરે રાજવી ! હું પાણીની માછલી અને તું માછીમારનો છોકરો, ઝટ લઈને જાળ નાંખતો કેમ નથી ? નજર ભરીને જોતો કેમ નથી ?

ફૂલથી યે વિશેષ લયની કોમળતા છે એમાં. બુંદેલખંડની ગાનારીએ પણ ગાઈ જાણ્યું છે.

પાતાળલોકમાંથી એવી માછલી ચાલી આવી છે એના અંગે અંગે અલંકાર ઝૂલે છે :

લીલી પીળી છોગાળી છેલ માછલડી,
મારી માછલીને ઝૂમણાંની જોડયો,
લીલી પીળી છોગાળી છેલ માછલડી !
તારી માછલીના શા ઘાટ ઘડિયા,
છોગાળી છેલ માછલડી.
મારી માછલીને કડલાંની જોડયો,
લીલી પીળી છોગાળી છેલમાછલડી !
તારી માછલીના શા ઘાટ ઘડિયા,
છોગાળી છેલ માછલડી !

–બુંદેલખંડ જેવી ભાવની ભરતી અને મસ્તી

---

૧–વાગે રૂડી વાંસળીરે, પૃ. પર

૨–ધરતી ગાતી હૈ.

ગીતમાં નથી એ સાચું. પણ એકુકન્યાના માછલીશી ચિતરનારની સૌંદર્યભાવના ઉત્કૃષ્ટ નથી શું?

અલંકારોના સહારે દૈયાના પ્રણયભાવને વ્યક્ત કરવાની આપણાં લોકગીતોમાં એક પ્રણાલી છે. પરિણામે પ્રણયભાવને વ્યક્ત કરતાં આવાં મધુર ગીતો ગણ્યાં ગાંઠયાં જ છે :

નજરભર હેરત કાય નૈયાં ?
હમ તો રાજા, પિયા! બનકી હિરનીયાં.
તુમ ઠાકુર કે લરકે.
તુપક તીર મારત કાય નૈયાં ?
હમતો રાજા, પિયા! બનકી હિરનીયાં!
નજર ભર હેરત કાય નૈયાં ?

—ઓ રે રાજ્જા, હું તો વનવગડાની હરિણી અને તું ઠાકોરનો કુંવર. ઝટ દઈને તીર મારતો કેમ નથી? નજર ભરીને જોતો કેમ નથી?

કડલાં—કાંબિયુંવાળું પ્રણાલીગત ગીત જોઈએ :

જાવું એકાવન હારમાં, હેંડવું લારોલાર,
અવળાં ઓઢયાં લેરિયાં, સવળાં ઓઢયાં ચીર.
પગ પરમાણે મોજડી, ફૂમતાંની બે જોડ.
જાવું એકાવન હારમાં, હેંડવું લારોલાર;
અવળાં ઓઢયાં લેરિયાં, સવળાં ઓઢયાં ચીર.

—એમાં રાધિકાભાવ છે. ગામના માઢમાં આડયમનાં ગાણાં હિલોળે ચડયાં છે. એમ કંઠે સોહતો એકાવન હાર—એકાવળ હાર હિલોળે છે. મેળામાં જવાની ઉતાવળ છે—સાથોસાથ ચાલવાની તમન્ના છે. એટલે અવળું-સવળું પેરી લેવાય છે. કોઈ કનૈયો મનમાં વસી ગયો છે.

સાવબા સાથે બજારમાં જઈ ઘરેણાં વોરવાની કલ્પના કોઈ પણ નવોઢા માટે મધુરા સ્વપ્ન સમી છે.

સાયબા, ઈંટ પડી મારગડે,
કે મોલ ચણાવજો રે લોલ!
સાયબા, એક વાર કડી શેર જાજો,
કે કડલાં લાવજો રે લોલ!
સાયબા, લાવો તો બે જોડ લાવજો,
કે ઝગડો લાગશે રે લોલ!

—એવાં ઘણાં ગીતો આપણી પાસે છે. નીચેના ગીતમાં પણ કાવ્યવસ્તુ એ જ છે. અલબત્, એનું નિરૂપણ એવું અદ્ભુત છે કે એને અતિ સુંદર લોકગીત કહેવાનું મન થઈ આવે :

'તમે ચાલો બજારું, મૈં સંગ ચલુંગી
ડોલરિયા સિપાયા, મૈં સંગ ચલુંગી!'

એમાં અનેરું ડૉલન છે 'બજાર' માટે 'બજારું' શબ્દ છે. પણ કેટલો મધુર! ભાષા વ્યાકરણનાં પૃષ્ઠોમાં કયારેય મધુર બનતી નથી, એ બને છે કેવળ માનવીના કંઠે 'ડોલરિયો સિપાયા!' નમણું સંબોધન છે એક દૂહો યાદ કરવા જેવો છે :

ભલ ઘોડા કાઠી ભલા; પેની ઢક પેરવેશ,
રાજા જદુવંશરા, ડોલરિયો કચ્છ દેશ.

એમાંનો 'ડોલરિયો' શબ્દ કચ્છદેશથી આવીને રૂપેણતીરે ફરી મધુરો બની બેઠો છે. એ શબ્દમાં મોહક લય છે. આખા ગીતમાં સુકોમલ લય વહાવવા ખાતર એ અત્રે પ્રયોજાયો હોય એમ લાગે.

તમે હોરો કડીલાં, મૈં સાથ ચલૂંગી,
ડોલરિયા સિપાયા, મૈં સંગ ચલૂંગી.
તમે ચાલો બજારું, મૈં સંગ ચલુંગી,
ડોલરિયા સિપાયા, મૈં સંગ ચલૂંગી.
તમે હોરો હાંસલિયાં, મૈં સાથ ચલૂંગી,
ડોલરિયા સિપાયા, મૈં સંગ ચલૂંગી.
તમે ચાલો બજારું, મૈં સંગ ચલુંગી,
ડોલરિયા સિપાયા, મૈં સંગ ચલૂંગી.
તમે હોરો ચૂંદડીયાં, મૈં સાથ ચલૂંગી.
ડોલરિયા સિપાયા મૈં સંગ ચલૂંગી.

એકે એક શબ્દે ભળીને ગામડાના હળીમળી ગયેલા મુસલમાન સંસ્કારની ઓળખવા ખડી કરી છે, એ પણ ગીતની એક નોંધવા લાયક સિદ્ધિ છે. મુસલમાન સંસ્કારની અસરવાળાં 'દાઢી ઓડાઉં તેરી, પુણિયાં વણાઉં...' જેવાં અનેક ગીત લોકસાહિત્યમાં

વિશિષ્ઠ પદાર્પણ કરે છે. આ ગીત ગાયું છે ભવાયા કોમનાં કમુબ્હેને. ભવાયા એટલે ભવાઈ કરનારા. તેઓ હિન્દુ પણ છે અને મુસલમાન પણ છે. ઇશ્વરભાઇ, ઈસ્માઈલભાઇનું નામ રાખી ટહેલતા હોય છે! વરસના અરધા પરધા મહિના તો બહાર રખડવામાં જ કાઢે છે, અને ઘેર બ્હેનો સોરઠની ખારવણો જેવું એકલવાયું જીવન વીતાવે છે. ત્યારે આ ગાણાં એમને હૂંફ આપે છે. ઘણાય જન્મજાત નટ એ કોમમાં છે. રંગમંચમાં નવીનતા ઝંખનારાઓ છાપામાં કટાર લખ્યા કરતાં એમની પાસે જતા હોય તો કેવું સારૂં!

અત્રે ભવાઇનું એક ગીત યાદ આવે છે. ટાંકવા જેવું છે.

"શ્યામ રે! દાદુ બિજલી ચમકે બોલે પપૈયા મોર,
આવતાં ભીંજે મારી નવરંગ ચૂંદડી
ભીંજે મારા સાળુડાની કોર,
મોરા મીયાં ઝરમર!

રાત અંધારી બિજલી ચમકે,
પવન ચલાવે ઘમઘોર,
મોરા મીયાં ઝરમર!

'મોરા મીયાં ઝરમર' વાંચતાં જ વરસાદની ઝરમરનો ભાવ થાય છે. ગીત એ ઝરમરને જ શબ્દ સ્વરૂપ આપવા મથ્યું છે.

સાયબા પાસે ઘરેણાં માગવાની ભાવના વાઘરી-રાવળ કોમમાં ગવાતા આ ગીતમાં પણ છે. તેમ છતાં તેની આબોહવા જુદી છે.

'ગોરાંદે, એકવાર હોકો ભરી આલો....'

—એ લીટી પૂરી થાય કે સંઘગાન ઊપડે. ફાટલી કોરવાળા ઘાઘરા લ્હેરાઇ ઊઠે:

'મારૂજી, ફુટયો તમારો હોકો,
મારૂજી, સૌયર મેણાં બોલે સે!

સખી મેણાં મારે છે કે લે, તારે તો ઘરેણાંય નથી! બળ્યો તમારો હોકો, હાલને હાલ સોનીડાને હાટ ચાલો અને કડલાં લૈ આપો:

મારૂજી, સોનીડાને હાટ તમે ઉભા રે'જો;
મારૂજી, કડીલાં લૈ આલો, સૌયર મેણાં બોલે સે!
ગોરાંદે, એકવાર હોકો ભરી આલો...
મારૂજી, ફૂટયો તમારો હોકો, સૌયર મેણાં બોલે સે!
મારૂજી, દોશીડાને હાટ તમે ઉભા રે'જો,
મારૂજી, ચૂંદડીયું લૈ આલો, સૌયર મેણાં બોલે સે!

લોકગીતોમાં 'હુક્કા'નું પણ સ્થાન છે. એક ગીત જોવા જેવું છે.

[1]હોકો મારો દલનો ભોગી, હોકે કરેલ છે જોગી
બજરતો મને ગમતી નથી, ને હોકો સૂરતા લાવી દે.
ચૂલે બેઠો ટગમગું ત્યારે બૈરું ચપટી દાણા દે,
આ હોકો મારો દલનો ભોગી, હોકે કરેલ છે જોગી.

—હવે એવા જાગીને ગોરાંદે કહે કે તમારો હોકો તો ફૂટી ગયો! ત્યારે એને કેવો ધ્રાસકો પડે!

છેલ્લું ગીત રેલાઇ જવા મથી રહ્યું છે:

'ફૂલભરી છાબડી ને હાથે શું લીધી.'

—ફૂલની છાબડી હાથમાં રાખી નર્તન કરતી સુકન્યાનું મનોહર ચિત્ર ઊપસતું લાગે છે.

'ફૂલભરી છાબડી ને હાથે શું લીધી,'
હાથના હિલોળે લીધી, કાલ કુણે ભાળીસે?

કાલ કોણે જોઇ છે? આજે જ ફૂલો સાથે મસ્તી કરી લો, કાલની વાત કાલે. કલાપીની કવિતા 'ફૂલ વીણ સખે'માં પણ આ ભાવ છે. આજે જીવનને માણો—એ કહેવું છે:

ફોરાં[2] સે કડીલાં ને પેરે શું થાશે,
ભારે મૂલનાં લેજો રે, કાલ કુણે ભાળી સે?
ફોરી સે હાંહડી ને પેરે શું થાશે,
ભારે મૂલની લેજો રે, કાલ કુણે ભાળી સે?

આવતી કાલની સલામતી નથી તો શા માટે આજે લીલા લ્હેરથી ન જીવવું? કેવું મજાનું ચિંતન!

---

૧.—નવો હલકે પૃ. ૩૨
૨.—હલકાં=ફોરાંફદ

અને એટલે તો ગરીબીના હાથમાં ચાર પૈસા આવે કે તરત એ કડલાં ને કાંબિયુંમાં ઉડાડી દે છે. (હવે રેડિયો લાવવાના શોખીને વધી પડ્યા છે !) શાવકાર લોક મોં મચકોડીને કહે છે, 'જોયું ને, સાલાં ભૂખે મરવાના લાગનાં છે ને ! (કેમ કે અમારી જેમ પાઈ પાઈને હિસાબ રાખી તિજોરી ભરતાં નથી !) પણ એમના જીવનનું મોઘું ચિંતન જાણવાની કોઇ ખેવના કરે છે ખરા ?

આ ચિંતનના કારણે એણે ઢગલાબંધ પ્રણય શૃંગાર મસ્તીનાં ગીત ગાયાં છે. અને જીવાતા જીવનનાં થોડાં. 'કલા ખાતર કલા' કહેનારાઓને 'જોઈતું'તું ને વૈદે કીધું' એમ ફાવતું જડ્યું. એટલે આપણે એનાં ગીતોમાંથી "ધરતીની સુગંધ[1]" તરત પારખી લઇએ છીએ, પણ જીવનની સુગંધ પારખતાં લાખ વાર ખચકાઇએ છીએ. એના જીવનને અને કલાને જુદાં જુદાં ખાનામાં મૂકી આપણે જાણ્યે-અજાણ્યે એનું અપમાન કરીએ છીએ.

'ચાંદો-સૂરજ દાડી દાડી ઉજિયા'ના કવિની મનોદશા આ તિબેટના અજાણ્યા માનવી જેવી છે :

રસો ડોન પો હબલે થોડૂલા દૂઈ, [2]
વિય ચો ચે પાડન્ લાઆ જુઠ.

નગ પો છેર માશૂલાઆ દૂઈ,
સેમ પાચો લે મિ આ દૂ.

અર્થાત્ – લીલું ઘાસ જોતી વખતે સુખી હોવાનું સાંભરે છે, કાળા કાંટા જોતી વખતે મનમાં વેદના શેષ રહે છે.

–એની કલામાં સુંદરતા છે. અને સુંદર તો એ વસ્તુ છે જે માનવીને જીવનની યાદ આપે.

એટલે પ્રણય-શૃંગારના સૂર એ કેવળ સંગ્રહસ્થાનમાં મૂકી રાખવાના કલાના નમૂના નથી. એ સૂર તો આપણને એના જીવનની યાદ આપે છે. તેમ છતાં એના ગીતોમાંથી આવતી જીવનની સુગંધને કયારેક ઇન્કાર કરી 'કલા ખાતર કલા'નો જાપ જપવામાં આવે છે તે અસહ્નીય નથી શું ? ઘણીવાર આપણે એની કલામાં જેટલો રસ લઇએ છીએ એટલો એના જીવનમાં નથી લેતા ત્યારે રશિયન દાર્શનિક એન. ચર્નીશેવ્સ્કીના શબ્દો યાદ આવે છે. "જો પેરો આપણા જમાનામાં જન્મ્યો હોત તો કદાચ એમ કહેત કે ઘરના આંગણામાં બેસી ખેડૂતો સાથે કે ચા પીતાં પીતાં મજૂરો સાથે વાતો કરવાથી જેટલી સહૃદયતાની ભાવના જન્મે છે એટલી તો કદાચ દુનિયાભરના તમામ ચિત્ર—રદ્દી ચિત્રોથી માંડીને તે 'પોમ્પેઇના આખરી દિવસ' જેવાં શ્રેષ્ઠ ચિત્રો પણ જન્માવી શકતાં નથી[3] !"

---

૧.–लोककला की प्रारम्भ धरतीसे जुडी हुअी है। यह लोकगीत हो अथवा लोकनृत्य इनकी रूपरेखा से धरती की सुगंध आयगी। देवेन्द्रसत्यार्थी (धीरे बहो गंगा, पृ. ३७)

૨.–ધીરે બહો ગંગા, પૃ. ૭૬

૩.–દર્શન, સાહિત્ય ઔર આલોચના, પૃ ૧૮૫

પૃ ૪૧૪ થી ચાલુ]

પોતાના શરીરને વચ્ચિયાંગના શરીરમાં ખૂંચેલા ભાલા પર પડતું મેલ્યું. ભાલું વીરમદેના પેટ સોંસરું નીકળી ગયું. લોહીનો ફુવારો છૂટયો. વીરમદેના કલ્પાંતથી સીમ કકળી ઊઠી. તેનો દેહ તેના વાચ્ચિયાંગના દેહ સાથે જડાઇ ગયો. બન્ને એક હથિયારે વીંધાઇને મર્યાં.

મુખીનુ મોઢું કાળું મેશ થઇ ગયું. માણસોએ તેના પર ફીટકાર વરસાવ્યો. માણસો વીર–વચ્ચિયાંગ અને સતી વીરમદેને વંદી રહ્યાં. આજ પણ વાંટાવદર ગામને પાદર, નદીને કાંઠે બન્ને વીર–વીરાંગનાની અમરગાથાની યાદ આપતા પાળિયા ઊભા છે.

*

# વીર વશિયાંગ

વાંટાવદરના પાળિયા બોલે છે : આરોટ દેવદાન નારાયણ

મેઘાડંબર મંડાણો'તો. વાદળાં ઘટાટોપ જામ્યાં 'તાં, ધોળા દિવસે પણ અંધારૂં છવાયું 'તું. વીજળીના કડાકા બોલતા'તા. કાચાપોચાના દિલ ધ્રુજી ઊઠતા'તા. ઉપર અપાઢી મેહૂલો ગાજતો' તો.

આવા સમે વારંવાર ગામની નદીમાં એક મદમસ્ત યુવાન આહિરાણી પોતાના યૌવનને હેલે ચઢાવતી, ને કમનીય કાયાને ડોલાવતી માથે એ મણનો ખડનો ભારો લઈને હાલી આવતી'તી. વરસતા વરસાદથી નદીમાં થોડું થોડું પાણી હાલ્યું જાતું'તુ.

અચાનક ઉપરવાસથી રીડિયા ઊઠયા "ભાગજો એલા ભાગજો ! પૂર આવ્યું પૂર" નદીના મધવેનમાં હાલી જતી યુવતી રાડ સાંભળીને ચમકી, ભારો ફગાવીને ભાગી. પણ આ તો પાણીનાં પૂર એને કોણ પોંચે! ધૂંધવતા પૂરના પાણી ઊછળતા લોઢ સાથે ધસી આવ્યાં. યુવતી ગડથોલું ખાઇ ગઇ. તેના મોઢામાંથી ભયભરી ચીસ નીકળી ગઈ. માંડી પાણીમાં તણાવા. તરવા ઘણી મથામણ કરી પણ ચડતા પૂરમાં તેની કારી ફાવી નહિ. મોત માથે ભમતું દેખાણું ને ગળામાંથી ઉપરા ઉપરી ચીસો નીકળી પડી. નદીને કાંઠે પાધરમાં ઊભેલાં બધાંય હાહાકાર કરી ઊઠયા "એલા આ તો વીરમદે ! મુખીની છોડી. એલા ધોડજો કોઈ બચાવો એલા ફૂદી પડો." બેચાર જણા કાંઠે કાંઠે ધોડવા માંડયાં પણ નદીના પૂરમાં પડવાની કોઈની હિંમત હાલી નહિ.

નદીને કાંઠે બળદ ચારતા વશિયાંગ આયરે રીડિયા સાંભર્યા. માણસોને ધોડતા જોયા. તે ધોડીને નદીના કાંઠાની ભેખડે આવ્યો ને નદીમાં તણાતી સ્ત્રીને જોઇ. ઊછળતાં પાણી જોયાં, ભેખડ ઉપરથી નીચે નદીમાં નજર કરી ભેખડ વીસ હાથ ઊંચી હતી પણ હવે વિચાર કરવાનો વખત નો'તો, જીવન મરણનો પ્રસંગ હતો.

તેણે 'જે મુરલીધર' કહીને પાણીમાં છલાંગ મારી પાણી માથોડા મથોડાના ઊંચાં ઊછળ્યાં ને એ પગમાં વશિયાંગ પાણી ઉપર દેખાણો. આગળ સ્ત્રીને તણાતી જોઇને પોતાનાં કસાયેલાં બાવડાંના અસીમ બળથી તરવા માંડયું. ઊછળતાં પાણીએ તેને મારગ આપ્યો.

અથાગ જોર વાપરી તે સ્ત્રી પાસે પહોંચ્યો ને અર્ધબેભાન દેહને એક હાથ પર ટેરવ્યો, ને બરાબર ઓળખ્યો પણ ખરો કે આ તો વીરમદે. તેણે હવે એક હાથે પાણીને ત્રાંસવા કાપવા માંડયું. હળવે કિનારા કોર પહોંચી કાંઠાના વડની સરકતી વડવાઈ પકડી તે કાંઠે આવ્યો, ને વીરમદેના બેભાન દેહને કાંઠા ઉપર સૂવાડયો. પછી ઊંધો ફેરવી પાણી ઓકાવી નાખ્યું ને વીરમદેને ભાનમાં આવવાની રાહ જોતો બેઠો. થોડીવારે વીરમદેએ આંખ્યું ઉઘાડીને સામે વશિયાંગને ઊભેલો જોયો. કેવો 'હતો વશિયાંગ ?

પાંચ હાથ પૂરો ઊંચો પડછંદ દેહ. હાથીની સૂંઢ સમા સ્નાયુબધ્ધ ભીમ ભૂજદંડ, કપાટ જેવી પહોળી છાતી, અણિયાળું નાક ને લીંબુની ફાડચ જેવી આંખ્યું. બબ્બે વળ ખાઇ ગયેલી મૂછો. આ વીર મૂર્તિને જોતાં જ વીરમદે બોલી ઊઠી :

"કોણ, વશિયાંગ ?"

"હા વીરમદે ?"

"તેં મારો જીવ બચાવ્યો, વશિયાંગ !"

"બચાવનાર તો મુરલીધર છે, વીરમદે !" વશિયાંગે જવાબ દીધો.

વીરમદેની આંખ્યુંમાંથી અમી ઝરવા માંડયાં ગામડાની નિર્દોષ કુમારીઓને લાંબી પ્રસ્તાવના આવડતી નથી. તે બોલી ઉઠી "વીરમદે ! આજથી વશિયાંગને વરી ચૂકી."

વશિયાંગનું મન આનંદથી નાચી ઊઠયું. ગ રોય રૂપનો અવતાર વીરમદે તેને મળી, પણ

ક્રોધી સ્વભાવ અને વીરમદેનુ સગપણ ને લગ્ન તેને યાદ આવ્યા

તે બોલ્યો "પણ વીરમદે ' તારૂ સગપણ તારુ લગ્ન .. વીરમદે બે ડગલા આગળ આવીને મક્કમ અવાજે બોલી 'વશિયાગ ! આહિરાણી એક જ વાર બોલે છે આજથી બીજા પુરૂષ મારે ભાઈ બાપ છે પણ તુ બીતો તો નથી?'

'બીક' બોલતાં તો વાશિયાગનો સીનો ફરી ગયો

"બસ તઇ આજથી મને તારી માનજે આ નદી માતાની સાખે" બોલી વીરમદે હાલી નીકળી

પછી તો એક બીજાને મનથી વરી ચૂકેલાની મુલાકાતો વધતી ગઇ ને પ્રેમની ગાંઠ વધુ મજબૂત બનતી ગઇ મુખીને કાને વાત ગઇ તેણે દીકરીને મોલાની ઠપકો આપ્યો ને વાશિયાગને ધમકી આપી પણ પ્રેમીઓએ ક્યારે ધમકી કે ઠપકાઓ ગણકાર્યા છે ! વીરમદેનો તો એક જવાબ હતો 'આ ભવે કે આવતે ભવે એક વાશિયાગ જ તેનો સ્વામી હતો

મુખી ક્રોધે ભરાણો ને વીરમદેને સાસરે માણસ મોકલ્યુ કે તમારા માણસને સંભાળી લ્યો જાણીને વીરમદે પાણી ભરવા ગઇ ને ભરેલી હેલ્ય સીધી વશિયાગને ઘેર ઉતારી વાત જાણી મુખાની આંખો માથી અંગાર વરસવા માંડ્યા તેણે બાર આહિરોને તૈયાર કર્યા

વશિયાગ બીજે દિવસે મજાદ ચારવા ગયો હતો વીરમદે હવે તેની હતી તે જવામર્દને કોઇના બાપની બીક ન હતી તેણે સામેથી દશબાર આય રોને ધારિયાં અને લાકડીઓ લઇને પોતાની કોર આવતા જોયા, ને પોતાની કડિયાળી ડાંગને મજબૂતીથી પકડી

"ભાયડો થાજે ?' સામેથી પડકાર આવ્યો ` ` મુરલીધર' બોલી તે એક છલાંગે સામેના માં જઇ પડયો ને સાથો સાથ કડિયાળી પણ ^ એક ફડાકો ને એકની ખોપરી ફાટી ગઇ લોહીની છીદરીઓ ઊડી ફરી ડાંગ ઊપડી, બીજા એકનો હાથ ખભામાંથી છૂટો પડી ગયો વશિયાંગના પગ તાંડવ ખેલી રહ્યા ને ડાંગ સુદર્શન ચક્રની ત્વરાથી ફરવા માંડી

તેની લાકડી જ્યાં પડતી ત્યાં હાથ હાથના ખા । પડી જતા હતા આઠ જણાની લોથુ ઢળી પડી ચાર જણ ભાગ્યા વશિયાગને પણ બે ત્રણ ઘા વાગ્યા હતાં તે લોહી નીતરતો ગામ સોસરવો પોતાને ઘરે આવ્યો વીરમદે દોડીને વશિયાગને બાઝી પડી

"વશિયાગ, આ શું ?'

'વીરમદે, ઇતો થોડુ ઘીગાણુ થઇ ગિયુ"

વશિયાગ બીજે દિવસે કુદરતી હાજતે જતો હતો તે પાધરમાં નદીની ભેખડે પહોચ્યો ને કોતરમાથી પચીશ પચીશ આયરો નીકળી વશિયાંગને મારવા ઝઝૂમી રહ્યા વશિયાંગ વીર હતો તેણે સામે ધસી આવતા આયરો સામે હાથમાંના કળશિયાનો છૂટો ઘા કર્યો અને એકનુ માથુ ફોડી નાખ્યુ ફાળ ભરી બે જણને ગળામાથી પકડયા ને બાવડાના અતુલિત બળથી સામસામા ભટકાડી ભેથા કાઢ્યા પણ સામે પચીશ જણા સેહથિયારા હતા એક જણે આગળ ધસી આવીને ભાલુ વશિયાગના પેટમા પરોવી દીધુ પેટમા ભાલા સોતો ઝનુનમા તે આગળ ધસ્યો ને ભાલુ મારનારને ઉપાડીને નીચે પછાડી તેના પ્રાણ લીધા અચાનક તેના ખભા પર ધારિયાનો જબ્બર દસ્ત ઘા પડયો ને હાથ કપાઇને લટકી પડયો વેદનાનો બરાડો પાડી તેણે ધારિયુ મારનારની ગરદન પકડી દબાવી પોતાની આંખોના ડોળા બહાર લબડી પડયા વશિયાગ પર ધારિયાને લાકડીઓનો વરસાદ વરસ્યો તેની આંખે અંધારાં આવ્યાં ઊંધે મોઢે વશિયાગ જમીન પર પડયો શરીરના ભારથી ભાલુ તેની પીઠમાંથી એક હાથ બહાર નીકળી ગયુ ભાલા નો શરીર નીચેનો હાથ ભાંગી ગયો આમ વશિયાંગ વીરને મોતે મર્યો

ખબર પડતાં વીરમદે કાળી ચીસુ નાખતી આવી કોઈ તેને રોકે કે બચાવે તે પહેલાં તેણે

અનુ૦ પૃ૪ ૪૧૨

# પરિક્રમ્મા (૮)

(નરેલા કવિકુળનો પરિચય)

રતુભાઇ રોહડિયા

તા. ૧-૨-૬૯ના રોજ ભાવનગર આવ્યા. સ્વ. પિંગળશીભાઈની ડેલીએ ઉતારો કર્યો. ચારણ બોર્ડિંગમાં હસ્તપ્રતો જોવા ગયા. પણ શ્રી. પિંગળશીભાઇ પાયક બહારગામ હોવાથી એ પ્રતો જોવા ન મળી.

બપોરે સ્વ. પિંગળશી બાપુના પૌત્ર શ્રી. બળદેવભાઈ નરેલા પાસેથી નરેલા કુળની વાતો નોંધી.

નરેલા કુળ મૂળ ઉત્તર ગુજરાતના રોઝીવાડા ગામેથી સૌરાષ્ટ્રમાં ઊતર્યું. નરેલા કુળને સૌરાષ્ટ્રમાં આવ્યે ૪૫૦ થી ૫૦૦ વરસ થયાં હશે. જૂનામાં જૂના કવિ માલા નરેલા જેતપુરના ચાંપરાજ વાળાના સમકાલીન હતા. તેમણે ચાંપરાજ વાળાની વીશી રચેલી.

ભાવનગરની વંશાવળી તો લાખણશી નરેલાથી શરૂ થાય છે. એ લાખણશી નરેલા વિષે સ્વ. શ્રી. મેઘાણીજીએ થોડું લખેલું, અને હમણાં જ મુ. શ્રી. જયમલ્લભાઇ પરમારના પ્રસિદ્ધ થયેલા ગ્રંથ 'ધરતીની અમીરાત'માં દિલાવરીનાં દૈવત વાર્તામાં વધુ માહિતી સાથે નરેલા કુળની કથા સ્વ. શ્રી. પિંગળશીભાઇ નરેલા સુધીની આપી છે.

લાખણશીભાઈ નરેલા મૂળ પોરબંદર જેઠવાના દસોંદી. અણબનાવ થતાં ગારિયાધાર સસરાને ત્યાં આવી રહેલા. એમાં કાંઇક ઝગડો થતાં બહારવટે ચડેલા. સણોસરા પાસે સાંઢીડા મહાદેવ પાસે ધીંગાણામાં વીરગતીને પામ્યા.

લાખણશીભાઈના થયા વજોભાઈ. એ પણ પરાક્રમી પુરૂષ હતા. તેઓ ઉમરાળા ઠાકોર વિસાજી ગોહિલ પાસે હતા. ત્યાંથી એ વેલો આગળ ચાલ્યો. આજે એ કુળમાં ભાવગનર રાજકવિ તરીકે શ્રી. બળદેવ નરેલા છે.

પણ નરેલાઓમાં મૂળ નામ મળે છે માલા નરેલાનું. તેઓશ્રી બળદેવભાઈના પૂર્વજ માંહેના હોવાનો ખ્યાલ નથી. બળદેવભાઇ પાસેથી પણ એ અંગે કશી માહિતી નથી મળી.

## માલા નરેલા

તેઓ જેતપુરના ચાંપરાજ વાળાના આશ્રિત હોવાનો સંભવ છે. નરેલા કુળના કવિ તરીકે જ અહીં એમનો પરિચય આપેલ છે. જૂની હસ્તપ્રતોમાંથી ચાંપરાજ વાળા અંગે તેમણે રચેલા ૨૧ દુહા મળે છે. એમાંથી ચારેક દુહા અત્રે આપું છું:

ચાંપો ચિતવિયા, દેય ધીકારો એભઉત
વાળો વેહ લઇઆં, તોછ ત્રેવડે સે નહીં...૧

વાળો વાત સણે, ઈ તા દળ અસપતિ તણા
કર નાચેડે કરે, ઊભા એભલ રાઉત...૨

ખિહું અબોર તણા, વાળા ચેં કઇઓ વરન
અરાદળ ઉમટિયા, આખો એભલ રાઉત...૩

તાંઈ તળ ઇ તે, રેહશુ રાડે કરેયવા
ભોમ ન ગો ભાગે, ઊંચી એભલ રાઉત...૪

સમયની રીતે વિચારીએ માલો નરેલો કવિશ્વર ઈસરદાસજીના સમકાલીન ગણાય. દુહાની ભાષા સારી પેઠે કઠીન છે. મને તો એ 'પવાડા'ના જ અવશેષો લાગે છે.

## ધુધલ નરેલા

મહારાજ વખતસિંહ આતાભાઇના કવિ હતા-જ્યારે વખતસિંહે ચિતળ ઉપર ચડાઇ કરી ત્યારે ધુઘલ નરેલા સાથે હતા. આ ચડાઈ બાબત મહારાજા ભાવસિંહે એક ગંજીફો (ચિત્રપટ) ચિતરાવેલ. તેમાં ધુઘલભાઇનું ચિત્ર છે. નીચે 'ધુઘલ નરેલા' એમ લખેલ છે.

આ ધુઘલ નરેલાનાં રચેલાં કાવ્યો જૂની હસ્તપ્રતોમાં મળે છે.

## મૂળુભાઈ નરેલા

તેઓ પણ સારા કવિ હતા. પાછલી જિંદગીમાં તેમણે કાશીવાસ કરેલો, અને પુરૂ તપસ્વી જીવન જીવેલા મનને સતત ધર્મ, ધ્યાન દાન પૂન્યમાં જ પરોવેલુ રાખતા ૧૮૪૦ સુધી હયાત હતા અને અંતે કાશીમા જ સ્વર્ગવાસી થયેલા

મૂળુભાઈ નરેલાના કાવ્યો પણ હસ્તપ્રતોમા જોવા મળે છે

## પાતાભાઈ નરેલા

પાટણના પરમ વિદ્વાન કવિશ્રી ગેલુભાઈ મહેડુ (ગેદ મટે') પાતાભાઈ નરેલાના વિદ્યાગુરૂ થાય ગેલુભાઈ બહુ કડક સ્વભાવના હતા એમની પ્રીતિ સહેલાઈથી મેળવવી દુષ્કર હતી બીજા વિદ્યાર્થીઓ સાથે પાતાભાઈ પણ ભણતા એકવાર ગુરૂએ વિદ્યાર્થીઓને એક ગીત મોપાઠ અર્થે આપ્યુ

> ઘૂમે હાથલા સળાવ નખ્ખા,
> બિજ જય્ બૂડતી ઘગાવ

બીજે દિવસે પાતાભાઈ એક પણ ભૂલ વગર ગીતનો મોપાઠ બોલી ગયા આ તેજસ્વીતાએ ગુરૂની પ્રીતિ અને કૃપા મેળવી આપ્યાં

પરમ દેવી ભકત હતા પાતાભાઈ, તેથી કાવ્યાભ્યાસ પૂરો કરીને પાતાભાઈએ સર્વ પ્રથમ જગદંબા ખોડિયારને જ સ્તવ્યા અને આ રીતે પોતાના કવિ જીવનનું મંગળાચરણ કર્યું

> ઓપે ડુંગરા અંગરામાય
> દાનાળી ડાઢાળી ચડી
> કહા પરચાળી દેવ
> પટકક કાળ કોધ ૧

શીહોરમા રહેતા હતા ત્યારે પાતાભાઈ સવારે વહેલા ઊઠીને તેઓ રાજપરામા માતાજીને દર્શને

તે વેળા ત્યા ગાઢ ઝાડી હતી અને ત્યા સિંહ [illegible] પણ રહેતા છતાય ત્યા જતા કવિને આચકો નહોતો આવતો

એક વેળા એ પ્રમાણે પાતાભાઈ દર્શને ગયેલા ત્યારે આઈ ખોડિયારના મંદિરમા કો' અજાણી લોમડિયાળી વૃદ્ધ ચારણ આઈ મળ્યા અને આઈએ પાતાભાઈને કાંસાની તાસળી લાપશી ભરેલી આપી જમવા બેસાડી દીધા જમીને પાતાભાઈએ ઊંચુ જોયુ આઈ મા દેખાણા નહી શ્રદ્ધાળુ ભકત હૃદયે માની લીધુ "એ તો મા ખોડિયાર જ હતાં મને દર્શન અને પ્રસાદ આપવા આવ્યા હતા

એ પ્રસાદીની કાંસાની તાસળી હાલ પણ બળદેવભાઈ પાસે છે

પાતાભાઈ ભારે ઇતિહાસવિદ હતા જયારે ફાર્બસ સાહેબે રાસમાળા લખવી શરૂ કરી ત્યારે ભાવનગરનો ઇતિહાસ લખાવવા મહારાજાએ પાતાભાઈ ને ફાર્બસ સાહેબ પાસે મોકલેલ

ચમારડીના ડુંગર પર ફાર્બસ સાહેબ કવિ દલપતરામ અને પાતાભાઈ નરેલાનો પ્રથમ મેળાપ થયેલો પાતાભાઈએ ફાર્બસ સાહેબને ઘણી મદદ કરેલી ગોહેલોનો સંપૂર્ણ ઇતિહાસ લખાવેલો તે ઉપરાત બીજી ઘણી વાતોનો મેળ-અર્થ કરી આપેલો

પાતાભાઈ જેવા વિદ્વાન એવા જ સત્યવકતા હતા

શિવ મંદિરમા પોઠિયો હતો ફાર્બસ સાહેબના પત્ની પોતાના નાના બાબાને તેડીને રમાડતા હતા અને પોઠિયા પર બેસાડતા હતા બધાય જુએ પણ બ્રિટીશરોની બેસતી બાદશાહીના એ કાળમા સાહેબ જેવા મોટા માણસને કોણ ટપારે ? હિંમત જોઈએ

પણ પાતાભાઈએ સાહેબને કહી દીધુ "જુઓ સાહેબ ! આ પોઠિયો તો અમારા હિન્દુઓના ભગવાનનુ વાહન છે, એટલે બહુ પવિત્ર ગણાય એના પર કોઈનાથી બેસાય જ નહી

સાહેબ અને મેમ સાહેબને ભૂલ સમજાણી તુરત જ બાબાને પોઠિયા પરથી ઉતારી લીધો.

એવા જ ઉદાર પણ હતા તેમના પિતા મૂળુભાઈએ કાશીમા તીર્થગોર પાસેથી રૂા ૫૦ ઉછીના-બ્રાહ્મણને કન્યાદાન માટે આપવા લીધેલા, એ

નાણુને બદલે પાતાભાઈએ તિર્થગોરને રૂ. ૫૦૦ આપેલ.

'જશુ વિલાસ' અને 'તખ્ત પ્રકાશ' નામે બે ગ્રંથો અને વિપૂલ છૂટક કાવ્યો પાતાભાઈએ રચેલાં. જે જૂની હસ્તપ્રાતોમાં મળે છે. ગ્રંથ છપાયેલ પણ ખરા. ૧૯૪૮માં પાતાભાઈ દેવ થયા.

## પિંગળશીભાઇ નરેલા

જન્મ: વિ. સં. ૧૯૧૨, આસો સુદ ૬, ગામ શિહોર

અવસાન: વિ.સં. ૧૯૯૫, ફાગણ સુદ ૧૨, ભાવનગર.

ચારણોના આ યુગના પ્રાચીન પરિપાટીના છેલ્લા મહા કવિ એટલે શ્રી પિંગળશીભાઈ નરેલા. એક તો પેઢી દર પેઢી પાકતા આવેલા કવિઓની ગૌરવપ્રદ પરિપાટી, અને પાતાભાઈ જેવા વિદ્વાન પિતા. પછી પિંગળશીભાઈ જેવા કવિ નીવડે એની નવાઈ ન હોય.

પિંગળશીભાઈએ પિતાને જ ગુરૂ બનાવી કાવ્ય શાસ્ત્રનો અભ્યાસ કર્યો.

વિ. સં. ૧૯૪૮માં રાજકવિ પાતાભાઈ નરેલા દેવ થતાં ભાવનગર રાજ્યે, ભાવનગર દરબારી ગેઝેટ પુસ્તક નં. ૨૬ સં. ૧૯૪૮ માગસર સુદ ૧ બુધવારના રોજ હજુર હુકમ નં. ૩થી પિંગળશીભાઈને રાજ્ય કવિની પદવી પર નિયુકત કરેલા.

રાજ્ય કવિ થવા છતાંય પિંગળશીભાઇ વ્યકિત પૂજામાં બહુ રાચેલા નહીં. તેમનાં કાવ્યોનો પ્રધાન વિષય તો જ્ઞાન–વૈરાગ્ય અને ભકિત જ રહેલી.

ઘણા ગ્રંથો ને કાવ્યો રચ્યાં હતા પિંગળશીભાઈ નરેલાએ. જેનાં નામ નીચે પ્રમાણે છે.

(૧) ભાવ ભૂષણ (૨) કૃષ્ણકુમાર કાવ્ય. (૩) પિંગળ કાવ્ય ભાગ ૧–૨ (૪) ચિત ચેતાવણી (૫) સુબોધ માળા (૬) કૃષ્ણ બાળ લીલા (૭) (૭) સત્યનારાયણ કથા (૮) હરિરસ (સંપાદન) (૯) પિંગળ વીર પૂજા (૧૦) સુજાતા ચરિત્ર–સતીમણી

તે ઉપરાંત છૂટક વિપૂલ કાવ્યો પણ રચેલાં છે, જે ચારણો અને ચારણેતરોમાં પ્રચલિત છે. સંતવાણી લેખે જ મૂલવાયાં છે તે.

ઝાંબડી (તા. લીંબડી)ના મસ્તકવિ જીવાભાઈ શામજી પિંગળશીભાઈનાં કાવ્યોથી પ્રભાવિત થઈને તેમની 'વાણી'ની આ રીતે પ્રશસ્તિ રચેલી:

**સોહત સુવર્ણ વારી, મનોહર વર્ણ વારી**
**છંદ ગતી ચર્ણ વારી, ચિતક રસિલી હે**

**ભાવ હીંતે ભરન વારી, લીલા હાવ કરનવારી,**
**ધ્વની અંગ ધરનવારી, સુધા બરસિલી હે**

**વૃજોદ્ધાર કરનવારી, શામ મન હરનવારી**
**અલંકાર ધરનવારી, શોભા સરસિલી હે**
**કહે કવિ 'મસ્ત' પિંગલ તિહારી કાવ્ય**
**કૃષ્ણ જુંકી પ્રાન પ્યારી રાધિકા રસિલીહે......**

પિંગળશીભાઇ અવસાન પામતાં સ્વ. શ્રી મેઘાણીજીએ 'ફુલછાબ' ૧૯૩૯ના માર્ચના અંકમાં ભવ્ય અંજલિ અર્પેલ અને તે ઉપરાંત, 'ટૂટયું ગરતું ટૂક' એ કાવ્ય વડે ગુજરાત સમાચારમાં કાવ્યાંજલિ આપેલ. સ્વ. શ્રી રાયચુરાજીએ પણ 'શારદા' માસિકમાં પિંગળશીભાઈની અવસાન નોંધ લઈને અંજલિ અર્પેલ. ભાવનગરમાં શોક સભા થયેલ. સ્વ. કવિશ્રી નહાનાલાલે પણ શોક સંદેશો પાઠવેલો. અને જાણીતા ચારણ કવિઓએ પણ શ્રદ્ધાંજલિ અર્પેલ.

## હરદાનભાઇ નરેલા

તેમણે પણ પોતાના પિતા પિંગળશીભાઈ પાસે કાવ્ય શાસ્ત્રનો અભ્યાસ કરેલ. ગુજરાતી, ચારણી ડિંગળી, અને વૃજ ભાષામાં તેમણે કવિતા રચેલી. હરદાનભાઇએ નીચે પ્રમાણે છ ગ્રંથો રચ્યા છે. જે પ્રસિદ્ધ પણ થયેલા છે.

(૧) શ્રેયશ (૨) કાવ્ય ગૂંજન (૩) શકિત દોહાસતક (૪) વિજેયકાંત વલ્લરી (નાટક) (૫) ગોહેલ રાજમુગટ (૬) વીરભદ્ર વિદ્યાવિલાસ.

હરદાનભાઈએ છૂટક કાવ્યો પણ મોગ જથ્થામાં રચેલા છે પ્રતિષ્ઠાવાન ચારણ લેખે તેઓ આજીવન 'ચારણહિત વર્ધક સભા' પ્રમુખ (માનદ) રહેલા અને રાજપરા (શિહોર) ખોડિયાર મંદિરના ટ્રસ્ટી તરીકે પણ તેમણે સેવા આપેલી

મહારાજા કૃષ્ણકુમારસિંહે જ્યારે ભાવનગર રાજ્ય પ્રજાને ચરણે ધર્યું ત્યારે એક જાહેર સભા યોજાયેલ એ સભાની શરૂઆત કવિશ્રી હરદાનભાઈએ લોકશાહીની મહત્તાને કાવ્યમાં રૂડી રીતે વર્ણવીને કરેલી પોતાના પિતા પિંગળશીભાઈ પ્રમાણે જ હરદાનભાઈ પણ ભક્તિમય જીવન જીવી ગયેલા

## જોગીદાનભાઈ નરેલા

શ્રી પિંગળશીભાઈના નાના પુત્ર થાય વંશપરંપરાગત ખાનદાની ભરેલું સાદું સૌજન્યપૂર્ણ જીવન જીવે છે ઘણાં છૂટક કાવ્યો રચ્યાં છે

## બળદેવભાઈ નરેલા

શ્રી હરદાનભાઈના પુત્ર અને હાલ ભાવનગર મહારાજાના રાજકવિ છે ઈતિહાસ અને જૂની વાતોના નામી જાણકાર છે 'ઊર્મિ'ના વાચકો તેમનાથી સારી રીતે પરિચિત છે આપણા દાદુભાઈએ બળદેવભાઈને આ રીતે એક દુહામાં બિરદાવેલ છે

નરેલા નખ શિખ લગ, ભરિયો ગુણ ભંડાર,
તોળ્યો પરિયા તાજવે, ઓછો નંઈ તલભાર

## હીંગોળદાન નરેલા

નરેલા કુળ ગોહિલવાડમાં નામ–કામ કમાતા નરેલા કુળ લગભગ શિહોર ધારૂકા, દેવગાણા અને કાજાવદર વગેરે ગામોમાં વહેંચાતું ગયું એ કાજાવદર ગામમાં ભગવાનભાઈ નરેલા અને મેરૂભાઈ નરેલા કાકા દાદાના ભાઈઓ થાય એ બેય ભાઈ ભાવનગર સ્વ શ્રી પિંગળશીભાઈ પાસે જ રહેલા

આ ભગવાનભાઈ નરેલાના પુત્ર શ્રી હીંગોળદાન નરેલા 'જન્મભૂમિ'ની રચનાના વાચકો શ્રી હીંગોળદાન નરેલાથી અજાણ્યા નથી સાહિત્ય સંસ્કાર ગળથૂથીમાં જ તેમને મળેલા, ને નાનપણથી જ કાવ્યો રચતા થયેલા કેટલોક વખત અમરનગર દ અમરાવાળા પાસે રાજકવિ તરીકે પણ રહેલા એમણે ઘણાં કાવ્યો રચેલ છે એમાંથી 'કલાપીનું કાવ્ય' અને 'મા ચારણઆવતી' એ બે વધુ લોકપ્રિય બનેલા છે

સૌરાષ્ટ્રમાં પેઢી દર પેઢી આજ સુધી કવિઓ પાકતા આવે, અને જેમને રાજકવિ તરીકે નવાજવામાં આવે એવું નરેલા કવિકુળ અને ભાવનગર રાજ્યની વિશિષ્ટ પરંપરા રહી છે આજે પણ એ પરંપરા જળવાઈ રહી છે આઠ દસ પેઢી સુધી તો સહેલાઈથી ગણાવી શકાય

## હવે હસ્તપ્રતોની વાત

શ્રી બળદેવભાઈએ ૭–૮ હસ્તપ્રતો બતાવી, બધામાં ઘણું કરીને છૂટક કાવ્યો રૂપકો જ હતાં 'બાપુજી રી વાત' નામે એક અપૂર્ણ ગ્રંથ પણ હતો ગદ્યમાં વચનિકા રૂપે એ હસ્તપ્રતો તો બહુ તૌતિંગ કદની હતી આવા જબ્બર ચોપડા મેં હજી લગી બીજા જોયા જ નથી આ બધામાં હજારોની સંખ્યામાં સાહિત્ય અને ઈતિહાસની દૃષ્ટિએ ઘણાં મૂલ્યવાન એવાં કાવ્યો પડ્યાં છે! અનેક ઐતિહાસિક ખુંટતી કડીઓ આ ચોપડાઓમાં અડી તહીં પડી છે અને સેંકડો અજાણ્યા કવિઓ હસ્તપ્રતોને પાનેથી મૂક વાણીમાં કહે છે 'અમને હવે અજવાળે તો મૂકો!

બપોરે જમીને શ્રી નટુભાઈ મીશણને ત્યાં ચડાઈ લઈ ગયા ઘણી જૂની વાતો હૈયામાં સંઘરીને બેઠેલા

નટુભાના મૂળ વડવા ધંધુકાના ખરેડ ગામના એમનું કહેવું એમ થયું કે ૧૮૫૭ના સ્વતંત્ર સંગ્રામ પહેલાં ખરેડમાં ચારણોના બોક્ષા મીશણ અને ત્રીજી એક શાખા મળીને ૬૦, ઘર હતાં પણ ૧૮૫૭ના બળવામાં ભાગ લેવા પ્રયાસ કરવા માટે ખરેડના ત્રણે શાખાના ચારણોના ઘણા પુરૂષોને ભાવનગર પાસેની વાડીએ ગોરાઓએ વડલીએ લટકાવી દીધેલા હાલ એ વાડી ફાંસી વાડી નામે ઓળખાય છે એમાં મીશણોને તો સાવ ખતમ કરેલા એ વંશનો છેલ્લો વર્તમાન સમયનો દીવો એટલે શ્રી નટુભા મીશણ

નટુભા મીશણના દાદા શ્રી ગીગાભાઈ મીશણ સારા કવિ હતા અને ધ્રાંગધ્રા રાજસાહેબના સલાહકાર અને મિત્ર તરીખે રહેલા.

ગીગાભાઈના પુત્ર તોગુભા થયા. તેઓ ચારણ જ્ઞાતિમાં સૌ પ્રથમ જ ગ્રેજ્યુએટ થયેલા. અને ચારણી સાહિત્યમાં ઘણો રસ લેતા હતા. એ રસને લઈ ને જ એમણે ઘણી સારી સંખ્યામાં ચારણી અને વૃજભાષાના ગ્રંથોની હસ્તપ્રતો ભેગી કરેલી. અને એ હસ્તપ્રતોની વિવરણાત્મક સૂચિ પણ બનાવેલી.

આ હસ્ત પ્રતો અંગે આઝાદી પહેલાં કલકત્તા યુનિવર્સિટી એ પુછાવેલ. મહારાજા સયાજી રાવ યુનિ. વડોદરાએ પણ આ હસ્ત પ્રતો જોવા પોતાના પ્રતિનિધિઓ મોકલેલ. અને કાશી નાગરી પ્રચારિણી સભાએ પણ હસ્ત પ્રતો મેળવવા પ્રયત્ન કરેલો, પણ આ વિદ્યા મૂડી નટુભા મિશણે હજી લગી કોઈને સોંપેલ નથી.

વાત કરતાં કરતાં નટુભાએ અમોને વડોદરા યુનિ. ના પ્રતિનિધિઓએ હસ્તપ્રતો જોઇને બનાવેલ સૂચિ આપી, અને સ્વ. શ્રી તોગુભા મીશણે લખેલ હસ્તપ્રતોની વિવરણાત્મક સૂચિ પણ બતાવી. એ સૂચિએ શ્રી તોગુભા ચારણી અને વૃજભાષાના સાહિત્યના પ્રકાંડ જાણકાર હોવાનું પ્રમાણ આપ્યું. પણ વડોદરા યુનિ. ના પ્રતિનિધિઓએ બનાવેલ સૂચિપત્રમાં ઘણું ઘણું કહેવા જેવું લાગ્યું. એક કવિનો રચેલો ગ્રંથ બીજા કવિને નામે ચડી ગયેલો અમે એ સૂચિમાં જોયો. જાણે મગ ચોખા ભળી ગયા છે.

ગ્રંથ સંખ્યા તો વધુ છે પણ વડોદરા યુનિ. ના વિદ્વાન પ્રતિનિધિઓએ ગોથાં ખાધાં છે. દા. ત. તોગાજી મીશણ કૃત સૂચિમાં કચ્છ પતિ રાંખેંગારજીએ બાંભણીયા સિંધના બાદશાહ સાથે કરેલ યુદ્ધને કોઇ ચારણ કવિએ વીરરસ પૂર્ણભાષામાં વર્ણવ્યું છે, તે ગ્રંથનો ઉલ્લેખ વડોદરાવાળાએ પોતાની સૂચિમાં કર્યો નથી, તો પણ અપૂર્ણ એવી ૧૦૮, હસ્તલિખિત ગ્રંથોની નામાવળી બનાવી છે.

આમાં ઉલ્લેખનિય ગ્રંથો છે (૧) જીવણ બાવની 'પ્રવિણ સાગર' ગ્રંથના એક કર્તા મુની જીવણવિજયજી [પૂર્વાશ્રમના ચારણ] ની આ પ્રથમ જ મળતી રચના છે. (૨) નાગ પિંગળ વઢવાણના કવિ પિંગળશી મીશણે આ ગ્રંથ રચેલો ઉપનામ 'નાગેંદ્ર પિંગળ રાખેલું'. આની અત્રે જાણવા મળેલી આ એક જ દુર્લભ હસ્તપ્રત છે. (૩) 'લખપત યશ સિંધુ' ભૂજ વૃજભાષા પાઠશાળાના આદી આચાર્ય મુની કુંવર કુશળજી એ રચેલો આ ગ્રંથ છે. એ પણ પ્રથમ જ મળે છે.

(૪) 'રૂપદીપ' પિંગળ' જો કે આ ગ્રંથ જાણીતો છે. પણ તેના કર્તાનો નિર્ણય હજી લગી થઈ શકતો ન હતો. પ્રવાસના આરંભમાં અમે કાલાવાડ ગયેલા ત્યારે કવિ શ્રી માવદાનજી પર કોઈ વિદ્વાને એવી પૃચ્છા કરતો પત્ર લખેલ કે "રૂપદીપ પિંગળના કર્તા કોણ ?"

કારણ એ હતું 'રૂપ દીપ પિંગળ'ની પ્રતોમાં અન્યત્ર કર્તાનું નામ મળતું નથી, પણ શ્રી નટુભા મીશણ પાસેની પ્રતમાં કર્તા તરીખે જયકૃષ્ણ નામે કવિનું નામ ઉલ્લેખાયેલ છે. એટલે હવે 'રૂપદીપ પિંગળ'ના કર્તાનો સવાલ જે આજ સુધી અનુત્તર હતો તેનો જવાબ મળી રહે છે. આજ વિશેષતા છે.

હસ્તપ્રતો નજરે જોવાનો મારો આગ્રહ હતો. શ્રી નટુભાએ એપ્રીલમાં હસ્તપ્રતો બરાબર જોઈ તપાસી જવાની વ્યવસ્થા કરી આપશે તેમ જણાવેલ. ત્યાંથી અમે મહુવા થઇ કવિશ્રી દુલાભાઈ કાગના મજાદર ગામે પહોંચ્યા.

---

૧. એ પછી અમને ફરીવાર ભાગનગર જવાની તક મળી નથી. નહીં તો શ્રી નટુભાની હસ્તપ્રતોને ફરી એક તપાસી લેત.

*

હરદાનભાઈએ છૂટક કાવ્યો પણ મોગ જથ્થામાં રચેલાં છે પ્રતિષ્ઠાવાન ચારણ લેખે તેઓ આજીવન 'ચારણહિત વર્ધક સભા' પ્રમુખ (માનદ) રહેલા અને રાજપરા (શિહોર) ખોડિયાર મંદિરના ટ્રસ્ટી તરીકે પણ તેમણે સેવા આપેલી

મહારાજા કૃષ્ણકુમારસિંહે જ્યારે ભાવનગર રાજ્ય પ્રજાને ચરણે ધર્યું ત્યારે એક જાહેર સભા યોજાયેલ એ સભાની શરૂઆત કવિશ્રી હરદાનભાઈએ લોકશાહીની મહત્તાને કાવ્યમા રૂડી રીતે વર્ણવીને કરેલી પોતાના પિતા પિંગળશીભાઈ પ્રમાણે જ હરદાનભાઈ પણ ભક્તિમય જીવન જીવી ગયેલા

## જોગીદાનભાઈ નરેલા

શ્રી પિંગળશીભાઈના નાના પુત્ર થાય વંશ પરંપરાગત ખાનદાની ભરેલુ સાદુ સૌજન્યપૂર્ણ જીવન જીવે છે ઘણા છૂટક કાવ્યો રચ્યા છે.

## બળદેવભાઈ નરેલા

શ્રી હરદાનભાઈના પુત્ર અને હાલ ભાવનગર મહારાજાના રાજકવિ છે ઈતિહાસ અને જૂની વાતોના નામી જાણકાર છે 'ઊર્મિ'ના વાચકો તેમનાથી સારી રીતે પરિચિત છે આપણા દાદુભાઈએ બળદેવભાઈને આ રીતે એક દુહામાં બિરદાવેલ છે :

નરેલા નખ શિખ લગ, ભરિયો ગુણ ભંડાર,
તોળ્યો પરિવાં ત્રાજવે, ઓછો નઈ તલભાર

## હીંગોળદાન નરેલા

નરેલા કુળ ગોહિલવાડમાં નામ–કામ કમાતા નરેલા કુળ લગાળા, શિહોર, ધારૂકા, દેવગાણા અને કાળાવદર વગેરે ગામોમા વહેંચાતુ ગયુ એ કાળાવદર ભગમાં ભગવાનભાઈ નરેલા અને મેરૂભાઈ નરેલા કામ દામના ભાઈયુ થાય એ બેય ભાઈ ભાવનગર રહ શ્રી પિંગળશીભાઈ પાસે જ રહેલા

આ ભગવાનભાઈ નરેલાના થયા શ્રી હીંગોળદાન નરેલા 'ઊર્મિનવરચના'ના વાચકો શ્રી હીંગોળદાન નરેલાથી અજાણ્યા નથી સાહિત્ય સંસ્કાર ગળથૂથીમા જ તેમને મળેલા, ને નાનપણથી જ કાવ્યો રચતા થયેલા કેટલોક વખત અમરનગર દ અમરાવાળા પાસે રાજકવિ તરીકે પણ રહેલા એમણે ઘણા કાવ્યો રચેલ છે એમાથી 'કલાપીનું કાવ્ય' અને 'મા ચારણઆવતી એ બે વધુ લોકપ્રિય બનેલા છે

સૌરાષ્ટ્રમાં પેઢી દર પેઢી આજ સુધી કવિઓ પાકતા આવે, અને જેમને રાજકવિ તરીકે જાળવતા આવે એવુ નરેલા કવિકુળ અને ભાવનગર રાજ્યની વિશિષ્ટ પરંપરા રહી છે આજે પણ એ પરંપરા જળવાઈ રહી છે આઠ દસ પેઢી સુધી તો સહેલાઈથી ગણાવી શકાય

## હવે હસ્તપ્રતોની વાત

શ્રી બળદેવભાઈએ ૭–૮ હસ્તપ્રતો બતાવી, બધામા ઘણુ કરીને છૂટક કાવ્યો 'રૂપકો' જ હતાં, 'બાપુજી ની વાત' નામે એક અપૂર્ણ ગ્રંથ પણ હતો ગદ્યમા વચનિકા રૂપે બે હસ્તપ્રતો તો બહુ તોતિંગ કદની હતી આવા જમ્બર ચોપડા મે હજી લગી બીજા જોયા જ નથી આ બધામા હજારોની સંખ્યામા સાહિત્ય અને ઈતિહાસની દષ્ટિએ ઘણા મૂલ્યવાન એવા કાવ્યો પડયા છે! અનેક ઐતિહાસિક ખૂટતી કડીઓ આ ચોપડાઓમા અહી તહી પડી છે, અને સેંકડો અજાણ્યા કવિઓ હસ્તપ્રતને પાનેથી મૂક વાણીમા કહે છે "અમને હવે અજવાળે તો મૂકો!"

બપોરે જમીને શ્રી નટુભાઈ મીશણને ત્યા ચડાઈ લઈ ગયા ઘણી જૂની વાતો દૈયામા સંઘરીને બેઠેલા

નટુભાના મૂળ વડવા ધંધુકાના ખરેડ ગામના એમનું કહેવુ એમ થયુ કે ૧૮૫૭ના સ્વાતંત્ર્ય સંગ્રામ પહેલાં ખરેડમા ચારણોના બોક્ષા, મીશણ અને ત્રીજી એક શાખા મળીને ૬૦, ઘર હતા પણ ૧૮૫૭ના બળવામા ભાગ લેવા પ્રયાસ કરવા માટે ખરેડના ત્રણે શાખાના ચારણોના ઘણા પુરૂષોને ભાવનગર પાસેની વાડીએ ગોરાઓએ ફાંસીએ લટકાવી દીધેલા હાલએ વાડી 'ફાસી વાડી નામે ઓળખાય છે એમામીશણોને તો સાવ ખલાસ કરેલા એ વંશનો છેલ્લો વર્તમાન સમયનો દીવો એટલે શ્રી નટુભા મીશણ

નટુભા મીશણના દાદા શ્રી ગીગાભાઈ મીશણ સારા કવિ હતા અને ધ્રાંગધ્રા રાજસાહેબના સલાહકાર અને મિત્ર તરીખે રહેલા.

ગીગાભાઈના પુત્ર તોગુભા થયા. તેઓ ચારણ જ્ઞાતિમાં સૌ પ્રથમ જ ગ્રેજ્યુએટ થયેલા. અને ચારણી સાહિત્યમાં ઘણો રસ લેતા હતા. એ રસને લઈને જ એમણે ઘણી સારી સંખ્યામાં ચારણી અને વૃજભાષાના ગ્રંથોની હસ્તપ્રતો ભેગી કરેલી. અને એ હસ્તપ્રતોની વિવરણાત્મક સૂચિ પણ બનાવેલી.

આ હસ્ત પ્રતો અંગે આઝાદી પહેલાં કલકત્તા યુનિવર્સિટી એ પુછાવેલ. મહારાજા સયાજી રાવ યુનિ. વડોદરાએ પણ આ હસ્ત પ્રતો જોવા પોતાના પ્રતિનિધિઓ મોકલેલ. અને કાશી નાગરી પ્રચારિણી સભાએ પણ હસ્ત પ્રતો મેળવવા પ્રયત્ન કરેલો, પણ આ વિદ્યા મૂડી નટુભા મિશણે હજી લગી કોઈને સોંપેલ નથી.

વાત કરતાં કરતાં નટુભાએ અમોને વડોદરા યુનિ. ના પ્રતિનિધિઓએ હસ્તપ્રતો જોઇને બનાવેલ સૂચિ આપી, અને સ્વ. શ્રી તોગુભા મીશણે લખેલ હસ્તપ્રતોની વિવરણાત્મક સૂચિ પણ બનાવી. એ સૂચિએ શ્રી તોગુભા ચારણી અને વૃજભાષાના સાહિત્યના પ્રકાંડ જાણકાર હોવાનું પ્રમાણ આપ્યું. પણ વડોદરા યુનિ. ના પ્રતિનિધિઓએ બનાવેલ સૂચિપત્રમાં ઘણું ઘણું કહેવા જેવું લાગ્યું. એક કવિનો રચેલો ગ્રંથ બીજા કવિને નામે ચડી ગયેલો અમે એ સૂચિમાં જોયો. જાણે મગ ચોખા ભળી ગયા છે.

ગ્રંથ સંખ્યા તો વધુ છે પણ વડોદરા યુનિ. ના વિદ્વાન પ્રતિનિધિઓએ ગોથાં ખાધાં છે. દા. ત. તોગાજી મીશણ કૃત સૂચિમાં કચ્છ પતિ રાંખેંગારજીએ બાંભણીયા સિંધના બાદશાહ સાથે કરેલ યુદ્ધને કોઇ ચારણ કવિએ વીરરસ પૂર્ણભાષામાં વર્ણવ્યું છે, તે ગ્રંથનો ઉલ્લેખ વડોદરાવાળાએ પોતાની સૂચિમાં કર્યો નથી, તો પણ અપૂર્ણ એવી ૧૦૮, હસ્તલિખિત ગ્રંથોની નામાવળી બનાવી છે.

આમાં ઉલ્લેખનિય ગ્રંથો છે (૧) જીવણ બાવની 'પ્રવિણ સાગર' ગ્રંથના એક કર્તા મુની જીવણવિજયજી [પૂર્વાશ્રમના ચારણ] ની આ પ્રથમ જ મળતી રચના છે. (૨) નાગ પિંગળ વઢવાણના કવિ પિંગળશી મીશણે આ ગ્રંથ રચેલો ઉપનામ 'નાગેંદ્ર પિંગળ રાખેલું'. આની અત્રે જાણવા મળેલી આ એક જ દુર્લભ હસ્તપ્રત છે. (૩) 'લખપત યશ સિંધુ' ભૂજ વૃજભાષા પાઠશાળાના આદી આચાર્ય મુની કુંવર કુશળજી એ રચેલો આ ગ્રંથ છે. એ પણ પ્રથમ જ મળે છે.

(૪) 'રૂપદીપ પિંગળ' જો કે આ ગ્રંથ જાણીતો છે. પણ તેના કર્તાનો નિર્ણય હજી લગી થઈ શકતો ન હતો. પ્રવાસના આરંભમાં અમે કાલાવાડ ગયેલા ત્યારે કવિ શ્રી માવદાનજી પર કોઈ વિદ્વાને એવી પૃચ્છા કરતો પત્ર લખેલ કે "રૂપદીપ પિંગળના કર્તા કોણ ?"

કારણ એ હતું 'રૂપ દીપ પિંગળ'ની પ્રતોમાં અન્યત્ર કર્તાનું નામ મળતું નથી, પણ શ્રી નટુભા મીશણ પાસેની પ્રતમાં કર્તા તરીખે જયકૃષ્ણ નામે કવિનું નામ ઉલ્લેખાયેલ છે. એટલે હવે 'રૂપદીપ પિંગળ'ના કર્તાનો સવાલ જે આજ સુધી અનુત્તર હતો તેનો જવાબ મળી રહે છે. આજ વિશેષતા છે.

હસ્તપ્રતો નજરે જોવાનો મારો આગ્રહ હતો. શ્રી નટુભાએ એપ્રીલમાં હસ્તપ્રતો બરાબર જોઈ તપાસી જવાની વ્યવસ્થા કરી આપશે તેમ જણાવેલ. ત્યાંથી અમે મહુવા થઇ કવિશ્રી દુલાભાઈ કાગના મજાદર ગામે ઊપડયા.

---

૧. એ પછી અમને ફરીવાર ભાગનગર જવાની તક મળી નથી. નહીં તો શ્રી નટુભાની હસ્તપ્રતોને બરાબર જોઇ તપાસી લેત.

*

# કવિ બળદેવભાઇનાં કાવ્યો

[ઊર્મિના વાચકો એમનાથી અજાણ્યુ નથી. આ અંકમાં 'પરિકમ્મા'માં એમના નરેલા ફુળનો પરિચય અપાયો છે.]

1 કુબજા કેવી રંગમાં કાળી મોહ્યા શું વનમાળી રે–
નહિ ચૂડો કે નહિ ચોટલો, નાકમાં ન મળે વાળી રે;
ગરદન અંગને નહિ ગાળો, નહિ નેણાં નમણાળી રે – કુબજા.
વૃજવાસી સહુ જોઈ હસે છે, ભૂધર શું ગયા ભાળી રે;
કરકશતામાં કાગડ કાળી, તેની લ્યો છો તાળી રે – કુબજા.
નહિ આભુષણ એકે અંગે, વસ્રો ફરે છે વીંટાળી રે;
નહિ હિંડાળાખાટ નવેલી, ઝૂંપડીએ નહિ જાળી રે – કુબજા.
લાલ હશે તમને એ લાગી, રાધાથી રૂપાળી રે;
કહ બળદેવ-હશે હેતાળી, ગોવિંદ નાખ્યા ગાળી રે – કુબજા.

*

અંગઢંગ એકે નહીં, રૂપે નહિ લગાર;
ભક્તિથી એક ભેટીઓ, કુબડીને કીરતાર. – 1
અંગ કાળી દિલ ઊજળી, સમજી ગયેલી સાર;
મળિયલ એથી માધવો, કુબડીને કીરતાર. – 2

*

2 બંસી બજાવી બિન્દ્રાબનમાં, રાસ રમે બનમાલી રે – બંસી ..ટેક.
મોર મુગુટ વૈજંતિમાલા, કામળી ઓઢી કાળી રે;
ગોપ ગોપીનાં ચિતડાં ચોરે, મૂર્તિ એ મરમાળી રે – બંસી. 1
કંસ તણો વિધવંસ કર્યો તેં, ક્રોધી નાથ્યો કાળી રે;
નંદતણો આનંદ કનૈયો, ભૂખ જાય છે ભાળી રે – બંસી. 2
તેં લીધો ગોવર્ધન તોળી, તિમિર ભયંકર ટાળી રે;
બાર બાર માતા લ્યે બલૈયાં, નંદ કુંવરને નિહાળી રે – બંસી. 3
ભારથમાં પારથ રહી ભેળો, સંશય સઘળો ટાળી રે;
કહે બળદેવ કરો હવે કરૂણા, સેવા નાથ સંભાળી રે – બંસી. 4

*

3 કાન તમારાં નેણલાં કેવાં, જાય છે અમને જીતી રે –કાન...ટેક
જળ જમુનાના ભરવા જાતાં, પ્રાણ કરો છો પ્રીતિ રે;
વાટ તમારી જોતાં વિઠલ, વખત જાય છે વીતી રે – કાન. 1
મારગમાં રોકો છો મોહન, નાથ એ કેવી નીતી રે;
દાણ તણી અમને દામોદર, ભાળી લાગે ભીતી રે – કાન. 2
અંગ મરોડો, મહીડાં ફોડો, રોજ તમારી રીતી રે;
છતાં અમારી કદીએ ન છૂટે, પૂરવ જનમની પ્રીતિ રે – કાન. 3
કહે બળદેવ તમારાં કામણ, કહેવાં શું અથ ઇતિ રે;
જળ બિન મછલી જેમ અમારી, થાય છે તમ વિણ સ્થિતિ રે – કાન. 4

# સૌરાષ્ટ્રનાં ખુલ્લાં થાનકો

મણિભાઇ વોરા

માણસને જ્યાં અને જ્યારે અલૌકિક અદ્ભુત શક્તિની પ્રતીતિ થઈ, રહસ્યમય બાબનોનો ભેદ જ્યારે તે ઉકેલી ન શક્યો, ત્યાં અને ત્યારે એ બાબતમાં દૈવત્વની તેણે પ્રતિષ્ઠા કરી અને એ દૈવીશક્તિને સ્થળ કાળાનુસાર પોતાને સમજાયું તે રીતે માનવા લાગ્યો. મનમાં ધારેલા ભયથી જ્યારે માણસ મુક્ત થતો ત્યારે આફત દૂર કરનાર પેલી ગહન શક્તિ જ હતી, અથવા કોઇ મહાન કાર્યમાં પણ એ શક્તિ જ સહાયરૂપ હોય છે એવી શ્રદ્ધામાં તે આસ્તિક બન્યો—દેવ તરફ ઢળ્યો. માણસ જાતની સમજણના વિકાસ સાથે તેના દેવ દેવીઓમાં અને પૂજાવિધિમાં પણ વિકાસ થતો રહ્યો છે. એટલું તો સમજાય છે કે માણસે કરેલી ઇશ્વરની પૂજાએ તેને ઊર્ધ્વ દૃષ્ટિ રાખ્યો; જો દેવ તરફ માનવીની નજર ન રહેત તો બીજો માર્ગ અધઃપતનનો પશુ—રહેવાનો જ હતો.

જગતની સપાટી ઉપર સર્વકાળે સર્વસ્થળે માણસે પોતાનાથી મહત્તર શક્તિની યથામતિ પૂજા અર્ચના કરેલ છે. આ શક્તિ ભયાનક, મહાન—માનવેતર રૂપગુણ ધરાવતી તેણે કલ્પી પ્રાકૃતિક તત્ત્વોને આશ્ચર્યચકિત ભાવથી તેણે પૂજ્યાં. સૂક્ષ્મ અને વ્યાપકભાવે દેવપૂજા સમગ્ર સમાજને માટે કાર્યગત ન રહેવાથી દૈવીશક્તિને સ્થૂળભાવે—મૂર્તિમંત કરી પૂજવી સૌને સહેલી લાગી હશે, અને જગતના સર્વખંડોમાં દેવોનાં સ્થાપન થયાં.

શરૂઆતની પ્રજા ખુલ્લામાં રહેતી, તેનાં દેવ પણ ખુલ્લામાં નદી કાંઠે કે સાગરતટે, ટેકરીની ટોચે કે પહાડના ખડકાળ પડખે, વગડાની ખુલ્લી જગ્યામાં કે ઝાડનાં ઝુંડ મધ્યે, કોઇ વંકા વૃક્ષ નીચે કે કુદરતે બનાવેલી કોઈ બખોલમાં આકાર લેવા લાગ્યાં.

મનબુદ્ધિ જેનાં વિકસિત નથી એવાં ભોળા દિલનાં માણસોમાં હૃદયનું પ્રેરણા બળ વિશેષ હોય છે. આવા કોઇ માણસમાં કાંઇક પ્રેરણા અને કાંઇક અદ્ભુત કંપ સંચારિત થતાં તે કાંઈ કરી બોલી નાંખે, અને તેનાં કર્યાં બોલ્યાં અનુસાર બનાવ બને તો એવા માણસમાં બીજાઓની આસ્થા બંધાય. આવા નિર્મળ દિલના ઠાલા માણસો દેવોના દૂત—પ્રતિનિધિ—ભૂવા લેખાવા માંડ્યા આવા માણસો આદિ માનવ સમાજના મોવડી હતા. આવા મોવડીઓએ પેલાં ખુલ્લાં સ્થાનકોની આજુબાજુ મંત્ર તંત્ર રચ્યા. અકસ્માત સાચી પડી જતી માન્યતાઓમાં આંધળી આસ્થા સ્થપાણી. અને વહેમોની વણઝાર પણ પ્રગટી. જે તે દેવોને નામે ભૂવો પોતાનાં જૂથને દોરતો, અને આમ એકતાની સારી ભાવના ખીલી, સમુહો બંધાયા, આજના સુસંસ્કૃત સમાજની પૂર્વ ભૂમિકા તૈયાર થઇ.

સૌરાષ્ટ્ર તો સાવ ગામડાંનો અને કસ્બાનો પ્રદેશ. ભાત ભાતના લોકોએ અહીં પોતાનાં આગવાં દેવ દેવલાંની સ્થાપના કરી છે. ખુલ્લામાં આવેલાં આવા થાનકો આપણાં આદિ દેવસ્થાનો છે. આજના પૂર્ણ વિકસિત મંદિર મહાલયનું, આધ્યાત્મની ઉચ્ચ પ્રતિષ્ઠા પામેલ કલામય મૂર્તિઓનું પગેરૂં વન વગડે પડેલાં ખુલ્લાં થાનકોમાં રહેલું છે.

આપણાં આવાં ખુલ્લા સ્થાનકોમાં સપ્તમાતૃકા સ્થાનો શંકરના ઓટા, આઇઓના પેઢા, સતી—સુરાપૂરાનાં ખાંભી ફળાં, ગણેશ, હનુમાન, નાગદેવ, વાછરાનાં થાનકો, પીરની દરગાહો અને દર્દનાં દેવલાંની જગ્યાઓ મૂખ્ય છે.

૧. માતૃકાસ્થાનો : પ્રાચીન વસતિયાળુ સ્થાનોએ સાત, આઠ કે નવ દ્વિભુજ બેઠેલી સિંદૂર અર્ચિત માતૃકામૂર્તિઓની પીઠ જોવામાં આવે છે. મુખ્યત્વે ઉત્તરાભિમુખ આવાં માતૃકાસ્થાનો ખુલ્લા સૌરાષ્ટ્ર ને પશ્ચિમ કાંઠે અનેક સ્થળે જોવામાં આવે છે. પાસ્તર, બોરીચા, શ્રીનગર, બિલેશ્વર, કુછડી, પોરબંદર,

# કવિ બળદેવભાઇનાં કાવ્યો

[ ઊર્મિના વાચકો એમનાથી અજાણ્યા નથી. આ અંકમાં 'પરિક્રમ્મા'માં એમના નરેલા કુળનો પરિચય અપાયો છે ]

1 કૂબજા કેવી રંગમા કાળી મોહ્યા શું વનમાળી રે–
નહિ ચૂડો કે નહિ ચોટલો, નાકમાં ન મળે વાળી રે;
ગરદન અંગને નહિ ગાળો, નહિ નેણાં નમણાળી રે – કૂબજા.
વૃજવાસી સહુ જોઈ હસે છે, ભૂધર શું ગ્યા ભાળી રે;
કરકશતામાં કાગડ કાળી, તેની લ્યો છો તાળી રે – કૂબજા.
નહિ આભુષણ એકે અંગે, વસ્ત્રો ફરે છે વીંટાળી રે;
નહિ હિંડોળાખાટ નવેલી, ઝૂંપડીએ નહિ જાળી રે – કૂબજા.
લાલ હશે તમને એ લાગી, રાધાથી રૂપાળી રે;
કહે બળદેવ-હશે હેતાળી, ગોવિંદ નાખ્યા ગાળી રે – કૂબજા.

*

અંગઢંગ એકે નહીં, રૂપે નહિ લગાર.
ભક્તિથી એક ભેટીઓ, કુબડીને કીરતાર. – ૧
અંગ કાળી દિલ ઊજળી, સમજી ગયેલી સાર;
મળિયલ એથી માધવો, કુબડીને કીરતાર. – ૨

*

૨ બંસી બજાવી બિન્દ્રાબનમા, રાસ રમે બનમાળી રે – બંસી . ટેક.
મોર મુગુટ વૈજંતિમાલા, કામળી ઓઢી કાળી રે;
ગોપ ગોપીનાં ચિતડાં ચોરે, મૂર્તિ એ મરમાળી રે – બંસી. ૧
કંસ તણો વિધવંસ કર્યો તેં, ક્રોધી નાથ્યો કાળી રે;
નંદતણો આનંદ કનૈયો, ભૂખ જાય છે ભાળી રે – બંસી. ૨
તેં લીધો ગોવર્ધન તોળી, તિમિર ભયંકર ટાળી રે;
બાર બાર માતા લ્યે બલૈયાં, નંદ કુંવરને નિહાળી રે – બંસી. ૩
ભારથમાં પારથ રહી ભેળો, સંશય સઘળો ટાળી રે;
કહે બળદેવ કરો હવે કરૂણા, સેવા નાથ સંભાળી રે – બંસી. ૪

*

૩ કાન તમારાં નેણલાં કેવાં, જાય છે અમને જીતી રે –કાન...ટેક
જળ જમુનાના ભરવા જાતાં, પ્રાણ કરો છો પ્રીતિ રે;
વાટ તમારી જોતાં વિઠલ, વખત જાય છે વીતી રે – કાન. ૧
મારગમાં રોકો છો મોહન, નાથ એ કેવી નીતી રે;
દાણ તણી અમને દામોદર, ભાળી લાગે ભીતી રે – કાન. ૨
અંગ મરોડો, મહીડાં ફોડો, રોજ તમારી રીતી રે;
છતાં અમારી કદીએ ન છૂટે, પૂરવ જનમની પ્રીતિ રે – કાન. ૩
કહે બળદેવ તમારાં કામણ, કહેવાં શું અથ ઇતિ રે;
જળ બિન મછલી જેમ અમારી, થાય છે તમ વિણ સ્થિતિ રે – કાન. ૪

# સૌરાષ્ટ્રનાં ખુલ્લાં થાનકો

મણિભાઈ વોરા

માણસને જ્યાં અને જ્યારે અલૌકિક અદ્ભુત શક્તિની પ્રતીતિ થઈ, રહસ્યમય બાબતોનો ભેદ જ્યારે તે ઉકેલી ન શક્યો, ત્યાં અને ત્યારે એ બાબતમાં દૈવતની તેણે પ્રતિષ્ઠા કરી અને એ દૈવી-શક્તિને સ્થળ કાળાનુસાર પોતાને સમજાયું તે રીતે માનવા લાગ્યો. મનમાં ધારેલા ભયથી જ્યારે માણુસ મુક્ત થતો ત્યારે આફત દૂર કરનાર પેલી ગહન શક્તિ જ હતી, અથવા કોઈ મહાન કાર્યમાં પણ એ શક્તિ જ સહાયરૂપ હોય છે એવી શ્રદ્ધામાં તે આસ્તિક બન્યો–દેવ તરફ ઢળ્યો. માણસ જાતની સમજણના વિકાસ સાથે તેના દેવ દેવીઓમાં અને પૂજાવિધિમાં પણ વિકાસ થતો રહ્યો છે. એટલું તો સમજાય છે કે માણસે કરેલી ઇશ્વરની પૂજાએ તેને ઊર્ધ્વ દૃષ્ટિ રાખ્યો; જો દેવ તરફ માનવીની નજર ન રહેત તો બીજો માર્ગ અધઃપતનનો પશુ–રહેવાનો જ હતો.

જગતની સપાટી ઉપર સર્વકાળે સર્વસ્થળે માણસે પોતાનાથી મહત્તર શક્તિની યથામતિ પૂજા અર્ચના કરેલ છે. આ શક્તિ ભયાનક, મહાન–માનવેતર રૂપગુણ ધરાવતી તેણે કલ્પી પ્રાકૃતિક તત્ત્વોને આશ્ચર્યચકિત ભાવથી તેણે પૂજ્યાં. સૂક્ષ્મ અને વ્યાપકભાવે દેવપૂજા સમગ્ર સમાજને માટે કાર્યગત ન રહેવાથી દૈવીશક્તિને સ્થૂળભાવે–મૂર્તિમંત કરી પૂજવી સૌને સહેલી લાગી હશે, અને જગતના સર્વખંડોમાં દેવોનાં સ્થાપન થયાં.

શરૂઆતની પ્રજા ખુલ્લામાં રહેતી, તેનાં દેવ પણ ખુલ્લામાં નદી કાંઠે કે સાગરતટે, ટેકરીની ટોચે કે પહાડના ખાંકાળ પડખે, વગડાની ખુલ્લી જગ્યામાં કે ઝાડનાં ઝુંડ મધ્યે, કોઇ વંકા વૃક્ષ નીચે કે કુદરતે બનાવેલી કોઈ બખોલમાં આકાર લેવા લાગ્યાં.

મનબુદ્ધિ જેનાં વિકસિત નથી એવાં ભોળા દિલનાં માણસોમાં હૃદયનું પ્રેરણા બળ વિશેષ હોય છે. આવા કોઇ માણસમાં કાંઇક પ્રેરણા અને કાંઇક અદ્ભુત કંપ સંચારિત થતાં તે કાંઈ કરી બોલી નાંખે, અને તેનાં કર્યાં બોલ્યાં અનુસાર બનાવ બને તો એવા માણસમાં બીજાઓની આસ્થા બંધાય. આવા નિર્મળ દિલના ઠાલા માણુસો દેવોના દૂત—પ્રતિનિધિ–ભૂવા લેખાવા માંડયા. આવા માણસો આદિ માનવ સમાજના મોવડી હતા. આવા મોવડીઓએ પેલાં ખુલ્લાં સ્થાનકોની આજુબાજુ મંત્ર તંત્ર રચ્યા. અકસ્માત સાચી પડી જતી માન્યતાઓમાં આંધળી આસ્થા સ્થપાણી. અને વહેમોની વણુજાર પણ પ્રગટી. જે તે દેવોને નામે ભૂવો પોતાનાં જૂથને દોરતો, અને આમ એકતાની સારી ભાવના ખીલી, સમુહો બંધાયા, આજના સુસંસ્કૃત સમાજની પૂર્વ ભૂમિકા તૈયાર થઇ.

સૌરાષ્ટ્ર તો સાવ ગામડાંનો અને કસ્બાનો પ્રદેશ. ભાત ભાતના લોકોએ અહીં પોતાનાં આગવાં દેવ દેવલાંની સ્થાપના કરી છે. ખુલ્લામાં આવેલાં આવા થાનકો આપણાં આદિ દેવસ્થાનો છે. આજના પૂર્ણ વિકસિત મંદિર મહાલયનું, આધ્યાત્મની ઉચ્ચ પ્રતિષ્ઠા પામેલ કલામય મૂર્તિઓનું પગેરું વન વગડે પડેલાં ખુલ્લાં થાનકોમાં રહેલું છે.

આપણાં આવાં ખુલ્લાં સ્થાનકોમાં સપ્તમાતૃકા સ્થાનો શંકરના ઓટા, આઇઓના પેઢા, સતી–સુરાપૂરાનાં ખાંભી ફળાં, ગણેશ, હનુમાન, નાગદેવ, વાછરાનાં થાનકો, પીરની દરગાહો અને દર્દનાં દેવલાંની જગ્યાઓ મુખ્ય છે.

૧. માતૃકાસ્થાનો : પ્રાચીન વસતિવાળુ સ્થાનોએ સાત, આઠ કે નવ દ્વિભુજ બેઠલી સિંદૂર અર્ચિત માતૃકામૂર્તિઓની પીઠ જોવામાં આવે છે. મુખ્યત્વે ઉત્તરાભિમુખ આવાં માતૃકાસ્થાનો ખુલ્લાં સૌરાષ્ટ્ર, ને પશ્ચિમ કાંઠે અનેક સ્થળે જોવામાં આવે છે. પાસ્તર, બોરીચા, શ્રીનગર, બિલેશ્વર, કુછડી, પોરબંદર;

ઓદદર, પાતા વગેરે સ્થળોએ ગુપ્તમૈત્રક સમયનાં માતાજીનાં થાનકો છે,



ગિરનારની છેલ્લી ટૂક પર કાળકાનુ ખુલ્લુ થાનક
ફોટો : નરોત્તમ પલાણ

૨. આવશકિન સ્થાનો : આદિ સ્થાનો મોટે ભાગે પહાડના કોઇ ખડકને સિંદૂર લગાવી તેને માતા શકિત જોગણી તરીકે પૂજાતી દેવીઓનાં ?. ગિરનાર પર્વતની છેલ્લી ટૂક પર આવેલી કાળકા પ્રાકૃતિક ભવ્યતા અને ભયાનકતાને કારણે જનહૃદયમાં ભય અને પ્રેમ પ્રસારતી સેંકડો વર્ષ થયા પૂજા અર્ચના પામી રહેલી છે. આવાં જ બીજા સ્થાનોમા જુનાગઢ-થી દામોદર કુંડ તરફ જતા જમણા હાથ પરની લક્ષ્મણ ટેકરીના પશ્ચિમ પગથારે શકિત વાઘેશ્વરીના સ્થાન, અને ડાબા હાથ પર "જોગણિયા" પર જોગણીનું સ્થાન છે, બરડા ડુંગરમાં વાંકાપાણીએ વહિાન આઇનું થાનક, સાણા પાસે જામકાના ટેકરા ઉપર ખોડિયાર, આનેચના ડુંગરમાં નાગબાઇ, બારાડી માં પિંડારા પાસે આલબાઇ, ઓસમ પર માત્રી, શિહોરના ટેકરા ઉપર અને ધારી પાસે ખોડિયાર, ચોટીલા પર ચામુંડા અને કોયલા પર હર્ષદના સ્થાન મુખ્ય છે. ઝાલાવાડમાં શકિત જોગણીના સ્થાનો છે આ બધાં મૂળ સ્થાનો ખુલ્લા થાનકો છે. કાઠિયા-વર્ણ તેમજ તેરતાંસળીનો લોક સમુદાય આવાં સ્થાનકો-... નૈવેદ્યમા પશુબલિ પણ ધરતો; હવે તેનું સ્થાન ... લીધું છે

સમુદ્રકિનારે ભાઠાંની કોઇ કરાળમાં સિકોતેર માતાનાં સ્થાન સૌરાષ્ટ્રની વિશેષતા લાગે છે. આ સિકોતેર આઇ દરિયાકાંઠાની ખારવા, કોળી અને કાંઠા ઉપરના પશુપાલક રબારી ભરવાડમાં વધારે પૂજાય છે. પશ્ચિમ સાગર કાંઠે તેમજ કચ્છની અખાત-ની કાંઠી ઉપર સિકોતરના થાનકો છે પશ્ચિમ અરબી સમુદ્રમા 'સોકોટ્રા' મોટો ટાપુ છે, સિકોતરો દરિયો તોફાની લેખાય છે પશ્ચિમના તોફાની પવનને ખારવા લોકો 'સિકોતરો વાવડો' કહે છે, આવી રીતે આ પ્રદેશની દેવીને સમુદ્ર સાથે ભૌગોલિક સંબંધ છે. મોગમી સદીથી સિકોતેર માતાના ઉલ્લેખો આપણે ત્યા મળે છે. મિયાણીની ખાડીનાં એક ભાઠોડાંમા સિકોતેર આઇનું બિહામણુ થાનક છે. ભેખડને સિંદૂરનાં તલકાં કરી માતાજી પૂજાય છે. એક જાતની ભયાનક માછલીનાં કાંટા-કરવત વગેરે પણ માતાને ધરેલાં દષ્ટિગોચર થાય છે.



મિયાણી ખાડીના ભાઠોડમાં સિકોતરીનું
ખુલ્લું થાનક : ફોટો નરોત્તમ પલાણ

પહાડ અને સમુદ્ર પછી નદીકાંઠો આઇના થાનક તરીકે યોગ્ય સ્થળ મનાયું છે, પ્રભાસતીર્થે સરની-મંડોર પાસે હિરણ નદીની કોતરમાં ખોડિયારનું વખ ભર સ્થાન, વેણુકાંઠે કોટડા પાસે બાવીસી આઇઓ, ખડબલી નદી ઉપર હોથીજીના ખડબા પાસે આવડ આઇ, સડોદર-કુલઝર પાસે પીઠડ, પોરબંદર અસ્મા-વતી કાંઠે અને બાબડા પાસે ગાત્રાળ, નવીબંદર ભાદર કાંઠે નરવાઇ અને ભાદરાઇ, વરતુ કાંઠે ચારણી આઇઓ,—આ બધાં ખુલ્લાં સ્થાનો, આઇઓના થડા છે

૩. પાદરનાં દેવ : લગભગ દરેક ગામના પાદ-રમાં કે ગોંદરે સતી-શૂરના પાળિયા સ્થાપી પૂર્વજોનાં



જામ જોધપુરથી ચારેક માઇલ પાટણ પાસે હરસાજર ચૌવા ચારણની ઝોક પાસે આઈ નાગબાઇનો થડો
ફોટો : નરોત્તમ પલાણ

ધૂપદીપનો સાદો પૂજા વિધિ, કુલેર તલવટ, ધાન, ગોળ, ઘી, પાંચધાનના ઠેકવા, કાંગ કે ચીણાને કાંગવાને ગોળ સાથે ફૂટરડીને બનાવેલાં ઢોલો, સાત ધાનનો અથવા જુવારનો ખીચડો, અને ચોખા નૈવેદ્ય તરીકે ધરાવવામાં આવે છે. કુટુંબ કે આખો વંશવેલો આવા થાનકે જુવારણાં ટાણે ભેળો થાય છે અને એક મેળા જેવો ઉત્સવ ઉજવાય છે. કોઇ ભૂવાના સરમાં દેવ આવે તો તે ધૂણે છે, અને 'નિવેદ પોગ્યાં' કહી પીઠ થાબડી આશીર્વાદ આપે છે. જન્મેલાંની માનતા અને મરેલાંની મુકરર તિથિએ લોકો 'દેવનાં' કરવામાં આવે છે. ભોળાં મનખની કેટલીય કથાઓએની પૂર્વજોની પૂજામાં સચવાયેલી છે. પાળિયાવિનાનું પાદર ભૂતકાળ વિનાના બાંડા ગામડાનું સૂચન છે.

સતની પૂજા થાય છે. સતીનાં ખુલ્લાં થાનકોમાં સતી થયેલ સ્ત્રીના હાથવાળા પાળિયા હોય છે. કોઇ સપીતા વંશજ કુળદેવતાની ખાંભી ઉપર ચાર બાજુથી ખુલ્લી એવી છત્રી બંધાવે છે. આવી છત્રીઓ જામનગર નાગનાથ, બરડામાં છાંયા, ઝાલાવાડમાં હળવદ, ગોહેલવાડે શિહોરમાં તેમજ રાજકુટુંબોની છત્રીઓ ઠેર ઠેર જોવા મળે છે. પ્રાણ કરતાં સતને વહાલું ગણી વીરગતિ પામેલ સૂરાપૂરા-શૂરધન પણ વડપૂર્વજ કુળદેવ તરીકે પૂજાય છે. લડાઇમાં મરાયો હોય તો વનવગડે, ગામની ગાયોની વહારે ધાતાં કામ આવ્યો હોય તો ગોંદરે અને મોતે કમોતે મર્યો હોય તો વાડા વાડીમાં કે મંદિરના પટાંગણમાં કુળદેવ થઇ બેસે છે, ખાંભી ખોડવામાં આવે છે. પ્રેમ-શૌર્ય-ભક્તિની સ્મૃતિ જળવાય છે, પ્રજામાં ભૂતકાળને યાદ કરી ન્યોછાવરી ખાનદાની આદિ સંસ્કારોનું ઉમદા ગુણોનું સિંચન થાય છે. પાળિયાના અનેક પ્રકારો જે તે પ્રજાની વિશિષ્ટતાને ધ્યાનમાં લઇને ઊભા થયેલા છે. સંતોનાં પગલાંની ખુલ્લી દેરડીઓ કે પેઢા પણ પૂજા સ્થાનો છે. સૌરાષ્ટ્રે આરણ્યક અને જનપદવાસી પ્રજાએ પોતાના ઇષ્ટદેવ તેમજ કુળદેવોનાં થાનકો ખુલ્લાંમાં જ અદ્યાપિપર્યંત રાખેલ છે.



સૂરાપુરાનો પાળિયો (છાયા : પોરબંદર)
ફોટો : નરોત્તમ પલાણ

૪. પાણીઆરીવાવ કે નદીતળાવને આરે જળ દેવ–જળઆઇનું સ્થાન સિંદૂરના અનેક તલકાં કરી સ્થાપિત થયેલું હોય છે. સુવાસણ સ્ત્રી પહેલી વહેલી પાણી ભરવા આવે ત્યારે અહીં જળઆઇનું પૂજન કરી શ્રીફળ વધેરે છે તેમજ સુવાવડ બાદ નાહી ધોઇ પાણી ભરવાનું શરૂ કરે ત્યારે પણ તરતનાં જન્મેલ બાળક- ની માતા બેડું લઇ સ્ત્રીઓના વૃંદ સાથે ગીત ગાતાં જળ જુવારવા આવે છે ધૂપદીપ કરી નાળિયેર વધેરી ટોપરૂં ગોળ બાળકોમા વહેંચે છે અને વાવને કાંઠે સિંદૂરના તલકાં ઉપર તાજો સિંદૂર લગાવે છે. પછી બેડું ભરી નાના બાળકનું ઝબલું પાણીમા બોળી ગીત ગાતા ઘેર જાય છે રસ્તામાં કપાસિયા વેરે છે જે ગાય વાછડા ખાય છે દરેક ગામના પાણીઆરે જળદેવ દેખાય છે

૫ હનુમાન . હનુ એટલે જડબુ. જડમાં વાળો માણસ આદિ માનવ ગણાયો છે હનુમાનની પૂજા પણ ઘણા જૂના સમયથી થતી હોવાના પુરાવાઓ મળે છે. ગામના પાદરમા ખુલ્લામા દક્ષિણાભિમુખ ઊભેલા વીર હનુમાનને દર શનિવારે તેલ, અડદ, ગોળ, શ્રીફળ, સિંદૂર, આકડાના રવૈઢાની માળાથી પૂજા ચડે છે સારંગપુરના હનુમાન, ગિરનાર તળેટિમા લંબે હનુમાન, મરમઠ પાસે ભરતના બાણથી (?) સૂતેલા હનુમાન, બરડામાં હાથલાના શનિશ્ચર–હનુમાન, પ્રાગપ્રાના ભીડભંજક વીર હનુમાન વગેરે મૂળ ખુલ્લા થાનકો છે. પાછળથી હનુમાન મૂર્તિ ઉપર સુંદર મંદિરો બંધાયાં છે પોરબંદરનું રોકડિયા હનુમાનનું ભવ્ય મંદિર, સિક્કાનું આધુનિક મારુતિ મંદિર સૌરાષ્ટ્રે સુંદર હનુમાન મંદિરો છે શરૂઆતમા તો કોઇ પણ પત્થરને આખ તરીકે કાઢી લગાડી સિંદૂર અર્ચા તેને હનુમાન તરીકે સ્થપાતો, પછી વીર અદાથી પનોતીને ડાબા પગ તળે દાબી જમણા હાથે જમણા ખભા પર ગદા ધારી મસ્તક ને ફરતે પરિકર જેમ પૂછડું ચડાવી ઊભેલા હનુમાનની મૂર્તિ સર્વને પરિચિત છે મારુતિની દશમી સદીના મૂર્તિઓ કોઇ કોઇ સ્થળે જોઇ શકાય છે ખુલ્લા સ્થાનકો પછી ઊભા કરાયેલા પ્રત્યેક હિંદુ દેવસ્થાનમા હનુમાન આવશ્યક મનાયા છે આપણી ભક્તિ અને વીરતાને પોષતો એ વનનર મહાવીર સૌરાષ્ટ્રની પ્રજાનો આગવો દેવ છે.

૬. ગણેશ : સૌરાષ્ટ્રવાસીઓનો આ દુંદાળો દેવ મૂળ ખુલ્લા થાનકોમાંનો એક છે. સપ્ત માતૃકા સાથે ગણેશ હોય છે જ. ગણેશની વિશાળકાય પ્રતિમા કોઇ નાનકડી ટેકરીના મથાળે કે રાજધાનીના મુખ્યદ્વાર આગળ અથવા અન્ય દેવસ્થાનમાં નજરે પડે છે ઢાંકના પશ્ચિમ પાદરમાં તથા નાગવદરને રસ્તે સીમાડા ઉપર ગણેશની વિરાટ પ્રતિમા તથા મસ્તકનાં ખુલ્લાં થાનકો છે જૂનાગઢ ઉપરકોટના દ્વાર પાસે, પ્રભાસ પાટણમાં ભીડિયામા તથા ભાલકાતીર્થમા, ઘુમલી કિલ્લાની રાંગમાં, તેમજ ગામ વચ્ચે, બોડિયા પ્રોલને રસ્તે ટેકરી ઉપર, તથા ઘેડ પંથકમાં ગણપતિના ખુલ્લાં સ્થાનો આવેલાં છે. ગણપતિને દરેક માસની વદ ચોથે લાડુનો ભોગ ધરાય છે દરેક શુભ પ્રવૃત્તિના રક્ષક વિઘ્નહર દેવતાના ખુલ્લાં થાનકો સૌરાષ્ટ્ર ભરમાં ગણેશ પૂજાની પ્રાચીનતા સિદ્ધ કરે છે.

૭ નાગદેવતા પુરાણ કાળના પાતાળ પ્રદેશનો એક ભાગ તે સૌરાષ્ટ્ર એવા અભિપ્રાયો ઉચ્ચારાયા છે અહીં નાગ પ્રજાનું રાજ્ય હતુ આર્યોની સાથે તે એકત્વ પામ્યુ કૃષ્ણની એક પટરાણી નાગકન્યા હતી ગમે તેમ પણ નાગ, આપણા ઘોઘા બાપા સૌરાષ્ટ્રનાં વહાલા દેવલાઓમાંના એક છે નાગ પાંચમે અને કોઇ કોઇ પોતાના પૂર્વજની તિથિએ નાગના થાનકે ઘીનો દીવો, ચોખાના લોટની કુલેર, તલવટ તથા શ્રીફળ વગેરી ધરે છે પગથિયાંવાળી વાવમા, કે નદી કાંઠે, ખોખડધજ વડલાની નીચે કે ખેતરની વંડીમાં નાગદેવનાં સ્થાપન થયેલાં હોય છે રાણાવાવમાં ખાખરિયા ઝાલાવાડમા ચોકડીમા સરમાળીઆ, કેશોદ-મારેકવાડી પાસે શ્રીમાલ કે સૈમાળબાપા, ભાવનગર પાસે નાગધણીબા, પોરબંદર અને ઓખામંડળમાં નાગબાપા કે ઘોઘાબાપાના ખુલ્લા થાનકો છે નાગને ક્ષેત્રપાળ કે ખેતલયો પણ કહે છે અર્વાચીન કાળમા ક્યાંક ક્યાંક નાગદેરી પણ બંધાયેલી છે ઢાંકના નાગાર્જુનને નાગ પ્રજા સાથે સંબંધ હતો એવી ઐતિહાસિક વાર્તા છે

૮. શંકરના ઓટા : સૌરાષ્ટ્રની ગામડી પ્રજા શંકરને દાદા તરીકે પૂજે છે. જે ગામમાં બ્રાહ્મણ હોય તે ગામને પાદર વડ કે પીપળા નીચે ઓટો કરી તેના પર શિવલિંગ સ્થાપી તેની પૂજા અર્ચના કરાય છે. સાગર કિનારે તો ખુલ્લાં લિંગ પૂજવાનો આ રિવાજ સેંકડો વર્ષથી ચાલ્યો આવે છે જ્યાં ખુલ્લાંમાં સ્વયંભૂ લિંગ દેખાય ત્યાં પૂજા શરૂ થાય. પ્રથમ ખુલ્લાંમાં પછી સમયાનુસાર ઉપર મંદિર રચના પામે. બરડાના બિલનાથ પ્રથમ સ્વયંભૂલિંગ, બોરડી પાસે કોકશિયા પણ મૂળ સ્વયંભૂલિંગ ખુલ્લામાં શિવસ્થાન છે. ઓખામંડળ દ્વારકાના સમુદ્રકિનારે રૂપેણ બંદર ઉપર એક ભાઠના ખડકમાં એકાદશરૂદ્ર, એક જાલાધારીમાં અગિયાર શિવલિંગ કોતરેલાં છે. જે તદ્દન ખુલ્લામાં છે. બારાડી ધતુરિયા ગામે અને સોરઠમાં ગૈરા ગામે ઓટા ઉપર શંકરનાં સુંદર ખુલ્લાં સ્થાનો વર્ષો જૂનાં છે.

૯. વાછરો ડાડો : ગામમાં, પાદર કે સીમમાં નાના ઓટલા ઉપર ત્રણ બાજુ નાની દીવાલો બાંધી પૂર્વ તરફ ખુલ્લું એવું વાછરાનું સ્થાનક હોય છે. આ વાછરાનો થડો છાપરાં વગરનો હોય છે. વાછરાના પ્રતીક તરીકે વીરવત્સરાજના અશ્વો મૂકાય છે. માનતામાં પણ વાછરાને ઘોડા અર્પણ થાય છે. જ્યાં પત્થર હોય ત્યાં પત્થરના, નહિતર પાકી ઠીકરીના અથવા લાકડાના અશ્વો મૂકાય છે. વાછરાના નૈવેદ્ય લાપસીનાં હોય છે. આ દેવ હડકવાને કાબુમાં રાખે છે. અને સર્પદંશવાળાને જીવતદાન આપે છે. પશ્ચિમ સૌરાષ્ટ્રે મહેરના ગામોમા તો લગભગ બધાં ગામે વાછરાડાડાનું થાનક હોય છે. બારાડી ઓખામાં પણ થાનકો છે. ઓખામડળમાં આઈઓના થડા જેવો જ સીમમાં બાવળનાં નાનાં ઝાડ પાસે વાછરાનો થડો છે. પશ્ચિમ સૌરાષ્ટ્રે વાછરાનો પ્રચલિત દુહો છે :

પડાણે પરચો દીધો રાણાવાવ રિયો રાત
છત્રાવે છતો થયો ડાડો રેવદ્રે રૂડી ભાત

વાછરાના જીવન વિશેની એક કથા આ દુહામાં સંકળાયેલ દેખાય છે. હાલ પડાણા, રાણાવાવ, છત્રાવા, રેવદરા ગામે વાછરાનાં મુખ્ય થાનકો છે. જ્યાં તેના ભુવા રહે છે. પાછળથી વિકસેલાં આપણા ખુલ્લાં દેવસ્થાનોમાંનું આ એક અનોખું થાનક છે.

૧૦. આવું જ પાછળથી વિકસેલું : મધ્ય કાળમાં ઊભું થયેલું મુસલમાનોના પીરનું પણ સૌરાષ્ટ્રે ખુલ્લું સ્થાન થયેલ છે. ચાંદ સિતારા ભર્યા ગગન નીચે જ જમીન ઉપર પીરની દરગાહો આવેલી છે. સૌરાષ્ટ્રમાં વલભીના પતન પછી સ્થિર થતા ગયેલા મુસ્લિમોએ હિન્દુ દેવસ્થાનોને અનુસરી પોતાનાં ધર્મસ્થાનો ઊભાં કર્યાં. દૈવી સહારા પર અવલંબન ગમે તે મઝહબમાં માણસે રાખવું જ પડે છે. ઓલિયા–પવિત્ર પુરૂષની પાક યાદમાં ગામ બહાર ખુલ્લામાં એ પીર–ઓલિયાની દરગાહો ઊભી કરી. સૌરાષ્ટ્રમાં ઠેર ઠેર પીરની દરગાહો, તકિયા ખુલ્લાંમાં જોઇ શકાય છે. ગિરનાર પર દાતાર, જોડિયા, નવલખી, તરફ ગુલાબ શાહ, ઓખામાં પંજપીર. મધ્ય સૌરાષ્ટ્રે આશાબા અને ગેબનશાહ, પ્રભાસમાં માંગરોળી શા. તલાજામાં હસનપીર. વગેરે મૂળ ખુલ્લામાં કબર અને પછી થયેલી ઉપર છત્રીઓ છે.



આવડ આઇનો પેઢો (ખડબા–હોથીજીના) :
ફોટો : મણિભાઇ વોરા

૧૧. દર્દનાં દેવ : શીતળા, બળિયાદેવ, ઊટાટિયો, ધાંસીમાતા, રતવેલિયો, ગડિયો વગેરે દરદના દેવ છે.

(અ) શીતળા–શીળી, ઓળી અછબડા ઉપર અધિકાર ધરાવતાં શીતળા માતાનું સ્થાન લગભગ દરેક ગામે ખુલ્લાંમાં હોય છે. જ્યાં જન સમુદાય



નેવું વરસનો ચારણ ભૂવેર ભૂરો : (હાથીજીના ખડબા) : ફોટો : મણિભાઇ વોરા

સારી પેઠે ભેગો મળી શકે તેવાં સ્થાને ગામ બહાર અથવા કોઇ મંદિરના વિશાળ પટાંગણમાં શીતળાને પધરાવ્યાં હોય છે. ચાર પાણા પૂરી બનાવેલ ગોખ અથવા ખુલ્લામાં મૂકેલો કોઇ પણ પત્થર શીતળા-માતા તરીકે પૂજાય છે. શ્રાવણ વદ સાતમે શીતળાના સ્થાનકે મેળો ભરાય છે. વરસાદ ભલેરા થયા હોય તો ગામ લોકો ઉમંગમાં રહે છે. તેથી મેળાનો રંગ સારો જામે છે. માતાજીને બાઇઓ બાજરાના લોટની કુલેર, નાળિયેર ધરે છે. બાળકની માતા સાતમનું વ્રત કરે છે, ટાઢું ખાય છે. અને માતાજી 'અમીના છાંટા' નાંખે છે. 'સાતમનાં થેપલાં' તો ગામડાંમાં જાણીતી બાબત છે. બરડામાં વીસાવાડા અને વઢાળા વચ્ચે પણાજિવા ટેકરાના થડમાં શીતલાનું વિખ્યાત ખુલ્લું થાનક છે. અહીં પાંચ સાત ગામનાં લોક સાતમને દિવસે દર્શને મેળામાં આવે છે પૂજારી બાવાઓને પુષ્કળ કુલેર કોપરું મળે છે. પોરબંદરની શીતળાનાં પૂજારી ખારવા કોમની સ્ત્રીઓ છે.

(च) બળિયાદેવ પણ શીતળાને મળતા દેવ છે. ગામ બહાર ખીજડા નીચે તેનું ખુલ્લું થાનક હોય છે. પ્રાંગધ્રામાં ગઢની રાંગમાં બળિયાનાં માથાં પૂજાય છે.

(क) ઊટાટિયો અને ધાંસી બાળકોને થતી ...ી ઉધરસનાં દેવ છે. તે પણ ગામ બહાર કોઇ પત્થરમાં સ્થાપિત હોય છે. દરિયા કિનારે ભાઠોડાં ઉપર તલકાં કરી આવાં દેવને અગરબત્તીનો ધૂપ કરી શ્રીફળ વધેરી ધુધરી અને ગોળ ધરીને ભેગાં મળી ત્યાં જ પ્રસાદ લે છે. ખાસ કરીને સ્ત્રીઓ અને બાળકો જ ઊટાટિયાની ધુઘરી ખાવા જાય છે. આ દેવનો પૂજારી ધોબી હોય છે. ઊટાટિયાના થાનકે ધોબી હાજર હોય છે. પોરબંદરમાં આ સ્થિતિ છે.

( ड ) ગડિયો દેવ ગડગુમડનો દેવ છે તેનો પ્રસાદ ગોળ છોકરાંઓમાં વહેંચાય છે. કોઇ કોઇ સ્થાને આવાં ફટકિયાં ફોડલાનાં દેવને રોયર રોયડ પણ કહે છે શીતલાની માની લીધેલ મૂર્તિ પાસે જ કોઇ કરકરિયો પત્થર સ્થાપિત કરી તેને આ દેવ માને છે.

( ई ) રતવેલિયો દેવ પણ લાલ પાકા પત્થરને મૂકી શીતળા સાથે પૂજાય છે. બાળકોને કે ઢોર ઢાંખરને રતવા કે કોઇ પ્રકારનો વા થાય, લાગ પડે, ગરમીનાં દર્દ થાય, હાથ પગમાં પીડા હોય તો આ દેવની માનતા થાય છે.

આવાં સ્થાનકે દર્દ મટયે નૈવેદ્ય ધરી અને ખાટલો મટયો હોય તો નાની ખાટલી, પારણું આબાદ રહ્યું હોય તો નાનું ઘોડિયું, હાથ પગ મટી ગયા હોય તો લાકડાંના હાથ કે પગ ઘડાવી દેવને ચઢાવવામાં આવે છે. આવી ચડાવેલી નાની લાકડાંની ચીજોના અને નાળિયેરના કાચલાંના ઢગલા આવાં સ્થાને દેખાય છે.

આ સર્વ દર્દના દેવો પ્રજામાં રહેલા વહેમ અને અજ્ઞાનથી ઉદ્‌ભવેલા દેવ છે. તેથી પાછળ કોઇ તાત્ત્વિક શુદ્ધ દૃષ્ટિ રહેલી નથી. પ્રજા માનસના વિકાસની સાથે આવા દેવો અદૃશ્ય થતા જણાય છે.

આમ આખું સૌરાષ્ટ્ર ખુલ્લાં દેવ થાનકોથી રંગાયેલું–પૂરાયેલું લાગે છે. તેની આસપાસ ધર્મ-શાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર વણાયેલાં હતાં અને હજુય અમુક અંશે છે. ગામડાંનાં માણસોએ ઊભાં કરેલાં છે એમ કહી એને અજ્ઞાન અને વહેમ સમજી જતાં કરી શકાય તેમ નથી. એ થાનકોની પાછળ ઇતિહાસ તથા જનજીવન પડેલાં છે. એનાથી વિરુદ્ધનો દેખાતો આજનો વિકાસ એને જ આભારી છે એમ કહેવું ભલે સયુકન ન લાગે પણ મહદ્ અંશે 'સમાજ' એણે જ ઊભો કર્યો છે તેની ગવાહી ઇતિહાસ પૂરશે.

# એકલા હાથે અઢારને ભગાડયા

– દાદાભાઇ જે. વાળા

ઠાકર મંદિરની ઝાલર જોરદાર જુવાનડાના હાથે ઝણઝણી ઊઠી. રાત પડી ગઇ છે એવી ગામ આખમાં જાણ થઇ ગઇ. બે ઘડી સૌએ કામ બંધ કરી દીધાં. સીમમાંથી થાકયા પાકયા આવતા શ્રદ્ધાળુ માણસોએ ચોરાના પગથિયાં ચડતાં ચડતાં માથેથી ફાળિયું ઊતારી ઠાકોરજીને માથું નમાવી પૂજારી પાસેથી ચરણામૃત લીધું. થોડોક થાક ઠાકરમંદિરે મૂકી સૌ ઘર તરફ ઊપડયા.

પૂજારીએ માણસો ઓછા થતાં ટોકરી વગાડી ભગવાનને પોઢાડી દીધા. મંદિર બંધ કરી તાળુ માર્યું. પછી તો છૂટા છવાયા બેઠેલાઓ પણ "વાળુ" માથે ઊપડયાં.

દરબાર ગીગાવાળા પણ ઊઠયા. પગથિયાં ઊતરતાં ઊતરતાં વિચાર આવ્યો. 'ખેતરે આંટો દેતો આવું'.

ટીંબલા ગામની ઊગમણી દિશામાં ગામથી થોડુંક જ છેટે દરબારનું ખેતર હતું. હમણાં હરણાં હડયાં હતાં એટલે તપાસ કરવાનો વિચાર થયો. વળી બે દિવસથી વાંઢિયાર (માલધારી) પોતાના ઘેટાં-બકરાં લઇ સીમમાં પડયા હતા. કદાચ તેઓ ત્યાંથી નીકળે અને રંજાડ કરે.

હવે બન્યું એવું કે આ વાઢિયારની પાછળ એક ટોળી પડી ગયેલી. રાત્રે વાંઢિયાર જયાં માલ બેસાડે ત્યાં લપાતા છૂપાતા આવી ઘેટાં બકરા ઉપાડી જાય. અઢાર માણસોની ટોળીનો નાયક એક મકરાણી હતો. જે મસ્તાનના નામથી ઓળખાતો. જેવું નામ તેવું જ તેનું શરીર પણ મસ્તાન હતું. અસલ ગર્યના સીસમમાંથી કંડાર્યો હોય તેવો પડછંદ દેહ. એક એક બગલમાં એક એક ઘેટું નાખી ચાર ગાઉ એક શ્વાસે દોડયો જાય તેટલી તાકાત.

દિવસે આ ટોળીનો એક ચાડિકો માલના ટોળાંને નજરવેગે રાખે ટોળું કયાં રાતે પડાવ નાખવાનું છે તેની માહિતી મેળવી લ્યે. ટીંબલાની સીમમાં આવેલા આ માલધારીઓના એક ગોવાળના ધ્યાનમાં આ ચાડીકો આવી ગયો. તેણે સૌને વાત કરી કે એક આદમી આપણાં ટોળાંની પાછળ પાછળ ફરે છે. એટલે આ માલધારીઓએ ટીંબલાની સીમમાં પડાવ નાખવાને બદલે અંધારું થતાં તો તરવડા તરફ આગળ નીકળી ગયા.

ચાડીકાના કહ્યા પ્રમાણે આ અઢારેયની ટોળી ટીંબલાની સીમમાં ઘેટાં ચોરવા આવી પણ માલધારીઓને ભાળ્યા નહીં એટલે નિરાશ થઇ પાછા વળ્યા. પાછા ફરતી વખતે દરબાર ગીગાવાળાના ખેતરમાં થઇને નીકળ્યા. સુખી ઘરની વહુવારૂ જેમ ઘરેણાંથી ભાંગી પડતી હોય તેમ કપાસથી ભાંગી પડતા વણના છોડવાઓ ભાળ્યા. સૌની દાઢ ડળકી.

"સકન કરતા જાહું ?" મસ્તાને તેના સાથીઓને પૂછયું.

"મંડીએ વીણવા" સૌએ જવાબ આપ્યો. અને અઢારેય જણ મંડયા કપાસ વીણવા.

દરબાર ગીગાવાળાએ અંધારામાં છેટેથી સૌને ભાળ્યા. વિચાર્યું "માળું... હરણાંનું ટોળું પૂગી ગયું લાગે છે."

ખેતરમાં આજુબાજુથી વીણી જૂના ભોથાંનો ઢગલો કર્યો. તેમાં દીવાસળી ચાંપી ભડકો કર્યો. અચાનક અજવાળું થાતાં નફકરા જીવે કપાસ વીણતાં અઢારેય જણા ચમકી ગયા. તાપણા પાસે પડછંદ આદમીને ભાળ્યો. ઈશારો થતાં અઢારેય જણા દરબાર ઉપર તૂટી પડયા. ગીગાવાળા પણ અચાનક હુમલો થતાં પામી ગયા કે આ કોઇ ખાટસવાદિયા છે.

દરબાર ગીગાવાળા તો ખાલી આંટો ગયેલા એટલે હથિયારમાં એક તલવાર અને દેહળબડો (દોઢ હાથનો બડિયો) હતા. પણ હિમ્મત ખૂબ જબરી હતી આખા ગામમાં હિમ્મતમાં ગીગાવાળા વખણાતા. તલવાર ગાળાચી કરી આગળ દોડતા આવતા

એક ઉપર ઘા કર્યો. એક જ ઘાએ તે ઢગલો થઇ ગયો. ત્યાં તો સત્તર જણાએ દરબારને ઘેરી લીધા. લાકડીઓના ઘા થવા મંડ્યા પણ નાનપણમાં પટાબાજીની રમત રમેલા તે આજે કામ આવી. બડા ઉપર અને તલવાર ઉપર ઘા ઝીલતા જાય. મસ્તાને ઢંગ ફેરવીને દરબાર ઉપર ઘા કર્યો. પણ બડો આડો ધર્યો ઘા કાંડામાં પડતા હાથમાથી બડો ઊડી ગયો. ત્યા તો મસ્તાને દોટ દીધી અને દરબારને બથમા લઇ લીધા. બન્ને બથો બથ આવી ગયા પણ દરબાર ગીગાવાળા તો કુસ્તીના પણ નિષ્ણાત હતા નાનપણમાં તેમનાથી દોઢી ઊમરના છોકરાને પણ કુસ્તીમા હરાવી દેતા નાનપણની લીધેલી આ તાલીમ આજે તેમને વ્યાજ સહિત પાછી મળી. મસ્તાનને બથમાં લઇ મંડ્યા ફેરવવા. વળી બીજા લાકડીનો ઘા દરબાર ઉપર કરે એટલે ફેરવીને મસ્તાનને આડો ધરે. 'ફડાક' કરતો લાકડીનો ઘા મસ્તાનના વાંહામાં પડે મસ્તાન તો દરબારની ઢાલ બની ગયો એમા એક લાકડી દરબારના હાથ ઉપર પડી. હાથમાંથી તલવાર ઊડી પડી. એક જણ તલવાર લેવા કૂદયો દરબારની નજર તેના તરફ ગઇ. જોર કરી મસ્તાનને તોળી લીધો અને એવો તો ઘા કર્યો કે પેલો વાંકો વાંકો તલવાર લે છે તેના ઉપર મસ્તાન ઝીકાયો એક તો વજજર જેવો મસ્તાનનો દેહ અને પાછો દરબાર ગીગાવાળા ના હાથે ઝીકાયો. તલવાર લેવાને બદલે પેલાનું મોઢું અધું ધૂળમા ખૂતી ગયું. આંખો અને મોઢા મા ધૂળ ભરી ગઇ. દરબારને છૂટા થતા ભાળી બીજા ભાગ્યા. ગીગાવાળા તેની પાછળ દોડયા.

મસ્તાન અને પેલો કોળી ઊભા થયા મસ્તાનને એક બે તલવારના ઘા વાગ્યા હતા. અને મોઢા ઉપર ચરકા થયા હતા. ભાગવાની તૈયારી કરે છે ત્યાં એક જણને પડેલો ભાળ્યો તેને ઓળખ્યો

"આ તો આપણો જણ" મસ્તાને સાથીદારને કહ્યુ. "પડ્યો રહેવા દઇશું તો સવારે ઓળખાઇ જશે" સાથીદારે શંકા દર્શાવી. "ઉપાડના જાઈ" મસ્તાને કહ્યુ.

બન્ને જણાએ ત્યાં પડેલા કંઇનેક ફાળિયામાંથી એક લઇ ઝોળી બનાવી. તેમાં પેલા ઘાયલ સાથીદારને નાખ્યો અને સરભંગ તરફ ઊપડી ગયા. દરબાર ગીગાવાળા પાછા ફર્યા તો મસ્તાન પણ પલાયન થઇ ગયેલો. "બલા ટળી" કહી દરબાર ઘર તરફ વળ્યા તલવાર ખેતરે પડી રહી.

ઘેર વાળુ ટાણુ થતાં સૌએ રાહ જોઇ. પણ થયું કે ગીગાભાઇ વાતુંના શોખીન છે. ક્યાંક બે-પાચ ડાયરો ભેગા થઇ વાતો કરતા હશે એટલે તેમના નાનાભાઇ કાથડભાઇ બોલાવવા બહાર નીકળ્યા નાકા પાસે આવ્યા ત્યાં ગીગાભાઇના ખાસ ભાઇબંધ સેલારભાઇ બેઠા હતા. તેમને પૂછ્યુ.

"ગીગાભાઇને જોયા ?"

"આરતી ટાણે ઠાકર મંદિરે હતા" સેલારભાઇએ કહ્યું.

ત્યા તો સામેથી ગીગાભાઇને આવતા સૌએ ભાળ્યા. નજીક આવ્યા ત્યા કપડાં થોડાં ફાટેલાં, લોહીના ડાઘ અને મોઢા ઉપર થાકના ચિન્હો સૌએ ભાળ્યા

"ગીગાભાઇ ક્યા હતા અટાણુ લગી, ક્યાંય ધીંગાણુ કર્યું ?" સેલારભાઇએ પૂછયું

દરબાર ગીગાવાળાએ બધી વાત કરી સેલારભાઇએ ઠેકડી કરતાં કહયું

"નીંદર આવી ગઇ હશે ગીગાભાઇ! અને કો'ક ઠેકડી કરવા તલવાર લઇ લીધી હશે".

"મારી વાત ઉપર વિશ્વાસ નો આવતો હોય તો ખેતરે જાવ. જાઓ જોઈને ખાતરી કરી આવો" ગીગાભાઇએ રોષમાં કહ્યુ અને ઘેર જતા રહ્યા

બેઠેલા બે પાંચ જણા ખેતરે ગયા. તો ત્યાં ત્રણ-ચાર જોડી પગરખાં અને ૮ થી ૧૦ ફાળિયાં પડ્યા હતાં. વળી સરંભડાની દિશામાં લોહીનાં ટીપાંની હાર દેખાણી. સૌને ખાત્રી થઇ કે ખરેખર ગીગાભાઇએ અઢારને ભગાડયા.

સંપાદક

## પૂર્વબંગ ને ચેતના

પૂર્વબંગ માટેની કવિતાને અપાયેલા પડકારને કેટલોક જવાબ મળ્યો હોવાનું આ અંકના ઉઘડતે પાને લખ્યું છે. શ્રી. આચાર્ય જયંતભાઈએ તો મેણાના મારથી કાવ્ય બહાર કાઢ્યું, પણ એમના ઘટમાં કવિતાના ઘોડાં થનગનતાં જ હતાં.

શ્રી. મકરંદભાઇના પત્રમાંથી બે લીટી ટાકું. તેઓ જણાવે છે કે: "તમારું દર્દ, તમારો રોષ, તમારું આહ્વાન. પણ ભાઈ, આતમના દુકાળ એકલી કવિતાને જ કયાં લાગ્યા છે ! જીવનનો કોઇ સીમાડો એણે બાકી રાખ્યો છે ?

"ભગવાને મને ગળું નથી આપ્યું. નહિ તો ગામે ગામ ગજવતો અને સળગાવતો ચાલી નીકળત. પણ મારે એકાંત ખૂણે ધૂણી ધખાવીને બેઠો છું. ધૂણામાં સાચ હશે તો કયાંક ને કયાંક ચિણગારી ચેતાવ્યા વિના નહિ રહે."

એમનું પૂર્વબંગનો પડકાર ઝીલવાનું કાવ્ય ઊઘડતે પાને આપ્યું છે.

શ્રી. દાદુભાઈ ગઢવી લખે છે કે: હું હૈયા દૂબળો માણસ છું. નહિતર વિચાર તો એવો થાય છે કે 'બંગાળ બાવની'ને ઝોળીમાં લઈ, ખભે મારી ગામે ગામ, શહેરે શહેર જઈ આહલેક જગાવું. મારા ચારણ જીવનને એ રીતે સાર્થક કરૂં."

પણ શ્રી. મકરંદભાઈ લખે છે તેમ ધૂણીનો દેવતા ચિણગારી ચેતાવ્યા સિવાય રહેતો નથી. ગામે ગામ એ માટેના નાના મોટા સમારંભો થયા કરે છે. અને શ્રી. દાદુભાઇ જેવાના થોડાક કોડ પૂરે તેમ 'લોકસાહિત્ય પરિવાર' તરફથી ગુજરાતનાં છ મોટાં શહેરોમાં એ ચેતના માટે તા. ચોથી સપ્ટેમ્બરથી કાર્યક્રમો યોજાઈ રહ્યા છે. થોડા જવતલ હોમવાનું કાર્ય એથી જરૂર થશે.

બીજાં આવેલાં કાવ્યો અને દુહા ઘણા મોડા પડયા છે, એથી લઈ શકાયા નથી. એક વાત તરફ ધ્યાન દોરવાનું મન થાય છે કે પૂર્વ બંગના પ્રશ્ને જાગેલા સંઘર્ષમાં કાવ્ય માટેની વિપુલ સામગ્રી પડી છે. એટલે એકના એક વિષય ઉપર ન લખતાં કવિતાએ વિષયોનું વૈવિધ્ય પકડવું જોઇએ. અથવા તો એકના એક વિષયને નવા જ દષ્ટિકોણથી જોઇને નવાં દર્શન આપવાં જોઈએ. ચીલા ચાલુ ન બની જાય એવું નવું ખેડાણ કરનારાઓને વિનંતી.

## ચારણો ને ૧૮૫૭નો બળવો

આ અંકમાં 'પરિકમ્મા'ની ચાલુ લેખમાળામાં શ્રી. રતુભાઈ રોહડિયાનો ખરેડ ગામના ઘણા ચારણોને ૧૮૫૭ના બળવાને કારણે ફાંસી આપ્યાનો ઉલ્લેખ છે. અને જ્યાં ફાંસી આપી તે વાડીને ફાંસીવાડી તરીકે ઓળખાય છે એમ જણાવ્યું છે.

આ સંબંધમાં વિશેષ હકીકત એમની પાસેથી માગતાં તેઓ જણાવે છે કે:

"૧૮૫૭માં ધોલેરાના શેલાજી ચૂડાસમાએ ભાવનગર વિરૂદ્ધ અંગ્રેજોને બોલાવેલા. ત્યારે ખરેડના ચારણોએ ઠબકાનો દુહો કહેલો :

> ફૂલ્યા ફાલ્યા ન ફરો, શેલા સતાણી;
> જાતે દીએ જાણશો, અંગરેજને આણી.

આગળ જતાં જણાવે છે કે "એક બીજા અજીતસિંહ ગેલવા હતા. એમણે પણ ૧૮૫૭માં ભાગ લીધેલો."

આગળ જતાં જણાવે છે કે "ભાવનગર મહારાજા વજેસિંહજીએ ગુજરાતના સામરખાના કાનદાસ મેહડુના પુત્ર જેમણે પાટલા ગામે લુણાવાડાના દલેલસિંહ તરફથી લડતાં અંગ્રેજ ફોજના ૮૪ સૈનિકોને મારીને નીકળી ગયેલા તેમને આસરો આપેલો,"

એ પછી જણાવે છે કે "અંગ્રેજો સામે

ઘડવા અને એની જાળમાં ન ફસાવા માટેનાં કેટલાંક ગીતો મળ્યાં છે. જે સૌરાષ્ટ્ર યુનિ○ ને આપેલી હસ્તપ્રતોમાં છે. એમાં મૂળુ દેથા નામે એક કવિનું ગીત વજેસિંહ મહારાજને ઉલ્લેખીને છે કે:

વજા નાખે મૂછે ભજા, ગજાવંત ભંરલ બળ
વખતસત વાહ બળ ધરાવાળું
કૂડના બોલતલ, તાળિયું કૂટતલ
મૂડિયા કાઢી રે કાઢી મારૂ – ૧
હુકમ જો કરો તો થરૂ થાણાં હલે
જરૂ સત સંગ સરે દીન જાગે
મૂંછના મૂંડતલ ગ્રાસ ન કે મળે
મૂંછ ના મૂંડતલ ભીખ માગે – ૨
કુંપની કલકતા મળી ફોડત કરે
શિશ ઉનડ ધરે અગન સગડી
રંગભીના વજા સોળપે ન રેવું
ટીલવા કાઢ રે કાઢ તગડી – ૩

એ પછી જણાવે છે કે આણંદ તાલુકાના સામરખા ગામે થઇ ગયેલા સુપ્રસિદ્ધ કવિ શ્રી. કહાનદાસ મેહડુએ પણ ૧૮૫૭ માં ભાગ લીધેલો.

સાથોસાથ જણાવે છે કે આ કહાનદાસ મેહડુએ નાના સાહેબ પેશ્વાને આશ્રય આપીને સામરખામાં જ સોમનાથ મહાદેવના મહંત બનાવી ભગવાન વન નામ આપીને છુપાવી રાખેલ. નાના સાહેબ પેશ્વાએ પોતાની છેલ્લી જરી સાલ કવિ કહાનદાસને ભેટ આપેલી, જે કવિના કારજવેળા તેમના પુત્ર વિસાભાઇએ પોતાના રાવળદેવને દાનમાં આપેલી.

પછી લખે છે કે આ નામધારી ભગવાનવનની સમાધિ સામરખામાં છે. એમનો 'નાદ વંશ' ચાર પેઢી ચાલ્યો. હાલના મહંત ઘરબારી થતાં 'બુંદવંશ' થયો છે. અને કહાનદાસ મહેડુની પણ પાચમી પેઢી ચાલે છે.

પછી લખે છે કે કવિ કહાનદાસના વંશ જ શ્રી. સામંતસિંહ મેહડુએ સ્વ. શ્રી. બળવંતરાય મહેતા મુખ્ય પ્રધાન હતા ત્યારે આ સંબધે લખેલું. પણ જવાબ ન મળ્યો.

આ બધી વાતો ઘણી મહત્ત્વની અને ઘણી ગંભીર છે. ભારતના તાજા જ ભજવાઇ ગયેલા જ્વલંત ઇતિહાસ સાથે જોડાયેલી છે. આ બધી વાતોનું સંશોધન કરવામાં આવે અને એમાંથી થોડું કે સિદ્ધ થાય તો સૌરાષ્ટ્ર–ગુજરાતને ૧૮૫૭ના બળવા સાથે સાંકળતી સુવર્ણ કડીઓ મળી આવે.

ખરેડના ચારણોને ફાંસી અપાઈ તે સંબંધે બીજી એક વાત એવી મળે છે કે ચારણોના અંદરો અંદરના ઝગડાને કારણે જેમને ફાંસીની સજા થઈ તેમને જ ફાંસી આપવામાં આવેલી. એ વાડીએ ફાંસી અપાતાં તે ફાંસી વાડી તરીકે પછીથી ઓળખાઇ.

અંગ્રેજોની બેસતી ગાદી વખતે પ્રત્યેક નાનાં મોટાં રજવાડાં એક બીજાનાં ગામો ગળી જવા નાનાં મોટાં ધીંગાણાં ખેલતાં હતાં. અને એમાંથી ઘણાએ અવાર નવાર અંગ્રેજોની મદદ માગેલી. સૌરાષ્ટ્રમાં તો બહારવટીઆઓને જેર કરવા પણ એવી મદદ ઠેઠ સુધી અપાયેલી, એને પરિણામે જ વોકર સેટલમેન્ટ આવ્યું, એટલે ચૂડાસમાઓએ એ કારણે પણ ભાવનગર વિરૂદ્ધ અંગ્રેજોની મદદ માગી હોય.

સૌરાષ્ટ્રની નાની મોટી મૂછાળી ઠકરાતો ને બહારવટીઆઓ પણ નમૂછિયા અંગ્રેજોને શરણે જાય એ ત્યારના ક્ષત્રિયપ્રેમી ચારણોને ન જ ગમે. એટલે અંગ્રેજોને પડકાર આપતાં કાવ્યો ત્યારે રચાય જ.

આ બધી બાબતોને ૧૮૫૭ના બળવા સાથે કેમ સાંકળી શકાય એવો પ્રતિરોધ પણ થાય છે. અજીતસિંહ ગેલવાનો કિસ્સો ઘણું કરીને રાજસ્થાનનો છે. અને એ પછી અંગ્રેજો સાથે સૌરાષ્ટ્રનાં રજવાડાઓએ જે નામોશીભર્યા કરાર કર્યા તે "હચીનન્સનની ટ્રીટી તરીકે જગ જાહેર છે એમ કહેવાય છે કે નાના ગામધણી ગરાસો દબાવવાની ફીકરમાં ત્યારે હતા અને રજવાડાં ગામધણીઓનાં ગામો ખાઈ જઈને રાજ્યો બાંધવાની વેતરણમાં હતાં. દેશ પ્રેમથી પ્રેરાઈને અંગ્રેજો સામે લડનાના બનાવથી એ ચિત્ર ઉલટું જ છે. એમાં અંગ્રેજો સામે બહારવટું ખેલનારાઓને આશ્રય પણ મળતો, પણ એ બહારવટાં ૧૮૫૭ના બળવા સાથે સંબંધ ધરાવતાં ન હતાં.

આમ એની સામેનો બીજો પક્ષ પણ છે. નાનાસાહેબ પેશ્વા ભાવનગરના શિહોર, જૂનાગઢ, મોરબી વગેરે સ્થળે સાધુના વેશે છુપાઇને રહ્યા હોવાની વાતોનો તાગ મેળવવા ભૂતપૂર્વ સૌરાષ્ટ્ર રાજ્યે ઠીક ઠીક પ્રયાસો હાથ ધરેલા. હવે આણંદના સામરખા ગામે કવિ કહાનદાસે આશ્રય આપેલ તે ભગવાનવન નાનાસાહેબ જ હતા કે ઉત્તરના કોઈ સાધુ તેની તપાસ ન થઇ હોય તો તે તપાસ માગતો મુદ્દો છે. કે પછી સુભાષ બાબુ જીવતા હોવાની તપાસ જેવું જ તે ઠરે છે તે જાણવાનું રહે છે. આવા કિસ્સાઓમાં વાતો તો ખૂબ વણાતી આવે છે. પણ એને પુરવાર માનીને આગળ ન ચલાય. શ્રી. રતુભાઇ રોહડિયા પોતે જ ઇતિહાસ પ્રેમી છે. એટલે એક સંશોધક તરીકે આ બધી વાતોને સંશોધનની ચાળણીએ ચાળીને ઘણો પ્રકાશ પાથરી શકે. એ માટે લાગતા વળગતાઓએ શ્રી. રતુભાઈ રોહડિયાને પૂરતો સાથ સહકાર અને સહાય આપવાં જોઇએ. સૌરાષ્ટ્ર યુનિવર્સિટી શા માટે એમને ઉચિત એવી સન્માનીય રકમ આપીને ન રોકે! કે પછી રોજના રૂપિયા સાતમાં જ એવાં શકિતશાળી આદમીનો કહ (સ) કાઢવો જોઇએ એમાં ઉચિતતા માની હશે!

## શ્રી. અગરચંદ નાહટાનો અભિનંદન સમારોહ

ચાલુ વર્ષના ઓકટોબર માસની ચોથી તારીખે રાજસ્થાનના સુપ્રસિદ્ધ સંશોધક, ઇતિહાસવિદ્ અને સાહિત્ય સાધકનો અભિનંદન સમારોહ ઊજવાઇ રહ્યો છે. શ્રી. અગરચંદજી નાહટાની સાહિત્ય સાધના અસાધારણ છે. સાઠ વર્ષની એમની સાહિત્ય સાધક આયુમાં ૩૭ ગ્રંથો લખ્યા ને સંપાદિત કર્યા છે. ત્રણસો પત્ર પત્રિકાઓમાં આજ સુધીમાં ઇતિહાસ અને સંશોધન અંગે ૩૦૦૦ લેખો લખ્યા છે. ૪૦ હજાર હસ્તપ્રતો અને ૪૦ હજાર મુદ્રિત ગ્રંથોનો સંગ્રહ કર્યો છે. સાહિત્ય અને કલા અંગેની ઘણી સંસ્થાઓમાં તેઓ સંચાલક રહ્યા છે. ઘણી પત્ર-પત્રિકાઓના સંપાદન મંડળમાં સન્માનીય સ્થાન પામ્યા છે. એમની આવી સાધનાને કારણે ઘણી વિવિધ ઉપાધિઓ પણ પામ્યા છે. આવા સાહિત્ય અને સંશોધન ક્ષેત્રે જ્વલંત કારકીર્દી ધરાવતા શ્રી. અગરચંદજી નાહટાના ઉચ્ચ સન્માનમાં અમે પણ અમારો નમ્ર સૂર પુરાવીએ છીએ કે તેઓ દીર્ઘાયુ બને અને ઉત્તમોત્તમ સાહિત્ય સેવા કરતા રહી જન સામાન્યને સમૃદ્ધ વારસો આપતા રહે.

## દુહા અને પાઠાંતર

ધારી પાસેના ભાડેર ગામેથી શ્રી. બાબુલાલ પરમાર લખે છે કે ઓગસ્ટના અંકમાં શ્રી. હરિશંકર શાસ્ત્રીજીના 'રા માંડળિક અને વીજળ વાજાનો પ્રસંગ' એ લેખમાં નાગબાઈના નામે રા માંડળિક અંગે જે દુહો છપાયો છે તે સંપાદક જેવા વિદ્વાન માટે બરાબર નથી. એમાં છેલ્લા ચરણમાં "વાળા માંડળિકને બદલે "મને તો વાળા માંડળિક" જોઇએ વગેરે વગેરે.

ભાઈશ્રી બાબુભાઇ ભૂલી ગયા કે એ લેખ 'વીજળ વાજા અને રા માંડળિક' અંગેનો સંશોધનનો લેખ હતો. જે ૩૪ વરસ પહેલાં છપાયેલો. સંશોધનના પ્રગટ થયેલા લેખ જેવા આવે તેવા યથાતથ છાપવા જોઇએ. એમાં સંપાદક સુધારા વધારા કરે તે અવિવેક ગણાય અને ઔચિત્યભંગ થાય. લેખ દુહા અંગેનો ન હતો. શાસ્ત્રીજીએ તો એમને તે કાળે જે રીતે મળ્યો હશે તે રીતે ટાંકયો હશે. દુહો એમના ઇતિહાસ-સંશોધનના ઉલ્લેખરૂપે જ ત્યાં મુકાયો છે. એમનો વિષય ત્યાં દુહાના સંશોધન કે સંશુદ્ધિનો નહતો. દુહાઓ કાળે કાળે કયાંક અપભ્રંશ થયા હોય છે તો કયાંક રૂપાંતર પાઠાંતર પામ્યા હોય છે. એથી જે સ્વરૂપે ટાંકે એમાં દોષ ન કહેવાય. અને સંપાદકથી એમાં સુધારા વધારાવું ડહાપણ ન ડહોળાય. પણ 'રા માંડળિક અને વીજળ વાજા' અંગેની શાસ્ત્રીજીએ પુરવાર કરેલી ઐતિહાસિકતા અંગે ભાઈ બાબુલાલે કાંઇક તર્ક ઉઠાવ્યો હોત તો લેખે લાગત.

એવું જ એમણે શ્રી. રતુભાઈ રોહડિયા જેવા દુહાછંદના નિપુણાત વારસદારના 'પરિક્મા'માં આવેલા એક દુહા અંગે લખ્યું છે.

શ્રી. રતુભાઇએ દુહો ટાંકેલો કે:

દીન ગણંતાં માસ ગયા, વરસે આંતરિયાં.
સૂરત ભૂલી સાયણા, નામે વીસરિયાં.

આમાં 'સૂરત' શબ્દ આવે જ નહિ એવું

પ્રતિપાદન કરવાનો પ્રયાસ કરીને પોતાની પાસેનો દુહો આપે છે કે :

દીન ગણંતાં માસ ગયા, વરસે આંતરિયા;
સોરત ગઈ સાયબા, નામે વિસરીયાં.

અહીં એમણે 'સોરત'નો અર્થ કર્યો છે સ્ત્રીની ઋતુ અને એ ઋતુ વહી ગઇ ને ઘરડી થઈ ગઇ એવો અર્થ કર્યો છે.

શ્રી. રતુભાઇના દુહાનું ૩૫ વર્ષો જૂનું છે. 'સોરત' ગઈ સાયબા'નો દુહો અહીં પહેલીવાર મળે છે. પણ 'સોરત'નો ભાઇ બાબુલાલે આપેલો દુહો અને અર્થ બન્ને મૂળ દુહા સાથે અને અર્થ સાથે મેળ ખાતાં નથી. અપભ્રંશને બદલે વિકૃત લાગે છે. તેમ છતાં માની લઇએ કે એવું પણ પાઠાંતર હોય. પણ તેથી શ્રી રતુભાઈએ આપેલો દુહો ખોટો ઠરતો નથી, તેમ અપભ્રંશ પણ લાગતો નથી. દુહાઓમાં પાઠાંતર રૂપાંતર થયા જ કર્યાં છે. પણ 'ઊર્મિ'માં મોકલનારે વિકૃત કે અપભ્રંશને બદલે શુદ્ધ અને સારા અર્થવાળા દુહા મોકલવાનો જ આગ્રહ રાખવો. અન્યથા 'ઊર્મિ'માં સ્થાન નહિ પામે.

### એક સુધારો

ઓગસ્ટ અંકમાં શ્રી. દેવજીભાઈ વાજાના લેખ લોકકલામાં ભીંત ચિત્રોમાં જે ચિત્ર આપેલ છે તેના નીચે ભૂલથી નરોતમ પલાણ લખાયું છે. એ ચિત્ર શ્રી. દેવજીભાઇ વાજાનું જ છે. અને નામ બદલી જવા બદલ તેમની માફી માગીએ છીએ.

### લાગણી-ભર્યું સૂચન એક મિત્રના પત્રમાંથી

"ઊર્મિ. ઓગસ્ટ' ૭૧માં મૂ. રવિભાઇનો પત્ર વાંચીને તમને બન્નેને ધન્યવાદ દેવાનું મન થયું આ પત્રમાં તેમણે જાપાની ચિત્રકારની વાત કરી તે પણ બહુ જ સુંદર છે અને એવી કલાસૂઝ આપણા ચિત્રકારોમાં પણ છે તેની એક નોંધ અહીં કરીએ :

પૂ. રવિભાઇનું જ એક ચિત્ર 'રાજકુંવરી 'રે' વાતાવરણના ચિત્ર માટે અદ્દભુત કહી શકાય તેવુ ચિત્ર છે. અંગ્રેજીમાં તેનું નામ આપ્યું છે 'The Sleeping Beauty'. – રૂપાંદે, મૃગ અને મયૂર સહિત સમગ્ર 'વનશ્રી 'સૂતેલું સૌંદર્ય' છે. આવું જ બીજું અદ્દભુત ચિત્ર શ્રી છગનલાલ જાદવનું 'રંકની કલા', અહીં 'રંક' શબ્દ કેવા માન અને આત્મગૌરવથી સજીવ બની ઊઠયો છે તે એ ચિત્રના વિગત અને વાતાવરણથી જાણી શકાય છે. આમ ઘણાં ચિત્રો ગણાવી શકાય. આ વખતનું ઊર્મિ. ઓગસ્ટ અંકનું મુખ પત્ર જ. ભાઈશ્રી ખોડીદાસ પરમારે શ્રાવણ વદ આઠમની રાત ઘણા જ માર્મિક સૂચનથી સૂતો પહેરેગીર, ચીભરી, કોડિયું અને ચાંદ વગેરેથી વ્યક્ત કરી આપી છે.

એક વાત મૂકું ? શા માટે ઊર્મિ૦ દર અંકમાં ચિત્રનું અવલોકન, વિવેચન ન આપે ? કવિતાના અવલોકન અર્થે ખાસ સામયિકો છે તો ચિત્ર અવલોકનનો એક વિભાગ તો આપણે રાખીએ !

ગંભીરપણે વિચાર કરશો એવી આશા સાથે"

—નરોત્તમ પલાણ

શ્રી. પલાણભાઇ ઘણા ઉત્સાહી અને સાહિત્યના વિવિધ અંગોના અભ્યાસી-ઉપાસક છે. આ પત્રમાં એમણે આપેલાં સૂચનો ઘણાં આવકારદાયક છે

પણ પહેલી વાત એ કે 'ઊર્મિનવરચના'માં પ્રગટ થતાં ચિત્રોનું જ તે અવલોકન કરી શકે. અન્ય સામયિકોમાં પ્રગટ થતાં ચિત્રોની માર્મિકતા પ્રત્યે અંગુલિનિર્દેશ કરી શકે. તે પણ પ્રસંગોપાત. પણ 'ઊર્મિનવરચના'માં ન પ્રગટ થતાં ચિત્રોનું અવલોકન અને વિવેચન કરવા જતાં વિવેકભંગ થાય. ત્યારે 'ઊર્મિનવરચના'માં મુખપૃષ્ઠ સિવાય બીજાં ચિત્રો પ્રગટ નથી થતાં.

એટલે આવું અવલોકન કે વિવેચન ચિત્રકલાનું સામાયિક કરે અને તે પણ અધિકૃત કલમે થાય તે જ ઉચિત બને સુપ્રસિદ્ધ 'કુમાર' માસિક એવું અવલોકન આપે છે. એટલું જ નહિ પણ ચિત્રની સમઝદારી કેળવનારૂં પણ તે એક માત્ર માસિક છે. વિવેચન પણ કોઈ કોઈવાર થતું રહેતું હશે. પણ વિવેચન હંમેશાં જોખમી વસ્તુ છે. કોઇ કલાગુરુને હાથે ન થાય તો પાંગરતી કલા અને ઉછરતા કલાકારને નુકસાન કરી બેસે.

—સંપાદક

Oormy Navrachana Rajkot-1 (Sep. '71) કિં. ૧-૦૦ Regd. No. G. 68

ઊર્મિ નવરચના

તંત્રીઓ
ઇશ્વરલાલ મો. દવે
જયમલ્લ પરમાર

ઓક્ટોબર–નવેમ્બર
૧૯૭૧
અંક ૪૯૯–૫૦૦

# દીપોત્સવી વિશેષાંક ૨૦૨૭: લોકસાહિત્યમાં નારી






























નૂતન વર્ષાભિનંદન



# શ્રી શામસ્મૃતિ કો. ઓ. હાઉસીંગ સોસાયટી લી. (સુચિત)—રાજકોટ

○○ આ સોસાયટી કાલાવડ રોડ ઉપર સેન્ટમેરી સ્કૂલ સામે નાના મવા સર્વે નં. ૩૫ માં કરવામાં આવેલ છે. આ સોસાયટીમાં થોડાક પ્લોટ બાકી છે. તો વહેલી તકે પ્લોટ પસંદ કરી પહેલો હપ્તો રૂા. ૭૨૬ નો ભરો.

○○ સાઠ ટકા લોનની સગવડતા છે.

○○ આ સોસાયટીની બાજુમાં જ ગુલાબવિહાર સોસાયટી, બંગલા બનાવવાવાળી, તથા શ્રી અનંત સોસાયટી આવેલી છે.

લખો અથવા મળો ;-

(૧) ગુલાબચંદ છગનલાલ શાહ ... .... રજની, ભુપેન્દ્ર રોડ....રાજકોટ.

(૨) વાંકાનેર ઓટોમોબાઇલ્સ, રાજકોટ ........ ફોન નં. ૨૯૨૫૮

... પદવીદાન સમારંભ દિવસ, સૌના માટે આજનો દિવસ હરખનો છે કારણકે સૂર્યકાન્તા આજે સ્નાતકની પદવી મેળવવાનો છે.

જેમના સંતાનો ભણીગણી માનમોભો મેળવે એવું બધી માતાઓ ઇચ્છતી હોય છે.

સંતાનોની સંખ્યા મોટી હોય તો બધા માતા-પિતા તેમના સંતાનોને જીવનમાં આ તક આપી શકતા નથી.

તમારા કુટુંબમાં બેકે ત્રણ બાળકો જ હશે તો તમે તેમને સારી રીતે ભણાવી શકશો.




# સોનાનો સૂરજ

હા, દાદાજીની વાત સાચી છે. તેમને વાંચવું છે. પણ રેડિયો ચાલુ હોય અને પેપરનું કામ પણ થતું રહે એ રીતે કામ કરવા તેઓ ટેવાયેલા નથી. (તેમની જુવાનીમાં રેડિયોનું નામ પણ કોણે સાંભળ્યું હતું?) અને તેથી જ, સતત પર ઉદાર મનથી નીકળેલા અને ટ્રાન્ઝિસ્ટરમાંથી સંભળાતા ચિત્તને મનપસંદ ફિલ્મી ગીતોની મોજ માણતા છોકરાઓ-જુવાનિયાનો આનંદ તેઓ કઈ રીતે માણી શકે!

આજે તો રેડિયો સર્વવ્યાપક બની ગયો છે—ઘર હો કે દુકાન, ખેતર હોય કે કારખાના... રેડિયોએ સર્વત્ર પોતાનું સ્થાન જમાવી દીધું છે... રેડિયો જાણે અને પેલા અલાદીન ચિરાગની જેમ આખી દુનિયા તમારી સેવામાં હાજર થઈ. દૂર દેશાવરના સમાચાર એકાએકમાં ચારેકોર ફેલાઈ જાય છે. વિચારો વાયુવેગે પ્રસરી જાય છે. દેશનો નિતનવું રૂપ સજે છે. આજે સડકો, બસ અને ગાડીઓની સંખ્યા વધી છે અને એની સાથોસાથ વેપારવ્યવહાર પણ ઝડપથી વિકસ્યો છે... ટપાલ કચેરીઓ, બેંકો... બધું ઘણું ઘણું થઈ ગયું છે ખરું ને? ગામડું એવું અટૂલું રહ્યું નથી. ખેતરોમાં પણ જ્યાં નજર કરો ત્યાં પંપ ગાડીઓ અને ટ્રેક્ટરો ઘૂમી રહ્યાં છે...

# 'ઓહ! આ રેડિયોએ તો માથું પકવી નાખ્યું!'

આજે આપણે સુખી છીએ *
ઝાઝી-મેહનત કરીશું તો ભવિષ્યમાં
આથી પણ વધુ લીલા લહેર કરીશું....!



• આ જાતની બીજી પુસ્તિકાની નકલ મેળવવા માટે આજે જ લખો
ડી.એ.વી.પી., પી.ટી.આઈ. બિલ્ડીંગ,
પાર્લામેન્ટ સ્ટ્રીટ નવી-દિલ્હી-૧ •

davp 70/712

# શ્રી અમરેલી સહકારી કૃષિ ખાંડ ઉદ્યોગ લીમીટેડ,

## અમરેલી.

રજી. નંબર સે-૨૨ : ૧૯૬૮ : ૩૧-૮-૬૮.

ફોન નંબર
કાર્યાલય-૫૩૯
ફેક્ટરી સાઈટ. ૨૦૮

કાર્યાલય :- અમરેલી જ્યુબીલી ધર્મશાળા બીલ્ડીંગ્ઝ,
ફેક્ટરી સાઈટ :- ગાવડકા રેલ્વે સ્ટેશન સામે.

સભ્ય સંખ્યા. ૫૪૫૩

ભરપાઈ થયેલ શેર ભંડોળ. ૬૧,૧૨,૦૦૦

સરકારશ્રીના શેરફાળા સહ.

( ગોકળદાસ મોહનલાલ પટેલ. )
માનદ મેનેજીંગ ડીરેકટર,
અમરેલી સહકારી કૃષિ ખાંડ ઉદ્યોગ
લી. અમરેલી

દ્વારકાદાસ મોહનલાલ પટેલ.
ચેરમેન,
અમરેલી સહકારી કૃષિ ખાંડ ઉદ્યોગ
લી. અમરેલી.

# ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

૧– આ દીપોત્સવી વિશેષાંક ઓકટોબર–નવેમ્બરનો સંયુક્ત અંક છે. એટલે ત્યાર પછીનો અંક ડિસેમ્બરમાં પ્રગટ થશે.

૨– ૧૯૭૧ના ઓકટોબર કે નવેમ્બરમાં થયેલા ગ્રાહકોનું લવાજમ ઓકટોબર માસથી જ ગણાશે અને ૧૯૭૨ના સપ્ટેમ્બરના અંક સાથે પૂરું થશે.

૩– આ દીપોત્સવી અંક ૧૪ મી ઓકટોબરે પોસ્ટ થયેલ છે. પ્રત્યેક ગ્રાહકને પ્રત્યેક અંક ખાત્રી પૂર્વક પોસ્ટ કરવામાં છે. આ અંક તા. ૨૨મી સુધીમાં ન મળે તો તુરત પોસ્ટ ખાતામાં તપાસ કરીને કાર્યાલયને તા. ૩૦ સુધીમાં જણાવવું. એ ફરિયાદ ઉપર અમે પોસ્ટ ખાતામાં તપાસ કરાવશું, ત્યારબાદ અંક સીલીકમાં હશે તો જ બીજો અંક મોકલશું. ઓકટોબરની તા. ૩૦મી પછી કોઈ ફરિયાદ મળશે તો બીજો અંક મોકલવાની કોઈ જ સંભાવના નહિ રહે.

૪– 'લોકસાહિત્યમાં નારી' અંકની છૂટક કીમત પાંચ રૂપિયા છે. પાંચ રૂપિયાનું મનીઓર્ડર કરનારને તે મોકલાશે. વી. પી. ખર્ચ દોઢ રૂપિયાથી વિશેષ આવશે.

–વ્યવસ્થાપક

'ઊર્મિનવરચના'

વાર્ષિક લવાજમ રૂપિયા દસ: પરદેશમાં ૨૧ શીલીંગ: ઊર્મિનવરચના કાર્યાલય: ૧૩, જગન્નાથ પ્લોટ રાજકોટ

તંત્રીઓ :
ઈશ્વરલાલ મો. દવે
જયમલ્લ પરમાર



ઊર્મિનવરચનાનાં સર્વ લખાણો કોપીરાઈટથી રક્ષિત છે, વર્ષ : ૪૨ અંક ૭–૮ ઓકટોબર–નવેમ્બર ૧૯૭૧ સળંગ અંક ૪૯૯–૫૦૦

## શૌર્યવતી

વેધક મુખ વાણી ના અકળાણી રીત પુરાણી તે જાણી,
સદગુણની ખાણી, લાભ કે હાણી રગ જ એકે રગાણી
તાગ રૂ તાણી, જગ ગુણાણી અરિનાં દળ નવ અચકાણી,
સૌરાષ્ટ્રે શાણી, રાખ્યુ પાણી, વીરાંગના તુ વરતાણી
ધધકે પડનાળો, ઝાખર જાળા, ફૂતકારાં દઈ શેષ ફર,
કેસર વીકરાળા, થઈ ક્રોધાળા, ડાઢાળાથી સર્વ ડર
એવી ભૂમિ આવી, વાસ વસાવી, જરી ન રૂદિયે ઝઝકાણી,
સોરાષ્ટ્રે શાણી, રાખ્યુ પાણી, વીરાંગના તું વરતાણી

દુર્મતિ પતિ ભાગી, થઈ વીકરાળી, કોપ કર્યો તે મહાકાળી
એકલપણ ગાળી શિયળ સંભાળી દળી ન કરીએ તે ઢાળી.
નૃ-પાવૃતિ ટાળી અઘ ઓગાળી, પરમ પ્રતાપી પરખાણી
સૌરાષ્ટ્રે શાણી, રાખ્યુ પાણી વીરાંગના તુ વરતાણી
વિધવાપણ વશે, દીપી દશે લોભ ન જીવન લવ લેશે
મન મગન મહેશે, કાળે કેશે અડગ સત્યના ઉપદેશે
'બળદેવ' સ્વદેશે કવિરંગ દશે, કીર્તિ વેલ્ય ન કરમાણી
સૌરાષ્ટ્રે શાણી રાખ્યુ પાણી, વીરાંગના તુ વરતાણી

–બળદેવભાઈ નરેલા


પ્રકાશક ઈશ્વરદાન મો દવે મુદ્રક ને માલિક જયમલ્લ પરમાર ૧૩, નાગનાથ પ્લોટ, રાજકોટ
મુદ્રણ સ્થાન સુરૂપ મુદ્રિકા, ડૉ યાજ્ઞિક રોડ કન્યા છાત્રાલય સામે રેસકોર્સ, રાજકોટ-૧

# ઝાઝેરા જુહાર

ઇશ્વરભાઇ દવે : જયમલ્લ પરમાર

નારીઅંકના સર્જકોને, ગ્રાહકોને, વાચકોને, વિજ્ઞાપકોને, ગ્રાહકો બનાવવામાં સહાયક થતા મિત્રો, મુરબ્બીઓ, સ્વજનો અને સ્નેહીજનોને નવા વર્ષના ઝાઝેરા જુહાર.

માનવ નિમ્યો પ્રત્યેક સંવત્સરે જીવન નવા ઉમંગો ને નવા અભિલાષ સાથે આગળ વધે છે. 'ઊર્મિનવરચના' પણ પ્રત્યેક સંવત્સરે પોતાના દીપોત્સવી અંકો સાથે લોકસાહિત્યના ક્ષેત્રે એના સર્જકો અને સહાયકો દ્વારા નવા માર્ગદર્શક–સીમાસ્થંભો રોપતું આગળ વધે છે.

'ઊર્મિનવરચના'ના આ સીમાસ્તંભો લોકસાહિત્યના ખેડાણમાં એના વિષયોના વૈવિધ્ય અને એની વિપુલ સમૃદ્ધિમાં રહેલ છે. ત્રણ વર્ષ પહેલાં લોકસાહિત્યની વ્યાખ્યા અને એની વ્યાપકતાનો વિશદ ખ્યાલ આપતો 'લોકસાહિત્ય અંક' આપ્યો. બીજે વરસે અજોડ એવો 'સિંહાંક' આપ્યો. ત્રીજે વરસે અદ્વિતીય એવો 'અશ્વાંક' આપ્યો, તો ચાલુ વરસે અનંતરૂપિણી નારીશકિતનું નિરૂપણ કરતો સંસ્કાર–સમૃદ્ધ એવો નારીઅંક આપે છે.

આ નારીઅંકના ૩૦ જેટલા સર્જકોને એ માટે ઘણી ઘણી વિષમતામાં અમે મૂકયા છે. પણ અમારા પ્રત્યેની લાગણીથી જ નહિ, ઊર્મિનવરચના' પ્રત્યેની આત્મીયતાથી એમણે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે. પોતાના કાર્યવ્યસ્ત દિવસોમાંથી કૈંક દિવસોનો ભોગ આપ્યો છે અને ઢગલાબંધ સામગ્રી ખડકી દીધી છે. જેમાંની બધીનો ઉપયોગ થઇ શકયો નથી. પોણાબસો પાનાંની મર્યાદામાં એનો સમાવેશ શકય નથી બન્યો. આ 'ઊર્મિનવરચના' એક પારિવારિક સર્જન જ છે. એમાંથી કોનો આભાર માનવો ને કોનો ન માનવો? સમગ્ર સર્જન જ એમનું છે. અમે તો માત્ર એના સયોજકો છીએ.

સાચું પૂછો તો સર્જન જ નહિ પણ સંચાલન પણ એ બધા મિત્રોના સહયોગથી જ થાય છે. એ જ સર્જકો છે ને એ જ સહાયકો છે. એમના સહયોગ સિવાય ઊર્મિનું સંચાલન અશકય છે. સર્જકોમાંથી કેટલાકનો નિર્દેશ તો આ પછીનાં પાનાંઓમાં કર્યો છે. પણ એમાં કેટલાકની કૃતિઓ વહેલી મોડી થતાં નથી સમાવી શકાઇ. એવા શ્રી. અમરદાસજી ખારાવાળા, શ્રી. મનસુખભાઈ ભટ્ટ, શ્રી. નટુભાઇ જોષી, શ્રી. દુલેરાય કારાણી, બગસરા દ. શ્રી. મેરામવાળા, બગસરાના રાજકવિ શ્રી. કેસરદાનજીનો અને શ્રી. નરોત્તમ પલાણનો ઉલ્લેખ કરવો જ રહ્યો.

ઊર્મિનવરચનાનાં સંચાલન પાછળ લોકસાહિત્યના મીશનની ભાવના છે. એથી એના સંચાલનની સરળતા પૂરતા જ આર્થિક પ્રયાસો થાય છે. એ વ્યવસાયી ધોરણે ચાલતું નથી પણ મિત્રોની મહોબ્બતથી ચાલે છે. "ઊર્મિનવરચના"ના સહૃદય સમર્થકો એવા ચલાળાના શ્રી નાથાભાઇ ચંદારાણા, બગસરાના ડૉ. શ્રી. મગનભાઇ ગોંડલિયા, અંજારના શ્રી. વેલજીભાઈ ગજ્જર, કચ્છ–વિથોણના શ્રી. કરણીદાન ગો. ગઢવી અને લોકગાયક શ્રી. લાખાભાઇ ગઢવીનો નિર્દેશ કરવાનું તો કેમ જ ચૂકીએ !

એવી જ મહોબ્બતથી જે કાંઇ જાહેરખબર મળે છે તે તમામમાં જે તે વ્યકિત અથવા જે તે વ્યાપાર ઉદ્યોગની સંસ્થાના નામ નિર્દેશ છે. એટલે અહીં એ સૌનો અંતરના ભાવથી આભાર માનીએ છીએ. અને જેનો નામ નિર્દેશ થવો રહી ગયો હોય તે સૌનો પણ.

વર્ષભરની ઊર્મિનવરચનાની સુંદર છપાઇ-છાપકામનું સઘળું સંયોજન અને પ્રતિમાસની નિયમિતતા સુરૂપ મુદ્રિકાના સંચાલકો તેમના કર્મચારીગણને આભારી છે. અમને સદાય નિશ્ચિંત રાખનાર એ સૌનો અંતરથી આભાર માની નવા વર્ષની સૌને શુભેચ્છા પાઠવીએ છીએ.

# નારી–અંકનું નિરૂપણ

જયમલ્લ પરમાર

આમ તો આદમ અને ઇવના આ ધરતી પરના અસ્તિત્વ જેટલો જ આ નારીનો વિષય સૂજન જૂનો અને પાર ન પામી શકાય તેટલો ગહન છે. એટલે જ તો એને 'લોકસાહિત્યમાં નારી' એવી મર્યાદા બાંધી.

આ લોકસાહિત્યની મર્યાદા બાંધીને એમાંથી નારીશક્તિને પામવાનો પ્રયાસ પણ અગાધતામાં ડૂબકી મારવા જેવો છે. સેંકડો વરસોથી આ ભૂમિ ઉપર અનેકવિધ જાતિઓ પોતાની વિશિષ્ટ જીવન પદ્ધતિઓ અને સંસ્કાર ખાસિયતો સાથે ઊતરતી આવી, અને અગણ્ય સંઘર્ષો સાથે એકવિધરૂપે એમ થી લોકજીવનનું ઘડતર થયું. સાહિત્યરૂપે કે અન્ય સાધનોરૂપે એનો કોઇ સળંગ ઇતિહાસ આપણી પાસે નથી.

### બહુરૂપમાંથી એકરૂપ

પણ અનેકવિધતામાંથી એકવિધરૂપે જે લોક–સંસ્કૃતિનું સર્જન થયું તે સંસ્કૃતિ એના વિદ્યમાન લોકસાહિત્ય સાથે આપણી સમક્ષ છે. આ લોક–સંસ્કૃતિના પ્રતિનિધિ સ્વરૂપ નારીજીવનનું સુરેખ અને સુશ્લિષ્ટ દર્શન આપવાનો ઉદ્યમ આદર્યો ત્યારે જ ખ્યાલ આવ્યો કે આ કામ તો આજ પૂર્વેના વિશેષાંકોના વિષયો કરતાં અનેકગણું કપરું છે. જેટલું પ્રગટ છે તેના કરતાં અપ્રગટ વિશેષ છે, અને નારીનો એક એક અંશ અનેક ગ્રંથો માગે છે ત્યા એ અનંત અંશોને આવરીને એમાંથી એક રૂપ આપવુ તે અતિ દુષ્કર છે.

### લોકસાહિત્યની સંશુદ્ધિ

નારીનિરૂપણ માટે લોકસાહિત્યની મર્યાદા બાંધી ત્યારે લોકસાહિત્યમાં કંઇક સેળભેળ થઇ છે તે, જૂના ઉપર 'લોકસાહિત્ય' નામનું જે નવું આક્રમણ થઇ રહ્યું છે તે, અને લોકસાહિત્યને નામે જે ઇતર સાહિત્ય પીરસઇ રહ્યું છે તેનો વિચાર કરવો જ રહે. સેળભેળમાંથી લોકસંસ્કૃતિનો વિશુદ્ધ ચિતાર ન આપી શકાય.

ખાસ કરીને હિંદી આદિકાલીન અને હિંદી મધ્યકાલીન સાહિત્ય તથા રાજ્યાશ્રયે કે આજીવિકા અર્થે લખાયેલા સાહિત્યને જુદું તારવવું જ રહે. લોકો વચ્ચે રહીને જે ચારણોએ એ કાળે સાહિત્ય નીપજાવ્યુ તે તો લોકસાહિત્યના પરમ ધન જેવું છે. વળી તાજાં વર્ષોમાં વ્યક્તિઓએ રચેલું સાહિત્ય તે ઘડીમાં લોકસાહિત્ય ન બની શકે

નારીઅંકમાં 'ચારણીસાહિત્યમાં નારી' અને 'હિંદી આદિકાલીન વીરકાવ્યમાં નારી' એ બન્ને લેખો લોકસાહિત્યના અને ચારણીસાહિત્ય તથા હિંદી આદિકાલીન સાહિત્યના તુલનાત્મક અભ્યાસ માટે ઘણા ઉપયોગી બનશે અને લોકસાહિત્યની નારીની પ્રગટ ભેદરેખા આંકી બતાવશે. 'ચારણી સાહિત્યમાં નારી'નો બીજો લેખ ડિસેમ્બર અંકમાં અપાશે.

### લોકજીવનની પ્રતિનિધિ–નારી

આજકાલ ઐતિહાસિક કહેવાતી રજવાડી વાતો જે કોઇકરૂપે કોઇના કંઠે કે પ્રગટ અપ્રગટ ગ્રંથે સંઘરાણી હોય છે, તેને શણગારીને લોકસાહિત્યરૂપે જ રજૂ કરાઇ રહી છે. એ જ રીતે બળ કે બુદ્ધિની ક્ષુલ્લક વાતોને પણ લોકસાહિત્યરૂપે રજૂ કરાઇ રહી છે. આમ જેમાંથી લોકજીવન ઘડાયું નથી અને લોકસંસ્કારરૂપે જે નીપજ્યું નથી એવું ઘણું ઘણુ લોકસાહિત્યમાં ઘૂસી ગયુ છે, તેને પણ લોકસાહિત્યમાંથી ખંખેરી નાખીનેજ નારીશક્તિને વિશુદ્ધરૂપે પામી શકાય.

આ ભૂમિ ઉપર જે લોકજીવન પાંગર્યું અને એમાંથી જે પ્રકારે સ્રી જીવન ઘડાયું તેને સ્વ. મેઘાણીભાઇએ 'સોરઠિયાણી'નું રૂપ આપ્યું છે. આ સોરઠિયાણીને કોઇ જાત–પાત નથી. જે સમગ્ર સૌરાષ્ટ્રના

લોકજીવનની પ્રતિનિધિ સ્વરૂપ હોય એને મેઘાણી-ભાઈએ સોરઠિયાણી કહી છે. જે સપારણ પણ હોઇ શકે અને સુવારણ પણ હોઇ શકે. જે મેતગાણી પણ હોઇ શકે અને નાગરાણી પણ હોઇ શકે, જે કાઠિયાણી પણ હોઈ શકે ને રજપુતાણી પણ હોઇ શકે. એ માટે આ અંકમાં આપેલ શ્રી. મણિભાઇ વોરાનો 'નારીપૂજા' લેખ જોઇ જવા વિ. છે.

## કલ્પિત કથા, ચમત્કારો ને નારી

ત્યારે આવી સ્ત્રીનું સ્વરૂપ કલ્પિત લોકકથા-માંથી ન બાંધી શકાય. કારણ કે એમાં અદ્‌ભુતરસના અનેક મનઘડંત તુક્કાઓ વિહરતા હોય છે. એટલે એવી લોકકથાઓ આ અંકમાંથી બાકાત રાખી છે. લોકસાહિત્યમાં એનું આગવું સ્થાન હોવા છતાં. નારી-જીવનનો પરિચય આપતા પ્રસંગો, ઘટનાઓ અને વાતોનો વિચાર કરવા લાગ્યા ત્યારે આ ભૂમિની પ્રબળ નારીશક્તિ ચમત્કારોના–પરચાના ગંજ નીચે દટાઇ ગયેલી જોઇ. એમાંથી નારીશક્તિનું દર્શન કઇ રીતે કરવું? મહત્તા માત્ર ચમત્કારોને આધારે જ એમાં મૂલવાતી જોઇ. એમાં ન તો કોઇ સુવર્ણ-કસોટીએ ચઢતા જીવનસંઘર્ષ જોયા, કે ન તો કોઈ સાધક આત્માની સાધનાનાં દર્શન થયાં. એથી કુડી-બંધ ચમત્કારીક વાતોને પડતી મેલવામાં આવી છે. સુવર્ણરજ તારવતાં એમાં ધૂળના રજકણો જેવા ચમત્કારો કોઇ કોઇ જીવન-થરથી જુદા નથી પાડી શકાયા તેટલાનો જ એમાં સમાવેશ કરવો પડયો છે. એટલા પૂરતા ચમત્કારોને ધૂણધોયાની અણઆવડત માની ક્ષમ્ય કરવા વિ. છે. 'ધર્મ અને નારી' 'ભક્તિ અને નારી'ની કેટલીક ચર્ચા માટે 'લોકસાહિત્યમાં નારી અને ભક્તિ' એ લેખ જોઇ જવા વિનંતી છે.

## લોકસાહિત્યનું નારી–સર્જન

'ચમત્કારોમાં નારી'થી વધુ કૂટ પ્રશ્ન આવ્યો સંસ્કરણ પામેલી વાર્તાઓથી નારીનું નિરૂપણ કેમ કરવું તેનો. વિવિધરૂપે અલંકૃત કરેલી વાર્તાઓમાં ઘટનાનો પ્રવાહ પાંખો પણ હોય, અને વાર્તારસ લાવવા માટે એને સજાવેલો પણ હોય. એથી જ્યાં બનેલા બનાવ ઉપર જે વાર્તારૂપ વિકસાવ્યું હોય એવા જ એક પ્રસંગાલેખન લીધાં છે. એ સિવાયની તમામ જીવન ઘટનાઓ જ લીધી છે, જેથી નારીજીવનનો પૂર્ણ ચિતાર પામી શકાય.

'વાર્તા અને નારી'થી પણ વધુ કૂટ પ્રશ્ન આવ્યો તે એ કે જે કાંઇ લોકસાહિત્ય ઉપલબ્ધ છે તેમાં સ્ત્રીઓએ રચેલું કેટલું અને પુરૂષોએ રચેલું કેટલું ? પુરૂષોએ જે સાહિત્ય રચ્યું એમાંથી નારી-જીવનને કેટલો ન્યાય મળ્યો હશે ? પુરૂષ સ્ત્રીના હૃદય-ના ઊંડાણને માપી શકે ખરો ? ત્યારે વ્રત–વરતુલાનું કથાસાહિત્ય અને લોકગીતો સિવાયનું સાહિત્ય તો બહુધા પુરૂષે જ રચેલું છે. લોકગીતોમાં પણ કેટલાંક લોકગીતો પુરૂષે રચ્યાનો સંભવ ખરો. આ પ્રશ્નની માર્મિક ચર્ચા 'લગ્નગીતો અને અન્ય લોકગીતોમાં નારી' એ લેખમાં આચાર્ય શ્રી. જયંતભાઇએ કરી છે. વર્ષો પછી આપણને લોકગીતોનાં રહસ્યો સ્ફૂટ કરતો તુલનાત્મક લેખ મળે છે, તે જોઇ જવા વિનંતી છે.

## સ્ત્રી અને પુરૂષના આલેખન–ભેદ

એમ તો 'માના ભાવ'–'માનું વાત્સલ્ય' એ લેખ કોઇ માએ નહિ – કોઇ નારીએ નહિ પણ શ્રી. પિંગળશીભાઇએ સુંદર રીતે આલેખ્યો છે. આ આખા 'નારી અંક'માં માત્ર એક જ બહેનનો લેખ છે, તે શ્રી. જ્યોતિબહેન ગાંધીનો. એ સિવાયના તમામ લેખો – તમામ નિરૂપણ પુરૂષોએ જ કર્યું છે. અને જ્યાં સુધી નારી જગત લોકસાહિત્યના ક્ષેત્રે આગળ આવીને પોતાનાં અંતરની વાતો કહેતી ન થાય ત્યાં સુધી એનો બીજો કોઈ ઇલાજ પણ શું ? નારીજીવનના નિરૂપણ અંગે સ્ત્રીઓ અને પુરૂષોના આલેખનો વચ્ચેનો ભેદ પણ ત્યારે જ સમજાશે.

પાંડિત્યની દૃષ્ટિ લોકસાહિત્યને ન્યાય ન આપી શકે. શું પુરૂષ કે શું સ્ત્રી. જેના મનઃપ્રાણમાં લોકસાહિત્યનો રસ સીંચાઇ જઈને એના સારાય સર્જનનું બળ બને તેજ લોકસાહિત્યને ન્યાય આપી શકે. દુઃખ એક જ વાતનું છે કે લોકસાહિત્યને ક્ષેત્રે સ્ત્રીઓનું અનુદાન બંધ થઇ ગયું છે. લોકગીતો જેવા અભિજાત સાહિત્યનું નિર્માણ સ્ત્રીઓએ કર્યું છે.

લોકગીતોમાં સ્ત્રીઓએ પોતાનો સંપૂર્ણ આત્મા ઠાલવ્યો છે આ સ્ત્રી-વાઙ્મયમાંથી માતૃજાતિની પ્રતિભા પ્રગટે છે

## નારીનું વાઙ્મય

આ લોકગીતો તો પ્રકૃતિ-વિભાવ છે કરુણામયતા વાટે એમણે જીવનને નિર્બંધપણે વહેવા દીધું છે, તેમ નવજીવનનાં ગૂઢ રહસ્યો તરફ આપણને દોરી જાય છે

દંપતી-જીવનમાં રહેલી પુરુષની રમમાણતા ને ધતકતા એમાં એક બાજુ રહેલી છે તો બીજી બાજુ નારીના નિરામય ભાવો ને અબોલ બનિ ગનોને વ ચા આપી છે એમાં જેની વિષમતા ઠનવાઇ છે એટલું જ ઉત્નતિત અંતરનો આવિર્ભાવ ઠનવાય છે એમાં નિરાશા છે વેદના ને વ્યથા છે અને જીવનના ઉદાત્ત મનોભાવની એકાત્મના પણ છે આ બધુ આપણને જીવનની કઠોરતામાંથી નીપજતા આનંદ દ્વારા ચિંતનરૂપ બનાવી દે છે

લોકહૃદયના હર્ષશોકના સૂર જેની હૃદયવીણા ઉપર ઝીલાય એમાંથી જ આ ગાન, આ સૂર, આ ભાવ ઊઠી શકે પ્રકૃતિમાંથી પેદા થયેલા અને પરિશ્રમપૂર્વક સર્જેલા કલાસર્જનો વચ્ચે આભ જમીનનું અંતર હોય છે

ત્યારે આવા લોકગીતોને આધારે જ 'દાંપત્યમાં સંવેદન અને શૌર્ય', 'લોકજીવનમાં નારીનું સૌંદર્ય ને પ્રતિભા,' 'લોકસાહિત્યમાં ભાતૃત્વ અને ભગિનીત્વ,' 'લોકગીતોમાં નારીનું ગૃહજીવન' વગેરે લેખો લખાયા છે. અને લોકસાહિત્ય તથા ચારણીસાહિત્યનો જ્યાં સુભગ સંગમ થાય છે એવી નિશ્ર બનતી સંસ્કૃતિમાંથી 'લોકસાહિત્યમાં ચારણ નારી' એ લેખ લખાયો છે આ તમામ લેખોમાં નારીજીવનની પ્રતિભા પ્રગટાવતી અનેક ઘટનાઓને-પ્રસંગોને સાંકળી લેવામાં આવ્યા છે

## સામગ્રી અને સંમાર્જન

આ અંકમાં પ્રગટ થયેલ પ્રત્યેક જીવનઘટના વીણી વીણીને લીધેલ છે નારીજીવનના શક્ય તેટલાં પાસાઓને પ્રસંગોરૂપે આલેખવાનો એ નમ્ર પ્રયાસ છે એમાંથી એકાદ બે પ્રસંગોનો ક્યાંક ઉલ્લેખ થયો હશે એ સિવાય તમામ ઘટનાઓ અપ્રગટ છે અને એમાની કેટલીક ઘટનાઓ તો એના આલેખકો ઊંડા પ્રવાસો ખેડી ખેડીને જાતમાહિતીથી મેળવી આવ્યા છે એ પ્રત્યેક પ્રસંગોમાં નારીશક્તિના સમદરો છોળે છે સ્ત્રીઓને ગમારમાં ગણી કાઢનારા નારીકુખે જન્મેનારાઓને આથી તે વિશેષ બીજો કયો જવાબ હોઇ શકે ? નારી અંગેના લોકસાહિત્યના બધા જ અંશોને આવરવા અશક્ય હતુ તો પણ લોકજીવનમાં વણાઈ ગયેલી 'સોન-હલામણ' અને 'મેહ-ઊજળી' એ બે સુપ્રસિદ્ધ ગીતકથાઓનો સમાવેશ થઇ શક્યો છે

## વાત્સલ્યભાવ વિહોણું !

જેમ જેમ લોકસાહિત્યના ક્ષેત્રે 'ઊર્મિતંત્ર રચના'નું ખેડાણ થતુ જાય છે તેમ તેમ તેની અપાર સમૃદ્ધિ અને અગોચર એવુ ગોચર બનતું જાય છે, અને એ જ રીતે લોકસાહિત્યથી પણ અજાણ્યા વગરના કેટલાક ખૂણાઓ મળતા આવે છે ભાઇ-બહેન અંગેના ગીતો તો મળી આવે છે પણ તે અલ્પ સંખ્યામાં છે જ્યારે હાલરડાંને બાદ કરતાં માતા વાત્સલ્યભાવનું ગીત ભાગ્યે જ મળે છે

લોકગીતો પછી અને ચારણી સાહિત્યમાં એની શોધ ચલાવી કે એમાં ક્યાંય મા છુપાઇને તો નથી પડીને! પણ એક પણ ગીત, એક પણ દુહો આજસુધી મળી શક્યો નથી એકમાત્ર ડોસાભાઇ ચારણના એક બે દુહા મળ્યા, પણ તે તો પોતાની પત્નીના મૃત્યુથી ઉપજેલી કરુણાઇ ભરેલી સ્થિતિના વિલાપરૂપે છે માતૃભાવ એમાં નથી. જો કવિ શ્રી દુલાભાઇ કાગે મા ઉપર છ-સાત દુહા ન લખ્યા હોત તો ચારણી સાહિત્યમાના વાત્સલ્યભાવના દુહાઓથી વંચિત રહી જાત

## એ જ ચર્વિત ચર્વણ

એ જ રીતે ભાઇ બહેનના પવિત્રભાવનું એક પણ ગીત, એક પણ દુહો ચારણીસાહિત્યમાંથી આજ

[ અનુ૦ પૃ૪ ૪૫૮

# નારી-અંકના સર્જકો

સંપાદકો

## ખોડીદાસ પરમાર

નારી-અંકના મુખપૃષ્ઠમાં જેમણે સમગ્રનારી અંકથી વિશેષ નારીનિરૂપણ ચિત્રાંકિત કર્યું છે તે શ્રી. ખોડીદાસ પરમારથી 'ઊર્મિનવરચનાના વાચકો અજાણ નથી, લોકસાહિત્યનું તુલનાત્મક ઊંડું અન્વેષણ, પ્રત્યેક વિષયના હાર્દનો હુબહુ ઉઠાવ આપતી રસીલી કલમ અને લોકજીવનની સમગ્રકલા જેમની પીંછીએ સજીવ બની ઊઠે છે તે શ્રી. ખોડીદાસ પરમાર ભાવનગર સામળદાસ કૉલેજના અધ્યાપક છે.

## પિંગળશીભાઈ ગઢવી

પ્રતાપી વાર્તાકાર પિતા સ્વ. મેઘાણંદ ગઢવીનો વારસો જેમણે ઉજમાળ્યો છે તે શ્રી. પિંગળશીભાઈને ચારણી પરંપરાના કવિ-ગાયક-લેખક અને વાર્તાકાર તરીકે ગુજરાત ખૂબ પિછાને છે. ભૂતપૂર્વ જૂનાગઢ લોકસાહિત્ય વિદ્યાલયના આચાર્યપદેથી એમણે અનેક નામખ્યાત જુવાન લોકગાયકો આપ્યા. કવિતા, વાર્તા-લેખન અને કહેણીમાં શ્રી. પિંગળશીભાઈ અગ્રપદે છે.

## લક્ષ્મણ પિંગળશીભાઈ

મોરનું જ ઈંડું. શ્રી. પિંગળશીભાઈનો યુવાવસ્થાને ઉંબરે પહોંચતો પુત્ર લક્ષ્મણ વરસો સુધી અબોલ રહ્યો છે. પણ બચપણથી જ લોકસાહિત્ય અને ચારણી-સાહિત્યના પારણે ઝૂલ્યો છે. પેઢી દર પેઢીના સંસ્કારોથી સંસ્કારાયેલો આશાસ્પદ ઉછરતો યુવાન છે.

## ડૉ. હરીભાઇ ગૌદાની

લોકસાહિત્યના ક્ષેત્રે નવું નામ લાગશે, પણ લોકજીવનના જ ગળથૂથીના સંસ્કાર. ગોહિલવાડના સાગરકાંઠામાં અને વિશેષ સાગરજીવનમાં ઉછેર. ખારવા, ખરક, પંચોળી વગેરે જાતિઓના—લોકજીવનના અંધારા ખૂણા આશ્ચર્ય પામીએ તેટલી હદે અજવાળી રહ્યા છે. ગુજરાતના પુરાતત્ત્વના સુપ્રસિદ્ધ સંશોધક. અઠવાડિયું વિત્યું નથી અને ડૉ. ગૌદાનીએ ગુજરાતને નવી શોધ આપી નથી એવું ભાગ્યે જ બને.

## બાબુભાઈ પ્રા. વૈદ્ય

રાજકારણના ક્ષેત્રે જ નહિ પણ એક તેજસ્વી સાહિત્યકાર, પ્રૌઢ પત્રકાર, નાટ્યકાર અને બહુવિધ-રીતે વર્ષોથી પદદલિતોની સેવા કરનાર તરીકે શ્રી બાબુભાઈને ગુજરાત પિછાને છે. મેઘાણીભાઈના જૂના જોડીદાર અને લોકસાહિત્યના તેઓ ઊંડા અન્વેષક છે. એમની નિડરતા વક્તૃત્વના તમામ ક્ષેત્રે એકસરખી પ્રકાશમાન છે.

## રતુભાઇ રોહડિયા

ચારણી સાહિત્યના સંશોધન અને સંમાર્જનમાં આંગળીના વેઢે ગણાય એવા જુવાનોમાં તેઓ અગ્રીમ છે 'ઊર્મિનવરચના'ના દર અંકે એમના સંશોધનનો ઊજળો લાભ મળે છે. લેખન અને વાર્તામાં પણ નવસંશોધિત વસ્તુઓ જ આપવાના આગ્રહી. આપબળે આગળ વધેલા શ્રી. રતુભાઈએ લોકવાર્તાની અજબ હથોટી કેળવી છે. આ ઉદ્યમી અને પુરુષાર્થી જુવાન વ્યવસાયે ખેડુ છે, પણ પ્રાણ સાહિત્યનો છે.

## બળદેવભાઇ નરેલા

સપ્ટેમ્બર અંકમાં જ એમના નરેલા કુળનો બહુવિધિ પરિચય અપાયો છે. કવિતામાં સરળતા અને સહજતા એમને વારસામાં ઊતરી છે. વાર્તાકથન પણ પરંપરામાં મળેલ છે અને વાર્તા લેખન નિજનો વિકસાવેલ કસબ છે. બે વર્ષ પહેલાં શ્રી બળદેવભાઈનો વિસ્તૃત પરિચય ઊર્મિનવરચનામાં અપાયો છે.

## દાદુભાઇ પ્ર. ગઢવી

'ઊર્મિનવરચના'ના દર અંકે જેમની કવિતા અને વાર્તા દ્વારા પરિચય મળ્યા જ કરે છે. શ્રી.

રતુભાઇ રોહડિયા અને શ્રી. દાદુભાઈએ સાથે મળીને સૌરાષ્ટ્ર યુનિ ને ૮૦ જેટલી ચારણી સાહિત્યની હસ્તપ્રતો મેળવી આપેલ છે સુચારૂ, રમ્ય અને કુમાશે કલ્પના આ નવયુવાન કવિએ ઊર્મિ અને ભાવપ્રાચૂર્યતથી ચારણી કવિતામાં નવી ભાત્ય પાડી છે.

### કનજીભાઈ બારોટ

દ્વારકાથી દિલ્હી સુધી હવે કાનજીભાઈની ઓળખાણ આપવાની હોય નહિ એમણે વિસરાઈ જતી વાર્તાકથનકલાને નવું જીવન આપ્યા છે લોકવાર્તાના લેખનક્ષેત્રે મેઘાણીભાઈ પછીની પેઢીમાં આગલી હરોળમાં પોતાનું સ્થાન મેળવ્યું છે વાર્તા કે વાર્તાઓના પાસા મેળવવા ભટકી રઝળીને ખૂબ મહેનત કરીને વસ્તુની ખરાઈ માટે પુરૂષાર્થ ખેડનારા બે ચાર ઉદ્યમી લોકસાહિત્યકારમાંના શ્રી કાનજીભાઈ એક છે

### આચાર્ય શ્રી. જયંતભાઈ

સુપ્રસિદ્ધ શિક્ષણવિદ્ પુખ્ત કવિ કવિ, નાટ્યકાર, બહુશ્રુત વિદ્વાન એવા શ્રી જયંતભાઈ આચાર્ય લોકસાહિત્યના તાત્ત્વિક અભ્યાસી છે બચપણથી જ લોકજીવનના સંસ્કાર વચ્ચે ઉછરતા એમના નિકટવર્તી વર્તુળો સિવાયનાને ભાગ્યે જ ખ્યાલ હશે કે તેઓ લોકસાહિત્યના ઊંડા અન્વેષક છે

### રાજુ દવે

'ઊર્મિનવરચના'ના તંત્રી શ્રી ઈશ્વરભાઈ દવેનો ચિ રાજુ હજુ તો કિશોરાવસ્થામાં છે વાચન વિશાળ પણ વિચારની કોઈ પાકટતા એની કોઈ કુમળી રેખામાં ય ન દેખાય વાતચીતમાં ય ન વરતાય કે લોકસાહિત્યના પહેલ એવા આગલા ઊંડા પાયા હશે પણ ઘેર ચારણના ડાયરામાં અડીંગો લગાવીને અભ્યાસ બેઠા બેઠા એ લોકસાહિત્યના રંગો ઝીલ્યા જ કરે છે

### મહંત શ્રી હરિકૃષ્ણાચાર્ય

નવાયુગના પણ ખરેખરા મહંત છે, માત્ર સીમરોલી ગામની એમની જગ્યાના જ નહિ લોકજીવન એમને કોઠે સંઘરાઈને પડ્યું છે વાતડાઓ ઘણા. થોડાં બાબી નવાબીનાં બીબાંની ભાત્ય પણ એમાં પડી છે લોકસાહિત્ય એમના સરળ હૈયે સરિતાવરની જેમ છલકે છે પણ વર્ષે એક ઘટના મહા પ્રયત્ને એમની પાસેથી કઢાવાય છે. વિદ્યા કોઠે પડી મૂઝાય છે

### કરસન પઢિયાર

'ઊર્મિનવરચના'ના વાચકો શ્રી કરસન પઢિયારને એક ઉમદા લોકગાયક તરીકે જ ઓળખે છે એમની બીજી શક્તિનો ઉપયોગ આપવામાં અતિ સંકોચશીલ, અત્યંત શરમાળ પણ અણીશુદ્ધ લોકસાહિત્યનું જ છોરૂ બીજી કોઈ ભાત ન મળે, લેખનને ક્ષેત્રે ઝળકે એવા છતાં હજુ હજુ હવે હાલતા થયા છે

### બાપલભાઈ ગઢવી

કવિ છે, છતાં કદી કવિતાનો ડોળ નહિ વાર્તાકથનના નવોદિત કલાકાર છે, પણ કહેણી માથે મંડાય ત્યારે જ સંઘાડા ઉતાર હાલી આવતી વાર્તાથી મુગ્ધ થઈ જવાય એ જ રીતે વાર્તાલેખનમાં સાહજિક એવો રૂપાળો ને લાઘવસભર્યો વળોટ એમને વર્યો છે બની ગયેલા જીવનની ઘટનાઓ મેળવવા ગામેગામ રઝળપાટ કરનારા એમના જેવા ઉદ્યમી કોઈ કોઈ જ મળે છે

### ડૉ. મગનભાઈ ગોંડલિયા

આ તો સાવજને પીંજરે પૂર્યો છે કોઈને વાત કરવાની વેળા ન રહેવા દે એટલા અસ્ખલિત ધાર લોકસાહિત્યની વાતો, વિગતો કે દુહા કવિત ઉપર મંડાય પણ એ વાક્ધારાને લેખનના બે કિનારા વચ્ચે વહેવડાવતા સાવજ પીંજરે પડ્યો તેણે ઉપર પડેલું તે લોકસાહિત્ય ઉપકારક ધારાએ હવે લેખનરૂપે વહી રહ્યું છે વાર્તાના શીળા વડલા જેવા છે ડૉ મગનભાઈ ગોંડલિયા.

### ગોસ્વામી મોહનપુરી

આપબળે આગળ વધેલા યુવાન છે. જાતે સાધુ અભ્યાસ નહિ જેવો, વ્યવસાયે મજૂરી કરનારા પણ

વિદ્યાના ખંતીલા ઉપાસક. અને મણિભાઈ વોરા જેવા માર્ગદર્શક મળ્યા. પુરાતત્ત્વના કોયડા ઉકેલવામાં આ યુવાનને અજબ આનંદ આવે છે. સાધુતાના સંસ્કાર તો વારસામાં મળ્યા છે. સૌરાષ્ટ્રની આ સાધુતા એટલે લોકસંસ્કાર.

## મણિભાઇ વોરા

મુરબ્બીઓને મૂલવવા એ દોહ્યલાં કામ છે. શ્રી. મણિભાઈ જેવા સાધુચરિત તપસ્વીને કઈ રીતે મુલવવા? સૌરાષ્ટ્રમાં ક્યાંય જો પુરાતત્ત્વ સંશોધનનું સજીવ કાર્ય ચાલતું હોય તો તે પોરબંદરમાં. એ મંડળના અડીખમ છતાં નિરાભીમાની સંસ્થાપક ને સદ્‌ગુરૂ તે મણિભાઇ વોરા. પણ રૂંવે રૂંવે જીવન-નિષ્ઠાથી વ્યાપ્ત. એમનો એ જીવનસંસ્કાર ને સમદૃષ્ટિ 'નારીપૂજા'ના લેખમાં દેખાશે.

## બચુભાઇ ગઢવી

અનેકવિધ સંસ્કારોની રૂપાળી ભાતના ચારણી સાહિત્યનું એ અણમોલ મોતી છે. આંખને અંજી નાખે એવું આબદાર. વાર્તાકથનની એમની પાસે સંસ્કારી અને સાહિત્યક એવી સૂક્ષ્મ સૂઝ છે. પણ 'લ્યો બચુભાઈ કરો વાર્તા!' એમ એ મોતીનાં પાણી નથી પમાતાં. અત્યંત સંકોચશીલ. અઢળક વાતો એમની પાસે પડી છે, પણ લખવાના યે અઢળક આળસુ.

## હીંગોળદાન નરેલા

એકથી વધુવાર 'ઊર્મિનવરચના'ના વાચકો એમનો પરિચય પામ્યા છે. અને અવારનવાર આવતી એમની વાર્તાઓ ઉપરથી પણ. ચારણી સાહિત્યની, કહેણી અને કવિતાની ઉજ્જવળ પરંપરાના તેઓ વારસદાર છે.

## દ. શ્રી. પુંજાવાળા

જૂના અને નવા યુગના સંગમ સ્થળે વાર્તા-કલાની એમણે નવી ભાત ઉપાડી છે. ખુમારી પરંપરાની પણ સાદ્યંત લોકસંસ્કારનો જ જીવ. હિંદી મધ્યકાલીન સાહિત્યના વીર અને શૃંગાર રસથી પ્લાવિત એવા ચારણીસાહિત્યનો તેમને વારસો મળ્યો છે. રામાયણના પરમ અભ્યાસી, ગૌરવભરી દાવકાઈ, સુજનતા ભરી ચતુરાઈ અને અજાતશત્રુતા એમનાં પાત્રોને ય વરી છે.

## શ્રીમતી જ્યોતિબહેન દી. ગાંધી

'હિંદી આદિકાલીન વીરકાવ્યમાં નારી' એવા આ અંકમાંના એક જ લેખથી એમની અભ્યાસનીષ્ઠતા પૂરતો પરિચય આપી રહે છે કે એમની દૃષ્ટિ કેટલી પારગામી છે અને એમની સૂઝ કેટલી તત્ત્વાન્વેષી છે. શામળદાસ કૉલેજમાં તેઓ હિંદીના અધ્યાપક છે.

## પ્રા. જનાર્દન દવે

મધ્યયુગના ભક્તકવિઓનાં કાવ્યોમાં અને લોકગીતોમાં આપણે જે ગોપીભાવ જોઈએ છે તે ગોપીભાવનું હાર્દ પ્રા. શ્રી જનાર્દન દવે પાસેથી એમના વિદ્વદ્‌પૂર્ણ લેખ 'નારીજીવનનો આદર્શ—ગોપી-ભાવ'માં આપણને મળે છે. તેઓ શામળદાસ કૉલેજ-માં સંસ્કૃતના પ્રાધ્યાપક છે ને ભાગવતના ઊંડા અભ્યાસી છે.

## ડૉ. નાગજીભાઇ કે. ભટ્ટી

જામનગર આર્ટ્‌સ કૉલેજના પ્રા. શ્રી નાગજીભાઇ લોકજીવનમાંથી જ ઉછરી આળોટીને મહેનત મજૂરીના શ્રમજીવનમાંથી સ્વપુરૂષાર્થે આગળ વધી આજે પી. એચ. ડી. સુધી પહોંચ્યા છે. પુરાતત્ત્વ અને ઐતિહાસિક સંશોધન એમના રસના વિષય છે. લોકસાહિત્ય તો એમનો ગળથૂથીનો સંસ્કાર. એમના અદમ્ય પુરૂષાર્થી જીવનમાં 'અશક્ય' એવો શબ્દ જડતો નથી.

## બારોટ દેવીદાન નારાયણ

બારોટ જ્ઞાતિમાંથી સૌરાષ્ટ્રમાં સ્વપુરૂષાર્થે આગળ વધીને એમ. એ. સુધી પહોંચનારા યુવાનોમાં કદાચ તેઓ પહેલા હશે. આજે પૃથ્વીરાજ રાસો ઉપર ડૉકરેટ મેળવવા તેઓ તૈયારી કરી રહ્યા છે. પણ પરંપરાથી ઉજળા સંસ્કારોનું તેમને ગૌરવ અને અભિમાન છે. પોતાના જ્વલંત વારસાને અજવાળે આણવા

તેઓ એટલા જ ઉત્સાહી છે, ને એક વેધક રસીલી છટાના તેઓ આલેખક પણ છે.

દેવજીભાઈ વાજા

છેલ્લાં કેટલાંક વર્ષોથી લોકકળાની પ્રતિષ્ઠા વિશ્વસ્થાપક બનતાં ઘણા ચિત્રકારો લોકકળા તરફ આકર્ષાયા છે, પણ બહુ ઓછા લોકજીવનની નજીક ગયા છે. એ સંપર્ક લોકકળાની નિષ્ઠા માગે છે. એવા બહુ થોડા લોકનિષ્ઠ કળાકારોમાંના શ્રી. દેવજીભાઈ વાજા એક છે. ગયા દીપોત્સવી અંકથી ઊર્મિનવરચનાના વાચકો એમના પરિચયમાં આવતા જાય છે.

સુરગભાઈ વરૂ

એમની રસીલી, મદભરી, મુગ્ધકર અને છતાં ખમીરના તેજોમય વારિ ખળકાવતી કલમથી 'ઊર્મિનવરચના'ના વાચકો અજાણ નથી. પોતે કવિહૃદય છે. કવિતા એમના અંતરની કિલ્લેબંદીમાં મુંઝારો અનુભવી રહી છે. ક્વચિત એની અભિવ્યક્તિ એકાદ બે સુંદર કૃતિરૂપે મળી આવે છે. બાકી એમના પ્રસંગાલેખનમાં એ કાવ્યરૂપે રસળતી આવે છે, જો એમનું ભરચક જાહેરજીવન થોડોકે ય અવકાશ આપે તો જૂની વાતોનાં ઉમદા નવસંસ્કરણ એમની પાસેથી મળે.



પૃષ્ઠ ૪૫૪થી ચાલુ ]

સુધી તો નથી મજેલ. ચારણી સાહિત્યે પ્રકૃતિગાન કર્યું છે, ભક્તિને ઉપાસી છે, વીર અને શૃંગાર રસ તો અદ્ભુત ઉતાર્યો છે, પણ ત્યાં વાત્સલ્યભાવ નજરે નથી પડતો.

નારીનિરૂપણમાં એ જ પિતુમાતુની આજ્ઞા કે સાસુસસરા અને પતિની આજ્ઞા અને છેવટ સતી થઈ જવાથી વિશેષરૂપે કાં તો દેવીરૂપે પૂજા અને નારીના શૃંગારથી વિશેષ બહુ ઓછું મળે છે. વાર્તારૂપે થોડું છે. કાવ્યરૂપે ઓછું. પરિણામે નવી કાવ્યરચનામાં પણ એ જ ચવાઈ ગયેલી વાતો ચાલી આવે છે. નારીજીવનની વ્યક્ત અને અવ્યક્ત શક્તિ અને નિગૂઢ રહસ્યો તરફ નવી દૃષ્ટિ દોડતી નથી - થઈ.

નવી દિશાઓ ખુલશે ખરી ?

આટલા પછી 'નારીઅંક' માટે અમારી વિનંતીને આવકારીને શ્રી. પિંગળશીભાઈ ગઢવી, શ્રી. બળદેવભાઈ નરેલા, શ્રી. દાદુભાઈ પ્ર. ગઢવી અને શ્રી. હીંગોળદાન નરેલા વગેરેએ એ વિષય તરફ દૃષ્ટિ દોડાવીને ગીત-દુહા રચી મોકલાવ્યા છે. જો એ સર્જન ચાલુ રહેશે તો લોકસાહિત્ય અને ચારણી સાહિત્યથી જે ખૂણા અજવાળ્યા વગરના રહ્યા છે તે માટેની નવી દિશાઓ ખુલશે અને એટલા આપણે જાગતી જીવતી જોગમાયાના માતૃઋણમાંથી મુક્ત થશું.

'લોકસાહિત્યમાં નારી'ના નિરૂપણ માટે મનઘડંત કે કલ્પનાની નારી નહિ, પણ માનવ-નારીની આટલી સંશુદ્ધિ અને સંમાર્જનના આવા વ્યાપક વિચાર સાથે આ નારીઅંક વાચકોના કરકમળમાં મૂકતાં અમે આનંદ અનુભવીએ છીએ.



પૃષ્ઠ ૪૬૪ થી ચાલુ ]

કલાના ભંડાર સમું ઘર ગ્રામનારીની હૈયાઉકલતનો નમૂનો બની રહે.

આજે આવી ગૃહકલા સૌરાષ્ટ્રનાં ગામડાંઓમાંથી તો લુપ્ત થતી જાય છે. કચ્છમાં હજી ચારણ, રબારીનાં ઘરોમાં જળવાઈ રહી છે. સૌરાષ્ટ્રમાં જવલ્લે જ કોઈ રહ્યા ખડ્યા ઘરમાં જોવા મળે. આવી સર્જકકલાનાં સ્વરૂપો અને સૌંદર્યમંડિત વસ્તુઓ જે નારી સરજી શકે છે એ નારી માટે 'નારી તું નારાયણી' એ ઉચ્ચારણ કેટલું ચરિતાર્થ છે !

# નારી નિરૂપણ

સ્રી કન્યા ભગિની પ્રસુ, દેવિ દયાની ખાણ;
નારી જગ વિધવિધ સ્વરૂપ, કરત સદા કલ્યાણ—૧

માત સ્વરૂપ સંતાનકી, પત્ની સ્વરૂપ પતિદેવ;
ભગિની સ્વરૂપ નિજ ભ્રાતકી, ચાહત નારી સેવ—૨

દાતા ભક્તન સૂર સંત, ગ્યાનિ ધ્યાનિ ગુણવાન;
નારી નરકા જન્મ દે, પાયાં ઉજ્વલ પાન—૩

નારી તૂં નારાયણી, સંસારે સરજેલિ;
નવ પલવિત નિત રાખની, વિશ્વ બાગની વેલિ—૪

તૂં રામાયણ ભાગવત, તૂં સદ્ગ્રંથ પુરાણ;
તૂં ચંડી મહા ભારતે, નારિ દિવ્ય નિર્વાણ—૫
તૂં દુનિયાં સર્જન કરે, તૂં કરે સર્વ વિનાશ;
તૂ રૂઠી પલમાં કરે, નારી ખેલ ખલાસ—૬

તૂં ઝૂઝી સંકટ સમે, શિયળ રાખવા સ્વચ્છ;
દેખો યે દુનિયાં મહીં, નારી પ્રભા પ્રતચ્છ—૭

લાખો નિર આશ્રિતને, આપ્યું આશ્રય સ્થાન;
તવ ઈન્દિરા રૂપ તેં, હરખ્યો હિન્દુસ્તાન—૮

પિંગળશીભાઇ ગઢવી



# નારી–લક્ષણો

સંગ્રાહક: લક્ષ્મણ પિંગળશી ગઢવી

સ્ત્રી, નારી વનિતા વધૂ, લલના યુવતી ભામ;
અબલા બાલા અંગના, પ્રમદા કાન્તા વામ.

તરુની રમની સુંદરી, સીમંતિની જુ સોય;
તિય તોસી તિહું લોકમેં અવર ન દેખી કોય.

કો ઘોડા કો પરખડો, કો સુચંગી નાર;
સરજણહારે સરજિયાં, તીનું રતન સંસાર.

સોરઠ દેશ સોહામણો, ચંગા નર ને નાર;
જાણે સ્વર્ગથી ઊતર્યા, દેવ દેવી અણુસાર.

કાઠિયાવાડની કામની, ગોખે કાઢે ગાત્ર;
દેવતાના મન ડગે, માનવી કોણ માત્ર.

ભાદર કાંઠાની ભેંસડી, વેણુ ગાય વખાણ;
કાઠિયાવાડની કામની, ખરા ચંગા જુવાન.

કાઠિયાવાડની કામની, હલકતી જાણે હેલ;
ભરી બજારે નીકળી, ઢળકતી જાણે ઢેલ.

હાલે થાકા હંસજી, બોલે ચંગાં વેણ;
અરમાળા મજલસ ભર્યાં, નારી રુન્દા નેણ.

કંચન વરણી કામની, ચંપા વરણાં ચીર;
મનહરની ધરની નહીં, કરનીમેં તકસીર.

નદી નારંદા સિહકળા, કામન ને કમળા;
એનાં અંત ન લીજીયે, ઘર વાંચીયે કુશળા.

સિંહ સંગમ સારા વચન, કેળ ફળે એકવાર;
ત્રીયા, તોરણ હમીરહઠ, ચડે ન દુજીવાર.

પાનળ પેરણ ભલચડણ, ભોમ ત્રિયા જગભલ;
લાલચ કંઈ ન લીજીએ, લખ્યા હોય જો લલ.

ઘોડું ઘુંઘટ મીન જળ, લજકુળ અસ્ત્રીયાં;
એતા માડી ન શીખવે, કુદંતા દોરંગાં.

મચકે પગલાં માંડતી, લચકે પીડનો લંક;
સહજ હાસ કરી સુંદરી, દાડમ કળી દંમક.

કામની સુકર કઢીયા, કરી ચુડીયાં કંઠોળ,
પાંદડે પાંદડે પ્રગટે, કેસુડાં રાતાં ચોળ.

જનની જણજે ભક્તજણ, કાં દાતા કાં શૂર;
નઈંતર રેંજે વાંઝણી, મત ગુમાવે નૂર.

જનની જણ તો ભાગ્યવંત, પૂછી જો ગુણવંત;
ભાગ્યવંત કે દ્વાર પે, બોલ ખડે ગુણવંત.

મોતી જેવો મુખડો, કંઠ ફુલંબી કાય;
મૃગનેણી રંગમોલમાં, રમવા ઊતરી રાસ

વય નાની અકલ વધુ, ઉજળા જેના આચાર;
દેજે એવું દાતાર, સઘળું માણસ સામગા.

ભલિયું વીણ ભલા, નાગડા નર ન નીપજે;
જાયો જુમાના, કરણ જે કુંતા તણે.

કવિતા અને કામની, એ બે અમુલ્ય ગણાય;
પતિમતિ હીણ પામતા, કિંમત કોડી થાય.

ટાઢી અગ્નિ વન જલે, જળ પથરા વેરંત;
તરિયા રૂઠી જે કરે, દૈવ પણ નહિ કરંત.

આંખડી લાલ ચણોઠડી, હીંગોળ, જેવા હાથ;
પંડનું બનાવેલ પૂતળું, નવરો દીનોનાથ.

ઝાઝી વસ્તી મેરની, નારી પાતળ પેટ;
ઘી ને પત્થર વખાણવા, ભલો ઇ બરડો બેટ.

આશક નટ સાધક સતી, શૂરા સહુવો સેધ;
અરાપરા કી બાત નઈં, ખરાખરી કો ખેલ.

ઓદરથી ઊરે સરસ, નાક નેણનો તાલ;
ચાર હાથનો ચોટલો, પડ જોવો પાંચાળ.

નારી ને નર પારખે, સુધરે સઘળા કાજ;
સંસારે એ મુત્સદી, ભલે નારીનો સાજ.

નવરે દી નાથે ઘડી, નારી નમણી જાત;
રીઝે તો રમણે ચડે, ખીજે મારે લાત.

ત્રિયા નમાવે દેવને, ત્રિયા અપાવે રાજ;
ત્રિયા કુશળ સંસારમાં, ત્રિયા જગતની લાજ.

ત્રિયા મોહે જે પડે, પડે નાશનો પંથ;
ત્રિયા પરખી પ્રેમથી, સુખી થયા એ કંથ.

કંજુસી કાયર કણસંચે, ત્રીયા કાયર દૂધ ;
બ્રાહ્મણ કાયર પરોણલે, વણીક કાયર જૂદ્ધ.

કેસર કેરા ભુજંગમણી. મેળવવા જ મથંત;
સતી શીયળ ને કૃપણધન, મૂવાં હાથ પડંત.

રાજપત્ની પત્નીગુરૂ, મિત્ર પત્ની પહીચાન;
સાસુ સ્વમાતા મળી, પાંચે માત સમાન.

શું નાગર શું નાગણી, શું શેણ હુદાં વેતર;
ભોમી વિના પાકે નહિ, ત્રણે ભલા ખેતર.

શિતળ પાતળ ગયંદગત, મન્દ આર કમ રોષ;
એ તો તરિયા પાંચ ગુણ, પાંચ તુરંગા દોષ.

નારી કદી ન નિંદીએ, નારી રત્નની ખાણ;
નારીથી નર નીપજ્યા, ધ્રુવ પ્રહલાદ સમાન.

સઘળું સંકટ સાંખીયે, કાઢી કરમનો વાંક;
પણ ભૂંડી જેની ભારજા, એ દુઃખ આડો આંક.

સેજ ઊજરી કુસુમ રવિ, ઔર ઊજરી રાતી;
એક ઊજરી નારી બિના, સબે ઊજરે જાતી.

અહીણી ત્રિયા મિજબાનકો, ના કો પડયો સ્વભાવ;
મુખસે બોલે ના બને, મનમેં પૂરણ ભાવ.

માગણ છોરૂ ને મહીપતિ, ચોથી ઘરની નાર;
સખ દખમાં સમજે નહિ, લાવ લાવને લાવ.

રાજા ચારણ ને વાણિયો, ચોથી નાનકડી નાર;
એને ભકિત ન ઉપજે, ઉપજે તો બેડો પાર.

કંચન ને કામની, બેય વજરના ગાળા;
સાંગો કે સંલવાણા, કંઈક ચડયા ને કંઈક પાળા.

તેર ત્રિયા,ત્રિહું કરલિયો, પંચોર્ગો કેકાણ ;
પચીસ વરસે અરા પરા, પુરૂખાં એહ પ્રમાણ.

ખાતા ભલી ખાખટી, જમતા ભલી જવાર ;
હૈયે ઘરનારી ભલી, રણે ભલી તલવાર,

કુત્તા ઢાંકણ પાવઠો, જગનું ઢાંકણ નાર ;
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું ઢાંકણ નાર,

ચંદા કલંક વાદળી, હાથી કલંક દંત હાન ;
સ્ત્રી કલંક હસી બોલવું, ગુણી કલંક સમાન.

મોર વિણ ડુંગર કિસા, મેહ વિણ કિસ મલાર ;
ત્રિયા વિના તીજ કિસી, પિયુ વિણ કિસી મિલ્હાર.

ત્રિયા જોબન ત્રીસ વરસ, ધોરી નવ ધરા ;
પુરૂખ જોબન ત્યાં લગ, દૂધે પેટ ભરાં.

દી ઉકડે દીકરા, કાં વેરી કાં વરા ;
કાં તો નાર કભારજા, કાં ભાયતો ખરાં.

ભોજાને ભજ્યો હોય, ફૂલની છાબ ભરે ;
પીળું સોનું પહેરવા, નાર ચતુર ઘરે.

ગા ગોરાણી ગોતરજ, ભાશ હંદી ભજ્જ ;
એતાં વાનાં તજાય એ, ખાદ્ય માય અખાજ.

ભો ભીતી ઘોડા ભલા, ડામા ઊપડિયા ;
કાં મરદાનેણી માણસા, કાં ખગવાવા ખડિયા.

પાંચ ગાવે પાળું, દશ ગાવે સ્વાર ;
કાં નાર કસારજા, કાં નાડોચીયો ગમાર.

ખૂણે બેસી ખીખવે, જાણે લાંઘણ્યો સિંહ ;
આણંદ કે કરમાણંદા, આપણ દોહલા દી.

કાગ ઉડાવણ ધણ ખડી, પિયુ આયો ભડકક ;
આધી ચૂડી કાગ ગળ, આધી ગઈ તડકક.

હાથે ચૂડી હેમની, કાંબી કડલાં જોડ ;
ઠેસે ઠણકારો કરે. મલપતિ ચાલ મરોડ.

રતી રંભા કે ઉર્વશી રૂપ તણો ભંડાર ;
દેવાંશી દેવાંગના, વર્ણું તે નાવે પાર.

ચંદ્રવદન સોહામણું, દાંત દાડમી બીજ ;
નીલ સાલુડો ઓઢણિ, માહેં ઝબુકે બીજ.

કમળવદન સોહામણું, કટિ કેસરી સમાન ;
ગજગામી મૃગલોચની, ભમર કંદર્પ સમાન,

દેણા લેણાં મારણાં, શરણ આયે સધાર ;
કો એ રાણી કયાં ગઈ, જે જણતી જોધાર !

હું નારી કોયલ ચતુર, બોલું અમૃત વેણ ;
સોજા સાજણ કારણે, રોઇ રાતાં કિયા નેણ.

વહુ વછેરા દીકરા, નિમચ્યિા પરમાણ ;
સ્ત્રી તો ધનથી સાંપડે, પુત્ર સંજોગે હોય.

લંબ વેણી લજ્જા ઘણી, પોચે પાતળિયાં ;
આછે સાંચે નિપાવિયાં, કો કો કામણિયાં.

પીતળ સરખી પીંડિયું હીંગળા સરખા હાથ ;
નવરો દીનોનાથ (તેદી) પંડ બનાવી પૂતળી.

આંગળીઆં ફળીઆં જસી, દાડમ કળીઆં દાંત ;
સોનમેં રેખા સારખી, વીજળીઆં ઝળકંત.

ઓદરથી ઉર સરસ, નાક નેણુને તાલ ;
ગૂઢે વસ્તરે ગોરિયા, પડ જેવો પાંચાળ.

દીલ લગા સો સગા, હાડ સગા કો નાય :
મા બેટી મેરી જવે, સોય પરંતર કહાય.

સકુળની જો સાંપડે, સંસાર સુખની ખાણ ;
ભુંડી મળે જો ભાર્યા, તો મંદિર થાય મસાણ.

પેય પુરાણું ઘી નવું, ઘર સુલક્ષણનાર ;
પર કર તુરી પલાણવો, ઈ સદ્ભાગી સંસાર.

ગોરી તારા નેણ જાણે, અરજણ બાણ ;
જે દિશ પડયા વાંકડાં, તે દિશ પડયાં ભંગાણ.

ગાડી માથે ખેડલું, મર્કટ કોટે હાર;
જુગારી હથ નાણલું, રહે કેટલી વાર ?

વરખા વિહોણી વાદળી, પતિ વિનાની નાર;
ભાગ્ય વિહોણો માનવી, એનો શો આધાર ?

આકા દાતણ ને જવ તોરણ, છોરૂ બાપ હણ્યાં;
ચૂંથી નાર ને છાપરે ચૂવે, એ પાંચે પાપ મળ્યાં.

સાઠી ચાવલ ભેંસ દૂધ, ઘર શીલવંતી નાર;
ચોથી પીઠ તુરંગરી, સરગ નીસરણી ચાર.

ઘર જનાં ધર્મ પલટતાં, ત્રિયા પડંતા તાવ;
ત્રણે ય ટાણા મરણરા, કોણ રંક કોણ રાવ.

અષાઢે તો હળ હાંકે, લાડકવાયી ઘી;
જેની બૈયરી પુછણે, એના વાંકા દી.

ડુંગર વંકો ગાળિયે, નદી વંકાં વ્હેણ;
પુરૂખ વંકો પાઘડી, નારી વંકો નેણ.

ગુણ વિણ ઠાકર ઠીકરો, ગુણ વિણ મિત્ર ગમાર;
ગુણ વિણ ચંદન લાકડી, ગુણ વિણ નાર કુનાર.

ચોરી કા હીરા હીરા, કવિકા હીરા કથન;
તરુણી હીરા તન અરૂ, પદ્મિની મન પાવન.

ચંદા બિન કયા ચંદની ! મોતી બિન કયા હાર !
કજ્જલ બિન કયા કામિની ? પિયુ બિન કયા સંસાર ?

નારી મંડણ નાવલો. ધરતી મંડણ મેહ;
પૂરમાં મંડણ પંડિતા, પામે નહિ સંદેહ,

ધન બલિહારી રાણિયાં, જીન જાયા છત્રીસ,
શેર સલૂણો મુનવે, શીશ કરે બક્ષિસ.

મારજો કે મરજો, ન દેજો પીઠ લગાર;
સોવર મેલાં મારશે, કાયર કેરી નાર.

કંથા રણ ! જાય કે, ભાગી ન આયા શેણ;
તારી બાંધ ન ગ્રહીશાં, તું ભા ને હું બેણ.

નહિ વળાવું વાધને, શૂરાને નહિ સાથ,
કંથડો ચાલે એકલો, જેને હૈયું કટારી હાથ.

ન સૂએ રાજા, ન સૂએ મોર, ન સુએ રેન ભમંતા ચોર;
કભુ ન સૂએ ન કંકણહારી, ન સૂએ પ્રેમ વળુંધી નારી

તાંત તુરંગ રસ ત્રિયા, કવિરસ કથા કિલોલ;
રસભર એતાં રાખીએ, તાલ મિત્ર તંબોલ.

પારેવાં જી રાત્તાયું, સરજી પંખિયું;
ઘાટે કસુંબે ઘૂંટિયું, વાલમજી અખિયું.

સોપારી વખાણું સોરઠી, જેના લીલા પીળા રંગ,
સ્ત્રી વખાણું કેડ પાતળી, જેનાં વાળ્યાં વળે અંગ.

ધન બલહારી રાણિયાં, જન જાયા રજપૂત ;
અણહુતે જે હુતી કરે, સો બાતંડા સપૂત.

ધન રજપૂતાં રાણિયાં, ધન ધન જનની એહ ;
છીરતડો જીવ આપતી મૂનાં ચડંતી ચેહ.

નારી હૃદયે નેહ, વળગ્યા તે વછૂટે નહિ ;
સીતા છોડી દેહ, તોય રૂડા મનમાં રામજી.

*

સોરઠિયો દુહો ભલો, ભલી મરવણુની બાત;
જોબન છાઈ ધણુ ભલી, તારા છાઈ રાત.

સોરઠિયો દુહો ભલો, ઘોડો ભલો કુમેત;
નારી તો નવલી ભલી, કપડું ભલું સફેત.

સોરઠ મીઠી રાગણી, મીઠો રાગ મલાર;
સેજે મીઠી સુંદરી, રણ મીઠી તલવાર.

લાખો કે મું બારીયો, લાસી છીપરિયાં,
હાથ હિલોળે પગ ધસે, ગહકે ગોરલિયાં;
જતે નમી વડ છાંય, ખોડી થંભ' વિયાં;
લંબી કર કર બાંય, ચડે ચૂડ વારિયું.

મારૂઠે નાખ અંગજળ, ઊભી વેણુ સુકાય;
'ચંદન કેરે રૂખડે, નાગ ઝપેટા ખાય.

# લોકનારીની ગૃહકલા

લેખક – આલેખક : દેવજીભાઈ વાજા



[ છાજલી સ્કેચ : દેવજીભાઈ વાજા ]

'નારી તું નારાયણી' આ સૂત્ર ભારતીય ગૃહજીવન માટે કેટલું સાચું છે? નારી વગરના ઘર કે જીવનની કલ્પના કરી જુઓ : કેવું હશે એ ઘર અથવા જીવન? ખરેખર, નારી એ ગૃહની શોભા છે, આ વાતની પ્રતીતિ આપણને કોઈ પણ સુવ્યવસ્થિત અને શણગારેલા ગૃહપ્રવેશથી જ થઈ જાય છે.

શહેરનાં હવેલીઓની વાત જવા દઈએ, કારણ કે અહીં તો આપણે ગ્રામજીવન અને ગ્રામગૃહશણગારની વાત કરવાની છે. શહેરની મોટી મોટી હવેલીઓ, તેના ખંડો અને ઉપખંડોમાં જે લોકો વસે છે તેને ગામડાનાં આવાં સીધાં સાદાં ઘરોની માત્ર કલ્પના જ હોય છે. જેમ યૂરોપના મહેમાનો દિલ્હી કે કલકત્તા જોઈને ભારતીય જીવનની સાચી ઝાંખી ન કરી શકે, તેમ દૂરથી ગામડાનાં ઘરો જેમણે જોયાં છે તેને એ ઘરોની રચના, રાચરચીલાં કે સજાવટની સાચી ઝાંખી ન જ થાય! ગામડાનાં આવાં ઘરોની રચનામાં



[ કાંધી – સ્કેચ : દેવજીભાઈ વાજા ]



ટોડલા : સ્કેચ દેવજીભાઈ વાજા

અને સજાવટમાં નારી કસબનો વિશેષ ફાળો હોય છે.

ગામડાના કોઈ એક ઘરની રચના અહીં આપું તો અસ્થાને નહિ ગણાય. પંદરથી વીસ હાથ લાંબું અને આઠ કે દસ હાથ પહોળું ગામડાનું ઘર કાચી ઈંટો કે પથ્થરથી બંધાતું તેમાં એક જ મુખ્ય બારણું રહેતું બારણા ઉપર ઘોડામુખ છજલી એ ઘરનું શુભ ચિહ્ન મનાય, અને મોટાભાગના ઘરોમાં તે હોય જ. ઓસરી ચઢી ગૃહપ્રવેશ કરીએ એટલે એનું ઘર ડાબી કે જમણી બાજુ જેવી ઘરની રચના-એક પડથાર નીચું તે ઢોરબાર (ગાય-ભેંશ બાંધવાની જગા) ઢોરની કિંમત ગ્રામજીવનમાં સવિશેષ છે. તેની રક્ષા માટે તેનું સ્થાન પણ ઘરમાં માણસો સાથે જ છે. ઓરડાથી એક પડથાર ચડો એટલે આઘું ઘર, અને આઘ ઘરથી ઊંચે ચડતો પડથાર તે રાંધણિયું (રસોડું) આ રીતે પડથારથી ખંડોની અલગતા સમજવી. ઓરું ઘર તે જગ્યાએ અગંતુક ગમે તે વરણનો આવી શકે. આઘું ઘર તે જમવા બેસવાનું સ્થાન. અહીં અનાજ ભરવાના કોઠી-કોઠલાં આડશ પણ હોય. ઓરા ઘરમાં ઊભા રહીને રાંધણિયા તરફના ફરા તરફ નજર કરો એટલે (ડાબે ફરિયો) ગામડાના કારીગરે બનાવેલા કલામય મજુસ અથવા પટારા ઉપર ગોદડાંથી લાદતી દસથી બાર મરીઓ ગોઠવેલી હોય તે પણ ગામના દરજીએ અથવા ઘરની સ્ત્રીએ હાથે લાલ પીળા કાપડની કાંગરિયો અને લપેની ભાતથી શોભતી હોય. ધૂમાડાથી રક્ષણ માટે ઢંકલિયું પણ સુંદર કટાવકામથી મઢેલું હોય. મજુસ, પેટી પટારા પણ કલાના નમૂના ગણાય. જેમાં સુંદર કોતરણી આંખને ઠારે તેવી હોય છે. માટીના કોઠી-કોઠલા પણ સરસ વેલ- બુટ્ટીઓથી અને આકારોથી શોભનમંડિત હોય જ. પાછલી પછીતે ચાકળા, પછીતિયાં અને બીજી માંડય હોય. જે ઘરની નારીના હાથની કરામત આવતલને જે હસી હસી આવકારતી હોય તેમ લાગ્યા વગર રહે નહિ

આવા આ ઘરની શોભા તો માટીની કલામય કોઠીઓ અને આરીઆ કે જે કમાનો અને માટીની ઉપસાવેલી આકૃતિઓથી શણગારે છે, તે જોતાં તો ગામનારીઓનાં આંગણામાં એક સાચા શિલ્પીની આવડત દેખાયા વગર રહેતી નથી.

તેમાંએ ઘરનું આકર્ષક રૂપ તો આઘા ઘરથી રાંધણિયું જૂદું પાડવા જે કમાન રચવામાં આવે છે, તે જોઈને કોઈ સ્થપતિ પણ વિમાસણ અનુભવે, કે ફક્ત અડધા ઈંચ જાડા દળની આ કમાનમાં માટી કઈ ખુબીથી પકડાવી હશે ! આ આખીએ કમાનમાં બહુ જ કલામય કમાની ગોખ અને આકારો ઉપસાવેલા હોય છે. તેના થોડા નમૂના આ સાથે છે. જે જોવાથી થોડો પણ અણસાર આવી શકે. બાકી આ ગામનારીઓની અંગઆવડતનું ખરું દર્શન તો જાતે નિરીક્ષણ કર્યા સિવાય આવી શકે જ નહિ.

આ બધા સાથે ઘરની વચ્ચે આવેલા થાંભલાને શણગાર્યા સિવાય કેમ રહે ? તેમાં મિનારાના ગોળ ઝરુખાના આકારની માટીની કાઠી આકર્ષક રીતે જડી દીધી હોય છે જે શોભન સાથે ઉપયોગી પણ બને એવી એની રચના હોય છે. આમ સીધું સાદું પણ



[ અનુ૦ પૃષ્ઠ ૪૬૮

# "પરણ્યો પીંગલે રે ઘમ ઘૂઘરિયા"

ડૉ. હરિલાલ ગૌદાની

[ કોઈ ગોરીનો પરણ્યો પીંગલે કહેતાં પારણે ઝૂલતો હોય અને એને ઊંઘાડવા ગોરી હાલરડાં ગાતી હોય ઈ વાતનું સ્વપ્નું પણ આવવું મુશ્કેલ પડે. છતાં એવું મુશ્કેલ સ્વપ્નું આશરે આજથી બાવન વર્ષ પહેલાં કંઠાળના નીપ ગામમાં સાચું પડયું હતું. ]

ભાદરવો ઊતરતાં તાવના વા મોળા પડે પણ સંવત ઓગણીસ સો ચુંમોતેરના આસો મહિનાની શરૂઆતમાંય તાવના વા મોળા પડયા નહિ. કંઠાળમાં તો તાવે કાળો કોપ કર્યો. દાકતરની દવાયું ખૂટી, વૈદોના ઊકાળા ખૂટ્યા, ડોશીમાનાં ઓસડ ખૂટ્યાં તોય તાવના વા ખૂટ્યા નહિ. મહુવાના નાગરવાડામાં નોરતામાં ગવાતા માતાજીના ગરબાને બદલે તાવના ગરબા ગવાવા માંડયા.

'ફૂંણી ફૂંણી કાકડીને ભાદરવાની છાશ્ય.
તાવ સંદેશા મોકલે, ગોરી આજ આવું કે કાલ્ય,
જણ્ય આજ આવું કે કાલ્ય,
જણ્ય આજ આવું કે કાલ્ય,

દખણાદાના રાજીયાને મહેલે મારો વાસ,
મહેલેથી ફરવા નીકળ્યો તમે ખાજો ખાટી છાશ્ય,
તમે ખાજો ભીંડાનાં શાક.
તમે પીજો પાલર નીર.

કંઠાળના મહુવા બંદરથી ત્રણ ગાઉ દૂર આવેલ નીપ નામે ગામ આવેલું છે. ઈ ગામમાં કડકડિયા તાવે સોથ વાળી દીધો. ઘૂંઘળવા અને ચવાણુ શાખાના ખારવાઓના તેર ઘરનાં ફળિયામાં ત્રણ જ માણસ જીવતાં રહ્યાં. એમાંય દોઢ વરહના રાહાની મા કડકડિયાના તાવથી મરણપથારીએ પડી.

રાહાની મરતી માનો જીવ ટૂંપાતો હતો. એનો આતમરામ ખોળિયું છોડવા ના પાડતો હતો પણ જમરાજાનાં તેડાં થોડાં પાછાં ફરે! ચવાણુ અને ઘૂંઘળવાના ફળિયામાં રામા ઘૂંઘળવાની સોળ વરસની દીકરી મીણા એકલી રાહાની માની ચારે કોર્ય આંટા મારતી'તી. એણે બાર દિવસમાં ચાલીસ માનવીઓને મરતાં જોયા'તાં, એટલે ઈ સાઠ વરસની પીઠ ડોશી જેવી બની ગઈ'તી.

રાહાની માનો જીવ ટૂંપાતો જોઈ એણે રાહાની મા પાસે જઈ કહ્યું કે: "જકલ ફૂઈ! શું લેવા જીવને દઝ્ઝો છો? ફૂઈ! તમે રાહાની ફિકર કરશોમાં."

"મીણા! ઈ જ વાતથી મારો જીવ ટૂંપાય છે. હવે મને નિરાંત થઈ." એટલું કહેતાં કહેતાંમાં તો રાહાની માની આંખ ફરી ગઈ. ઈ વખતે રાહાની માના મોઢામાં પાણી આપતાં મીણાએ કહ્યું કે: "ફૂઈ! તમારા જીવને ગત્ય કરજો, હું રાહાનું જીવની જેમ જતન કરીશ અને એનો એક એક અવસર રંગેસંગે ઊકેલી દઈશ."

મીણાનાં વેણ સાંભળ્યાં ન સાંભળ્યાં એટલીવારમાં તો રાહાની માનો આતમરામ પરલોકને પંથે સીધાવ્યો.

મીણાએ કઠણ કાળજું કરી રોતા રાહાને તેડી લીધો પછી રાહાને તેડીને મુખીને ઘેર ગઈ.

રાહાની માના મોતના સમાચાર સાંભળી મુખીએ ગાડું જોડાવ્યું. ગામમાં મરેલાના કાંધિયા થાય એવા ઘણાં જણ પરલોક સીધાવ્યા'તા. એટલે છેલ્લા ચાર દિવસથી મુખીના વઢિયારા ઢાંઢા ચાલીસ માનવીના કાંધિયા બન્યા'તા.

ગામમાં આદમીઓનો તૂટો પડતાં સ્ત્રીઓ મડદાં બાળતાં શીખી ગઈ'તી. મીણા રાહાને કેડયમાં તેડી એની ફૂઈની નનામીવાળા ગાડાની પાછળ પાછળ સ્મશાને પોગી.

સ્મશાને આવેલ બે–ચાર માનવીઓએ રાહાની માની ચિતા ખડકી અને ચિંતાને અગ્નિદાહ દેતાં થોડીવારમાં જ રાહાની માનું હાડપિંજર જેવું ખોળિયું

બળીને ખાખ થઇ ગયું. રાહાની માની ટાઢી વાળી મીણા એને ફળિયે પાછી ફરી. ઈ રાતે રાહાના ઘરને તાળું મારી એના ઉપર ગામના મુખી પાંહે કડી લગાડાવી મીણા રાહાને પોતાને ઘેર લઈ ગઇ.

દેવ દીવાળી આવી- તાવના વા મોળા પડ્યા. ત્યારે બચી ગયેલ માનવીઓને કાંઇક કળ વળી. ધીરે ધીરે ગામમાં બધું થર્યું પડવા માંડયું.

એક મહિનો જતાં રાહો મીણાનો હેવાયો થઇ ગયો, અને એક મહિનાને માથે થોડાક દિ' જતાં રાહો મીણાની ચૂંદડીનો છેડો પકડી એની વાંહે વાંહે આંટા દેવા માંડયો. રાહાને આમ ફરતો જોઈ ગામ લોકોએ એનું નામ પૂંછડિયો તારો પાડી દીધું.

વૈશાખ મહિનો આવ્યો. વૈશાખી વાવડા દરિયાને જમીન તરફ ધકેલવા માંડયા. પણ ભાર છે દરિયાની માઝા મૂકાવે! જ્યારે વાવડાના કે દરિયામાં ખોરડા ખોરડા જેવડાં મોજાં ઊછળવા માંડ્યાં ત્યારે દરિયામાં ભમતાં દેશી વહાણો નાનાં મોટાં બંદરો લંગરાઈ ગયાં.

ચૈત્ર વદ આઠમથી શ્રાવણ સુદ પૂનમ સુધી દખણાદો દરિયો (અરબી સમુદ્ર) બહુ તોફાની બને છે એ વખતે વાયુદેવ પોતે દરિયાઇ વેપાર ખેડે છે એટલે વેપારીઓનાં વેપારી–વહાણોની સફરો અટકી જાય છે આ નવરાશના ગાળામાં ખારવા લોકો લગન, વેહવાળ, આણા, પરિયાણા કથા તિથા ભજન જેવા સામાજિક અને ધાર્મિક કામો ઊકેલી નાખે છે.

આ સાલ લગનની મોસમ જરાક ટાઢી હતી છતાં ઘણાં લગન નીકળ્યાં. એ વખતે મુખીએ મનમાં નકકી કર્યું કે કોઈ સારો મુરતિયો મળી જાય તો મીણાનાં લગન કરી નાખીએ. અને પછી મુખીએ આગેવાનોને બોલાવીને મીણાનાં લગન ઊકેલી નાખવાની વાત કરી. સૌએ ઈ વાત માથે ચડાવી.

મીણાને આ વાતની જાણ થઇ ત્યારે ઈ બહુ મૂંઝાઈ ગઇ, અને દોડીને મુખિયાણી પાસે ગઇ. મુખિયાણીને જોઈને મીણાની આંખમાં આંસુની સરવાણિયું ફૂટી

રોતી મીણાને છાની રાખી અઉ હરમત આપી મુખિયાણીએ એને રોવાનું કારણ પૂછ્યું.

રોઇને મન હળવું કર્યા પછી મીણાએ કહ્યું કે: “ કાકી! મુખી અને ગામના આગેવાનોએ આ લગન ગાળામાં મારાં લગન કરી નાખવાનું નક્કી કર્યું છે. કાકી! માથે ભગવાન રાખીને કહેજો કે હું સાસરે જાઉં પછી રાહાનું કોણ ?”

“ દીકરી મીણા! તારી વાત સાચી છે પણ સતજુગમાંય દીકરિયું ભાગ્યે જ કુંવારિયું રહિયું હતિયું, તો પછી આ કળીકાળમાં દીકરીથી કુંવારું શે રહેવાય ?”

ઘરની પાછલી ઓસરીમાં બેઠેલ મુખીએ મુખિયાણી અને મીણા વચ્ચે થતી વાત સાંભળી.

ઈ વાતનો તંત પકડી ઓરડામાં આવી મુખીએ કહ્યું : “દીકરી મીણા! હવે તો અમે જ તારા મા–બાપ. અને ઇ સગપણને દાવે તારા કુંવારઘડા નોં ઊતારીએ તો ભગવાન શે રાજી રહે ?”

મુખીની વાત ઉપર ઊંડો વિચાર કરી મીણાએ કહ્યું કે: “કાકા! તમારે મારા કુંવારઘડા ઊતારવા હોય તો હું ના નથી પાડતી, પણ હું બતાવું ઈ આપડી નાતના મુરતિયા હાર્યે મારું લગન કરી દ્યો તો હું સદા માટે તમારી ઓશીગણ રહીશ.”

મુખીએ વાજેવાજ ગામના આગેવાનોને બોલાવ્યા. અને મીણાએ કરેલી વાત બધાને કહી. પછી આગેવાનોએ અંદરોઅંદર સંતલસ કરી મીણાની વાત માન્ય રાખી.

બીજે દિવસે મુખી તથા નાતના આગેવાનોને પોતાને ઘેર આવવાનું નોતરું આપી મીણા પોતાને ફળિયે પાછી ફરી.

વળતે દિ' મુખી અને ગામના આગેવાનો મીણાને ઘેર ગ્યા. અને એણે પસંદ કરેલ મુરતિયો બતાવવા કહ્યું એટલે ઉંબરામાં રમતા રાહા તરફ આંગળી ચીંધી મીણાએ કહ્યું કે: “મારા કુંવારઘડા ઊતારવા તમે આની હાર્યે મારાં લગન કરી દ્યો.”

મીણાના ઘરના ઊંબરામાં રમતા રાહા તરફ જોઈ ઘડીભર સૌ મોં વકાસીને ઊભા રહ્યા. એટલે મીણાએ કહ્યું કે: "વડીલો! એમાં વિચારમાં શું પડી ગયા? તમે રાહા 'હારે' મારા લગન કરી આપશો એટલે તમારે માથેથી મારા કુંવારઘડાનો ભાર ઊતરશે અને મારે માથેથી રાહાની માને આપેલ વેણનો ભાર ઊતરશે."

મીણાની વાતને મનમાં મમળાવ્યા પછી થોડી વારે મુખીએ કહ્યું કે: દીકરી! તેં તો કંઠાળ્યને ઊજાળી, તું તો કંઠાળ્યની ગાંધારી બની"

થોડા દિવસ પછી મીણા અને રાહાનાં લગન થઇ ગ્યાં. લગનની રાતે કજિયે ચડેલ રાહાને ઊંઘાડવા મીણા હાલરડાં ગાવા લાગી કે:

પરણ્યો પીંગલે રે ઘમ ઘૂઘરિયા,
કાઢા ઘઉંની રોટલીને માંઇ મોળવીયો ગોળ
ચોળી ખવરાવીશ ચૂરમ્યુ, પરણ્યો કાલ્યમોટો થાહે,
પરણ્યો પીંગલે રે ઘમ ઘૂઘરિયા.

દૂધ ભગર ભેંહના ને ભીમરડીનો ભાત,
ખીર ખવરાવીશ ખાંતથી,
પરણ્યો વધશે દિ' ને રાત.

પરણ્યો પીંગલે રે ઘમ ઘૂઘરિયા.
પીંગલા મેલ્યા ઓટલડે ઘમ ઘૂમરિયા
હું વાળું ઘર આંગણીયાં ઘમ ઘૂઘરિયા
ઘમ... ઘમ... ઘમ... ઘમ ઘૂઘરિયા.

પીંગલાનો પોઢનારો રાહો પંદર વર્ષનો થયો. પંદર વર્ષની ઉમરે પહોંચતાં સારી રીતે સચવાયેલ રાહાનું કાઠું પરચરા જુવાન જેવું દેખાવા માંડ્યું.

એક દિ' રાહાની અને મીણાની ખબર કાઢવા રાહાની મામી નીપ આવી ચડી. એણે રાહાને મોઢા ઉપર મૂછનો દોરો ફૂટતો જોયો. એણે રાહાની હાલ્ય-ચાલ્યમાં જુવાનીના જોર જોયાં.

મામીએ વિચાર્યું કે ગાંધારીની જેમ પતિ સેવામાં અડધી ઉમર ગાળી નાખનાર મીણા વહુ હારે રાહાને શે નેડો જાગશે!

સો વાર વિચાર કરી મીણા વહુને એક કોર બોલાવી મામીએ કહ્યું કે: "વહુ! હવે રાહો જુવાન થવા આવ્યો છે, હવે તું એને તારાથી નોખો નહીં પાડ તો તારી અને એની વચ્ચે નેહ નહીં બંધાય."

મીણાએ મોટાને માથે ભાર નાખતાં કહ્યું કે: "મામીજી! તમે વડીલ છો એટલે તમે કહો એ વાત હું માથે ચડાવું."

રાહો ગામમાં ગયો એટલે મામીજીએ કહ્યું કે: "વહુ! જગદંબાએ મહાદેવજીને પાળ્યા'તા. પછી મહાદેવજી જુવાન થયા એટલે જગદંબાએ મહાદેવજીને તપ કરવા મેલ્યા. મહાદેવજી તપ કરીને પાછા ફર્યા ત્યારે જગદંબાએ એનું માડી સ્વરૂપ ગાળી નાખ્યું, અને માડી સ્વરૂપને પા રતિભાર રહેવા દઇ બાકીનું અસ્ત્રી સ્વરૂપ ધારણ કર્યું.

"વહુ! જગદંબા મહાદેવજીથી જુગ જુગ મોટા હતાં, પણ ઇ બાળકુંવારા હતાં એટલે એની જુવાની જળવાઇ રહી હતી. ઇ જુવાનીએ અસ્ત્રી સ્વરૂપ ધારણ કર્યું ત્યારે મહાદેવજી એની જુવાની ઉપર મોહ્યા. ત્યારપછી જગદંબાનું પા'રતિ માતૃ સ્વરૂપવાળું અને બાકીના જુવાન સ્વરૂપવાળું ખોળિયું પારતિના નામથી ઓળખાયું. અને ધીરે ધીરે પારતિ-માંથી પારવતી થયું.

"વહુ! તું તો જગદંબા જેવી છો. તેં રાહાને માડી સ્વરૂપે પાળ્યો હવે અસ્ત્રી સ્વરૂપે રંગે રમાડય. પણ એને રંગે રમાડવો હોય તો એને બે વરસ માટે તારાથી છેટો રાખવો પડશે."

મામીજીની વાત માથે ચડાવી એટલે મામી એના ભાણેજને લઇને સરતાનપર ગઇ. સરતાનપર ગયા પછી મામીએ રાહાને કાદા કઢયવાળું દૂધ પાવા માંડ્યું. બે એક મહિના દૂધ પાયા પછી મામીએ એને વહાણે ચડાવી દીધો. રાહે એકધારી દરિયાખેડ ખેડવા માંડી. આમ બે એક વરહ ગ્યાં ત્યાં તો રાહાની જુવાની એને પગેથી માથા સુધી સાબદી આંટો મારી ગઈ.

મામીએ ભાણાને મૂછાળો મરદ બનેલો જોયો એટલે એણે ભાણાને વહુ ભેગો કરવાનું નકકી કર્યું.

[ અનુ૦ પૃષ્ઠ ૪૭૦

બાબુભાઇ પ્રા. વૈદ્ય

માંગડો સૌરાષ્ટ્રની લોકકથાઓનું વિશિષ્ટપાત્ર છે. લોકસાહિત્યના અભ્યાસીને માંગડાની વાત સુવિદિત છે.

એભલવાળા ને અરશીવાળા બે ભાઇઓ. અરશીવાળાએ જુવાનીની ઘેલછામા દર ઉજળી બીજે હથેવાળે પરણવાનુ વ્રત લીધું. મોટાભાઇ એભલવાળા અરશીવાળાને આવુ વ્રત ન લેવાય, તે સમજાવવા ગયા. વાતનુ વતેસર થઇ પડયુ. અરશીવાળાને હાથે એભલવાળાનું ખૂન થયુ.

એભલવાળાનાં રાણી નાના માંગડાવાળાને લઇ ભાઇને ત્યાં ઘુમલી જતાં રહ્યાં. મોસાળમાં માગડાને સૌ વાતનું સુખ હતું. પણ એક દિવસ કોઇ ડોશીએ એભલવાળાનાં ખૂનનું ઓસાણુ આપી માંગડાને મેણું માર્યું. માગડો પિતાનાં ખૂનનો બદલો લેવા બહાર વટે ચડયો.

બહારવટુ શરૂ થાય તે પહેલાં માંગડો પાટણમાં પદમશી શેઠની વાડીમાં આરામ કરવા રોકાયો. અહીં પ્રથમ મિલને જ માંગડો પદ્માના પ્રેમમાં પડ્યો. એ પ્રેમ લગ્નમાં પરિણમે તે પહેલાં તો માગડો ગૌમાતાની વહારે જતા આહરા બાયનની બરછીથી મરાયો માગડાનો દેહ છૂટયો, પણ પદ્મામા તેની વાસના રહી ગઇ. માગડો ભૂત સર્જાયો.

પદ્માને પરણવા મોતીશેઠનો લોડેનશી આવવાનો હતો, તેને બદલે માંગડો વરરાજા બનીને આવ્યો. માંગડો ભૂતયોનિનો જીવ છે, એટલું જાણવા છતાં પદ્મા તેને પરણી પરણીને પદ્મા અંતરિયાળ વડના ઝાડ નીચે પ્રેત-માંગડા સાથે રહી. છેવટે, પોતાનાં પ્રેમનાં બળે પદ્માએ માંગડાની મુક્તિ સાધી

વાણીઆની દીકરી પદ્મા ભેંકાર વગડામાં ભૂત સાથે ઘરવાસ માંડે, એ પ્રસંગ કેવો રોમાંચકારી છે! કેટલો પાવક છે!

પદ્માને પ્રથમ આકર્ષણ માંગડાનાં સૌંદર્યને લીધે થયું હશે. સ્ત્રી-પુરુષનો વચ્ચેનાં આકર્ષણની શરૂઆત આ રીતે થાય તે સ્વાભાવિક છે.

દુષ્યંત શકુંતલા પ્રત્યે આકર્ષાય છે, તે તેના રૂપથી જ ને? इयमधिक मनोज्ञा वल्कलेनापि तन्वी–એ ત્વચાનાં સૌન્દર્યની જ વાત છે ને? પણ દુષ્યંત-શકુંતલાનો પ્રેમ ચામડીથી શરૂ થઇ ચામડીમા જ પર્યાપ્ત થયો હોત–તપ દ્વારા એ પ્રેમનુ માંગલીકરણ ન થયુ હોત–તો એ નાટકનો વિષય ન બની શકત પૃથ્વીથી શરૂ થઇ સ્વર્ગ પર્યંત પહોંચે તે પ્રેમ જ સાચો પ્રેમ છે.

જે પ્રેમ બાહ્ય રૂપથી શરૂ થઇ અંતરનાં ઊંડાણે પહોંચે તે ગતિશીલ પ્રેમ છે. પ્રેમ કદી ગતિહીન હોઇ ન શકે. ગતિહીનતા જડતા છે વાસના જડ છે, એટલે તે ગતિહીન હોય પણ પ્રેમની ગતિશીલતા એ જ તો જીવનનો સાચો ધબકાર છે.

મહાન સર્જક દાન્તે એક પ્રેમી યુગલને અભિશાપે છે, "જાવ, તમે એકમેકના આલિંગનમાં અનંતકાળ પર્યંત નરકવાસ ભોગવ્યા કરો"

સામાન્ય માણસને એમ થાય કે પ્રિય પાત્રનું આલિંગન અનંત કાળ સુધી માણવાનું હોય, તો તેને નરકવાસ કેમ કહેવાય? એ જ સ્વર્ગ નથી? ના. જે આકર્ષણ અનંત કાળ પર્યંત શારીરિક સ્પર્શથી પર ન ઊઠી શકે તે ગતિશીલ પ્રેમ નથી· ગતિહીન વાસના છે વાસના નરકવાસ છે

ભૂત માંગડાની મુક્તિ કાજે મથતી પદ્માના પ્રસંગમા મને પ્રેમની ચિરંતન ગતિશીલતાનાં દર્શન થાય છે તદ્દન સ્વાભાવિક રીતે પદ્મા અને માગડાના પ્રેમનો પ્રારંભ બાહ્ય આકર્ષણથી થયો. બાહ્ય આકર્ષણ પણ કો' અદીઠ આધ્યાત્મિક શક્તિને વશવર્તી હોવાનું ઘણા વાજબી રીતે માને છે.

માંગડા અને પદ્માના સૌખ્યનો પ્રાથમિક તબક્કો પૂરો થાય અને માંગડાનો પ્રેમ સૂક્ષ્મતા તરફ વળે એ પહેલાં તે મરાયો. મોત ખરું, પણ કેવા ઉમદા કારણ માટે! ગૌમાતાની વહારે જતાં મૃત્યુની ગોદમાં પોઢેલા માંગડાની વાસના-દેહે પણ એક પ્રકારની ભવ્યતા છે.

પદ્મા પ્રત્યેનાં બાહ્ય આકર્ષણની અદમ્ય વાસના અકાળ અવસાન બાદ માંગડાના સૂક્ષ્મ-દેહ સાથે જડાઇ ગઇ. સોનાની થાળીમાં લોઢાની મેખ વાગી ગઇ. વાસનાને આકાર હોય કે નહીં, તે વિશે ખાતરીપૂર્વક ન કહી શકાય. પરંતુ માનવીનાં સૂક્ષ્મ ચિત્ત પર વાસનાની પ્રબળ અને સ્થાયી અસર પડે છે, તેનો કોણ ઇન્કાર કરી શકશે?

માંગડાનાં ઉમદા છતાં અકાળ મૃત્યુથી બે વાત બની. એક, માંગડાનું પદ્મા પ્રત્યેનું આકર્ષણ સ્થૂળમાંથી સૂક્ષ્મ તરફ જઇ શકે, તેવી તક ન રહી. વાસનાને સ્થાને પ્રેમ પ્રગટે તેવો અવકાશ જ ન રહ્યો. બીજું, પદ્મા માટે પણ સ્થૂળ ઉપભોગ દ્વારા સૂક્ષ્મને સાધવાની પ્રણાલિકાગત પરંપરાની શક્યતા ન રહી. માંગડાનાં વીરોચિત મૃત્યુએ પદ્માને એક સપાટે સ્થૂળમાંથી સૂક્ષ્મમાં આણી દીધી. પદ્મા વાસનામાંથી પસાર થયા વિના પ્રેમનું સાચું સ્વરૂપ પામી ગઇ. પદ્માના પાત્રની આ વિશિષ્ટતા છે.

સાચો પ્રેમ કદી સ્વાર્થી નથી બનતો. પ્રેમ ઉપભોગનો નહીં, ત્યાગનો પુરસ્કર્તા છે. પાવનકારી પ્રેમનો દિવ્ય સ્પર્શ પામીને પદ્મા વાસનાની ઝાળમાં સડસડતા માંગડાની મુક્તિ કાજે મથે છે.

પદ્માની જગ્યાએ કોઇ સામાન્ય નારી હોત તો લોહલશીની નવવધૂ બની, ઘરેણાંથી લચી પડતી, પટોળામાં ઓપતી, ધાંતરવડના નગરશેઠની હવેલીમાં પુત્રવધૂના દાવે જઇ બેસત.

પણ, પદ્મા? એ પોતાનાં પ્રેમના બળે ભેંકાર વગડામાં માંગડાને વાસનામુક્તિ કરવાનો પવિત્ર વ્રત આદરી બેસે છે.

પદ્માનો આ ભવ્ય પુરૂષાર્થ મને પાવનકારી લાગે છે. એ પ્રયત્નમાં મને જીવનનાં શુભ તત્ત્વોનો અવિર્ભાવ જણાય છે. વાસના પર પ્રેમનો વિજય, એ જ જીવનની ચરમ સિદ્ધિ છે. એ જ પ્રેમની ગતિશીલતાનો અફર પુરાવો છે. એ જ મુક્તિની દિશાનું પ્રયાણ છે.

માંગડો ને પદ્મા અમાનુષ કે માનુષ કરતાં કંઇ જુદે જ સ્વરૂપે મને દેખાય છે. પદ્મા મને એ જમાનાની ક્રાંતિકારી નારી લાગે છે. રાણકની જેમ પદ્મા પણ પિતાએ જોડી આપેલો વિવાહ સંબંધ સ્વીકારી લેવાની ના કહે છે. પણ, એકવાર પ્રેમ કર્યા પછી, એ પ્રેમી માટેની પદ્માની ન્યોછાવરી અદ્ભુત છે. નારીનું આ પ્રબળ તત્ત્વ લોકકથામાં અજબ રીતે વ્યક્ત થયું છે.

માંગડાનું પ્રેમાળ ને પ્રચંડ પૌરૂષ અતૃપ્ત વાસનાની અગનકૂંડમાં ભડકે બળી રહ્યું છે, તેને પદ્માનો અપાર્થિવ પ્રેમ ઠારવા મથે છે. અતૃપ્ત વાસનામાંથી ઊઠતા ભીષણ ભડકાને અંતરનાં હેતની અમૃત-કટોરી ટોઇને પદ્મા હોલવવા મથે છે– હોલવે છે.

પદ્માનું જીવન માનવ પુરૂષાર્થની પાવનકારી ગાથા છે. ભારતીય સંસ્કારનું એ આદિઝરણ છે. પશ્ચિમની છીછરી માન્યતાની અસર નીચે શરીરસુખને સર્વસ્વ માનવાની મનોદશા ભારતમાંય વિકસવા લાગી છે, ત્યારે કશી અપેક્ષા વિના પ્રિયતમની મુક્તિ કાજે પોતાની જાત ન્યોછાવર કરતી પદ્મા પ્રેરક છે. પદ્મા છે સાવિત્રીની સીધી વારસ: છતાં આધુનિક નારીની પુરોગામી.

લોકકથા આપણને કહે છે કે, વાસના ડુબાડે છે. પ્રેમ તારે છે. વાસનામાં ડૂબેલાંને પ્રેમ બહાર કાઢવા મથે તેમાં માનવ-જીવનનો શ્રેષ્ઠ સંકેત સમાયો છે. માનવ પશુથી જુદો પડે છે, તે અહીં. પદ્માનું પાત્ર આવી માનવતાનું પ્રતીક છે. માનવીનાં અંતરતમ પાવિત્ર્યને વિકસાવી ઐહિક વૃત્તિઓનું ઊર્ધ્વીકરણ કરે, તે પ્રેમ.

વાસના ધખધખતી આગની જેમ 'લાવ, લાવ, લાવ!' ના ભડકા નાખે છે. પ્રેમ અષાઢી મેઘની જેમ આયુષ્યની સીમાઓ ઘેરીને વરસી પડે છે.

માંગડા અને પદ્માના વ્યક્તિત્વમાં લોકકથાએ આ બન્ને બળોને સામસામે મૂકી આપ્યાં છે પદ્મા હસતે મુખે પ્રેમ સાથે પરણે ત્યારે પ્રેમના પાવનકારી શક્તિનો આપણને ખ્યાલ આવે છે ગેટેનું વાક્ય ' A woman-soul leads us upword and on .. " જેવાં સ્રીવની તારિણી-શક્તિ આપણે જીવતી-જાગતી પદ્મામાં જોઇ શકીએ છીએ

બિહામણી ઝાડી, અઘોર વડનો, બે કાર થાનક સસવાતા કાતિલ વાયરાની વચ્ચે પ્રેમયજ્ઞ આદરી બેઠેલી પદ્મા મને બોલતી સંભળાય છે

ચોમેર ઊઠતી આ જ્વાળાઓ અને નાગના ફૂંફાડા જેવા વાસનાના ફુત્કારો વચ્ચે મારે પ્રેમનાં સામ્રાજ્યનું નાનું ઉપવન સર્જવું છે મા ધરિત્રી ! તારા હૈયામાં ભારેલી અમૃત-કૂંપી પામીને મારે આગમાં ભૂંજાતાને શાતા પમાડવી છે મા ! મારા કુમારની આ દશા ! તેમને વાસનાની ઝાળમાં બળતા હું નહીં જોઇ શકું સ્રી ધરતીની પુત્રી છે ગમે તેવો ઉલ્કાપાત સ્રીને નહિ ચમચાવી શકે પ્રિયજનને કાજ સ્રી હસતે મોંએ ધરતીમાં ભંડારાઇ જતાં પણ ન અચકાય લગ્ન પહેલાં બે દિવસથી સતત માંગડાવાળાનું મોં નજર સમક્ષ તરવર્યાં કરતું હતું પણ, તેમને મળવાની આશા ક્યાં હતી ? પણ વરરાજાને પેખતાં મેં જોયું તો સામે હતા કુમાર માંગડાવાળા મારી દુનિયા પલટાઇ ગઇ રોમ-રોમ હર્ષ વ્યાપી ગયો એ જ મોહક સ્મિત, એ જ સ્નેહ-નીતરતી આંખો છતાં, એની પાછળ પડી હતી કેવી ઘોર નિરાશા ! કેવી અદમ્ય વિહ્વળતા ! કેવી વેદનાપૂર્ણ યાતના ! હું છળી ઊઠી તેમણે કેવું બધું ઇશારામાં સમજાવી દીધું ! હું સમજી ગઈ યમરાજનો દોર તેમના ચેતનવંતા દેહને કરમાવી શક્યો અને-એ જ દોરે તેમને વાસનાની આગમાં હોમી દીધા સુશોભિત લગ્ન-મંડપમાં અમારું હસ્ત મિલન ! મારા સ્પર્શે તેમનાં અંતરતમે ધધખતો લાવા પળવાર કેવો શાંત થઇ ગયો ! બસ ! મને મારું જીવનકાર્ય સમજાઇ ગયું પ્રણયીના સ્નેહલ સ્પર્શને વિદ્યુત-સંચાર માનવાને દુન્યવી વાતાવરણથી પર ઉડાવી લે છે હું દુન્યવી વાતાવરણથી પર છું અને રહેવા માગું છું મારી નિરાળી દુનિયામાં માંગડાવાળા મારું સર્વસ્વ છે અહીં-આ સ્થળે મારે નવું સ્વર્ગ ઊભું કરવું છે તેના સ્વામી હશે વાસના-મુક્ત કુમાર માંગડાવાળા, જિંદગીની બીજી કોઇ અભિલાષા નથી જેમનાં દર્શને મેં જીવનની ધન્યતા અનુભવી તેમને વાસનાની ઊકળતી કડાઇમાંથી અવશ્ય બહાર કાઢીશ હું બેસીશ સનાતન પ્રેમની ધૂણી ધખાવીને મારું તપ નહીં ફળે ત્યાં સુધી યમરાજ પણ મારા પ્રાણ નહીં હરી શકે "

કવિકુલગુરુ કાલિદાસનાં શાકુન્તલમાં પૃથ્વીથી સ્વર્ગ સુધી પહોંચવાની વાત છે પદ્મા નરકને સ્વર્ગમાં પલટાવનારી નારી છે

સૌ રોવે સંસાર, પાંપણિયે પાણી પડે,
ભૂત રૂવે ભેંકાર, લોચનિયે લોહી ઝરે

માંગડાવાળાનું આ શબ્દ-ચિત્ર કેટલું ભયાનક ને દયામણું છે ! રૌરવ નરકની જ એ વાત છે આવી ભૂતયોનિમાંથી માંગડાવાળાની પ્રેમને બળે મુક્તિ કરનાર પદ્માનો પુરુષાર્થ જગતના સાહિત્યમાં અજોડ છે

❁

પૃષ્ઠ ૪૬૭થી ચાલુ ]

વળતે દિ' મામી ભાણિયાને લઈ નીપ જવા નીકળી ફળિયામાં પૂગતા જ મામીજીએ હાક મારી કે "વહુ ! તારો વર આવ્યો '

મામીજીની હાક સાંભળી મીણા ઘરમાંથી બહાર આવી અને એની આંખ્યું રાહાને નીરખ્યા પછી મામી સામે જોઇને કહેવા લાગી કે

'મામી દે ને કથરોટ એને રંગે રમાડું,
હાલરડે હીંડોળ્યા પછી, ઢાંચીએ પોઢાડું '

જુવાન રાહે મીણાના રૂપમાં નવો રંગ જોયો. મીણાને જોઈ એના રોમેરોમ જુવાની જાગી ગઈ

ઈ રાતે મામી ઓસરીમાં ખાટલો નાખીને સૂતી રાહો મોડી રાતે ઓરડે ગયો અને

'આંખ્યું બેયની એક થઇ, જજણ્યા દિલના તાર
મીણા રાહો એક થ્યાં, આશીષ દે કિરતાર'

# મા

પિંગળશીભાઈ ગઢવી

સને ૧૯૬૮ના ઓગષ્ટ માસના જીવન અંકમાં આપણા માજી રાષ્ટ્રપતિ શ્રી સર્વપલ્લી રાધાકૃષ્ણના લેખનો થોડો ઉતારો વાંચેલો; કે સમાજની સ્થિરતા, જીવનની પવિત્રતા, અને મનુષ્યની નીતિમતાનો આધારસ્થંભ સ્ત્રી છે, માતા છે. સ્ત્રીએ પારાવાર સંકટો સામે ઝઝુંમી છે, એમણે અનેક કષ્ટો અને યાતનાઓ વેઠી છે. સંતપ્ત જગતને શાતા દેનારી છે, સંસારની અગ્નિજવાળોને એમણે રક્તનાં વારી છાંટીને બુઝાવી છે. શીલ, સ્વધર્મ અને પવિત્રતાની ખાતર મૃત્યુ સામે આકરાંમાં આકરાં અનુષ્ઠાન માંડયાં છે. સ્ત્રીએ સહિષ્ણુતાની મૂર્તિ છે, ભારતમાં નારીનું સ્થાન સર્વોચ્ચ ગણવામાં આવ્યું છે. એ જગદંબા છે, ભારતની સંસ્કૃતિનું મહામૂલું આભૂષણ છે.

આમ નારીનાં કન્યા, ભગિની, સ્ત્રી માતા, જોગિની, ભોગિની જૂદા જૂદા અનેક સ્વરૂપે આપણે જોઇએ છીએ, પરંતુ નારીનું સાચું અને સર્વોત્તમ સ્વરૂપ હોય તો તે માતૃત્વ શકિતને જ કહી શકાય.

મા શબ્દના ઉચ્ચારમાં જ કુદરતે એવું તો સાંત્વન મૂકયું છે, કે હજારો વીંછીની અસહ્ય વેદનામાં પણ 'હે...મા' આ એક જ અક્ષરનું વાકય પરમશાંતિ આપે છે, કે જે શાંતિ બીજા કોઇપણ શબ્દની આરાધનામાં જોવા મળતી નથી. એ અનુભવ થયા પછી જ કદાચ આપણા લોકપ્રિય કાગ કવિએ એમના દોહામાં કહ્યું હશે :

**આખર એક જતાં કોડયું આખર ન કામનાં;**
**મોઢે બોલું મા (ત્યાં) કોઠે ટાઢક કાગડા.**

મહાત્મા તુલસીદાસે તો એમ કહ્યું છે કે 'એ વિણુ બાવન બોબડા એટલે રામ.' આ બે અક્ષર વિના બીજા બધા અક્ષરો મારે મન તો નકામા છે ત્યારે કાગ કવિ એમ કહે છે કે મારે માટે તો એક મા અક્ષર વિના બીજા કોડયું અક્ષર હોય તો પણ એ બધા નકામા છે. કારણ કે હું જયારે મા, શબ્દનો ઉચ્ચાર કરૂં છું ત્યારે મારૂં મોઢું ઊઘડતાંની સાથે મારા હૃદયને દઝાડી રહેલા આધિ, વ્યાધિ, ઉપાધિ એ ત્રણેય પ્રકારના તાપ અંતરથી બહાર નીકળી જાય છે અને પરમશાંતિનો અંતરમાં પ્રવેશ થાય છે.

માતાનું આટલું બધું મુલ્યાંકન શા શાટે ? તો કહે છે કે :

**ભગવતને ભજતાં, માહેશ્વર આવી મળે ;**
**પણ મળે ન એકજમા ; કોડય ઉપાયે કાગડા.**

મોંઘામાં મોંઘી વસ્તુ માનવી પુરષાર્થ દ્વારા પ્રાપ્ત કરી શકે છે. અરે, નિષ્કામ ભકિતથી ઇશ્વરને પણ સાધી શકાય છે. આ જગતમાં ન મેળવી શકાતી હોય તો માતાની મીઠી હુંફ. ગમે તેટલી સાધના કરો; ગમે તેટલી તપસ્યા કરો, ગમે તેટલું દ્રવ્ય ખરચો, પણ માનું હેત મા સિવાય બીજા કોઇ પાસેથી મળવાનું નથી.

એવી માતાના વાત્સલ્યનું માપ શી રીતે કાઢવું ! અવસ્થાને ઉબરે પગ માંડતાંની સાથે સંસારની વેલી પાંગરતી રાખવા અંતરમાં બાળકની ઝંખના થઈ, આકરાં વ્રત કર્યાં, અલુણું અન્ન ખાધું, જીભનો સ્વાદ છોડયો, તીર્થયાત્રા કરી, પિતૃશ્રાદ્ધ કર્યાં, સૂરજ સામે એક પગે ઊભી રાંદલમાની આરધના કરી, આમ અનેક પ્રકારનાં કષ્ટ સહ્યાં.

સંતાન વિના એને ઇંદ્રના જેવો વૈભવ વેરાન વગડા જેવો લાગ્યો, અને વનવગડાની ઝૂંપડી સંતાન સુખને લઇને રાજમહેલ લાગી, : બાળકના આરોગ્ય માટે કડવાં ઓસડ ખાધાં, એને સુકામાં સુવરાવીને પોતે ભીનામાં સૂતી. એનાં મળ મૂત્ર ધોયાં. મર્દન કર્યાં : વધારે ઊંઘે તો પણ . ચિંતા કરી, વધારે જાગે તો પણ ચિંતા કરી, કોઈ એક નજરથી જોઇ રહે તો નજર લાગવાની બીકે

સેવી, માથે કાળું ટપકું કર્યું, પડખામાં સુવરાવ્યા પછી સવાર સુધી એકધારી ઊંઘ ન કરી ફડકીને જાગી જાય, બાળક ઉપર હાથ ફેરવે, ક્યાંય હાથ દબાયો નથી ને! લુગડાનો ભાર મૂંઝવતો નથી ને! પથારી ભીની થઈ નથી ને? આમ અનેક પ્રકારની ઉપાધિ એના સુખમાં પરિણમી

ગંધાતા મારા નર્કમાં તેં હાથ બોળ્યા
સુંવાળું કરવા શરીરને તેલ ફુલેલ ચોળ્યા
સંસારના અવર સુખ તેં કીધા ઘોળ્યા
કરતી રહી જતન મારૂં, ન તારા અંગનું માડી
નિહાળી મુજને મળી ગયું સુખ સ્વર્ગનું માનતી માડી

તારે ખોળે નિર્ભય હતો ખેલ ખેલાવતી તૂં
ઘડીક પાછો લઈ હીંડોળે હીંચકાવતી તૂં
ઊભો રે'જે કહી ઘડીક પાછળ દોડતી તૂં
ધવરાવતી તૂં એક પડખે દૂધ નવ ખૂટતા માડી
ત્યાં બીજે થાને ધવરાવવા દૂધ છૂટતા માડી
મા મા કરતો પુત્ર આવે તો હું મા કહેતી
ખમ્મા તુંને બાળ મારા ખમ્મા કહેતી
હળવો હળવો મીઠડો હાથ માથે ફેરવતી
લઈ ગોદમાં છાતી સમો મને ચાંપતી માડી
થરકાટ જોઈ મમ હૃદયનો તૂં પણ હાંફતી માડી

ગમે ત્યાં મહેનત મજૂરી કરવા ગઈ હોય તો પણ દરિયાના લોઢ જેટલાં ખોળિયાં ધારણ કરી માનસિક રીતે બાળકની પાસે પહોંચી જાય એને પંપાળે, મીઠી નજરથી જુએ, બચીઓ ભરે ને હલતાં ચલતાં હીંચકો નાખી હાલિયા ગાય

મહાદેવ જાઉં ઉતાવળી ને જઈ ચડાવ્યા ફૂલ
મહાદેવજી પરસન થયા ત્યારે આવ્યા તમે અણમૂલ
આવ્યા તો અમર થઈ ને—રો

હું ભલે મરી જાઉં, તો તારા નામ ઉપરથી ઓળઘોળ પણ તને ઊની આંચ ન આવવી જોઈએ એ જ ઝંખના

માતાએ બાળકના લાલન પાલનમાં આમ વેઠ લાવેડા કર્યાં પૂરતી આ વાત નથી, હાલરડાંની સાથે ધોળાધાવણની ધારામાં કસુંબીનો રંગ પણ ઘૂંટી ઘૂંટીને પાયો છે માનવતાના પાઠ શીખવ્યા છે ઉછેરીને મોટો કર્યો, સગપણ સાંતરાં કર્યાં, છાતીને ગજ ગજ પહોળી કરી લગ્ન ગીતો ગાયાં પરણાવ્યાં પરણાવ્યાં દીકરી માટે સારૂં ઠેકાણું ગોતી સાસરે મોકલી દીકરાને પરણાવીને ઘરે વહુ લાવી

કોઈ વહુજીએ સાસુને મેણું માર્યું કે બાઈજી! તમારે દીકરે તો બંને કુળને લજાવ્યા હું એમના મસ્તક માટે રણસંગ્રામમાં ફરી વળી પણ એ કાયર કંથનું મસ્તક કે શરીર નજરે ચડતા નથી, એટલે યુદ્ધને મોરચેથી ભાગી ગયો હશે

સારા વનમેં હું ફરી જારી હાથ લિયાહ
બાયજી થારે બેટડે, દો કુળ લાજવિયાહ

દીકરાની નામોશી થાય એવી વાત માતાથી સાંભળી કેમ જાય! સાસુએ વહુને અભિમાનથી જવાબ આપ્યા

વહુવર મારો બેટડો તો સગુણીરો કંત,
કાં ઘોડાને ઘૂમરે, કાં ગેમર ગજદંત

વહુજી! હું ખાત્રીપૂર્વક કહું છું કે મારો દીકરો રણને મોરચે ગયા પછી પારોઠનાં પગલાં ભરીને મારા ઊજળા ધાવણને લાંછન ન આપે મેં એને ગળથૂથીમાં રાજપુતીનો ધર્મ પાયો છે હાલરડામાં બાપ દાદાનો વારસો ગાયો છે વળી તારા જેવી સુલક્ષણીનારીનો એ પતિ છે એ આપણી હાંસી ન કરાવે માટે જાઓ ફરીને તપાસ કરો એ જ્યાં ત્યાં પડ્યો નહિ હોય કાં ઘોડાનાં ઘમસાણ વચ્ચે અને કાં હાથીઓના ઢીમ ઢળ્યા હોય ત્યાં જઈને જુઓ

થયું પણ એમ જ રાજપુતાણી ફરીને રણમાં જઈને જુવે છે તો કાજળના પહાડ સરીખા હાથીના પડખામાં કોઈ ડુંગરની ધાર પડી હોય એમ છાતીમાં સોંસરવા નીકળી ગયેલા દંતૂશળનો ટેકો લઈને પડ્યો છે

કર કમળા પેની ગુડા હાથ લિયો હથિયાર
પોઢ્યો રણ પથારીએ ધણી પહાડા ધાર

એક હાથમાં મસ્તક રહી ગયું છે બીજા હાથની હથેળીમાં કટાર જડાઈ ગયેલી એક પગના ગોઠણ ઉપર બીજા પગની પેની મૂકીને વીરાસન બીડ્યું છે જાણે હમણાં જ હસતો હસતો રાજપુતાણીને આવકાર આપશે

માતાએ જેમ હાલરડામાં માઠા સંસ્કાર સીંચ્યા તેમ આપત્તિ કાળે બાળકના રક્ષણાર્થે બુદ્ધિથી કા

લેવાનું પણ ભૂલી નથી.

એક વાત થોડા વખત પહેલાં જ જાણવા મળી છે કે જૂનાગઢ ઉપર સોલંકીએ ચડી આવ્યા ત્યારે બાળરાજા નવઘણુની સલામતી માટે પ્રભાસને બંદરેથી ઘેટાં બકરાંને લઇને ભરૂચ જતા ભરવાડો સાથે વહાણુમાં બેસાડીને નવઘણુને ભરૂચ મોકલી દેવામાં આવ્યો, અને ત્યાં નર્મદા કાંઠે ભરવાડો સાથે રાખવાની વ્યવસ્થા પરમાર રાણીએ કરેલી. એમનો એક દોહો પણુ મળી આવે છે કે કોઇએ નવઘણુને ભરવાડ કહીને બોલાવ્યો ત્યારે જવાબમાં કહે છે કે :

અમે ભરૂચના ભરવાડ, અહિં કોઇ ઓળખે નહિં;
ભેળો હત જો ભાટ, તો ગણુ ગાવત ગરવા ધણીના.

'સ્ત્રીની બુદ્ધિ પાનીએ' એ આક્ષેપને માતાની આ યુક્તિ સાવ ભૂસી નાખે છે.

જેઠ મહિનો ચાલે છે. હરણનાં માથાં ફાટે એવો તડકો તપ્યો છે. દીકરો ખોરડા ઉપર નળિયાં ચાળે છે. બપોર થઈ ગયા. તડકાએ ખરેખર રૂપ પકડયું. માતા વારીવારીને કહે છે " દીકરા ! તડકો બહુ તપ્યો છે, હેઠો ઊતરી જા માંદો પડીશ, હવે ટાઢો પોર થાય ત્યારે ચાળી લેજે." પણુ દીકરો કામના લોભમાં ખોરડેથી ઊતરતો નથી. " આ એક કાવું ચાળી લઉં " એમ જવાબ આપે છે.

માતાને વાળાલોચ ઊપડી. દીકરો તાપમાં શેકાઇ રહ્યો છે. જોયું જાતું નથી. કરવું શું ? તરત યુક્તિ કરી, દીકરાનો દીકરો જે ઘોડિયામાં સૂતો હતો, એ ઘોડિયું લાવીને ફળિયામાં તડકે મૂકયું. છોકરાને તાપ લાગતાં રાડય નાખી માંડયો ધાવડા દેવા. ત્યાં ખોરડા ઉપરથી ડોશીને દીકરે અવાજ કર્યો " એ મા ! કયાં મરી ગઇ ? આ છોકરો તડકે શેકાઇ જાય છે." ત્યારે ડોશીએ કહ્યું : " દીકરા ! તારા માટે મને એક પહોર થયા એટલી જ વેદના ઊપડી છે. પણ તું માનતો નથી. આટલી ઘડીમાં ઉતાવળો થઇ ગયો ?" દીકરો હસીને ખોરડેથી ઊતરી ગયો ને ડોશી રડી પડી.

જમ જડાફાખાય. મોતે નાડયું માંડિયું ;
તોય છોરૂની ચિંતા થાય, કેમ વીસરીએ કાગડા !

મૃત્યુએ ગળચી પકડી હોય, જીવ અને જમને વાદ ચાલતો હોય, એવી સ્થિતિમાં પણ પોતાની પીડાને સંતાડી છોરૂની ચિંતા કરે એનું નટવરસિંહ ચાવડાએ અધૂરા ગીતમાં સુંદર દ્રષ્ટાંત આપ્યું છે.

પરદેશમાં વસતા પુત્રને વૃદ્ધ માતા કાગળ લખાવે છે કે : "હવે તારી માતા થોડા દિવસમાં પરધામ પહોંચી જવાની છે, એટલે મારા મૃત્યુના સમાચાર જાણી તું સાત સમદરનાં કાળાં પાણી જાંગીને અહિં આવતો નહિ. હવે અહિં બીજું કોણુ છે ? જેથી પસીનો પાડીને કમાએલ તારાં નાણાંને આ વાટે વાપરતો નહિ. મેં જીવતરમાં કમાણી કરી લીધી છે કે તું જ્યાં હોય ત્યાં ખૂબ સુખી થા. ભર્યું ભાદર્યું જીવતર જીવ, એ મારી આશિષ તારી સાથે છે." એટલું કહી માતાએ મોતી જેવાં આંસુ વેર્યાં. કોઇ કહેશો એ મોતીનું મૂલ્ય ?

પુરાતન જ્યોતમાં મેઘાણીભાઇ લખે છે કે જ્ઞાતિના ઉપદ્રવથી કેદાર બ્રાહ્મણુ એની રગત કોઢણી માને જીવતાં જીવત દરિયા કાંઠે જળદાગ દેવા લઇ ગયો છે. ડોશીને દરિયાની પાળે એક ભેખડ ઉપર ઊભી રાખી ધકો દેવા હાથ લંબાવે છે. એ વખતે મા કહે છે. "તું કોઇ દિવસ અડદનું શાક ખાતો નહિ. જે દિવસ અડદ ખા છો તે દિવસે તુને પેટમાં દુખી આવે છે. માટે મારૂં માની ને અડદ ખાવાનું છોડી દેજે.".

દીકરો જ્યારે દરિયામાં હડસેલવાની તૈયારી કરે છે ત્યારે મા દીકરાને શરીર સંભાળવાની ભલામણુ કરે છે. એના મનમાં દીકરાના અપરાધનું ઓસાગોય નથી. વાહ જનેતા તારૂં હેત.

શેઠને એકનો એક દીકરો લાડકયો બહુ. ખાવા ટાણે તોફાન કરે ને ધંધ મચાવે. વાતની વાતમાં રીસાઇ માને ખૂબ હેરાન કરે. બહુ થાય ત્યારે મા કહે તોફાન કરીશ તો ખાવા નહિ આપું. છોકરો રીસાઇને ભાગી જાય ટાણું થતાં મા ગોતવા નીકળે. "મારા છોરુને કયાંય દીઠો ? ખાધા વગર રીસાઇને ભાગી ગયો છે. બપોર થવા આવ્યા. ભૂખ્યો થયો હશે." ગમે ત્યાંથી ગોતી કાઢે. બગાવીને ઘરે લાવે.

છાને ખૂણે બેસાડી ચૂરમું કરીને ખવરાવે એટલે છોકરાને નક્કી થઇ ગયું કે 'આ મા તો ખોટા બોલી છે ખાવા નહી આપું એમ કહીને પાછી ખવરાવવા માટે ગોતવા નીકળે છે, સાવ ખોગ બોલી'

છોકરાની મા મરી ગઇ શેઠે બીજું ઘર કર્યું છોકરાએ સાવકી મા પાસે પણ એનું એ તોફાન ચાલુ રાખ્યું સાવકી માએ ચોખ્ખું કહી દીધું કે મારી પાસે એવાં લાડ નહિ ચાલે

દીકરાને તો એ ખબર છે કે મા એમ જ કહે એક દિવસ છોકરો ખાધા વિના રીસાઇને વહ્યો ગયો સાંજ પડવા આવી પણ મા ગોતવા ન આવી છોકરાને ભૂખે ભરડો લીધો રહેવાયું નહિ એટલે એની મેળયે જ ઘરે આવ્યો, ને સાવકી માને પૂછ્યું

નાહિ ડિયા કહિ નારતી, અચ ભાખાણુ ખા,
સચ્ચા બોલી મા, કુડા બોલી કિત વઇ ?

'હે સાચા બોલી મા ! મારી ખોગ બોલી મા ક્યાં ગઇ ? કે તો ખરી !'

માએ કોઇ દિવસ પોતાની ચિંતા કરી નથી એને તો સંતાનના સુખમાં સુખ અને એના દુખમાં દુખ માન્યું છે અરે મૃત્યુ પછીની મુક્તિ પણ સંતાનના હાથ અડવામાં માની લીધી છે

માતાની એક દૃઢ માન્યતા છે કે અંતિમ વખતે દીકરો મરણપોક મૂકે અને કાંધે ચડાવી બાળી જારી આવે એટલે થયું, સ્વર્ગનો પરવાનો મળી ગયો

લક્ષ્મણ બારોટની વિધવા આઇ સોનબાઇ, પુત્ર હરભમને સર્પદંશથી મૃત્યુ થતાં છાતીફાટ રૂદન કરતી મરશીઆ ગાય છે

હતુ કે કાંધે લઇ હલો દેશે અગની દાગ ;
લીધી તે લખધીર કા, માની પાસે માગ

માની મરણ પથારીએ (કોણ) પાશુ મુકશે પોક,
દરવાજે દેવાઇ ગયા સરગે તળા સો'ક

અરે દીકરા મારે માટે તો હવે સ્વર્ગને દરવાજે તાળાં લાગી ગયાં મને મુવેય મુક્તિ નહિ મળે તારા વિના મારી મરણ પથારીએ પોક મૂકીને સ્વર્ગના દરવાજા કોણ ઉઘડાવશે ! આમ માતાએ દીકરા પાસે બીજી કોઇ આશા નથી રાખી આશા રાખી હોય તો બસ આટલી જ કે દીકરાને હાથે બળીઝળીને ધરતીમાં સમાઇ જવાની

આ દોહામાં માને પુત્ર વિયોગની વેદના કહો માની મનોચ્છા કહો, કે માના હેતની અવધી કહો પણ માતૃત્વનું આ એક અનુપમ ઉદાહરણ છે આવા તો અનેક પ્રસંગ આપણને મળી આવે છે, પણ એ બધી વાતો થઇ સભાન અવસ્થાની

હું તો એક બેભાન માતાની નજરે જોયેલી વાત કરવા માગું છું જૂનાગઢમાં જુમ્મા મસી. પાસે એક પાગલ સ્ત્રીને માતૃત્વમાં તરબોળ સ્નાન કરતી જોઈ છે એને બીજી કશી ખબર ન હતી નહી ખાવાની કે પીવાની નહી બોલવાની કે કપડા પહેરવાની મસીદ પાસેના રોડ ઉપર સેથકના ગાભા ટું પોટકું માથે અને કાખમાં છોકરું રાખીને આમ તેમ આંટા દેતી બાળક દિવસ આખો છતી ચૂસ્યા કરતું હોય આ પાગલ સ્ત્રી એના બાળકની પૂરેપૂરી સંભાળ રાખતી પૂછીએ તો કશો જવાબ ન આપે, પણ એના બાળકની વાત કરીએ તો ભૂખી સિંહણની જેમ મારવા દોડતી કેટલાક ભાઇઓએ વિચાર્યું કે આ ગાંડી ક્યારેક બાળકને મારી નાખશે, માટે બાળકને શિશુ મંગલમાં મોકલી દઇએ એમ નક્કી કરી એમની પાસેથી બાળક લેવા કર્યું પણ શું એણે કકળાટ કર્યો છે ! કાળમીંઢ પત્થરને પલાળે એવો વલોપાત કર્યો આપણાથી જોયું ન જાય એટલે બાળકને એમની પાસે રહેવા દીધું આ ગાંડી બાઇને ચારેક વરસ સુધી બાળકને કેડમાં રાખીને ફરતી મે જોયેલી

એટલે જ આપણા કવિ બોટાદકર એમના રાસમાં રેખા દોરીને લખી ગયા છે કે 'જનનીની જોડ સખી નહિ જડે રે લોલ ક્યાંથી મળે ? ક્યાં મળે ? એને માટે કોઇ જવાબ જ નથી, જો કે એક દોહો મળી આવે છે

દિલ લગા સો સગા, હાડ સગા કો નાહિ
મા બેઠા મેરી જલે સોચ પટતર ત્યાહિ

કોઈ સ્ત્રી એમના પતિ પાછળ કોઇ પ્રેમી પંખીડા એકબીજાના સ્નેહની ખાતર આત્મવિલોપન કરે છે. અને મા બેઠી રહે છે. પણ આ વાત થઇ દિલ્લગીની, એટલે કે મોહના બંધનની, એમાં નિસ્વાર્થ માતૃત્વનું સ્વરૂપ જોવા ન મળે. આનો સાચો જવાબ ડોસાભાઇ ગઢવી આપે છે.

ડોસાભાઇનાં ધર્મપત્નીનું રાતના સર્પદંશથી મૃત્યુ થયું. ઘરમાં ભોંય પથારી કરીને મૂઠદાને સુવ-રાવ્યું છે. ધાવણા બાળકને ખોળામાં લઇને પોતે સામે બેઠા છે. બાળક કેમેય રહેતું નથી. મા પાસે જવા માટે હાવલાં વાય છે. ઘડીક થાય તો ખોળામાંથી ઊતરીને માતા પાસે જઇને છાતીએ ચોંટે છે. ડોસા-ભાઇએ બાળકને રોકવા બનતું કર્યું પણ બાળકને રઢીરઢીને શીત વળી ગયું. છેવટે પોતે પણ હતાશ થઇ ગયા. બીજો કોઈ રસ્તો સૂઝયો નહિ એટલે દોહા શરૂ કર્યો :

મા મરી મડદુ પડયું, છોરૂ ઉર ચડયે;
ધાવણ ધાવવા દે, થોડાક દિવસ ઠાકરા.
સંસારમાં બાપેય સગો, હૈયે દૂધ ન હોય;
ટાંણાની ત્રેવડ, તેં જાવડ રાણા ન જોય.

માતા અને પિતા બન્નેના શરીર સબંધથી બાળકની ઉત્પત્તિ થાય છે પણ કુદરતે મા અને બાપની શરીર રચનામાં કેટલો બધો પક્ષપાત રાખ્યો! બાપના હૈયામાં દૂધ ન આપ્યું. બાળક ગમે એટલું ભૂખ્યું થયું હોય તો પણ બાપ થોડો કહેવાનો છે કે બેટા તારૂં ગળું સુકાતું હશે માટે એક ઘૂંટડા ભરી લે!

આ બાળક અજાણ, અમથી ઊગરશે નહિ;
જાવડ રાણા જતન, કરવી મારે કઇ?

આ બાળકને ઉછેરીને મોટું કરવું એ બાપનું કામ જ નહિ. એ કરી શકે જ નહિ. ગમે તે ઉપાય કરૂં પણ માતાની મીઠી હુંફ કયાંથી આપું? આ કામ તો જનેતા જ કરી શકે.

કેટલાક વયોવૃદ્ધ વાત કરે છે કે છપનીઆ દુષ્કાળમાં જેની મૂછે લીંબુ લટકતાં એવા કેટલાક જવાંમર્દો બાળકને મૂકી મૂકીનું ભાગી છૂટેલા, ત્યારે જનેતાએ એક કાખમાં, એક આંગળીએ, એક આગળ અને એક પાછળ એમ ચાર ચાર બાળકોને રળી રખડી માગી ભીખીને પણ જીવતાં રાખ્યાં ને મોટાં કર્યાં. એટલે જ કહેવાય છે ને કે "લખેશરી બાપ મરો પણ ત્રાંબેસરી મા ન મરો."

આમ માતાનું હેત માનવજાતિ પૂરતું નથી, પશુપક્ષી તેમજ નાના મોટા તમામ જીવ જંતુમાં માતૃત્વ શક્તિ તો એક સરખી જ કામ કરી રહી છે.

હરકોઇ જીવ સૃષ્ટિમાં સંતાનનો ઉછેર તો માતાને જ કરવાનો હોય છે. જન્મ અને પોષણ શક્તિ માતા સિવાય બીજા કોઇ પાસેથી મળવાની નથી. સંતાનો એનો બદલો વાળે યા ન વાળે એની પરવા માતા ન કરે.

મેરામણ માયાળુ રે બચળાં મૂકયાં બેટમાં;
આઠ નવ મહિને રે આવીને બચ્ચાં ઓળખ્યાં.

પક્ષીના અભ્યાસીઓ કહે છે કે કુંજ પક્ષી આપણા દેશમાં છ આઠ મહિના રોકાઇને જ્યારે એમના વતનમાં જાય છે ત્યારે સો સૌનાં બચ્ચાંને ઓળખી કાઢે છે.

હેત તો સૌ કોઈ જનેતાને હશે પણ વીછણની માતૃ ભાવનાએ તો હદ કરી. કહે છે કે વીછણનાં બચ્ચાં માને ફોલીને ખાઇ જાય છે, અને છેવટે વીંછણનું ખોખું પવનમાં ઊડી જાય છે ત્યાં સુધી સંતાનને કોચવવાનું કબૂલ કરતી નથી.

પંડયમાં પીડાઘણી, સાંતીને હસતી સદા;
એ માયા મા તણી, કેમ વીસરીએ કાગડા!
મળી ન હરને મા, પરમેશ્વર પશુ થયા;
જાયો જશોદા, કાન કેવાણો કાગડા.

માતાના હેતની મૂલવણી કોઈપણ શબ્દોમાં થઇ શકે નહિ. ઇશ્વરે પણ જેટલા અવતાર માતાની કૂખ દ્વારા લીધા એનાં જ મંદિરો બંધાયાં અને પૂજન ભકિત થયાં. પણ જે અવતારો સ્વયં રીતે થયા જેમ કે મચ્છાવતાર, કચ્છપ, વારાહ, નરસિંહ વિગેરે પ્રભુના અવતારો પુરાણોમાં ગણતરી કરવા પૂરતા જ કહેવાયા. માટે જ માતને પેટ ફરી ફરીને જન્મ લેવાને કવિ ઝંખે છે:

મોટા કરીને મા, ખોળેથી ખસતાં કર્યાં;
ખોળો ખેલવવા, કર્યને બાળક કાગડા.

વંદન હો કોટી કોટીએ દયાની દિવ્ય મૂર્તિ-માતાને.

# અઠેય દ્વારકા

રતુભાઈ રોહડિયા

"અરે, મા જરા જોરથી પગ ઉપાડ ને!"

"બેટા, મારૂં જોર ભાંગી ગિયું છ, તિયાં કયા આધારે પગડામાં તેવડ પૂરૂં?"

"આમ કાં બોલે મા? રણછોડરાયના દરશન, અને ગોમતીનાં ના'વણ નસીબ હોય તો જ લાધે. તને ઝટપટ દુવારકાં પોગવાનો ઉમળકો કાં ન આવે?"

"મારા પેટ! જેણે જિવતરના બધાય વે'વાર સારોદ્ધાર પાર પાડયા હોય, જેનાં હૈયામાં સંસારની કોઈ અબળખા બાકી નો રઈ ગઈ હોય એવાં સભાગિયાં માણાને જ આવી છેલ્લી જાત્રાના હોંશ હોય. પણ બેટા, જયાં મારૂં હૈયું જ નંદવાયેલું હોય ત્યાં હોંશ ક્યાંથી ટકે?"

"સાજે હૈયે આવી અવળવાણી મ બોલ મા! હવે ઝટ પગ ઉપાડ, આમ સાવ કેડ ભાંગલ જેવી કાં થઈ ગઈ?"

"બેટા, મારા લાખ લાખ કોડ હૈયામાં ઊગી ઊગીને હુથા મોર સળગીને ખાખ થઈ ગિયા છે, અને ઈ ખાખમાંથી, હવે 'ખાઉં, ખાઉં' કરતી ભુતાવળ જાગીને કાળજું કરડે છે. ઈ વેદના તો દીકરી કેડ ભાંગ્યા કરતાંય વસમી છે!"

"આવે રૂડે અવસરે સોણા જેવાં સંસારની એ પળોજણભરી વાતું ન કરીશ મા. હરિનું નામ લે હરિનું નામ!"

"બેટા, વાટ લાંબી છે અને હૈયું ભારથી સાવ ભાંગીને પીંખાઈ ગયું છે. બાપ! આજ તો મને મારો વલોપાત પેટ ભરીને રોઈ લેવા દે. હૈયાભાર હળવો કરવાનો અવસર ફરી પાછો મળે પણ નઈં. જિવતરમાં પે'લી અને છેલ્લીવાર મને મારાં દુખનાં રોદણાં પેટ ભરીને રોઈ લેવા દે. ઘરની ચાર ભિંત્યું દરશેય જે વાત રખે ને પાડોશી સાંભળી ને મને ગાંડાવેલી ગણી કાઢે ઈ બીકથી મેં જે દઃખ હૈયામાં આજ લગણ ભંડારી રાખ્યું છ, ઈ આજ આ નિર્જન વાટે તારી આગળ ઠાલવી લઉં"

"મંગળપોળનાં ગાણાં ગાવાનાં હોય ત્યાં તું આવાં દુઃખડાં કયાં રોવા માંડી મા!"

"બોથીશમાં બેટા, મને વારીશ મા. જેની પેટની જણી બાવીશ બાવીશ વરસેય કુંવારો ઘડો ઊનારતી ન હોય, ધોળાં કેડિયાંને બદલે કસુંબલ કાપડું પહેરતી ન હોય,[1] અને માણવા હાણવા જેવા સંસારને એકકોર હડસેલીને ભગતીમાં પડી ગઈ હોય એની જણેતાને જિવતર પણ ઝેર જેવું જ લાગેને?"

"આવી ગાંડી વાત મા! હરિનો મારગ તો ભાગ્યશાળીને જ લાધે એનો હરખ હોય, સોખમણ ને"

"ઈ બધુંય બેટા, પાછલી અવસ્થામાં શોભે, સગાંઓનાં કવેણ સાંભળી, સાંભળીને મારૂં હૈયું ચાળણી જેવું થઈ ગયું છ, બધાંય ભેગાં થઈને મારૂં કાળજું જ કરડી ખાધું. આવડી મોટી સાંઢ જેવડી દીકરીને વાંઢી રાખીને તમે સાત પેઢીનું નામ બોળ્યું."

"મા, મેં કયાં હલકું કામ કર્યું છે કે તારે શરમાવું પડે?"

"એનો તો મને ભરોસો છે બાપ, પણ સંસાર વે'વારમાંયે માણસે સમજવું જોવે, મારા કોડ સામે યે તારે જોવું જોવે, મને કોડ હતા તને સારે ઠેકાણે પરણાવીને તારા છોકરાંને રમાડતાં અને હરિનું નામ લેતાં આંખ મિંચાઈ જાય. પણ તેં તો મારા કોડ અને જિવતર બેયને ભડકે બળતાં કરી દીધાં."

"હરિનું નામ લે મા, સોણાં જેવા સંસારનાં સુખ દુઃખ પણ સોણાં જેવાં જ હોય છે. ઈ ખોટાંને સાચાં માની ભરમાઈ મ જા."

---

[1] અવિવાહિત ચારણકન્યા ધોળું કેડિયું પહેરે એવો ચારણી રિવાજ છ.

"ઇ સોણાં ય માણવા જેવાં છે હો દીકરી! ઇ સોણા જેવા સંસારમાંથી જ આજ મા દીકરીનાં નિર્મળાં હેત પામ્યાં છઈં. અને નરનારીની લાગણીની—હેતપ્રીતની લીલુડી વાડીઓ સરજાઈ છ, નિકર તો કોરા ધાકોર વેરાગનાં હેતપ્રીત વિહોણાં વેરાન રણ મલકને માથે રેલાતાં હોત."

"કેડ ભાંગલ મા, તું તો સાવ કેડ ભાંગલ."

"હા બાપ હા, સાતવાર હા, પણ ઈ કેડ પેટનાં જણ્યાંએ જ ભાંગી છે, એનો મોટો વસવસો છે."

જામખંભાળિયાનાં એ મા દીકરી. જાતે ધારાણી શાખનાં તુંબેળ ચારણ. દીકરી હજી ઘોડિયામાં ઘૂઘવતી હતી, અને તે પણ એકની એક. ત્યાં ચારણ લાંબે ગામતરે ચાલ્યો ગયો. ભરજુવાનીમાં ઊજળો રંડાપો વેઠીને ચારણ્યે દીકરીને દીકરો સમજીને ઊછેરી.

પંદર વરસે તો બારાડીની એ પહાડની પુત્રીની કંઠમાં કોયલો કૂકવા માંડી અને એ કૂજનમાં કંકુ પગલે આવતી વસંતનાં વધામણાં ગવાવા માંડ્યાં.

અપને અંગકે જાન કે, જોબન નૃપત પ્રબિન;
સ્તન, મન, નેન, નિતંબકું, બડા ઈજાફા દીન.

બે વરસે તો એ ગજગામીનીની કાયા પર વસંતનો કસૂંબલ રંગ પૂર બહારમાં છવાઈ ગયો. જાણે ફાગણ માસે ખાખરો કેસૂડે છાયો.

જેમ જેમ કાયા પર જુવાની જામતી ગઈ તેમ તેમ એ જુવાનીને આંગણે ઊભેલી નારીને હૈયે વૈરાગ્ય અને ભક્તિનો ભગવો રંગ ગાઢ અને ગાઢ જામતો જ ગયો.

માએ લાખ કાલાવાલા કર્યા. ખોળા પાથર્યા. આંખે આંસુઓના શ્રાવણ ભાદરવા વરસાવ્યા પણ દીકરીએ એકની બે થઈને પરણવાની હા ન પાડી તે ન જ પાડી.

હું ઓઢું કાળી કામળી, જેને લાગે ન દુજો રંગ.

ભક્તિ વૈરાગ્યની કાળી કામળી પર મોહેલી એ ચારણ કન્યાને સંસારની કસૂંબલ નવરંગ ચૂંદડી સાવ નકામી જ લાગે છે! એ તો એક જ ગાણું ગાય છે:

હર અંખખ મૂરખ હિયા, હરવણ મગેત ન હોય;
સધર કહેર થિયા પછે, હરજી કરે સો હોય.

એવાં એ મા દીકરી દ્વારકાંની યાત્રાએ જઈ રહ્યાં છે. જેમ ગાડાં સાથે બંધાયેલું ઢોર પરાણે ગાડાં સાથે ઢસડાય, તેમ દીકરી સાથે લાગણીની સાંકળે બંધાયેલ મા પણ ઘસડાતી આવે છે. બાકી માનું મન તો પોતાનાં સળગી ગયેલા કોડ અને જિવતરના હાહાકારમાંથી ઊંચું આવતું જ નથી.

વાટમાં સાની નદી આવી. નિરમળાં તેલ જેવાં આછાં નીર ખળખળ કરતાં વહ્યાં જાય છે. એ કલકલ નિનાદ જાણે આવતાં જતાં વટેમાર્ગુને પળવાર વિસામો લેવા વિનવે છે. દોઢ દોઢ માથોડું ઊંચા કાંઠા પર બેય બાજુ આવળ બાવળ અને ખીજડાની અડાબીડ ઝાડી છે. મા કહે:

"બેટા બોથી, તું હાલતી થા. સામેના ગામે મારી વાટ જાજે. હું જરા કળશિયે જઈને ખંખોળિયું ખાઈ ને તારી વાંસોવાંસ આવી પોગું છઉં."

માથે પોટલું લઈને એ જુવાન અને રૂપવાન નારીએ પગ ઉપાડતાં લાંબે અને રૂડે રાગે ગાયું:

'સાદ કરતાં નામ સુણી, પશુએ કરંત પિયાર
લાંગા નાદ લેયંતડાં, કયું ન મળે કિરતાર ?

× × ×

સૌરાષ્ટ્રના ભક્તકવિ ઈસરદાસના બીજા પુત્ર ચોંડાજીની કેટલીક પેઢીએ કરમશી રોહડિયા થયા. તેઓ બારડીમાં રંગપર ગામ કમાણા. તેમની ત્રીજી પેઢીએ ઘણું કરીને અમરો બારહઠ થયા.

એ અમરા બારહઠ માથે એક દિવસ આભ તૂટ્યું. દોઢ અને ચાર વર્ષના બે પુત્રોને મૂકીને ચારણ્યે લાંબું ગામતરું કર્યું. જાણે ચકલાંનો માળો પીંખાણો.

સગાં—સાગવાં ખરખરે આવ્યાં અને ગયાં. એમનેય પોતાના સંસારની પળોજણ ક્યાં ઓછી હતી! બે દી રોકાઈને દિલાસાનાં ગોખેલાં બે વેણ—કે જે પરાપૂર્વથી કહેવાતાં આવ્યાં છે, તે કહેવા ઉપરાંત બીજું થાય પણ શું ?

"હેં' શું બોલ છ ! ! ?"

"સાવ સાચું કઉં છું. મા, બાચકું છોડ અને એમાંથી કસુંબલ કાપડું કાઢ, એટલે હું ઘોળું ઉતારૂં. આ દુખિયો ચારણ આજથી મારો ભરથાર. આ નમાયાં બાળુડાં ઇ મારા બાળ ગોપાળ. મા, તારાય કોડ પુરા થાય છે ! મને તું આશિષ દે, આશિષ દે."

મા જનેતા ભુજાઓ પસારી બેટીને ભેટી પડી: "ભલે બેટા, તને ગમ્યું તે મારે આંખે માથે. મા ખોડલ તારાં એવાતણ અખંડ રાખે."

"અને મા, તું તારે થોડા દિ' પછી દુવારકાં જાજે, અને ગોમતીમાં ના'જે."

"ના, બેટા, હવે તો મારે યે અઠેય દુવારકાં છે મારા યે કોડ પુરનારા રણછોડરાય પણ મને આ ! જ મળી ગિયા. હવે તો આજ ઘડીએ માતાજી મને બોલાવી લ્યે, મારી કોઈ અભળખા હવે બાકી નથી."

અને દ્વારકા તરફ દિશાને વંદનાઓ આપી રહ્યાં:

"મારા બાપ, મારા રણછોડરાય, તેં મારૂં મોત સુધાર્યું. તું નત્ય નવાં નોખાં રૂપે ભગતોને મળતો જ રહે છે. એટલે જ કો'ક ભગતજને ગાયું છે ને: વા'લો મારો ભગતોની લજા રાખવણ"

...તો અમરો બારહઠ પણ વિચારી રહ્યો: "આ જ મારે યે આની ભેળું અઠેય દુવારકાં થઈ ગિયું ! ગાળ દીધે ઘર બંધાયું ઈ જ વડું અચરજ છે."

નોંધ — પોતાના અપૂર્વ ત્યાગને કારણે હાલ બોધીબાઈ રંગપર ગામે દેવી થઈને પૂજાય છે. અને એમનો વંશ હયાત છે.

*

## રમ્ય સૌરાષ્ટ્રનું રૂપ રમણી

નારી તું નારાયણી, ભૂનો તું પર ભાર:
સરજી નહોત જો શામળે, (તો) ચાલત કેમ સંસાર.

### છંદ ઝુલણા

રંગ સુખદુઃખમાં સદા એક રાખતી, વદે અમૃત સમી મુખે વાણી,
જીવ જેમ લાજમરજાદને જાળવે, તપીને વદે નહીં કદી તાણી;
સાસુ સસરા તણી મેળવે ચાહના ખનાવે કુટુંબની ફરજ ખમણી,
શીલ ચારિત્રના પાઠ સમજાવતી, રમ્ય સૌરાષ્ટ્રનું રૂપ રમણી ..૧
શૌર્ય સૌંદર્યમાં ધરાપર ધૈર્યમાં, જડે નહીં તેનો કયાંય જોટો,
કનક કુબેર ભંડારનો કોઇ દિ' ક્ષણીકનો મોહ નવ કરે ખોટો;
સત્યના સારમાં અડગ નિર્ધારમાં, ભાર વહેવારમાં ભૂજા જમણી,
શીલ ચારિત્રના પાઠ સમજાવતી, રમ્ય સૌરાષ્ટ્રનું રૂપ રમણી....૨
પતિની પ્રસન્નતા હમેશા પાળતી, બાળ સંભાળતી બુદ્ધિબળથી,
અતિથિ આરતી સર્વ સત્કારતી, અડગ આવકારતી અન્ન જળથી;
લલાટે તે જ લાવણ્યના લાવતી, નજરમાં અમી નખ શિખ નમણી,
શીલ ચારિત્રના પાઠ સમજાવતી, રમ્મ સૌરાષ્ટ્રનું રૂપ રમણી....૩
ભમર ભાલો લઇ અરિને ભેટતી, સમરમાં અમર થઇ કમર કસતી,
શીષ સ્વામી તણુ સંગ લઇ ચિતા પર, હીરણ્ય નેત્રી ચડે મુખે, ફરતી,
કહે બળદેવ એ ખમીરનો ખજાનો, અમર ઇતિહાસમાં નાર અમણી,
શીલ ચારિત્રના પાઠ સમજાવતી, રમ્ય સૌરાષ્ટ્રનુ રૂપ રમણી...૪

આવી પદમણિયુથી પાકતા, વેધુ વળ ભરિયા;
લવર મૂંછાને લાડકા, કરતા કેસરિયા.

બળદેવભાઇ નરેલા

# લોકસાહિત્યમાં ચારણ સ્ત્રી

દાદુભાઈ પ્ર. ગઢવી

હજારો વર્ષથી ચારણ સ્ત્રી અઢારે વર્ણમાં વંદનીય રહી છે. રાજા–મહારાજાથી માંડીને અદના માનવીને ચારણ સ્ત્રી ઉપર પૂજનીય ભાવ રહ્યો છે. તેનું શું કારણ? ચારણ સ્ત્રીમાં એવી કઈ શક્તિ છે કે જેને લીધે હજી તેનું સ્થાન લોકોના હૃદયમાં આદરણિય રહ્યું છે? એવો એક સવાલ આજના યંત્રયુગમાં કોઈને પણ થાય.

ચારણ જોગમાયાના ચમત્કારો એક બાજુ મૂકો તો પણ ચારણ સ્ત્રીની સમાજ ઉપર કેટલી દેણગી છે તે વેદકાળથી માંડીને આજ સુધીના ચારણના ઇતિહાસને તપાસો તો જ ખબર પડે.

ઘણા રાજા–મહારાજાઓએ ચારણસ્ત્રીના બળે રાજ્યો મેળવ્યાં અને ટકાવ્યાં. જ્યારે જ્યારે તેઓ રાજરમતમાં ગૂંચવાયા ત્યારે એમણે ચારણ સ્ત્રીનું શરણું લીધું.

રાજસ્થાનમાં કરણીજીએ ઘણા રાજાઓને રાજ્ય કેમ ચલાવવું તેની નીતિ સમજાવેલી.

જોધપુર, ઉદેપુર, બીકાણો જાહરાં,
થાહ રે વશીએ ભૂવ ત્રાજે;
કે તરાં કરાં વખાણ કિન્યાણી
આઇ કીરત વધત ઘણી આજે.

દેશણોક ગામે કરણીજીનું મંદિર તેની સાક્ષી પૂરતું આજે ય મોજુદ છે, હજી પણ ત્યાં કરણીજીનું મોટું મહાત્મ્ય છે.

ભાવનગરના ગોહિલ રાજને આઇ ખોડિયારનું મોટું શરણું હતું. શિહોરની ગાદી ખોડિયારને પ્રતાપે પામ્યાં તેવું માનનારા ગોહિલ રાજાઓ આજ દિવસ સુધી ખોડિયારને પૂજતા આવ્યા છે.

સિંધમાં નવલાખ ઘોડે જતા રા'નવઘણને મોડ ગામે આઇ વરૂવડીએ રોકી તેને જમાડયો, તેને સિંધમાં જવાનો રસ્તો સૂઝાડયો અને જેના પ્રતાપે નવઘણે જાહલની વાર કરી સિંધના સુમરાને રોળ્યો.

ચિતોડના રાણા હમીરને કોઢ નીકળ્યો હતો. દેહ પાડી દેવાનો નિશ્ચય કરી તે જાત્રાએ નીકળ્યો. દ્વારકા આવતાં રસ્તામાં ખોડ ગામે રોકાયો અને ત્યાં વરૂવડીએ તેનો કોઢ મટાડી સાજો કર્યો. આજે ય ભક્તિભાવવાળા માણસો સવારે ઊઠીને સૂરજની સ્તુતિ સાથે વરૂવડીને ય વંદે છે.

સવારે ઘ્રત સેવ, લાલ બપોરે લાપશી;
દૂધે ને ભાતે દેવ, વાળુ દેને વરૂવડી.

રાજાઓને સહાય કરી એટલું જ નહીં, પણ ચારણ કવિઓની જેમ રાજાઓને અવળે માર્ગે જતાં રોકવામાં ચારણસ્ત્રીનો પણ ફાળો છે.

આઈ નાગબાઇએ નીતિ ભૂલેલા રા'માંડળિકને સમજાવવામાં ખામી નહોતી રાખી છતાં તે સમજ્યો નહીં અને એનો વિનાશ થયો.

મતિ ફરી માંડળિકની, કાંધ આવી કમાત;
હતી નવ સરઠ ગઈ તરકને હાથ.

નીતિ ભ્રષ્ટ થયેલા રાજવીઓને ચારણસ્ત્રીએ ઘણા પ્રકારે સમજાવવા પ્રયત્નો કરી અને વાર્યા.

રાજસ્થાનના રાવઅચલદાસને મેવાડી રાણી ઉમાદેથી રૂસણાં હતાં. સાત વર્ષથી ઉમાદેના મહેલનો ઉંબરો રાવે નહોતો ઓળંગ્યો. માનીતી રાણી લાલાદેએ રાવને વશ કર્યા હતા. પતિ સાથે ચાર ફેરા ફરી પતિ મૂવે માથે આગ ઓઢનારી નારી રાઠોડ રાણી પતિ વિયોગમાં નિષ્પ્રાણ થઈ ગઇ હતી. કેસરવરણા જોબન બળીને ભડથાં થઈ ગયાં હતાં. ચૈત્ર મહિનાની લૂ લાગી ગઇ હોય એમ દેહ કાળી ઠણક પડી ગઇ હતી, તો પણ પતિને મનાવવાના મનસુબા ઉમાદે કરતી. દુઃખના વિસામા સમી તેની સખી ઉમાદે-ચારણ્યને એણે એક દિ' બોલાવી.

ઉમા કાગળ મોકલે, જીમા વહેલી આવ;
થારો ગણુ નહી વિસરાં, મારો રૂઠો રાવ મનાવ

કાગળ વાચીને જીમાદે પાણી પીવા પણ ન રોકાણી એક મ ઉમાદે પાસે પહોચી ગઇ જીમાદેને છાતીએ વળગાડીને (ભેટીને) ઉમાદેએ હિબકતે હૈયે પોતાની વિતક કથા કહી

જીમાદે બાળકુવારી ચારણ્ય હતી મા શારદા એની જીભને ટેરવે રમતી અને ચતુરાઈ તથા કાવ્ય-શક્તિનો સુમેળ થઈ ગયો હતો તે ગજબનું બીન બજાવી જાણતી

રાવ અચલદાસનો એકવાર ભેટો થઇ જાય તો ભવના અમોના છોડાવી દેવાની જીમાદેમા શક્તિ હતી, પણ રાવને લાલાદેના બાહુપાશમાથી છોડવવા કેમ ? એ એક સવાલ જીમાદેના મગજમા ઘોળાવા લાગ્યો, પણ ચતુરાઈ ચારણા એને એક વિચાર સૂઝી ગયો સવાલાખ રૂપિયાનો હાર એક દાસી મારફત મોકનાવી એક જ રાત રાવ અચલદાસને ઉમાદેના મહેરે મોકલવાની લાલાદે પાસે માગણી કરી

રૂપની ગુમાની લાલાદેએ હીરાના હારથી લોભાઇને અચળદાસને ઉમાદેના મહેલે જવાની રજા આપી, પણ ભેટ વળાવીને અચલદાસને મોકલ્યા અને પઠડી બધ પાછા ફરવાનો કોલ લીધો

ધરતીને એક છેલ્લુ ચુબન કરી સૂર્ય અસ્ત થયો સાતસાત વરસના વિયોગથી અગડાઈ ગયેલી ઉમાદેનું શરીર આજ કાંઈક હળવુ થયુ કાયમ અધારામા રહેતી ઉમાદેએ આજ મહેલને શણગાર્યો, ગોખે ગોખે દીવા પ્રગટાવ્યા, કેસર અગરચદનથી મઘમઘતા છત્રીપલગ બીછા યો, ઘોડા પગના અપડાટે ય ઊભી થઈ જાય એવા અધીરા મન સાથે અચલદાસની રાહ જોતી બેઠી

જીમાદેએ પણ બીનને બરાબર ઠીક કર્યું સૂરને મેળવી બીજે કણુ કર્યું મહેલના એક ખૂણામા પડદો રાખી પોતે ય બેસી ગઇ

મધરાત થઇ અને રાવ ઉમાદેના મહેલે આ યો હઠી કાઢીને ઉમાદે રાવના પગમા જેમ લાકડી પડે તેમ પડી ગઇ "હોય છ ગુનો માફ કરો રાવ ! હું ય તમારી સાથે ચાર ફેરા ફરેની પરણેતર છુ રખાત નથી, રાવ !' પણ લાલાદેના પ્રેમ પાછળ લાચાર બનેલો રાવ ઉમાદેને પગથી હડસેલી બે ડગલા પાછો હટી ગયો બાર વરસે પતિનું મોઢુ ભાળી વિહ્વળ બની ગયેલી ઉમાદે રાવને ઘણુ કરગરી અપરના તીખા છણકે હાડ હોમી દેનારી રાજસ્થાની એ અગ્ની રજપૂતાણી હતી છતા લાલાદેના મોહમા ઘેલો બનેલો રાવ ઉમાદેને હુકરાવી પલગ ઉપર સૂઈ ગયો એક વેણ પણ ઉમાદે સાથે ઉચ્ચાર્યું નહી દુખની મારી ઉમાદે બેશુદ્ધ થઈ મૂર્છાવત્ થઈ ધરતી ઉપર પડી ગઈ અને પડ। પાછળથી જીમાદેએ બીનના સૂર ઉપર દુહા વહેતા કર્યા

ધન ઉમાદે સાખલી, તે પીવ લિયો મુલાય,
સાત બરસરો બીછડો, તે કેમ સહિયો જાય!

ગળામાથી ઘુટાઈ ઘુટાઇને આવતા આ સૂરને રાવ સાભળી રહ્યો ત્યા જીમાદેએ બીજો દુહો કહ્યો

કીરતી માથે ઢળ ગઇ, હીરની લુબા ખાય,
હાર સટે પિવ આણિયો, હસે ન સામો થાય।

હે ઉમાદે ! કૃત્તિકા નક્ષત્ર માથેથી નમી ગયુ હરણી નક્ષત્ર પણ આથમણી દશ્ય લબાઇ રહ્યુ છે આમ રાત જવા લાગી છે અને સવાલાખ રૂપિયાના હાર સાટે મૂલવેલો રાવ તો હસતો નથી ઉલટાનો સામો થાય છે

ચદણ કાઠરો ઢોલિયો, કસ્તુરિયા આવાસ,
ધણ જાગે પિવ પોઢિયો, બાળુજો ઘરવાસ

તારો ચદન કાષ્ઠનો ઢોલિયો છે, કસ્તુરીથી મઘમવી રહેતા આ આવાસમા કોનું મન વિહ્વળ ન થાય ? પણ હે ઉમાદે ! તુ નિરભાગી છો તારો બાળુડો ઘરવાસ હોય એમ લાગે છે

રાત ભાગતી જતી હતી રાવ અચલદાસ સાભળ્યે જતો હતો જીમાદેના ગળામાથી એક પછી એક મર્મવેધક દુહા નીકળ્યે જતા હતા,

કાલે અચલ મૂલવિયો, ગજ, ઘોડા રે મોલ,
દેખત હી પિતળ હુવો, સાકડિયા રે બોલ

હજી તો કાલે જ આ અચલદાસ રૂપી કંચન હાથી-ઘોડાના મૂલે મૂલવ્યું છે. ત્યાં તો રાતમાં જ પિતળ નીકળ્યું.

ધન દહાડો ધન ઘડી, મેં જાણ્યો'તો આજ;
(પણ) હાર ગયો પીવસી રહ્યા, કોઇ ન રિયો કાજ.

હે ઉમાદે! આજનો દિવસ મેં ધન્ય માન્યો હતો કે અચલદાસ ઉમાદેના મહેલે પધાર્યા છે પણ આ તો હારે ય ગયો અને તારો પિયુ સૂઇ રહ્યો. કોઇ કાજ સર્યું નહીં.

નિશ-દિન પૂકારતાં, કોઇ ન પૂગો દાવ;
સદા બિલખતી ઘણુ રહી, તો ય ન ચેત્યો રાવ.

રાત-દિવસ પિયુ વિરહમાં બળતી ઉમાદે પૂકારતી રહી છતાં રાવ માન્યો નહીં.

ઓઢણુ નિલા અંબરા, સૂતો ખૂટી તાણુ;
ના તો જાગ્યો બાલમો, ના ઘણ મૂકયો માણ.

પગથી માથા સુધી રાવ ઓઢીને સૂઇ રહ્યો છે, જાગતો નથી છતાં તે માનશે એવા આશાને તાતણે ઉમાદે બંધાયેલી રહી છે.

તિલક ન ભાંગ્યો તરૂનીકો, મુખે ન બોલ્યો વેણ;
માણેક લટ છૂટી નહીં, આંજસ કાજળ નેણ.

રાણીના માથાનું તિલક પણ વીખાયું નહીં. વાળની માણેક લટ છૂટ્યા વિનાની જેમની તેમ રહી ગઇ. કાજળ સારેલી આંખો એમને એમ છે.

ઉમાદેના બીનના સૂર તીક્ષ્ણ થતા જાય છે, માનવાચક વાણી બદલીને બરછીના ઘા જેવી થતી જાય છે:

ખીચી બેચાં હે સખી, કોઇ ન ખીચો લેહું;
લાખ પચીસા મેં લિયો, આજ પચીસાં દેહું.

ઉમાદે કહે છે: "હે સખી, આ રાવને કોઈ ગ્રાહક હોય તો વેચી દે. સવા લાખથી મૂલવેલો રાવ કોઇ પચીસ હજાર આપે તો દઈ દે. તે સાવ કોડીનો નીકળ્યો."

માગ્યા લાધે જવચણા, માગી લાધે જુવાર;
માગ્યા સાજણ કીં મીલે, ગેલી મૂઢ ગવાર.

"હે રાણી, માગ્યા તો જવ, ચણા અને જુવાર મળે. કાંઈ સાજણ માગ્યા થોડા મળે? માટે ઘેલી થા મા અને હવે આશા મૂકી દે."

હાર દિયો છંદો કિયો, મૂકયો માણ મરમ;
ઉમા પિવ ન ચાખિયો, આડો લેખ કરમ.

હે ઉમાદે, તેં સવાલાખ રૂપિયાનો હાર દીધો. મેં (ઉમાદેએ) માનમરજાદ મૂકીને છંદો (દુહા) કહ્યા. છતાં પણ તારો પતિ મનાયો નહીં. તું ઘણી જ કમભાગી છો.

પો ફાટી પ્રગડો ભયો, બીછરણી હે બાર;
લે લાલાં થારો બાલમા, હિયરો દે મુ હાર.

હે ઉમાદે, હજી તો પ્રાગડવાસી છે. દિવસ ઊગવાને વાર છે. તે પહેલાં લાલાદેને કહે કે: "આલે તારો પતિ અને મને મારો હાર પાછો દે."

લાલાં મેવાડી કરે, હુજી કરે ન કોય;
ચવે જીમા ચારણી, ઉમા લિયો મૂલાય.

લાલાદેને સંબોધીને જીમાદે ચારણિયાણી કહે છે: "હે લાલાદે, આ તો મેવાડી ઉમાદે એની ખાનદાની અને ઇજ્જત માટે આટલી કરગરે છે. બીજા હોય તો આમ ન કરે.

ગળસું બાજે ઘુઘરા, હાથસું બાજે તુંબ;
ઉમા અચલ મૂલવિયો, જયું સાવનકી મૂલ.

ગળામાં ઘુઘરા વાગતા હોય એવા સૂરીલા કંઠે અને હાથથી બીન બજાવી જીમાદેએ શ્રાવણ મહિનાથી યે વધારે મૂલ્યવાન રીતે અચલદાસને વિનવ્યા છે.

આવા મર્મવેધક દુહા સાંભળી રાવના અજ્ઞાનના પડદા દૂર થયા. અત્યાર સુધી ઉમાદેની પતિ ભક્તિને ઠુકરાવનાર અચલદાસને ઉમાદે ઉપર વિશ્વાસ બેઠો. પલંગ ઉપરથી બેઠા થઇ અચલદાસે ઉમાદેને બેઠી કરી અને કહ્યું: "આ દુહા ગાનાર મહેલમાં કોણ છે? એને મારી પાસે લાવો." તરત જ પડદા

પાછળથી જીમાદે આવી ઉમાદેએ જીમાદેની ઓળખાણ આપી રાવ જીમાદેના પગમાં પડી લાવાદેના મોહમા બધાઇ આવી પતિભક્તિ રાણીનો અનાદર કરવા બદલ જીમાદે પાસે માફી માગી

હેલ્ને ઉમાદે સાખનીએ જીમાદેને કહ્યુ

આશાવરી આલાપીઓ, ધન જીમા દીન જાણુ,
આજુને દીહણે મનાવણે મહી રાણુ

"ધન્ય છે તને જીમાદે કે આશાવરી રાગમા દુહા આનાપી તે મારા રીસાયેલા રાવને મના યો છે તારો ગુણુ હુ નહી ભુલુ"

આવી રીતે એક ચારણિયાણીએ રૂઠેના રાવને મનાવ્યો અને પોતે એક પુણ્ય કર્યાનું ફળ મેળવી ગઈ

ચારણ સ્ત્રીની પતિપરાયણતા પણ ગજબની હોય છે પોતાનો ચારણ રાજાશ્રય કવિ હોયે કે પછી ઘરધણી હોય પણ ચારણ સ્ત્રી પતિના સુખે સુખી અને દુખે દુખી રહે છે તે સુખમા છકી જતી નથી કે દુખમા હારતી નથી અને ટેકથી જીવન જીવનારી ચારણસ્ત્રીના અનેક દાખલા લોકસાહિત્યમા પડયા છે

'રતન ગયુ રોગ વાગી વાનમા ચારણ પોતાની ચારણ્યને નદીના વેણમા મૂકીને ગયો જતાં જતા ગળાના સમ દેતો ગયો પાછળથી નદીમા પૂર આવ્યુ ચારણના ગળાના સમ ચારણબાઇને મન લક્ષ્મણ રેખા જેવા હતા એક ડગલુ પણ તે ખસી નહી અને પૂરમાં તે તણાઈ ગઈ આવી ચારણ્ય પાછળ પછી ચારણ ગાંડો જ થાય ને!

સુઘડ હેતાળી સુદરી, સુખની છાકમ છોળ
ધાખાને ધમરોળ, પાદર તારે પોરહા

સાઈ નેહડીએ પોતાના ઉપર આળ ઓઢાડનાર પોતાના ચારણને શ્રાપ તો દીધો, પણ પછી તે ચારણના દુખને તે જોઈ શકી નહી એ રકતપીતિયા પતિના પરૂ એણે લુછ્યા એને કરડિયામા નાખી બત્રીસ લક્ષણુ પુરૂષની ગોતમાં ગામે ગામ રખડી. છેવટે તળાજાના એભલવાળા પાસે કાપડામા તેના બત્રીસ લક્ષણા પુત્ર અણાનું માથું માગી તેના લોહીમાં ચારણને નવરાવી સાજો કર્યો

એકવાર મનથી વરી ચૂકેલી ચારણ્ય એક ભવમાં બે ભવ નથી કરતી

શેણીએ વિજાણદની આખા મનકમા શોધ કરી અને છેવટે તેની પાછળ હેમાળે જઈને ગળી ગઇ

વિજાણદની વરમાળ, હુ બીજાને બાધુ નહી,
ચારણ હોય લખચાર, એને બાધવ કહી બોલાવીએ

ચારણસ્ત્રીના શીલના પણ અનેક દાખલા ઇતિહાસમા નજરે ચડે છે

મામડિયા ગઢવીની સાત દીકરીઓમાં આવડ સહુથી મોટા હતા તે બહુ જ સ્વરૂપવાન હતા તેના રૂપ ઉપર સિંધના સુમરા રાજાએ કુદષ્ટિ કરી આવડના કોપે માઝા મૂકી આખા સિંધના રાજને કચ્છના જાડેજાઓના હાથમા દઇ સુમરાનુ ધનોતપનોત કરાવી પોતે શીલ જાળવી સૌરાષ્ટ્રમા આવતા રહ્યા

નરપતિની કફરી, નજરથી કોપી તુ મહ કાળી,
સુમરા હાથથી સિંધના રાજને, ખોવરા યા ખપરાળી

આવડ તારી આણ, લાજાળુ લોપે નહી,
ભરે ન ડગલુ ભાણુ, કમણે કાશ્યપ રાઉત

સરધારની બજારે ઘી વેચવા આવેલી ચારણ બાળા જીવણી ઉપર ત્યાના બાકર શેખે કુદષ્ટિ કરી સોળ વર્ષની સુકોમળ ચારણ કન્યા વીફરીને સિંહણી રૂપ બની ગઈ માડ મેડી ઉપર ચડી ત્યાથી બાકર શેખને નીચે પછાડયો તેના ગળાને નગહિન બેસી તેને મારી નાખ્યો પછી પોતાના દેહ ઉપર એવા દુષ્ટ માણસની નજર પડવાથી દેહ અપવિત્ર થયુ જાણી ત્યા સરધારમા જ દેહ પાડયો,

એકવાર લીધી વાત ચારણ સ્ત્રી મરે તો ય મૂકતી નથી મૂળીના કેશવદાસ રતનુનાં બહેન ચાડ્યા દીધેલાં એકવાર ટીકરના ગીઢાઓ ધણ હાકી ચાડપ્રેથી નીકળ્યા રસ્તામા ચારણોની ગાયો ચરતી હતી.

તેને પણ ભેગી હાંકતા ગયા. કેશવદાસનાં બહેને ટીકર જઇ ધા નાખી : "મારી ગાયો પાછી આપી દ્યો બાપા ! અમારા ધણનાં અડપલાં ન હોય." મદમાં છકી ગયેલા ટીકરના ગીડાએ કહ્યું : "આટલા બધા ધણમાં તમારી કઈ ગાયો છે તે ખબર ન પડે." આવો તોછડો જવાબ આપ્યો.

રોશે ભરાયેલા કેશવદાસનાં બહેન મૂળી આવ્યાં અને કહ્યું : "મારી ગાયો ટીકરના ગીડા હાંકી ગયા છે. હું ત્યાં લેવા ગઇ, પણ મને ન આપી. એ પાડાના કાંધ ભાંગીને મારી ગાયો પાછી લાવો દ્યો, નહીંતર મારે તમારા ઘરનું અન્નપાણી અગરાજ છે."

કેશવદાસે બહેનને કહ્યું : "બહેન, આપણે ચારણ. આવાં વેન લીધાં ન પાલવે. કોંકની સાથે કજિયા કરવામાં આપણે રૂડા ન લાગીએ. હઠ મૂકી દે બહેન ! હું તને તારી ગાયો જેવી એક નહીં એકસોને એક આપીશ, પણ આમ અથરી થઈ મારા ઘરનું અન્ન-પાણી અગરાજ મા કર્ય બહેન !"

કેશવદાસે બહેનને ઘણી સમજાવી પણ બહેન વાત લઈને બેઠી તેમાંથી ડગી નહીં અને રીસ કરી પોતાને ગામ જતી રહી.

કેશવ રતનું કમને પણ ટીકરનું માથું ભાંગે એવા સરદારની ગોતણમાં માથે પાઘડી અને કસુંબાનું નીમ લઇ હાલી નીકળ્યા.

ચોટીલા મૂળુખાચર તે દિ' પાંચસો ઘોડે અમદાવાદ ઉપર ચઢીને નીકળ્યા હતા. રસ્તામાં એક વડ નીચે વિસામો ખાવા બેઠેલા. ત્યાં કેશવદાસ રતનુ આવ્યા. મૂળુ ખાચરે તેમને આવકાર્યા. કસુંબો કાઢેલો હતો તે હથેળીમાં લઇને કેશવદાસના સામો ધર્યો : લ્યો કવિરાજ, મીઠો કરો."

"હું કસુંબો નહીં લઉં, મારે નીમ છે."

"આવું આકરૂં નીમ લેવાનું શું કારણ છે ગઢવા ?"

કેશવદાસે માંડીને વાત કરી. "જાઓ આજથી ત્રીજે દિવસે ટીકરને હતું ન હતું કરૂં નહીં તો મૂળુ ખાચર બોલ્યો ન હતો એમ સમજજો." મૂળુ ખાચરે મૂછે તાવ દઈને કહ્યું અને કવિરાજને કસુંબો લેવરાવ્યો.

મૂળુ ખાચર અમદાવાદને પડતું મૂકી ટીકર ઉપર ત્રાટકયા. જબરું ધીંગાણું થયું. ટીકરને રોળીને તેના રાજમહેલના કાટમાળને ગાડામાં ભરી ચોટીલા ભેળા કર્યો.

કેશવદાસે ટીકરના યુદ્ધની કવિતા "મૂળુ ખાચ-રનો પવાડો" લખ્યું અને બહેનની ગાયો તેને ગામ પહોંચતી કરી. બહેનને મૂળી તેડી જઈ તેના સમ ભંગાવ્યા.

આવી જ હઠીલી ચારણ્યની બીજી વાત હળ-વદ અને કવાડિયાની સીમમાં એક ચારણ બાઇની હઠની છે.

ઉનાળાનો વખત. વૈશાખ મહિનાનો ગાંડો પવન તે દિવસે જોરજોરથી ફૂંકાતો હતો. આ ચારણ બાઇ હળવદથી હટાણું કરીને પોતાને ગામ જતી હતી. માથે દોઢેક મણ વજન અને અકાળે અવસ્થાએ ઘેરાઈ ગયેલી ચારણ બાઇ ડગલું ભરે ત્યાં પાછું પડે. પવન જરાય ખસવા ન દે. ચારણિયાણી વાને વઢતી આવે છે : "એ રોયા, તું બંધ થઇ જા. તારા આડી આવડ ! તારા આડો હનુમાન. મને મારે ઘરે જલદી પહોંચવા દે, બાપી !" પણ પવન બંધ રહે ? એ તો વધારે જોરથી વાવા લાગ્યો. વળી ચારણ બાઈએ કહ્યું : "તને ઠઠકાર્યો કાળા મોઢાના ધણી ! તું બંધ થઈ જા, નીકર હું તને જીવ દઈશ." તો પણ પવન બંધ ન થયો અને સાચે જ ચારણબાઇએ ત્યાં માથાં પછાડી જીવ કાઢયો.

આજે ય હળવદ અને કવાડિયા ગામ વચ્ચે ચારણ બાઇની ખાંભી છે.

એકવાર કોંકથી દુભાયેલી ચારણ્યને ઘડીકમાં હૈયે ધરપત આવતી નથી. તેના દિલનો વસવસો ઘડીકમાં શાંત થતો નથી.

એવી વાત વિજાણંદના પાછલા જીવનમાં બની ગયેલી.

વિજાણંદ ધ્રાંગધ્રા પાસેના ચુલી ગામનો

ભાચળિયા શાખનો ચારણ હતો. શેણીના પ્રેમ પાછળ પાગલ થઈ વિજાણંદ ઠેઠ હિમાલય સુધી શેણી પાછળ ગયો, પણ શેણી તો હેમાળો ગળી ગઈ હતી હતાશ થઇ તે દુ:ખ મને પાછો ફર્યો શેણીના વિયોગમા તે કેટલોક સમય ઝૂર્યો છેવટે 'દુ:ખનુ ઓસડ દહાડા' એ પ્રમાણે દુ:ખ દિવસ જતા વિસારે પડવા લાગ્યુ નાતીલાઓએ ભેગા થઈ વિજાણંદને ફરીવાર પરણા વ્યો ઘરમા જે ચારણ બાઈ હતી તે ઘણી ડાહી હતી તેનાથી વિજાણંદને બે દીકરા થયા એમા એકવાર ભયંકર દુકાળ પડયો. વિજાણંદ પાસે જે ઢોરમાલ હતા તે મરી ગયા ઘરની ઘરવખરી પણ ખવાઇ ગઇ ત્યારે ચુલી મૂકી વિજાણંદ હાલી નીકળ્યો બાજુના ગામમા ગોલત શાખના ભરવાડ રહે તેને ત્યા જઇને રાત રહ્યો ભરવાડે વિજાણંદને કહ્યુ ' વિજાણંદભા, હવે અહીથી બીજે કયાય તારે જવુ નહી મારા છોકરા સાથે તારાનેય મારો નાથ પાલી જાર આપી રહેશે ' માવતર છોરૂ તજી દે એવા સમયમા ભરવાડ ભડનું કાળિયુ નીકળ્યો

એમા એક દિવસ કમત સૂઝી તે વિજાણંદ બાપડા છોકરાને સૂતા મૂકી રાત્ માથે લઈને ભાગી ગયો. બીજે દિવસે ચારણબાઇને ખબર પડી, એટલે એ પણ પોતાના બેય છોકરાને લઈ હાલતી થઇ ભરવાડે કહ્યુ "બેન, આવા કપરા દુકાળમા તુ કયા જાશ? એ બેદલ ચારણ હવે તને ગોત્યો હાથ નહી આવે માટે આ ભાઇનું ઘર માનીને રે મારા બાપ! આ ઘરમા અમે જીવતા હશુ ત્યા સુધી તને મૂઝાવા નહી દઈએ બેન!"

ચારણબાઈ પાછી વળી,

વિજાણંદ જંતરનો વગાડનારો હતો તેને એકલાને પેટ ભરવુ સાવ સહેલુ થઇ ગયુ

જંતર વેતો હાથ, ભાચળિયો ભાગતી રાત,
મોહ્યા માછીમાર, માછલિયુ ટોળે વળે

વિજાણંદના જંતર ઉપર મોહીને માણસો તેનો આદર સત્કાર કરતા

થાતાં થાતા વિજાણંદ દિલ્હી પહોચ્યો બજારે બેસીને વિજાણંદ જંતર વગાડે ત્યારે માણસના ટોળાં તેને ઘેરી વળતા આ વાત તે વખતના બાદશાહને કચેરીમાં કોઈકે કરી અને વિજાણંદને કચેરીમા બોલાવ્યો. બાદશાહ વિજાણંદનું જંતર સાભળી ખુશ થયો વિજાણંદને ત્યા જ રોકી લીધો

બાદશાહના ચારે હાથ વિજાણંદ ઉપર હતા વિજાણંદના ત્યા અમનચમનથી દિવસ જવા લાગ્યા

શ્રાવણ મહિનાની અંધારી સાતમની રાત હતી ઘનટોપ વાદળાથી ઘેરાયેલા આભલાથી એકધારે વરસાદ વરસી રહ્યો હતો. એવા સમયમા વિજાણંદે પોતાના ઘરે હાથમા જંતર લીધુ તાર માથે નખલી ફેરવવા લાગ્યો તે દિવસે વિયોગના સૂર છેડયા સૂરની ધગ બંધાણી અને વિજાણંદ ખુદ એમા ખોવાઇ ગયો સાભળીને માણસોના ટોળેટોળા માડયા આવવા ગૂપચૂપ આવીને વિજાણંદની આજુબાજુ ગોઠવાઈ ગયા વિજાણંદ આંખ ઊઘાડતો નથી આજે એના જ સૂરે એ ખોવાઇ ગયો છે આવુ જંતર તે દિ શેણીને હેમાળે સભળાવ્યુ હોત તો અડધા ગળી ગયેલા હાડેય શેણી પાછી વળત. એવી જંતરની જમાવટ લાગી ગઇ છે માણસોએ શણગાર ઉતારી ઉતારીને જંતર પાસે ઢગલો કરી દીધો, પણ વિજાણંદ તો આંખ જ ઊઘાડતો નથી.

એવામા વડીગ દઇને જંતરનો તાર તૂટયો વિજાણંદ તંદ્રામાથી જાગ્યો આજુબાજુ જોયુ પ્રેત બેઠા હોય એમ સામે માણસો બેઠેલા જંતર પાસે નજર કરી ત્યા ઝવેરાતનો ઢગલો પડેલો, પણ વિજાણંદને એ હીરા–મોતી ન લાગ્યા એમા એને રાતી જુવારના દાણા દેખાણા ઝવેરાતના ઢગલાને એક બાજુ મૂકી એ ત્યાથી હાલી નીકળ્યો અને સીધી કાઠિયાવાડની વાટ પકડી.

ગોલત શાખના ભરવાડના ઘરે આવીને એણે પોતાની ચારણય પાસે માફી માગી અને કહ્યુ "ચારણય હુ તને દગો દઈને ભાગી નીકળ્યો મને માફ કર મારા માથે સગાળ કર્યો છે હવે હાલ્ય ચુલી ભેગા થઇ જઇએ હવે હુ તને મૂઝાવા નહી દઉ '

છ છેડાયેલી નાગણ જેવી ચારણય વિજાણંદની લાજ કાઢી આઘી જતી રહી અને વિજાણંદને કહ્યુ

"જા જા હવે ચારણ, હું તારું મોઢું જોવા માગતી નથી. વખાને સમયે તું અમને મૂકીને વયો ગયો. હવે તારા ને મારા મેળાપા ન હોય. વિધિના લેખે હું તારી સાથે બંધાણી હતી, એનું પ્રાયશ્ચિત હું ભવ બાળીને કરીશ અને આ ભરવાડ ભાઇના ઘરનાં છાણ-વાસીદાં કરી જિંદગી કાઢી નાખીશ." દિલની દાઝેલી ચારણ વિજાણંદની વાળી વળા નહીં. વિજાણંદ બે દીકરામાંથી પરાણે એક લઇ ચુડી આવતો રહ્યો. (એક દીકરો ચારણ બાઇ સાથે ભરવાડને ત્યાં મોટો થયો. તેના વંશજો હમણાં સુધી ગોલત શાખના ભરવાડને માગવા આવતા. હવે કોઇ છે કે નહીં, તેની ખબર નથી.)

ચારણોએ ક્ષત્રિય રાજાઓ સાથે લડીને ધીંગાણામાં મરી ગયા છે તેમ ચારણ સ્ત્રીઓ પણ ધરમ ખાતર ધીંગાણે કામ આવી છે.

ચાડધ્રા ગામને પાદર ધીંગાણાના આવા અનેક પાળિયા છે. જાણકાર માણસોને પૂછતાં જણાયું કે એકવાર વાંટાવદરનું ધણ હાંકી ચાડધ્રાને પાદરેથી નીકળ્યા. ચારણો પોતાનું બાજરાનું ખળું લેતા'તા. એણે આ લઇ જતા મિયાણાને પડકાર્યા. જબરૂં ધીંગાણું થયું. ઠેઠ ટીકર સુધી મિયાણાની પાછળ ગયા. તેમાં ચારણ બાઇઓ પણ હતી. ગાયોને મિયાણા પાસેથી છોડાવી. કેટલાયે ચારણ અને ચારણ બાઇઓ તેમાં કામ આવ્યાં.

ચારણ સ્ત્રી જેવી હેતાળ સ્ત્રી બીજી નથી હોતી. તે બીજાનું દુઃખ જોઇ શકતી નથી બીજાનું દુઃખ પોતાની માથે લઇ લે એવી પરોપકારી છે

કાલાવાડ પાસેના સતિયા ગામે સાતમ આઠમનું રૂડું પર્વ ઊજવાઈ રહ્યું છે. લાખો કરોડો જીવોની આજીવિકાને ઉદરમાં સંઘરીને બેઠેલી વસુંધરામાં અનોખાં રૂપ પ્રગટયા છે. લાખ લાખ આંખડિયે આભ એનાં રૂપ જોતાં ધરાતું નથી

પિલંબરી લાલ ફુલી, લીલંબરી બની પ્રથી,
ઘનશ્યામ માથે ઘટા મેઘરી ઘેઘુંબ;
પહાડ ઘેરા રીછાવાળા ટૂંક માથે જર્યાં પાણી,
જમી બણી ફૂળે ફુલે ઘણી લૂંબઝૂંબ

આમ પૃથ્વી સોળે કળાએ ખીલી છે. ગામના માનવીઓનો હરખ હિલોળે ચડયો છે. એકસો સુડતાલીસ ચારણ બાઇઓ આજ ગામને પાદર રાસની રમઝટ બોલાવે છે. કનૈયાની સો-સો વાંસળીઓ એક સાથે વાગતી હોય એવી આંબાવનની કોયલ જેવા કંઠવાળી ચારણ્યો રાસડે ગાંડીતૂર થઈ રમી રહી છે. રાત ઘડીક થોભી ગઇ હતી એવી જમાવટ લાગી હતી ત્યાં એક હાંફળુ ફાંફળુ રોઝડું રાસડે રમતી ચારણબાઈઓ વચ્ચે આવીને ઊભું રહી ગયું. ચારણબાઈઓનો રાસડો અટકી ગયો. ત્યાં પાછળથી અવાજ આવ્યો : "જવા દો, જવા દો એને બાપુ."

ચારણ બાઈઓએ તેના સામે જોયું. એ એક શિકારી હતો. હાથમાં તીર-કામઠે સજ્જ થયેલ.. "હવે તો શેનું જવા દેશું ! એ અમારે શરણે આવ્યું છે." કહી ચારણબાઈઓએ રોઝડાને વચમાં લઈ ફરતા હાથના આંકડા ભીડી લીધા.

સવારથી એ રોઝડા પાછળ પડેલા એ ભૂખ્યા અને તરસ્યા શિકારીએ ઠે ઠે ઠેં કરીને તીર ફેંક્યું. ચારણબાઇઓ સોંસરવું થઇએ તીર રોઝડાંને વાગ્યું. રોઝડું ઢળીને તરફડવા લાગ્યું. ચારણ બાઈઓ મરતા રોઝડાને જોઈ શકી નહીં. એમણે શિકારી ઉપર શ્રાપના મે વરસાવ્યા. અને એ એકસો સુડતાલીસ સ્ત્રીઓએ એક રોઝડા ઉપર પ્રાણ છાંડયા. આજે સતિયા ગામને પાદર એના સાક્ષી પૂરતા ૧૪૭ પાળિયા હજી મોજુદ છે.

ચારણ સ્ત્રીને અવાજની કુદરતી બક્ષીસ હોય છે. ચારણ બાઇઓ ભેગી થઈને માતાજીની સાવળું કે ચરજ ગાતી હોય ત્યારે વાતાવરણ થંભી જાય છે. ભલાભલાને પણ ઘડીક કાન માંડીને સાંભળવું પડે એવા મીઠા અવાજ ચારણ સ્ત્રીના હોય છે.

સાંજ પડી ગઈ હોય, માતાજીના ગોખે દીવા બળતા હોય, ધૂપના ધુમાડે વાતાવરણ મઘમઘી રહ્યું હોય અને એ પાંચ પંદર ચારણબાઇઓ માતાજીની ચરજ ઉપાડે.

આવડતું ઉપરે આવે,
બાઇ તુને બાળ બોલાવે.

નાની એવી વાતમાં મા તું",
જાવરું શીદ ફરતી જાતું.
આઇ નથી ઠીક કેવાતું,
બાપ તને બાળ બોલાવે;
ત્રિશૂળે જગને તોળે,
બીજી સમદરમાં બોળે;
રિયાં દેવ આંખડી ચોળે,
રે બાઈ તુને બાળ બોલાવે.

ચવાંકી ચારણિયારાં,
કેતારાંક બિરદ તારાં;
આઇ તોળે જાઉં ઓવારાં,
રે બાઈ તુને બાળ બોલાવે.

ચારણબાઇઓનું રોણું તો મેઘાણીના શબ્દોમાં કહીએ તો "ઝાડવાં રોવરાવે તેવું હોય છે."

સોમનાથની સખાતે જતાં હમીરજી ગોહિલે ઘડીક મોતને આઘું ઠેલી ચારણ્યનું રોણું સાંભળ્યું અને પોતાની પાસેથી તે ચારણબાઈ (આઇ લાખબાઇ) મરશિયા ગાય તેવો તેની પાસેથી કોલ લીધો.

આયર રેશમિયા બેડાના મરશિયા આજે પણ આપણે વાંચીએ છીએ ત્યારે રૂંવાડાં બેઠા થઇ જાય છે. તે મરશિયા રેશમિયાની ચારણ બહેને જ્યારે ગાયા હશે ત્યારે શું બાકી રહ્યું હશે?

કવિતાનો ઇજારો ચારણોનો જ નથી. પણ ચારણ સ્ત્રીઓએ પણ તેમાં નામના રાખી છે. કેટલાંયે લોકગીતો ચારણસ્ત્રીનાં લખેલાં છે. જેમાંનું આ લોકગીત છે.

દાદા હો દીકરી વાગડમાં નવ દેશો રે સઈ,
વાગડની વઢિયાળી સાસુ દોયલી રે લોલ;
દીએ દળાવે મને રાતડિયે કંતાવે હો સઈ,
પાછલે તે પરોઢિયે, પાણીડા મોકલે રે લોલ.

ઓશીકે ઇંઢાણીમારૂં, પાગતિયે સીંચણીયુ રે સઇ;
ઓરડાની પાગે રે બાઈ મારું બેડલું રે લોલ,
ઊંડો કુવો રે મારૂં સિંચણિયું ના પહોંચે રે સઇ,
ઊગીને આથમિયો કુવાને કાંઠડે રે લોલ.

ઊડતાં પંખીડા મારો સંદેશો લઇ જાજે રે સઇ,
જઇ કે'જો દાદાને કે દીકરી કુવે પડે રે લોલ;
દાદાને કહેજો, મારી માતાને નવ કહેજો રે સઇ,
માતાને આંસુડે સમદર ઉલટે રે લોલ.

આવી ઝડઝમકવાળી કવિતા ચારણ્ય સિવાય બીજા કોની હોય?

રૂપાળીબા કરીને ૧૮૫૭માં ચારણ સમાજમાં એક મહાન કવિયત્રી થયાં. તે પ્રસિદ્ધ કવિ કાનદાસ મહેડુના બહેન હતાં અને રાણેસર ગામે પરણાવ્યાં હતાં. ૧૮૫૭ના બળવામાં કાનદાસ મહેડુએ ભાગ લીધો હતો. તે ગુના સબબ અંગ્રેજી સરકારે તેને જેલમાં પૂરેલા. એ વખતે રૂપાળીબાએ અંગ્રેજોના જુલમપણાની ઘણી કવિતા રચેલી.

તે માતાજીનાં પરમ ઉપાસક હતાં. સાવળો અને ચરજો તેમણે થોકબંધ રચી છે. આજે પણ ચારણોના ઘરે ઘરે તે ચરજો ગવાય છે. તેમનાં થોડાંક કાવ્ય મળ્યાં છે.

નવરાત્રિ (નવતિથિ) નો ગરબો

આઇમાં આવ્યો આસો માસ,
સેવકને નોરતાં રે લોલ,
સૌ કોઈ ચાલે સરખે સાથ,
ત્રવાડા ઓરતાં રે લોલ;
આઈમાં પડવે પે'લી વાત,
નગરમાં નિસરી રે લોલ,
ભૂલી આઈ દેવા હંદી ભાત,
વિયાં શું વિસરી રે લોલ;
બીજે ગરબો લીધો હાથ,
રોયરના સાથમાં રે લોલ,
ભેળિયે ઝબકે કસબી કોર,
કંકણ હાથમાં રે લોલ;
ત્રીજે તેવતે નોતાલ
નિહાળું નેહમાં રે લોલ,
આઈને ઘુઘરવટ ઘેરાય કે
બાળાવેશમાં રે લોલ.

ચોથે ચારણ હંદી ચાલ કે
આઈને આવડે રે લોલે,
હલકે હીરે જડીયલ હાર કે
બાજુબંધ બાવડે રે લોલ;
પાંચમે પાવે રમવા જાય કે
રૂડા રંગમેં રે લોલ.
ભેંળયે ભભકે તેલ ફૂલેલ,
આનંદ અંગમાં રે લોલ;
છઠે છેતરવો છે દૈત
મેખાસુર મારવા રે લોલ.
સુખના કરવા સેવક કામ
ધણીવટ ધારવો રે લોલ:
સાતમે સાંભળજો સુખદેણ
કહું હું કેટલું રે લોલ,
માતાજી લાવો મેઘા ઘેર
અરજમાં એટલું રે લોલ,

અ'ઠમે ઉમિયાનો અવતાર,
કે મોગલ આવિયાં રે લોલ:

માતાજી વરત્યો જે જે કાર
નવે નધ લાવિયાં રે લોલ.

"મંગલ માનો ગરબો" (ત્રણ તાળીનો)

સૈયર મેં સાંભળી રે વાલી દેવા કુળની વાત,
સતિયુંના સાથ મારે આવ્યા મંગલ માત;

ડમરમાં ડાકલાં રે માતાજી ધીમા વાગે ઢોલ,
ફરે છે ફૂદડી રે બાયું બોલે સરખા બોલ,

રમે છે રંગમાં રે સરખી સાહેલીનો સાથ,
'રૂપલ' કે રીઝિયા રે હેતે ઝાલ્યો મારો હાથ.

આઠવારની ચરજ

માતાજી મારે આ દિ તે આનંદ એવા,
દેવલ ચાલ જે વારે મંગલ માડી.

આરતી ઉતારૂં આલેલ સુખ તારૂં રે મંગલ માડી
......આરતી

માતાજી હવે સોમે સકળના વાપ્યાં,
અખંડ સુખ આપિયાં રે મંગલ માડી
.......આરતી

માતાજી હવે મંગળે નામ તારૂં મોટું,
ખાવંદ નથી ખોટું રે મંગલ માડી
......આરતી

માતાજી હવે બુધે બુધી ઘણી આલી,
ડુબતાની બાંય ઝાલી રે મંગલ માડી
......આરતી

માતાજી હવે ભ્રશપતે ભાવ થકી ભેટયા,
માલિક દુઃખ મેટયાં રે મંગલ માડી
......આરતી

માતાજી હવે શુક્રે સંકટ સર્વે કાપો,
અખંડ સુખ આપો રે મંગલ માડી
......આરતી

માડી હવે શનિએ જગતના સ્વામી,
આવે તો બડુ નામીએ રે મંગલ માડી
.......આરતી

આવાં અનેક કાવ્યો રૂપાળીબાએ લખ્યાં. તેમનો દીકરો મેઘોભાઈ ઘરેથી રીસાઇને ચાલ્યા ગયેલા. તેની પાછળ રૂપાળીબાએ "મેઘાને ઘરે લાવો" એ શિર્ષક નીચે ઘણી ચરજ લખી હતી.

ચારણી શૈલીના આપણા પ્રસિદ્ધ વાર્તાકાર બચુભાઇ ગઢવી રૂપાળીબાના જ ઘરના ભાણેજ છે. બચુભાઇને પણ માતૃપક્ષેથી જ વિદ્યાનોવારસો મળ્યો છે.

મારા જ (લેખકના)ગામ ઈશ્વરિયામાં તખતબા પણ બહુ સારા કવિયત્રી હતાં. તે બે વરસ પહેલાં જ ગુજરી ગયાં. તખતબા પણ ધ્રાંગધ્રાના પ્રસિદ્ધ કવિ દિલજાન ઝીંબાના દીકરી હતાં અને મારા (લેખકના) પિતાના મોટાભાઈ કહાનદાસ મિસણ સાથે પરણાવ્યાં હતાં. તખતબાએ પણ રાસડા, ગરબા વગેરે લખ્યું છે. તેઓ સત્યનારાયણનાં પરમભક્ત હતાં.

સત્યનારાયણ પર તેમને અડગ શ્રદ્ધા હતી તે જીવ્યા ત્યાં સુધી મહિને મહિને સત્યનારાયણની કથા કરતાં રહ્યાં

એકવાર એમને પેગનો દુખાવો થયો તેમણે સત્યનારાયણને અરજી રૂપે એક કાવ્ય લખ્યુ

સતનારાયણ મદદ કરશે હરિવર દુખડા હરશે,
કરુણા કરશે રે જનમ દુખ જાણીને;
પહેલી અરજી છે પ્રભુ તમને, આવી ઉગારો અમને,
જોઉ છુ જમને રે જન્મ દુખ જાણીને

બીજી અરજી બહુ નાની ને અતરના જામી રે,
ગુરુડ ગામીને રે જન્મ દુખ જાણીને

ત્રિકમજી છે ત્રીજી અરજી, હૈયે ધરજો હરજી,
ભાવે ભૂધરજી રે, જન્મ દુખ જાણીને

ચોથી અરજી ચત્ર ભુજે વાચી સાવ લખી છે સાચી,
કાંઇ નથી કાચી રે જન્મ દુખ જાણીને
પાચમી અરજી પ્રભુ પધારો, નહી ઉગર્યાનો આરો,
વાલા વિચારો રે જન્મ દુખ જાણીને;
'તખત'તણુ દુખ દીધુ ટાળી, વારે થયા વનમાળી,
ગાઢને ગાળી રે જન્મ દુખ જાણીને

આ અરજિયુ ગીત લખ્યા પછી તખતમાના પેગનો દુખાવો મટી ગયો કહેવાય છે

તેમણે ગાધીજીનાં પણ કાવ્યો લખેલા તેઓ 'મનહર' છદ બહુ જ સારા બનાવી શકતા

'બિરદ શૃગાર'ના રચયિતા કવિરાજ કરણીદાન કવિના બહેન પણ કવિયત્રી હતાં

જ્યારે કવિરાજ કરણીદાન 'બીરદ શૃગાર' લખતા હતા ત્યારે પદ્ધરી છદની એક કડી 'લોહરા લગરા ઝાટ લાગ એ વારવાર ગોખતા એ પછીની કડી કરણીદાનને સૂઝતી ન હતી, એ વખતે ત્યા તેમના બહેન એમના બેઠકખડમા તેમને ખાવા–પીવા આપવા આવતા તેમણે કહ્યુ "કેમ ભાઈ, આ એક કડી આજ સવારથી તમે બોલો છો? શુ બીજી કડી આવતી નથી?

કરણીદાને કહ્યુ "હા બહેન, એમ જ લાગે છે મા શારદા કાં તો રીસાણી હોય તેવુ લાગે છે નહીતર આમ ન બને'

તરત કરણીદાનના બહેને કહ્યુ 'એમાં કઇ મોટી વાત છે? લ્યો લખી લ્યો "લોહરા લગરા ઝાટ લાગ, અધફરા ગિરિવર્ગ ઝડે આગ" કહી તે છદની કડી પૂરી કરી કરણીદાનજીની આખો બહેન સામે ફાટી રહી અને તેમના બહેન જરાય આશ્ચર્ય પામ્યા સિવાય આટલુ કહી જતાં રહ્યાં

ચારણ સ્ત્રીએ કવિતાની પાછળ પોતાનું નામ રાખવાનો મોહ જતો કર્યો છે ઘણા ચારણોને સ્ત્રીઓએ કવિતા રચીને રાજદરબારમા માન ખાટતા કર્યા છે પોતે ઘરને ખૂણે બેસીને પણ કાવ્ય–કવિતાનું જ્ઞાન ધરાવતી, પોતાના ચારણને મૂંઝવણ વખતે માર્ગ બતાવી પોતે અજાણ રહી સદા બળ આપનારી ચારણ સ્ત્રી કેટલી મહાન છે?

ઇસર બારહટના દીકરી મારવાડમા પરણાવેલાં તે સાસરે જતા હતા ત્યારે સચાણા મૂકતુ એમને બહુ વસમું લાગ્યુ તે વખતે રેલવે જેવા સાધન ન હતા, એકવાર માવતરનું ગામ મૂકી સાસરે ગયેલી દીકરી પાછી પિયર પહોચે કે ન પહોચે એવો જમાનો હતો

ઇસરદાનના દીકરીને થયુ 'અરેરે છેગની વાટ છે, આ મારા હાડકા ફરી સચાણે પહોચશે કે નહી? આ વાડી આ કુવા, આ ઝાપી, આ ઝાડવા ફરી પાછા હુ કયારે ભાળીશ?' મનમા ઘણુ જ દુખ થયુ અને તમણે દુહો કહ્યો

વડ રૂડો વાડી તણો, વળી વશેકે વાવ,
હૈયા મ કર હૈડકો, ફરી સચાણો આવ

આવા અનેક હૃદયવેધક દુહાઓની, ગીતોની રચયિતા ચારણ સ્ત્રીઓ હતી

આજે પણ ચારણ બાઈની વાત કરવાની રીતમા, તેની ભાષામા ભારોભાર કવિતા હોય છે વાતને બરાબર રૂપ આપવાની કળા ચારણસ્ત્રી પાસે છે તેવી ચારણ પુરુષ પાસે નથી

ચારણોના લગ્નગીતો ચારણસ્ત્રીઓના બનાવેલા છે તે લગ્નગીતો બીજાના લગ્નગીતોથી નોખા તરી આવે છે.

જાનનું ઝાંપેથી સામૈયું થતું હોય, નવ વરરાજો ધડૂસતા ઢોલે ઘોડે ચડીને માંડવે આવતો હોય તે વખતનું સામૈયાનું ગીત બહુ જ સુંદર છે.

મારૂ તુંને ઝાઝી ખમ્મા હે માણારાજ,
ઈડરિયો લઈ આવ્યો હે માણારાજ;
મારૂ તુંને ઉનાળાનો આંબો કરી રાખું;
પિયર પૂરીના સાયબાને ઝાઝી ખમ્મા હે માણારાજ.

મારૂ તુંને શિયાળાની સીરખ કરી રાખું,
દાડમ દંતીના સાયબાને ઘણી ખમ્મા હે માણારાજ.

મારૂ તુંને ચોમાસાનો ચંપો કરી રાખું,
કુંઝડ કેડિના સાયબાને ઝાઝીખમ્મા હે માણારાજ.

ચારણ સ્ત્રીની સહનશીલતાની પણ અનેક વાતો લોકસાહિત્યમાં છે. આવી એક વાત ઈસર બારહઠનાં પત્ની દેવલબાની છે.

ઇસરદાનને એકવાર વીંછી કરડયો. બહુ જ પીડા થવા લાગી અને ઈસરદાન રડી પડયા. આ જોઈને દેવલબાએ કહ્યું : " પુરૂપ જેવા પુરૂપ થઇને એક વીંછીનું બચ્ચું કરડયું છે તેમાં બાયડીની જેમ રડો છો શું ?" ઈસરદાસે કહ્યું : " તને એકવાર કરડે તો ખબર પડે કે વેદના કેવી થાય છે !" દેવલબાએ કહ્યું : હું તો ઊંહકારો પણ ન કરૂં. "

આ વાતને થોડા દિવસ જવા દઈ એક દિ' સાંજે દાતણ કાપવા ઇસરદાન ગયા ત્યારે ત્યાંથી એક જીવતો વીંછી પકડી લાવ્યા. ગોળાના ઢાંકણામાં દાતણ ભેગો વીંછીને મૂકી દીધો. દેવલબાએ દાતણ લેવા બુઝારામાં હાથ નાખ્યો ત્યાં વીંછી ટચકાવ્યો. દેવલબાએ ઇસરદાનને દાતણ દીધું. ઇસરદાન દાતણ કરે છે. એટલીવારમાં વીંછીનું ઝેર દેવલબાને ચડી ગયું. આંખો ઘેરાવા માંડી, જીભ થોથરાવા લાગી. તરત ઇસરદાનને પાસે બોલાવી હાથ જોડી કહ્યું : "લ્યો કવિરાજ. હવે રામરામ. આ દેહથી તમારી સેવા બરાબર થઇ શકી નથી. માફ કરજો.', કહેતાં કહેતાં દેવલબા ઢળી પડયાં.

ઈસરદાને હડી કાઢીને ઢળતાં દેવલબાના પંડયને ઝાલી લઇ, "દેવલ, દેવલ, તને શું થયું ?" પણ જવાબ દેવા દેવલબા રોકાયાં નહીં. દેવલબાની આવી મશ્કરી કરી તેનો પસ્તાવો ઇસરદાનને ભવ આખો રહ્યો.

આવી સહનશીલ, પતિપરાયણ, ટેકીલી, હેતાળ ચારણ સ્ત્રીના ગુણના અનેક કવિ–પંડિતોએ, લેખકોએ વખાણ કર્યાં છે. એની પ્રશંસાના અનેક ગ્રંથો લખાયા છે, કાળ મહારાજના ઘોડાના ડાબલા એના અસ્તિત્વને કયારે પણ ભૂંસી નહીં શકે.



કે તું કાં રે......બાઇ અણોસરી ?
કે તારી વસમલી ચાલ ?
કે તારે પિયુંડે દુવેગિયાં ?
કે તુંને દીધેલી ગાળ ?
મારાં સાસુ ને સસરો રોષ ચાલ્યાં
તે વિણ શોભા ન પામીએ.
એક સોંઇ તે સાસુ ને સોંઈ તે સસરો
પા ળ બાં ધ ણ કે વ ડો.
વી રા ને માં ડ વ બે ની સો ઈ'
નગર બાંધણ રાજીઓ.

# ગાંધારી ગોદાવરીબાઇ

કાનજીભાઈ બારોટ

પંઢરપુરના બ્રાહ્મણ સદાશિવ મહેતાને ત્રણ દીકરા ને એક દીકરી નામ ગોદાવરીબાઇ સદાશિવ મહેતા યજમાનોનું ગોરપદુ કરે ને પુત્રો કોઇનું પરચુરણ કામ કરે સ્થિતિ ગરીબ સદાશિવ મહેતાએ પુત્રી ગોદાવરીનો સબંધ પંઢરપુરના જ બ્રાહ્મણ શંભાજી જોષીના પુત્ર માધવજી વેરે કર્યો શંભાજી જોષીનુ ઘર પણ સાધારણ એટલે એની મિલ્કતમાં પાંચ વીઘા જમીન, બે બળદ, એક ગાય, રહેવા નાનું એવુ ખોરડું, નાનું દેવમંદિર ને એક જ લાડકવાયો ઝાઝી ખોટનો દીકરો માધવજી પણ શંભાજી જોષી પુત્રને પરણવાનો લાવો લઇ શકયા નહી દંપતી સ્વર્ગસ્થ થયા.

માતાપિતાની ઉત્તરક્રિયા વગેરેના ખર્ચથી આર્થિક રીતે પોતાનું ઘર ઘસાઇ જવાથી જમીન, બળદ, ગાય મકાન, મંદિર પોતાના નજીકના સગાને સોંપી માધવજી જોષી પોલિસમા રહી ગયા થોડી મૂડી થયા પછી પરણુ એવુ વિચારેલ

ત્યાં માધવજી માંરાજને ચાનુ નોકરીએ જ એવા ધાર્યા શાળી નીકળ્યાં કે પોતે તો ઊગરી ગયા, પણ બેય આંખ્ય ગયુ સાવ આંધળા થયા. પોલીસની નોકરી ગઈ, સાથે મૂડી ભેળી કરીને પરણવાની આશા પણ ગઇ માધવજીને એનાં સગા ઘેર લાવ્યા પણ રોટનો ખાવો ઓશિયાળો થઈ પડયો એમા પરણવુ કયથી ? પોતાને કળો અધાપો આવ્યો

માધવજી જોષીનો દેહ નરવો થઇ ગયો પણ એનુ મ સંસારથી ઊડી ગયુ કે 'હવે જો પરણીશ તો થોડી આજીવિકામા બે માણસોના નભાવ' કમ થશે ? વળી પાછાં છોકરાં છૈયાં પણ થાય ને વધારે હેરાન થવુ' વગેરે વિચારો માધવજીના મનમાં ઘોળાતા નિર્ણય કર્યો કે 'સંસારનો ત્યાગ કરી સાધુ થઇ યાત્રાએ નીકળી જાઉં. જેમ ભગવાને ભકત સુદામાને સહાય કરી એમ મને નહિ કરે ?'

ખૂબ મનોમંથન કરી માધવજીએ પોતાના ત્રણેય સાળાને બોલાવ્યા સસરો રામશરણ પામેલ

ગોદાવરીના ભાઇઓ કહે, "બોનો, માધવજી જોષી, શુ અમને બોલાવ્યા ?"

માધવજી કહે 'મારે હવે તમારી બહેન જો પરણવુ નથી.'' મહેતા ભાઇઓ કહે 'અમારો કે અમારા બેનનો કાંઇ અપરાધ ?''

જોષી કહે, "અપરાધ મારા કર્મનો હુ હવે તમારી બહેન સાથે પરણીને તેને સુખ આપી શકુ એવો રહ્યો નથી માટે એનો અવતાર બગાડવો નથી, એટલે કોઈ સંસ્કારી બ્રાહ્મણ યુવાન શોધી પરણાવી દ્યો, હુ રાજી છઉં મારે સંસારનો ત્યાગ કરી તીર્થયાત્રા કરવા નીકળવુ છે આંખ્યુ વિનાનું સંસારી સુખ શ્યા કામનુ ''

મહેતા ભાઇએ ની આંખમા જળજળિયાં આવી ગયા માધવજી જોષીને ઘણું સમજાવ્યા છતાં ન માન્યા ત્યારે ઘેર આવી પોતાની બેન ગોદાવરીબાઇને માધવજીની વાતથી વિદિત કરીને કહ્યુ કે "બ્હેન, તું મુંઝાતી નહિ તારા માટે સારૂ ઠેકાણું શોધી આપશુ' ત્યારે ગોદાવરીએ તેના ભાઇઓને કહ્યુ . "બ્રાહ્મણો ના દીકરાના મુખમાં આવી અજુગતી વાત શોભતી નથી બાકી મારા દેહ ઉપર માધવજી જોષીના નામની ચૂંદડી ઓઢાડેલ છે. હવે બીજા બ્રાહ્મણની ચૂંદડી આ ભવે આ કાયા ઉપર હોય નહિ "

ભાઇઓ કહે "બ્હેન, ઘેલી મ થા, જોષી ની વાત ખરી છે થોડીક જમીન ને ઝૂંપડામાં અંધ માધવજી તારૂ પોષણ કેમ કરશે ? ત્યારે બ્હેન, અમારી પરિસ્થિતિ પણ તમોને નભાવી શકીએ એવી નથી અમારૂં માંડ માંડ પૂરૂં કરીએ છીએ '

સાંભળીને ગોદાવરી કહે . "ભાઇઓ, હવે વધુ તો નહિ બોલુ, પણ આપણા પિતા સદાશિવ

મહેતાને માતા સુખબાઈનાં સંતાન તમે હો તો ધૂળને ઢગલે મને છ આંધળા માધવજી જોષી વેરે પરણાવી દ્યો. નહિતર હું આપઘાત કરીશ."

ભાઇએ કહે: "આપણો બહેન-ભાઇનો સંબંધ નહિ રહે!"

ગોદાવરી કહે: "હું એમ પણ ખુશી છું. ભલે."

આવી રીતે મને કમને ગોદાવરીને એના ભાઇએએ શીળીમાં સૂરદાસ બનેલ માધવજી વેરે પરણાવી દીધી. પણ ભાગોળ સુધી બહેનને વળાવવા પણ ન આવ્યા! બોલવા વહેવાર ન રાખ્યો.

પરણીને ગોદાવરી બાઇએ પાંચ વીઘા જમીન, ગાય, બળદ ને દેવ મંદિરમાંથી પોતાના ગૃહસ્થાશ્રમનો વહેવાર ચલાવ્યે રાખ્યો. પણ એના હૃદયનો ખરો દેવ તો માધવજી મા'રાજ હતો. અનસુયાજી જેમ અત્રીમૂનિની સેવા કરતા એવી જ સેવા ગોદાવરી બાઇએ પોતાના અંધ પતિની આદરી. માધવજી જોષીને કયારેય એકલા ન રાખે. ખેતરે જાય તો દોરીને લઈ જાય. બાળકને માતા જેમ ખેતરને શેઢે બેસારી કામ કરે એમ પોતે ખેતરમાં કામ કરે. આવક જાવકના હિસાબની પણ મા'રાજને જાણ્ય કરતી રહે. કોઇ સાથેનો વહેવાર માધવજી મારાજને પૂછીને પછી જ કરે.

આવી રીતે બેક વરસ વીતતાં પુત્ર જન્મ થયો. દીકરો બેક વરસનો થયો ત્યારે મક્કમ વિચારના માધવજી મા'રાજે ગોદાવરીબાઇએ કહ્યું કે. "હવે તારું ધાર્યું થયું છે. મેં અને તારા ભાઇઓએ ના પાડતાં છતાં તું મને પરણી. પ્રભુએ આપણને દીકરો પણ દીધો તો હવે મને રજા દે. મારે બાવો થઇ યાત્રા કરવા જવું છે. હવે તું આનંદથી દીકરાને મોટો કરજે. તમારા પૂરતું સાધન પણ છે. હું અંજળ હશે તો ઘેર પણ આવીશ."

ગોદાવરીબાઇ બોલ્યાં: "મા'રાજ! હું આજીવિકાને નહિ પણ માધવજી મા'રાજને પરણી છું. માટે જ્યાં તમે ત્યાં હું."

માધવજી મા'રાજ કહે: "ઇ વાત તારી બરાબર. પણ બહાર નીકળ્યા પછી મને, દીકરાને અને તારા દેહને સાચવવા દોયલા પડશે. કારણ આપણે નોધારા બની જશું."

ગોદાવરીબાઇ કહે: "નોધારાનો આધાર ઇશ્વર છે."

માધવજી મહારાજે પાંચ વીઘા જમીન તેના સગાને આપી ને બળદ, ગાય, મકાન ને મિલ્કત વેચી. બ્રહ્મભોજન, બટુક ભોજન, અનાથ અભ્યાગતને પૈસો ટકો આપી ફક્ત સો રૂપિયા જ લઇ ગોદાવરી બાઇ ને બે વરસના પુત્ર સહિત માધવજી જોષીએ પંઢરપુર છોડયું. જગનાથ જુહાર્યા. નક્કી કર્યું હતું કે આપણી પાસે પૈસા હોય ત્યાં સુધી કોઇનું મફત ખાવું નહિ એમ વગર ટીકિટે રેલમાં બેસવું નહિ.

કાશી આવ્યા. પોણોસો રૂપિયા રહ્યા. કાશીની કોઇ ધર્મશાળામાં ઊતર્યા. સાધુ વેષે એક ગઠિયો સાથે થયો ને પેલા પોણોસો રૂપિયા ચોરી ગયો. કોઇ દિવસ માગીને ખાધું ન હતું. હવે ગોદાવરીબાઇએ સદાવ્રતમાંથી કાચું સીધું માગી રાંધ્યું ને સહુએ ખાધું. રૂપિયા ગયા એનું તો બેયને ખાસ દુઃખ ન થયું. કારણ સમજતાં હતાં કે રૂપિયા તો જેદી તેદી ખૂટી જશે. પછી તો માગીને ખાવું જ પડશે. પણ બાજી એક અસહ્ય ઉપાધિ આવી પડી. દીકરાને કોલેરા થયો ને બીજે દી ગુજરી ગયો.

પોટકું બાંધવાનું અરધું વસ્ત્ર ફાડી દીકરાના શબને ઓઢાડી ગોદાવરીબાઇએ ગંગાજીના વહનમાં શબ છોડી દીધું, ગંગા કિનારે કોઇ કોઇને છાના ન રાખે એવું બેય રડયાં. માથાં ઝીંકયાં. બેય આઘાતથી પાગલ થઇ જાત. પછી બહુ રડવાથી આઘાત હળવો થયો. પણ બન્નેએ નિર્ણય કર્યો કે 'હવે આપણે જીવવું નથી. દીકરાની પાછળ ડૂબી મરવું છે.'

બેય જણા હાથના આંકડા ભીડી ગંગાજીના ઘાટના પગથિયાં રડતાં રડતાં ઊતરવા લાગ્યાં. ચાલતાં ચાલતાં છાતી સમાણા પાણીમાં ગયા હશે. ત્યાં કિનારેથી એક પુરુષે આ દૃશ્ય જોયું. જોતાં જ દોડયો-ને બેયનાં બાવડાં ઝાલી ખેંચીને કાંઠે લાવ્યો.

પૂછ્યું. "ક્યાંના છો ? કયે દુઃખે આણુ તજો છો ?"

માધવજી મહારાજે માંડીને વાત કરી.

પેલો પુરુષ કહે : "હું તમારું દુઃખ તો ભાંગી શકું એમ નથી. પણ તમોને એવે ઠેકાણે પહોંચાડું કે હરિ કરે તો તમારી ઇચ્છા પરિપૂર્ણ થાય."

આ પુરુષે બન્ને માણસને સાંત્વના આપી ને બનારસ જંકશનના રેલવે હેડમાસ્તર પાસે લઇ ગયો ને બનેલી બીના કહી.

માસ્તર સાહેબ ખૂબ દયાળુ એણે અંધ માધવજી મહારાજ તથા ગોદાવરીબાઇ માટે આખા હિંદુસ્તાનમાં રેલવેની યાત્રા કરી શકે એવો પાસ કાઢી દીધો એટલે બન્નેએ ચારેય ધામ, ગોકુળ, મથુરા, વૃંદાવન, અયોધ્યા, હરદ્વાર, પ્રયાગ, રામેશ્વર, સોમનાથ, દ્વારકા વગેરે તીર્થ સ્થળોની યાત્રા બબ્બે વાર કરી. પાસની મુદત બાકી હતી ને આને કોઈ અટકાવતું નહિ. એટલે પાસ બનારસના સ્ટેશન માસ્તરને પાછો સોંપી આવ્યાં. બીજા કોઇ અમારા જેવાને કામ લાગે એમ કહીને.

આવી રીતે બેય માણસને યાત્રામાં બાર વરસ વીત્યાં. આ સમય દરમ્યાન ગોદાવરીબાઇ અને માધવજી મા'રાજને અનેક કડવા મીઠા અનુભવો મળ્યા. યુવાન બાઇ માણસ જોઇ કોઇ મેલી મુરાદથી સાથે ચાલે. કોઇ સજ્જનને જાણ થતાં પેલા બદમાસને છૂટો પાડી દયે. કોઇ વળી દામ, વાસણ, વસ્ત્ર વગેરે ઉડાવી જાય. એક બે વખત તો રેલવેના રક્ષકોએ પણ આ બન્નેને પરેશાન કરેલ પણ ત્યાં રેલવેના બીજા અધિકારીઓ આવી જતાં આ લોકોને બચાવી લીધા. 'અરે ! આ તો પંઢરપુરવાળા મા'રાજ છે.' કોઇ પણ પ્રકારનું સંકટ પડતાં બેય જણાં રડતાં રડતાં પ્રભુને પોકારે એટલે કાં પેલો બદમાસ શરમાઇને ચાલ્યો જાય કાં તેનું દિલ દ્રવી ઊઠે ને કાં કોઇની સહાય આવી ચડે.

આવા બાર વરસની યાત્રામાં ગોદાવરી બાઇએ માધવજી મા'રાજને બીજાનું રાંધેલું અન્ન ખવાર્યું નહિ. તેમ ખાત્રી કર્યા વિના પાણી પાયું નહિ. કોઇ બ્રાહ્મણને ત્યાં ઊતર્યાં હોય તો તેના ઘરની છાશ પણ મા'રાજને લેવા દીધી નહિ.

રેલવેના ટીકિટ ચેકરો તો પછી આ બન્નેને ઓળખી જતા ને ભાવથી ટ્રેન બદલી દેતા.

એમ થાતાં થાતાં તેરમે વરસે સુખદુઃખ વેઠતાં સુદામાપુરી (પોરબંદર) આવ્યા પછી બેય માણસને એમ થયુ કે હવે કોઇ શાન્તિદાયક સ્થળ હોય તો ઠરી જાયીં. ઘણું ભમ્યા.

એમાં એક બરડાના મિલેશ્વર તરફનો નાથજી બાવો આમને મળ્યો ને અરસપરસ વાતચીત થાતાં માધવજી મા'રાજે જણાવ્યું કે : "અમારા લાયક કોઈ જગા હોય તો બેસી જાયીં."

નાથજી કહે: "ભગવાને તમને ઘણી સહાય કરી એમ એક છેવટની સહાય કરવા મને મોકલ્યો લાગે છે. મને તમારા ઉપર બહુ જ દયા આવે છે, માટે ચાલો એક ઠેકાણું બહુ જ મજાનું છે." એમ કહી આ બાવો બેયને બરડા ડુંગરની આથમણી કોર સાવ નાના એવા વાસોકા ગામે લાવ્યો.

ગામને પાદર નાના નેરડાને કાંઠે પુરાતની સુંદર ઘાટનું શિવમંદિર. પાસે જ વાવ ને નાનકડા તંબુ જેવો વડલો. ને દહેરાને અડીને નાનકડું મકાન. ત્યાં નાથજી માધવજી મા'રાજ ને ગોદાવરીબાઇને લાવી ગામના આગેવાન ભાઈ બહેનોને ભેળાં કર્યાં, ને બધી વાત કરી. ગામલોકોએ ડેરાના શંકર, તથા ગામના ઠાકોરજીની પૂજા તેમને સોંપી.

આ પુરાણા શિવમંદિરમાં બેસતાં જ, શાંતિ અનુભવાય છે. પણ એની સામે જ સો એક વારને છેટે વાઘેર બારવટિયા મૂળુ માણેકે છેલ્લું યુદ્ધ ખેલ્યુ તે રણસ્થળ છે ત્યાં બહારવટિયાના રણચગા પણ છે

માધવજી મા'રાજ અને ગોદાવરીબાઇને ત્યાં મજા આવી ગઇ. કારણ ગામથી અલાયદું ને શાંતિ-સ્થળ. વળી ખંભોદર ગામનો કેડો ત્યાંથી જ નીકળે ને નાનકડું નટવરનગર ને વાસોકાના ભાવનાવાળા

માણસોમાં મા'રાજ ને માતાજી માનીતા થઇ પડયાં. ગોદાવરીબાઇનાં શીલ, ધારણા ને સેવાના પ્રભાવે લોકો એને માતાજી કહેવા લાગ્યા.

પેલા નાથજીએ જે આ બેયને સહાય કરેલ તે દયાથી પ્રેરાઇને નહિ પણ તેની દાનત ગોદાવરીબાઇ તરફ ખરાબ હતી. એણે માનેલ કે 'મા'રાજ આંધળો છે. આ દેશમાં આનું કોણ ? આ ડે મધ ને માખિયું વિનાનું છે. મારે આ બાઇને મારા સકંજામાં લઇ મારૂં ધાર્યું કરીશ.'

ડુંગરમાંથી અવારનવાર ડેરે અવરજવર કરવા માંડયો. પણ આ બાવો આવે ત્યારે ગામના માણસો પણું હાજર હોય એટલે પોતાનો ઈરાદો જણાવી શકે નહિ.

એક વખત આ બાવો રાતના દસ વાગે આવી મા'રાજના મકાનનું બારણું ખખડાવ્યું. ગોદાવરીબાઇને કોઈની બીક ન હતી, નિર્ભય રહેતી. પોતે કાયમ સાંજે શંકરની આરતી કરી ગામમાં જઇ રામજી મંદિરની આરતી કરીને વાળુ ટાણે સાવ એકલી ડેરે આવતી. વળી વાસોડામાં ભજન ભાવ હોય તો આંધળા મા'રાજને દોરી ગામમાં જતી ને ભજન બંધ થતાં અરધી રાત્રે કે મળસકે બેય માણસ પોતાને આશ્રમે આવતાં. આમ ગોદાવરીબાઇ તથા માધવજી મારાજે આ ધરતી પોતીકી જ કરી લીધી. ભૂત, પ્રેત, ડેણ, ડાકણ કોઇથી ડરતા નહિ. ગામલોકો ક્યારેક મશ્કરીમાં બીવરાવતાં પણ ખરાં કે :

" મારાજ ! માતાજી ! મુરૂ માણેક ભેરો એક સોનારો ( સોની ) મરેગો છે. ઇનું દારેક ભૂત થાય છે, તમને વળગશે. "

માધવજી મારાજ ઉત્તર આપે કે, "બાપા ! અમે બન્ને માણસ ભૂત જેવા તો છઇ એટલે અમને વળગીને ભૂત શું ફાયદો કાઢશે ?"

નાથ બાવાએ બારણું ખખડાવતાં ગોદાવરીબાઇએ ઊઘાડયું ને કહ્યું : "આવો બાપુ."

એટલે બાવો બોલ્યો : "હવે બાપુ બાપુ ન કરો. મારાજને ડેરામાં મૂકીને પાછાં આવો."

બેય માણસ પરિસ્થિતિ કળી ગયાં ને આજીજી કરવા માંડયાં : "બાપુ; બાપુ, તમારે ભરોસે અમે આ મુલકમાં રહ્યાં ને તમે ઊઠીને વિશ્વાસઘાત કરશો ?"

બાવો કહે : "બધી પંચાત તમે છોડી દ્યો, નહિ તો મારે તમને મારકૂટ કરવી પડશે. અને મારા કહ્યામાં વરતશો તો હું તમોને પૈસા ટકા પણ આપીશ."

એમ કહી બાવે દસ રૂપિયાની નોટ ગોદાવરીબાઇ તરફ લંબાવી. ગોદાવરીબાઇ કહે ; "ના બાપુ, તમારા પૈસાની અમારે જરૂર નથી અમારી પાસે પૈસા છે."

બાવો કહે : "સાલાઓ ! રઝળેલને ગણુ પાડ હોય નહિ." એમ કહી માધવજી મારાજનું બાવડું ઝાલ્યું. 'એને ઢસરડીને ડેરામાં મૂકી આવું' એમ વિચારીને.

હવે આ બેય માણસનો નિયમ હતો કે જ્યારે અનોધું સંકટ આવે ત્યારે ભગવાનનું નામ લઇ રડવા જ માંડવું. એ એમનું હથિયાર હતું.

બેય માણસ કાળા બોકસા નાખવા માંડયાં. "એ...... પ્રભુ ! દોડો ! દોડો ! અમારી વાર કરો !"

રડવું ઠેઠ ગામમાં સંભળાણું. ગામના કોઈ કોઇ જાગતાં હતા. એ એકદમ ભેળા થઇ ગયા ને માન્યું કે ડેરાનાં માતાજી ને મારાજ રાડયું દે છે જરૂર કાંઇક દુઃખ હશે.

પચીસેક જણ લાકડિયું, કુહાડીઓ લઈ ડેરે આવે ત્યાં આશ્રમમાં ડુંગરનો બાવો મારાજ અને માતાજીને ધમકાવે છે. વાસોડાના મ્હેર દાયરાએ આ ભોરંગનાથ ને પકડયો ને કહ્યું "કે તારા ભગવા ભેખને લઇ જાવા દઇએ છીએ, નકર તણેં તો મારે ને દાટે દેવો જોયે. ભાગે જા, વાસોડાની હદમાં ગરતો નહિ" માધવજી મારાજ ને ગોદાવરી બાઇનું આ પ્રકારનું છેલ્લું સંકટ ગયું. સુખ શાંતિપૂર્વક રહેવા લાગ્યાં.

હવે તો મારાજ ને માતાજી ઉપાડ્યા ઊપડે નહિ એવાં માનીતાં થયાં વાસોદાના મેરામાં કે કોને ઘેર ઈંગારો ધૂપાય ત્યાં મારાજ ને માતાજી પહેલાં હોય ગામ તરફથી આવક પણ ઠીક ઠીક થવા માંડી આશ્રમમાં કોઈ આવે તેને ચા, પાણી પાય રોગલા જોગ હોય તો જમાડે પણ ખરાં મારાજને ગોદાવરી બાઇ એવી રીતે રાખે કે એને નવરાવવા ધોવરાવવા એના પથારી પાગરણ સ્વચ્છ રાખે મારાજને કપડે દાગ ન થવા દે એના કપડા બગલાની પાંખ જેવા કાનમ હોય આશ્રમ એવો સાફ સૂફ રાખે કે એમાં પેસતાં જ છીંકુ આવે માધવજી મારાજને બીડીનું બંધાણ પણ આશ્રમમાં બીડીનું ઠુંઠિયું ન ભાળો ગોદાવરીબાઇ કાઇને કાંઇ કામ કરતા જ હોય તમે એને નવરાં તો જુઓ જ નહિ વળી વધુ બોલવું નહિ પૂછો એનો જ જવાબ માતાજી આપે શાંત ને સૌમ્ય ચહેરો સ્હેજ ભીનો વાન મુખ ઉપર આછા શીળીના દાગ પણ જાણે માધવજી મહારાજની આજ્ઞાએ જ નારી રૂપ લીધું હોય એવાં ગોદાવરીબાઇ !

માધવજી મહારાજનું ક્યારેક આંખ, માથું દુખે ત્યારે ગોદાવરીબાઇ ઉદાસ બની જાય ગોદાવરીબાઈ માધવજી મહારાજને આટલા આટલા સાચવતાં છતાં મારાજનો સ્વભાવ એવો કડક કે ગોદાવરીબાઇને મારઝૂડ પણ કરતા કારણમાં નવરાવતી વખતે બદલવાનું ધોતિયું લાવતાં વાર લાગે કે સવારમાં દાતણ કર્યા પછી ચાને મોડું થતાં માધવજી એટલા બધા ગુસ્સે થઇ જાય કે તાડૂકીને લાકડી લઇ ગોદા-વરીબાઇને મારવા દોડે હવે પોતાને સૂઝે તો નહિ તોય ! પણ ગોદાવરીબાઇ એકદમ માધવજી મારાજ નજીક આવીને એની લાકડી પડખે લાગે એમ ઊભા રહે, ને કહે લ્યો, મારો એટલે મારાજ ભડૂસ ! ભડૂસ ! પરોણાના મેઠ ઘા માતાજીને કરી લ્યે માતાજી જાણે કાંઇ બન્યું જ નથી એમ માની મહારાજને કોરૂ ધોતિયું કે ચા હથોહથ આપે

ગોદાવરીબાઈ એમ વિચારે કે 'મારાજને મારા ઉપર રીસ ચડી છે ને મને મારવી છે, હવે એમને તો દેખાતું નથી એટલે મને આમાને કેમ મારી શકે ? તો હું જ પાસે ઊભી રહું તો મારાજને મને મારવાની સગવડ રહે ને તેનો ક્રોધ શાંત થાય'

વાતેય સાચી માધવજી મહારાજ એવા રીસાળ કે જો ગોદાવરીબાઇ એનો માર ન ખાય તો પોતે છાતી કૂટવા મંડે વળી આ બેય માણસની તકરારમાં કોઇ ગામનોકથીય વચ્ચે પડાય નહિ જો મારાજને ઠપકો આપે તો પણ માધવજી મારાજ કપાળ કૂટે, એના ખારા પછી એને કોણ વારે ?

માધવજી મહારાજ પોતે કહે છે કે, 'હું કેટનો નગણો કહેવાઉં કે ઉત્તમ શીલ ને ચારિત્ર્યવાન સ્ત્રીના ઉપકાર ભૂલી જાઉં અહો સ્વભાવ કેવો બળવાન છે ! એની દવા જ નથી'

એક દિવસે ગોદાવરી માતાનો ખરી કસોટીનો સમય આવ્યો મા'રાજ આંધળા પણ બડો પુરુષાર્થી કાં માળા ફેરવતો હોય, કાં કાંઇ પણ કામ કરતો હોય સખણો ન રહે સૂઝે નહિ તોય આશ્રમના ફૂલઝાડના ખામણાં સાફ કરે એમાં તે દી આશ્રમની વાડ સરખી કરતાં માધવજી મારાજને સર્પ કરડ્યો ગામે ઘોડા દોડાવી ઉતારવાવાળાને તેડાવ્યા પણ ઊતરે નહિ લોકોને મારાજની ઉપાધિની સાથે ગોદાવરી માતાની વ્યાધિ થઇ પડી માતાજી કહે 'હું વાવમાં પડું' દોટ દયે ગામના બાયુએ ઝાલીને સમજાવ્યાં કે 'માવડી ! મારાજને કાંઈ થાય પછી કૂવે પડજે ઉતાવળી થા માં'' બગસરાના ડૉકટરે ઇન્જેકશનથી માધવજી મહારાજને સર્પ ઉતાર્યો ત્યારે માતાજી સમજ્યાં

આવી જોગમાયા જેવી ગોદાવરીબાઇને ભયંકર એવો કેન્સરનો રોગ થયો માધવજી મારાજે સારવારમાં ખામી ન રાખી પૈસા ટકાની મૂડી માતાજીના મંદવાડમાં ખર્ચાઇ ગઇ ગોદાવરીબાઇએ ના પાડી છતાં પંઢરપુર પત્ર લખી એના ભાઇઓને તેડાવ્યા તે આવ્યા ખરા પણ બહેનને હેત કે ઉમળકો ન આવ્યો મળીને એના દેશમાં ચાલ્યા ગયા

ગોદાવરીબાઇને એના ધણીની જ ચિંતા હતી કે 'મારા મરણ પછી મારાજનું કોણ ? એને કોણ સાચવશે ?'

માધવજી મારાજે ગોદાવરીબાઇને જામનગર હોસ્પીટલમાં દાખલ કર્યાં પણ પાસે પૈસો ન રહ્યો. કોઇએ કહ્યું 'ફલાણા શેઠ પાસે પહોંચો, દયાળુ છે. મદદ કરશે.'

શેઠની ઓફિસે મારાજને દોરીને કોઇ લઇ ગયું. એને કાયમ દોરનાર તો પથારીવશ હતું. શેઠ તો મળ્યા પણ કહ્યું કે: "હવે હું મદદ કરતાં થાકયો છું, મને હવે શ્રદ્ધા નથી." મુનીમને કહ્યું : "આને પાંચ રૂપિયા આપજો."

માધવજીને દોઢસો રૂપિયાની જરૂર હતી. પાંચ રૂપિયાએ શું થાય ! ન લીધા.

મુનીમે કીધું, "મારાજ, કાંઇ જાણતા હો તો દોરો કે આશીર્વાદ આપો ને શેઠનો દીકરો ગાંડો થઇ ગયો છે, ઇ જો સારો થઇ જાય તો તમે માગો એટલા રૂપિયા શેઠ આપશે."

માધવજી મહારાજ કહે "અરેરેરે ! મારો દોરો જો અટાણે ચાલતો હોય તો મારી ઘરવાળીનો જ રોગ મટાડી દઉં ને !"

જાણકાર કહે : "મારાજ ! લાગે તો બાણુ નકર થોથાં. શેઠના છોકરાનો દોરો કરોની !"

ડૂબતો માણસ તરણું પકડે એમ મારાજે શેઠના છોકરાને દોરો મંત્રીને બાંધ્યો. શેઠપુત્રને સાવ સારૂં થઇ ગયું. શેઠે માતાજીની સારવાર માટે હજારો રૂપિયા ખર્ચ્યા. પણ કેન્સરે ગોદાવરીબાઇનો પ્રાણ લીધો. માધવજી મારાજને અને માતાજીના દેહને શેઠની મોટર જામનગરથી વસોડા મેલી ગઇ. વસોડા ગામે માતાજીના દેહનો અગ્નિ સંસ્કાર કર્યો. માધવજી મારાજ હવે આશ્રમમાં એકલા રહે છે, ગામ એને સાચવે છે.

---

**નોંધ:**– ગોદાવરીબાઇના મૃત્યુ સમાચાર મને ખાંભોદર મળતાં માધવજી મહારાજ પાસે હું ખરખરે ગયો. ખુલ્લા મકાનમાં મારાજ એકલા ફાં ફાં મારતા હતા. મારો અવાજ ઓળખી, દોડીને મારી પાસે આવી રોઇ પડયા. અંધની આંખ્યુંમાંથી આંસુડાની ધારૂં આપણને વધુ કરૂણામય બનાવી દે છે. હું પણ શોકમાં ઘડીભર ગરકાવ બની ગયો.

*

બાઇ કો'ને કિયો દેશ !
વનમાં ચાલ્યાં રે સીતા બાળુડે વેશ.
રામ લખમણ વન ચાલિયા ને સાથે સીતા નાર,
ત્રણે જણાં પંથે પડયાં. એને પૂછે પૂરની નાર-બાઇ કો'ને.
પૂછયા સરખી વાત રે બાઇ, પૂછું છું હો નાર,
રોષ ન આણો રૂદે, અમે ગામડીઆં ઘરનાર–બાઇ કો'ને.
આવા રૂપાળા બે બટાવડા, ને સરખા સરખી જોડ,
આમાં તમારો સ્વામી કિયા, થઈ અમારે હોડ–બાઇ કો'ને.
ઓતરાખંડમાં અજોધ્યા, ને એ અમારું ગામ,
સસરો મારે ભૂપત ભારે, દશરથ એનું નામ–બાઇ કો'ને.
રાજા પાસે વચન માગ્યાં, માગ્યાં પોતાને કાજ
પોતાનાંને રાજ આપ્યાં, અમને તો વનવાસ-બાઇ કો'ને.
ગોરા છે મુજ દેરીડા, મુજ સ્વામી ભીને વાન.
નયણાં કેરી સાન કરીને, ઓળખાવ્યા ભગવાન-બાઇ કો'ને.

# ચારણી સાહીત્યમાં નારી

રતુભાઈ રોહડિયા

મારાં સ્વ. માતુશ્રીને નવરાશે મારી પાસે પગ ચંપાવવાની પ્રીતિ ભરેલી આદત હતી. એટલે દરરોજ બપોર સાંજ ખાટલાની પાંગતે બેસાડીને મને પગ દબાવવાની આજ્ઞા કરે.

આ રીતે એક દિવસ હું પગ ચંપી કરતો હતો, અને માતાજી આડે પડખે માળા ફેરવતાં હતાં. ત્યાં મારી ભાણેજ આવી. થોડી આડી અવળી વાતો કરી મને કહે :

"મામા, તમને કોણ વધુ વા'લું, મા કે બાપુ?"

મેં ધડ કરતાં કહ્યું "મા"

ડોશીને લાગ્યું હશે: પોતે જીંદગી જીતી ગયાં છે. એક માતા માટે આનાથી વધુ ગૌરવ કયું હોઈ શકે? જિંદગીમાં પ્રથમ વારજ ખાહીતને મુખે પુત્ર આવો એકરાર કરતો હોય એ ઘડી ધન્ય કેમ ન કહેવાય?

આજે ડોશી હયાત નથી, પણ મેં જે જવાબ આપ્યો છે તે મારા એકનો જ નહીં હોય, જગતનાં અધિક નરનારીઓનો પણ હશે એવી મને ખાત્રી જ છે. જગતના બધા મહાપુરુષો પણ એક જ વાત-માતાની મહના કથી ગયા છે. દરેક ધર્મોમાં પણ એ જ ઉપદેશ નથી થયો?

એટલે જ કવિકુળ એવા ચારણકુળમાં માતાનું-જગદંબાનું મહાત્મ વધુ વિલમી રહ્યું છે. પરમેશ્વર જેવા પરમેશ્વરને પણ નારી થવું પડ્યું, ત્યારે જ કવિશ્વરોએ આરાધ્યો.

એથી જ ચારણી સાહિત્યમાં ઠેર ઠેર નારીની મહત્તા ગવાઈ છે. નારીનાં રૂપ, ગુણ, પ્રેમ, ત્યાગ, વાત્સલ્ય, ઔદાર્ય, બુદ્ધિ, વીરતા, અને શક્તિનાં ગાણાં ગાતાં ચારણો થાકયા જ નથી.

આ વિશાળ કવનમાંથી શું આપું, શું ન આપું? તે જ સવાલ છે. તોય સાગરમાંથી કેવળ અંજલિભર કશુંક આપવાનો પ્રયાસ કરું છું.

૧

મહારાષ્ટ્રમાં બ્રાહ્મણોએ મરાઠાવાથી રાજ બથાવી પાડીને પેશ્વાઇ સ્થાપી કર્મે બ્રાહ્મણ મટી ક્ષત્રિય થયા.

આ પરંપરામાં પૂનામાં નાગયણરાવ પેશ્વા થયો. તેને તેના કાકા રાઘોબાએ દગાથી કાપી નાખ્યો. પેશ્વાઈ પચાવી પાડી

ભલભલા મરદો ત્યારે મૂછ નીચી કરી ગયા હશે, પણ નારાયણરાવની માતા ગોપીકાબાઇએ માથું ઊંચક્યું ને રાઘોબા સામે તરવાર ઊઠાવી. એ પરાક્રમી નારીએ દિયરને હરાવીને નસાડયો.

મહારાષ્ટ્રની એ વીરનારીના પરાક્રમે ગુજરાતના એક ચારણ કવિની છાતી ફાટફાટ થઇ જગદંબા સરખી એ નારીમાં પરાક્રમાનાં જ દર્શન કર્યા હશે

નામ છે એનું કવિ રમણજી મોતીસર. ગુજરાતનો ચારણ કવિ મહારાષ્ટ્રી નારીમાં ક્ષત્રિયવટ-વીરતા જુવે છે એનું હૈયું હીલોળે ચડે છે. એમાંથી ગીત રચાય છે કાપની સંજીવની ગોપીકાબાઇને અમર કરીને ઈતિહાસને પાને અવિસ્મરણિય કરી દે છે:

દશે દેશ ધાધરે હેકણી ફ્ર હોયે
ગરદ પત્ર વટ હુઆ સુરચંદ ગો આયે
બાર ભાયાં સજ્યા ગોપીકાબાઇએ
ભાજિયું દેવર રૂ કટર ભોજાઇએ ..૧

બધા દેશો એ ધાઘરા-નારીને કારણે બધી અસ્થિર-એકના બે (પરાજીત) થઈ ગયા. પહાડો સૂકાં પાન જેવા બની ગયા, સૂર્યચંદ્રને પણ આ નારી માટે ગૌરવ ઊપજ્યું.

રાણી ગોપીકાબાઈએ પોતાના સરદારોને તૈયાર કર્યા. અને એ ભાભીએ દિયર રાઘોબાના દળને ભાંગી કાપી નાખ્યું.

અધઘડી તેગ 'ઝાલી નહીં' અગાઈએ
નેગ ગણી નપુંસક તણો જશ ન ગાઇએ
શંક ધરિયો નહીં સાંકડી સગાઇએ
લાખ દળ વેરિયાં ભાઇ રી લુગાઇએ...૨

એ કાયર રાવોબા અને તેના સરદારોએ રાણી સામે અર્ધી ઘડી પણ શસ્ત્રો ઝાલ્યાં-ચલાવ્યાં નહીં, માટે હે સત્યના આગ્રહી નિતીમાન કવિશ્વરો ! એ પૌરૂષવિહીનનો યશ ગાશો જ નહીં.

દિયર ભાભીનો નજીકનો નાતો એ ગોપીકાબાઈએ ધ્યાનમાં લીધો જ નહીં. આ રીતે ભાઇની પત્ની (ગોપીકાબાઇએ) એ દિયર (રાવોબા)નાં જાડાં દળને કાપી નાખ્યું.

મૂંછ ઉતારિયું નૂર વેહમાણીએ
વળે તાઇ હેડંબચી તેણ વાખાણિએ
પરો કાઢયો ખરો સમંદ્ર ચે પાણિએ
રઘુ મહારાજને ગોપીકા રાણીએ...૩

—એ બ્રાહ્મણિયે મરદોની મૂછોનાં પાણી ઉતારી નાખ્યાં. ફરીથી હું (કવિ) એ હેડંબાની માસી સરખી મહાકાય નારી ગોપીકાબાઇને વખાણું છું કે જેણે રાવોબા જેવા નરને સંગ્રામમાં પરાજિત કરીને સાગરની પેલીપાર તગડી મૂકયો.

તેમ ભાખે મસર હસે લે તાળિયું
બારણે બારણે બૂઢિયું બાળિયુ
ફેસીએ લજાવ્યાં પાઘડી ફાળિયું
વંચી પોરસ કરે ઓઢણા વાળિયું...૪

—આ વાતને વ્યંગ પૂર્ણ રીતે એક બીજાને કરતાં ઘરે ઘર આબાલ વૃદ્ધ સ્ત્રીઓ એક બીજીના હાથમાં તાળિયો આપતાં હસતી હતી. કાયર એવા રાવોબાએ પાઘડી ફાળિયાં-પૌરૂષની નિશાની લજવ્યાંની વાત કરતાં સાડી પહેરવાવાળી-નારીઓ (રાણી ગોપીકાબાઇ માટે) ઘણો પોરસ-ગૌરવ કરતી હતી.

આવી વીરાંગનાને બિરદાવનારો આપણો ગુજરાત-સૌરાષ્ટ્રનો જ એક કવિશ્વર હતો એનો પોરસ આપણો પણ કરવો જ રહ્યો.

૨

ગયા જમાનામાં સિંહણ મૃગની એક વિલોમ પ્રેમકથા હશે. એ પણ ઠીક ઠીક લાંબી હશે. પણ આજે તો એ કથાની અસ્થિ-કરચો જ હાથ આવે છે. માત્ર ચાર દુહા જ મળ્યા છે.

નારી માત્ર બલિદાનની મૂર્તિ, છો ને પછી તે માનવને બદલે પશુ નારી હોય. એ પોતાની ભાવના પાછળ ખપી જવાની જ. સિંહણ મૃગની પ્રેમકથા કોઈ ચારણ કવિએ માનવ પ્રેમકથાને અનુલક્ષીને પણ પશુ રૂપક યોજીને રચી હોય. મૃગનો મૂળ અર્થ સિંહ થાય છે.

એમાં ભરપૂર ત્યાગ બલિદાનની ભાવના સભર પ્રીતિ વિલસે છે. અંતે સિંહણનું બલિદાન એના નારીત્વને ઓપાવી જાય છે.

જારૂં જીવ તવ કાજ, જો પ્રિતમ અંતર પરૂં?
સંધની કે કળ લાજ, જો મૃઘ પેલી નહીં મરૂં ...૧

—પ્રિયતમ ! મૃગ ! જો મારી અને તારી વચ્ચે કશુંયે છેટું પડયું તો મારો આત્મા દુઃખ શોકની પ્રજવલિત આગમાં બળ્યા કરશે. વ્હાલમ ! જો તારાં પહેલાં ન મરૂં તો મારૂં સિંહણનું કુળ લાજે.

હે મરવું હેકવાર, હું જીવકું લાલચ કરૂં
એ ન હોય કરતાર !, જો કહુએ અંતર ધરૂં...૨

—સહુ કોઇને એક દિવસ મૃત્યુનો ગ્રાસ થવાનું તો છે જ, તો પછી હું શા માટે મોતથી ભય પામીને જીવવાની લાલચ રાખું ? અરે, ભગવાન ! હું મારા પ્રિયતમથી જુદાઇ રાખું- મરવામાયે છેટું રાખું એ વાત તો કયારેય બનશે નહીં.

મો ગળ બાંધી પ્રિત, મૃઘ કું તો શોભા ભઇ
અબ મરવે કી રાત, અંતર જ ન પાડે દઇવ....૩

—જે થવું અશકય છે એ કરીને મારી સિંહણની સાથે-મારા પ્રાણ સાથે પ્રીતિ બાંધીને આ મૃગે તો પોતાની જાતને શોભા અપાવી છે. પણ હવે જ્યારે પ્રણય માટે મોતને ભેટવાનો અનિવાર્ય ચિરસ્તો પાળવાનો સમય આવ્યો છે. ત્યારે હે દૈવ ! તું

અમારી વચ્ચે જુદાઇ – છેટું પાડીશ મા.

મૂઓ પે મરજાઉં, કુંન જાને કેશી થઇ
સાચી પ્રિત સુનાઉં, મૃધ પેલી સંઘન મૂઇ....૪

–આ મૃગ મરે તે પહેલાં જ મૃત્યુને ભેટું, પછીથી તો કોણ જાણે શું યે થાય ! માટે પ્રીતની સાચી રીત સમજાવું–સંભળાવું, (મૃત્યુ આગમું) તે જ યોગ્ય છે. આ રીતે વચનો કથતી તે સિંહણ–મૃગ પહેલાં જ મૃત્યુને ભેટી.

૩

કદરદાની પણ નારીની જ. એ દુશ્મનની પણ કદર કરી જાણે છે. પોતાના જીવનને કરનારની વીરતાને પણ નારી વખાણી શકે છે. આપણે ય એની સાગર પેટાઈનાં વખાણ કરવાં જ રહ્યાં.

દુર્ગાદાસ રાઠોડ વીર અને સ્વામી ભક્ત લેખે નામના કમાઇ ગયો. પતિના શત્રુની વીરતા નારીના હૈયામાં કેવો ભાવ જગાડે છે ! એક ચારણ કવિએ દુર્ગાદાસના શત્રુઓની પત્નીઓને મુખે જ વાત–ભાવ કહેવરાવીને આપણને એક મોતી જેવું બહુ મૂલુ રસ સભર કાવ્ય આપ્યું છે. કાવ્યની યુક્તિ અનૂપી છે. શત્રુનારી પોતાનાં નૈરાસ્યમાં જ પ્રચ્છન્ન રીતે દુર્ગાદાસની વીરતાની પ્રસંશા કરે છે. કવિએ ભારે સુમેળથી શૃંગાર અને વીર બન્ને રસો પ્રયોજ્યા છે.

રિમહર ચી ધરણ ભણ અમ રાણા
સાર વિઆ અનિ રાઇહરા .
કંત ! માથે થારે દત કમંધ જ
કૂંજર દંત કંમ ચોળ કરા...૧

–અરે ઓ રાઠોડ રાજા, દુર્ગાદાસ ! તારા શત્રુઓની નારીઓ ગ્રહીણીઓ પોતાના પતિ પ્રત્યે કહે છે કે, તારા (દુર્ગાદાસ) સિવાયના અન્ય રાજાઓ સત્વ (વીરતા) વગરના થઈ ગયા છે. હે નાથ ! તારે માથે કબંધના બિરૂદધારી રાઠોડ દુર્ગાદાસરૂપી કાળના દાંત બીડાઈ રહ્યા છે. એવે સમયે હું કયા હોશે હાથી દાંતને–મારા ચૂડલાને રાતા રંગે રચું ?

અરિ રિ ધરણ ભણે અસાઉત
બજાડે ત અરિહર ઘરબોળ
આહવે સાંમ સરસ ભૂએ વરો
કેમ કરી ચૂડ ચડે કંકોળ ?

–અરે આસાજીના પુત્ર, દુર્ગાદાસ, વેરીની પત્નીઓ આમ કહી રહી છેઃ તેં તારી તરવારના પાણી વડે વેરીઓનાં વંશજોના ઘરો બૂડાડી દીધાં છે. આ પૃથ્વીમાં મહાવીર એવો તું અમારા સ્વામીઓ સાથે સંગ્રામમાં હો ત્યાં કેમ કરીને અમારે ચૂડને લાલ રંગ ચડે ?

અનડ હરા ખળંગી અંમ આખે
ખળદળ ભાંજણ હાર ખગાં
રે, તું નાઉ કશળ નહ રાખે
રહે ન ચૂડાકા કેમેય રંગાં

–અનમીવીરોના વંશજ એવા રાઠોડ, દુશ્મનોની અર્ધાંગનાઓ આમ કહે છેઃ ખડગવડે અરિદળોને કાપી નાખનારો એવો તું, સંગ્રામમાં, અરેરે, મારા પતિને કુશળ–જીવતો તો નહીં જ રાખે. એટલે કેમેય કરીને મારા કરવલયનો કસૂંબલ રંગ તો રહેશે જ નહીં.

શાત્રવ કળતક હેડા કરશી
સજડે તંમ કિયા સહી
અણરંગિયા ચૂડા ઉતરિયા
રંગવા ચી ખાલી રહી ૪...

–ઓ મારૂરાવ દુર્ગાદાસ તું શત્રુના કુળ સુદ્ધાંનો ઉછેદ કરી નાખીશ. એમ તારા શત્રુની અર્ધાંગનાઓ કહેતી હતી. તે પ્રમાણે જ તરવાર વડે કરી બતાવ્યું.

એથી વેરીઓની નવવિવાહિત નારીઓના હાથીદાંતના ચૂડલા રંગ્યા વગર જ ઊતર્યા–તેઓ વિધવા થઇ. ચૂડાને લાલ રંગવાની હોંશ તો તેમના મનની મનમાં જ રહી ગઇ.

૪

'ભલિયું વણ ભલા, નર કોઇ નિપજે ના' એવો દુહો કાંઇ ખોટો ગવાયો નથી. ગાનારો સારી જિંદગી નારીઓના જીવન–મનના ખૂણે ખૂણે શોધી વળ્યો હશે. છેવટે ઉપરના અર્ધચરણમાં સાર આપીને સાગરને ગાગરમાં જ સમાવ્યો.

આપણેય એ વીરતાપર ઓળઘોળ તથા નારીના મનોવૈભવને નિહાળીએ.

એક ઉંમર લાયક રાજપુત કન્યા માટે વરની શોધ થતી હતી, તે વેળા જેની નસેનસમાં ક્ષત્રિય-વટનો નશો–ભાવના વ્યાપી ગઈ છે એવી એ રાજપુત કુમારીએ માતા પાસે હૈયું ખોલ્યું.

પ્રગટ રીતે રાજવણ કહે છે: "કાયરની શય્યા–આગી નહીં થાઉં." પણ એ મનોભાવનામાં પ્રચ્છન્નરીતે કાયરની માતા થવાની અનિચ્છા પણ વ્યક્ત થઈ જાય છે. કાયર પતિથી કાયરપુત્રો જ થાયને!

સમગ્રભાવ કાયરતાનો વિરોધી છે. વીરપતિની ઇચ્છામાંથી ઉદ્‌ભવેલો આ ભાવના આવેગ છે. સાથે શૃંગાર–વીર બન્ને રસોના તાણાવાણા વણાઇ ગયા છે.

જરા સાંભળો, ક્ષત્રિયકુમારી શું કહે છે?

રાઉ લડે ભડ ઊગરે, નર કે' શો પો' માયે
તેણિ આગળ કસ ખોલંતી; લાજ મરૂં હે માયે..૧

—રાજાઓ સંગ્રામ ખેલે, ત્યારે યોદ્ધાઓ બચીને ભાગે! આ પૃથ્વીમાં, એવા પુરુષો શા માટે થતા હશે? અરે ઓ મા! એવા કાયર નર આગળ મારાં કાપડાંની કસો છોડતાં હું તો લાજ–શરમથી મરી જઇશ.

કડિયાં કટારી થકાં; ઘર હથિયારૂં જાએ
તેણિઆગળ કસ ખોલંતી, લાજ મરૂં હે માયે..૨

—કમ્મરમાં કટારી હોવા છતાં ય જેના હાથમાંથી પોતાનું ઘર–સંપતિ ચાલ્યાં જાય છે–પારકાઓ લઈ જાય છે. ઓ મા! એવા કાયરનર આગળ મારા કંચુકીબંધ ખોલતાં હું તો લાજી જ મરીશ.

ઘોડા પાખર સો અસલે, સીમજ રૂંધ્યા જાણ
તેણિ આગળ કસ ખોલંતી, લાજ મરં હે માયે. ૩

—જેને પોતાની જ સીમમાં અટકાવીને શત્રુઓએ શસ્ત્ર-બખ્તર, પાખર સાથે અશ્વપણ પડાવી લીધો છે, એવા નામર્દ પુરૂષ પાસે મારું ઊરવસ્ત્ર ખોલતાં ઓ માતા! હું ક્ષોભ–શરમથી મરી જ જઇશ.

શિશ ઝટકો જે સહે, સાચી કિયાંક રોડ
તેણે આગળ કસ ખોલશું, લાંબી બાંહ મરોડ...૪

—જેણે શત્રુઓ સામે સામી છાતીએ માથાના ઘા સહ્યા હોય, એવા શૂરવીર નર પાસે તો ઓ મા! હું મારી બાંહોને અલબેલા વળાંકો આપી ને કંચૂકી બંધ ખોલીશ. બાકી-આજે તો પૂછવાનું મન થાય છે.

મરણો દેણો મારણો, શરણાયાં સાધાર
કો' એ રાણી કેથ ગઇ, જણતી જે જોધાર?

૫

નારી કેવળ વીરાંગના જ નથી. બીજું ઘણું છે. માણસના હીર પારખનારી–ઝવેરી પણ છે. એની બુદ્ધિ તિક્ષણ અને નજર લાંબી છે. કેવા કેવા માણસો પાસે રાખવા એની એ પતિને સલાહ પણ આપી જાણે છે. ધ્રોળના ઠા. જશાજીને એનાં રાણીએ કયાં નહોતું કીધું કે:

થોડા બોલો ઘણુ સહો, નહચે જો નેઠાહ
સો પરવાડા આગળો, મિત્ર કરી જે નાહ[1]

તો આપણી વીરાંગના પણ પતિને કહે છે:

હાકાં વાગા ધીર મન, ચંત ન ફાકા હોય
ઓને મ.રા ઠકકરાં! હિરા જયેં ગળ પાયે....૧

—સંગ્રામમાં હાકલ–પડકાર થયે જેનું મન ધીરજથી ભરપુર રહે છે, ચિત્ત વ્યાકુળ થતું નથી. એવા વીર ને તો હે સ્વામી, તમારે હીરા માફક ગળે બાંધી રાખવા.

હાકાં વાગા ધીર મન, પરત ન ફેરે પીઠ
ઓને મારા ઠકકરાં! આદર દીજે અઠ્ઠ...૩

—યુદ્ધનો લલકાર થયે જેમનું મન સ્થિર–ધૈર્યવાન રહે છે. અને જેઓ એવે સમય પીઠ ફેરવીને નાસી જતા નથી, એવા વીરોને તો ઓ નાથ! આપણે આંગણે ઘણા આદરમાન દઇને રાખજો.

---

૧ કવિવર ઇસરદાસજી કૃત 'હાલાં ઝાલાં રા કુંડળિયા' માંથી.

શવતિઆં ! રાણી કહે, તારું ભલું કે જતન ?
તૂટે તા ગૌ રહે, સોહી દિહાડો ધન....૩

–રાણી પૂછે છે "સરદારો ! આ કાયાનાં જતન સારાં કે ત્યાગ ?" ત્યારે સરદારોએ જવાબ દીધો: 'જે દિવસે આ કાયા શસ્ત્ર વડે કપાઈ જાય અને કુળ ગૌરવ અવિચળ રહે એ દિવસને ધન્ય છે.

ત્યાગ બલિદાનની ભાવના જોઇને ચારણ કવિથી મૂંગા નથી રહી શકાયુ

એક મીંદડીએ કૂતરાંઓના ટોળાં સામે બચ્ચાના રક્ષણ માટે લડીને મરણ નોતર્યું. આડે દહાડે છેટેથી એકાદ કૂતરું જોઈને યે ઊભી પૂછડીએ નાસી જવાની વૃત્તિવાળી મીંદડીને બચ્ચાં માટે એ સ્વભાવગત વૃત્તિને તજીને કૂતીળ સામે સામી છાતીએ ઝૂઝીને સ્વરગાપરના ઊજળાં પરિયાણ કરતી જોઈએ બલિદાન–ગાથા રચી.

નર બિલાડો તો કૂતરાનો ઘૂરકાટ સાંભળીને જ કયું નો યે છૂ થઈ ગયો હોત, પણ આતો નારી હતી, માતા હતી, એનાથી ભગાય કેમ ? એના પગે માતૃત્વના ગૌરવની કુદરતી સાંકળો પડી ગઈ હશે ને !

મળે બલાડી કૂતરાં વેઠ માતી મસંદ
જણા લઇ કશગ કેમ ઘરે જાશી ?
પિછે રા વાસ વચ આવ ઠાડી પડી
ન જાવા જીવતી પામ નાશી ..૧

કૂતરાં અને બિલાડી નો ભેટો થતાં મહાયુદ્ધ મચ્યું. જ્યાં બિલાડો રહેતો હતો એ ઘરના ફળીમા શ્વાનદળ વચ્ચે એ મીંદડી ઘેરાઈ ગઈ, કૂતરાઓ તેને કહેવા લાગ્યાં ! "તું તારાં બચ્ચા લઇને અમારી વચ્ચેથી સલામત કેમ કરીને જાઇશ ? અર્થાત્ નહીં જ જઈ શકે. ઘણીવાર અમારા પંજામાંથી છટકી જનારી એવી તું આજ અમારા સકંજામાંથી જીવતી જવા પામીશ નહી.

આઠ દશ કૂતરાં, મની પંડ એકલી
સેટીઆં લેટીઆં ન કે સારાં
મૂજ ઊભે બચ્ચાં કેમ મારાં મરે?
મૂવા કેડ બચ્ચાં મરે મારાં...૨

–આઠ દશ કૂતરાનું ધીંગુ દળ હતું. બચ્ચાં સહિતની મીંદડી એકલી–નિસહાય હતી. પૂંછડે અને શરીરે લટૂરિયાંવાળાં કૂતરાંઓ ઘણાં ભૂંડાં–ક્રૂર હતાં એમને બિલાડી કહે છે : "હું જીવતી હોઉં ત્યાં લગી મારાં બચ્ચાં કેમ તમારાથી મારી શકાય ? મારા સંતાનોના પ્રાણ તો મારા પ્રાણ લીધા પછી જ તમે લઈ શકશો– પહેલાં નહીં"

ઉપડે નૂર ઝટ લથ્થ બથ્થ આવિયાં
ઝંઝેડી પૂ છ રે ગ ળે આ લી
કુશળ રાખવા બચ્ચાં ડીલ ભૂકકા કિયા
હરિ ભજતી મની સરગ હાલી ૩

–અને એ માંજારીને મુખે માતૃત્વનું ઊજળું તેજ ઝળહળ્યું તુરત જ એણે શ્વાન કટક સાથે પંજા દાંતો વડે–દારૂણ મલ્લયુદ્ધ ખેલ્યું કૂતરાંઓએ બિલાડીને ગળેથી–પૂછડેથી ઝાલીને ઝંઝેડી–ચૂંથી નાખી. આ રીતે મીંદડીએ સંતાનોને સલામત રાખવા શરીર ભંગાવી પ્રાણ તજ્યા, અને પછી એ માતા હરિનું ભજન કરતી સ્વર્ગને પથે પળી.

૭

એક યોદ્ધો શૂરવીર એ નર છે, પણ અનેક યોદ્ધા–શૂરવીરોનો સમુહ સેના એ નામે સ્ત્રીલીંગમાં સંબોધાયા છે. એટલે જ લોકો 'ફોજ આવી, સેના આવી' એમ કહે છે. ધન્ય છે આપણા વૈયાકરણીઓને કે જેમણે આ રીતે પ્રતિપાદિત કર્યું કે નર કરતા નારીનું મહત્વ વધુ છે નહી તો નરો સમુહરૂપે નારીવાચક કેમ બને ?

સદાકાળથી ચારણો શૂરવીરોને વરરાજાની ઉપમા આપતા આવ્યા છે. એથી જ વીરોને 'કુંવારી ધડાંરો વિંદ' એવું સંબોધન કરતા આવ્યા છે, જેનો અર્થ થાય છે. "સેનારૂપી કન્યાનો પતિ" આ ભાવ લઇને વિપુલ કાવ્યો રચાયાં છે એવું વીરરસ સભર એક ઐતિહાસિક કાવ્ય એટલે કવિવર દુરશાજી આઢા કૃત "અમ જામની ગજગત" જાણીતું છે.

લગભગ ૨૦૦, વર્ષ પહેલાં જામનગરના જ જામરાયસિંહ ઔરંગઝેબની ફોજ સામે વીરતા પૂર્વક

લઈને કામ આવ્યા. ત્યારે કોઈ અનામી કવિએ એ જાડેજા વીરનાં લગ્ન ઘણા રંગેચંગે મુગલ ફોજ રૂપી શાહજાદી સાથે પોતાની પાતળી જીભે અનૂઠી વાણીમાં કર્યાં–વર્ણવ્યા. જાણે છોટી 'ગજગત' રચી નાખી. આપણે ય એનો રસ માણીએ.

કસણુ તાગે જુસણુ, કડાં કાંચૂ કસે
ભાળી અળે ઝળહળ નેયણુ ભાલા
વિદણી દલ્લી હુ ચલ્લી આવી વરણી
હવે તૂં મરણી પરણી જ હાલા

જેણે બખ્તરરૂપી વસ્ત્રો પહેર્યાં છે. ઊરસ્ત્રાણ રૂપી કંચૂકી કસીને પહેરી છે, અને ભાલાંઓરૂપી પાણીદાર અણિયાળાં નેણ વાળી છે. એવી આ દિલ્હીની લાડી પરણવા સામે ચાલીને આવી છે. તો હે જાડેજા રાયસિંહ હવે તું આ મૃત્યુ કન્યા સાથે સંગ્રામ રૂપી લગ્ન કરઃ

મદમત્તી ઉમની, વરહે અંગ મોડતી
આગરે હાલતી ઘણા ઘણુ આડી
કૂંત સૂં ટોપ ઘૂંઘટ વિકટ પરો કરે
લોહ રસ ઘસ લે ઘંધ કમસ લેલાડી...૨

—આ શાહી ફોજરૂપી શાહજાદી જુવાનીના મદથી છકેલી છે. કામવેદનાથી વ્યાકુળ થઈને બંકીછટાથી અંગ મરોડ રચે છે. અને એવી આ નારી આગરાથી વક્રચાલ–વિકટ કૂચથી આડ–રસ્તેથી ઉતાવળે આવી છે.

ભાલાંથી ટોપરૂપી ઘૂંઘટ કાઢી નાખી શસ્ત્રરૂપી રસ ધસી આવતાં આ રસીલી નારી સંગ્રામરૂપી ગાઢ આલિંગન હે રાજા, તને લઈ રહી છે.

રણિ સેવણે રાએસંગ ઊઠ લખધિર રા
ચડાવી તૂઝે વરમાળ ચાવી
કૂંઆરી ધાર સજ, સાર શણિંગાર કરી
એ કુંવર રાજના વરણ આવી....૩

—સંગ્રામના આશક એવા જામ લાખાના પુત્ર રાયસિંહ તું ઊઠ અને જો, આ સુંદરી તને ચાહીને વરમાળ પહેરાવે છે. આ અવિવાહિત શાહજાદી શસ્ત્રરૂપી શૃંગાર સજીને આ રાજપૂત, તારી સાથે સંગ્રામરૂપી લગ્ન કરવા આવી છે.

હસે ભટથાર ભડ ખરો રાઓળ હરો
પ્રગટ જુવે રમે જીત પાસો
હોઓ હથવાહ ગળે બાંહબાથાં હુએ
રણિ પલગે પોઢિયો જામ રાસો...૪

—ત્યારે એ રાવળ જામનો વંશજ વીર દુલ્હો ઉલ્હાસથી મુક્તમને હસ્યો. સંગ્રામરૂપી જુગારમાં એ જીતના પાસા નાખી રમ્યો. લડાઈમાં પોતાની ભૂજાઓ ચલાવીને એ શાહી ફોજરૂપી શાહજાદીને ગળે હાથ નાખી ગાઢ આલિંગન આપીને જામ રાયસિંહ તેની સાથે રણભૂમિરૂપી પલંગમાં પોઢી ગયો.

વાહ રૂડી રીતે જામને પરણાવ્યો, અરે! આપણા વર્તમાન કવિધરો ૧૯૬૫ના યુદ્ધમાં પાકીસ્તાન સાથે લડતાં શહીદ થયેલા આપણા વીરોને આજ રીતે પાકીસ્તાનની ફોજ રૂપી પઠાણજાદી સાથે કાં ન પરણાવે? એમની યે વીરતા કાંઇ કમ નથી.

૮

ધરતી એ નારી છે, લોકમાતા છે. પણ ક્ષત્રિયોએ પૃથ્વીને પત્ની રૂપે જ માની છે. અને એને માટે બાખડતા– મરતા મારતા આવ્યા છે. આજ ભાવનાને લીધે ક્ષત્રિયો લગાતાર દોઢ હજાર વર્ષ લગી મુસલમાનો સામે ઝૂઝતા રહ્યા છે. અને વીરતાનો અનોખો ઇતિહાસ સરજ્યો છે.

પૃથ્વી રૂપી લલિનાંગી નારીનાં અનેક કાવ્યો ચારણી સાહિત્યમાં છે. ધ્રાંગધ્રા તાબે પીંપળી ગામના કવિ હલુભાઈ મહેડુએ, જસદણ ધણી શેલા ખાચરને પૃથ્વી રૂપી સુંદરીને મોહેલીને વરવા આવેલી ઘણા હોંશથી પોતાની પાતળી જીભ વડે વર્ણવી છે. આ હલુ મહેડુ અગસરાના કવિ હતા

સજે સોળ શણગાર રૂપેરંગે શોભતી
ખેલની ખેલ ભારાથ ખેલા
પરજ રા સે ધણી ધનોં છૂટે પટે
ચાર ઘર વરણ ચંત ચાહે ચેલા....૧

—સોળે શણુગાર સજેલી વર્ણલાવણ્યથી શોભાયમાન, અને યુદ્ધરૂપી રમત રમતી, એવી આ ચારે દિશાની પૃથ્વી ખુદની તરવારવાળા અને ત્રણે પરગણાના ધણી શેના ખાચર તને વરવા ઇચ્છે છે, માટે તને રંગ છે

હેમ ચૂડા ઝાળળ, લાડ મખે હાલતી
લાજ કળ લોઅણુ રંગ ચોળ લાવી
અવર ભૂપ તજે નપુંસક આજરા
અગા વછરાજ રા ઘરે આવી ૨

ઝળહળતા સુવર્ણ કંકણોવાળી, લાડ કરતા મલકતા મુખે કુળની લાજરૂપી શરમના લાલરંગને નેત્રોનાં ખૂણામાં લાવતી આ પૃથ્વીના અનેક નામર્દ રાજાઓને તજીને આ પૃથ્વીરૂપી સુંદરી હે વાઘા ખાચરના પુત્ર, સામેથી તારે ઘરે ચાલતી આવી છે!

નેનણુ કાજળ બણે, પાઉ ઝાઝર નેવર
વાળ મોતી ઠવે કનક વરણી
પોહવી ભૂપાળ નરમાવ મૂકે પરા
પ્રથી ઓઢા હરા તુઝ પરણી ૩

—આંખોમાં કાજળ આંજી, પગોમાં રણઝણતાં ઝાંઝર નૂપુરો પહેરીને, વાળે વાળ મોતી હાંસેલી આ હેમવરણી પૃથ્વીરૂપી સુંદરી ઓ ઓઢા ખાચરના પૌત્ર, આ ધરતીના બીજા નિર્માલ્ય નૃપતિઓને હેઠા તજીને તને જ પરણી છે

મદમતી ઘૂમતી સેહજ ભૂભળ મખી
છત્રપતિ દો એજા પલા છોડે
ખાચરા રાઉ તૂ સાથ રિઝે ખરી
જરૂ વસધા વરી હાથ જોડે ૪

—મદોમસ્ત અને અસ્થિર, જરા બોગી મુખવાળી અનેક સ્થળે ઘૂમતી એવી આ પૃથ્વી બીજા રાજાઓનો છેડો છોડીને આવી છે અને ખાચર રાજા શેનાખાચર તારા પર સાચા દિલે રીઝી મોઈને આ સુંદરી વસુધા તને હાથ જોડીને ગરજથી તને પરણી છે

આવા રંગીના લગ્ન કરાવવા માટે એ રંગીના રાજા શેના ખાચરે કવિને નવાજી જ દીધા હશે પણ હવે તો 'તે હિના દિવસો ગતા' એ જમાનો પેઢી ગયો.

## અનુપમ અંબીકા

મલકત મુખ છલકત યૌવન, ધરા નૈના ઢાળતી,
પિતુ માત જે આજ્ઞા કરે તે પ્રેમપૂર્વક પાળતી,
વાલમ તણો થઈ વીરડો, સહુ બાહુને સંભાળતી,
કુળવાન એવી દેવ કન્યા, આંગણા અજવાળતી–૧

આપ્યું અમીરી, ચક્ષ્ય ધીરી કથને કામણ કર્યાં,
શણગાર સોળે સજ્યા સુંદર, ધન્ન આભુષણ ધર્યાં,
સોવન ઘડેલી સુંદરીના, પનોતા પગ પરવર્યાં
રધિ સમૃદ્ધિ સુખશાન્તિના, ભંડાર સૌભગ્યે ભર્યા ૨

ગિરિવર ગુફાની ગોદ બેસી ગહન જીવન ગાળતી
શક્તિ બળે રણચંડીકા, સામ્રાજ્ય પણ સંભાળતી,
ધરણી કરી અદ્દભૂત કરણી દીર્ઘ મુખ પર ધરતી,
એવી અનુપમ અંબીકની અંતરેથી આરતી–૩

—બળદેવભાઈ નરેલા

# નરણ ગાળ્યાનાં ફળ

બળદેવભાઈ નરેલા

ભાવનગરમાં મહારાજ વખતસિંહનાં રાજ. એ જમાનો ધારે એની જમીન અને મારે તેની તલવારનો. ઠાકોરે તલવારની ધારે છસો ને છાસઠ ગામ ઘરે કરેલાં.

એ કાળે રજપૂતો ભોમકાને માથા સાટે ગણતા. આઠ આઠ દિવસ સુધી ઘોડાના તંગ ઢીલા કરવા જેટલો પણ વખત ન મળતો. ડુંગરની અધોલ્યુંમાં સાવજોનાં એઠાં પાણી પીને દિવસો ગાળતા.

ઠાકોરને એક પરમાર રાણી હતાં. પણ મોરલી માથે મણીધર ડોલે એમ ઠાકોર પરમાર રાણીના પ્રેમના પીંજરે પુરાઈ રહેલા. આમ પરમાર રાણી સાથે ઠાકોરના લાખ લાખ રૂપિયાના દિવસો પસાર થઈ રહ્યા છે.

એમાં સમાચાર આવ્યા કે ખંભાતના નવાબ પાસેથી સિત્તોર હજાર કોરી રોકડી ગણી તળાજા લીધું છે તે નુરૂદ્દીન જેવા દગલબાજને હાથ પડી ગયું છે.

ઠાકોરે પોતાના ઉમરાવ ભા દેવાજીને હુકમ કર્યો કે તૈયાર થઈ જાઓ. ભા દેવાજીએ મોતીના દાણા જેવા વીણાઉ વીણાઉ રજપૂતો તૈયાર કર્યા. જરાળ દઈને રૂપિયાની છાપ ભૂસેડી નાખે એવા અવળ-કંધા રજપૂતો ભાની દેખરેખમાં લઈ તળાજા ઉપર ચડ્યા. ઠાકોર વખતસિંહ માટે કહેવાતું કે :

કસાં સાંસાં કેવિયાં, અંબર અધર અળેસ;
ત્રેવ ઓચિંતા ત્રાટકે, વીજ, ગરજ વખતેશ.

નુરૂદ્દીન ગઢમાં રહીને ગોળીઓને મૂંઝવે છે. ગઢમાંની દારૂગોળાની રમઝટ બોલાવે છે. ગઢ તૂટતો નથી અને ગોહિલો ગઢને ઘેરીને પડ્યા છે. નુરૂદ્દીનનો લાલો નેજો ફરકતો જોઈને ભાની છાતીમાં કડકડતાં તેલ રેડાય છે. આમ દિવસો ઉપર દિવસો પસાર થાય છે. ઠાકોરને લાગ્યું કે ગઢને પડતાં વાર લાગશે. એટલે ચાકર મેલું ભા દેવાજીને કહેવરાવ્યું કે "ભા રજા આપે તો બે દિવસ પોતે ભાવનગર આંટો દઈ આવે."

યુદ્ધના મોરચા ઉપર ભાનું મોઢું થોડું મરકી ગયું. ભા ચાકરને કહે કે: "હા ભા! જુવાની છે. ભલે બે દિવસ આંટો દઈ આવે."

આખો હાગીને ઠાકોર ભાની રજા લેવા આવ્યા. ત્યારે ભા કહે: "જો જો હો! બે ઉપર ત્રીજી રાત ન થાય!"

ઠાકોરે થોડાં માણસો સાથે ઘોડો દોડાવી મેલ્યો. વહેલું આવે ભાવનગર. ઠાકોરને તો રણ-સંગ્રામમાં રણવાસ સાંભરેલો. પરમાર રાણીનાં એવાં આકર્ષણ તે આવતાં વેંત રંગરાગમાં પડી ગયા: એક ઉપર બીજો ને બીજા ઉપર ત્રીજો એમ દિવસો વહી ગયાનું ઓહણા સરખું ઠાકોર ભૂલી ગયા.

અહીં ભા દેવાજીને ખાનગીમાં ખબર મળ્યા કે આવતી કાલે નુરૂદ્દીન દરવાજા ઉઘાડીને સીધો હલ્લો લઈ આપવાની તૈયારી કરે છે. ભા દેવાજી ભાવનગરને કેડે મીટ માંડે છે, પણ ક્યાંય ઠાકોર આવતા કળાતા નથી. ઠાકોર ફોજ ભેળા આવી ને પાછા ગયેલા, એટલે ફોજના રજપૂતો માથે અવળી અસર થાય. નુરૂદ્દીનને ખબર મળી ગયેલા કે ફોજ ધણી વગરની છે.

એટલે ભા દેવજીએ લાજ મરજાદ છોડીને સાંઢડી સવારને તૈયાર કર્યો. ભેગો લીફાફો આપ્યો કે "બે દિવસનું કહીને ગયેલા તે હજી પાછા ન ફર્યા. કાલ સવારે હલ્લો થાય તેમ છે. હવે અફળ ઝાડવાને છાંયે ક્યાં સુધી બેસી રહેવું છે?" પરમાર રાણીને પેટ સંતાન ન હતું.

સાંઢડી સવાર વહેતો થયો. પણ સાંઢડી પંદર પંદર હાથ માથે ઝાંકું દેતી જાય છે. આગળના દોરા

ફૂટું ફૂટું થાય છે ત્યાં ભાવનગરના દરબારગઢ ભેળા.

ઠાકોર ચાકળે બેસી રૂપાની ઝારીએ દાતણ કરે છે. પરમાર રાણી પાસે ઊભાં છે, ત્યાં માણસે આવી બીડો આપ્યો. ઠાકોરે બીડો લઈને વાંચતાં કમળ જેવું પ્રફુલ્લિત મુખ ધમેલ ત્રાંબા જેવું થઈ ગયું. કાગળ વાંચીને પગ નીચે દબાવી દીધો.

ચતુર રાણી પામી ગયાં. કહે : "શું છે?"

"કાંઈ નથી, એ તો ભા તેડાવે છે"

"જોઈં, શું લખ્યું છે?"

"ખાવી મને તેડાવે છે, બીજું કાંઈ નથી."

રાણીજીએ પગ નીચેથી બીડો લઈને વાંચ્યો. વાંચતાં જ રાણી પામી ગયાં કે ભાએ અફળ ઝાડવાની ટકોર મારા ઉપર કરી છે. પણ રજપુતાણી ઘૂંટડો ઉતારી જઈને કહે :

"ઊઠો, અત્યારે જ તમારે જવું જોઈએ. ધણી વિનાની ફોજ ન હોય."

"પણ ભથી આવું લખાય?"

"એમાં ખોટું શું લખ્યું છે? શેર માટી મારે પેટ નથી સરજાણી એમાં મને અફળ ઝાડવું ન કહે તો બીજું શું કહે? ઊઠો, સાબદા થાઓ, સેના વાટ જોતી હશે."

આમ કહી પરમાર રાણીએ ઠાકોરને હથિયાર બંધાવી તૈયાર કર્યા. પછી તો ઠાકોરના ઘોડાને પાંખું આવી.

નુરદીનની તૈયારી સામે ઊઘડતા પરભાતે ભા દેવાજીએ ઠાકોરની આશા છોડીને ગઢના દરવાજા માથે છેલ્લું બળ કર્યું. નુરદીનને થયું કે ભાવનગરની ફોજમાં ભંગાણ પડ્યું છે એટલે દરવાજા ખોલાવીને ગોહિલો ઉપર પૂરા બળથી ત્રાટક્યો.

તળાજાને પાધર ત્રમઝટ બોલવા લાગી. લોહીની પડનાળું પડે છે. ઘોર લડાઈ જામી ગઈ છે. લશ્કરના મોખરે રહીને ભા નુરદીનના ખોરાસાની અને મુગલાઈ જોદ્ધાઓ ઉપર વાઢ દઈ રહ્યા છે તરવારોના મે વરસતા આવે છે પણ ભા મોખરાની જગ્યા મેલતા નથી.

ત્યાં કાળભૈરવ જેવો નુરદીન એના અરબી ઘોડા ઉપર સાંગ તોળતો આવ્યો. ભા દેવાજી નુરદીનના જોદ્ધાઓને કુંડાળે પડી ગયા છે. એમાં બરાબર નુરદીને પેગડામાં ઊભા થઈ જઈને ભા માથે સાંગનો પ્રહાર કર્યો. પણ સાંગ ભા માથે પડે તે પહેલાં વીજળી વેગે આવી પહોંચેલા અસવારના ખાંડાનો પ્રહાર નુરદીન માથે પડ્યો. ઝાડવું પડકાય એમ નુરદીનનો પહાડી દેહ ધરતી ઉપર પટકાઈ પડ્યો.

અણીની પળે પોતાને ઉગારી લેનાર માટે ભાએ જરાક પાછું વાળીને જોયું ત્યાં તો ઠાકોર વખતસિંહ.

"મારો બાપલિયો આવ્યો, આવી પહોંચ્યો. હવે ભાર નથી દશમનના કે તળાજું તોળી રાખે. આવી પહોંચ્યો બાપ!" ભાથી આનંદના અતિરેકમાં બોલાઈ ગયું.

"હા ભા! આવી પહોંચ્યો છું. ઘરે તો દરવાજા દેવાઈ ગયા."

"દરવાજા દેવાઈ ગયા? કોણે દીધા?"

"રજપૂતાણીએ."

"રંગ રજપૂતાણી. મારા રાજાને સાવજ બનાવીને મોકલ્યો. હવે તળાજું લીધે છૂટકો. જે મોરલીધર."

અને ઠાકોરને ભાળતાં રજપૂતો રંગમાં આવી ગયા. ખાંડાના ખેલ મંડાણા ને સૂરજની રૂંઝયો વળે તે પહેલાં તળાજાના કોઠા ઉપર ખોડિયારનો નેજો ફરાકા દેવા લાગ્યો.

એ વાતને વરસો વીતી ગયાં. ભા દેવાજીને ઘડપણ ઘેરી રહ્યું છે. ગઢ ઘેરાતો જાય છે. મંદવાડમાં કોઈની કારી ફાવતી નથી. ઠાકોર વખતસિંહ સવાર સાંજ ભાના ઢોલિયે આવી જાય છે. ભા સૌને ભળભળામણુ કરી રહ્યા છે.

ત્યાં ખબર આવ્યા કે પરમાર રાણી પધારે છે. કાળ સામે વાનો કરતા ભાને કાન વાત પહોંચતાં ઢોલિયાની ઈંસો ઝાલીને તકિયાને અઢેલીને ભા પથારીમાં બેઠા. માણસને કહે "માથે પાઘડી મૂક.

ભા પધારે ને હું ઉઘાડા માથે ન મળું"

પરમાર રાણી આવ્યાં. ભાને બેઠેલા જોઇને કહે: "અરે ભા! આપ આરામ કરો. હું તો આપના ખબર પૂછવા આવી છું. તસ્દી આપવા નહિ."

ભાએ બધું બળ ભેગું કરીને સાજા માણસની જેમ ખબર અંતર પૂછ્યા. પછી કહે:

"બા! આપ તો મારાં માવડી છો. જાતાં પહેલાં એક વસવસો મનમાં રહી જતો હતો આપની માફી માગવાનો." ભાની આંખ બોલતાં બોલતાં ભીની થઇ ગઇ.

"અરે ભા! મારી માફી માગવાની!"

"હા, મા! તળાજું ભાંગતી વેળા મારાથી બે વેણ કડવાં લખાઇ ગયેલાં. આપને એબ આપેલી."

"ભા! તમે તો મને અને ઠાકોરને બેય ને બચાવી લીધાં. મને હતી તેવી કહી, એમાં ખોટું શું કતું?" કહેતાં પરમાર રાણીની આંખમાથી દડ દડ દડ આંસુ દડી રહ્યાં. ગળું ખંખાળી કહે:

"ધણીના હિત ખાતર આવી હીંમત કરનારા ધરતી ઉપર હશે ત્યાં સુધી જ રાજપૂતી ટકવાની".

"મા મારી!" ભા નો અવાજ ભારે થઇ ગયો. "પૃથ્વીરાજને કહેનારા તો તે દીય ઘણા હશે. પણ સંયોકતાને તારા જેવી મત ન સૂઝી, નકર દિલ્હીના ધણીનું ધનોત પનોત ન નીકળત."

શ્વાસ લેઇને ભા આગળ બોલ્યા: "મેં જે કાંઇ કર્યું એમાં ભાવનગરનું ભલું જ વાંચ્છેલું. મનમાં મેલ રાખીને કાંઇ કર્યું હોય તો મારી અંતઘડી બગડજો."

"અરે ભા! એ શું બોલ્યા? તમે તો એક જ વેણે મને અને ઠાકોરને નવો અવતાર આપ્યો છે. રાજની આબરૂ જાળવીને ભાવનગરને ભાંગતું બચાવ્યું છે. તમારા જેવા સ્વામીભકતના સ્વર્ગે જ વાસ હોય. જીવને જરાય દુઃખ દેશોમાં. તમારી પેઢી દર પેઢીના મહારાજના થાળમાં જ હાથ હશે."

આમ દિલાસો દઇ પરમાર રાણી મહેલે સીધાવ્યાં. ભા દેવાજીએ સૌને રામરામ કરી શાંતિથી દેહ છોડયો.

કાળને કરવું છે તે કોઇ કારણે ભા દેવાજીના ખોરડા ઉપર ઠાકોર વખતસિંહની કરડી આંખ થઇ. ભા દેવાજીનું કુટુંબ ઉચાળા ભરી રીસામણે હાલ્યું.

રાણી સાહેબના કાને વાત ગઇ. પોતે વેલડું જોડાવીને હાલી નીકળ્યાં. ઉચાળાને આંબી લીધો. અહીં દરબારગઢમાં ભારે દોડધામ થઇ પડી. રાણી સાહેબે ઠાકોરને કહેવરાવ્યું કે: "દીકરા રીસામણે જાય તયેં મા દીકરા ભેળાં જ શોભે."

ઠાકોર વખતસિંહે મનામણાં કરીને ભાના કુટુંબને પાછું વાળ્યું.

## ગીત સાણોર

નિર્મળ મુખને મીઠી વાણી, તેજ ભરેલી આંખ્યું તાંણી
જોતાં વેત જાતવંત જાણી, (એવી) સાંભરી આજ મને સોરઠીયાણી–૧
લાજ ભરેલી રૂપની રાણી, પંડય અમીરી અધકયું પાણી;
દંપતી જીવનમાં અતિ શાણી, સાંભરી આજ મને સોરઠીયાણી–૨
હારે ન હિંમત હોય મર હાણી, કરે પૂન્યની ખૂબ કમાણી;
આશરો દીએ અન્ન ને પાણી, જીવ બધાને સરખા જાણી–૩
વાત અનીતિ જ્યાં વરતાણી, ત્યાં ઊભી થાય તેગને તાણી;
મરણ તણી મોજ હયે માણી, (એવી) સાંભરી આજ મને સોરઠીયાણી–૪

 બળદેવભાઇ નરેલા

# લગ્નગીતો અને અન્ય લોકગીતોમાં નારી

આચાર્ય જયંત શાહ

શીર્ષક વાંચીને કોઈ પૂછી શકે: લગ્નગીતો શું લોકગીતોનું જ અંગ નથી? છે. જરૂર છે. એમાં કોઈ સંશય નથી. પણ એક ભાત પાડતો ભેદ છે, જે લગ્નગીતોને આગવું વ્યક્તિત્વ આપે છે: લોકગીતો પ્રાય: નારીજીવનને ગાય છે. છતાં કેવળ નરજીવનને ગાતાં લોકગીતો પણ છે. એ બધાં લોકગીતોને નર અને નારી બન્ને ગાતાં આવ્યાં છે. 'આશા ભર્યાં તે અમે આવિયાં ને મારે વા'લે રમાડયાં રાસ રે' અથવા તો 'હરિ વેણુ વાય છે રે હો વનમાં' એ ગીતો કૃષ્ણ, વિરહી ગોપીઓનાં ગીત છે. એ ગોપગીત નથી. છતાં સ્ત્રીપુરુષ ઉભય ભેગાં મળીને કે અલગ અલગ એ ગીતો ગાય છે.

મીરાંબાઈએ જીવા ગોસાંઈને મળવાની ઇચ્છા કરેલી. ત્યારે જીવા ગોસાંઈએ ઉત્તર આપેલ: હું સ્ત્રીનું મુખ જોતો નથી. તેના વળતા ઉત્તરમાં મીરાંએ માર્મિક વાણીનાં બાણ મારેલ:

"આજ લગી એમ જાણતી
વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક!
વ્રજમાં વસી હજી પુરુષ
રહ્યા છો! ધન્ય તમારો વિવેક!"

કેમ જાણે પ્રેમલક્ષણા ભક્તિનું આ પરમ સૂત્ર લોકોએ પ્રથમથી જ આત્મસાત કર્યું હોય! એમણે તો નર ને નારીના ભેદ લોકગીતો પરત્વે તો જાણ્યા જ નથી. અથવા કહો કે નરનારીના અભેદ તેમણે માણ્યા જ છે.

પણ લગ્નગીતોની બાબતમાં એ ભેદ રહ્યો જ છે. લગ્નગીતોનું વસ્તુ ભલે ગમે તે હોય. પણ એ ગાવાના સર્વહક્ક જાણે કે નારીઓએ સ્વાધીન રાખ્યા છે. કેવળ મોજ ખાતર ભલે પુરુષ કોઈ, એ ગીતોને ગાઈ લે. પણ લગ્નાદિ પ્રસંગે તો એ નારી કંઠે જ નીતરે. મને અત્યારે જ સૂઝે છે કે પુરુષોએ ગાવાનાં લગ્નગીતો કેમ નહીં હોય!

લગ્નગીતો અને ઈતર લોકગીતો વચ્ચેનો એક બીજો તફાવત—બીજું વ્યાવર્તક લક્ષણ—કદાચ આવું એવું છે: લગ્નગીતોની બાની (—ફટાણાંને બાદ કરતાં—) એકધારી રસાળ, સુલલિત અને સુકુમાર છે. એની લય મંદ મદાલસ છે. ઠમચી ખૂંદવાની ધમાલ એમાં ન મળે. એ લગ્નગીતોની ધીરીશીળી અને પ્રપત્ર હવા હોય છે. એ લગ્નગીતોને રાસ લેખે—રૂઢિમત રાસની ઢબે, નહીં ગાઈ શકાય "હરિવેણુ વાય છે રે...." એ લોકગીતમાં કોમળ લલિત સૂરાવલી હોવા છતાં અને એમાં વિરહની મંદ—લયાત્મક ગીતછટા અભિપ્રેત હોવા છતાં, એને ગવાતું સાંભળીએ ત્યારે, ઉચાળા ભરીને 'લાસ્ય' ચાલ્યું ગયું હોય અને આક્રમણ કરીને 'તાંડવ' આવી રહ્યું હોય—એવો ભાસ થાય. પણ લગ્નગીતોએ એમનું એ નારી—પોત અકબંધ જાળવી રાખ્યું છે. એ ગીતોએ તેમ જ એ ગીતોની ગાનારીઓએ નારીનું નીણુંકૂણાપણું, નારીનું લજ્જા-સલૂણાપણું, નારીનું ચારુ સૌષ્ઠવમંડિત લવચીકપણું અને સાહજિક માર્દવયુક્ત સસારત્વ જાળવી રાખેલ છે

લગ્નગીતો અને અન્ય લોકગીતોમાંથી ઉપસતું નારીનું ચિત્ર કેટલું વાસ્તવિક ગણી શકાય? સમકાલીન સાહિત્ય ઉપરથી તત્કાલીન સમાજનું યથાતથ સ્વરૂપ ઉકેલવાનું મુશ્કેલ છે. યુગે યુગે રચાતાં સાહિત્યો ક્યારેક ભાવનાઓ અને આદર્શોના રંગે ભારોભાર રંગાયેલ હોય છે, તેનાં યે જ્યારે ઈતિહાસ પુરાણની યુગ-સ્થિતિનું ચિત્રાંકન કરવાના પ્રયત્નો હજાર—પાંચસો વર્ષો પછી કરવામાં આવે છે ત્યારે કવિ કલ્પનાના ઘોડા અને નવલકથાકારના ઉધામાઓ એવા તો રમણે ચડતા હોય છે કે એ કાવ્યનાં કે કથાઓનાં પાત્રો સ્વયં એ સાહિત્ય વાંચે તો પોતે પોતાને ઓળખી જ ન શકે.

મુન્શીનું 'પૃથ્વીવલ્લભ' વાંચીએ કે 'કૃષ્ણાવતાર'નું પારાયણ કરીએ. તેમનું 'જય સોમનાથ' કે

'ભગવાન પરશુરામ' વાંચીએ. એ વાર્તા જરુર આપણને જકડી રાખે. ધૂમકેતુની ગુર્જરકથાઓ વાંચીએ તો આપણને આપણા બાપદાદાના સંતાન હોવાનું ગુમાન થાય. એ જ રીતે કેટલાં ય આપણાં સાહિત્ય રત્નોનું પાણી કોહીનૂરથી ય અદકું લાગે પણ તે પરથી કોઈ 'જદુનાથ સરકાર, કોઇ 'સરદેશાઇ' કે કોઇ ઇતિહાસકાર' 'ઓઝા', ઇતિહાસ સરજી ન શકે.

પણ આપણે એ પણ જાણવું જોઇએ કે જેમ એ શિષ્ટ સાહિત્યકારો એમની સુકિયાણી કલ્પાની જાદુઇ આંખે રજનું ગજ કરી શકે, શૂન્યમાં અનન્ત ભાળી શકે, હકીકતોને શીર્ષાસન કરાવી શકે, તેવી રીતે સાધારણ લોકો સમાનપૂર્વક તો નથી જ કરી શકતાં, તેમની અનુમાન શકિત સીમિત હોય છે. તાર્કિક તારવણી કરવાની એમની તાકાત પરિમિત હોય છે. વેંતિયાઓના ટાપુ પર જઇ ચડેલ 'ગલિવર'-ના ગજવામાંથી મળેલી ઘડિયાળને વેંતિયાઓ પ્રીછી ન શકયા, એમણે એમની ઇશ્વરદત્ત બુદ્ધિનો પૂરો ઉપયોગ કરીને નિર્ણય કર્યો કે એ વસ્તુ 'ગલિવર'-નો ઇષ્ટદેવ હોઇ શકે. એનાં સબળ કારણો હતાં. 'ગલિવર' એ અજનવી વસ્તુને જ્યારે ને ત્યારે નિહાળતો. એટલે એ ઇષ્ટદેવ જ હોઇ શકે (અને એમ નથી લાગતું કે આજના જમાનામાં ઘડિયાળ એ ઇષ્ટદેવ જ બની બેઠો છે?)

એ જ રીતે આપણાં લગ્નગીતો અને લોકગીતોમાં અપાયેલાં ચિત્રોમાં અત્યુક્તિ કે અલ્પોક્તિ હોઇ શકે. પણ એમાં જળને સ્થળ ગણવા જેવી કે રણને વૃન્દાવન ગણવા જેવી કે સસલાના શીંગડાંની હરતી કલ્પના જેટલી ઉટપુટાંગ વાતો નહીં હોય. 'એ લોકો ન હતાં કોઇ સાહિત્યનાં વ્યોમવિહારી કે કલમના કસબી, એ લોકો તો, હકીકતને હીંચકે હીંચકનારાં હતાં. આંસુની અજસ્ર ધારાને 'શ્રાવણ ભાદરવો' કહીને સંતોષ માનતાં. જે પ્રકૃતિનું સાન્નિધ્ય એ લોકો જાણતાં-માણતાં એનાં જ અંગોપાંગના ઉપમેય-ઉપમાનનો વિનિયોગ કરવામાં એ રાચતાં ને રીઝતાં. કેવળ છાશને વાટકે, છાકટાં થઇ શકે-એવાં એ સરલ હતાં.

એટલે લગ્નગીતો કે બીજાં લોકગીતોમાં- હસતી કે રોતી કે હીબકા ભરતી; નાચતી, ગાતી કે શણગાર સજતી; નહાતી, ધોતી કે પાણી ભરતી; પરણ્યાને રીઝવતી, રમાડતી કે મેણાં મારતી; સાસુ-નણદીને સાચવતી, કોચવતી કે ઊંઠા ભણાવતી; ઘરકામ કરતી, દૂઝણાં વાઝણાં સાચવતી કે વાડીખેતર વેંઢારતી; પ્રેમથી કામ કરતી, પરાણે કામ કરતી કે કામથી કંટાળીને બેડાં ફોડતી; મેળો માણતી, ઓચ્છવ ઊજવતી કે વ્રત-મંદિર કરતી; પરણ્યા પહેલાં છાની છપની, વરની હળવી નરવી હડફેટે ચડતી, વરને ઘડિયાં લગનની મહેલત મોકલતી કે માહ્યરામાં પધારતાં અચકાતી મચકાતી; વરને નર્મથી ને મર્મથી વશ કરતી, રંગથી અને સંગથી સંતોષતી અને ટાણું આવ્યે અસ્મિતાની આડીવાડીમાં અક્ષયપદ દાખવતી; ધાન ખાંડતી, દળણાં દળતી કે પાણીઢાં સીંચતી; શોકયને શબ્દ-ચાબખે સબોડતી, જુગારી પતિને જુગતીથી ઠેકાણે લાવતી કે વારુણી પીતા વહાલાને અનિયલ રહેવા ઉપદેશતી; સાસુની સોડયમાં દીવો મૂકતી, નણદીની નફફટ પરોણાગત કરતી કે શોકયનાં છાજિયાં લેતી; પાણી શેરડે હૈયું ખોલતી, કુંજલડી સાથે સંદેશો કહેવરાવતી કે આઘે ઊડતી રજમાં વીરનાં એંધાણ જોતી; છૈયાંને ધવરાવતી-નવરાતી, બાળને હુલાવતી-ઝુલાવતી કે બાળવિહોણી હોય તો એને ઝંખતીઃ આવી આવી નારીજીવનની જૂજવી ભૂમિકાઓ આ લોકકાવ્યોમાં આપણને જોવા મળશે.

આ લેખની મર્યાદામાં આપણે થોડાંક ગીતો લેશું. જેમાં લોકનારીનાં વ્યકિતત્વની આછીપાંખી રેખાઓ દેખાશે. એ રેખાઓમાં વાસ્તવિકતાનું છાયા ચિત્ર પણ હશે અને તત્કાલીન સમાજને હૈયે રમતા ભા ાકમા ાઓ પણ ભળાશે. એમાં 'Truth, the whole truth and nothing but the truth' ની કોઇ આશા ન રાખી શકે. એમાં તો સત્યવેષી સ્વપ્નાં પણ હશે; સત્યની ખંડિત મૂર્તિઓ પણ હશે; અને સત્યની સાથે સાયાંમાયાં કરતી કલ્પના પણ હશે.

આ ગીતોનું કર્તવ્ય કોનું હશે! એ શું સ્વાનુભવ-રસિક ગીતો હશે! કે પછી કોઇ હથોટી-

ધોળો હાથ અને હૈયાની, પરાનુભવ સ્વાનુભવ કરવાની એ કાવ્યકળા હશે! કેટલીય કૃતિઓમાં ખડબચડી ખાસિયત અને ચીલાચાલુ સરળતાનાં દર્શન થાય છે એ કૃતિઓનું સંગીત પણ સાદું સીધું અને પ્રજાની શૈશવદશાનું ઘડતર છે: મોટા ભાગના ગીતોમાં ટૂંકી ને ટચ (અ) સ્થાયી ને અંતરો તો હોય કે ન હોય:

"ઝીણા મોર બોલે લીલી નાઘેરમાં"

એ સ્થાયી એ જ માપનો અંતરો:

"લીલી નાઘેરમાં લીલી વનરાઈમાં"

માત્ર એના સંગીતમાં—એના ઢાળમાં સહજ ઊંચી સુરાવલી.

પણ લગ્નગીતોના ઢાળમાં અને વર્જ્ય રચનામાં કોઈ ન્યારો જ કસબ દેખાય છે પણ કોણ જાણે કેમ! એ લગ્નગીતોના ઢાળોમાં અને એનાં કાવ્યમાં મને નારીનું જ કર્તૃત્વ દેખાય છે એ ગીતો માત્ર સ્ત્રીઓ જ ગાતી આવી છે એ પણ એક સૂચક વાત નથી! વળી પ્રાય: બધાં લગ્નગીતોમાં ગીતની reporter નિવેદક-સ્ત્રી જ છે. એમાં જૂજ અપવાદ છે:

"માડી! બાર બાર વરસે આવીઓ.
માડી! નો' દીઠી પાતળી પરમાર્થ રે

જાડેજી મા! મોલુમાં દીવડા સગ બળે રે"

એ ગીતમાં જેમ કથની કહેનાર પુરુષ છે એવું લગ્નગીત મને એક જ યાદ આવે છે;

"ગોરી આઘેરાં તે ઓઢો તમે ઓઢણાં!
મારાં છોગલિયાને છાંયે ચલી આવ
મોરી ગોરી રે...લાલ છોડો લટકાં કરે"

જો કે એ ગીતનું વસ્તુ જ એવું છે. વર પરણીને પોતાને ગામ પહોંચે છે. સહેજે જ નવપરિણીતા લજ્જાભર્યું મૌન સેવે. તે છતાં આ લાડડી રસિકતાપૂર્વક એનું મૌન તોડે છે. ખરું ગીતનું ધ્રુવપદ તો નારી મુખે જ બિરાજે છે: વર આઘું ઓઢવાનું કહે છે. કન્યા બે કારણે તેમ કરતાં અચકાય છે: એક તો સાસરિયે ઉઘાડે મોઢે ભર બજારમાં કેમ ચલાય! વળી બપોરના તાતા તડકાનો તાપ ગોરી શી રીતે સહી શકે! પણ વર પાસે એટલો જ રસિક દાક્ષિણ્યભર્યો ઉપાય છે: ગોરી! મને એ બન્ને તકલીફનો ઉપાય સૂઝે છે. મારાં લાંબા છોગલાંની છત્રીને માથે રાખીને ચાલી આવ. એટલે માઝા ય સચવાશે અને છાંયો પણ મળશે. કેવી રમ્ય કલ્પના છે! આ રીતે કોઈ વરકન્યા બજારમાંથી નીકળે તો બજાર એના કામધંધા ભૂલીને આ શોભાને પીધા જ કરે! પણ ગીતનું ધ્રુવપદ છે "લાલ! છોડો લટકાં કરે" લાડડી કહે છે: હે લાડડા, છોગલિયાને શિર પર રાખીને પાછળ પાછળ ચાલી આવું છું. પણ એ છોગલિયું પણ પવનને અડપલે ઊડ્યા કરે છે. એ મારી મુખછબીને ઘડી ઢાંકે છે અને ઘડી છતી કરે છે. મારા લટકાળા લાલનું એ છોગું પણ લટકાળું છે.

ઘડીભર મને તો થાય છે કે એમાં ગીતનો આરંભ ભલેને પુરુષ કરતો દેખાય છે. પણ ગીતના આ માર્દવ કોઈ રસિયણની રચનાકલા જ રમી રહી છે. એવું બીજું એક લગ્નગીત હવે યાદ આવે છે:

"સૂડલો તે કોયલને વીનવે
આવી રૂડી આંબલિયાની ડાળ
મેલીને તમે ક્યાં ગ્યાં'તા રે!"

એમાં પણ કાવ્યનો વિષય નારીની નરવાઈનો કે નરસાઈનો છે. એના ઢાળની મદાલસતા પણ નારીસુલભ છે. પૌરુષના પોરસની એમાં વાત નથી. આ કસબને જોતાં જ યાદ આવે છે, મીરાંનું એ સુરૂપાને હિંડોળે હીંચે જતું એ ગીત:

"બલિહારી રસિયા, ગિરધારી,
સુન્દિર શ્યામ હો તજી અમને
રે મથુરાના વાસી!
આવા ન બનિયે હોજી!"

કેરવા તાલની આઠ આવૃત્તિએ સ્થાયી પૂરી થાય છે! ગીતની સુરાવલી તરંગની લલિત ગતિએ ચાલી જાય છે. હું જાણું છું કે આવી આવી કવીલોથી આ લગ્નગીતોની કર્તૃત્વકલા નારીને જ કંઈ આરોપી શકાય—એવું સંપૂર્ણત: પ્રતિપાદિત ન થા

છે. છતાં આ દિશામાં શોધખોળ કરવા જેવું તો છે જ.

હવે જોઇએ નારીજીવન પ્રત્યે અંગુલિનિર્દેશ કરતાં લગ્ન ગીતો :

પ્રથમ તો નારીનાં શૈશવને ગાતા ગીત મેં જાણ્યાં સાંભળ્યાં નથી. નારીજીવન શરૂઆત જ લગ્નજીવનની કોરાણેમોરાણે શરૂ થાય છે. સવા વરસના પરણ્યાની વાત ગવાઇ છે. પણ સવા વર્ષની–ના ના એથી ય મોટી બાળકીની કોઇ વાત ગવાણી નથી.

"બાર વરસની ગણગારી ગુજરી,
સવા વરસનો પરણ્યો રે..
હવે કેમ રે'વાશે !"

અથવા તો–

"પાંચ વરસનો પરણ્યો રે
હીંચકોરૂં નાનેરું બાળ !
વીસ વરસની નાર રે
હીંચકોરૂં નાનેરું બાળ !"

એવા ગીતો ઘણાં છે. એનું કારણ શું હશે! મને લાગે છે કે એ સમાજમાં નારીની હસ્તી જ એના કન્યાકાળે શરૂ થાય છે.

છતાં એક ગીતમાં કન્યાનાં શૈશવખેલનનો ઉલ્લેખ

"એક આવ્યો'તો પરદેશી પોપટો;
બેની રમતાં'તાં માંડવ હેઠ :
ધુતારો ધૂતી ગયો !

બેને મેલ્યાં ઢીંગલ મેલ્યાં પોતિયાં
બેને મેલ્યો સૈયરીઓનો સાથ :
ધુતારો ધૂતી ગયો !"

એવો જ અછડતો અને અલંકાર વીંટયો એક બીજો ઉલ્લેખ પણ છે : (આ સૂરતી લગ્નગીત છે)

"મેં તો હરખે ચાંપલીઓ રોપાવીઓ રે;
મારો ઉછેરતાં ભવ જાય,
ફૂલડાં વેળાએ માળી લઇ ગયા રે !"

આપણા એ સમાજમાં કન્યાથી; ભોમિયા વિના, પ્રેમના ડુંગરોમાં ભલે ન ભમાતું. પણ કાંઇક છૂટાંછવાયા આકસ્મિક હેરણા જરૂર હેરાતાં. મિલનો ય હતાં. થોડી છટાભરી છેડછાડ પણ હતી. પણ એમાં dating ન હતું. એ અભિસાર પણ ન હતો. એમાં કૃષ્ણપક્ષમાં કૃષ્ણપટકુળ અને શુક્લપક્ષમાં શુક્લપટકુળ ધારણ કરવાની કે રાત્રીની ઓથ લેવાની જરૂર ન પડતી. બહુ જ સહજસુભગ મિલન થઈ જતાં.

મિલન સંકેત પણ મંગળપ્રભાતે. સૂરજ ઊગતો હોય. હરણ્યું આથમતી હોય. વૃષભ નક્ષત્ર ઉદયોન્મુખ હોત :

"ભાણાં જેવડો ભાણ ઊગ્યો ડુંગર ઓરડે !
આણી પેરે ઊગેલા ભાણ,
ઓણી પેરે હરણ્યું હળવે છે !
હરણાં છોડીને મેલ બળદ જોડયે રે કલોળિયાં !
બેડી શઘલડી સીમ, વાવી તે લાલ કસૂંબડી !
બળદે બેવડી રાશ ખેડુને માથે મોળિયો !
રંગી ઇશ્વરની મોળ્ય, રંગી પારવતીની ચૂંદડી !"

શી બુલન્દ સરળતા છે ! કેવી વિરાટ અભિસારની રંગભૂમિ છે ! પાસે જ કોઇ રૈવત કે શેત્રુંજય જેવો ડુંગર હોય. એની પાછળ ઊગતો સૂરજ, વ્યોમની રંગભૂમિ પર કોઇ જગન્નાયક–world heroની પેઠે ભવ્ય પ્રવેશ કરતો હોય. એ સૂરજ છે, આકાશની અદ્‌ભુત ખેતી કરનાર ખેડૂ ! એ નથી વાવતો ધાન કે નથી વાવતો કપાસ ! એની વાવણી તો છે કેવળ આનન્દકારી ! આખાં આકાશની શઘલડી–સઘળી–સીમમાં એ તો લાલ કસૂમી વાવી દે છે ! વાવ્યાં ભેગી તો એ ઊગી નીકળે છે ! અદ્‌ભુત કસુમ્બલ રંગથી આકાશ-કુંડ છલકે છે ! એમાં ઇશ્વરનું માથાબંધણું ને પાર્વતીની ચૂંદડી રંગાઇ જાય છે.

પણ ગીતનું સ્ત્રીકર્તૃત્વ સૂચવતી પંક્તિ જોઇએ :
હરણાં છોડીને મેલ, બળદ જોડયે રે કલોળિયા !
સૂરજ–ખેડૂએ એનાં હળે હરણાં–(મૃગશીર્ષ નક્ષત્રને હરણ્યું કહેવાય છે)–જોડેલ છે. હરણાં જેવાં તરલ–કોમલ પશુને હળે તે જોડાતાં હશે ! સ્ત્રીહૃદય, ખેડૂને, સૂરજને વિનવે છે : હરણાં છોડી મેલ, મારા વીરા ! પણ તો પછી ખેડય શી રીતે કરવી ? સ્ત્રીકવિ કહે છે : 'બળદ જોડયે રે કલોળિયા.'

ઊંચીશી મેડી રાયની ત્યાં ચડી લાડડી પોઢે !
લાડીને પછવાડે રે લાડો ઘોડલાં રે ખેલવે !

ગોખે બેઠી ગોરી પૂછે છે: કહો તો ખરા, હે લાડલા ! આવા કાળા શે જલમ્યા ? અને લાડો પણ એના સાંવરા વાનની યશગાથાનાં દીપણાં ઉગેખે છે. વંશદીપો એ વારમો હતો, શ્યામ સલૂણો. સાનિધ્ય અને સંપર્કો પણ એવા જ. માત્ર પૂનમની અમાસ થઇ અને ચોખાને બદલે અદનાં ગાડાંનો, શુકનયોગે, શેતુંજી સાથે ગાગડિયા જેવો સુમેળ થયો.

એવું જ સવંનન થાય છે વાડીને શેઢે

"મારા ખેતરને શેઢડે, ફાલી છે લચકા લોળ !
વાળે ડાલરિયો દાળખી
ને વીણે વાસન્તી વહુ ફૂલડાં...."

ડાલરિયો દાળખી નમાવે ને વસન્તી વહુ ફૂલડાં વીણે–એ દશ્ય જોવા આભનો સૂરજ થંભી જાય !

એ ફૂલનો ગજરો વહુનો મોડિયો ને વરના છોગલાં ગુંથ્યાં. ને છોગલે વહુએ વાદ લીધો :

" છોગલો દેખીને રાણી રવ ચડયાં !
પરણું પાતળિયા સપૂતને !
ને નીકર ઊભી તપ કરું "

છેલ્લી પંક્તિમા કવિ કાલિદાસે ગૌરીમુખે મૂકેલ વાણી યાદ આવે છે. तथाविध प्रेम पतिश्च तादृशः अवाप्यते वा कथ अन्यथा द्वयम् ? "('એવા પતિ ને એવા પ્રેમ, તપની પાખે" મળે જ કેમ ?")

કેવો વર મને ગમે છે ? એ પ્રશ્ન એ જમાનામાં વડીલો પૂછતાં હોય કે ન પૂછતાં હોય પણ નારીને એના ઓરતા તો હતા જ. ગોર્ય પૂજતાં મનોમન એ 'કોડીલા વર કા'નજી'ની કલ્પના ને કામના કરી જાણતી એ ભલે દેણથી વદતી હોય કે ન વદતી હોય પણ કોઇ અગમ્ય Telepathy થી મનસ દેશા તો મોકલતી જ હશે, એ મનોદૂત સાથે કહેવરાવે છે.

" એક ઊંચો તે વર નો જોશો રે દાદા,
ઊંચો ને નત્ય નેવાં ભાંગશે !
એક નીચો તે વર નો જોશો રે દાદા,
નીચો તે નત્ય ઠેબે આવશે !
એક કાળો તે વર નો જોશો રે દાદા !
કાળો તે કટંબ લજાવશે !
એક ધોળો તે વર નો જોશો રે દાદા !
ધોળો તે આપે વખાણશે !
એક કડય રે પાતળિયો ને મુખ રે શામળિયો,
તે મારી સૈયરે વખાણિયો !
એક પાણી ભરતી રે પનિયારીએ વખાણ્યો,
ને ભલો રે વખાણ્યો મારી ભાભીએ !"

ઊંચો નેવાં ભાંગે નીચો ઠેબે આવે કાળો તો કુટુંબ લજવે. ગોરો હોય તો, આત્મપ્રશંસામાં રાચે. પણ કડય પાતળિયો અને સાંવરો સલૂણો– એ બે લક્ષણમાં ઘણું ય આવી જાય. પાતળા કેડ એટલે સૌષ્ઠવ ભર્યું પરાક્રમશીલ પૌરુષ. સાંવરો એટલે શ્રમ પરંપરામાંથી ઊતરી આવેલ. એવાં એ પ્રમાણપત્રો, આજના અથાગ્રેય પ્રમાણપત્રો કરતાં અને એકાગ્રી પ્રમાણપત્રો કરતા, કેટલે દરજ્જે વધુ સૂચક હતાં! વધુ સાર્થક હતાં!

એ નારીને 'અતિ સર્વત્ર વર્જયેત્' નો પૂરો ખ્યાલ હતો. એણે સ્વયં ઇંટરની પ્રતિમા કલ્પી લીધી હતી પણ સાથો સાથ એણે સૈયરનો મત લઇ લીધો હતો એથી ય આગળ વધીને એણે લોકવાયકા પણ જાણી લીધી હતી. પાણી ભરતી પનિહારીએ પણ એને વખાણ્યો હતો અને છેલ્લે પરાકાષ્ઠા આવી ભાભીના અભિપ્રાયથી :

"ભલો રે વખાણ્યો મારી ભાભીએ !"

Referendum નું લોકમતનું–ક્ષેત્ર કેટલું વિશાળ! પહેલાં, 'મનને ગમ્યો તે વર ને બીજા બધા પર'– એ ન્યાયે આપમત. પછી જેની હાજરીમાં loud thinking કરી શકાય–હૈયું તળિયાઝાટક ખોલી શકાય એવો સૈયરનો મત. પનિહારીનો મત એટલે જ્ઞાહિતનો મત. અને ભાભી દ્વારા મળેલો કુટુંબનો

મત, (શું માનો મત ભાભીના મતમાં ભળી ગયો હશે? કે પછી મા પાસે શરમ ન છૂટતાં ભાભી દ્વારા એણે પુછાવી જોયું હશે!)

આ ગીત સાંભળતાં જ કવિ ન્હાનાલાલના ઇન્દુકુમારની ઇન્દુ યાદ આવે છે- તે એની પ્રમદા ભાભીને પૂછે છે :

"નહીં અધૂરો, નહીં સમોવડો!
મારો આત્મજેવા યશસ્વી સ્વામિન!
જેને ચરણે નેત્ર ઢાળીને પ્રણિપતો કરું!
જેનાં કરકમલમાં મારી જીવનનૌકા ધરું!
માગું છું, ભાભી! આપીશ ?"

લગ્નગીતની એ 'ઈન્દુ' ને ઇન્દુકુમારની એ 'ઈન્દુ' વચ્ચે કદાચ પાંચસો વર્ષનું છેટું ય હોઇ શકે. છતાં એ બન્નેનાં મૂલ્યાંકન કરીએ. લગ્નગીતની નારીએ કલ્પેલો વર નીરખીને, પરખી શકાય એવો. એમાં ખીજી ઊણપો સંભવે પણ જેટલાં લક્ષણ વરણવ્યાં છે એનો પરગટ પરચો. એમાં 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે જેવી' પક્ષવાણી ન મળે. ત્યારે કવિ શ્રી ન્હાનાલાલની ઇન્દુ'એ જે વર માટે order મૂકેલ છે એનાં specifications વ્યાવર્તક લક્ષણો શું? એના foolproof એંધાણ શું? એમાં જે કાંઇ અભીપ્સા છે એવો કન્યાનો વિવેક ઉપર નિર્ભર છે. પેલા બ્રાહ્મણે ઊંદરડીમાંથી કન્યા બનાવી હતી– એને ન ગમ્યા સૂર્યચંદ્ર ને ન ગમ્યા કોઇ ગુણગરવા ધીરવીર દેવદાનવ કે માનવ- એની વિવેકવૃત્તિ એટલી કુંઠિત હતી કે ઊંદરવર ઉપર જ એનાં મન મોહ્યાં? કવિ ન્હાનાલાલની એ વીશમી સદીની ભણેલગણેલ ઈન્દુ પાસે, લગ્નગીતની પાંચસો વર્ષ પહેલાની ઇન્દુ કાંઇ મન્દ વિવેક લાગે એમ નથી. એનો વિવેક નગદ છે ને નાણી શકાય તેવો છે.

વળી એક બીજું ગીત લઇએ. એ ગીતમાં કલ્પાયેલ કુમારિકાએ તો ભાવિ વરની Comprehensive સર્વાંગી અને છતાં qualitative ગુણલક્ષી કસોટી કરી છે.

કુંવરી ચડી રે કમાડ સુંદર વરને નીરખવા!
દાદા મોરા એ વર પરણાવો;
એ વર છે વેવારીઓ! ને દાદા પૂછે છે :

ધીડી મોરી ક્યાં તમે દીઠા ને
શેણે તમારાં મન મોહ્યાં ?

—દાદાજી પુત્રીને પસંદગીનાં how and why ની વાત પૂછે છે : "મનને ગમે તે વર અને બીજા બધા તે પર"-એટલી જ પસંદગીનો દારોમદાર નથી. મિયાં બીબી રાજી તો ક્યા કરેગા કાજી!' એટલી જ દોલાયમાન આધારશિલા પર, ભાવિદામ્પત્ય ઊભું નથી. પુત્રી પાસે વરવરણી માટે નિર્ણાયક પૂર્વપક્ષ છે :

"રમતો' તો બવળી બજાર,
દડુલે મારાં મન મોહ્યાં"

આજે ક્રિકેટ મેચની પ્રેક્ષિકા કહેશે : શી એણે બાઉન્ડ્રી મારી કે ઓવર બાઉન્ડ્રી મારી! શી એણે વિકેટ લીધી! શો એણે 'કેચ' લીધો! શી એણે સેન્ચ્યુરી કરી! એવા જ કાંઇક પરાક્રમની પ્રતીતિ આ એક પંક્તિમાં છે. ગીત આગળ ચાલે છે :

"ભણતો'તો ભટની નિશાળ,
અગશરે મારાં મન મોહ્યાં!"

મન મોહક અક્ષર એણે ક્યાં જોયા હશે! यदा यदा मंचति वाक्यवाणं तदा तदा जाति कुल प्रमाणम्। પણ અહીં તો વાણી કે બોલછાની વાત નથી. અહીં વો અક્ષર–મોતીના દાણા જેવા અક્ષર પરથી એના લખનારાનું વ્યક્તિત્વ માપ્યું છે. સંસ્કૃતમાં બે સખીઓની વાત છે : સાસરેથી પિયર આવેલી પૂછે છે, એક બીજાના પતિની ચાતુરી સંબંધે. પહેલી સખી કહે છે : सखि चतुरो मे भर्ता, स्वयमपि लिखितं स्वयमेव वाचयते। ત્યારે બીજી કહે છે. મારો પતિ તો તારા પતિથી યે વધુ ચતુર છે! स्वयमपि लिखितं स्वयमपि न वाचयते। કેવો કટાક્ષ! કેવી વ્યાજ-સ્તુતિ! ખરાબ અક્ષરના કેવા કૌતુકમય બે પ્રકાર! ...આ હિસાબે ભટની નિશાળ ભણનારના વરણાગ ઉપર એ મોહી નથી. એ તો મોહી છે કવિ શૈલીની પેલી પંક્તિના હાર્દ પર.

"The hand that mocked the the heart" (Ozmindias) એ હાથ, જે હૈયાંના ભાવ તણી છબી', (અહી mockનો અર્થ છે, અનુકરણ કરવું )

વળી ગુણગાથા આગળ ચાલે છે

"જમતો' તો સોનાનો થાળ; કોળિડે મારાં મન મોહ્યાં !" એ નારી, નથી મોહી સોનાના થાળની શોભા પર, નથી મોહી એ પીરસેલાં પકવાન પર. એ તો મોહી છે, એના નાના કોળિયા પર. એ કોળિયો, મુખમાં મૂકવાની છટા પર. નાનો કોળિયો, જમનારની સંસ્કારિતા સૂચવે. એની ધીરજ સૂચવે. એનું આરોગ્ય સૂચવે. એનાં જીવનની નિરાંત સૂચવે એનાં કુટુંબની સરીલી સુખાકારી સૂચવે. દેવી અન્નપૂર્ણા પ્રત્યેની કૃતજ્ઞતા સૂચવે.

વરની કેવળ કાવ્યમય કલ્પના પણ લાડડીએ કરેલ છે. પણ એમાં એ વશવર્તિની છે એટલે કે વર તે વૃક્ષ ને પોતે તે વેલડી, વરની પોતે છાયા જ થવા માગે છે :

"વર તે દેરા માયલો દેવ...પોતે દેરાસર પૂતળી
વર તે આષા ઢીલો મેઘ...પોતે ઝબૂકણુ વીજળી
વર તે ચાંપલિયાંના છોડ...પોતે ચ પાસર પાંખડી
વર તે વાડી માયલો મોર...પોતે ખેલામણ ઢેલડી"

કન્યાના આ કોડની સામે વરના કોડ માટેનાં પણ ગીત છે. જોઇએ એક નમૂનો :

"લાંબી તે લાંબી સરોવરિયાની પાળ,
આ-હે ! એ રે પાળે રે મોતી નીપજે,
મોતી તે લાધ્યુ મંગળ ભાઇ વર હાથ,
આ-હે ! ઘેરે રે આવીને ઝઘડો માડિયો
દાદા તે મોરા મુજને પરણાવ.
આ-હે ! મુજને પરણ્યાની દાદા હોંશ ઘણી,
ખરચું ને ખરચું લાખ બે લાખ,
આ-હે મોભીને પરણાવું ઘણી હોશથી.',

પુરુષના કોડની કેવી સામાન્ય અને પ્રાયઃ prosaic– શુષ્ક મૂલવણી છે ! લાંબી સરોવરિયાપાળે મનહર મોતી લાધ્યું. બસ. મોતી 'શબ્દ'માં જ બધા ગુણ સમાઈ ગયા... વરે, ઘેર આવીને કન્યાની પેઠે, દાદાને વિનવણી ન કરી. અનુનય ન સાધ્યો એણે તો સીધો ઝઘડો જ માંડયો... કીધું : એ કન્યા મને પરણાવો... એને પરણ્યાની મને હોંશ ઘણી .. !' અને દાદો પણ કેટલો શુષ્ક છે ! એ કન્યાપ્રાપ્તિ માટે એની પાસે કેવળ ધનની જ સાધનસમૃદ્ધિ છે.

આ લગ્નગીતો પાછળ કોઇ સ્ત્રીઓનું જ કર્તૃત્વ છે– એ મારી માન્યતામાં આ ગીત ઉમેરો કરે છે સ્ત્રી કવિએ જે રીતે કન્યાના કોડનું રસિક ચિત્ર આપ્યું એ રીતે એ વરના કોડને કળી શકી નહીં કે કલ્પી શકી નહીં. એ કલ્પવા માટે તો કોઇ કવિ-ન્હાનાલાલ કે કોઇ કાલિદાસ જોઇએ. કાલિદાસે કહ્યું : 'गृहिणी सचिव: सखी मिथ: प्रियशिष्या ललिते कलाविधौ ।" એવી જ કૌતુકમધુર વાણીમાં, કવિ ન્હાનાલાલે એની અભિનવ સરગમ છેડી છે

"ગરુડના માળા જેવી
અંતરિક્ષે એક આરસની અટારી લટકતી.
મહીં આરસના પાટ માંડયા હતા.
ભ્રુકુટિ કોતરેલ કમાન નીચે
નમેલી રસભર વેલી સમી
એક યૌવના ઝૂકેલી હતી.
તુલસીના છોડ સરીખડા આસપાસ
સખીઓ શા પડછાયા રમતા

o o o

ગુલાબની પાંદડીઓ જેવાં ચરણ
આરસમાં ગુલાબ પાડતાં

o o o

અંગે અનંગની ભસ્મ ચોળી હતી.
મુખડે કવિઓની કવિતા પ્રકાશતી.
કીકીમાં સ્વપ્ન સ્ફુરતાં
પાંદડી જેવાં પોપચાં ફરકતાં"

o o o

આવી તો કંઇ કંઇ ઉપમાઓનાં મેઘધનુષ

[ અનુ૰ પૃ૰ ૫૧૮

# આઇ મોંઘીબાઇ

કાનજીભાઈ બારોટ

ચલાળે નવખંડ છતો, દેવ તણો દરબાર;
દરશણ દેવળ દાનરે, આવે વરણુ અઢાર.

સોરઠી ધરાના પ્રસિદ્ધ સંત આપો દાનો તો જતીપુરૂષ હતા. પણ એમના ભાઇના વંશજો ચલાળાની જગ્યાની ગાદીએ છે. આવ્યા કરે છે. ત્યાં ભગત દાદાબાપુ દેવ થયા પછી ગાદીવારસ માટે નજીકના કુટુંબીઓએ દાવા કરેલ. પણ ઇ વખતની ગાયકવાડની સરકારે ભગત ભાણાબાપુનો દાવો વ્યાજબી લાગતાં ચલાળાની ગાદીએ ભગત ભાણાબાપુ આવ્યા. કહેવાય છે કે તે મહાપ્રતાપી હતા. પંજાબી શીખ કે પઠાણને પણ શરમાવું પડે એવો કદાવર એનો દેહ હતો. મુખ ગોરૂં ને ભવ્ય હતું. તુલસીકૃત રામાયણના અજોડ અભ્યાસી લેખાતા.

ચલાળાની જગ્યાને આસપાસના અઢારેય વરણુ માને છે. પણ કાઠીઓની ચાર પરજ વાળા, ખાચર, ખુમાણ ને અવરતિયાનું ઇષ્ટ થાનક લેખાય છે. કેટલાક કાઠીઓએ તો ભાણાબાપુની સાન્નિધ્યમાં કુકર્મ ન કરવાના સોગંદ લીધેલ. ટૂંકમાં ચલાળા તથા આજુબાજુના પ્રદેશમાં ભાણાબાપુના બોલ 'રામબાણ સમ લેખાતા.' કપરા કે દુષ્કાળ વખતમાં ગામમાં લાજવંત પણ અછતવાળા ઘરમાં ભાણાભગત ગુપ્ત રીતે, અનાજ પહોંચાડતા.

ભકત શ્રી ભાણાબાપુના બે દીકરા, મોટા ભગુભાઈ ને નાનેરા મંગળભાઈ. મોટા ભગુભાઇ પણ પિતાની માફક અજાનબાહુ હતા. ને જાણે કોઇ ગયા જન્મનો કર્મનિષ્ઠ યોગી અવતર્યો હોય ! એવી એની વૃત્તિ હતી. જગ્યામાં પચાસેક જેટલા ટેલવા (સેવકો) હતા, છતાં ભગુભાઈ પોતે ગાયોને કૂવામાંથી સીંચી સીંચી પાણી પાતા. ગાયનાં છાણ વાસીંદાને મોડું થાય તો પોતે કરી નાખતા.

ભકત દાદાબાપુના ઘરવાળાં મા માલુબાઈની જુદી જગ્યા લેખાતી. મા માલુબાઇના ભાઇ ફેદરો ધાધલ ચલાળાથી ત્રણ ગાઉ દૂર ખડ ખંભાળિયા ગામે રે'તો. તેને ત્યાં એક દીકરી. નામ મોંઘીબાઈ.

આ મોંઘીબેન. મા માલુબાઈનાં ભત્રીજી થાય. અમરેલીના વીરજીભાઈ વકીલ જેવા ડાહ્યાં માણસોએ ભાણાબાપુ અને મા માલુબાઈ વચ્ચે સુમેળ રહે એટલે ભાણાબાપુને જણાવ્યું કે, "બાપુ, ભગુભાઈનો સંબંધ આપણે ખંભાળીયે આપા ફેદરા ધાધલનાં દીકરી મોંઘીબ્હેન વેરે કરીએ."

ભાણાબાપુ કહે : "જેવી બા માલુબાઇની મરજી. મારો તો રાજીપો છે." વળી મા માલુબાઇને પણ વાત કરી.

આઇ મા કહે : "બહુ રૂડી વાત."

એમ ભગત ભગુભાઇનો ખંભાળિયા ફેદરા ધાધલનાં દીકરી મોંઘીબેન વેરે રંગેચંગે ગોળ ખવાણો.

પણ ઇશ્વરી સંકેત જુદો જ હતો. ભગત શ્રી ભગુભાઇ ભરજુવાનીમાં જ સ્વધામ પામ્યા. વિ સં. ૧૯૭૪ના દીવાળીના દિવસે એક જ દિવસની સાધારણ બીમારી ભોગવી શમરામ કહેતા ભગુભાઇએ દેહ છોડયો.

ભાણાબાપુ બહાર ગામ ગયા હોય ને બેય દીકરા માટે ચીજવસ્તુ ખરીદતા આવે ત્યારે નાનેરા મંગળુભાઈ તમામ ચીજો લઈ લ્યે ને કહે કે : "આ તો મારે જોઇએ છે. ભગુભાઈને હું નહિ આપું." કારણુ તે દી મંગળુભાઇ સાવ અણસમજણા.

ત્યારે ભગુભાઈ મંગળુભાઇને કહે : "બાપા, ભાઈ, મારે કાંઇ નથી જો'તું. આ બધુંય તારૂં છે." આવા પંડયે નિર્મોહી નાનપણથી જ હતા. અને બન્યું પણ એવું કે પોતે નાનેરા મંગળુભાઈ માટે બધુંય રાખી પરલોક સીધાવ્યા.

પછી ભગુભાઇનું પાણીઢોળ એટલે કારજ, માસિક, છ માસિક, વાર્ષિક શ્રાદ્ધ વગેરે બધી ક્રિયાઓ પતી ગઈ. સોગ પણ ભંગાણો.

હવે ખંભાળિયા આપા ફેદરા ધાધનને ચિંતા થઇ પડી કે જુવાન પરણ્યા ના વરની દીકરી ઘરે, ચનાળા જેવા મોટે ઠેકાણે દીધેલ ને દુખાણી, તમામ કાઠીઓનું ઈષ્ટદેવનું ઠેકાણું, ઝટ દઈને કોઈ માગુ લઇને પણ આવે નહિ માગુ નાખવાનું મન હોય પણ વખતે ભાણુબાપુને ખાટુ લાગશે તો એનું દિન દુભાશે

આ ખબર ભાણુબાપુને પડ્યા કે આપો ફેદરો ફીકરમા પડ્યા છે ભાણુ મહારાજે ખંભાળિયા કહેવરાવ્યું કે, "આપા ફેદરા, જરાય વ્યાધિ કરતા નહિ તમારી દીકરી કુંવારી લેખાય મારા દીકરા હાર્યે ચાર ફેરા નો'તી ફરી માટે કુંવારી કન્યાના માગા આવે જ. માટે સારૂ ઠેકાણુ જોઇ દઇ દ્યો મોઘીબેનનો ગોળ ખાતી વખતે તો હુ આવીશ, પણ મોઘીબાના લગન વખતે હું ન આવુ તો ભાણો લેખાનો નહિ '

આપા ફેદરાના મનમા નિરાત થઇ ગઇ કે "વાહ ભાણુ મહારાજ! આપા દાનાના છોરૂ તો આવા જ હોય"

હવે મોઘીબ્હેનને ખબર પડી કે મારા માવતર મારો બીજે ઠેકાણે સબધ કરશે પોતાના બાપુને

૧૭ વરસના મોઘીબાઇએ કહ્યુ કે "બાપુ! તમનેય કહુ છુ ને ભાણુબાપુને પણ કહેવરાવશો કે ચનાળાની ચૂંદડી આ દેહે ઓઢેલ છે એટલે કાઠી માતરની હું બા હરી બીજાની ચૂંદડી ઓઢી હવે કાઠી લીવડુ મારે નથી થાવુ"

એમ કહી છાબાવાળુ ગાડુ જોડાવી મોઘીબેન ચનાળા જગ્યામા આવી ભગુબાઇની ફૂલ સમાધિને પરિક્રમા કરી, મોઘીબ્હેને કુંવારા જ કાળા વસ્ત્ર ધારણ કરી લીધા

ભાણુબાપુએ મોંઘીબેનને રામપરા ગામમા જીવાઈમા સાતીની જમીન દીધી મોઘીબ્હેન કાયમ ખંભાળિયે રે'તા, ઠાકોર સેવા કરતા આજન્મ કુંવારા-વિધવાવ્રત પાળી હરિસ્મરણ કરતા આજથી દસેક વરસ પહેલા રામ શરણ પામ્યા

બેન મોઘીબાઇ ખાસ અંગત સંબધી કે પિતા, ભાઈઓ સિવાય બીજાને મળતાં નહિ બડ ખંભાળિયા ગામે મોઘાબેનની ફૂલ સમાધ છે એને માનતાયુ ચડે છે

પૃ૪ ૫૨૬ થી ચાલુ]

કવિએ માંડ્યા છે ન્હાનાલાલ કવિ હતા પુરુષ હતા રસિક હતા એમણે હૈયામાં ડોકિયુ કર્યું હશે અને એમની સ્ત્રી-આદર્શસ્ત્રી- હૈયેથી કલમમા નીતરી પડી હશે

સ્ત્રી પરત્વે જેને વેઠવુ પડેલુ એવા શેકસ્પિઅરે જેમ જુલિયેટને સરજી, ડેસ્ડેમોનાને સરજી એમ બે ચાર શબ્દોમા એના કડુ ગૃહસ્થાશ્રમને પણ વ્યકત કર્યો એણે કીધુ -

*Hangnig and wiving go by destiny*

(વધ સ્તભે મરવાનું કે વધૂને વરવાનુ, લમણે લખાવીને સૌ આવે છે) સ્ત્રી વિષેની કવી મધુરી ભૈરવી છેડવા માટે પુરુષની હરીફ બની શકે એવી નારીનો કસબ લગ્નગીતોમાં દેખાતો નથી એનું પુરુષ વર્ણન પરિમિત છે લગ્નગીતો ને લોકગીતોમા નારીને કાંઇક તુલનાત્મક દષ્ટિએ નીરખતાં-પરખતાં આટલુ લંબાણુ થયુ. તે છતાં હજુ તો

❋

લગ્ન લેવાતાં નથી, માણેકથભ રોપાયા નથી, ચોરીનાં મગળ ગવાયાં નથી, કન્યાવિદાયનાં ગીત ગવાયા નથી દાપ્મત્યના દ્વાર તો ખખડાવવાને હજુ ઘણી વાર છે

એ બધો પથ- કૌતુક ભીડડો અને રગદથી - હજુ માણવાનો જ છે. પણ એને માટે બીજા અકમા અનુસધાન સાધવુ પડશે તે માટે આપણે થોડી અવધ નાખીએ જેમનાં મન મળેલાં છે એવા વર કન્યાના સવનન અને પરિશીલન માટે આપણે એમનાથી થોડાં દૂર ખસી જઇએ આજકાલની જેમ એ જમાનામાં 'લગન ને લાપસી એ સવા સાઠી જ મર્યાદામાં સમાઇ ન જતાં ત્યારે તો 'શકુંતલાઓ' સાસરે આવતી જતી સાસુઓ પોતાના કુળ કુટુબમા, વહુનાં, ઘડી બે ઘડીના પ્રદર્શન ભરતી ને પોરસે ન સમાતી વરને પણ એવા લહાવા જરા ન્યારી રીતે મળતા આપણે એમને એ લહાવા લેવા દઇએ

# દાંપત્યમાં કારૂણ્ય

સંકલન : રાજુ દવે

ન જાણે કેટલા હજાર વરસથી લોકસાહિત્યનો આ પ્રવાહ વહ્યો, આવતો હશે. કાળ વિનાશકારી છે. હજારો વર્ષનું લોકસાહિત્ય આપણી પાસે નથી. જે કાંઈ ઉપનિષત્‌કાળથી બચ્યું છે, તેમાંથી કોને લોક સાહિત્ય કહેવું અને કોને નહિ તે વિવાદાસ્પદ રહ્યું છે. પણ લોકકથાઓમાંથી જ સંસ્કૃત કાવ્ય-નાટ્યની મહાન કૃતિઓ સરજાઈ છે. લોકાખ્યાનો અને લોકગીતો રૂપે આપણને એનો વારસો મળ્યો છે.

આ આખ્યાનો અને ગીતોનો કાળનિર્ણય ધોખામાં નાખશે. સો બસો કે ચારસો પાંચસો વરસથી આપણે આગળ નહિ વધી શકીએ. પણ એ ગીતોમાં રહેલો સંસ્કાર વારસો તો માનવ જીવનના અનુભવ-નીચોડરૂપે પરંપરાગત આ ગીતો-આખ્યાનોને વાતોમાં ઊતરતો આવ્યો છે.

અહીં જે ગીતોનું સંકલન કર્યું છે તેમાંથી અલંકારો બાદ કરતાં બાકીનાં તો સત્ય ઘટનાત્મક છે. સામાજિક પરિસ્થિતિમાંથી જન્મેલાં છે. સંવેદન અને શૌર્યના છે. એમાં કુટુંબ કલેશનું કારૂણ્ય છે તો અબોલ આત્મ સમર્પણની અનુકંપા પણ છે. એની વેદના, એનો વિરહ, એનું આત્મસમર્પણ, એનું શૌર્ય જીવનની અગમ્યતામાંથી, આંટી ઘૂંટીમાંથી જીવનને ઉત્સાહિત બનાવી, પ્રેરણા પાઠને નિગૂઢ જીવનનાં રહસ્ય ઉકેલ તરફ દોરી જાય છે. એમાં માત્ર શૌર્ય કે આત્મસમર્પણનાં આંધળુકિયાં નથી પણ ઉદાત્ત જીવન તરફ દોરી જનારૂં ચિંતન રહેલું છે. માતૃજાતિની પ્રતિભા અને નારીના સંસ્કારી આત્માના આ બધાં ગીતો પરિચાયકો છે. અને આટલું જોયા જાણ્યા પછી કોણ કહી શકશે કે સ્ત્રીમાં બુદ્ધિ શક્તિ નથી ? સ્ત્રી ગમાર છે ?

અને જો સ્ત્રી ગમાર હોત તો બાર બાર વરસે નોકરી કે સાહસિક વ્યવસાયમાંથી પાછો ફરનાર રજપૂત સગી માની ગમે તેવી સમજાવટ છતાં અદીઠ સ્ત્રીના બચકા ખોલી એની કોરી બાંધણીને ટીલડી હૈયે ચાંપીને છાતીફાટ રૂદન કરત ખરો ? એ કોરી બાંધણી અને ટીલડી બાર બાર વરસના વિજોગની અબોલ વેદના, ત્રાસ અને તપશ્ચર્યાની ગવાહી દેતી હતી. કમોતે મારી નાખેલી સ્ત્રીનું માત્ર સતીત્વ જ એમાં નહોતું બોલતું પણ એમાં કૌટુંબિક જીવનની અસહ્ય વેદના અને નારી હૃદયનું શણગારહીન શિયળવ્રત બોલતું હતું. નહિ તો રજપુતનો દીકરો સગી માને કહે ખરો કે :

એની બાંધણી દેખીને બાવો થાઉં રે<br>
ગોઝારણ મા ! મોલુંમાં આંબો મોડિયો રે !

રજપૂતની વેદનાને સળગાવે છે, અને ધલવલના હૃદયને ઝળેળ ઝળેળ બાળે છે તો ઓલ્યો મોલુંમાં શગે બળતો દીવો. કેવો સુંદર સંકેત ! રજપુતનો દીવો તો એની રજપુતાણી ન મળતાં ઓલવાઈ ગયો છે. પણ મો'લુંમાં દીવો ઝગતો રાખીને એની માએ ભ્રમ પેદા કર્યો છે.

માડી ! બાર બાર વરસે આવિયો રે,<br>
માડી ! નો દીઠી પાતળી પરમાર રે,<br>
જાડેજી મા ! મોલુંમાં દીવો શગ બળે રે.

એનાથી તદ્દન ઉલટું જ દામ્પત્યજીવનમાં કારૂણ્યની અવધિ સમું ગીત જોઈએ. જ્યાં પતિની ગેરહાજરી નથી, પતિના પ્રેમનો તોટો નથી. પ્રણયનો કલહ પણ નથી, પણ અજોડ પ્રેમની ગાંઠે જ્યાં પતિ-પત્ની જોડાયાં છે. ત્યાં પતિના હાથે જ પત્ની ઝેરનો કટોરો ગટગટાવી મોતનો સાથરો તાણે છે. બહુ પ્રસિદ્ધ અને ઘર ઘરનું માનીતું ગીત છે :

"વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ !"

કયે દુઃખે, વહુના કયા અપરાધે, કઈ અવજ્ઞા માટે ? કોઈ જ નહિ. માત્ર કહેવાતી કુલીનતાના, કુળાભિમાનના જુલમ સિવાય એનો બીજો એકે ય

અપરાધ નહતો. કોઈ સહિયર સાથે હૈયું હળવું કરવા ગામમાં પિયરીએ જઈને મા પાસે સુખદુઃખની કરુણ સાસરિયાંની વાત કરી હશે. નણદીએ જાસૂસ બનીને સાંભળતાં એની છાતીમાં કડકડતાં તેલ રેડાયાં હશે. અને સમગ્ર કુટુંબને કાને વાત વહેતી મુકાઇ :

વહુ કરે છે આપણા ઘરની વાત જો!
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ!

આખા કુટુંબ માટે વહુ અસહ્ય બની. પતિ માટે અસહ્ય બનાવવામાં આવી. પતિ જાતે જ જઈને અફીણ તોળાવી આવ્યો. વાટી ઘૂંટીને વાટકો ભરી પત્ની સમક્ષ ધર્યો :

પીઓ ગોરી નહિ તો હું પી જાઉં જો!
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ!

'કાં તમે પીઓ અને નહિ તો હું પી જાઉં.' કુલીનતાના કારમા ફાંસલામાંથી એ સિવાય બીજો એકેય ઊગરવાનો આરો પતિને ન દેખાયો. પણ પતિને એ કારણે મૃત્યુ વહોરવું પડે એ કુલીન ઘરની દીકરીથી શે સહેવાય? અને પતિ પ્રત્યેના ભવ્યોદાત્ત પ્રેમથી પોતે જ વાટકો ગટગટાવી ગઈ. આ અમોલ આત્મસમર્પણની કરૂણા સમાજે સંઘરી હોત તો દીકરી અને વહુ પ્રત્યેના કુટુંબના વ્યવહારમાં ઊતરી હોત તો ઘરે ઘરે પ્રેમની, વાત્સલ્યની નિર્મળ ગંગા વહેતી હોત. કુલીનતાનો કેવો વિરોધાભાસ! કેટકેટલીય કુલીન ઘરની વહુ-દીકરીઓ આ કુલાભિમાનના ઘંટીના પડ નીચે પીસાયા કરતી હશે? આત્મઘાતના કિસ્સા કેટલા ઓછા થઇ જાત!

દામ્પત્ય અને કારૂણ્ય જાણે એક સિક્કાની બે બાજુ જેવા લાગે છે. કેમ કહી શકાય કે દામ્પત્યમાંથી કઇ ઘડીએ કઇ નાની સરખી વાતમાંથી કારૂણ્ય પેદા થઇ જશે?

ટેકરા ઉપર ઊભા રહીને ધણી ગોફણવતી ખેતરમાંથી પંખીડાં ઉડાડે છે. પત્ની ખેતરના મોલ વચાળે છે. મોલમાં ઢોર પડ્યાં. ધણી ઢોરને પાછાં વાળવા ધણિયાણીને કહે છે. જુવાન પત્ની વિનોદે ચડી ગઈ. કહે કે 'મેં મારા બાપનાંય ઢોર પાછાં નથી વાળ્યાં. તારા પગે મેંદી મૂકી છે? ઢોર પાછાં વાળવા હોય તો તું જ ડુંગરીથી હેઠો ઊતર.'

બસ થઈ રહ્યું. પતિ પત્નીનો વિનોદ ન ઝીલી શક્યો. પોતે માનભંગ થયો માની, સોટો વાઢીને ઢોરને મારવાને બદલે ધણિયાણીને જ ઝૂડી. દિયર શેઢે હતો એને વિનવણી કરી કે તારા ભાઇને વાર્ય. દિયર કહે :

અમારા વાર્યા રે ભાભી નહિ વળે
લેજો ભાભી! મૈયરિયાના મારગ જો!

અને ગોરી મહિયરીએ ચાલ્યાં. જમાનો જૂનો. વગર તેડાવી દીકરી પિયરીએ પાછી આવે એટલે સૌને શંકા પડે. સૌ પૂછવા માંડ્યા કે કાં દીકરી! કાં બેન! કાં નણદી! વગર તેડાવ્યાં આવ્યાં?

સેંજલ શું જવાબ આપે? લાજ મરજાદનો જમાનો. એમ કહે કે 'મારે ને મારા ધણીને હસવામાંથી ખસવું થયું?' ગોટા તો વાળ્યા. પણ નાવા બેઠી ને ભાભીએ નણંદના વાંસામાં ભરોળ ઊઠેલી જોઈ:

સાચું બોલો રે સેંજલ નણદી,
વાંસામાં આવડી શી લોળ્યું જો!

ત્યારે પછી કાંઇક તો ખુલાસો કરવો જ જોઇએ. પણ ધણીની નીંદા સુલક્ષણીનારથી શે થાય? કહે :

તરકુંનાં ખેતર ભાભી ખેડતાં,
તરકડે દીધેલ ગાળ્યું જો!
ચાબખાની ઊડે છાકમ છોળ્યું ત્યાં,
મેં આડાં દીધેલ અંગ જો!

ભાભી! તરકનાં (મુસલમાનનાં) ખેતર અમે અમારાં બેગાં ભેળવીને ખેડવા ગયાં ત્યાં તરકડે ગાળ દીધી. ગાળ્યું કાંઈ સંખાય? એટલે સામ સામી સોટાવાળી થઈ. તમારા નણદોઈ ઉપર સોટાના ઘા પડવા દેવાય! એટલે મેં આડાં અંગ દીધાં. એમાં ઈ સોટા ઝીલ્યા એની મારા વાંસે ભરોળું ઊઠી છે.

કેટલી જુક્તિથી પતિના દોષને પોતાને માથે ઓઢી લીધો? વિનોદમાંથી વિપરીત થયું, પણ પતિ-

પ્રેમે એને કુટુંબકલેશનું કારણ ન બનવા દેતાં રીસામણાંને રમ્ય નકરીથી કુલમરજાદમાં વાળી લીધું.

સ્ત્રીને વગોવણહારો પુરૂષ જેટલો કઠોર થઇ શકે છે, તેટલી સ્ત્રી કઠોર નથી થઇ શકતી. અસાધારણ સંજોગોમાં જ્યારે માનહાનિ થાય ત્યારે જ એ અબળા મટી પ્રબળા બને છે. પણ પુરૂષને પોતાની સ્ત્રી કરતાં વધુ એવી શારીરિક શક્તિનું ભાન છે. સ્ત્રી ઉપરના એના પ્રભુત્વનું એ પણ એક કારણ છે. એમાંથી જે કઠોરતા જન્મી છે એણે ઘણાં હૈયાં નંદવી નાખ્યાં છે. આ સંસારમાં પુરૂષોએ નારીની કુમળી લાગણીઓનો જે સોથ વાળ્યો છે એટલો સંહાર–એટલી ક્રૂરતા–કરપીણતા કોઈ રણસંગ્રામમાં નથી ભજવાણી.

નાની નાની વાતમાં પુરૂષે સ્ત્રીની લાગણીઓને ઠુકરાવી છે. સંસાર જીવનમાં રીસાળ કોણ, વધુ સ્ત્રી કે પુરૂષ ? તે નક્કી કરવાનું જ રહે છે. કારણકે સ્ત્રી પુરૂષની ઘણીખરી બાબતોને અનુકૂળ થઇને ચાલે છે. પુરૂષે એમાં સન્નારીનું કર્તવ્ય માન્યું છે. આજ સુધી સ્ત્રી પણ એમ માનતી આવી છે કે સન્નારીનું લક્ષણ પતિની આજ્ઞાનું પાલન છે. એને મનાવવામાં આવ્યું છે. આ પતિઆજ્ઞા–પાલનનો રૂઢિગત સંસ્કાર ઉઠાવી લો અને પછી સમાનકક્ષાએ સંસારજીવન જીવતાં રીસામણા–મનામણાં થાય ત્યારે નક્કી થઈ શકે કે કોણ વધુ રીસાળ છે, સ્ત્રી કે પુરુષ। લોકસાહિત્યમાં એકલું રસદર્શન જ નથી, સમાજનું જીવનદર્શન પણ સાથોસાથ થતું આવે છે.

દૂધ જેવી ચાંદની જામી હોય ત્યારે સ્ત્રીઓને પોતનાં હૈયાં હળવાં કરી મુક્તમને રાસડા લેવાનો એક જ અવકાશ. બાકી તો કોઇ પગની પાની પણ ન જોઇ જાય એવાં લાજ મરજાદનાં લંગર એના જીવન માથે જડાઇ ગયાં હોય, નરવિહોણા ચોક બને અથવા જે ચોકમાં નરની હેરફેર ન હોય એવા ચોકમાં અજવાળી રાતે ગોરી રાસડે રમવા નીકળે. પાછું સ્વામીનું મન માંડ માંડ મનાવીને.

એવાં એક ગોરી (આમ તો અનેક) રાસડે રમવા ગયાં. યુવાન પતિને પત્નીવિહોણી ઘડી વસમી લાગવા માંડી. લાગે જ તે. પણ ત્યારે સહિષ્ણુના નહિ પણ અસહિષ્ણુતા એ શૃંગારમાં ગુણ ગણાયો છે.

ભાઇસાહેબ કયા નિમિત્તે ગોરીને બોલાવે ? બહાનું કાઢયું કે ચાકરીએ જવું છે, માટે ઝટ આવો. કહેવરાવ્યું. ગોરી એના કંથના મનોભાવને ન ઓળખે ? ગોરીને મોજ પડી. બહાનું તો સમજી ગઇ, પણ કંથને ચીડવવાની યે એક મજા છે. અહીં કંથડો તાતો ઊભો થાય. એકલતા અસહ્ય થઇ પડી. મારે કહ્યે ન આવે? બે વાત ભેગી થઈ. રોષે રાતોચોળ થયો અને સાચે સાચ રીસાઇને ચાકરીએ ચાલ્યો.

આ બાજુ ઘોડો પલાણ્યો અને રાસડો વીંખાયો. દોડીને ગોરીએ ઘોડાની લગામ ઝાલી લીધી. આમ અબોલે નહિ જવા દઉં. સાયબો રીસમાં કહે છે કે 'ઘોડાની વાઘ છોડો, લશ્કર વાડીએ પહોંચ્યું છે. મારે છેટું પડે છે.'

સ્ત્રી અવશ છે. રોકવાનાં કારણો જ્યારે હૃદય ઉપરવટ જાય ત્યારે શું કરે ? જીવનમાં પતિના મોંઘા અને મનભાવતાં ઓઢણાનું મૂલ અતિ ઘણું છે. સ્ત્રીને મન ચૂંદડી એટલે પ્રણય-શૃંગાર અને એવાતણનું પ્રતિક. એટલે કહે છે કે તમે નહિ હો તો ચૂંદડી કોણ મૂલવશે ?

> છોડી ઝાલી ઘોડલિયાની વાઘ,
> અબોલે જાવા નૈ દઇ રે લોલ,
> મેલો મેલો ઘોડલિયાની વાઘ,
> લશ્કર પૂગ્યું વાડીએ રે લોલ.
> મારે સાયબા ચૂંદડીની હોંશ,
> ચૂંદડી મોંઘા મૂલની રે લોલ.
> રિયો રિયો, આજુની રાત,
> ચૂંદડી તમે મૂલવો રે લોલ.

તો ય રીસાયેલ સાયબે તો લગામ ખેંચી. ઘોડે પગ ઉપાડયા. ગોરીના હૈયે ધમણે ધબકાર ઊપડયા. 'તમારા વગર હું કોની સાથે બોલીશ ? કેમ મારા દિવસો કાઢીશ ?'

> ઘરે નથી નણદી કે સાસુ,
> કોની સાથે બોલશું રે લોલ.

અપરાધ નહતો. કોઈ સહિયર સાથે હૈયું હળવુ કરવા ગામમાં પિયરીએ જઇને મા પાસે સુખદુ ખની કવા! સાસરિયાની વાત કરી હશે નણુદીએ જાસુસ બનીને સાંભળના એની છાતીમાં કકડતા તેલ રેડાયા હશે અને સમગ્ર કુટુંબને કાને વાત વહેતી મુકાઇ

વહુ કરે છે આપણા ઘરની વાત જો!
વહુએ વગોયા મોટા ખોરડા રે લોલ!

આખા કુટુંબ માટે વહુ અસહ્ય બની પતિ માટે અસહ્ય બનાવવામા આવી પતિ જાતે જ જઇને અફીણુ તોળાની આ યો વાટી ઘૂંટીને વાટકો ભરી પત્ની સમક્ષ ધર્યો

પીઓ ગોરી નહિ તો હું પી જાઉ જો!
વહુએ વગોવ્યા મોટા ખોરડા રે લોલ!

'કાં તમે પીઓ અને નહિ તો હુ પી જાઉ' કુલીનતાના કારમા ફાસનામાંથી એ સિવાય બીજો એકે ય ઊગરવાનો આરો પતિને ન દેખાયો પણ પતિને એ કારણે મૃ યુ વહોરવુ પડે એ કુલીન ઘરની દીકરીથી શ્યે સહેવાય? અને પતિ પ્રત્યેના ભ યો ત્ત પ્રેમથી પોતે જ વાટકો ગટગટાવી ગઈ આ અમોન આત્મસમર્પણની કરૂણા સમાજે સ ઘરી હોત તો દીકરી અને વહુ પ્રત્યેના કુટુંબના વ્યવહારમા ઊતરી હોત તો ઘરે ઘરે પ્રેમની, વાત્સલ્યની નિર્મળ ગ ગા વહેતી હોત કુલીનતાનો કેવો વિરોધાભાસ! કેટકેટલીય કુલીન ઘરની વહુ-દીકરીઓ આ કુલાભિમાનના ઘ ટીના પડ નીચે પીસાયા કરતી હશે? આત્મઘાતના કિસ્સા કેટલા ઓછા થઇ જાત!

દામ્પત્ય અને કારૂણ્ય જાણે એક સિક્કાની બે બાજુ જેવા લાગે છે કેમ કહી શકાય કે દ મ્પ ત્યમાંથી કઇ ઘડીએ કઇ નાની સરખી વાતમાંથી કારૂણ્ય પેદા થઇ જશે?

ટેકરા ઉપર ઊભા રહીને ધણી ગોફણવતી ખેતરમાંથી પ ખી ઉડાડે છે પત્ની ખેતરના મોન વચાળે છે મોનમા ઢોર પડ્યાં ધણી ઢોરને પાછા વાળવા ધણિયાણીને કહે છે જુવાન પ ની વિનોદે ચડી ગઈ કહે કે 'મે મારા બાપનાં ય ઢોર પાછાં નથી વાળ્યાં તારા પગે મે દી મૂકી છે? ઢોર પાછાં વાળવા હોય તો તુ જ ડુંગરીથી હેઠો ઊતર'

બસ થઈ રહ્યુ પતિ પ નીનો વિનોદ ન ઝીલી શક્યો પોતે માનભ ગ થયો મ ની સો ટો વાઢીને ઢોરને મારવાને બદલે ધણિયાણીને જ ઝૂડી. દિયર શેઢે હતો એને વિનવણી કરી કે તારા ભઇને વાર્ય દિયર કહે

અમારા વાર્યા રે ભાભી નહિ વળે
લેજો ભાભી! મૈયરિયાના મારગ જો!

અને ગોરી મહિયરીએ ચાલ્યા જમાનો જૂનો વગર તેડાવી દીકરી પિયરીએ પાછી આવે એટલે સૌને શ કા પડે સૌ પૂછવા માડ્યા કે કાં દીકરી! કાં બેન! કાં નણુદી! વગર તેડાવ્યાં આવ્યા?

સેજલ શુ જવાબ આપે? લાજ મરજાદનો જમાનો એમ કહે કે 'મારે ને મારા ધણીને હસવા માંથી ખસવુ થયુ? ગોગ તો વાજ। પણ નાવા બેઠી ને ભાભીએ નણુ દના વાસામાં ભરોળ ઊઠેલી જોઈ

સાચુ બોલે રે સેજન નણુદી,
વાસામા આવડી શી લોળ્યુ જો!

ત્યારે પછી કાંઇક તો ખુલાસો કરવો જ જોઇએ પણ ધણીની નીંદા સુનક્ષણીનારથી શ્યે થાય? કહે

તરકુના ખેતર ભાભી ખેડતા,
તરકડે દીધેલ ગાળ્યુ જો!
ચાળખડાની ઊડે છાકમ છોળ્યુ ત્યાં,
મે આડા દીધેલ અ ગ જો!

ભાભી! તરકમા (મુસલમાનના) ખેતર અમે અમારા ભેગા ભેળવીને ખેડવા ગયા ત્યાં તરકડે ગાળ દીધી ગાળ્યુ કાંઈ સ ખાય? એટલે સામ સામી સોટાવાળી થઈ તમારા નણદોઈ ઉપર સોગના ઘા પડવા દેવાય? એટલે મે આડા અ ગ દીધા એમા ઈ સોટા ઝીલ્યા એની મારા વાસે ભરોળુ ઊઠી છે

કેટલી જુક્તિથી પતિના દોષને પોતાને માથે ઓઢી લીધો? વિનોદમાથી વિપરીત થયુ, પણ પતિ

પ્રેમે એને કુટુંબકલેશનું કારણ ન બનવા દેતાં રીસામણાંને રમ્ય નકસીથી કુલમરજાદમાં વાળી લીધું.

સ્રીને વગોવણહારો પુરુષ જેટલો કઠોર થઇ શકે છે, તેટલી સ્રી કઠોર નથી થઇ શકતી. અસાધારણ સંજોગોમાં જ્યારે માનહાનિ થાય ત્યારે જ એ અબળા મટી પ્રબળા બને છે. પણ પુરુષને પોતાની સ્રી કરતાં વધુ એવી શારીરિક શક્તિનું ભાન છે. સ્રી ઉપરના એના પ્રભુત્વનું એ પણ એક કારણ છે. એમાંથી જે કઠોરતા જન્મી છે એણે ઘણાં હૈયાં નંદવી નાખ્યાં છે. આ સંસારમાં પુરુષોએ નારીની કુમળી લાગણીઓનો જે સોથ વાળ્યો છે એટલો સંહાર–એટલી ક્રૂરતા–કરપીણતા કોઈ રણસંગ્રામમાં નથી ભજવાણી.

નાની નાની વાતમાં પુરુષે સ્રીની લાગણીઓને ઠુકરાવી છે. સંસાર જીવનમાં રીસાળ કોણ, વધુ સ્રી કે પુરુષ? તે નક્કી કરવાનું જ રહે છે. કારણકે સ્રી પુરુષની ઘણીખરી બાબતોને અનુકૂળ થઇને ચાલે છે. પુરુષે એમાં સન્નારીનું કર્તૃત્વ માન્યું છે. આજ સુધી સ્રી પણ એમ માનતી આવી છે કે સન્નારીનું લક્ષણ પતિની આજ્ઞાનું પાલન છે. એને મનાવવામાં આવ્યું છે. આ પતિઆજ્ઞા–પાલનનો રૂઢિગત સંસ્કાર ઉઠાવી લો અને પછી સમાનકક્ષાએ સંસારજીવન જીવતાં રીસામણા–મનામણાં થાય ત્યારે નક્કી થઈ શકે કે કોણ વધુ રીસાળ છે, સ્રી કે પુરુષ! લોકસાહિત્યમાં એકલું રસદર્શન જ નથી, સમાજનું જીવનદર્શન પણ સાથોસાથ થતું આવે છે.

દૂધ જેવી ચાંદની જામી હોય ત્યારે સ્રીઓને પોતનાં હૈયાં હળવાં કરી મુક્તમને રાસડા લેવાનો એક જ અવકાશ. બાકી તો કોઇ પગની પાની પણ ન જોઇ જાય એવાં લાજ મરજાદનાં લંગર એના જીવન માથે જડાઇ ગયાં હોય, નરવિહોણા ચોક બને અથવા જે ચોકમાં નરની હેરફેર ન હોય એવા ચોકમાં અજવાળી રાતે ગોરી રાસડે રમવા નીકળે. પાછું સ્વામીનું મન માંડ માંડ મનાવીને.

એવાં એક ગોરી (આમ તો અનેક) રાસડે રમવા ગયાં. યુવાન પતિને પત્નીવિહોણી ઘડી વસમી લાગવા માંડી. લાગે જ તે. પણ ત્યારે સહિષ્ણુના નહિ પણ અસહિષ્ણુતા એ શૃંગારમાં ગુણ ગણાયો છે.

ભાઇસાહેબ કયા નિમિત્તે ગોરીને બોલાવે? બહાનું કાઢયું કે ચાકરીએ જવું છે, માટે ઝટ આવો. કહેવરાવ્યું. ગોરી એના કંથના મનોભાવને ન ઓળખે? ગોરીને મોજ પડી. બહાનું તો સમજી ગઇ, પણ કંથને ચીડવવાની યે એક મજા છે. અહીં કંથડો તાતો ઊનો થાય. એકલતા અસહ્ય થઇ પડી. મારે કહ્યે ન આવે? એ વાત ભેગી થઈ. રોષે રાતોચોળ થયો અને સાચે સાચ રીસાઇને ચાકરીએ ચાલ્યો.

આ બાજુ ઘોડો પલાણ્યો અને રાસડો વીંખાયો. દોડીને ગોરીએ ઘોડાની લગામ ઝાલી લીધી. આમ અબોલે નહિ જવા દઉં. સાયબો રીસમાં કહે છે કે 'ઘોડાની વાઘ છોડો, લશ્કર વાડીએ પહોચ્યું છે. મારે છેટું પડે છે.'

સ્રી અવશ છે. રોકવાનાં કારણો જ્યારે હૃદય ઉપરવટ જાય ત્યારે શું કરે? જીવનમાં પતિના મોંઘા અને મનભાવતાં ઓઢણાનું મૂલ અતિ ઘણું છે. સ્રીને મન ચૂંદડી એટલે પ્રણય-શૃંગાર અને એવાતણનું પ્રતિક. એટલે કહે છે કે તમે નહિ હો તો ચૂંદડી કોણ મૂલવશે?

> છોડી ઝાલી ઘોડલિયાની વાઘ,
> અબોલે જાવા નૈ દઇ રે લોલ,
> મેલો મેલો ઘોડલિયાની વાઘ,
> લશ્કર પૂગ્યું વાડીએ રે લોલ.
> મારે સાયબા ચૂંદડીની હોંશ,
> ચૂંદડી મોંઘા મૂલની રે લોલ.
> રિયો રિયો, આજુની રાત,
> ચૂંદડી તમે મૂલવો રે લોલ.

તો ય રીસાયેલ સાયબે તો લગામ ખેંચી. ઘોડે પગ ઉપાડયા. ગોરીના હૈયે ધમણે ધબકારા ઊપડયા. 'તમારા વગર હું કોની સાથે બોલીશ? કેમ સારા દિવસો કાઢીશ?'

> ઘરે નથી નણદી કે સાસુ,
> કોની સાથે બોલશું રે લોલ.

પણ ગોરીને બોલાવી ત્યારે ગોરીએ કહેવરાવેલું કે :

**આવો રૂડો સૈયરુંનો સાથ,**
**મેલીને સાયબા નહિ આવું રે લોલ.**

આ વાત નોધારી થઈ રહેલી નારીના માથામાં કોડીલા કંથે મારી :

**આવો રૂડો સૈયરુંનો સાથ,**
**એની રે સાથે બોલજો રે લોલ.**

ગોરીના હૈયાને ચૂર ચૂર કરી નાખ્યું. મોજ માથે પડી. ચીઢવવા ગઇ અને કંથ રીસમાં ચોરાઈ ગયો. કંથ કઠોર બનીને ગોરીનું હૈયું નંદવીને હાલી નીકળ્યો.

**વળી વળી હીરલાની ગાંઠ,**
**તૂટે પણ છૂટે નહિ રે લોલ.**
**પડી પડી દલડામાં ભ્રાંત,**
**અબોલા એ ભવ ભાંગશે રે લોલ.**

કયા મહા અપરાધને કારણે ? કઇ એવી પતિ આજ્ઞાના ઉલ્લંઘનને કારણે ? આવી કઠોરતા સ્ત્રી કદી ન દાખવી શકે.

એથી યે આગળ જઈએ. લોકગીતોએ ભારે નિખાલસતાથી કશું જ ઢાંકયા ઢૂંબ્યા વિનાનું ગાઇ નાખ્યું છે. કહી નાખ્યું છે, સંસારને હતો એવો દેખાડીને સ્ત્રી જીવનના કરૂણતમ કેન્દ્ર સુધી પહોંચાડીને સમાજજીવન અંગે વિચારતા કરી મેલ્યા છે. સંભવ છે કે રાસડે ગાઈ નાખવાને કારણે સમાજ નહિ ચેત્યો હોય, નહિ હલબલ્યો હોય.

વહુવારૂને પિયરનાં નોતરાં આવે છે. સગો ભાઇ પરણે છે. બહેનના દિનમાં ભાઇ પરણે એથી વધુ બીજી હોંશ કઇ હોઈ શકે ? ભાઇના લગ્નના સમાચાર સાંભળી ગાંડી ઘેલી થઇ જાય છે. અને આવા પ્રસંગે કોણ રજા ન આપે ? એટલે હોંશભેર સસરા પાસે રજા માગે છે ઘરમાં સૌથી મોટેરૂં માણસ પાંચમાં પૂછ્યા જોગ

**આજ મારા ચોરાના ચોવટિયા,**
**સાસરા ઘણું જીવો રે લોલ,**
**તમે મેલો તો જાયેં રે,**
**મૈયરને નોતરે રે લોલ.**

ત્યારે સસરો વહુને છોકરમત થવાનું છોડીને સાસુજીને પૂછવાનું કહે છે. સાસુ જેઠને, જેઠ જેઠાણીને પૂછવાનું કહે છે. ત્યાં સુધીમાં તો બધું સંધાઇ જાય છે. જૂનવાણી કુટુંબ. સગા ભાઇના લગ્ન પ્રસગે વહુ જાય તો એનો ય ખટકો થાય.

સસરાએ સાસુજીને પૂછવાનું કહ્યું તોય હર્ષઘેલી વહુ ન સમજી. એના અંતરમાં તો ભાઇના લગ્નના ઉરેરા હતા. એવે ટાણે બુદ્ધિમાન માનવીની સૂક્ષ્મ સૂઝ માથે પણ આનંદની એવી છવાઇ જાય છે

હવે જેઠાણીએ પણ એમ જ કહ્યું કે "તમારા પરણ્યાજીને પૂછીને જાઓ." "આ તો આગૂમે ચલી આતી હૈ," પરણ્યો પણ એ જ કુળનો નબીરો હતો. એટલે કહે 'મરા કહ્યા વિના માથાં ન ગૂંથજો, સેંથા ન પૂરજો, આંખે કાજળ ન સારજો, શણગાર ન સજજો"

તોય હર્ષઘેલી ન સમજી કે આતો ઉરથી હુકમ છૂટી ગયો છે એનો અનાદર કરતાં અનર્થ પરિણામો આવે. ભાઇના લગનના વિચારે ભાનભૂલેલી ગોરી એમ સમજી બેઠી કે કાઈ મારા ભાઇના લગનમાં જવાની બધાં થોડી ના પાડે ? આતો સંસાર છે તે ઘર વ્યવહારનો ખટકો થાય અને પતિ પ્રત્યે અપાર વિશ્વાસ એ વિશ્વાસે તો એનું જીવન નાવ તરતું હતું.

પણ પતિના હૃદયમાં પત્ની શૃંગાર સજીને સગાભાઇના વિવાહમાં પણ મહાલવા જાય એવો ખાર હોઈ શકે એની કલ્પના સુદ્ધાં ક્યાંથી હોય ? પતિના હૃદયમાં પ્રેમને ઠેકાણે ઝેર ન હોઈ શકે. એટલે પતિની આજ્ઞાને એણે પતિની હાંસી માની. આવું તો દંપતિજીવનમાં અવારનવાર બન્યા કરે છે, ને છેવટ પતિ હા પાડે, એ તો નિત્યનું થઈ ગયેલું.

વહુવારૂએ તો ઉત્સાહઘેલી બની શણગાર સજ્યા. ગર્વિષ્ટ પતિથી આ કેમે ખમાય ?

ધેમચખ થઇ ગયો, પોતાના બાપના દેખતાં

ચોટલે ઝાલીને ઢસડી. જેઠના દેખતાં ઘોડે નાખી. અને વહુવારૂના ભાઈની વાડીએ લઇ જઇ ચોટલો ઝાલીને કરપીણ રીતે માથું વાઢી નાખ્યું.

આવા સંજોગોમાં સ્ત્રીઓએ કેટલાક પુરૂષોનાં માથાં વાઢ્યાં? હશે કોઈ હલકટ સ્ત્રીએ કાળા કામ કરતાં ધણી હત્યા નોંધાયાના બનાવો. પણ માત્ર પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા માટે જ પુરૂષના ખારથી પત્નીને રહેંસી નાખવાના બનાવોનું પ્રતિનિધિ છે આ લોકગીત. એની પહેલી અને છેલ્લી કડીમાં જ એની અસલ કરૂણા રહેલી છે. પહેલી કડીમાં સ્નેહ–વિશ્વાસુ નારી શું હર્ષઘેલી થઇને ગાય છે!

આજ મારે સોનાની શરણાયે
તે સૂરજ ઊગીઓ રે લોલ,
આજ મારે બાંધવડો પરણે
કે મૈયરનું નોતરૂં રે લોલ.

અને આવા હર્ષોન્માદ સામે છેલ્લી કડીમાં કેવો કરૂણ અંજામ બતાવે છે!

મારા સસરા દેખે ને ઝાલી ચોટલે રે લોલ,
મારા જેઠજી દેખે ને નાખી ઘોડલે રે લોલ,
મારા વીરાની વાડીમાં પરણ્યો પહોંચીઓ રે લોલ,
પરણ્યે ચોટલિયો ઝાલીને માથાં વાઢિયાં રે લોલ.

જે ચોટલાનું વર્ણન કરતાં કવિકુળ થાકયાં નથી, જે ચોટલા માથે માતાનો સ્નેહ પાંથીએ પાંથીએ સીંચાયો હતો, પિતાના આશીર્વાદ ઊતર્યા હતા. પિયર અને સાસરિયું જે ચોટલાની સુંવાળપ અને પાનીઢંક લંબાઈનું ગૌરવ અનુભવતાં, જે ચોટલાની લટો ઝાલીને બાળકે બાને કવરાવી હશે, એ ચોટલાને ઝાલીને માથું વાઢતાં પરણ્યાને જરાય આંચકો નહિ આવ્યો હોય? આંચકો આવ્યો. પણ માર્યા કેડે:

મૂરખે મારીને વચાર્યું કે
જાણ્યે ઢેલ્ય ઢળી રે લોલ.

એમ લાગે છે કે ઢેલ ઢળ્યાનો પસ્તાવો કરવા કરતાં કાયદાની અને સમાજની ચૂંગાલમાંથી છટકવાનાં કાળાં ધોળાં જ કર્યાં હશે. સાચેસાચ એવા કોઇ પુરૂષને હૃદયથી પસ્તાવો થયો હોત તો કેટકેટલા કઠોર પુરુષોનાં હૈયાં એણે પીગળાવ્યાં હોત! સીતાને વનવાસ કાઢીને રામ જરૂર પસ્તાણા હતા. પણ એવા રામ કેટલા?

સાચેસાચ પોતાને અનુકૂળ બીબામાં ઢાળવાની અહોરાત ચિંતા અને છેતર રોપમાં પુરુષો સ્ત્રીના હૃદયને પામી જ નહિ શકતા હોય? પુરુષનો પ્રેમ નારી ઉપરના પ્રભુત્વમાં જ રમમાણ કરતો હશે? પુરુષોના અનોખા પ્રેમની કથાઓમાં સ્વર્ગીય પ્રેમના કિસ્સા કેટલા? ના, ધરતી વંધ્ય નથી. એવા પ્રમાણિક પ્રણયીઓની કથા વળી કોઇ ટાણે આપશું.

*

## "સ્ત્રી ફૂલ"

આ સુંદર સૃષ્ટિ જોઇને એના કરનાર વિશે કોણ નહિ વિચાર કરે? તારી ધારણા જાણવાને હું ઘણું ઘણું મથું છું પણ ઓ પ્રભુ, વારે વારે થાકી હારી જાઊં છ અને બાવરો બનીને બાવરાંની પેઠ થઇ રહું છું. તેં જે નાના પ્રકારની સમૃદ્ધિઓ ઉપજાવી છે તેમાં સ્ત્રીફૂલ પણ અલૌકિક કર્યું છે. તે ફૂલ પોતાના અંદરના અને બહારના ગુણે એવું તો બેહેક બેહેક કરતું ખીલી રહ્યું છે કે તેની તરફ માણસની ઇંદ્રિયો ગયા વગર રેહેતી જ નથી. બહુ બહુ વિદ્વાનોએ તે ફુલની તપાસ કીધી છે અને તે ઉપરથી તારાં અપાર ડહાપણ અને તારી અગાધ શકિત જાણ્યામાં આવ્યાં છે. ખરેખર સ્ત્રીફુલની બલીહારી છે. પણ ગુજરાત દેશમાં હાલના સમોમાં અજ્ઞાનરૂપી દવની ઊની આંચ લાગી છે તેથી તે ફુલ નિસ્તેજ થઇ ગયું છે.

—નર્મદ

('નર્મગદ્ય' સપ્ટેમ્બર ૧૮૬૫)

# સીમરોલીની સતી આઇ

મહંત શ્રી હરિકૃષ્ણાચાર્ય

સંવત ૧૯૬૮ના આસો માસની સુદી પાંચમને દિવસે મહુવા તાલુકાના સીમરોલી ગામને પાદરે ધમસાણ મચ્યું છે. ગામના બધા લોકો, આડોશ પાડોશ ગામના ભાઈ-બ્હેનો અને તે સિવાય જેમને વાવડ મળતા જાય છે તે સાંભળનારા બધા સીમરોલી ગામે ખેંચાઈ આવે છે. આ ગામે ન જોયેલી હોય તેવી અભૂતપૂર્વ માનવ-મેદની ગામના પાદરમાં ઠસોઠસ ભરાઈ ગયેલ છે. ચોખાની ચપટી નાખો તો પણ દાણો નીચે ન પડે તેમ હૈયે હૈયું ભીંસાય છે.

આ માનવ સમુદાયની વચ્ચે એક ચિતા બળે છે. તેમાં એક માનવ કલેવરના અંતીમ સંસ્કાર થઈ રહ્યા છે. આવતા જતા લોકોમાંથી કોઈ ચિતામાં શ્રીફળ નાખે છે, કોઈ ઘીની આહુતિ આપે છે, કોઈ પાવડીના આગ ગળોમાં નાખી ખુલ્લા પગે ચિતાની પ્રદક્ષિણા ફરી સતી માતાના જય જયકાર બોલાવી માનવ મેદનીમાં ભળી જાય છે. સવારના શિરામણ ટાણે ચિતા બળવા માંડી. આ ભેગો થયેલો માનવ સમુદાય નમતા બપોરે પાંખો પડે છે, તેની સાથે સતી માતાના જય જયકારનો ગગનભેદી નાદ પણ ઓસરતો જાય છે. પૂર્વ દિશા તરફથી ફૂંકાતા પવનના સુસવાટામાં ચિતાની રાખ ઉડી જવાથી નીચે પડેલા હાડપિંજર ઉપર તરી આવે છે. તે વીણવાનું કામ ભીના પોતિયાવાળા બે આદમીઓ કરતા દેખાય છે. બધા અસ્થિનો ઢગલો જે સ્થળે ચિતા ખડકેલી હતી તેની નીચે એક ખાડો ખોદી તેમાં વીણેલા બધા હાડપિંજર પધરાવી તેની ઉપર નાનો એવો કામચલાઉ ઓટો તૈયાર કરી, ઉપર અગરબત્તી સળગાવી સમાધિની બંને બાજુએ ઘીના દીવડા પ્રગટાવી ભક્તિપૂર્વક નમન કરી ભીના કપડાવાળા બંને આદમીઓ વિદાય લઈ રહ્યા છે.

આ દિવસે શિરામણ ટાણે હાટીના માળિયા તાલુકાના ભાખરવડ ગામનો રામજી ગોર પોતાની તેર ચૌદ વર્ષની પુત્રી સંતોકને સાથે લઈ માંગરોળ તાલુકાના કાનેજ ગામે હાટી જજમાનોમાં માગા ઉઘરાવવા માટે જતા સીમરોલી ગામને પાદરે વિસામો લેવા બેઠા હતા. આ વખતે ધણનો ગોવાળ લાખો રબારી લાકડી ખાતો ધ્રુજતો કાંઠે ગામની તરફ બૂમરાણ મચાવતો દોડતો આવતો દેખાણો, તેને કોઈ સાંભળે છે કે નહીં, તેની વાત કોઈ સાંભળનાર મળે છે કે નહીં, તેની પરવા કર્યા વગર રઘવાયો થઈ મોટા અવાજે જોરથી તાડૂકતો આવે છે કે 'ઇ ઝીંઝુવાડા જેવા કાળના છોરું, આજે ધણમાંથી પાંચ સાત જાનવરો ઓછા કરશે ઈ અખાજના ખાનારા દૂબળું-પાતળું ગણ્યા વગર ઢોરોને ચૂંટી નાખે છે. આ દુઃખ નજરે જોવાતું નથી. ગાયું કોઈ ચડતિયું નથી. વેરણ છેરણ થઈ ગયું છે અને ઈ પાપીઓ પ્રેમના ગાયોને પણ છૂટે હાથે જે આ ધુંવાડે સંહારે છે. આડા ફરવા જતા મેં પણ ત્રણ ચાર લાકડિયું ખાધ્યું છે. આજ ગાયુંની ખેર નથી. ગામમાંથી કોક દોડો, ગાયુંને બચાવો.'

ગામના પાદરમાં વિસામો લેવા બેઠેલો આધેડ ઉંમરનો રામજી મહારાજ ઊભો થઈ ગયો. લાખા ઢાળા કાન માંડી તેણે બધી વાતો સાંભળી લીધી.

તેને ઉપરા ઉપરી વિચારો આવવા લાગ્યા. ગાયો તો આપણું પુરાણું ધન કહેવાય, ભગવાન કૃષ્ણચંદ્રે ગૌસેવા કરી તેને પ્રતિષ્ઠા આપી છે. તેના રૂંવાડે-રૂંવાડે દેવ દેવીઓ વાસ કરે છે. ગૌમાતા માટે પ્રાણની આહુતિ આપનારા ક્ષત્રિયો તેને યાદ આવ્યા. હિંદુ ધર્મમાં પૂજનીય ગણાતી ગૌમાતા ઉપર અમાનુષી માર પડવાની વાત સાંભળી તેનું હૃદય ઊકળી ઊઠ્યું. તેની આંખમાં રોષ ભરાણો અને ગૌમાતાઓ અને ગામના પશુધનની કુમકે જવાના નિરધાર સાથે પુત્રી સંતોક સાથે લાખા ગોવાળની પાછળ ગામને રસ્તે તે પણ ચાલ્યો.

ચોક વચ્ચે આવેલી મંદિરની ડેલીએ ગામના

ગણદેરાઓમાં ગણના થાય તેવા મહંત રામદાસજી, ડુંગર શેઠ, વેલો પટેલ, અને નગાજણ હાટી, બેઠા હતા. તેઓએ લાખા ગોવાળનો વણથંભ્યો લલકારો સાંભળી, ચોકમાં આગળ આવી લાખાને કાંઇ પૂછે એ પહેલાં જ ઊકળી ઊઠેલા તે ગોવાળે શરૂ કરી દીધું કે, "બાપા ! ગાયું ને બચાવો, ઢોરને બચાવો, કુકસવાડાના રજપૂતો આપણું ધણ વાળી જાય છે. અને ગાયુંને મારે છે." આ વાત થાય છે ત્યાં રામજી ગોર આવી પહોંચે છે. તેણે ગામ તરફ દૃષ્ટિ કરી અને જાણી લીધું કે મોસમનો વખત હોવાથી નાના મોટા સીમ સેઢે ગયાં લાગે છે. અત્યારે ધણની પાછળ જાય એવા જુવાનો ગેરહાજર લાગે છે.

ગામના આગેવાનો પણ અંદરો અંદર સંતલસ કરતા હતા કે. "ગાયોની પાછળ જાય કોણ ?" આગેવાનોની મૂંઝવણ પામી જઇ રામજી મહારાજે સામેથી ગાયોની પાછળ જવાની પોતાની તૈયારી બતાવી.

રામજી ગોરનો નિશ્ચય જાણી ગામમાં ડાહ્યા અને ગણતરીબાજ ગણાતા ડુંગરશેઠે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં જણાવ્યું કેઃ "સામા વાળા કેટલા હશે ? કેટલે દૂર નીકળી ગયા હશે ? આપણે આંબીએ તો પણ એને પહોંચીએ ખરા ?" ડુંગર શેઠના મંતવ્ય સામે પોતાનો અણગમો બતાવતાં રામજી ગોર બોલ્યો કે :

"શેઠ ! જિંદગીને છાબડીમાં નાખીને જોખ કરતાં અમને ન આવડે. પેઢી દર પેઢીથી કાઠિયાવરણનું અન્ન ખાઇએ છીએ. ગામની ગાયો તગડાય અને હું બેઠો બેઠો હિસાબના આંકડા માંડુ એ કરતાં તો સામી છાતીએ ખપી જવું શું ખોટું ?' આમ કહેતાંક ને પારકી સંપતિના રક્ષણ ખાતર ગામની આબરૂ બચાવવા એ બ્રાહ્મણ ધણ પછવાડે હાથમાં ડાંગળું લઈ હાલી નીકળ્યો. નજરે જોનારાં બધાં ખસિયાણાં પડી ગયા. એક નગાજણ હાટી વગર તેઓ પણ રામજી ગોરની પાછળ ચાલી નીકળ્યા.

રામજી મહારાજ જોતજોતામાં ધણની આડે આવીને ઊભો રહી પડકાર કરે છે કે : "હવે ભાયડા બનજો, જીવતું જાવું હોય તો ધણને છોડી દ્યો."

ત્યાં તો રામજી મહારાજની પીઠમાં એક ડાંગનો ઘા પડે છે, અને માથામાં પત્થરનો ઘા પડવાથી તે જમીન ઉપર ઢળી પડયો.

પિતાની આ સ્થિતિ જોતાંની સાથે જ સંતોકની કાયા ધ્રુજી ઊઠી, રુંવાડાં ઊભા થઈ ગયાં. તે કાલિકા ભોવાનીનું રૂદ્ર સ્વરૂપ ધારણ કરી જમીન ઉપર પડેલી પિતાની ડાંગ ઉપાડી વિફરેલી વાઘણની અદાથી ઠેક મારે છે, ત્યાં બે જણાએ તેને પકડી લીધી. ઠોંટ બૂસટ કરીને છોડી દીધી. પણ અત્યારે સંતોક ભાખરવડના બ્રાહ્મણની કન્યા મટીને કાલિકા ભોવાનાં રૂપે રણે ચડી હતી. બાજુના ખેતરમાં છૂટેલા હળ તરફ સંતોકની દૃષ્ટિ પડતાંની સાથે જ કૂદીને તેણે હળમાંથી કોશિયાળો કાઢી, પોતાના ગળામાં આ પાર ઉતારી દીધો. લોહીના ફૂવારા છૂટયા. અને તે લોહીના ભરેલા છાપવાં સાથે ચોરટાઓ તરફ પડકારો કરીને દોડી કેઃ "ગાયોનું લોહી પીવામાં બાકી રહી ગયું હોય તો હવે આ બ્રાહ્મણનું લોહી પી લ્યો. એટલે તમને નિરાંત થાય."

બ્રાહ્મણ કન્યાનું આ સ્વરૂપ જોઇ ચોરટાઓ થંભી ગયા. આગળ ભાગનાં તેના પગ બંધાઇ ગયા. તે પથ્થરના પૂતળા માફક ઊભા રહી ગયા. સંતોક છાપવાં ભરી ભરીને લોહી છાંટે છે અને ચોરટાઓ માફી માગે છે. આ ધડવરછડ ચાલતી હોય છે ત્યાં ગામના આગેવાનો આવી પહોંચે છે.

ઊભેલા જુવાનોને જોતાંની સાથે જ મહંત રામદાસજીના મોંમાંથી શબ્દો સરી પડયા કે "અરે, સરદારસિંહ, આ તમે ? અમારા ગામની ગાયો ઉપર આવો કેર વર્તાવવા ખાજ અખાજનો વિવેક ભૂલી અમારી પણ અદબ ન રાખી ? અરે, રામ રામ રામ!"

મહંત રામદાસજીના ઉદ્‌ગારો સાંભળી કૂકસવાડાનો રાયજાદો સરદારસિંહ જમીન માગ આપે તો સમાઈ જાય એવો શરમિંદો બની પત્થરના પૂતળા માફક ઊભો હતો ત્યાં જ જડાઈ ગયો. ધણ ગામ તરફ લાગી જતું હતું, તેને કોઇએ રોકયું નહીં. સરદાર-

સિંહના માણસો અને ગામના મોવડીઓ આમ અવાક્ બની સામસામે ઊભા રહી, કોઈ કોઈની સામે વાત કરતુ નથી

થોડીવારે કાનર ઊતરતા સરદારસિંહ આગળ આવી મહંત રામદાસજીના પગે હાથ નાખી માફી માગવા લાગ્યો કે "બાપ, માફ કરો આ બધુ કાચુ કપાયુ છે હુ તમારા ધણ આડે આવુ એવો અખાજનો ખાનાર નથી પણ અમે છેતરાણા એક વાતની આપને અને આપના ગામ આગેવાનોને વાત આપુ છુ કે, આજથી પંદરેક દિવસ પહેલા વાળુ ટાણે બે ઘોડેસ્વારો તમારા સીમરોલી ગામના ટોડામા ઘોડા ઊભા રાખીને બંદૂકોના ભડાકા કરી, પછી પડકારો કરીને ચેતવણી આપી હતી કે 'નગાજણ હાટીને કહેજો કે, ધ્રેજના ધકેલોનુ સોનુ રાખ્યુ છે તેનુ સમાધાન પંદર દિવસમા નહી થાય તો અમારી વાટ જો જો' "

"નગાજણ હાટીએ અમારી વાત ન સાભળી પણ ધકેલોના બે જુવાનોને માળિયાની ભર બજારમા પોતાના ભાયાતુના હાથે માર ખવરાવ્યો આમ ચોરી ઉપર શિરજોરી કરી બાકી ધ્રેજના ધકેલો સાથે અમારે સાત પેઢીનો નાતો છે સુખદુખના પ્રસગે સાથે રહીએ છીએ ધકેલ ડાયરાએ આ ગામના હાટીઓનો માલ વાળી લેવાનુ પરિયાણુ કર્યું તેમા અમને પણ સાથે આવવા માટે કહેવામા આવ્યુ એકબીજાની રખાવટના નાતે અમારે સાથે હાલવુ પડ્યુ અહી આવીને અમે એક હાટીના જણને પૂછ્યુ કે 'એના આ સામે કોનો માલ ચરે છે?' તેણે સામો જવાબ આપ્યો કે "ઈ માલ આપા નાગાજણનો અને ફળિયાના બીજા ભાઈઓનો છે.' આમ અમે આ માતાની આડે પડવા ગામના ધણની અમને ખબર હોત તો આડા પણ ન ઊતરત. ગોવાળે પણ ઈ વાતની ફોડ પાડી નહીં લાકડી લઈને અમારા જુવાનો સામે થયે. અને બેન પણ બે ત્રણ લાકડિયુ પડી છે આ માતાજીએ પણ ઘણુ કર્યું. એ પહેલા શાતિથી અમને વાત કરી હોત તો અમારે આ ભોડપનો ભારો લેવો ન પડત હવે અમને બધા માફ કરો '

રામજી ગોરને ઝોળીમા નાખી સતોકને સરદારસિંહ પોતાની કાંધ ઉપર ઉપાડીને ગામને પાધર આવ્યા ત્યા સતોકની આખો ફૂલી ગઈ એણે આજ્ઞા આપી કે "મને અહી ગામના ટોડામા અગ્નિ સસ્કાર કરજો, અને તે સ્થળે મારી ફૂલ સમાધિ દઈ ઉપર પાળિયો માડજો"

સરદારસિંહે પગમા પડી બ્રહ્મકન્યાની માફી માગી માતાજીએ તેના માથા ઉપર હાથ મૂકી કહ્યુ કે

"ભાઈ તને માફ છે પણ અમારા વશજો કુકસવાડાનુ પાણી નહી પીએ" આજે પણ ભાખરવડના બ્રાહ્મણો કુકસવાડે જતા નથી આટલુ બોલતાની સાથે માતાજીએ પોતના ગળામા પરોવેલ કંઠિયાળો કાઢી નાખ્યો તે રીસે ચઢયા અને સીમરોલીના પાધરમા સતી આઈ પરમ શાતિમા પોઢી ગયા.

સીમરોલી ગામને પાદરે અત્યારે સતી આઈનો પાળિયો સમાધિ ઉપર બિરાજે છે દર સોમવારે ગામ સમસ્ત માતાજીનો દીવો કરી પાળિયાને કુલેરનું નૈવેદ્ય જુવારે છે

આ રાગદ્વેષ અને કુસપના જમાનામા સીમરોલી ગામની એકતા જે સાત પેઢી પહેલા હતી તેવી જ ચાલુ છે, તે આ જોગમાયાની આસ્થાનુ પરિણામ લોકો માને છે

*

શૂરા પાસે ઘર કરી, લજવી મોરા કાત,
તુ રહ્યા હોત ઘર ઝૂપડે, તો હુ રણમા જાત
કથ કટારી આપણી, ઊભાં પગાં ન દેય;
રૂધિર અકાળે ધડ પડે, ભાવે સોહી લેય
પ્રીતમ ઊઠ કણાણુ લે, મૂછ મરોડ મ રોય;
મરદે મરવુ હક્ક છે, રોવું હઠ ન હોય.

# માતાજીની આરણ્યુ અને ઝીલણિયા

કરસન પઢિયાર

માતૃપૂજા એ નહિ નહિ તોય ત્રણેક હજાર વરસથી ચાલી આવે છે. કાળ જતાં માનેલા ધર્મોમાં સુધારા વધારા થયા. સંપ્રદાયો વધ્યા. છતાં શક્તિપૂજા લોકજીવનથી આજ સુધી અભિન્ન રહી છે. સુધરેલા સમાજમાંથી ઘણાને પોતાના કુળદેવી હોય છે અને એના નૈવેદ્ય વગેરે કરે છે. આ માતૃપૂજાનો અવાર નવાર નિર્દેશ વિદ્વાન પુરાતત્ત્વવિદ્ શ્રી મણિભાઈ વોરાના અને એમના મિત્રોના 'ઊર્મિ' માં પ્રગટ થતા લેખોમાં આવે છે.

શક્તિપૂજામાં ગુજરાતમાં ચારણ આઈઓ વિશિષ્ટ રહ્યાં છે. જેને 'નવલાખ લોબડીવાળી' કહીને સંબોધાય છે. એનું ઘણું સાહિત્ય આજ સુધી પ્રગટ થતું રહ્યું છે. શક્તિપૂજાનો એક ફાંટો માતાજીની ધૂણનો ગુજરાત વ્યાપી સેંકડો વરસથી ચાલ્યો આવે છે. જેમાં ભૂવાનું પ્રભુત્વ વિશેષ હોય છે. આદિવાસીઓમાં આ ભુવાને બડવો કહે છે.

માતાજીની ધૂણ્યનું સાહિત્ય ગદ્ય અને પદ્ય બેયમાં હોય છે. પણ વિશેષ પદ્યમાં છે. જે પદ્ધતિસરનું છે. જેમાં ગીત, દુહા, છંદ, વગેરેમાં વાત મંડાય છે. આ સાહિત્યનું દોહન આજ સુધી સંશોધનક્ષેત્રે થયું જાણ્યું નથી. એમાં માતાજીની ચાલી આવતી વાતોનું પદ્ધતિસરનું સંકલન કરેલું હોય છે, છતાં વિશિષ્ટ પ્રકારનું છે, લોકસાહિત્યનો આ ખૂણો આજ સુધી અજવાળ્યા વગરનો રહ્યો છે. તેર ચૌદ વરસ પહેલાં એના જાહેર કાર્યક્રમો અમે કરેલા, પણ સાહિત્યિક દૃષ્ટિએ સર્વપ્રથમ એનો આછો ચિતાર અહીં રજૂ થાય છે.

આ સંગીતપ્રધાન સાહિત્યમાં ડાક-ડાકલું અને ઝાંઝ એનાં મુખ્ય વાદ્યો છે. ડાકલું અતિ પ્રાચીન વાદ્ય છે. સંસ્કૃતમાં એને હુડુકલી કહે છે. વાદ્ય તરીકે એ જેમ વિશિષ્ટ છે, તેમ એના તાલ પણ અનોખા છે. આ ધૂણ્યનું સમગ્ર સંગીત રૌદ્ર અને ભયાનક ભાવ પેદા કરે છે. એના ધ્વનિનાં આંદોલનો આવેશ પેદા કરે છે. ભલભલાને આવેશમય બનાવે છે. પણ વગર આવેશે પણ એના સંગીત-માં એક પ્રકારનું એવું આકર્ષણ રહેલું છે કે સાંભળનારને જકડી રાખે છે.

જેમ ડાકના તાલ હોય છે તેમ એના ગીત-સંગીતને આરણ્યું ને હાલરડાં કહે છે. ઝીલણિયા પણ કહે છે. ધૂણ્યના આ સંગીતમાં સામગાન અને અરણ્યગાનને ઘણું મળતું આવે છે. સંભવ છે કે એમાં રહેલા આદિસ્વરોને કારણે એ હોય. રબારીઓથી ગવાતી સરજૂ પણ એવો જ એક પ્રકાર છે. વહેમોને, અજ્ઞાનને, અંધશ્રદ્ધાને અને જડતાને પોષતી ભૂવાઓની સંસ્થા હજી ગ્રામ અને જંગલ વિસ્તા-રમાં ઊંડી જડ ઘાલી બેઠી છે. પણ અહીં તો સમાજશાસ્ત્રની દૃષ્ટિએ એના સંશોધન પૂરતો જ પરિચય અપાયો છે. અને ખાસ કરીને એના સંગીતમાંથી સંગીતશાસ્ત્રને અને લોકસંગીતને સમૃદ્ધ બનાવે તેવા સ્વરોનો ખજાનો પડ્યો છે, તે તરફ ધ્યાન દોરવાનો એવો હેતુ આ સાહિત્યના પરિચયમાં રહેલો છે

—સંપાદક

પ્રાચીન વાદ્યોમાં શિવનું જેમ ડમરૂ છે તેમ શક્તિની ડાક છે. ડાક અત્યારે રાવળ (જોગી) કે બીજા પણ દેવીભક્ત પોતાનાં કુળદેવી અગર તો અન્ય માતાજી-ના નૈવેદ્ય, જેવાં કે, તાવો, વરસોંજ, માંડવો, અને નવરાત્રી વિગેરે પ્રસંગે એ ભૂવાઓને ધૂણાવવા, તેમજ દેવ-દેવીઓની વાર્તાઓ કહેવી હોય ત્યારે વગાડતા

હોય છે.

ભૂવાઓને ધૂણતાં ધૂણતાં જુદાં જુદાં માતાજીઓના આવેશ આવતા હોય છે. આ વખતે ડાકનાં જુદા જુદા તાલો લોકબોલીમાં નક્કી કર્યા મુજબ ફરતા હોય છે.

કોઈ પણ દેવી ભક્ત પોતાને ત્યાં માતાજીના કોઈ પણ પ્રસંગે ગામમાં જે જે રાખડી બંધ, (ભૂવાની ડીગ્રી) ભૂવાઓ હોય તેઓને પોતાને ત્યાં નોતરે છે, (આમંત્રણ આપે છે.) આવા નોતરેલ ભૂવાઓ એક પછી એક અગર તો ક્યારેક સમૂહમાં (લટ છોડવા) ધૂણવા બેસે છે, જેને લોકબોલીમાં માંડવું પણ કહે છે, આ માંડવામાં બેસનાર ભૂવો પોતે જે માતાજી ધૂણવાનો હોય, તેની ડાંડી નાખવાનું (ડાક વગાડવાનું) રાવળને કહે છે, ધૂણવા બેસેલ ભૂવાના કહેવા મુજબ માતાજીની ડાક (તાલ) અને એની સાથે ગવાતા માતાજીના ચમત્કારો અને પ્રસંગોના ઐતિહાસિક તેમજ પ્રશસ્તિ કાવ્યો જેવાં કે, દુહા, (જેને આરણ્યું કહેવામાં આવે છે,) અને ગીતો, જેને હાલરડાં અગર ઝીલણિયા કહેવામાં આવે છે, તે ગાય છે, તેમાંથી થોડા અહી રજૂ કર્યા છે.

(૧)

શ્રી ચામુંડા માતાજીનો ભૂવો ધૂણવા બેસે ત્યારે ડાકના વાગતા તાલને હીંડોળો તાલ કહેવામાં આવે છે, જે વિલંબિત તેમજ દ્રુત ગતિમાં પણ વગાડવામાં આવે છે, એની સાથે ગવાતા દોહા અને ગીત આ પ્રમાણે છે.

દોહા

સોટીલો માડી કરને લીલો,
પરજુમાં લેને પંસાળ;
સેંજળ બેઠાં સારસ લવે, વાય દેવકો પંસાળ–૧

સારણીયા સડને સોટીલે, સૂતી જોગણને જગાડ;
દાડમો (માડી) લેને દાઢજમાં.
સાળવી લેને સાવંડ–૨

સૂતી (માડી) સૂંઢયુમેર, સરૂ સરાવો કરીને;
સખરીયો વગાડે સારંગી;
જાગને જરાક જોગણી–૩

ગીત–ઝીલણિયું

સોટીલે જૈને માં, સાવંડ કેવાણાં તમે,
સાવંડ કેવાણું જો...
અરે, તું તો પંસાળમાં પૂજની રે,–
દેવ જાગ્યે,...
જોગણ જાગે હે, વીહાભજાળી માં,
તું છો જોરાળી જો.... ૧

ગાડાં જોડાવી મા, પથ્થર મંગાવ્યા તેં તો
પાણા મંગાવ્યા જો...
અરે તેં તો છગમણાં ઓરડા ચણાવ્યા રે
દેવ જાગ્યે, ...
જોગણ જાગે હે વીહભજાળી માં,
તું છો જોરાળી જો– ૨

તાતા રે વા'વનાં માં પાણી મંગાવ્યા તેં તો
નીર ખેલાવ્યા જો...
અરે તેં તો ખેલાવ્યાં હે બેધાળી રે,
બેળિયાળી માં,...
જોગણ જાગે હે વીહા ભજાળી માં,
તું છો જોરાળી જો.... ૩

માયો મેકાહર મા, રગત પીધાં તેં તો
રૂદર પીધાં જો....
અરે તેં તો અમર પિયાલા ઘોળી પીધા રે
દેવ જાગ્યે,
જોગણ જાગે હે વીહાભજાળીમાં,
તું છો જોરાળી જો... ૪

(૨)

શ્રી બહુચરાજી માતાજીનો ભૂવો ધૂણવા બેસે ત્યારે કહે કે બહુચરાજીની ઘૈ (ધાય) વગાડય,–ડાક વગાડય, આ વખતે વાગતા તાલને અર્ધ હીંડોળ, તાલ કહેવામાં આવે છે, જે વિલંબિત તેમજ દ્રુત ગતિમાં પણ

વગાડવામાં આવે છે. એની સાથે ગવાતા દોહા અને ગીત આ પ્રમાણે છે.

દોહા

ખુટ ખલ્લળ ને બેચરા, ત્રણે રમે તાળીએ,

+ × –૧

કુકડિયા ભોજન કર્યા તળિયા તાવા માંય,
બોલાવ્યા મુંગલનાં ઘટમાં, બોટીએ
બોટીએ બેચરી– ૨

## ગીત–ઝીલણિયું

છોડય છોડય બાપલ કેરી, કુણ કુણ મેરા ગના,
મરઘા બોલાવ્યા દેવી માઝમ રાત–
એ-ઉભલા ઉભલા સોનીડાને હાટડે હોરે
માતા બુટડી–હોરે દેવી બેચરી હોરે મા–૧
ઝૂમણાં ઝૂલવે, મેપત બારૈયો હોરે માતા
બુટડી–હોરે દેવી બેચરી હોરે મા–૨
વાણીડાને હાટડે, દોશીડાને હાટડે વિગેરે–

(૩)

શ્રી ખોડિયાર માતાજીનો ભૂવો ધૂણવા બેસે, ત્યારે વાગતી ડાકનો તાલ, તેને......આ તાલ પણ વિલંબીત અને દ્રુત ગતિમાં વાગે છે. એની સાથે ગવાતા દોહા અને ગીત આ પ્રમાણે છે.

દોહા

ખોડલ માડી જડખૂબડી,
તારા સતનો નાવે પાર;
વાઢયા ધડ સંધાડિયા,
અચુપને કર્યો અહવાર – ૧
આવડ ખોડલની અમારે ઓથ્ય,
કેનાં હૈયા આગળ કરગરઈં
પાંચ સોનામોર હીરાગર ચંદરવો,
માની લે મોમડી પાની ખોડિયાર.-૨

ગીત–ઝીલણિયું

આવડ તારો રોઈસાળે છે નેહ રે
તાતણે વહે રે આવડ ખોડિયાર–
હો મેરખિયા પોઠીડો પલાણ રે–
અમારે જાવું તે મૈડા વેચવા–૧
સાતે બેને કરિયા રે પરિયાણ રે–
વાળા રે નગર બાયું હાલીયું–૨
હાલીયું હાલીયું ગળતી માઝમ રાત રે
આવીને ઉભીયું પોળને બારણે–૩
હો પોળીડા પો ળ ઉઘેડ રે –
અમારે જાવું છે વળા શેર’માં–૪
ઘેલી સારણ્ય ઘેલડીયાં નો બોલ રે–
દીધી રે પોળ્યું સવારે ઉઘડે–૫
ભાંગા ભાંગા લોઢાનાં કમાડ રે–
પેલો રે માર્યો રે રાનો પોળીયો–૬
ત્યાંથી સારણ્યું સડવડ સાલી જાય રે,
આવીને ઉભી રે માણેકચોકમાં–૭
હો વાણીડા ઘીવડીયાને તો ળ રે,
આવડનો ઘડુલો સવા લાખનો–૮
તોળીયા તોળીયા લાખ બેલાખ રે,
આવડનો ઘડુલો સવા લાખનો–૯
ત્યાંથી સારણ્યું સડવડ સાલી જાય રે,
આવીને ઉભીયું વડલા હેઠ જો–૧૧
ઝરમર ઝરમર વરહે ઝીણાં મેઘ રે,
વડૂલો વરહે રે સાચા મોતીએ–૧૨

(૪)

એ જ રીતે શીકોતર (શીકોત્રી) દેવીના ભૂવાને ધૂણાવવા તાલ વિલંબિત હીંચ વાગે છે. અને આ તાલ સાથે આ ગીત ગવાય છે.

## ગીત–ઝીલણિયું

હુમે રમે હુમે રમે મારી દરિયાની દેવતા
હૂમે રમે....૧
લીલા નેજા રે લીલા નેજા મારી દરિયાની
દેવના લીલા નેજા...૨
વા’ણ વાલાં રે વા’ણ વાલાં મારી દરિયાની
દેવને વા’ણ વાલાં....૩
સંઘ વાલો રે સંઘ વાલો મારી દરિયાની
દેવને સંઘ વાલો....૪

(૪)

શક્તિ, દેવી, જે આદ્યિયા શક્તના નામે ઓળખાય છે, તથા ધાવડીમાતા, મેલડીમાતા, કાલિકા માતાજી વિગેરેના ભુવાઓને ધૂણાવવા માટે ડાકના વાગતા તાલને 'બેઠી ઘૈ,' કહે છે, આ બેઠી ઘૈ નામના તાલમાં ઉપર કહેલામાંથી કોઈ પણ માતાજીના ભૂવાને ધૂણાવવા જે તે માતાજીની આરત્યુ ગવાય છે, અને ભુવો ધૂણતાં ધૂણતાં બરાબર આવેશમાં આવે એટલે આ તાલમાંથી, કાં દીંચ અને કાં ડંમરમાં કોઇ પણ ઝીલણિયું "પાવળીયા" એટલે રાવળ ભાઇઓ ગાય છે. જેનો નમૂનો આ નીચેના મહાકાળીના હાલરડાથી જોઇએ.

## ગીત હાલરડું, તાલ ડંમર

પાવાની દેવી માતા કાળકા રે -(૨)
એજી માએ સોળ સજયો શણગાર
—ગઢ પાવાવાળી—ટેક

પગ પરમાણે માને કડલાં રે-(૨)
એજી માને કાંબીએ લીધેલ વાદ
ગઢ પાવાવાળી—પાવાની. ૧

હાથ પરમાણે માને ચૂડલી રે—(૨)
એજી માને ગુજરીએ લીધેલ વાદ
ગઢ પાવાવાળી—પાવાની.૨

ડોક પરમાણે માને હાણિયું રે-(૨)
એજી માને ઝરમરે લીધેલ વાદ—
ગઢ પાવાવાળી—પાવાની. ૩

નાક પરમાણે માને નથડી રે—(૨)
એજી માને ટીલડીએ લીધેલ વાદ—
ગઢ પાવાવાળી—પાવાની. ૪

(૫)

## શ્રી વિહોત (વીસહથ્થી) માતાજીના—દોહા

એકે એકલ હુઈ, સધ લેવા સીતાની
વાળી સીતા વે'લ, વધન તાપલા વીહળી-૧
બીજે ગરાવી બાંય જોગણ જઇ જોગેસર કને,
ઉગાર્યા તત્ધા, વધન તાપલા વીહળી—૨
ત્રીજે કર્યો તાવ, લઇ ભારથને ભાંગિયો,
માહેલ મઢવીને કરી વાત, વધન તાપલા વીહળી—૩
ચોથે સકર સાળવ્યા, લઇ ભારથને ભાંગિયો,
સોળી તું ભર સાંસ, વધન તાપલા વીહળી-૪
પાંચમે' દીધો પગ, લઇ ભેંસાને ભાંગિયો,
સોળી તું ભર સાંસ, વધન તાપલા વીહળી-૫
છઠ્ઠે ળત ધર્યો, લઈ સમરથ્થને સાળવ્યા,
પૂગી પંડનું પાસ, વધન તાપલા વીહળી-૬
સાતમે' સરરાય, વાંહો દઈ વહઇ,
સારણીયા રૂપ સધારા વધન તાપલા વીહળી,-૭
આઠમે એંકાણ, પૂજીએ' તારા પાવ,
દેવી કે નો ડગું, વધન તાપલા વીહળી-૮
નૌમે નોંગળીયો, સિધવ કરે સામગરિયું,
ત્રણ ભવનને તાગ, વધન તાપલા વીહળી-૯
હદમે' લાગી ડાક, સર સઠી સાસર ખૂંદવા કરે,
થર થાપ ગુંગસીયાને, વધન તાપલા વીહળી-૧૦
અગિયારમે' ઉઠી ભલી, (લે) જાળા ઝરઠાને હર,
ધ્રુજાવ્યા નાગ તંમર, વધન તાપલા વીહળી-૧૧
બારમે' ખળરાય, લઈ મશરૂને મારિયો,
પાંહળીયા દીધા સૂળ વધન તાપલા વીહળી-૧૨
તેરમે તુ તરી, બૂઠી પણ બૂડી નૈં,
પરસો આપ્યો પાસ, વધન તાપલા વીહળી-૧૩
ચૌદમે' તું ચાલી, ને જે નૌધણને,
સંઘ જીતાવી વેલીવળી, વધન તાપલા વીહળી-૧૪
પંનરમે બેઠી પિયાળ, ક્રોડ પવાડા તેં કર્યા,
દેવી કે નો ડગુ, વધન તાપલા વીહળી,-૧૫
સોળમે' સભરાય, હોંકારે હિન્દુને,
દેવી કે નો ડગું, વધન તાપલા વીહળી-૧૬
સતરમે સવસી, વરમંડ લઇ વધારીયા,
કળજગને કર્યો કીડ, વધન તાપલા વીહળી-૧૭
અઢારમે' અવશર, પરળત પાણી ગૈં,
તાતા રેવત ઠારિયા, વધન તાપલા વીહળી-૧૮
ઓગણીમે' અણી લઇ તરહૂર તાણીયા,
નાખ્યા ઘા ભૂલે ને, વધન તાપલા વીહળી-૧૯
વીહમે' વધારીયા, રખ તો અરદા તણી,
સારણીયા રૂપ સધાર, વધન તાપલા વીહળી-૨૦
દેવી દીયાડા, તું પાધરીયે પાધરા,
કઈ ફેર કફેર, વહમા ટાળ્યે વીહળી-૨૧

# અણનમ કૌમાર વ્રત

બાપલભાઈ ગઢવી

ભાવનગર જીલ્લાના મહુવા તાલુકામાં લુંઝા જેવા સારદિકા ગામમાં કાળો ભગત અને તેનાં ધર્મપત્ની હાંહબાઈ. જાતે હરિજન. મહેનત મજૂરી કરી, પરસેવો પાડીને કમાય. આવ્યા ગયાને ટૂકડો આપે. સાધુ સંતની સેવા કરે. જીવ–પ્રાણી માત્રમાં ભગવાનનાં દર્શન કરે. હરીરામ ગોદડીયા, પાતોભગત કાળીલા, સુરગ ભગત વાવડી, ભૂરારામ ગરમલી, હરીવલ્લભદાસ અખેગઢ, મણીરામજી લીંમડી; આવા સંતો, મહંતો, ભકતો અવારનવાર આવતા અને પ્રભુ સ્મરણ કરતા.

કાળાભગતને ચાર દીકરિયું અને એક દીકરો એમ પાંચ સંતાન. મોટી દીકરીનું નામ લખમી, બીજી ધૂના, ત્રીજી કુરબાઈ અને ચોથી જીવી. દીકરાનું નામ રૂડો.

લખમી, ધૂના અને કુરબાઈ ઉંમરલાયક થયું. કાળોભગત અને હાંહબાઈ દીકરિયુંને જોઈ અંતરમાં અકળાય છે. 'આ પારેવડી જેવિયું દીકરિયુંને કયાં દેશું ?'

કાળા ભગતને ઘરે ભગવાનનું મંદિર, ફળીમાં તુલસીનો કયારો અને ગાયની સેવા થાય. નાહ્યા વગર કોઈ અનાજ લ્યે નહીં. માળા ફેર્યા વગર કોઈ પાણી કરે નહીં. મહેનત કરીને જ કમાવું અને ખાવું. આવું જીવન જીવે. એને લાયક કયાંય હરિજનનું ખોરડું ધ્યાનમાં આવે નહીં. કાળાભગતે તળાજાથી માંડી ને રાજુલા અને મહુવાથી માંડી અને ધનાભગતના ઘો.ા સુધી નજર નાખી જોઈ, પણ કયાંય સારૂં ઠેકાણું નજરે પડતું નથી. મુંઝાઈ મુંઝાઈને એક દી બેય માણસ કોરાની વાત કરવા બેઠાં. "અરેરે ! આ દીકરિયુંનું શું થાશે ?" એમ કહી સતજુગિયા, સંતહૃદયનાં બેય માણસ સામ સામા કોચવાઈ ગયાં. આ બનાવ જોઈને મોટી દીકરી લખમીનું હૃદય વલોવાઈ ગયું. મા–બાપની આંખોમાં ડળક–ડળક બોર બોર જેવડાં આંસુ પડતાં જોયાં.

લખમીએ ધૂનાને નોખી બોલાવી, ત્યાં કુરબાઈ આવી અને ત્યાં ઊભી રહી. લખમી ધૂનાને કહે છે કે: "આપણે મા–બાપને દુઃખરૂપ થયું છીએ. આપણને જોઈને મા–બાપને દુઃખ થાય છે."

ધૂના કહે: "શું કામ ?"

"આપણા લાયક કયાંય મુરતિયા મળતા નથી. તેથી એની મોટી મૂંઝવણ અનુભવે છે." એમ લખમીએ વાત કરી.

ધૂના કહે છે કે "આપણે પરણવું જ નથી, પછી મુરતિયાને શું કરવા છે ?"

લખમી કહે: એમ !"

ધૂના કહે કે: "હા, તો હાલો મા–બાપની પાસે જઈને વાત કરીએ. એને કાંઈક ચિંતા ઓછી થાય તો સારૂં."

પછી લખમી, ધૂના અને કુરબાઈ ત્રણેય બેનુ મા–બાપની સામે આવીને ઊભી રહ્યું. હાથ જોડી વિનંતી કરી કે: "અમારે સંસાર વ્યવહારનો મોહ નથી. સદાય મા–બાપના ચરણોમાં રહી; સેવા કરવી છે. અમારે માટે ચિંતા કરો તો તમને આ ત્રણેય બેનુંના સમ છે. આ શરીર રહેશે ત્યાં સુધી આ સંસારના પુરુષો અમારે ભાઈ–બાપ થાય." એક પછી એક એમ ત્રણેય બેનોએ પ્રતિજ્ઞા કરી. મા–બાપે રાજી થઈને માથે હાથ મેલી આશીર્વાદ આપ્યા.

કહેણી મિસરી સમાન હૈ, રહેણી તાતા લોહ;
કહેણી કહી રહેણી રહે, એવા માનવ કો'ક.

જે છાબડે ઢાંકયો સૂરજ છાનો રહેતો નથી, માણસ ઓરડો બંધ કરીને બેસી જાય તોય ચાંદરડા રૂપે કિરણો માથે પડયા વગર રહે નહીં. એમ ઈ યૌવન સંઘર્યું, સંઘરાતું નથી. ગમે તેમ મહેનત કરીને દબૂરવા પ્રયત્ન કરે છતાં જાણ્યે–અજાણ્યે કુંપળો બહાર નીકળ્યા વગર રહેતી નથી. હરિજનને ખોજિયે

અવતાર અને જુવાની. હરિજન–જુવાનીનું તો એવું દેવાય છે. અષાઢ મહિનાના બારે મેઘ મંડાણા હોય, ભાદર, શેત્રુંજી અને માલણમાં ઘોડાપુર આવ્યાં હોય, તળાવની પાળે મોજાં ફડાકા મારતાં હોય પછી બંધ તૂટશે કે તૂટશે એવી ભીતિ લાગવાથી કોઈ ડાહ્યો ઈજનેર કેનાલું ખુલ્લી કરી નાખે, પછી ઉછળતાં પાણી નહેર વાટે ખેતરોમાં જઈને સમી જાય છે અને ફળરૂપે પાક આવે છે.

એમ લખમી તથા ધૂના અને કુરબાઈએ જોબનના જુસ્સાને જીરવવા, બધાં જ બારણાં બંધ કરી દીધાં. એક જ મારગ ખુલ્લો રાખ્યો કે મહેનત, મજૂરી વાટે ત્રણેય બહેનો જુસ્સાને માંડી ખેતરોમાં ઠાલવવા. સવારથી સાંજ સુધી સતત મહેનત કરે. જેને કામે જાય તેનું દોઢું, બમણું કામ થાય. ન વાત, ન ચીત. આખો દિવસ કામ–કામને કામ. સાંજે ઘરે આવી હાથ પગ ધોઈને વાળુ કરવા બેસે. વાળુ કર્યાં ન કર્યાં ત્યાં તો નીંદરા દેવી આવીને માંડે પંપાળવા. ત્યાં તો સૂતા ભેળું સવાર. જેમ જેમ મજૂરીની મહેનત વધતી ગઈ તેમ તેમ શરીરનો બાંધો સુંદર બંધાતો માંડયો. રંગ કાઢીને જોમે ભરાણિયું કે કો'કને એક ઢીકો મારે તો હદમ ખાટા કરી નાખે.

પીળું ઓઢી પસઓળીયુ, જળ ભરવાને જાય;
કંઇક નર કાલા થાય, ભાળીને તૂને ભામીની.

ગામના ચોકીદારથી માંડીને મોટા અમલદાર સુધી, ઢબડથી માંડીને મોટા ખેડૂત અને વસવાયા સુધીના જુવાનીઆઓને આખ્યુંમાં મૂઠી મૂઠી કાંકરા નાખ્યા હોય હોય તેમ ખટકા થાવા માંડયા. પણ કોના બાપનું ગજું છે કે ઊંચું ઉપાડીને સામું જોવે! એમાંથી કોઈ હિંમત કરીને એકલતાનો લાભ લેવાની લાલચે આંફળાં બાધે, પણ સોળે કળાએ ખીલેલા ચંદ્રની કાંતિમાં તારોડિયા ઝાંખા પડી જાય તેમ જુવાનો ઝંખવાઈ જતા, અને બોલી જવાતું કે, 'બેન, સીતારામ!' બીજું બોલવાનો વેંત ન રહેતો.

પછી તો આબરૂ બંધાઈ ગઈ. પાંચ ભરૂ સાથે જ કામે જાય. જેને કામે જાય ત્યાં એક બાજુ પંદર માણસો અને બીજી બાજું આ પાંચ ભરૂ. પણ પંદર કરતા દોઢું બમણું કામ કરે. પછી તો ખેડૂતો જે ઝાઝું કામ કરે એને જ કામે બોલાવે ને એમ મહેનત–મજૂરી કરીને મા–બાપની તન, મન ધનથી સેવા કરતા આનંદના દિવસો જવા લાગ્યા. પણ માતા–પિતાને એક ફિકર લાગ્યા જ કરે છે કે દીકરાનાં લગન કરીએ, ઘરે વહુ આવે, દીકરાનો દીકરો ખોળામાં રમતો હોય તો ખરા ભાગ્યશાળી ગણાઈએ. પછી કાળો ભગત રૂડાનાં વેવિશાળ માટે વાત કરે છે, ત્યારે હાંહબાઈ કહે છે કે:

"ભગત! આપણે દીકરિયુંને ઘરે રાખવી છે અને કો'કની દીકરીને વહુ કરવી છે એ કેમ બને? આપણે વહુ લાવવી હોય તો આપણી દીકરી દેવી પડેને!"

હાંહબાઈને પણ જમાઈને જોવાના કોડ જાગ્યે. ભગતને પણ કન્યાદાનનું પુણ્ય લેવાની ઈચ્છા થઈ. ચારે દીકરિયુંને બોલાવીને કહ્યું કે: 'ભાઈનાં લગન કરવાં છે તો ચાર બેનોમાંથી એક બેનનાં લગન કરવાં પડશે. આપણે લાકડાં બાળવાં હોય તો ઝાડવાં વાવવાં જ પડે. અમથો કો'કના વાવેલ ઝાડનો ઉપયોગ કરાય નહીં.'

લખમીએ ધૂનાની સામે જોયું, ધૂનાએ કુરબાઈ સામે જોયું, કુરબાઈએ જીવી સામું જોયું. ત્યાં જીવી સમજી ગઈ કે ત્રણેય બેનોએ તો કુંવારા રહેવાનાં વ્રત લીધાં છે. મા–બાપને રાજી રાખવા મારે જ હા પાડવી જોઈ. જીવીબાઈએ સંમતિ આપી. પછી ધામધૂમથી ભાઈ બહેનના લગન કર્યાં.

દીકરાના દીકરાને રમાડીને પછી કાળો ભગત અને હાંહબાઈ લાંબા ગામતરે ગયાં. "મરતો વધે છ મોટેરો અને ખાતો વધે ઇ બીજો" એમ ઘરમાં કરતા હરતા રૂડોભાઈ. પછી તો નાત–જાતમાં કામેકાજે જતો આવતો થયો. નાતિલા કહેવા લાગ્યા કે:

"રૂડા! રાજા હોય કે રાંક, કોઈની બેન–દીકરી ઘરે રહેતી નથી. ઘરે રહેતી હશે? ગોપા જેવી ત્રણ ત્રણ જુવાન બેનું, ઘર સાધુ, સંતનો ઉતારો, કોઈ કેવા કોર અને કેવા નથી. હવામોલ ફવજગમાં નથ

કપાતાં વાર લાગે નહીં. માણસ હોતો સમજી જા. છોડિયુંને પરણાવી દે. ઈ તો ના પાડ્યા કરે. સાપના ભારા ઘરે રખાતા હશે ?"

રૂડો છોકરું આદમી. બીજાની વાતમાં તણાઈ ગયો. અને પછી મોટા આસરાણા અને કીંકરિયા પોતાની ફૂઈયું આપેલી. ફૂઈના દીકરા સાથે લખમીને આસરાણા અને ધૂનાને કીંકરિયા વેશવાળ કરી, દેશ પેટે ચાલીશ ચાલીશ રૂપિયા લઈ આવ્યો.

લખમી અને ધૂનાને સગપણની ખબર પડતાં ધરતીકંપ જેવો આંચકો લાગ્યો. ચાર બહેનો વચ્ચે એક ભાઈ. મા–બાપની ગેરહાજરી. હવે ભાઈને શું કહેવું ? કાંઈ કીધા કારવ્યા વગર બેય બેનોએ અન્ન-જળ અગરાજ કર્યાં. એક દી, બે દી, એમ પાંચ દિવસ થયા. આખા ગામમાં વાત પ્રસરી ગઈ. ગામના આગેવાનો ભેળા થયા. દીકરિયુંને ખૂબ સમજાવી. પણ પણ એકની બે ન થઈ. પછી રૂડાને કીધું કે તું તારા બાપને સોનાવાણી એક જ છો, અને દેવી જેવી બેનોને કોચવવી રહેવા દે. આનું ફળ સારું નહીં આવે.

હવે લીધેલા રૂપિયા પાછા દેવા એ રૂડાને આબરૂનો સવાલ હતો. "નાતિલાને મોઢું શું દેખાડું ? આ કરતા મરી જવું સારું." એમ માની રૂડાએ જાહેર કર્યું કે "હું પ્રાણ નહીં રાખું." સમજાવવા આવેલા માણસો મુંઝાણા. પાછા લખમી અને ધૂના પાસે જઈ સમજાવવા લાગ્યા કે ચાર બેનું વચ્ચે એક જ ભાઈ છે અને કાંઈ કરી બેસશે તો અપજશનો પોટલો માથે આવશે. કાળ જાય અને કહેણી રહી જાય. લખમી અને ધૂના ચોધાર આંસુએ રોતાં રોતાં કહે છે કે :

"મા–બાપની હાજરીમાં અમે જે પણ લીધું, ઈ પ્રાણ જતાં સુધી છૂટશે નહીં. અમારા ભાગ્યમાં જે લખ્યું હશે તે થાશે."

આગેવાનો મુંઝાણા; સાપે છછુંદર ગળી. વિષ્ટીમાં ચારણો ભળ્યા. માથાકૂટ કરી ને સાતમે દિવસે રૂડાને સમજાવ્યો. રૂડાના હૃદયમાં રામ જાગ્યા. સાચું સમજાણું. પૈસા પાછા દેવાનું નક્કી કર્યું અને બેનોને ખવરાવ્યું. પછી નાતીલાઓને ભેળા કરી બેય બેનુંના સગપણના લીધેલા રૂપિયા પાછા દીધા. પાંચેય ભાંડુ હયાત છે. અડીખમ આભની થાંભલિયું જેવી ત્રણેય બહેનુંના તેજ ઝગહળે છે.

લખમીબાઈ ૬૫ વર્ષ ધૂનાબાઈ ૬૨ વર્ષ કુંઈ ૫૯ બાર વર્ષ, રૂડોભાઈ ૫૬ વર્ષ અને જીવીબાઈ ૫૧ વર્ષના છે.



પોતાના ધણી વિષે વહુ સાસુને કહે છે કે :

ઓછી અક્કલ આવડત, નિરખે નાસી જાય;
બાઈજી તમારો બેટડો, ગારામાં ગુંચાય.

સાસુ જવાબ આપે છે :

અમે જાણ્યું વહુ આવિયાં, અકલવંત કે'વાય;
એમાં અમને શું કહો, સમજાવે સુખ થાય.

વહુ પોતાની નણંદને કહે છે :

ના સમજે ના સાંભળે, નણદલ તારો વીર;
હોંશે આવી સાસરે, પણ જાણે વાડો પીર.

નણંદ જવાબ આપે છે :

ભાભી અમને શું કહો, અમે નાનેરાં બાળ;
ભણતર ભણાવે પંડિતા, તમે માંડો નિશાળ.

વહુ સસરાને ફરિયાદ કરે છે :

સસરાજી શુભ લક્ષણા, સમજો છો સહુ પેર;
સાસરિયે સોહાઈ નહિ, જવું તાતને ઘેર.

સસરોજી જવાબ આપે છે :

વહુજી વાંક ન કાઢશો, સાસરિયું સુખકાર;
સાચી સમજણ હોય તો, ભણાવી દયો ભરથાર.

વહુવારૂને એની સખી પૂછે છે :

ઘેર વલોણું ધ્રુસકે, આવળ ગોવાળ સાથ;
કયે દુ:ખે તું દૂબળી, હળવા પાંડ્યા હાથ !

વહુ પોતાની સખીને જવાબ આપે છે :

ખાનપાન ખાસાં મળે, સઘળો સમજું સાર;
પણ એ દુ:ખે દૂબળી, મારો નાવલિયો ગમાર.

# મીઠડિયાંના મોઢે

મીઠડિયાંના મોઢ રે
થાવું મારે અવ તો, સખી;
મીઠડિયો ક્યાં પોઢ રે ?
કહી દે, મીંઢી હૈયારખી ?

વાત મખોમખ કરવી મારે, કહેવું એને, કાન !
મળવું ન્હોતું તો મોરલી સુરે કેમ હરી તેં સાન ?
અવ કાં અચગ ઓઢ રે ?
કર મા અમને અમથાં દખી.

વૃંદાવનની વાટ બતાવી ઝેર કર્યું ગોકુળ;
જમના કેરાં જળ રોળ્યાં, ઢંઢોળી વ્રજ ધૂળ :
લાલા, લે મા લોઢ રે,
ઝઝા જાણે ગઇ છું ભખી.

ઘર ધેનુય ઢીંક ચગાવે પૂછતાં ક્યાં ગોપાળ;
દોહી લેવાના ઓરતા તે, એવી અવળ દે છે ગાળ .
અમને એ ના સોઢ રે,
બાંધી જા તું કોઢ ધખી.

કુલ કાલીદીના ઝરા જોયા, નાથનારો મળે નાથ;
અવળાં સવળાં ગોથાં ખાધાં, ભરી કાલીંગે બાથ :
દાઢું વળિયું દોઢ રે,
વિહ્વળ કરતો અમને વખી.

હસતાં બોલી સહિયર, જેવાં નાથ શું મળશે નેણ
પાણી પાણી થઇ જાશે આયખું, બોલી શકાશે ન વેણ;
એવી પ્રીત પરોઢ રે
સ્નેહ સરોદે કથણી લખી.

સરોદ

*

# લોકજીવનમાં નારીનું સૌંદર્ય અને પ્રતિભા

ડૉ. મગનલાલ ગોંડળિયા

લોકજીવનની નારીનો વિચાર કરું છું ત્યારે નારીનાં જે મનમોહક સૌંદર્ય વર્ણન વાર્તાઓમાં વાંચીએ છીએ કે સાંભળીએ છીએ તે યાદ આવે છે. સૂરજનાં કીરણ પડતાં જેના નખ ઓગળી જાય, સંકેલી નખમાં સમાય અને ઉડાડી આભમાં જાય આ બે જ વર્ણનથી શું એમ નથી સાબીત થતું કે આવી રૂપવતી, સુકુમાર, કોમલાંગી સ્ત્રી તો ઓઝલના ઓછા યે જ જળવાય! જેનાં ફંડા છાયાના રૂપનાં જ માન જતન થાય, જે અધતોલ ભાર ઉપાડી શકે નહિ, એ જ એમ કહે કેઃ

મારા માથે ફૂલનો દડો. મેં જાણ્યું પાણીનો ઘડો;
મારા પિયુને પૂછું એમ, કે ફૂલ પડે એ જીવે કેમ?

અતિશયોક્તિ ભર્યો અલંકાર કે ઉપમા છે એમ માની લઈએ તો પણ હેતુ તો આ દુહાનો સુકુમારતાના લાલન પાલનનો જ છે. ત્યારે લોકજીવનનું ઘડતર શ્રમણશીલ જાતિઓથી થયું છે. જેમાં પુરુષોની જોડાજોડ વન-જંગલની, માલધારી જીવનની અને ધીંગાણાની તમામ કઠીનતા નારી વેઠતી આવી છે. એ પછી જ્યારે આ ભ્રમણશીલ જાતિઓનો વસવાટ સ્થિર થયો, ત્યારે પણ એમાંથી પાંગરેલું લોકજીવન તો પરિશ્રમશીલ જ રહ્યું છે. પરિશ્રમને અને શૃંગારિક કાવ્યને અથવા તો સુકુમારતા ભર્યાં રૂપ વર્ણનને કેટલો સંબંધ?

રાજકર્તા કોમોમાં જ એવી કાવ્યમદી સુકુમારતા સંઘરી શકે. પણ વન વગડામાં, સીમ શેઢે અને પ્રકૃતિ સાથે જ દિનરાત બાખડતાં લોકોનો એ સર્વ સામાન્ય રૂપ-સંસ્કાર ન બની શકે. તો પછી એવાં પ્રકૃતિ વચ્ચે જીવતાં લોકોમાં સૌંદર્યને જ નહિ હોય? એ પ્રેમ કરતાં જ નહિ હોય? ઉલટ પક્ષે પ્રકૃતિ વચ્ચે જીવતાં જનોમાં જ વધુમાં વધુ જીવન સંઘર્ષ રહેલા હોય છે. એમાંથી જે પ્રણય કથાઓ જન્મી છે તે અદ્દ્ભુત રહી છે.

ત્યારે એ બધું સૌંદર્ય વગર? સૌંદર્ય એમાં હતું નિસર્ગનું. એને નખશિખ અલંકારો તો ઠીક પણ નખશિખ વસ્ત્રો પરિધાન કરવાં તે પણ એના પરિશ્રમી વ્યવસાયમાં સુલભ નહોતું. પણ નિસર્ગ વચ્ચે જીવતાં શ્રમથી બંધાયેલું સુડોલ અંગ સૌષ્ઠવ એમાં હતું. એના રૂપમાં ટાઢા છાંયાની ગતિહીનતા ન હતી પણ લોહીમાંસની તંદુરસ્તીથી છલકતું ગતિશીલ સૌંદર્ય એમાં હતું. હતું એમ નહિ, હજી પરિશ્રમશીલ જાતિઓનું સૌંદર્ય એટલું જ મુગ્ધકર રહ્યું છે.

ગિરની ડુંગરાળ ભોમકા વચ્ચે સાવજ દીપડાથી વીંટળાયેલા વન-જંગલમાં રહેતા વેગડા ભીલની કન્યામાં હમીરજી ગોહિલે કેવું સૌંદર્ય નિહાળ્યું હશે? હમીરજી ગોહિલ તો માથું મૂકીને નીકળેલો ભડ પુરુષ હતો, અને એણે ભડવીરને છાજે એમ સોમૈયાની સખાતમાં માથું ઉતારી દીધું. ત્યાં જ એનું ઇતિકર્તવ્ય પૂરું થયું. પણ એક જ રાતના ઘરવાસને જીવનભરનું બિરદ બનાવી અને ધણીના ખુંદનું લાલન પાલન કરવા બાકીનું સમસ્ત જીવન વેરાન કરી મૂક્યું. વિજોગ નહિ, વિરહ નહિ, આશા નહિ, ઉકળાટ નહિ પણ નિર્મળ તપસ્વીનીનું જીવન જેણે ગાળ્યું એના માટે કાં કોઈ કવિએ એકાદ દુહો પણ ન આલેખ્યો?

દુષ્યંત જેને વિસરી ગયેલો એવી પોતાના ખોળામાં અને ધરતી ખોળે સર્વદમનને રમાડતી શકુંતલા કવિઓને યાદ આવી અને એનાથી યે વિકરાળ જંગલ વચ્ચે, કુટુંબીઓ અને ભીલોના સમૂહોની સોમનાથમાં કતલ થઈ ગયા પછી લગભગ નોધારી અવસ્થામાં હમીરજીના બાળને ઉછેરતી ભીલકન્યા કાં કોઈ કવિને યાદ ન આવી? કે પછી દુષ્યંતને તો છેવટ શકુંતલાને સ્વીકારવી પડી, પણ વેગડાની-ભીલ કન્યા તો જીવનભર ઉજ્જ્વળ વૈધવ્યવ્રતમાં જીવન ગાળતી રહી એટલા માટે? છેવટ હમીરજીનો દીધેલો દીકરો

યુવાન થતાં એની માતાને—ભીલ માતાને સતી બનાવી દઈને કોઈકે પડદો પાડી દીધો છે.

આ ભીલકન્યા હમીરજીથી કઈ રીતે ઊતરતી હતી? તેજસ્વીતામાં, ખમીરમાં કે ખાનદાનીમાં? મને યાદ આવે છે પરબ—વાવડીના સંત દેવીદાસના શિષ્યા અમર મા આયરનું લોહી અમરમા અથાક રૂપાળા હોવાનું કહેવાયું છે. પરિશ્રમનું જ જીવન. છાણ, વાસીદાં અને રોગિયાં પતિયાંની સેવા સુશ્રુષા કરવાનું; બાકીના વખતમાં આસપાસનાં ગામોમા રોટલાના ટુકડા ઊઘરાવવા ટેલ કરવા જવાનું. છતા એના રૂપે કઈકને કામણ કરેલાં. હવસખોરો પોતાની રૂપલાલસા સંતોષવા એની પાછળ ઘોડાં દોડવતા. કેવું હશે પરિશ્રમથી ખીલેલું નિસર્ગદત્ત રૂપ!

સંઘર્ષ તો જીવનનો, ચિપળનો, નિગ્રહનો ખરો ત્યાં જામે છે. આવી પ્રતાપી નારીઓ જીવતાં નીંદાય છે ને મુઆ કેડે પૂજાય છે. તપમાં, સાધનામાં જેમ રૂપને બાળવા જાય એમ પ્રતિભાશીલ શાંતરૂપ એમાંથી કંડારાતું જાય છે. અને અમરમા જીવનના એવા સંઘર્ષ વચ્ચેથી, રૂપના ખવસોના દિનરાતના કાવતરાં વચ્ચેથી અણીશુદ્ધ નિષ્કલંક રહ્યા. એ જુવાન સાધ્વીને પોતાના સ્રીત્વને જાળવવા કેટલી વસમાઈ વેઠવી પડી હશે? કેટલી શકિત ખરચવી પડી હશે?

એકધારા અનરાધાર વરસાદમાં ઘોડા માથે મડા જેવો બેશુદ્ધ થઈને ઢળી પડેલો એક આદમી સાંઈ નેહડીને ઝૂંપડે આવી ઊભો રહે છે. માનવજીવને ઉગારી લેવા એ રાતના ટાણે સાંઈ નેહડી હાથવગા એવા બધા ઉપચાર કરે છે છતાં મડા જેવા આદમીમા શુદ્ધિ નથી આવતી ત્યારે વિશુદ્ધ ભાવથી પોતાના અંગની હુંફ આપીને આદમીને જીવાડે છે. માના જાયાના શુદ્ધ ભાવથી. એ આદમી તો તળાજાનો પ્રજાપ્રિય રાજવી એભલવાળો નીકળ્યો. ઉગાર્યાનો ઉપકાર લઈને એ તો ગયો.

સાંઈ નેહડીનો પતિ બીજા ચારણો સાથે વરસ ખરાબ હોવાથી દુકાળ ઊતરવા ઢોર લઈને પરમુલકમાં ઊતરી ગયેલ, તે પાછો વળે છે. નેસડાના ચારણો એને મોઢે સાંઈ નેહડીની નીંદા કરે છે. ચારણ સાંઈ નેહડીનો તિરસ્કાર કરે છે. દંતકથા છે કે સાંઈ નેહડી પોતાના ચારિત્ર ઉપર ઘા થતા સહન ન કરી શક્યાં ને ધણીને શાપ આપે છે. ધણી રક્તપિત્તમાં ગળે છે.

સાંઈ નેહડીમાં જો સૌંદર્ય ન હોત તો નેસવાસીને નીંદા કરવાપણું ન રહેત અને ધણીને ઈર્ષ્યાથી બળવાનું ન રહેત. ત્યારે વન જંગલ વચ્ચે વિકસેલું કયુ એ સૌંદર્ય હશે? માલધારીઓનાં જીવનમાં સ્રીનું સ્થાન આજ્ઞાધીન દાસી તરીકેનું નહિ, પણ સત્કર્મચારિણીનું હોય છે. એના પરિશ્રમમાંથી, પ્રાકૃતિક જીવનમાંથી જેવું સૌંદર્ય વિલસે છે તેવું મહેલોના કડે છાયે નથી વિલસતું.

પરિશ્રમી અને શ્રમશીલ સૌંદર્ય નિષ્ક્રિય નથી હોતું. જૂઠા માર્દવનું પોષણ એમાં નથી હોતું, પણ ઉદ્યમથી તરબતર ઓજસ્વિતા અને મધુરતા એમાં હોય છે. આવાં સૌંદર્ય ને શિયળનાં રખવાળાં કરવાનાં શૌર્યથી એ વધુ શોભે છે. એમાંથી જ સોરઠી સ્રીત્વની—નારી પ્રતિભા પ્રગટી છે. એમાંથી જ સાંઈ નેહડી જેવાં વિશુદ્ધ માનવતા માટેનાં સ્વાર્પણ નીપજી શકે.

સાંઈ નેહડી અણસમજુ ન હતાં. લોકો નીંદા કરશે એવી સ્થિતિ—સંજોગોથી સંપૂર્ણ સભાન હતાં. ધણીના કાન ભંભેરાતાં એના તિરસ્કારને પાત્ર બનવું પડશે એવા સંજોગોના ખ્યાલથી પણ પૂરેપૂરાં સાવધ હશે. પણ લોકનીંદાના ભયથી એ સ્વધર્મથી ન ડગ્યાં. પોતાના નિર્મળ જીવનથી પોતે અભય હતાં છતાં બનવાનું હતું તે જ બન્યું. ધણીએ ચારિત્રના દોષ ઓઢાડ્યા. ત્યારે સોરઠી સ્રીત્વ સ્વાભિમાનભંગ સહન નથી કરી શકતું. ઝાઝરમાન સ્રીત્વનું સત્વ ઝળકી ઊઠયું. અને ધણીને શાપ આપ્યો સાચ જૂઠનાં ત્રાજવે પોતાનું ભાવિ તોળ્યું. પણ ત્યાં ય એનો સ્વધર્મ તો રક્તપિત્તમાં ગળેલા પતિની સેવાનો જ બની રહ્યો. કેવું ભવ્યોદાત્ત માનવત્વ!

પછી વાત એમ આગળ ચાલે છે કે રક્તપીતિયા ધણીને કરંડિયામાં માથે લઈને કોઈ ઉપચાર

માટે ફરતાં ફરે છે. તળાજે આવી ને ગામને પાદર ક્વાંક વિશ્રામ લે છે. એભલવાળાને જાણ થાય છે. વાત એમ ચાલી છે કે એભલવાળાએ ઇલાજ બતાવવા કહ્યું અને સાંઈ નેહડીએ બત્રીસ લક્ષણા પુરૂષનું લોહી માંગ્યું. એમાં ય તે એભલવાળાના કુંવર અણાનું સ્વાર્પણ માંગ્યું. એના લોહીથી જ રકતપિત મટે. પછી અણાએ માથું આપ્યું, ને એભલવાળાએ સ્વહસ્તે તે કાપ્યું, લોહી છાંટયું ને રકતપિતથી ચારણ સાજો નરવો થઇ ઊઠયો વગેરે.

પણ આ વાત માન્યા જેવી નથી. સાંઇનેહડી જેવાં પરમ માનવતાવાદી પોતાના ધણી માટે જેના ઉપર પોતે ઉપકાર કર્યો છે એનું કે એના પુત્રનું માથું–લોહી માગે તે સંભવિત નથી. સાંઇ નેહડીની ઉજ્વળ પ્રતિભાને તે ઝાંખપ લગાડે છે. પછી ભલે અણાનું માથું ધડ માથે મૂકીને સજીવન કર્યાનું કોઇએ નાટક જોડયું હોય. અણાને સજીવન કરવાની શકિત હોય એનામાં ધણીને રકતપિતથી મુકત કરવાની શકિત પણ હોય પછી સગાળશા એહુદી જેવી કસોટી કરાવવાની શી જરૂર પડે ?

એમ બનવા સંભવ વધુ છે કે જેણે પોતાને મૃત્યુના મુખમાથી ઉગાર્યો એવી સાંઇ નેહડીના ધણીની પોતાને કારણે જ થયેલી દુર્દશાથી એભલવાળો અસ્વસ્થ બની ગયો હશે. રકત છંટકાવથી રકતપિત મટી જાય એવો એભલવાળાને ખ્યાલ હોય, અથવા કોઇકે ચીંધાડયું હશે. બીજાનું લોહી આપવાને બદલે પોતાનું જ લોહી આપવા તત્પર બનેલ હશે. કુંવર અણાએ પિતાની ઉચ્ચ મનોભાવના સામે વાદ લીધેલ હશે, અને સાંઇ નેહડીની અનિચ્છા છતાં અણાએ પોતાનું આત્મસમર્પણ કર્યું હશે.

પણ હું તો શોધી રહ્યો છું સાંઇ નેહડીના આવા જાજરમાન સ્ત્રીત્વના, આવી મહાન પ્રતિભા માટેનાં કાવ્યો. એભલવાળાના અને અણાના દુહા જે સ્વાર્પણ માટે રચાયા એવા જ સ્વાર્પણ માટે સાંઇ નેહડીના દુહા કે છંદો જરૂર રચાયા હશે. કવિ એવો પક્ષપાત જરૂર ન કરે. વાળાને બિરદાવે ને સાંઇ નેહડીને ન બિરદાવે એવું બને નહિ. કોઈને આવાં કાવ્યો મળે તો જરૂર મોકલી આપે. મા શારદાને હાટડે એવી હડતાળો ન હોય.

અખંડ શિયળવ્રતનો, ઉજળાં સ્ત્રીત્વનો કોઇ કોમનો ઇજારો નથી. અગણિત બનાવો એવા બન્યા હશે. પણ ત્યાં સુધી કોઇ કવિ–લેખક કયાંથી પહોંચે ? જે કવિ લોકો વચ્ચે જીવતો હતો એણે એવા લોકજીવનનાં ઉજળાં સંભારણાં જરૂર ઝીલ્યાં છે.

યાદ આવે છે મોરબીના ચમાર ખીમરાની રૂપવતી પત્નીનો એક પ્રસંગ. એ રૂપ રાજદરબારનાં ન હતાં પણ ચમારવાડાનાં હતાં, અને મોરબીનો રાજવી રણશી એના ઉપર મોહી પડયો હતો.

પ્રસંગ બહુ જાણીતો છે ને ગીતકથામાં મઢાઇને ઠેર ઠેર ગવાઇ રહ્યો છે.

ગઢ ઢેલડી મોઝાર,<br>
ખીમરાની તરિયા પાણીડાં સાંચર્યાં હોજી.<br>
રણશી ઘોડાં પાવા જાય,<br>
અવળા બવળા રૈવત ખેલવે રે હોજી.

ખીમરા ચમારની એ રૂપવતી સ્ત્રી પાણી ભરવા જાય છે. રાજા રણશીની નજરે પડે છે. પૂછે છે કે કયા રાજાની કુંવરી છો. ખીમરાની સ્ત્રી કહે છે કે અમે તો ચમાર છીએ ને ઢોરનાં ચામડાંનો ધંધો કરીએ છીએ.

પણ કામાંધને કબુદ્ધિ જ હોય. રણશીની મનાવી ખીમરાની સ્ત્રી નથી માનતી ત્યારે રૂમાલ ઉડાડીને છેડતી કરે છે. બાઇ ઘરે આવે છે. અસ્પૃશ્ય ગણાતી જાતિની આ રૂપવતી સ્ત્રી કહે છે કે નુગરા (રાજાનો) માણસના છેડાથી હું અભડાઇ છું. અને જીવતાં સમાધિ લેવાની તૈયારી કરે છે, ને રાજાને સન્મતિ સૂઝતા માફી માગે છે, એમના પંથમાં ભળે છે–વગેરે.

પ્રશ્ન અહીં પંથનો નથી પણ ઢેઢ ચમારને ઘરે પણ નીપજતાં જાજરમાન સ્ત્રીત્વનો છે. ચમારને ઘરે પણ નીપજતાં ગતિશીલ સૌંદર્યનો છે.

કચ્છના પ્રતાપી રાજા લાખા ફુલાણીનાં મા ભરવાડ–રબારી હતાં. અતિ સ્વરૂપવાન અને ગુણવાન

હતાં એને રજપૂતની દીકરી ઠરાવી દીધાં રાણકદેવી કુંભારની દીકરી હતાં એને રજપૂતની દીકરી ઠરાવી દીધાં વેગડા ભીલની કન્યા હમીરજી વેરે પરણાવ્યાં એને ય રજપૂતની દીકરી ઠરાવી દીધા ત્યારે ચમાર ખીમરાની રૂપવતી અને પ્રતાપી સાધ્વી સ્ત્રીને રજપૂત ઠરાવનાર હજી કેમ કોઇ નથી નીકળ્યું એવું આશ્ચર્ય થાય છે સૂરજ ઢાંકયો છાબડે રહે તેમ નથી કચ્છ, સૌરાષ્ટ્ર અને રાજપૂતાનાના કેટલાય રાજાઓએ રજપૂત નહિ એવી પ્રતાપી અને રૂપવતી કન્યાઓ-ની વેરે લગ્ન કર્યા છે, ને એમ કહીને કે 'આને પેટ વીરભદ્રો પાકે"

કચ્છનો જાડેજો કુંવર ઓખા મંડળના કાબાની દીકરી વેરે પરણ્યો ને એમાંથી વિખ્યાત વાઘેર કુળ ઉત્પન્ન થયું

સેજકજી ગોહિલના કુંવર વિસાજી ભાનના ખસ ગામની કોળી કન્યા સાથે પરણ્યા ને એમાંથી ખસિયા ગોહિલકુળ થયુ

વાળા વેગાવળજી પટગર કાઠી વિહળાની પુત્રી રૂપદે સાથે પરણ્યા શિહોરના બ્રાહ્મણ રાજવી બામરીઆની પુત્રી વેરે પરણ્યા અને એમાંથી રોટીના કુળ થયુ જોધપુરના એક મહારાજા સુથારની પુત્રી વેરે પરણેલા

રાણા ને કુંવરની પ્રસિદ્ધ પ્રેમકથામા રાણો રબારી હતો અને કુંવર રજપૂતની દીકરી હતી આવી તો અનેક કથાઓ છે

સવાલ છે રૂપ અને ગુણ લોકજીવનની નારીમા રહેલાં છે કે ચોક્કસ જાતિઓને જ વરેલાં છે ? તો પછી શૃંગારના જે વર્ણનો છે તે કેને ઉદ્દેશીને કરેલા છે ! લોકજીવનમાં જો રૂપ રહેલાં હોય તો એના રૂપ શણગારના વર્ણનો નહિ થયા હોય ? થયા છે ને એ લોકગીતો ને વાર્તાઓમા જ વણાયેલાં છે પણ વાતઓમા આવતાં વર્ણનોમા ઘણી સેળભેળ થઇ ગઈ છે

સોરઠીઆણીની લાક્ષણિકતા માથે મધ્યયુગી વ્રજ સાહિત્યના પોપડા ચડવા માંડ્યા છે બીજા આજીવિકા અર્થે નીપજેલા સાહિત્યના રંગોથી સોરઠીઆણીની અસલિયત ઢંકાઇ રહી છે

લોકસાહિત્યની નારી ખમીરમાં, ખાનદાનીમાં, શાંત કે ઉગ્ર વીરત્વમા, બુદ્ધિપ્રતિભામા, કળામાં કે ચતુરાઈમાં, વ્યવહારમા કે માનવભાવમાં પુરુષથી લગીરે ઓછી ઊતરે તેવી નથી પણ પુરુષ પ્રધાન સમાજમાં, પુરુષસર્જિત સાહિત્યમા અને નારી ઉપરના પુરુષના અકુદરતી પ્રભુત્વમાં એનાં તેજ વચગાળામાં ઢંકાઇ રહેલાં પણ એ કાળ હવે આથમવા માંડ્યો છે સોરઠીઆણી–લોકજીવનની પ્રતાપી અને પ્રતિભાવંત નારી ન તો પુરુષ પોષ્યા શૃંગાર–વિનાસનું સાધન છે, કે ન તો પુરુષ પ્રબોધી બુદ્ધિહીન–ગમાર છે પોતાને જ પેટ અવતરેલા નરજાતિના બાળકની એ ગાળ લોકસાહિત્યની નારી સાંખી શકે તેમ નથી

કલાના ક્ષેત્રે જરા સરખામણી કરી જોવા જેવું છે જગતની આઠમી અજાયબી તાજમહાલ પાછળ પણ શાહજહાને પ્રેરણા તો મુમતાજની જ હતી, પણ આજે લાખો અને સીમેન્ટની સંસ્કૃતિ નહોતી આવી ત્યાં સુધી લોકજીવનની નારી એક એક ઘરને નાનકડા તાજમહાલ બનાવીને જ જંપતી અંતર સૂઝથી, હૈયા ઉકલતથી અને નિજના પરિશ્રમથી જ

માટી–ગોરમટી મઢ્યા ઓરડા અપરૂપ એવા ઓરડાની કલા કારીગીરીમાં એની બુદ્ધિ ચતુરાઇ અને જીવનની કલા ઊતરતી સિવણ–ગૂંથણમા તો આજે પરદેશીઓ એ કલા મથે ઓવારી જાય છે પણ ચાકળા ચંદરવા કે નાના મોટા સરંજામોમા નકલીપણું શોધ્યું ન જડે એવા અનેક વિધ રળિયામણા સંસ્કારોની ભાત આ નારીએ સાંગોપાંગ ગૃહશણગારથી માંડીને ખાનપાન અંદર આતિથ્ય અને પોતાના અંગલાવણ્યમાં ઉતારી છે રૂપ રતિ સરખાં પણ આગ કરે તો એ ત્રાટી મૃગની જેવી આંખોમાંથી અંગારા ઝરે એવી રૂપ સુગંધે નારીના જીવનને સુવાસિત બનાવ્યું છે નિજની સંસ્કૃતિને પારખી જીવીને એની પ્રતિભા પ્રગટી છે પુરુષે નથી પ્રગટાવી એ વારસો નરનારીનો જ છે

# ઓખીરાની નીરલબાઇ

ગોસ્વામી મોહનપુરી (ઓખીરા)

દેવ તનકી નીરલદેને હે બોલરે,
હાં, ઘુંટી માથે જેનીયે ઘડિયાં હે લોહ;
સરમણુ મામિયોને જાકમ હે જોર રે,
હાં, ભાંગ્યા રથડા ચલાવ્યા હે સોય.

સરમણ કાપડી નામના કોઇ અજ્ઞાત ભજનિકનું આ ભજન સૌરાષ્ટ્રમાં અનેક સ્થળે જાણીતું છે. આ ભજનમાં આવતો દેવ તનકી અને નીરલદેનો ઉલ્લેખ સૌરાષ્ટ્રના એક ભક્ત, વૈરાગી અને જ્ઞાની નારીરત્ન પર પ્રકાશ ફેંકી જાય છે. આ નીરલદેનો ઉલ્લેખ વંથલીના પ્રખ્યાત દેવાયત પંડિતના ભજનમાં પણ થયેલો છે : 'દેવાયત પંડિત દહાડા દાખવે, સુણ લે નીરલદે નાર.' કોક જગ્યાએ દેવળદે, લીલમદે, લીલમબાઇ વગેરે પણ મળે છે.

સૌરાષ્ટ્રના લોકસાહિત્યમાં પરમ રહસ્યમય થોડાંક નામોમાં પંડિત દેવાયતનું નામ આ પંથકમાં ભારે માન અને પ્રેમથી ઉચ્ચારાય છે. ગામ ગામનો અભણ ભજનિક આજ પણ તેની રોમાંચક પ્રેમકથા અને વૈરાગ્ય તથા પ્રભુ પ્રાપ્તિની વાત અતિ રસપૂર્વક કરતાં થાકતો નથી. દેવાયત પંડિતની કથા પણ જન્મજન્મના પ્રેમની કથા છે. સંસ્કૃત સાહિત્યમાંની કાદમ્બરીની કથાને મળતી આવતી આ વાત કંઇક આમ છે : દેવાયત ગામડાનો ભોળો ગોવાળિયો પોતાનું પશુધન ચારે, કોઇની કૃપાથી વિદ્યાપ્રાપ્તિ થઇ, નજીકના કોઇ પાત્ર સાથે મીઠો સંબંધ-બંધાયો પણ દેવાયત તેને પરણી ન શકયો.

જીવનભર પેલી વિદ્યાનું સેવન કર્યું અને મૃત્યુ પામેલી પ્રેયસીને મેળવવા ભગવો લીધો. જ્યાં જાય ત્યાં પોતાની વિદ્યાને બળે માનમરતબા પામે છે. તેનું શાસ્ત્રજ્ઞાન અને સરળ ભાષાના ભજનો સૌને મોહ પમાડે છે. પણ દેવાયત પંડિત અંદરથી ખિન્ન છે, પ્રેયસીનો વિરહ તેને ઝંપવા દેતો નથી. ગૂડી અને હાથલ પાસે દરિયા કિનારે ભરાતા નકળંક મહાદેવના મેળામાં તે દર વર્ષે જાય છે અને વિયોગના દર્દનાક ભજનો ઉચ્ચારી ઉચ્ચારી ગત થયેલી પ્રેયસીને ઝંખે છે. એક વખત આ મંદિરમાં રાતવાસો કરતાં સ્વપ્નું આવ્યું: "પ્રેયસી જન્મી છે. નીરલદે નામ." અને ત્યારથી નીરલદેને જોવા તેણે સૌરાષ્ટ્રનું ભ્રમણ આદર્યું.

જૂનાગઢ, સોમનાથ થઈ યાત્રા દ્વારકા તરફ જઈ રહી છે. દેવાયત પંડિતના અનેક શિષ્યો આ યાત્રામાં આવતા જતા રહે છે. આબુનો ભીલ સરદાર આસો અને વનવીર રાણા પ્રતાપના સમાચાર લાવે છે. દેવાયત પંડિતને લઇને રથ સુદામાપુરીથી ખાડી ઓળંગી દ્વારકા તરફ જાય છે. ત્યાં આ ખાડીમાં જ રથનો ધરો ભાંગ્યો. બાજુમાં ઓખીરા નામનું નાનકડું ચારણોનું ગામ, ગામમાં દેવ તનકી નામે એક લુહાર રહે. પંડિતના શિષ્યો ધરો લઈ લુહાર પાસે આવ્યા, અમાસ હોવાને કારણે દેવ તનકી એરણ ઉપર લોઢુ ન ટીપાય તેની વાત કરે છે. મોડુ થતાં દેવાયત પંડિત ખુદ લુહારીની કોડે આવ્યા. અપાર તેજ જોઇને દેવ તનકી કામ કરી દેવા તો તૈયાર થાય છે પણ એરણ માથે લોઢું ન ટીપાય તેનું શું કરવું ?

લુહારના ઘરમાં બાર તેર વરસની દીકરી, એનું નામ નીરલબાઈ 'આંગણે આવેલ અતિથિને લોઢું ઘડી દેવું જોઇએ.' એવું વચન પિતાને કહેવડાવે છે. સતીનો અવતાર મનાતી દીકરીનું વચન રાખવા દેવ તનકી તૈયાર તો થાય છે પણ અમાસ પાળી છે તેનું શું કરવું ? દીકરી બોલ કહેવડાવે છે કે "વિના સંકોચે ઘુંટી ઉપર લોઢું રાખી ઘડી દો." પિતા લોઢું ધગાવે છે પણ ઘણતરી કયાં ? દેવાયત પંડિતને પિતા-પુત્રીની આ વાતમાં રહસ્ય લાગે છે અને ઘણતરી તરીકે પોતે જ ગોઠવાય છે. દેવ તનકી ધગધગતા લોઢાને પોતાની ઘુંટી ઉપર રાખે છે અને પંડિતને ઘા મારવા કહે છે પણ દેવાયત પંડિતનો જીવ ચાલતો

નથી. સિદ્ધપુરુષને ડગતા જોઇ ઘરમાંથી નીરલદે બોલે છે.

"પંડિત, દેહના મોહ તો સાવ મિથ્યા."

પંડિત ઘા મારે છે, લોઢું ટીપાય છે, પણ સુહારની કંચનને જોવાના કોડ જાગે છે. ઘરમાંથી ફરી રૂપાની ઘંટડી જેવો અવાજ આવે છે

"પંડિત, દેહના મોહ તો મિથ્યા."

પંડિત વિનવે છે "મારા ભાંગ્યા રથડા તો તમે ચલાવ્યા પણ પાખ તૂટયા હસલાને શા માટે ડિઆવો છો?"

આમ દેવ તનજીની પુત્રી નીરલદે અને દેવાયત પંડિતનો મેળાપ થાય છે. દષ્ટદષ્ટિ મળે છે અને જન્મોજન્મના પ્રેમને પિછાની બેય આત્મા શાંતિ અનુભવે છે. પંડિત ગૃહસંસાર માંડવા કહે છે પણ નીરલબાઇ ના પાડે છે:

"દેહના મોહ તો મિથ્યા. આપણે વરસોવરસ નકળંકના મેળામાં મળશું પણ દેહને તો જુદા જ, જીવને ભોગવવાના કર્મ પૂરા થશે, દેહ છૂટશે ત્યારે મળશું"

દેવાયત પંડિત નામરજી છતાં ચાલી નીકળે છે અને પછીની આખી જિંદગી નકળંકના સ્થાનકે પૂરી કરે છે.

ઓખીરામાં રહેતી નીરલદે વરસોવરસ પોતાના પિતા દેવ તનજીને લઇને મેળામાં જાય છે મજેવડી રહેતા લુહાર કુટુમ્બ સાથે દેવ તનજીને સગપણ છે. બેચાર દહાડા ત્યા રહી મેળામાં જઇ, વળતા પણ મજેવડી રહી બાપદીકરી બેય ઓખીરા પાછા ફરે છે. એક વખત વૃદ્ધ પિતાને મેળામાં લઇ જતી નીરલદે મજેવડી પહોંચી છે અને ત્યાં જ દેવ તનજીનો દેહવિલય થયો. નીરલદે મેળામાં ન ગઇ અને પંડિતનો દેહ છૂટયો. નીરલદે ઓખીરામાં આવીને રહી તેની સાધના હવે વધી પડી આજુબાજુના પંથકમાં સતી તરીકે પૂજવા લાગી. અભણ એવી નીરલદે ઊંડી કોઠાવિદ્યાથી ભજનો રચે છે અને ગાય છે.

આ નીરલદેનો દેહ કયારે છૂટયો તેની કોઇ ચોક્કસ માહિતી મળતી નથી. પણ તેના રચેલાં ભજનો આજે પણ આ પંથકમાં ગવાય છે. નામાચરણમાં કયાંક નીરલબાઈ તો કયાંક લીરલબાઇ સાંભળવા મળે છે પોરબંદર રાજ્ય તરફથી બહાર પડેલી 'નટવર ભજનાવલિ'માં લીરાબાઇ નામથી તેના ત્રણેક ભજનો સંગ્રહાયેલા છે.

દેવ તનજીનો પાળિયો આજે મજેવડીમાં ઊભો છે અને ઓખીરાને પાદર જવાં ઘુટી ઉપર લોઢુ ટીપવાનો પ્રસંગ બનેલો ત્યાં તેની યાદમાં જૂનું થાનક આવેલુ છે, હમણાં થોડાક જ સમય પહેલાં એની ઉપર લુહાર જ્ઞાતિએ-મંદિર પણ ચણ્યું છે આ પંથકના લુહાર કુટુમ્બો મૃત્યુ તિથિએ એને જુવારવા અને લગ્ન પછીની છેડાછેડી છોડવા અહીં આવે છે

ઓખીરાની આ નીરલબાઇ 'દેહનો મોહ મિથ્યા છે" એમ માનનારી અને જીવનભર દેહના મોહથી પર રહી જીવનારી સૌરાષ્ટ્રની લોકસન્નારી હતાં

નીરલબાઇનું એક ભજન:

કાચી રામ કોણે ઘડી તારી કાયા
ઘટડામાં ચાંદો ને ઘટડામાં સૂરજ,
ઘટડામાં નવલખ તારા

ઘટડામાં એરણ ઘટડામાં ધમણ,
ઘટડામાં ઘાટ ઘડાયો;
ઘટડામાં આંબો ને ઘટડામાં કેરી,
ઘટડામાં વેડન વારો

ઘટડામાં વાડ ને ઘટડામાં કયારો,
ઘટડામાં પવન ને પાણી,
ઘટડામાં તાળું ને ઘટડામાં કુંચી,
ઘટડામા ખોલન હારો.

ઘટડામાં ગંગા ને ઘટડામાં જમના,
ઘટડામાં તીરથ નહ્યા,
ગુરુને વચને બોલ્યા નીરલબાઇ,
સાચા શબ્દ લાગ્યા પ્યારા

---

નોંધઃ– મારી આડીઅવળી નોંધોને યોગ્ય ક્રમમાં ગોઠવી દેવા બદલ ભાઇ નરોત્તમ પલાણનો હું આભાર માનું છુ – લેખક.

# મારી ભોળુડી મા!

દાદુભાઇ પ્ર. ગઢવી

પારકી મજૂરી કરીને દીકરાને મોટો કર્યો, પણ મા એ મોટા કરેલા દીકરાની કમાણી ખાઇ ન શકી. દીકરો ઊઠિયાણુ નીકળ્યો. જુવાન થઇને માને રેઢી મૂકી ભાગી ગયો.

આનીકોર માને વલોપાત ઊપડયો છે. દીકરો શું કરતો હશે ? કયાં ખાતો પીતો હશે ? અ રે રે રોયાને કોઇની હારે બોલતાં ય આવડતું ય નથી. મારો આવો ભોળુડો આ કપટી દુનિયામાં કાં સમાશે ? એકવાર આવે તો હું એનું મોઢું તો જોઇ લઉં !

આવા સંકલ્પ વિકલ્પ કરતી માતા મરણ પથારીએ સૂતી. જેને ત્યાં એ બાઇ કામ કરતી એ માણસે.એ થોડી સાર સંભાળ લીધી. પોતાના બંગલામાં નહિ પણ બાઇના ઝૂંપડ઼ામાં જ. દવાદારૂ પહોંચાડે. કયારેક શેઠના મોટા દીકરા આવીને "કેમ છો માજી!" કહી જતા.

એવામાં તેનો ભાગી ગયેલો દીકરો રાતે આવ્યો. અરધા વાસેલા બારણાને ધક્કો થઇ અંદર ગયો. ઓરડીમાં ઝાંખો દીવો બળતો હતો, તેના પ્રકાશમાં દીકરાએ માનું કરચલિયાળું મુખ જોયું. "મા....!મા...!" એમ બે વાર સાદ કર્યો. પણ દીકરાને "હં...દીકરા!" કહેનારી મા જીવતી નહતી. દીકરાને છેલ્લે મા...કારે સાદ ફાટી ગયો, અને માના માથા પાસે બેસી રડતાં રડતાં બોલી ઊઠયો:

માડી હું તો બાર બાર વરસે આવિયો,
માડી તું આંખ્યું રે ઉઘાડી એકવાર જો ને,
મારી ભોળુડી મા! ઘરનો દીવો તારો મશે બળે.

માડી મારી કાયાને પોષી દે'યે તું દૂબળી,
માડી તારાં જોબનેય ચૂસ્યાં તોય થઇ તું રાજી,
એવી મારી ભોળુડી મા! ઘરનો દીવો તારો મશે બળે.

માડી હું તો માયાવી કપટી દિલનો ડાંખરો,
માડી તોય તારી નજરૂંમાં હું સાવ ભોળો,
એવી મારી ભોળુડી મા! ઘરનો દીવો તારો મશે બળે.

માડી હું દુનિયાની નજરે ઘણો ડાયલો,
માડી પણ તારી નજરૂંમાં સાવ ભોળો,
એવી મારી ભોળુડી મા! ઘરનો દીવો તારો મશે બળે.

માડી હું તો ખારો દરિયો આખા ખલકનો,
માડી એને મીઠો રે જાણી હૈડે તેં ચૂમ્યો રે,
એવી મારી ભોળુડી મા! ઘરનો દીવો તારો મશે બળે.

માડી તારી આંખ્યુંનું રતન આજ અણોહરૂં,
માડી તારો ખોટો હીરલો આજ સાવ ખાલી,
મારી ભોળુડી મા! ઘરનો દીવો તારો મશે બળે.

*

# નારીપૂજા

મણિભાઇ વોરા

ઊર્મિ–નવરચના માટે નારી અંકમાં લખી મોકલવાનું વાચક મળતાં જ જોયેલ જાણેલ સાંભળેલ દેશ દીવડીઓનો પૂંજ દેખાયો સ્મરણ આકાશે, અને જૂજવેરૂપે અનંત ભાસતા આપણાં સ્ત્રી પાત્રોમાં સૌરાષ્ટ્રનું નૈસર્ગિક નારીત્વ એક મહાશક્તિરૂપે ખડું થતું જોયું. સહસ્ર નામથી થતી વિષ્ણુપૂજા જેમ વિવિધનામરૂપે રજુ કરૂં છું નારી પૂજા:

આસો માસની અંધારી રાતના તારલા મઢયા આકાશ જેવો સૌરાષ્ટ્રનો લોક સમુદાય નામી અનામી સન્નારીઓના જીવનદીપથી શાંત સ્વસ્થ ઝળહળે છે. દૂરથી દેખાતા ટમટમતા તારા નજીક દૃષ્ટિ પહોંચતાં સૂર્યશા મહાન દેખાય તેમ આપણા સમાજની સામાન્ય નારી પણ પાસેથી જોતાં નારાયણી દેખાશે. લોક જીવનને હૃદયનો ઋણુ ધબકાર આપી જીવંત રાખનાર સ્ત્રી ઉપર કવિજન લોકસાહિત્ય સર્જી શકે છે. આપણા ન્હાનાલાલ, બોટાદકર, મેઘાણી રાયચૂરા કે ગીજુભાઈ જેવા લોકજીવનના પૂજારી સાક્ષરો તેમજ રાણીમગા, ભાટ, ચારણ, બારોટ જેવા અગણિત ગુણગાયકોએ સત્યમ્ શિવમ્ સુંદરમ્ ભરી નારીનાં બહુમાન કર્યા છે, નારી જીવન લોક સાહિત્યનો મેરૂ દંડ બનેલ લાગે છે.

વેદ કાળથી આજ પર્યંત જનતાની જનેતાને શાસ્ત્ર કથાઓમાં પૂજા અર્ધ્ય અપાયેલ છે. સૌરાષ્ટ્રે શિવની શક્તિને, વિષ્ણુની લક્ષ્મીને, સૂર્યની રન્નાદેને અદકેરાં માન આપી પૂજ્યાં છે. રાજરાણીઓ અને સતીઓ તો છે જ, પણ આ દેશે તો સામાન્ય નારીનાં માતા ભગિની કે પુત્રી તરીકે માનવ જીવનની અધુરપને પૂરી કરી મધુરપ આપનાર દેવી જાણીને દિલમાં બેસાડી સન્માન સમજપૂર્વક કર્યાં છે. સમાજનાં એ સન્માનને આપણી નારીએ જીરવી દીપાવ્યાં છે.

ચાંદા સૂરજનાં તેજમાં જાણે વિવેકપૂર્વક ઓઝલ રહી પોતાને સ્થાને મક્કમપણે આભના તારાઓ પૃથ્વી ઉપર પ્રેમભરી નજરે મલકે છે. પ્રકાશ–પૂંજ સૂર્ય તો આથમી ગયો હોય, વધઘટ થતો અનિયમિત ચંદ્ર પણ હાજર ન દેખાય, ત્યારે તારા સમુહ પોતાના શાંત વિનમ્ર પ્રકાશથી રાત્રિને રસે છે અને જંપેલા જગતને માતૃત્વના અમી પાય છે આ તારલાઓ જેવી છે પોત પોતાને સ્થાને રહી સ્વધર્મ સાંચવવામાં શૂરી સૌરાષ્ટ્રની સરેરાશ નારીઓ. શ્રી કૃષ્ણની વેણુ અને ગોપી–ગીતનો દિવ્ય વારસો આ દેશે સ્ત્રી વર્ગે જમાનાથી જાળવ્યો છે.

પ્રાચીન, મધ્યકાલીન કે અર્વાચીન યુગનાં દેખાઈ આવતાં અનેક સ્ત્રી રત્નો છે, પણ એ મહા નારીઓથી ચાર છોગાં ચડી જાય એવી સામાન્ય દીસતી રોજીંદા જીવનમાં ડૂબેલી નારી દેખશે, જો એનું જીવન જાણવા નાણવાની દૃષ્ટિ હશે તો. આ રહી આપણી કેટલીક તારલીઓ:

મલક આખાનો ભાર માથે લઇ બેસતી ગામ મોટી ગોરાણીમા માણેક; વેવલી છતાં વહેવારરખી શેઠાણી ધનકોર; દરબારગઢે રાજપૂતીનાં રખોપા કરતી જાજરમાન માજીરાજબા રામબા; મોટા માણસની મોટાઇ ઉપર પોતાનું વ્યક્તિત્વ ઓળઘોળ કરી દેતી ખવાસણ ગોમતી; વડપણના વળગાડ વિનાની સુખડનાં કવાં જેવી કળશી કુટુંબમાં ખોવાઈ ગયેલ મોટાંમા કમળા; નીતિ ધરમને નખશિખ જાળવતી દેવીદૂત ચારણ્ય આલબાઈ; દ્વારકાના નાથને આશરે ઉજડ ગઢમાં પેટ પાટા બાંધી પોતરાને જિરવી મોટા કરતી વાઘેરાણી દેવુબા; કાઠીરાજના સાજ અને ઓરડાને રૂપાળાં હૈયાં અને હાથે શણગારતી કાઠિયાણી તેજબા; દાઢી ડમરી વાતો કરતી વધુકી વાણંદયાણી વાલીબાઇ; આઠ દશ બળદના તોલની નાતરાં મોંઘી આહિરાણી શેંથી; પાકા નીંભાડામાથી ટકોરા મારી ઠામડાં કાઢતી કરશન ભગતની ઘરવાળી કુંભારણ કનુ; છારાં બાકરાના ઘેરામાં કાળી ઉનનાં લુગડામાં ઉમેલ ઉજળાં ભરવાળી

ભરવાડણ ભેની; સાથી જેટલું ખેતરે અને ઘેર કામ કરતી, ધરતી ધરખતી ચાલે ઉતાવળી ભાગતી કામઢી કણબણ ગલાલ; સરવા સાદની ગીતગાંડી ભીનેવાને ઘેડની કોળણ ભૂરી; કોળી–ખારવા નાથાની હાડબળૂકી રૂપાળી દીકરી રામી; ટાઢ તડકામાં રોજ ગોઠણેગોઠણ પાણીમાં ઊભી ગામના લુગડાં ધોતી ધોબણ લાછુઃ હાટડીએ તેલ તુરી વેચતી ગામ આખાની મા મેમણ એમણાં ડોસી; હાલાર–બારાડીની આકરી ખેડમાં ઊભી રહેતી સનવારી બાઈ રંભા કે સગરબાઇ કાળી; બરડાની બરડ ભૂમિનાં રતન જેવી મે'રાણી દેવી; નાઘેરની નમણી ખેતીમાં વનરાયે દીપતી કારડીઆણી કમાબાઇ કે ઘાંચણ રહીમાબાઇ; આઇનાં બા'નાં ઓઢેલ ભગવાનનું માણસ ભૂઈ સત્રધી; પારકે પુતરે સપુતરી ભાંગ્યાની ભેરૂ ગીતનું ગાડું હેલી આઇ; માથાફાડ તડકામાં મોથ કાઢતી પઢારાણી પાની; નેસડાનાં વાછરાં-પાડરાં છૈયાં–છોકરાં સાંચવતી હાથમાં બડિકો રાખી ફરતી સાવજ જેવી ગિરની સીદણ હવાં; મરણ ટાણે કાણ્ય બોલાવવા વગર તેડે ઓરૂં ઓઢીને આવતી જમના કોઢણી; ગામનાં મેલાં વાળતી ભૂત જેવી ઝાંપડી લાધી; ધણીથી દસેક વરસે મોટી ઝોકના જીવ જેવી સમજુ રબારણ જીવણી; ઇંઢોણી, સૂંથિયાં, પોપટ ડમરાં કરી જાણતા હળવા હાથે દાણા સાટે ત્રાજવાં ત્રોફી દેતી વાઘરણ રાજલી; ઉજળાં વરણના પુરૂષોની કમતને ઘોળી પી ગયેલ અછૂત બાઇ માકી; બાપની ગેરહાજરીમાં છોકરાં માટે સવાઈ બાપ થઈ ઊભતી પહુ પાંજરીની ઘરવાળી ખારવી ધતી; નાત જાતની વાતને નેવે મૂકી ગત ગંગામાં ઝીલકા મારતી માતા જાનબાઇ; એકે એક નારી રત્ન પાછળ મજાની વાર્તા પડી છે.

જાગરણના દિવસોમાં રાત્રે શેરીઓ અને ફળિયાં રાસડા અને રાગડાથી ગજાવતી ગીતાળ યુવતીઓમાં બ્રાહ્મણની ભાગિરથી, દરજીની દમુ, લહારની લાભુડી, ઓધા લવાણાની અમૃત, સુતારની સોની, કડિયાણી દૂધી, સોનારણ સંતોકને સૌ ઓળખી કાઢે એના સાદ અને લ્હેકાથી કે એની નિર્દોષ બોલી ચાલીથી. નવરા રહેવામાં હીણપ માનતા આપણા નારી સમાજે એવી હરતી ફરતી કામાખોટી બાઇઓને 'હરખી હરાડી', 'નાથી નવરી', 'વેલુ વલવલ', 'નરભમા'રાજની ભમતી' જેવાં નામ આપી દઈ ફઈએ પાડેલા નામ ઉપર હરતાલ લગાવી દીધી હોય છે.

જીવનમાં જન્મથી મરણ પર્યંતના અને રોજના વહેલી સવારથી મોડી રાત સુધીનાં કામ કામ અને કામમાં રચી પચી રહેલ કાઠિયવાડી સ્ત્રી પોતપોતાના વર્ગના સમા સમાનાં ગીત જાણે છે; એ ગીતડાં સ્ત્રીઓ જાગતાં ગૂંજે અને ઉંઘતાં ઝંખે, ઝંખના માત્ર પિતા, બાંધવ, પતિ, પુત્રનાં શ્રેયની જ સ્ત્રી દિલે વસે.

ગરીબમાં ગરીબ ઘરનો પણ પોતાના સાદા સીવણ ભરતનો નમ્ર શણગાર હોય છે. હીર સુતર ન જડે તો કોઇ ઉતરેલ ભાતીગળ કપડાંની ઠાવકી કાપલી કાપી તેને તોરણની કોથળી, ચાકળાના ખંડ કે ઘડકીની થીગડી રૂપે ટાંકી દે છે, સાદો સુંદર રાચ ઊભો કરે છે એ હેતાળ હાથ અને હૈયું. ઘરની લખમી ગરીબ આંગણાંને ગોકુળિયું કરી દે છે. ખરે જ આપણા લોકાકાશે અનેક તારલીઓ ચમકે છે!

× × × ×

લોક સમુદાયની કેટલીક સામાન્ય નારીઓને નજીકથી નિરખી ધન્ય બનીએ:

કૃતિકાના તારક મંડળ જેવી સ્મરણમાં ચડે છે મે'ર અઠ માતૃકાઓ. પુરી, રૂડી, માલી, સાજણય, સુમરી, લીરી, રૂપી અને ઊજી.

મહેરાણી :

૧. બાઇપુરી : સવારના કામકાજથી પરવારી દેવદર્શન કર્યા વિના ગળે થૂંક ન ઉતારે, બપોર ટાણે ધોળ–કીર્તન ગૂંજતી રેટિંણો રણજણાવે, આંગણે આવેલ અભ્યાગતને ભાણાંમાંથી અધું આપી દીએ, સાંજે ઠાકર આરતીની ઝાલર સાંભળ્યા પછી ઘરમાં દીવો કરે. રાતે સૌને સુવડાવી ઢોરને નીરણ કરી ઓસરીની થાંભલીના ઓઢિંગણે બેઠી બેઠી રામ નામની માળા કરતી ઢળી પડે. વહેલી સવારે ઊઠે. આવી તારાં મારાંથી પર પરમાર્થી બાઇપુરીને ગામના ડાહ્યલાંઓએ 'પુરી પરબુડી' નામ આપ્યું!

૨ રૂડીબાઇ • સામાન્ય દેહની છતાં ગામમાં પોતે સૌથી નમણી છે એમ માનતી, અને પૂગી પહોંચ વાળી છે એવુ અભિમાન રાખતી રૂડી દાડીદાડીપા કરી ગુજારો કરે જાયણી ડોસીની એકની એક ન છોરવા દીકરી રૂડકી કામની લોવી, વાતચીતમા ભૂત જેવી ખરી પટેલિયા સામે ખાંગે બેસીને હોકાની ફૂક પણ લઇ લીએ મેળાખેળામા દુહા લલકારી છતી થાય મા દીકરી ગામમા માનથી રહે આ રૂડીને ગામે 'રૂડી ભાડાત' નામ આપ્યુ

૩. માવી વેજા ખસીઆની ગીગી માની ઘરમા અને સીમ સેઢે દીકરાથી અ કેરા કામ કરે માની કોસ હાકે, ગાડુ હાકે, હળ પણ હાકી દીએ, બીમ અગીઅ રસ માથે ખોરડા પણ ચાળે માર્નબાઈ એ પોતાના લગ્નને દિવસે પણ ઢોર માટે ખડ વાઢી તેનું મોટુ ઓઢિયુ ખભે મારી કળિયામા નાખ્યુ હતુ — માલી બાવડી જેમ માથે મોંગો ન ઉપાડે આખુ ગામ માની દીકરીને 'વેજાની માનદેડી કહેતુ ખરેખર વેજા પટેલ અને તેની ઘરવાળા પૂતી પગનાણી માટે તો દીકરી માની 'માલદે થઇને જ ઊભી હતી

૪ સાજણય પાતાની પરણેતર સાજણય પરણ્યા પછી રીસડે રહી ઘેર ન આવી લખાણુ કર્યું નહિ પાતા કહે, "મારે બીજુ ઘર કરવુ નેય લાવા તો સજણયને જ લાવા સાજણય બેઠા હુ કાઉ કરવાં બીજી કરા ?' સાજણય વળી એમ કહે 'મારે બીજો ધણધણુ નથ્ય પાતાની દશ્યે જાવુય નથ્ય, ઈની વાત મારી પાસે કરજોમા, વાસે લાગસો તો ભાગે જાશ બાની થે ને! પાતા ને સગ સે ધણધનુ હોય તો! બેઉ જણાંએ પોત પોતાને ગામ બાપને ખોરડે રહી જમવાર કાઢી નાખી, એવી તો ધણપન એક રીતે તો એિાયાળા પણ નિષ્કલંક જીવન જીવ્યા લાગે કાહે પણ એકબીજાના વાવડ પૂછે, "ઈ શે તા હાગી પડા ને! તો હાઉ!' સાજણય ગામની ફૂઇ થઈ ફળિયામા સૌની ટાલવાર કરે, અને પાતા આતા તેના ગામને પાદર ઢોરની ખગા ઉતડી વાળે, અને મજાથી દી કાઢે

૫ સુમરી પાચ દીકરાનો બાપ નાગો પટેલ ઘરભગ તેને એક જ દીકરી સુમરી નામે પાચ ભાઈની નાનેરીબેન સુમરી પરણ્યા પછી તરત જ રાંડી સોળ વરસની પટેલની ગગીએ સસાર પ્રતિ ઉદાસ બની બીજુ ઘર કરવા સાફ ના પાડી દીધી દીકરા વહુઓનો ઓશિયાળો બાપ ન રહે એ માટે બાપ દીકરી ગરાસની ખેડમાથી છઠ્ઠો ભાગ કાઢી આનદથી રહ્યા નાગા પટેલના ખોરડાની આબરૂ દીકરી સુમરીએ રાખી અને વધારી રાજા જેવા વૃદ્ધ નાગાનું ભાણુ દીકરીએ ભારે સાચવ્યુ નાગો કહેતો, 'સુમરીને દુવા દા, આ જુવાન જોટનો જોરૂકો રૂ. નકરતાં છોકરાઉ આ ટાણે વાસ્ય નાખતા હોત! પોતાને ભોગે બાપને સ્વસ્થ દીર્ઘાયુ આપી તેની સેવા કરી સુમરો ખરેખર બા શાહ નાગાજણની શાહજાદી જહાનઆરા હતી

*૬–૭ લીરીબાઇ અને રૂપીબાઇ* સસારી જીવન પ્રત્યે ઉદાસ સાધુ હૃદયની ધર્મદીવડીઓ બાઈ લીરી અને બાઈ રૂપી મહેર કોમને ગર્વ લેવા જેવા સ્ત્રી રત્નો છે જેના દર્શનથી પાપ નાશ પામે એવી બાળબ્રહ્મચારિણી લીરીમાઇ મહેર મહાત્મા કલ્યાણદાસ ના બોધથી શ્વેત વસ્ત્ર ધારી ચાર ધામ યાત્રા કરી આશ્રમ બાધી પ્રભુ ભજનમા લીન બની રહી રૂપીએ ગૃહસ્થ જીવન છોડી ધાર્મિક વૃતિ ધારણ કરી ધોળા કપડા ધારણ કર્યા — ભાઇના આગચુને અને આગતુક સજ્જનોને પોતાના પવિત્ર વ્યકિતત્વથી પ્રકાશ આપ્યો આસનસ્થ રહી ભગવદ્ ભજનમાં સમય કાઢ્યો

મહેર કોમની આ દેવીઓએ ભજન મડળી એ નહિ, પરતુ શાન્ત અજ્ઞાતપણે પોતાને આસને રહી પ્રભુ ભક્તિ કરી છે

૮. ઊજીમન ઓઢરા ફળિયામા રહે, સફેદ ઘાસિયુ પહેરે, કપાળમા ગોપીચદનનો ચાંદો કરે. ફેરવવાની તુનસીના માળા ડોકમા પહેરે સુતર આવે તેમ રહે અને હરિને ભજે એકલુ જીવન ગાળે કોડલીમા દાણા ભાઈ નાખી દીએ ઊજીનું માન ગામમા સારૂ, તના બોલ સૌ ઉપાડે પોતે પણ પારકા ને પોતાના જાણી મામ કરે, કામ આવે તટસ્થ ભાવે સસારમા રહે આ સામાન્ય દેખાતી ચોકખી ચણુક મહેર યુવતી અસામાન્ય પ્રૌઢ વ્યકિતત્વ ધરાવતી સન્નારી હતી મહેર કોમમા પાખી પાખીના અભિમાન

હોય છે. ઊજીબેન પણ ક્યારેક બોલી દેતી :

'હળદરડી તાં હાટે વે'ચાય, કસ્તૂરી તાં કાં'ક આઢિયુ મેરયુ ઓંટીએ આવે, પણ ઓદેરી તાં કાં'ક !'

દાદીઆળાની મરદાઈ પોષતી, જૂની અદાવતને યાદ કરતી, બહારવટીઆઓને રોટલા પહોંચાડતી, સમો આવ્યે ધીંગાણામાં પણ ઢૂકી પડતી સૌરાષ્ટ્રે મહેરાણી વીર નારી છે. નાનપણમાં છાણ વાસીદાં કરતી અને ઘડપણે રેંટિયે બેસતી, યુવાની માં મહેરાણી ગૃહિણી તરીકે તેના ભર્યાં ઘરમાં સાંગામાચીએ કે રંગીત ઢોલિયે બેઠી હોય ત્યારે ગજરાણી શી અરધે છે. નમણાઇ, સરખોટાઈ સાથે ગોરોવાન અને તંદુરસ્ત લોહીની ઝાંય આવતાં દેવી સમાન દેખાતી મહેરાણી સાબિત કરે છે કે સૌન્દર્ય મહેર લોહીમાં છે.

જાનનાં દોડતાં ગાડાંમાં સયરી બેઠેલી મહેર જાનડીઓનાં નરવા સાદે ગીત પાદર અને સીમડીને ગજવી મૂકે. સાતમ આઠમના તહેવારોમાં મહેર ફળિયામાં કાળા પછેડા કે રગીન આછાં ઓઢણાં ઓઢેલી, કીનખાબના સરવાળાં રંગીન કાપડાં ઉપર ડોકમાં ઝૂમણાં કે કાંઠલી પહેરેલી, હાથમાં કોણી સુધીની ચૂડ ચડાવી ભરેલી તાલી પાડતી, ધોળું ધાંસિયું પહેરેલ દીકરીઓ અને રાતો ઢારવો પહેરલ વહુઆરૂઓ રાસડા લીએ, અને

'તું મારે મન લખમણ જતિ મને ઘડી ન વિસરે રામ'. નો

રાસડો ચડે, ત્યારે વાતાવરણ રસથી ભરેલું ભાસે. એ સૂર સામે શરણાઈને વનના મોરલા ચૂપ થઇ જાય.

શૂરવીર મહેર પ્રજાના જીવનરસની સરવાણી મહેર નારી છે

*

રબારણ

(પાબી) રબારી જેઠા દૂણે મોટું ગામતરૂં કર્યું; તેની પરણેતર બાઇ પાબીએ જેઠાના ઝીણકાબાઈ ધના માથે છેડો નાખી દેરવટું વાળ્યું; પાબી ધનીયાની ઘરવાળી થઇ. "ધનો તાં ગોવારીયું માણહ છે! ઇ લેખાં લેખાં નો હમજે. ઘરનો સંધોય વહેવાર ભાર પાબી માથે, પાબી ધનાનું ભાણું ટાણું સાચવે. ધના અને દૂણના ખોરડાં ઉપર માતાનું હેત વરસાવતી પત્ની પાબી આદર્શ ગૃહિણી હતી. 'પાબી તાં થીયેલ પીઢ માણહ શે! જેઠા દૂણનું ખોરડું તાં ઠીક, સાજી રબારી કેડાનો થાંભલો શે મેરીની દીકરી પાબી તાં!"

ઊંચી રબારણ પાંદડીઆનો છોડ,
માથે રે બેડું રબારણ દૂધનું;
આગળ પાછળ વાછરડાંની હાર્ય,
વે'તી રે નદી રબારણ ઉતરી!

*

બાવી

(માનબાઈ) : ભાંગતી રાતના ભજનમાં ભજનાનંદી બાવો માવદાસ ખોળામાં રામસાગર લઈ બેઠો છે. તંબુરાને ઉપલે છેડે બાંધેલ મોરપીંછનો ઝૂમખ ગરૂ માથે ઝૂલે છે, બાવા સામે માનબાઇ બાવી મંજીરા લઇ બેઠી છે. ભજન ઉપડે છે:

"એ મૂરખ નરને હીરલો લાધ્યે...."

માનબાઇ માતાનો કોકિલ કંઠે ભળે છે:

"ઈ ઓળખ્યો નહિ અંધાણે હે જી."

ભજન જામે છે: માતા ગોઠણભર બેઠી થઇ જાય છે, બાવાજી અને રામસાગર ઉપર મંજીરાના રણકાર અને ચમકારથી અભિષેક કરી અદ્ભૂત આભા રચી દેતી માનબાઇ માતા મોરલી પર ડોલતા નાગ જેમ માવદાસ સામે ડોલે છે. બાવીના રૂપાળા હાથની કળાઇ અને આંગળીઓ ઉપર રમતાં મંજીરા, તેના ગોરા વાનમાં શોભી ઉઠતાં ત્રાજવાં, તેના અંગની ફોરપ અને ડોલન મનોહર સંગીત રચે છે. ભજનરસથી ભરપૂર વાતાવરણમાં જાણે મંડળી ડૂબી જાય છે. જાણે મનખ અલખમાં ઓતપ્રોત થાય છે. માવદાસ બાવાની પત્ની માનબાઇ માતા ભગતોને મન તો મીરાં, તોરલ કે રૂપાંદે છે.

*

ખારવી

(પ્રેમી) રતના મોતીવરસની છોરી પ્રેમીના વિવાહ રામા માલમના રણછોડ સાથે થયા.

પ્રેમી પહોંચેથી, જ્યારે રણછોડ સીધો સરળ, છતાં ખનાસી પૂગે સાત સાગરના લોઢ ઉપર વહાણ ચલાવી રણછોડ દરીઆખેડ કરે અને માનસના ઘર વહે વર રૂપી સસારસાગરની કઠણાઇઓને પ્રેમી આનંદથી પાર કરે ખારવો ભોળો દરીઆનો લાન, ગામની જનાગ જાણે નહિ કયારેક ખારવીના મેન ઘણીને સાભળવા પણ પડે "તૂ ના સમજ તો મેઠો રે છાનો તારાં બીડી બાક્સ ખરચીના દોઢીઆ મ ગી લે" પોતે કહી લીએ, પણ કોઈ કહેવા આવે તો પ્રેમી તેને પૂગીને પાછી વળે. દરીઆ ખેપ કરી ઘેર આવતો ખારવો મોંઘેરા મહેમાનથી પણ મોંઘો રણછોડ ઘર કામમા માથુ મારે નહિ અને બાઈ પ્રેમી માથુ મરવા દે પણ નહિ ભાયડા માણસને રાજા જેમ રાખે. પ્રેમી મજૂરી કરી શેઠના કામકાજ કરી કુટુ બનું પૂરૂ કરે ઘરકામ ખત અને પ્રમાણિકપણે કરે શેઠના છોકરાને હેતથી રમાડે, જતન કરે યુવાન વણિક પુત્રો મુબઇથી દેશમા આવે ત્યારે પ્રેમીને મળવા જાય, પ્રેમી ખારવી પણ હર્ષના આંસુ લાવી પોતે ઉછેરેલ છોકરા ઉપર હેતથી હાથ ફેરવતી

પ્રેમી ડોકમા શ્રીનામી પહેરે, સવારમા નાહી ધોઈ લ કેશ્વરના દર્શન કરી પખીને ચણ નાખે, સાધુ બ્રાહ્મણને લોટની ચપટી આપે, અને કામે લાગી જાય, કોઇ માસાહરી સાધુ આવી ચડે તો તેને પણ જોઈતુ ભોજન કરાવી આપી પ્રેમી ધન્ય બને, આનદ અને અભિમાનથી રહે પિતા સમોવડી જ નહિ પણ પિતાથી ચડિયાતી પ્રેમી જેવી માતાના પુત્રો જ સાત સાગર ખેડી શકે

ઝેર જરવી જાણતી ઉદાર દિલની પ્રેમીને આગણે એક જ ખાટના ઉપર છોકરા કુતરા બિલાડા સાથે ઊંઘતા જોવા છે બદામના ઝાડની ડાળે બાંધેલ કુડામાથી પખી પાણી પીતા હોય અને નીચે પાડો શીંગના મરવા કુતરા મીંઢા હરતા ફરતા હોય ખારવીની શેઠમા ફળિયે પોતાના સ્વભાવ ભૂલીને સૌ સપથી રહે પ્રેમીની દરિયાદિલી અને અનન્ય કુશળતા તેને આદર્શ નારી બનાવે છે

વણકર

(બાઈ મેઘી) ત્રણ બાપ અને પોતા સહિત બે માના પાચ છોકરાની મા માત્ર મેઘી જ રહી હતી એક માના જ જણ્યા જેમ મેઘની મેગવાળે આ પાચે છોકરા—ત્રણ છોકરી અને બે છોકરા— ને પૂરી ચોપ થી પૂરા હેતથી મોટા કર્યા મજુરી દાડિ દાડિયા કર્યા, તડકો ટાઢ ખમ્યા, ઊન કાત્યુ, તાણા વાણા કર્યા અને આ છોરુડાંનો ગુજારો કર્યો માતા કુતા જેવી મેઘી મા હતી, તેણે માતૃત્વના પાઠ તો કોઠા વિદ્યાથી ભોમકા પાસેથી ભણ્યા હતા મોટા થયેલ છોકરાને વરાવ્યા, ઠેકાણે પાડ્યા વણકર વાસમા મેઘીમા આખા વાસની મા બની રહી

વાઘરણ

(ધકુ) પોતાની એકની એક દીકરી સામુડીને પરણાવી, દીકરી જમાઈને પોતાનો ગામની પરવાડે ઊભો કરેલ ભરેલ ભાસેલ ઝુમો આપી દીધો ધકુ વાઘરણે એ ગામ પણ કન્યાદાનમા દીકરી ને આપ્યુ— તતણ નાખી કામી ખાવા ' અને ધકુ અને તેનો ઠુઠો ધણી ચાલી નીકળ્યા બીજે ગામ જઈ વસ્યા દિલાવરી ધકુ વાઘરણની કોઈ બાદશાહ જેવી હતી ધકુ હેતાળ માતા, વિવેકી પત્ની, કુળે આવનાર તેના મહેમાનને રોટના આશરો આપતી સાદી સરળ ગૃહિણી હતી વાઘરીની નાતમા ધકુ વડી વાઘરણ હતી

*

આ સ નારીઓ પુરુષ કરતા કોઈ રીતે ઊતરતી નથી જ પુરુષ સમોવડી થવાનો અજંપો જ્વર આ સ્ત્રીઓને લાગુ પડયો ન હતો નારી જીવનની મધુરતા થી રસપૂર્ણ થયેલ સસાર મીઠો — સ્વર્ગથી અધિક સુદર બને છે સ્ત્રી હૃદયમા વસી રહેલ રસેશ્વર પરમાત્માએ સ્ત્રીને પૂજવા યોગ્ય અધિકારિણી બનાવી છે નારી એ નારાયણી છે



# મહા બળુકી બહારવટિયણ મલી

બચુભાઈ ગઢવી અને કરસન પઢિયાર

કાળ વરસની દૂબળી ગામનાં દૂધનાં ઠબકા જેમ, ઉમૈનદીનાં પેટાળમાંના વીરડાની ટૂકતી સરવાણી માથે ત્રણ ચાર પાણિયારિયુંની મીટ મંડાઇ રહી છે, વીરડે પાણી આછર્યાં નથી, ત્યાં બાવીસેક વર્ષનો ફૂટડો જુવાન રાહુભા, ખભે માણ હાથમાં છાલિયું, અને હાલ્યો આવે છે. આવતાવેંત વીરડાના કાંઠે પડેલ ખાલી બેડાંઓને આઘાં હડસેલી પોતાની માણ ભરવા વીરડો ઉલેચવા મંડાણો.

"રાહુભા, બેલા, આમ શીદ કરો છો!! અમારા બેડાં તો ભરી લેવા દ્યો, !! તમારે કયાં ઘરે છોકરાં રોવે છે, કે સાસુ વઢવાનાં છે? પણ ગેમારેલ રાહુભાએ બાયુંની કાગારોળ માથે કાન દીધો નહિ.

માથે ગોળી, કાંખમાં ઘડો, અને મહાકાળીનાં ખપ્પરની જેમ હાથમાં વરિયાળી તાસળી રહી ગઇ છે. એવી એક બાઇ દેદાદરાની શેરિયું વીંધી સડેડાટ કરતી ગંગવાનાં ઢાળ માથેથી ઉમૈ-નદીમાં ઊતરતી દેખાણી અને પાણિયારિયુંનાં કોઠામાં પ્રાણ આવ્યા.

"આ આવે મલીબા, પછી ભલે ભરી લો!"

ગંગવાના ઢાળ માથે રાહુભાની નજર નોંધાણી અને જણ થરથરી ગયો. ત્યાં તો મલી વીરડે પોગી, રાહુભા વીરડાના કાંઠા માથે ઊભડપગે બેઠેલ, તે નતો છાલિયું પાણી ભરી શકયો, કે ન તો વીરડાનાં કાંઠેથી ઊઠી શકયો.

રાહુભાએ ભરવા મૂકેલ માણને મલીએ ઠેબું મારી આઘી કરી, પોતાની ગોળી મૂકી. હાથમાંની વરિયાળી તાંસળી રાહુભા તરફ ફગાવતાં કહ્યું: "દરબાર! આનાથી ગોળીમાં પાણી ભરો."

રાહુભાના ડાબા હાથમાં છાલિયું ઠઠર્યું રહ્યું અને જમણા હાથમાં તાંસળી ઝાલી મંડયા પાણી ભરવા. ગોળી ભરી. પાણિયારિયુંનાં બેડાં ભરાણાં, છેલ્લે મલીએ પોતાનો ઘડો મૂકયો. થોથરાના વેણે રાહુભાએ હિંમત કરી; "મલીબેન, હવે મારી માણ તો ભરી લેવા દે, મારે સામેગામ બળદ પાવા જવાનું છે."

"દરબાર જેવા દરબાર થઇ આમ ચીંથરા શું ફાડો છો! ઘડો પૂરો કરો પછી નીરાંતે માણ ભરજો." રાહુભાએ ઘડો પૂરો કર્યો.

પાણિયારિયુંનાં બેડાં ચડાવી, મલીએ પોતાની ગોળી માથે લેતાં રાહુભાને ઘડો અંબાવવા કહ્યું.

ઘડો અંબાવવા ઊભા થતા રાહુભાએ મરકતા મોઢે મરમ કર્યો કે: 'બેડાં ગોળી તો હાથોહાથ ચડાવી લીધાં, હવે આટલો ઘડો ભારે પડશે? નૈં લઇ શકો?"

રાહુભાની આ ટકોર મલીને ઝાટકો નાખ્યો હોય એવી વસમી લાગી. મલીએ માથેથી ભરી ગોળી ઉતારી ભરેલ ઘડો ઢોળી નાખ્યો. ઓઢેલ ચોરસાને કાઢી ચાર–છો વડો કરી, ઘડાના મોઢા ઉપર મૂકી, ઘડો પોતાના ડાબા હાથમાં નાખી. જમણા હાથની ઘડાના મોઢા ઉપર થપાટ મારી, ઘીના કૂડલાની જેમ ઘડાનો રોટલો કરી નાખી, રાહુભા સામ ઘડાનો ઘા કરતાં બોલી: "મારે મન આ ઘડો નથી પણ ઘડી છે." એમ કહી ગોળી ચઢી હાલી નીકળી.

દરબારથી બોલતાં તો બોલી જવાએલ પણ આ દશ્ય જોઇ પરસેવો છૂટી ગયો. ડહોળાએલ પાણીની માણ ભરી રાહુભા વિચારમાં ને વિચારમાં ઘેર પહોંચ્યા, પણ ગમે તેમ તોય આ તો ગરાસિયા, આ વાતના પ્રસંગને પી ગયો.

એક એવા બે, બે એવા ત્રણ, એમ આ વાતને પાંચ પાંચ ચોમાસાં ઊતરી ગયાં. એક દિવસ કટુડાના પાદરમાં ત્રબાળુ ઢોલ વાગી રહ્યા છે. બાયુ–બોનું રાસડા લઇ રહી છે.

પાધરના કૂવેથી પાણી ભરી આવતી એક બાઇ આવતા અસવારને જોઇ ઊભી રહી, બોલી:

"કોણ રાહુભા ? ભેલા અત્યારે કેની પા ? દેદાદરે સૌ છે તો સુવાણમાં ને ?"

"કોણ મલીબેન ! હા બાપા, દેદાદરે સૌ છે તો સુવાણમાં, પણ તમે કેમ સાતમ કરવા નથી ગયાં ?"

"જાવું તો છે ભેલા, પણ હજુ તો આજ ચોથ થઇ છે ને ?"

"હા આજ છે તો ચોથ, પણ હું કાલ બાવળીથી પાછો વળવાનો છું, આવવું હોય તો બચકો બાંધી રાખજો."

"ભલે ભેલા, પણ વળતા ઘેર થઇને જજો," અસવારે ઘોડી હાંકી મેલી.

પાધરથી ઘેર પહોંચતાં તો મલીના મનનાં ઘોડાએ કેંક વેગો પકડી લીધા. હળવે હાથે હેલ ઉતારતાં મરકતે મોઢે મલીએ નાડોદાને (પોતાના ધણીને) વાત કરી, કે : "કાલ મારો ભાઇ બાવળીથી વળતાં આવવાનો છે, એની હાર્યે મારે દેદાદરા સાતમ કરવા જવું છે તો પટારાની કુંચિયું લાવો, મારો બચકો તૈયાર કરી રાખું."

નીમાણો નાડોદો થડકતે હૈયે કહ્યું કે સાતમ કરવા જાવું હોય તો જા, પણ એ દી સારૂ બચકો શું કરવો છે ? આઠમ કરી નોમે આવતી રે'જે." પણ જેમ ધમેલ લોઢા માથે પાણીનો ત્રામકો પડે ને સમસમી ઊઠે એમ મલી આ વેણ સાંભળતાં સમસમી ઊઠી.

બીજા દિવસે ભળકડામાં નાડોદો હજુ સાંતી નાડે છે, મલી ભાતાં પોતાં તૈયાર કરે છે, ત્યાં રાહુભાએ સાદ દીધો "કાં મલીબેન ! તૈયાર હો ને ?"

એક હાથમાં ભાત બીજા હાથમાં પરોણો અને મલી ડેલીએ આવી. હળવા સાદે બોલી. "ભેલા આજ અમારે પાંચમ નથી પળી. આજ રોકાઇ જાવ, કાલે છઠને દી નીકળશું."

મલીના આ કાંગલા વેણે રાહુભાને વર્ષો પે'લાનો પ્રસંગ યાદ કરાવ્યો. અને રાહુભા બોલ્યો : "કાં મલીબેન ! ઘડો બેસારી શકાય, કોશ વાળી શકાય, પણ આ તો જોંહરા. આજ મારાથી રોકાવાય એમ નથી. કો'તો ઘેર જઇ ભાઇને મોકલું, તમારાથી અત્યારે હવે દેદાદરે નો અવાય. લ્યો હું જાઉં છું, આવો તો પાળા પાને આવજો." એમ કે'તાં રાહુભા હાલી નીકળ્યા.

કરશન નાડોદો આ વાત હજુ પૂરો સમજે ન સમજે ત્યાં તો મલીના હાથમાં પરોણો રમવા મંડાણો. ઘડીક નજર નાડોદા માથે તો ઘડીક જાતા અસવાર માથે અને મલીએ ત્રાડ નાખી : "નડોદા, મારા ઘરાણાં કાઢી દે, મારે સાતમ કરવા જાવું છે." નાડોદાએ સામે જવાબ વાળ્યો કે :

"ઘરાણાં આજેય નૈ મળે અને કાલેય નૈ મળે, જાવું હોય તો એમનામ જા." કાળઝાળ મલીએ ત્યાં તો પરોણાની પ્રાછટ બોલાવી.

પિયરનો મારગ પકડતાં મલી કે'તી ગઇ : "નાડોદા ! મારા પિયરના ઘરેણાં મારા પિયર પોં'ચતાં કરજે, નઇંતર આજથી આઠ દીએ આવીશ. તારા માટિયાળા સાબદા રાખજે. ખંભાતી ખોખરા નો થઇ જાય." અને હાલી નીકળી.

ગામના ગલઢેરાઓ આ બધો રાડય બોકાહો સાંભળી ઊંધરેટીએ મોં એ ઊભા થઇ આડા ફર્યા : "ભા, રં'વા દો ઘરભર છે. આમ સપરને વાર કજિયા કરી નો જવાય, બાપા અમે છોકરાને સમજાવશું" પણ મલી માની નહિ.

ચોરે ડાયરો જામ્યો છે. કાવા કસુંબા નીકળી રહ્યા છે, અગમ નીગમની વાતુંના હીનોળા હાલી રહ્યા છે, ત્યાં પાયાબંધી, કેડિયું, માથે ડબલ પાઘડી, ડબલ છોગાનું બોકાનું, ખભામાં તલવાર, હાથમાં ત્રણબંધી બંધૂક, આવા અસવારોને લઇ ઝકાં ઝકા થતી સાંઢણી કડુકાના ચોરા આગળ ઝોકારાણી એક અસવાર આગલા કાઠામાં બેઠો છે. બીજા અસવારે ચોરાનાં પગથિયાં ચડતાં ચડતાં ડાયરાને રામ રામ કર્યાં. ડાયરાએ રામરામ ઝીલતાં કહ્યું : "આવો ભા આવો, કયાંથી પૂછઇ."

"રેવાં તો જતવાડમાં," મહેમાને જવાબ વાળ્યો.

મહેમાન હજુ બેસે ન બેસે ત્યાં કસુંબો ફરવા મંડાણો, ડાયરામાંથી કેહરીસંગ બોલ્યા. "ભા, પેલો મેમાનને મીઠો કરાવો."

"કસુંબો પછી મીઠો થશે. ભા ! પેલા તમારા ગામના કરશન નાડોદાને કે'વરાવો કે એની ધરવાળીનાં ઘરેણાં લઇ ચોરે આવે." મેમાને ધડાકો કર્યો.

ડાયરો સાકબ્બાક થઇ ગયો, કસુંબો વાટતા ઘાંયજાની સામે જોઇ મેમાન બોલ્યો : "જવાન, જા તારા કરશન પટેલને કહે કે, દેદાદરાના હમીર જાદવની દીકરીનાં ઘરેણાં કાઢી લાવે." મગનિયે ડાયરા સામે જોયું, ડાયરાએ મગનિયા સામે જોયું. ત્યાં ઊંટ માથે બેઠેલ અસવારે ડાઢીના કાતરા માથે હાથ ફેરવતાં ફેરવતાં પડકારો કર્યો. "ડાયરા સામે શું જોઇ રિયો છો ? જા તારા ડોહાને બોલાવી લાવ્ય, અમારે હજુ બેરવા પોંચવું છે." ડાયરામાંથી કોઇએ ઇશારો કર્યો. અને ઘાંયજે ડોટ દીધી, કરશનના હાથમાં ધરાણુનો ડાબલો અને ચોરે આવ્યો. ડાયરા વચ્ચે ડાબલો મૂકતાં બોલ્યો : "લ્યો ઘરેણાં."

"લ્યો શું, ઉઘાડ ડાબલો, અને ગણી દે ધરાણાં !"

કરશને ઘરેણાં ગણવા માંડયા પણ એક ઝરમર ઓછી થઇ.

"અલ્વા આમાં પઠાણી ઝરમર નથી." મલી બોલી,

"ઈ નૈં આપું !"

"કારણ !"

"કારણ શું બધાં ઘરેણાં નો અપાય, ક્યાંક !"

"શું કીધું ?"

"હા, હા ઇ !"

"એય રોંચા, સાંભળી લે, આજથી આઠ દા'ડામાં ઘરેણાં પૂરેપૂરાં દેદાદરે પોં'ચતાં કરજે, નઇંતર ગામ માથે હળ હાંકીશ, હું મલી, મલીનાં લખણાં નો હોય, હવે તારે ને મારે રામરામ."

ડાયરામાંથી એક બે ઉતાવળિયા જુવાન ઊભા થાય ન થાય ત્યાં તો, બે બે બંધૂકોની જામગરિયું, આંખનાં પલકારામાં સળગી ઊઠી, તરણેતરના મેળામાં ભરવાડનો છોકરો પોતાની પૈણેતને જોઇને બેહણી લે, એમ ડાયરામાંથી ચોરાની કોરે, કોર ઉપરથી અધ ઊભી થતી સાંઢય ઉપર, અને પડકારો કર્યો : "એમનાંમ બેઠી રે'જો, નહીંતર ભૂંડા દેખાશો, આ કાળમૂખી એકેયની સગી નૈં થાય."

એક ઉતાવળિયા જુવાને ભાગતી સાંઢય તરફ ડોટ દેતાં હાકલ કરી: "એલા આટલા બધામાંથી કસુંબો કાળો કરીને જાશે?" થયા હાકલા પડકારા, પણ ત્યાં તો ફરી બે બે સંધાણું ધણેણી. ચોકમાંથી ઝાંપામાં. ઝાંપામાંથી જોતાં જોતાંમાં અસવારને લઇ સાંઢણી ગાયબ થઇ ગઇ.

આખા વઢવાણિયામાં આ વાત વા વેગે પ્રસરી ગઇ, કે દેદાદરાના હમીર જાદવની દીકરી કટુડાથી માંડી ઠેઠ વઢવાણ સામે બહારવટે નીકળી છે.

વાત સાંભળી વઢવાણના દરબારગઢમાં ટેલતા દરબાર પથોભાઇ પોતાના કેડિયાની કસું ઢીલી કરવા મંડાણાં. એ જોઇ રાણીજીએ પૂછ્યું કે: "ઠાકોર ! કંસુ તાણવાને બદલે ઢીલી કાં કરો ?"

"આજ મારા જેવો બીજો કોણ ભાગ્યશાળી છે ? કે જેની દીકરી બારવટે નીકળી હોય !"

"પણ આતો આપડા ગામ ભાંગે છે !!"

"અરે ગાંડી ! દીકરી તો ઢીંગલા પોતિયા માટે માનું ઓઢણું અને આણાં વળતી ભાભીની ચૂંદડીના ય લીરા કરે, ત્યારે આતો હજુ તારા ઓઢણાં સુધી તો હાથ નથી લંબાવ્યો ને ?"

રાણીજી પોતાના ચૂડલા માથે હાથ ફેરવતાં ફેરવતાં ઓરડામાં ગયાં. મરકતે મોઢે દરબાર રાજકાજમાં લાગી ગયા.

હવે તો રોજ સમાચાર મળે કે, આજે મેમકા; કાલે ટીંબા, તો વળી બીજે દી ટુવા માથે મલીના ઘોડાંના ડાબલા ગાજવા મંડાણા છે.

એમાં દરબારે એક દી આનંદમાં આવી, જમાદાર, અમીચોહાણને હુકમ કર્યો કે "મનીને ગમે તેમ સમજાવીને અહીં લઇ આવો, મારે એને જોવી છે"

અમી ચોહાણે માંડયા પેતરા ગોઠવવા, મનીની મૂંઝવણ વધી પડી મની ઝાલાવાડ માથે નજર નોંધે છે, પણ વઢવાણ સામે વેરબાંધી સવેલુ સધરે એવુ પરગણુ એને દેખાતુ નથી ત્યાં એક દી સમાચાર મળ્યા કે, હળવદમાં એવુ એક ઘર છે અને મની પોતાના પચીસેક સ્વારોને સમજાવી હળવદ આવી

હરિ ગોહેલની ડેલીએ ડાયરો ઊગતા પોરનો કસુંબો લઇ રહ્યો છે, ત્યાં એક અજાણી બાઈ માથે હેલ અને ડેલીએ આવી ડાયરામાથી કોઇએ પૂછ્યુ : ' બા કોનું કામ છે ? '

સામેથી જવાબ મળ્યો "માટીનું"

સાઠને માથે સાતેક વરસ પચાવી બેઠેલ હરિ ગોહેલ વાત પામી ગયા પોતના દીકરા પોસાને સાદ કર્યો "પેસા એ પોસા ! બેટા આ હેલને સચોડી ઉપાડી તારા ઓરડના પાણિયારે મેલ્ય '

ઓસરીના પગથિયા ઊતરતાં પોમો બોલ્યો "બાપુ ! એને તમે ઓળખો છો ? '

"ઇ વાત પછી"

"પણ બાપુ ! આ તો વઢવાણનું વેર છે ' !'

"હવે વેવર્ગનો થામા હેન હાની ચાલીને આપણે આંગણે આવી છે ઊતરાવ્ય '

પોમે હેલ ઊતરાવી ડાયરો ભલકારા દેવા મંડાયો હળવદ રોજે એવું કેવરાવ્યુ કે 'હરિ ગોહેલ ! હેલ ઊટકેલ નો ટોય તો વહુ ને કયો કે, ફરી ઊંચકી બોળાવાનું પાણી ભરી આવે

આ વાતના પડઘા વઢવાણ દરબારશ્રી પથા ભાઇના કાને પડયા ને હુકમ કર્યો કે 'કોઇ પણ હ વદિનો વઢવાણની હદમાં નહકે તો હેઠ્ય બેઠ કરો, અને હળવદ રજને કેવરાવો કે સાગ્રદ ઇમાં ... '

આ વાતને હજુ છ મહિના પણ વિત્યા નથી ત્યાં હરિ ગોહેલની ડેલીએ પાચ પરગણાની નાત ભેગી થઇ વાટાઘાટુ હાલી, કે 'બાઇને પાછી સોંપી દ્યો નઇતર આપણી અઢાર અઢાર કન્યાયુ નેર ચડી રેશે તમારા એકના પાપે આ મીઠળબધના માથા થોડા ઊતરાવાશે ! '

ઓરડાના બારસાખમાં આડો ધૂઘટો તાણી ઊભેલ મનીએ આ વાત સાંભળતા કેવરાવ્યુ કે "બાપાને કયો કે જાનું જોડવાની નાતને રજા આપે, જાનુના ગાડા વઢવાણનાં પાધર નો પોગે તે પહેલા હુ મારા આ મહેલ બાનોયાં ઉતારી આગળ ઊભી હઇશ"

હરિ ગોહેલે ઓરડે કેવરાવ્યુ કે "અમે બાપ દીકરો બેઠા મારી દીકરા વહુ વઢવાણનાં પાધર અડવા હાથે જાય, તે દી તો, હળવદના પાધરની ખાંભિયું લાજે કે દ્યો કે એ ફીકર રિયે"

જાનુ જોડવાની નાતને રજા દીધી

હળવદ પચકની જાનુંના એશીક ગાડાની હેડ્યની ધક ગતી આવે છે, જાનડિયું શરણાઇ જેવાં ગળાં ને રગતા મેલી વગડો ગજાવતી આવે છે વઢવાણ દરબારને ખબર પડયા કે હળવદની જાનું આવી રહી છે દરબારે અમી ચોહાણને હુકમ કરતાં બસો ઘોડેસ્વારો તૈયાર થયા જાનું વઢવાણમાં ભોગ તળાવ વિસામો લઇ રહી છે ત્યા ફરતી બસો ઘોડાની દીવાલ થઇ ગઇ જમાદાર અમી ચોહાણનો ભત્રીજો મોઢામાંથી નીકળે એવાં વેણ બોલી રહ્યો છે ' અલ્યા આમાં કયો છે તમારો ગોહેલ ? કયા ગાડામા બેઠી છે મન ! ? '

એમા એક જવાન સયર્યાં ડગલાં માંડતો જમાદારના ભત્રીજા પાસે આવી કહેવા લાગ્યો કે "જમાદાર! આમ બાયુ-બેનુના ગાડા પાસે શુ દેકારો કરી રહ્યા છો ? જને વઢવાણનો ગઢ સાંકડો પડયો ઇ મની કાંઈ ગાડામાં થોડી સમાય ? મનને જવી હોય તો હાલો બતાવુ"

' કયા છે ઈ ? કયાં છે મગરી ' ' જમાદારનો ભત્રીજો તાડૂકી ઊઠયો

"જમાદાર આમ અથર્યા થાવમાં આ ઘડી ઘીને ઘડે ઘી થઈ પડશે."

જમાદારનો ભત્રીજો પેધડું છાંડી મલીને જોવા જાય છે. ત્યાં હાકલો થયો. "ખબરદાર જો કોઈએ હાથ ઊંચો કર્યો છે તો!!" અને હજુ બધા સજાગ ન થાય તે પહેલાં તો મલીના હાથનો પાડાની જીભ જેવો જમૈયો જમાદારના ભત્રીજાના પડખાને અડી ગયો.

જમાદારના ભત્રીજાને પાંચ મોડીએ બાંધી બીજા સ્વારોને કહ્યું કે: "તમને જો તમારા બૈરાં છોકરાંઓ વા'લાં હોય તો જવાની છૂટ છે, અને જો ધીંગાણું કરવું હોય તો આમ જુઓ." ત્યાં તો પાળ પાછળ ધૂળની ડમરી ઊડતી દેખાણી સ્વારો સમજી ગયા.

સ્વારો સાથે દરબારને કહેવરાવ્યું કે: "હળવદની જાનું વઢવાણ રાજ્યની હદનો સીમાડો હેમખેમ વટયા પછી જ તમને તમારો માણસ સોંપીશ." દરબાર આ સમાચાર સાંભળી મનમાં ખૂબ ખુશી થયા.

મલીએ ગાડા ખેડુઓને ઇશારો કર્યો કે: "તમામ ગાડાં ગામ સોંસરાં હયો." અને એંશીએ ગાડાં વઢવાણ ગામ સોંસરાં પડ્યાં. જમાદારનાં ભત્રીજાને પાંચ મોડિયો બાધેલ હાલતમાં પોતાના ઘોડા આગળ કર્યો. પચીસ જતના જુવાનડા અને મલી પાછળ જગતી જામગરીએ વહ્યા આવે છે. જાનડિયુંએ મોકળા ગળાં મેલી ગીતો લલકારી રહ્યું છે. આમ જાનું મધ્ય ચોકમાં પોંચી. ગામનું માણસ પણ આ જાનું જોવા તએ થયું છે. એમાં એક દુકાને નાથા શેઠે મકર કર્યો કે: "એલા બાપુને કોઈએ ખબર દીધા છે કે નંઈ! આમને હાથગરણાં કરવાં પડશે ને!"

"શેઠ! બાપુ હાથગરણા કરે કે નો પણ તમને નૈં ભૂલું, તોબરો તૈયાર રાખજો." મલી બોલી.

ત્યાં તો ગાડાં નીકળ્યાં. દરબારગઢ આગળ ઝરૂખામાંથી રાણિયું અને વઢારણું તેમજ રાજબારીએથી દરબાર જોઈ રહ્યા છે. જાનું ગામ સોંસરી થઈ ટીંબા પહોંચ્યું. દરબારે અમી ચૌહાણ સાથે ટીંબા સમાચાર કહેરાવ્યા કે: "મલી મને મળીને જાય. ચૌહાણના ભત્રીજાને સોંપી દે, અને જાનુંની કોઈ પણ જાતની ચિંતા ન કરે."

બીજે દિવસે વઢવાણની કચેરીમાં, રાંઆંગણમાં તેમજ શેરિયુંમાં માણસ કયાંય માતું નથી, જાનુંનાં ગાડાંને વઢવાણનું પાધર વળોટાવી પોતાનાં થોડાં માણસો સાથે મલી ભર કચેરીમાં દરબાર પથાભાઈ આગળ જઈ નીચી નજરે ઊભી રહી બોલી: "બાપુ! શું હુકમ છે?"

"હાં, ઘરેણાંના ખૂમચા લાવો!" દરબારે હુકમ કર્યો.

"બાપુ આપની કૃપા છે, મારે તો મારું કટુડા પડેલું ઘરેણું!!!"

"હા બેટા! ઇ મને ખબર્ય છે. એલા છે કોઈ હાજર! જાવ, કટુડાથી કરશન નાડોદાને મલીના ઘરણાં લઈ બોલાવો. હુકમ થતાં સાંઢણી સ્વાર વે'તો થયો.

કટુડાથી કરશનને તેડી આવે ત્યાં સુધી મલીને વઢારણ સાથે રાણીવાસમાં મોકલી. કરસનને લઈ સાંઢણી સ્વાર આવ્યો. મલીને બોલાવી. ભર કચેરીમાં ઘરેણાં સોંપાવ્યાં.

મલીએ પૂરેપૂરાં ઘરેણાં પે'ર્યાં, બાપુને પગે લાગી. દરબારે પૂછ્યું: "બોલ બેટા, હવે કાંઈ ઈચ્છા છે?"

"હા બાપુ, નાથા શેઠને તોબરાનો બહુ કોડ છે. હું ભાળું તેમ તોબરો ચડાવો."

તોબરો આવ્યો. નાથા શેઠની પાઘડી અને પોતિયું ઢીલાં થઈ ગયાં.

મલી તોબરો લઈ શેઠ પાસે જઈ બોલી: "નાથા દાદા, તમારા જેવા સારા માણસને તોબરો બતાવાય, કાંઈ ચડાવાય છે થોડો!" મલીએ તોબરો પાછો મેકલાવ્યો.

"બાપુ! જાનું કટુડા વટી ગયું હશે, હવે હું જાઉં."

પોતાના સાથીદારો સાથે ભર કચેરીમાંથી નીચી નજરે મલી હાલી નીકળી.

પાછળ દરબારના શબ્દ સંભળાણા "વાહ મારી દીકરી! વાહ મારું છોરૂ!"

આ વાતને લગભગ દોઢસો વર્ષ થયાં.

# ગુજરાતની ચારણ કવયિત્રીઓ

રતુભાઇ રોહડિયા

સવાલ છે સમાજના અન્ય વર્ગમાંથી કવયિત્રિઓના નામ મળે છે ને કળિકુંજ એવા ચારણ બારોટોમા કાં હોય કવિયણના નામ ન મળે ?

ચારણ કવિશ્વરોને જનમ દેનારી ચારણ આઈઓ કવિતા ન રચે એ કેમ બને ? મેઘાણીજીની લોકવાર્તાઓમાં અનેક અનામી ચારણ આઈઓના ઉલ્લેખ આવે છે. રાયચૂરાજીની વાતોમાં પણ આવે છે, ને 'ઊર્મિ'મા પ્રગટ થતી લોકવાર્તાઓમાં પણ આવે છે.

બિજા ખાચરને એક જ દુહા વડે લઈ નાખતી 'દભરીને સર દોય' એ દુહાનું મૂલ્ય આંકવા જેવું છે રાજસ્થાન લ્યે તેના કરતાં વધુ ગૌરવ ગુજરાત પોતાના ચારણી સાહિત્ય માટે લઇ શકે તેમ છે, પણ બન્ને પક્ષે ઉદાસીનતા અને ઉપેક્ષાવૃત્તિ રહેતી આવી છે.

લોકગીતોમાં સુખ દુઃખ, હર્ષ શોક, સંયોગ વિયોગ, પ્રીતિ અને વેર, સંસારની ખટી મીઠી ઊતરી છે. એમાં ચારણ આઈઓનો નાદર હિસ્સો હોવો જોઈએ. એક તો રાજદરબારે અને રાજપૂતો વચ્ચે સ્થાન, બીજું માલધારી જીવન એટલે જીવનસંઘર્ષના આભ ધરતીના હી ચોળે હીંચોળાયેલું જીવન. એમાંથી અજસ્રધારે કવિતા પ્રગટે. પુરૂષોએ રાજદરબારે ને ચોરે ડાયરે બેસી સરસ્વતીની ઊપાસના કરી તો ચારણનારીઓએ રાજપુતાણીઓ અને લોકનારીઓ વચ્ચે બેસીને મા શારદાની જરૂર આરાધના કરી હોય. પણ લોકગીતોના સર્જકોમાથી એની વ્યકિતગત રચનારીઓને જુદી તારવવી રહેવા દઈએ, કારણ કે એ લોકોનો વારસો છે. લોકો થકી લોકોના હૈયાને કંઠના સંધાડે ઊતરેલ છે ને લોકજીવનના રસાયણના નવનીતરૂપ બનેલ છે. એમાં કોઈ વ્યકિતનો દાવો ન હોય. ધરતી લૂણ વગરની હોય તો ચારણનારી કવિતા વગરની હોય.

આતો થઇ અનામી ચારણનારીઓની અને પ્રારંભિક 'મોણ' ની વાત. હવે જેનાં નામ મળ્યાં છે, એવી ચારણનારી–કવિયણોની વાત કરૂં.

પહેલાં જરા ચોખવટ કરૂં : આ કાંઈ ઊંડી શોદી નથી. આ તો આરંભનો પ્રયાસ છે. સૌ. મુનિ. માટે ચારણી સાહિત્ય સંશોધન કરતાં જે મળ્યું તેનું અત્રે આછું નિદર્શન છે.

પાર્વતીબાઈ–નાનીબાઇ રોહડિયા

સૌરાષ્ટ્રના મહાકવિ ઇસરદાસ. આવા મહાકવિના સંતાનો તો ગળથૂથીમાંથી જ કાવ્ય કવિતાના પાઠ શીખે. માતાને ઉદરે અભિમન્યુ સંગ્રામ વિદ્યા શીખેલો તેમ.

પાર્વતીબાઈ અને નાનીબાઇ બન્ને ઇસરદાસનાં પુત્રીઓ. પાર્વતીબાઇ મોટાં, નાનીબાઇ નાનાં અને લાડકાં. બેય કવિયણ નીપજી.

હજી તો સંશોધનની શરૂઆત છે, એટલે આ બન્ને કવિયણોની રચનાઓનો ઢગલો કરી દઉં એવી સ્થિતિ નથી. તેઓ કવિ હતાં એના પુરાવા જ આપી શકું તેમ છું.

નાનીબાનાં લગ્ન મારવાડમાં અવચળદાન મિશણ સાથે થયેલાં. આણું વળતી વેળા પિયર જતાં નાનીબાને ભારે દુઃખ થયું. અને રોતાં રોતાં તેમણે દુહો કહ્યો :

સરવર ગરવર મેરવડ, વાડી વસેકે વાવ;[1]
હૈયાં મ કર હેડકો, ફરી સચાણા ના'વ.

( ઓ મારાં હૈયા ! તું ધબકતું જ બંધ થઇ જા. આ મોટો વડ, આ પાદરનું તળાવ, આ આજુબાજુના ડુંગરા, અને આ વાડી વાવેની વાવ, આ બધું જોવા તું હવે ફરીવાર સચાણા નહીં જ આવી

૧. સચાણાના શ્રી જબરદાનને મુખેથી.

શકે (કેમકે પિયરના વિયોગથી તું મારવાડમાં જ ઝૂરી ઝૂરીને મરણ પામીશ.)

પરિણામે ઈસરદાસે અવચળદાસને ઘર જમાઈ કરી રાખીને પુત્રીને મારવાડમાં જતાં ટાળ્યાં.

પુનાદે

ઓખાનાં નીવાસી હતાં. દ્વારકા પાસે જ નેસ નાખીને રહેતાં. સમય અનિશ્ચિત છે, પણ અનુમાન થઈ શકે છે કે ૨૦૦, વર્ષથી વધુ જૂનાં નહીં હોય. ચારણોના રાવળોને કંઠે અને ચારણોને કંઠે છૂટી છવાઈ પુનાદેની રચનાઓ મળી આવે છે. અને તે પણ ઊર્મિગીતો રૂપે. બહુ રસમય જણાયાં છે તે ગીતો. એમનું એકાદ પ્રભાતિયું જૂના 'ચારણ' ત્રિમાસિકમાં પણ પ્રગટ થયેલું. જેની અંતિમ બે પંક્તિઓ આ પ્રમાણે છે:

ગોમતી કાંઠે ગામ અમીણું, ઓખો અમીણો દેશ;[2]
ચારણય 'પુનાદે' એમ ભણે,
મોળો લીલો રાખ્યે નેસ.

અંતિમ પંક્તિમાં નામ પણ સ્પષ્ટ છે. વતનની વાતેય આઈમા સ્વમુખે કથે છે.

અમરાંબાઇ ઓઢા.

'બિરદ છહુંતેરી' રચનાર પ્રસિદ્ધ ગુજરાતી કવિ દુરશાજી આઢા જેવા મહાકવિનાં અમરાંબાઇ પુત્રી હતાં. પરમ ભકત કવિ સાંયાજી ઝૂલાનાં પુત્રવધુનું સ્થાન શોભાવેલું. પિયરને સાસરા બેય પક્ષોમાં મહાકવિઓ હોય ત્યારે અમરાંબાઇ કદયત્રિ નીપજે એમાં નવાઈ શાની?

કુવાવા ગામે સાંયાજી ઝૂલાએ દરબારગઢ અને કિલ્લો બંધાવીને ૨૪, સ્થંભોવાળું મનોહર હરિમંદિર બનાવેલ, અને તેમાં ગોપીનાથની પ્રતિમા પધરાવીને સેવા કરેલ. હાલ પણ એ મંથિર–કિલ્લો મોજુદ છે.

પરમ વૈષ્ણવ હતાં અમરાંબાઇ. એમણે ગોપીનાથની સ્તુતિનાં વિપૂલ કાવ્યો રચ્યાનું મનાય છે. એમાંથી એક પદ આપું છું. આ પદ અમરાંબાઇની કાવ્ય પ્રતિભાનું દ્યોતક છે. અને ડિંગળી ભાષા પર અમરાંબાઈના પ્રભુત્વના પણ આ ગીતમાં દર્શન થાય છે.

કંસકા કાળ કેસંન; કેશવ કરણાકર
જગજગ તારણ ભગતજણ
વેઢક વ્રજવાસી રાધાવર
તે ભાંમી વસદેવ તણ...[1]

(કંસના મૃત્યુ રૂપ હે કૃષ્ણ! કરૂણાળુ એવા હે કેશવ! તમે યુગે યુગે ભક્તજનોને આલોક પરલોકમાં તારી દીધા છે. વૃજમાં વસનારા, રાધાજીના પતિ અને મહાયોદ્ધા એવા હે વસુદેવના પુત્ર, ગોપીનાથ! હું તમારાં ભામણાં લઉં છું–તમારા પર ઓળઘોળ થાઉં છું.)

ધજા ગરડ ચત્રભુજ ગિરધર
જોગરૂપ અજરા જરણ
સરહી અસર હોએ મથે ઉસર
તૂઝ નમો તારણ તરણ

(જે ગરૂડધ્વજ એટલે ધ્વજામાં ગરૂડનાં નિશાનવાળા છે. ચાર ભૂજાઓવાળા છે. અને વૃજવાસીઓની રક્ષા અર્થે ગોવર્ધન પર્વતને ધારવાવાળા છે. તેમજ યોગરૂપ અને જરા મૃત્યુથી રહિત છે. વળી જેણે દેવ–દાનવોને એક કરીને સાગરને મથ્યો છે એવા હે કૃષ્ણ રૂપ વિષ્ણુ! આ સંસાર સાગરને તરવાના સાધનરૂપ ગોપીનાથ! આપને વંદનાઓ છે.)

ધર ડાઢાં વચ્ચે, ધર ગૂંજાધર
ગોવિંદ ગદાધર અતિ ગમ્મર
અણડર એક ધનાં તૂં ઓળગે
ઓ કરશી, 'અમરાં' અમર[1]

(વારાહ અવતાર વેળા આ પૃથ્વીને પોતાની ડાઢો પર જેણે ધારણ કરી હતી, એવા આ અવતારે ગળામાં ચણોઠીના હાર ધારનારાવાળા, હાથમાં ગદા ધારનારા, ગાયોને પ્રિય એવા હે ગોવિંદ! તમે ન જાણી શકાય તેવા–અત્યંત ગહન છો.

---

૨. મારા અંગત સંગ્રહમાંથી.

૧. મારા અંગત હસ્તપ્રત સંગ્રહમાંથી.

ભગવાન ! તમને સેવનારા ધન્ય છે તેઓ અભયને પામે છે અમરાંબાઈ આઢા કહે છે ઓ મારા મન ! એ પરમેશ્વર ગોપીનાથ જ તને મૃત્યુના ભયથી છોડાવીને અમૃત્વ આપશે )

## લાધીબાઇ ઝૂલા

ભક્ત કવિ સાંયાજીનાં પુત્રી થાય તેઓ પણ સારા કવિ હતાં ૨ સુવા ગામે કવિવર દુરશાજી આઢાના પુત્રની સાથે તેમને પરણાવેલાં. એટલે તેઓ અને અમરાબાઈ આઢા એક બીજાને ભાભી થાય, અને નણંદ પણ થાય

લાધીબાઈએ ઘણી રચનાઓ કરી હોવાનું કહેવાય છે ? ૧

જ્યારે સાંયાજીના પુત્ર વિઠલદાસ અવસાન પામ્યા ત્યારે લાધીબાઈએ વિઠલદાસના મરશિયા રચ્યા વિઠલદાસનું બીજુ નામ વિહારીદાસ પણ હતું ઘણા દુહાઓ હતા પણ કંઠસ્થ હોવાને કારણે લોપ પામતા ગયા મને તો કેવળ એક જ ગીતનું એક જ ચરણ પ્રાપ્ત થયું છે એટલે લાગે છે કે લાધાબાઈએ ગીત–દુહામાં ભ્રાત વિયોગનો શોક ગાયો હશે. મને મળેલ ચરણ આ પ્રમાણે છે

'વિહારી આથને, સતી તણે
પે પળે ઘોડા દોડ કરશા ' ૨

## કલબાઈ આઢા

આ કવિરત્ન પણ પેસુવા ગામનાં અને કવિવર દુરશાજી આઢાનાં વંશજ થાય તેમનાં લગ્ન મોડવદર (કચ્છ)માં રતનું ચારણને ત્યાં આશરે કુટુંબમાં થયેલા ૧૫૦ વર્ષ પહેલાં થશે

પરમ વૈષ્ણવ હતાં કલબાઈ તેમણે ગુજરાતી ભાષામાં–લોક બોલીમાં અને શૈલીમાં ઘણાં સુંદર પદ્ય રચેલાં જે કંઠોપકંઠ ક્યાંક રેલાતાં હશે, ગવાતાં હશે

કલબાઈના વંશજો પાસેથી મળેલી હસ્તપ્રતમાં મને પણ એક પદ લાભેલુ ત્યારે મે કલબાઈ વિષે પૃચ્છા કરેલી ત્યારે જ ભેદ ખૂલ્યો કે કલબાઈ આઢા એમના કુળનાં દીકરી થાય ૩ ભારે રૂપાળું રસ તરબોળ પદ છે

તેલ ને તબોળે ભીના ગાવે રાતા
પરોઢે પધાર્યા મોહન મોરની વાતા
તેલ ને તબોળે

આ જુની રજનીના રંગ કહ્યા ન જાયે
સાભળોને સખી ! ઉલટ અંગ ન માયે
તેલ ને તબોળે

હસી હસીને નાથજીને બાથડી લીધી
એક અનોપમ વાલે વાતડી કીધી –
તેલ ને તબોળે

સેજ સમારતા મને વાર લાગી
તેણે સમો રાધા ઝબકીને જાગી
તેલ ને તબોળે

હરખી હરખી નાથજી સંમે જોયુ
બાઈ 'કલુ'ના સા'મી સાથે મનડું મો'યું
તેલ ને તબોળે

## નાથીબા

સમય, વતન અને શાખની કશીએ જાણ નથી ઘણી જોમદાર વાણીમાં અને ડિંગળી ભાષામાં તેમણે અંબા ભવાનીને લોંબા છંદમાં સ્તવ્યાં છે, આ છંદ લઘુગ્રંથ જ લેખાય, એ રીતે નાથીબાની સહુથી વધુ રચના મળી છે એવાં પ્રથમ ચારણ સ્ત્રી કવિ કહેવાય

નાથીબાઈએ અંબાભવાનીને સ્તવ્યાં હોવાથી એવુ અનુમાન થાય ખરૂં કે તેઓ ગુજરાતનાં–તેમાંયે ખાસ કરીને ઉત્તર ગુજરાતનાં હશે છંદસમાધિની

---

૨ કુવાવાના શ્રી નરહરદાનજી ઝુલા પાસેથી આ વાત હમણા જ જાણેલી

૧ કુવાવાના શ્રી દલપતસિંહ ઝૂલા ૨ કુવાવાના શ્રી મુળુભા ઝૂલાને મુખેથી તેઓને લાધીબાઈએ રચેલ વિપુલ દુહા મોઢે હતા પણ હવે વૃદ્ધાવસ્થાને કારણે ભુલાઈ ગયા છે શ્રી વેરીસાલ આશાણીને અને એડવોકેટ નરસિંહજી આશાણીને મૂખેથી

અંતિમ પંક્તિઓમાં તેઓ પોતાને 'નાગડા સધૂ નાથુ' તરીખે ઓળખાવે છે એટલે તેમના પિતાનું નામ નાગ- દાન અથવા નાગાજણ હશે તેમ ફલીત થાય છે. આ અંબા ભવાનીને બિરદાવતા સંપૂર્ણ છંદની બે પ્રતો સૌરાષ્ટ્ર યુનિ. હસ્તપ્રત ભંડારમાં સુરક્ષિત છે. તેનો ક્રમાંક ૨૪૦૬–૭ છે. સૂચિપત્ર પાનું ૮૪ છે.

## રૂપાળીબા મહેડુ

આણંદ પાસે આવેલું સામરખા ગામ એ રૂપાળીબાની જન્મભૂમિ. ૧૮૫૭ના સ્વતંત્ર્ય સંગ્રામમાં ભાગ લેનારા કવિશ્વર કાનદાસ મહેડુના તેઓ બહેન, અમદાવાદ પાસેના સાણંદ તાલુકાના રણેસર ગામે મોડ કુળમાં પરણાવેલા. ચારણ સમાજમાં રૂપાળીબાના રચેલા રાસડા ચરજો, સોળાઓ, ગીતો ઘણાં પ્રચલિત. હજીએ કંઠોપકંઠ ગવાતા આવે છે રૂપાળીબાનું સૌભાગ્ય એ કે બીજા કવિયણો આજ લગી અંધારે દટાયેલી જ રહેલી ખૂદ ચારણોને પણ પોતાની જ્ઞાતિમાં જન્મેલી નારી કવિયણોની પહેલી ઝલક આ લેખથી પ્રથમ જ મળશે. પણ રૂપાળીબા એક જ કંઈક જાણીતાં ખરા.

## વખતબા ઝીબા

થોડા વરસો પહેલાં જ અવસાન પામ્યાં. ધ્રાંગધ્રાના રાજકવિ જીજાભાઈના તેઓ બહેન થાય. સાધારણ રીતે ઘણાં કાવ્યો રચેલાં છંદો અને ગીતો, રાસડા. લોકગીતો. પણ એ બધું ય કંઠસ્થ એટલે જતાં જતાં કેટલી સાહિત્ય પણ ગળે બાંધતાં ગયાં. થોડાં ગીતો એમની પુત્રી–પૌત્રીઓને કંઠે બચ્યાં.

અડાભીડ કંઠ કહેલીવાળાં ભારે જાજરમાન આઈમા હતાં પણ આપણા 'હોટા કાલીદાસ' કવિ- 'દાદ'ના એ મોટાં મા થાય, અને મારે પણ છેટેને સંબંધે નાનીમા થાય. દાદુભાઈએ પોતાના 'લોકસાહિ- ત્યમાં ચારણનારી'વાળા લેખમાં વિસ્તૃતરૂપે રૂપાળીબા અને તખતબા વિષે લખ્યું છે. એટલે અહીં હું ટુંકાવું છું. આ તો આછો પાતળો પ્રયાસ છે. ચારણ આઈઓ દેવીપદ પામીને ખાલી ખાલી માતાજી નહોતી થઈ. એનામાં કાવ્યનું દૈવત હતું.

*

### દોહો

તાત હુંફ છાયા છત્તર, ભુજા ભણંતા ભ્રાત;
સ્રી જીવન સહચારણી મંગલમૂર્તિ માત,

### છપ્પય

મંગલ મૂર્તિ માત, સાક્ષાત શક્તિ સ્વરુપા
મંગલ મૂર્તિ માત, કરૂણા ક્ષમા રૂ કૃપા
મંગલ મૂર્તિ માત, વિશ્વ ચૈરાટે, વસની
મંગલ મૂર્તિ માત, હરદમ મધુરૂં હસની
પાળે પોતે પ્રેમથી
શુદ્ધ સાત્વિક સમર્પણ
છોરૂ કાજ સંકટ સહે
કહે "હીંગોળ"મા વિણ કવણ

### દોહો

મુખ દીઠે દુઃખ મટે, હેત પસારે હાથ;
અમી ઝરતી આંખડી, ઈ મંગળ મૂર્તિ માત

હીંગોળદાન નરેલા

# ભાઇબહેનના સ્નેહ–મિનાર

બાપલભાઇ ગઢવી

અણગમતી ઓરતને ઉતરીને કોઇ પુરૂષ પોતાની પ્રિયતમાને મળવા માટે ઉતાવળો થઇ મારતે ઘોડે જતો હોય તેમ અરૂણે સૂરજના રથના ઘોડાને ઉપાડી મેલ્યા છે. કાળી કુબજા જેવી રાત એની પાછળ જવા ઉતાવળી થઈ શણગાર સજી રહી છે. આગળ આથમતા સૂરજનું અજવાળું, પાછળ અંધારી રાતનો ઓળો, એની વચ્ચે એક જુવાનને જાતવંત ઘોડાનો વેગ જાણે ઓછો પડે છે. એને થાય છે કે ઘોડેથી ઉતરી દોડવા માંડું. એની મીટ મંડાણી છે પીપરાળીના મિનારા માથે.

આજસુધીમાં બહેને ભાઈને ઘણા લાડ લડાવ્યા છે વીરના હાલરડાથી માંડીને લગનગીતોમાં તો મણા રાખી નથી. છેવટે છાજિયા લઇને છાતી ખોખરી કરી નાખે. કહેવત છે કે "ભાઈના છાજિયામાં બહેન મણા નો રાખે". પોણો સો વરસને ઘરે પહોંચેલી સ્રીને ઠેસ લાગે તો કહેશે કે "ખમ્મા વીરને." "ખમ્મા મારા ધણીને" એમ કોઇએ કીધું નથી. આંબાની ગોટલી ખાઇને જેમ પાણી પીએ અને મીઠું લાગે તેમ બહેનને ભાઈ લાગે છે. ગાજર ઉપર પાણી કડવું લાગે તેમ ભાઈને બેન કડવી લાગતી હશે ? ગીત લખાણાં છે ને ?

"કોણ હલાવે લીમડી, કોણ હલાવે પીપળી,
ભાઇની મારેલ બેનડી, ભોજાઈની રંગેલ ચૂંદડી"

એવો એક–વાયો પ્રેમ આજ સુધી ગવાતો આવે છે, પણ ભાઈએ બેન માટે પ્રાણ ન્યોછાવર કર્યા હોય એવી એક વાત કરવા માગું છું.

રંઘોળી નદીના કાંઠે પંખીના માળા જેવું પીપરાળી ગામ શોભી રહ્યું છે. ગામ ધણી સૈયદ ગોરામિયાની નાની વયમાં મા બાપ અલ્લા તાલાની ખીદમતમાં પહોંચી ગયા છે. કુટુંબમાં એક માત્ર નાની બેન છે. નામ છે ગોરાંબાનું. નાનપણમાં બેનભાઈના જે નામ પાડ્યાં હોય તે ખરાં; પણ પ્રભાતે ખીલતા ગુલાબ જેવી કોમળતા, નમણાઈ અને નિર્મળતા જોઈ ·· ` લાડમાં બેનભાઈ બેયને ગોરામિયાં બાપુ અને ગોરાંબાનું કહેવા માંડેલું. ત્યારથી બેય ભાઇ બેન એ જ નામથી ઓળખાય આ ઓલિયા જેવા ગોરામિયાએ મા બાપ અને ભાઇ એવા ત્રણ ત્રણ ઘરા પ્રેમથી પોતાની લાડકી બેનને ઊછેરી મોટી કરી. ભાઇ બેન વચ્ચે એવી પ્રીત બંધાણી કે ખોળિયાં જુદાં પણ આતમા એક.

વખત જતાં વાર નથી લાગતી. એક સામટા વીસ શિયાળા, વીસ ઉનાળા અને વીસ ચોમાસા આળગળોટિયાં ખાઈ ઉપરથી વીત્યા ગયાં. ભાઈ બહેન વચ્ચે વીસ વીસ વરસનાં હેત પ્રીતના તાણા વાણા વણાઈ ગયા. ગોરામિયાંના અંગમાં બાળપણને પછાડીને જુવાની ઉપર ચડી બેઠી હોય તેમ કુણાં ગાલ ઉપર કાળી ભમ્મર દાઢીની બૂહટું ઊપડી, અને ચહેરામાં કરડાઈ દેખાણી

ઢોલ, શરણાઈ અને મંગળગીતોનાગુંજન સાથે, શેરો અને શેરવાનીમાં ઘોડે ચડેલા ભાણેજને નિરખવા મામા–મામી ઉતાવળાં થાય છે. પણ બેનના પ્રેમમાં ગુંથાઈ ગયેલા આ ઓલિયાને હજુ અનંગ સાથે ઓળખાણ થઈ નથી

અંતે એક દિવસ મામાએ સમજાવી ગોરામિયાંની શાદી નક્કી કરી નાંખી. પરણીને આવનાર નવવધુએ વાત તો સાંભળેલી કે મારા ખાવીંદને એક લાડકી બેન છે. પણ આજે તો એ બેનના લાડ એણે ઘરમાં આવી નજરોનજર જોયા.

ફજરમાં બેનની માથે મીઠો હાથ ફેરવી ગોરામિયા ઉઠાડે, પછી બધી ખાતર બરદાસ્ત પોતાને હાથે કરે. પોતાની પત્નીને કાંઈપણ કરવા દે નહીં. બપોર વચ્ચે બહેન ઘડીક આરામ કરતી હોય કે સોગઠે સાથે રમતી હોય ત્યારે કોડભરી સૈયદાણી પોતાના પતિની નજીક આવીને બેસે. ત્યાં તો ગોરામિયાંના મુખમાંથી બેનની વાતુંની ધારા શરૂ થાય. "અને અંતરમાં પતિપ્રેમના અંકુર લઈ આવેલી નવોઢાના

મનોરથ અષાઢ મહિનાના જવાસાની જેમ બળીને ખાખ થઈ જાય છે. પણ ગોરામિયાંના મોઢામાંથી તો એક જ વાત નીકળે છે કે "આજ બહેને ઓઢેલી ઓઢણી કેવી રૂડી લાગે છે! આજ બપોરે કેમ બહેને ઓછું ખાધું? રાતે બહેન વાળુમાં શું ખાશે?" આમ વાત-વાતમાં "બેન, બેન અને બેન"ની જ રટણા લાગી ગયેલી. "રાતે બહેન એકલી સૂતી હોય અને ઊંઘમાં મને યાદ કરે તો? એને રાતમાં પાણી પીવું હોય તો? ઉંઘમાં ઓઢેલી રજાઇ સરી જાય અને બહેનને ટાઢ વાય તો?" એવી એવી કલ્પના કરીને, પછી તો ગોરામિયાં પોતા-ની ઢોલણી બેનની પથારીની નજીક રાખીને જ સુવે.

હવે તો હદ થઈ ગઈ. પત્નીનો સ્ત્રી સહજ ઈર્ષાભાવ ઊઠવા માંડયો. વિચારવા લાગી કે "આ પાશાશૂળ ઘરમાંથી જાય તો જ સુખનો આરો આવે.'

ધીમે ધીમે ગોરામિયાંને બહેન ઉમરલાયક થયાની વાત કરવા માંડી. "જુઓ તો ખરા બેનનાં અંગેઅંગમાં યૌવન ઊભરાઈને છલકાવા માંડયું છે, છતાં તમારી આંખ નથી ઊઘડતી. જુવાન બેનદીકરી તો સાસરે જ શોભે" એવી વાતો કરી ગોરામિયાંને ઢીલા પાડી દીધા.

રાયથી તે રાંક સુધી કોઈની બેનદીકરી ઘરે તો રહેતી નથી, એમ વિચારી ગોરામિયાંએ માંડવીથી મહુવા સુધી અને ભાવનગરથી પોરબંદર સુધી નજર ફેરવી પાછી અંતરમાં સમાવી દીધી. મન થાય ત્યારે બેનને મળી શકાય તેટલે નજીક બેનને આપવાનું નક્કી કરી, લોલિયાણામાં સંબંધ નક્કી કર્યો. લગન લેવાણાં. ઘરે બાયું બેનું ગીત મંગળ ગાય છે. આખું ગામ આનંદના સાગરમાં હિલોળા લ્યે છે. ત્યારે ગોરામિ-યાંના અંતરમાં બહેનના વિયોગનો કાંટો સળકયા કરે છે. ઘડીએ ઘડીએ બેનની સામું જોઈ આંખ્યું ભીંજવે છે. બહેને તો રોઇ રોઈને ચૂંદડી પલાળી દીધી.

વિદાયની ઘડી નજીક આવી. જાનને વળામણાં થયાં. પાદર આવી ગોરામિયાં બહેનને માથે હાથ મૂકી, આશીર્વાદ દઇ પાછા વળ્યા. વેલ લોલિયાણા બાજુ હાલતી થઈ, જાણે એક અળસિયાના બે કટકા થઇ જુદી જુદી દીશામાં હાલતા થાય તેમ ભાઇ બેન બેય હાલી નીકળ્યા.

જિંદગીમાં આજ પહેલી જ વખત બેન વગરનું ઘર જોઈ ગોરામિયાં ઢગલો થઈ ગયા. બહેનના વિજોગે તરફડી તરફડીને માંડ રાત કાઢી. જાણે એક રાતમાં જુગ વીત્યો હોય તેમ લાગ્યું. સવાર પડતાં સાબદા થઇ, ઘોડે સામાન માંડી લોલિયાણા પહોંચ્યા. ભાઈ બહેન ભેટી પડયાં. જાણે પરદેશમાં આઝે વરસે મળવા ન આવ્યા હોય? એક દિ', બે દિ' એમ કરતાં અઠવાડિયું વિત્યું. ગોરામિયાંને બેનને છોડી જવાનું મન થાતું નથી. ઘરેથી કહેણ ઉપર કહેણ આવે છે. અહિંયા બેનને પણ જેઠાણી સાસુ અને નણંદ મરમનાં વેણ બોલ્યા કરે છે અને ભાટક બોલી નણદે તો મોઢા મોઢ કહી દીધું કે: "મારા ભાઈને મોઢીને બેનભાઈ બેય પરણ્યાં છે." આ વેણ ગોરાંબાનુને ખટકયાં. ભાઈને ઘરે જવા સમજાવ્યું. અંતે સમજાવટથી ગોરામિયાં ઘરે જાવા કબુલ થયા. પણ બનેવીને કીધું કે તમે લોલિયાણામાં એક મિનારો બંધાવો. હું પણ પીપરાળીમાં મિનારો બનાવીશ. બહેન દરરોજ સાંજે મિનારા ઉપર ચડી દીવો બતાવે અમે બેનભાઈ અરસ પરસ દીવાના દીદાર કરી મળ્યા બરોબર માની લઈશું.

લોલિયાણાના ગઢમાં મિનારાના પાયા ખોદાણા. પીપરાળીમાં પણ મિનારાનું કામ શરૂ કરી દીધું. થોડા વખતમાં જે રૂદ્રમાળના નાનેરા ભાઈઓ હોય તેવા બે મિનારા તૈયાર થયા. પછી તો રોજ બહેનભાઈ હાથમાં દીવો લઈ મિનારે ચડે, સામેથી દેખાતા દીવાના દીદાર કરે અને આનંદ માણી, વાળુ પાણી કરે. વળી બીજા આઠ પહોર પછી દીવો થવાની આશાએ દિવસ વિતાવે. આમ રોજનો ક્રમ થઈ ગયો.

એક દિવસ ગોરામિયાંને અગત્યના કામે બહારગામ જવાનું થયું. ઘરે ભલામણ કરી કે "મે છાંટાનું કદાચ મારે મોડું થાય તો મિનારે દીવો કરજે" ઉતાવળે પોતાનું કામ આટોપી ઘર તરફ તો વળ્યા. ડાબલાફાટ ઘોડો ચાલ્યો આવે છે, સૂરજ ઉપર ચીડે ભરાયેલી અદેખી રાતે ગોરામિયાંને આજ અંતરિયાળ આંતરી લીધા.

અંધારાના ઓળા ઊતરતાં મિનારો દેખાતો બંધ થયો.

સાંજ પડતાં ગોરાંબાનુંએ મિનારે ચડી જોયું, પીપરાળીની દશે આજ અંધકાર ભાળ્યો. બેનના હૈયામાં ધ્રાસકો પડયો "નક્કી મારા ભાઈને કાંઈક અમંગળ હશે, નહીંતર દીવો આજ કાં ન દેખાય?" હાથમાં દીવો પકડી આંખ ફાડી ફાડીને પીપરાળીના મિનારા સામે મીટ માંડે છે. બીચારી બેનને ખબર નથી કે ભાઈ તો રસ્તામાં અંધકારમાં અથડાતો, અટવાતો, મારતે ઘોડે દીવાના દીદાર કરવા પંથ કાપ્યે આવે છે. ગોરાંબાનુના દીવામાં દીવેલ ખૂટયું, હૈયામાંથી ધીરજ ખૂટી "હાય, મારાવીર" એટલું કહી અંતિમ વખતે ભાઈને મળવા સોનપરી ઊડતી હોય તેમ પીપરાળીની દશ્ય નોંધી, મિનારા ઉપરથી પડતું મેલ્યુ. "ભાઈ ભાઈ, ભાઈ"ના શબ્દો ગુંજતા મૂકી ગોરાંબાનુએ દેહ છોડયો

અંધારાં વહેરતો, અકળાતો ગોરામિયા ઘરે પૂગ્યો પૂછ્યુ કે "બહેનને દીવો બતાવ્યો હતો ને?" બંધા સેવ.ણી કહે કે: "હાય.. હાય.. હું તો ઘરકામમાં ભૂલી ગઈ." ભૂલી ગઈ એટલું કહેતાં બેનનો જનાજો મિયાંની નજર આગળ તરવરવા લાગ્યો. દીવો લઈ દોડીને મિનારે ચડયા. પણ રોજનો મહાવરો હોવા છતાં આજ મિનારો આભ જેટલો ઊંચો લાગ્યો. લોલિયાણાની દિશામાં ભૂનાવર્જ જેવા અંધકારના ઓળાઓ વચ્ચેથી, ગોરાંબાનું "ભાઈ, ભાઈ"ના પોકાર પાડતી હોય તેવો આભાસ થયો. સામેથી "બહેન બહેન ઊભી રે'જે આવું છું તને અંધારામાં એકલી નહીં જવા દઉં," જાણે હજી સરગાપરને મારગે પોતાની લાડકી બેનની ખાતર બરદાસ કરવા જતા હોય તેમ ગોરામિયાએ મિનારા ઉપરથી પડતું મૂક્યું. પળવારમાં તો એનો આત્મા ગોરાંબાનુંના આતમાને આંબી ગયો. આકાશમાંથી બે તારોડિયા ખર્યા, તેજના લીસોટા જાણે પૃથ્વી ઉપર આવતાં ભેળા થઈ ગયા.

ભાઈબહેનના અજોડ પ્રેમની યાદ આપતા જર્જરિત મિનારા પીપરાળી અને લોલિયાણામાં હજુ કો'ક દીવો પેટાવશે એવી આશાએ કાળની થપાટું ઝીલી રહ્યા છે.

*

## ભાઇ–વીછોઇ બહેનના ભાવ

ઉનાળે આણાં મેલજો રે વીરડા! ઉનાળે કાંતું કાંતણાં.
કાંતશે મારા ઘરડાની નાર મારી બેનડી! તમે તે રે'જો સાસરે.
વરસાળે આણાં મેલજો રે વીરડા! વરસાળે ખેડું જૂઠડાં.
ખેડશે મારા ઘરડાની નાર મારી બેનડી! તમે તમારે સાસરે.
શિયાળે આણાં મેલજો રે વીરડા! શિયાળે સાંધું સાંધણાં.
સાંધશે મારા ઘરડાની નાર મારી બેનડી! તમે તમારે સાસરે.
પિયરનાં ઝાડવાં દેખાડો મારા વીરડા! એણી ઝાડખડે હીંચતાં.
ઓતર દખણની વાવળ રે આવી, વાવળે રોળાઇ ગ્યાં ઝાડવાં
પિયરની વાટડી દેખાડો મારા વીરડા! એણી વાટડીએ હીંડતાં.
ઓતર દખણના મેહુલા રે આવ્યા, પાણીડે રોળાઇ ગઇ વાટડી.
મરૂં તો સરજું ઉડણુ ચરકલી, જઇ બેસું વીરાને ટોડલે!
મરૂં તો સરજું કૂવાનો પથરો, માથે ધોવે રે વીરડો ધોતિયાં!

# લોકસાહિત્યમાં ભ્રાતૃત્વ અને ભગિનીત્વ

જયમલ્લ પરમાર

શ્રી. કાકાસાહેબ કાલેલકરે કહ્યું છે તેમ "હિંદુ શાસ્ત્રોમાં આદર્શોના પ્રકારમાં એક ઉણપ સાલ્યા વગર નથી રહેતી. ગમે તેવાં વર્ણન વાંચો અને આદર્શો તપાસો, ત્યાં આદર્શ ભાઇ બહેનનાં ચિત્રો નથી જ એમ કહીએ તો ચાલે...શ્રીકૃષ્ણે સુભદ્રા કરતાં પણ દ્રૌપદીનું વીરાપણું વધારે કર્યું, એ એક ઉજ્જવળ દૃષ્ટાંત છોડી દઇએ તો બાકી શું રહ્યું ?... આદ્ય અને આર્ષ કવિ વાલ્મીકિને પણ માનવી જીવનના બધા સંબંધો સૂઝયા, પણ ભાઇ-બહેનનો આદર્શ ચીતરવાનું સૂઝયું નહિ.....

"પૌરાણિક અને ઐતિહાસિક સાહિત્યમાં બંધુભગિનીનો આદર્શ રૂઢ થયેલો કયાંયે જોવામાં નથી આવ્યો, એટલું જ નહિ પણ કલ્પિત સાહિત્યમાં પણ આપણા કવિઓએ ભાઇબહેનનો ઉજ્જવળ આદર્શ ચીતરવામાં પોતાની પ્રતિભાનો ઉત્કર્ષ કયાંયે બતાવ્યો નથી.

"વેદોએ યમ યમીનો બંધુભગિનીનો પ્રેમ તો સરસ વર્ણવ્યો, પણ તેમણે એ રૂપક સાવ ચૂંથી નાખ્યું છે. સંભવ છે કે એ કારણે આપણા કવિઓ જે એકવાર વિરસ થયા તે પછી એમને ભાઈબહેનનો કાવ્યમય અને આધ્યાત્મિક સંબંધ ચીતરવાનો ઉત્સાહ જ ન રહ્યો....યુગો થયાં ભારતવાસીઓ દર વર્ષે ભાઇબીજનો તહેવાર ઊજવતા આવ્યા છે. છતાં એકે કવિને ભાઈબહેનના સંબંધને પ્રાધાન્ય આપી મહાકાવ્ય લખવાનું સૂઝયું નહિ.

"નિરાશ થયેલું મન જ્યારે હતાશ દૃષ્ટિ લોકસાહિત્ય તરફ ફેંકે છે ત્યારે તે આનંદાશ્ચર્યથી ભીની થાય છે. ભાઇ બહેનનો સંબંધ અનાદિ છે, હૃદયસહજ છે, સાર્વભૌમ છે, લોકહૃદય એને કેમ ભૂલે ? લોકગીતોમાં અને લોકવાર્તાઓમાં જ્યાં જુઓ ત્યાં ભાઇબહેનના મીઠા સબંધનાં સંભારણાં વેરાયેલાં છે. ભવિષ્યનો સામાજિક આદર્શ ઘડનાર આજના કવિઓ ! આ અણખેડાયેલા ક્ષેત્ર તરફ દૃષ્ટિ નાખો, અને સ્ત્રી પુરૂષ વચ્ચેના આ એકમાત્ર નિર્વિકારી, નિષ્કામ અને સમાન સંબંધને ચીતરવામાં તમારૂં શક્તિસર્વસ્વ ખરચો."

આવા બંધુભગિનીના અપ્રતિમ આદર્શ પ્રેમનાં લોકગીતો અને લોકવાર્તાઓથી એક મોટાં સામાજિક કાર્યકર બહેનને એમાં ભાઇઓ તરફથી બહેનોનું શોષણ કરવાની ગંધ આવી. દૃષ્ટિ તેવી સૃષ્ટિ જેવું જ થયું હશે એમને.

એ મોટાં બહેન સાથે તે દિવસનો કાળ નહિ હોય. જ્યારે એકથી બીજે ગામ જવાનાં ગાડાં, વેલ્ય કે ઘોડાં સિવાય બીજું સાધન ન હતું. દીકરીને એક વાર સાસરે વોળાવ્યા પછી લાંબા વખત સુધી પિયર પાછું વળાતું નહિ. વળી એ કાળનો રૂઢિચૂસ્ત સમાજ, દીકરી અને વહુને સદાય જુદે જુદે ત્રાજવે જ તોલ થાય.

સુખદુઃખ તો પારકી જણી પારકે ઘેર જઇને સાંસતી થાય કે ન થાય, સાસુ સસરા, દેરિયાં જેઠિયાં ને નણંદ–દિયરનો બધો મેળ પડે કે ન પણ પડે. મા-બાપની છતીએથી ઉખેડીને સીધી વહુની સ્થિતિમાં પરાયા ગામ અને પરાયા માણસો વચ્ચે મુકાય. તમામ પ્રતિકૂળતા વચ્ચે નવા જ વાતાવરણ વચ્ચે નવું જ જીવન શરૂ કરવાનું.

એમાં બહેન દુખિયારી થાય ત્યારે માબાપને તો લાજ–આબરૂનાં લંગર આડાં આવે, ત્યારે એક માત્ર ભાઇનો જ આધાર. આમ સાસરિયે જીવતી બહેનનો સુખદુઃખનો આધાર ભાઈ જ બની રહેતો. સિવાય કે સાસરવાસમાં બહેન બધી વાતે સુખી હોય. ત્યારે આવા સંજોગોમાં કુટુંબ સંસારના નવ-રંગી ચિત્રોમાં સર્વોપરિચિત્ર ભાઈ બહેનના સ્નેહનું નીપજ્યું છે.

કોઈ ઘડીએ આ 'ભાઈ' અને 'બહેન' શબ્દ પ્રયોજાયો હશે તે કાંઈ ખબર નથી પણ બે અજોડ શબ્દો તો એક માતાએ અને બીજો બ-ને જ પ્રયોજ્યા લાગે છે—એક તો 'મારો લાલ' અને બીજો 'મારો વીરો'. પ્રત્યેક કુમળો કે ઘડમા જેવો, કુબડો કે રૂપાળો બાળક માતાનો 'લાલ' જ હોય છે, અને એવો પ્રત્યેક ભાઈ બહેનનો 'વીરો'. આ બ-ને શબ્દોનો વિચાર કરીએ છીએ ત્યારે જ લાગે છે કે આ એક એક શબ્દ માતૃત્વ અને ભ્રાતૃત્વની સમગ્ર સંસ્કૃતિના સૂચક છે. આ બે શબ્દોને બાદ કરીએ તો માનું અને બહેનીનું વાત્સલ્ય વ્યક્ત કઈ રીતે કયા શબ્દોમાં કરવુ ?

છેવટ તો દીકરો થોડો મોટો થતાં બહેનનો વીર કે વીરો માતાનો પણ વીર અને વીરો બની રહે છે. અને જ્યારે નાનકડી બહેન પોતાના ટપુકડા ભાઈને હાલરડે હીંચોળતી કાલી ઘેલી બોલીમાં હાલરડાં ગાય છે ત્યારે બહેનના હૈયેથી અને હોઠેથી માતૃત્વ નથી ઝરતું હોતું ? અને છતાંય એમાંથી બહેનનું નિરાળુ વ્યક્તિત્વ પ્રગટતું હોય છે :

એક નાનું સરીખડું બાળ રે મા !
આવ્યું છે આપણે આંગણીએ.
એને નજરેથી પ્રાછત જાય રે મા !
આવ્યું છે આપણે આંગણીએ.

દીકરી ઉપર દીકરો આવ્યો હોય ત્યાં ઘણે-ભાગે તો એના ઉછેરની અર્ધી જવાબદારી અને માબાપ ખેડવાયાં હોય, માલધારી હોય, મજૂરીએ જતા હોય ત્યારે તો ભાઈના ઉછેરની આખી જવાબદારી બહેન ઉપર આવી પડે છે ત્યારે જેને મા થઈને ઉછેર્યો હોય એવા ભાઈ ઉપર બહેનના અનોખાં હેત કેમ ન ઢળે ?

સંભવ છે કે ભાઈ ઘરનો મોભી ગણાયો છે માટે વિશેષ લાગણી બંધાતી હોય. કારણ કે ભાઈ છેવટ બાપને સ્થાને આવે છે. સંભવ છે કે વિજાતીય હોવાનાં કારણો અપાય છે તેવુ પણ એક કારણુ હોય. પણ જ્યાં બુદ્ધિને હજી કુંપાળું ન ફૂટી હોય, દીકરીને ભાન પોતે પારકી થાપણ હોવાનું ઓસાણ પણ ન અથડાયું હોય ત્યારથી ભાઈ પ્રત્યે બહેનને અપ્રતિમ સ્નેહ હોય છે કારણો ઊભાં થયાં પહેલાંનો કે કારણો સમજ્યા પહેલાંનો એ સાહજિક હૃદયસહજ પ્રેમ હોય છે.

છબે રમતાં રમતાં પાંચીકે પાંચીકે દ્વિરોણ-ઉચ્ચારમાં વીર પ્રત્યેનાં હેત નીતરતા આવે છે અને પછી તો કહેવત ઉખાણામાં વીર ફૂલમાં ફોરમની જેમ મઘમઘતો હોય છે. બહેન હજી નાનકડી વ્રત પાળતી થાય ને પહેલું જ વ્રત પોષી પૂનમનું રાખે. નાનકડી બહેન ભાઈની ખાતર આખો દિવસ ઉપવાસ કરે. રસોડે રંધાય નહિ. છાણાથી રંધાય નહિ બોટેલાં પાણી વપરાય નહિ. ખુલ્લામાં ચાંદો ઊગે ત્યારે ઘઉંની ચાનકી કરે. એમાં તીનું પાડે એ તીનામાંથી ચાંદો નિહાળે :

ચાંદા તારી ચાનકી
મારું ચૂરમું
ભાઈ જમ્યો
બહેન ભૂખી

છેવટ ભાઈની જમવાની રજા માગે ભાઈ હા પાડે તો જ બહેનથી જમાય.

પોષી પોષી પૂનમડી
અગાસે રાંધ્યાં અન્ન
ભાઈની બહેન જમે કે કેમ ?

હજી તો બહેન ટચુકડી છે, ત્યાં જ ભાઈની સ્નેહમર્યાદામાં બહેન સ્વયંસ્ફુરિત બંધાય છે. આવું વ્રત મોટી થઈને પોતાના ધણીનું નથી પાળતી પણ ધણી ભૂખ્યો હોય ત્યાં સુધી ભલે પોતે ભૂખી રહે વ્રતની હળવાશમાં ભાઈ પ્રત્યેનાં અનોખાં હેત નીતરે છે

અને મોટી થતાં માને ઠેકાણે ભાઈને જાળવતી ભાઈના લગ્નમાં માતાથી પણ વધુ હરખઘેલી હોય થતી હોય તો આ બહેન જ મોટી હોય ને સાસરે ગઈ હોય તો કંકોતરી લઈને આવતા ભાઈની વાટ જોતી હોય

એને યાદ આવે છે નીંદરને મધરાતે મનાવીને ભાઈને પોઢાડવાની. એને યાદ આવે છે પાકુની મોસમ પાકી હોય ત્યારે પોતાના નાના ભાઈ માટે

પાકાં મજાનાં પીલુ સીમ–વગડામાંથી વીણી વીણીને ભાઇને ખવરાવ્યાની :

વાટકડીમાં હીરા, વાટકડીમાં હીરા;
ઝૂલે છે મારા વીરા, મા, પીલુડાં પાકયાં.

બહેનની કલ્પના સતેજ થાય છે. ભાઇએ મોટા થઇને રૂડાં ઘર બંધાવ્યાની :

અડવડ દડવડ નગારાં વાગે
હર હર ગોમતી ગાજે કે
બંગલા ફક્કડ બનાવ્યા.

પણ ભાઇ એનો સાહસિક છે. વહાણે ચડીને ઇંટો લઇ આવે છે. દરિયાની ખેપું કરીને સોપારી, કંકુ, લવીંગ એલચી લઇ આવે છે. અને એનાં જાળિયાં, માળિયાં, બારિયું ને કંકુની ગાર કરાવે છે. અને ભાઇ બહેનને તેડવા જતાં :

માંડવડે કાંઇ ઢાળોને બાજોઠી
કે ફરતી મેલો ને કંકાવટી.

આવાં તેડાનાં અનેક ગીતો ભાઇ માટે બહેન ગાય છે. પણ બહેન નાની હોય અને વરની પસંદગી કરવાની હોય તો દાદાજીથી માંડીને ઘર આખાને વર કેવો રૂડો જોઇએ તેની યાદ આપતી બહેન વીરને શે ભૂલે ?

વીરા વર જો જો કાંઇ ચાંપલિયાનો છોડ રે
કન્યા ચંપાસર પાંખડી રે.

× × × ×

કુંવારી ચડીરે કેમાડ, સુંદર વરને નીરખવા રે
વીરા મોરા એ વર જોજો, એ વર છે વેવારીઓ રે.

કુટુંબની મર્યાદા વળોટીને પણ પોતાના ભાઇને વર પસંદ પડયા ન પડયાની બહેન ખાત્રી કરાવી લે છે. છેવટ બહેન સાથે ભાઇને પણ પનારું પડવાનું હોય છે ને! અને બધી રીતે રૂડો વર મળે એમાં ભાઇનું પણ ગૌરવ છે.

એ જ બહેન સાસરે જાય. છૈયાં છોકરાં થાય ત્યારે ભાઇ મામેરું લઇને જાય. વહેલું મોડું થાય. એમાં બહેનના દિલની લાગણીભરી ધડકન તો જુઓ ?

વીરા ! ચાંદલિયો ઊગ્યો ને હરણ્યું આથમી રે
વીરા ! કયાં લગણ જોઉં તમારી વાટ રે
મામેરાં વેળા વહી જશે રે

મામેરામાં ભાઇ કાંઈ છાબ ભરે તે પહેલાં જ સાસરિયાં ભાઇને લોભી અને કંજૂસ તરીકે ગીતોમાં વર્ણવે છે. મામેરાં ભરવામાંથી નાના મોટાં ઘર્ષણો જામતાં હોય છે. ભાઇ ઉપર જ બિચારી બહેનના સુખદુઃખનો આધાર ઊભો થઇ જતો હોય છે. કાં ભવોભવનાં મેણાં સાંભળવાં પડે છે.

પણ બહેન સંતોષી ને કડેધડે હોય તો આવતા ભાઇને હરમત દે છે. લગીરે મુંઝાતો નહિ. મારા ઘરે બધું છે. તું એક :

વીરા ! નીલૂડું નાળિયેર લઈ આવ્ય !
હું રે સંતોખણ બેનડી.

એક લીલું નાળિયેર લઇને જ હાલ્યો આવજે. આવી બહેનને પોતાનો ભાઇ પરણતો હોય ત્યારે ઓછો હરખ હોય ? પણ પોતાના ભાઇને છાજે એવી કન્યાની પસંદગી બહેન માગે છે. ખૂબ સુંદર ગીત છે. કોઇપણ કાળનો કન્યાનો આદર્શ બને તેવું.

તરવાર સરખી ઊજળી રે ઢોલા,
તરવાર ભેટમાં બીરાજે રે વાલીડા વીરને
એવી હોય તો પરણજો રે ઢોલા
નહિતર ફરી પરણાવું રે કેસરીઆ વીરને

પછી તજ સરખી મધુર તીખી, સોપારી સરખી બંકી મીઠી વગેરે ઉપમાઓથી અલંકૃત કરે છે. અને ભાઇ જ્યારે વરઘોડે ચડે છે ત્યારે ડોલાયમાન થઇને મુક્ત કંઠે ગાય છે કે:

વાલો વીર વર ઘોડલડે ચડે–
ને હું તો જોઈ રહી છું.

આવી બહેન પરણીને સાસરે જતી હોય. ભાઇનો અપાર નેડો. ત્યારે સાસરિયા પક્ષ ઉપાલંભ કરે છે કે:

તારા વીરાનો કેડો-મેલ્ય રે લાડી,
ફલાણાભાઈ દેર દેખાડું.

ઘર આંગણે વાડી લકુંબ ઝકુંબ બની છે. જાત જાત ને ભાત ભાતનાં ફૂલડાં ખીલ્યાં છે. એ ટાણે ભાઈને બહેની યાદ આવે છે. આવાં રૂડાં ફૂલ ચૂંટનારી અને અંબોડે પરોવનારી બહેનને તો સાસરિયે વળાવી. ભાઈના હૈયે બહેનનું ઓછાણ આવ્યું. આ ફૂલ તો બહેનીના હાથે જ ચૂંટાય. અને એ માટે સાસરિયે તેડવા ચાલ્યો ઘોડે ચડીને:

વાડી ફૂલી વનફૂલડે
ફૂલ કોણ વીણવા જાય ?
બેનીબાનું સાસરું વેગળું
ત્યાં કોણ તેડવા જાય ?

કદાચ આ ગીત ઉપરથી જ મેઘાણીભાઈએ પોતાનું ખૂબ લોકપ્રિય બનેલું ગીત બનાવ્યું હશે:

મારે ઘેરે આવજે બેની
નાની તારી ગૂંથવા વેણી

એવી બહેન સાસરિયે દુઃખ ભોગવતાં કે મારઝૂડ ખાતાં પિયર પાછી વળે છે ત્યારે ધ્રાસકો પડે છે. ને સૌ પૂછે છે 'કાં બેન ! વગર તેડાવ્યાં કેમ આવ્યાં ? ત્યારે એક ભાઈ જ કહે છે કે:

ભલે રે બેની ! વગર તેડયાં આવ્યા જો.

પછી ઘેર ભોજાઈ દૂભવે ને બહેન પાછી સાસરા તરત વળે ત્યારે એ જ માડી જાયો બોલી ઉઠશે:

તારી ભાભીને પિયર વળાવું,
તમે જનમારો રિયો, મોહનરાયનું ઝૂમખડું રે

એવી બહેનને વહેલી પરણાવી દીધી હોય. ભાઈ ત્યારે નાનકડો હોય. એ વાતને બાર બાર વરસનાં વાણાં વીતી ગયાં હોય. ભાઈ તેડવા આવે, પાધર પહોંચે. બહેન પાણી ભરતી હોય, અને રોયરૂંને કહે "એ મારો ભાઈ આવ્યો !" ત્યારે રોરૂં કહે "તું તો બાર બાર વરસથી અડી છો. ઓળખ્યો શી રીતે ?" જવાબમાં સમગ્ર વાત્સલ્યભાવ નીતરી છે:

ઓળખ્યો ઓળખ્યો રે
માની આંખ્યુંની અણુસાર
બાપને બોલાશે વીરને ઓળખ્યો રે.

ભાઈ પોતાને આંગણે આવતાં બહેનને આખી સૃષ્ટિ ચેતન-સભર લાગે છે. આખી પ્રકૃતિ જાણે બોલવા લાગી, કોળી ઊઠી:

વીરો આવ્યો સીમડીએ
સીમું લે'રે જાય-મલુગર આંબલીઓ
વીરો આવ્યો વાડીએ
વાડીએ ટૌકે મોર-મલુગર આંબલીઓ
વીરો આવ્યો સોવરીએ
સોવર લે'રે જાય-મલુગર આંબલીઓ

પછી તો દેરની મીઠી મશ્કરી કરતાં કરતાં ગાઈ નાખે છે કે:

ઢીંચણ સામો ઢોલિયો ને હૈયા સામી ખાટ
પોઢશે મારો વીર અને દેર પાયા હેઠ
કાના નાગરવેલ્ય નાગરવેલ્ય

દરેક વખતે બહેનને તેડવા જતાં ભાઈને સારો અનુભવ નથી થતો. કયારેક તો બહેનને તેડવા જતાં સાસરિયાં ક્રોધે ભરાઈને ભાઈને કાંઈક ખવરાવીને મારી નખાવે છે. કયારેક તતડાવી મેલે છે. બહેનની આવી પરાધીનતા ભાઈ માટે અસહ્ય બની રહે છે. બહેનને ઘેર તેડી જવાની ભાઈની કોઈ કારી ફાવતી નથી, ત્યારે ભાઈનું હૈયું આક્રંદ કરી ઊઠે છે. ઘરે આવીને હતાશામાં અસહાયતાનાં હૈયાફાટ આક્રંદ કરે છે કે "મા ! મા ! સાત સાત દીકરા ભલે જણજે પણ એક બેનડી ન જણજે મા !"

સાતે જલમ્યે રે મતા બેટડાને
એક મત જલમો માતા બેનડીને
બેનડી રૂવે પરદેશ

બહેનના આવા સ્નેહને કારણે સિંધમાંથી આયર બહેન જાસલની ચીઠ્ઠી જૂનાગઢના રા નવઘણ ઉપર આવી કે સિંધનો સુમરો પાછળ પડયો છે. તારા વિના બહેનને કોણ છોડાવશે? મારી વાર કરનાર ને જનતણ હોમનાર સગો ભાઈ ઉગો તો તારા ખાતર

ઝાટકે દેવાણો. અને જવતલ તો તારે હોમવા પડયા. હવે:

માંડવ હેઠળ મા'લતો, બંધવા દીધેલ બોલ;
હવે કર કાપડની કોર, જાહલને જૂનાના ધણી.

અમરથી રા નવઘણ જૂનાગઢથી જાહલની વારે સિંધ ઉપર નહિ ચડયો હોય. જાસલનું કુટુંબ તો રા નવઘણ માથે ઓઘોળ થઈ ગયેલું. પણ પાલીતાણનાં રાજમાતાએ ઓઢા ખુમાણને માત્ર જીભના માનેલ ભાઈ કહીને પોતાનો પુત્ર ઉનડજી ઓઢા ખુમાણને ખોળે મૂકયો. એ જીભના માનેલા ભાઈએ લડાઈ ખેલીને ઉનડજીને ગાદી અપાવી.

ભાઈના આવા પવિત્ર અને સ્નેહ-સ્વાર્પણ ભર્યા ભાવથી બહેન પછી ભાઈ પાછળ પાગલ થાય એમાં શી નવાઈ ? એટલે જ વર્ષાઋતુ આવતાં ને ફોરાં પડવાં શરૂ થતાં સાસરવાસે દૂર પડેલી બહેન ગાઈ ઊઠે છે:

કાળુડી કાળુડી હો બાંધવ મારા !
કાજળિયાળી રેખ,
ધોળી ને ધારાં રે બાંધવ મારા ! મેવ સે.
વસજે વસજે હો મેહુડા ! બાવાજી રે દેશ,
જેઠે ને માડીરો જાયો હળ ખેડે.
વાવજો વાવજો હો બાંધવ મારા !
ડોડાળી જુવાર,
થોરે ને વવારો નાના કણુરી બાજરી.
જોતો રે જોતો રે બાંધવ મારા !
હરિયા રે મૂંગ,
મારગે ને વવાડો ડોડા એળચી !

વુઠા વુઠા હો બાંધવ મારા આષાઢા મેઘ,
ભરિયાં રે હે નાડાં ને વળી નાડડી.
ભીને ભીને હો બાંધવ મારા !
બાજરિયો રે બીજ,
નાઈ ને ભીને રે સાવ સોવની.
ભીને ભીને હો બાંધવ મારા !
રેશમીઆરી ડોર,
ગીગો ને ભીને રે થારો પારણે,
ભીને ભીને હો બાંધવ મારા !
પાઘડિયારા પેચ,
ભાભજરો ભીને રે ચૂડો વળી ચૂંદડી.
નીપજે નીપજે હો બાંધવ મારા !
ડોડાળી જુવાર
થારે ને વાયોડા સાચાં મોતી નીપજે.

કેટલું મધુર, ઉત્કૃષ્ટ કુટુંબભાવન, સમૃદ્ધિનું હેત નીતરતું વાત્સલ્ય દર્શન ! બહેનનો ભાઈ પ્રત્યેનો કેટલો પરમભાવ ! આવાં ગીતો શિષ્ટસાહિત્યમાં શોધ્યાં હજી હાથ પડ્યાં નથી. શિષ્ટસાહિત્યમાં બંધુ-ભગિનીના પરમ સ્નેહનું ચિત્રણ જ કયાં છે ? યુગ-યુગોથી ભાઈ બહેન વચ્ચેના આવા પાવન ભાવનું કુટુંબ વાત્સલ્ય ચાલ્યું આવતું હોવા છતાં. એ ખૂણો જ ખાલી રહી ગયો છે. જ્યાં જુઓ ત્યાં પ્રિતમ પ્રેયસીનાં જ દર્શન. ત્યાં ભાઈ બહેન નહિ થતાં હોય ?

આવા ઉદાત્ત ભાવમાં પણ કયાંક કયાંક કાળાં ધોળાં ધાબાં રહી ગયાં છે. એટલા માટે જ ગૌરવપૂર્ણ વીરપસલી અને ભાઈબીજના ઉત્સવો ધામધૂમથી ઊજવાતા આવે છે. બહેન-ભાઈના નિષ્કામ અને પાવનકારી પ્રેમની હંમેશ યાદ અપાવવા. બહેનને અને ભાઈને તો ખાસ કરીને. કારણ કે એ યુગમાં તો બહેનને બાપનો આધાર હતો, પણ ભાઈ મોટો થયા પછી તો જીવનનાં નિરાળાં મંડાણ માંડે છે. કયારેક બહેન વિસરી જાય છે. કયારેક બહેન પનોતી જેવી લાગે છે. કયારેક બહેન આંખના પાટા જેવી થઈ પડે છે. કારણ કે બહેનના ભગિનીત્વ અને માતૃત્વની ભાઈને ઓળખાણ નથી રહી !

એટલે જ ગરીબ બહેન ભાઈને આંગણે આવતાં ભાઈ આઘોપાછો થઈ જાય છે ને એ ભાઈ બહેનને અવળે રસ્તે ચડાવે છે. છેવટ નણંદ આવી હતી એવી ને એવી પાછી ફરતાં બેનડીના દિલમાં ખટકો રહી જાય છે કે:

મનની મનમાં રહી ગઈ,
નણંદી માથે વન્યાની વહી ગઈ,

એવા જ એક પ્રસંગે સુખી આહિર ભાઇને ત્યાં એની દુખી બહેન દુકાળ વરતવા આવે છે ભાઇ બહેનને આવા સંજોગોમાં ય જાકારો આપે છે બહેનને અને એનાં છોરૂડાંને ઉપર આભ ને નીચે ધરતી. કોણ સંઘરે આવા દુકાળના વરસમાં! પણ ગામનો હરિજન જોગડો આયર બહેનનાં આંસુ નથી ભાળી શકતો ગાડ ભરીને ધાન ઉપરાંત જોડ બળદ સાથે ગાડું સુદ્ધાં આપે છે એક વણાર શાખની આયર બહેન અને બીજો વણકર જોગડો ભાઇ બહેન બન્યા પછી જોગડાનું મૃત્યુ થતાં આયર બહેન આઝા લેવામાં શી મણા મેને ?

તું વણકર અમે વણાર, નાતે પણ નેડો નહિ;
પણ ગણુને રોવું ગજમાર,
તારી જાત ન પૂછું જોગડા

બીજો જ એવો પ્રસંગ રેશમિયા ભેડાનો જાતનો આયર કચ્છમાં ચારણને ત્યાં મોટો થયો સૌરાષ્ટ્રમાં આવી સમૃદ્ધિવાન થયો કચ્છમાં દુકાળ પડયો ચારણ બહેન દુકાળ વરતવા સૌરાષ્ટ્રમાં રેશમિયા ભેડાને ત્યાં આવી ગામને પાધર જ રેશમિયો ભેડો મળ્યો ચારણ બહેને ભાઇના સમાચાર પૂછ્યા રેશમિયા ભેડાએ બહેનની દશા જોઇને સંઘરવી પડશે એવી લાગણીથી રેશમિયો ભેડો પાછો થયો—અવસાન પામ્યો હોવાનું જણાવ્યું ચારણ બહેને કાળું કલ્પાંત કરતાં મરશિયા શરૂ કર્યાં રેશમિયાને પાછળથી પશ્ચાત્તાપ થયો—પણ ચારણ બહેન તો જોગમાયા હતી એણે તો રેશમિયાને મરેલો માનીને જ પોતાનું મોત વહોરી લીધું

ભર દરિયે કોઈ વા'ણું, ભેડાનું ભાંગી ગિયું,
પડથ થિયા પાષાણ, રસ ગ્યો રેશમિયા

લોકસાહિત્યે કોઇનું ઢાંકયું ઢબુર્યું નથી જેવું હોય એવું કહી નાખ્યું છે ગાઇ નાખ્યું છે ભાઇની જેમ એક બહેનની પણ કથા છે સાત બહેનો હતી અને સાત બહેનો વચ્ચે એક જ ભાઇ સાતે ય બહેનોને એક જ ગામમાં પરણાવેલી ઘણો સમય થયો ત્યારે ભાઇને થયું કે 'લાવ બહેનના ઘરે આંટો મારી આવું, બહેનો સુખી છે કે દુખી!'

ભાઇ તો બહેનોના ગામ ગયો ખબર પડતાં સાતે ય બહેનો પાદરમાં દોડી માંડી તાણખેંચ કરવા દરેક કહે મારા ઘરે આવે ભાઇ મુંઝાણો બહેનોએ માંડી તાણખેંચ કરવા કોઇએ ભાઇનો ટાંગો પકડયો તો કોઇએ બાવડું, કોઇએ લુગડાં તો કોઇએ વાળ એમ ને એમ ભાઇ સાતે બહેનોની તાણખેંચમાં પીંખાઇ ગયો ભાઇની રાડારાડ બહેનોએ ન સાંભળી ભાઇનું પ્રાણપંખેરું ઊડી ગયું

બહેનો તો પછી યે બાઝતી રહી કે 'તેં માર્યો તેં માર્યો' સૌ એકબીજા સાથે બાઝતા માંડી કે 'તેં માર્યો' સાતે બહેન મરીને લનેડાં (નેતાં પંખી) સરજી ત્યારથી હજી લનેડાં પોકારો પાડયા કરે છે કે તેં તેં તેં, તેં, તેં.' સાત બહેનો વચ્ચે એકાદ ભાઇની આવી દશા થતી જ હશે ને? અને સુખી બહેનને ઘરે દુખી ભાઇની આથી બીજી શી દશા થાય? કંતિ ભવોભવનું ઓશિયાળાપણું

પણ કરુણતાની અવધિ તો ત્યારે આવે છે કે જ્યારે ભોજાઇને અણગમતી બહેનની ભાઇના હાથે જ હત્યા થાય ગામડામાં તો કહેવાય છે કે બહેનને ભાઇથી ન મરાય હાથના થોર અંગે એવું કહેવાય છે કે ભાઇએ બહેનોને મારી હોય છે એના થોરમાં ભાઇના હાથ ઊગે છે એટલે તે હાથલા થોર કહેવાય છે ઘણી સૂચક-સંજ્ઞા આ ફીંડલીમાં દેખાડી છે નવરસ બધા સાહિત્યમાં હશે, પણ દસમો વાત્સલ્ય રસ તો એકલા લોકસાહિત્યમાં જ છે અને વાત્સલ્ય એટલે જ કારુણ્ય આ કારુણ્ય નીતર્યા પ્રેમ સિવાય સંભવે નહિ એટલે જ એક એવું કરુણ કાવ્ય લોકસાહિત્યે સંઘર્યું છે આખું ગીત તો આંખમાંથી આંસુડાની ધારાઓ વહાવે તેવું છે એ પ્રસિદ્ધ ગીતની એક જ કડીથી આ લેખ પૂરો કરીએ

કોણ હલાવે લીંબડી, કોણ હલાવે પીપળી!
ભાઇની મારેલ બેનડી, ભોજાઇની રંગેલ ચૂંદડી



# મા

દ. શ્રી. પુંજાવાળા

બાજુ બાજુના બંને ઘેર એક જ સમય થાળી વાગી.

આમ તો રોજ રોજ કોઇને કોઇ ઘેર થાળિયું વાગતી જ રહે છે. આ દુનિયામાં પણ કો'ક કો'કને ત્યાં વાગેલી થાળીનો ઝણઝણાટ વર્ષો સુધી યાદ રહે તેવો હોય છે. પછી કોઈવાર એ મીઠો મીઠો અનેક કાનોમાં ગુંજે, તો કોઇ વાર કાન ફાડે તેવા અવાજ માનસમાં યાદ રહે. આતો નાનો એવો અવાજ છે, પણ છે યાદ રહે તેવો.

જરૂર થાળી વાગી હતી. એક કુંભારને ત્યાં તો બીજા બાજુમાં રહેતા બ્રાહ્મણને ત્યાં. બંનેને ત્યાં દીકરાનો જન્મ થયો હતો. કુંભારને આધેડ અવસ્થાએ પુત્રસુખ પ્રાપ્ત થયું, તો બ્રહ્મદેવને ત્યાં આ બીજું ઘર કર્યા પછી દીકરો આંગણે અવતર્યો.

છ છ મહિનાના વાણાં વાયાં, બ્રાહ્મણના દીકરે બાળપ લીધી. દૂધ જેવો ઉજળો વાન અને પહોળી છાતીમાં વિદ્યાનાં તેજ લઇને બ્રહ્મકુમાર ભારે રૂડો દીસતો હતો. કુંભારનો છોરો પણ લથડ બથડ બન્યો. બંનેની માતાઓ બહેનપણિયું હતી.

આજ કુંભારબાઇ પોતાના પોતરાને તેડીને બ્રાહ્મણને ત્યાં બેસવા આવી. ઓસરીની પડથારે બેઠેલી બ્રાહ્મણબાઇએ આવકારો આપ્યો, અને હાથમાં રહેલા છ મહિને પ્રથમ જ જોયેલા, છોકરા ઊપર નજરૂં ઠરી ગઇ.

હાથ લાંબો કરી પુત્રને રમાડવા માગ્યો. કુંભારણે દીકરાને અંબાવ્યો, અંબાવતાં જ મનમાં થયું, કાંઇક હાથમાંથી જઇ રહ્યું હતું. બ્રાહ્મણની સ્ત્રીએ તો પુત્રને ખોળામાં લાવો. ઢંઢીગાર ધોળાધોળા ગોરમટાંના પીંડલા જેવો પુત્ર બ્રાહ્મણી માના ખોળામાં આવતાં બોખાં મોંએ ખિલખિલાટ હસી રહ્યો.

"વાહ રે વાહ! આ તો મારા દીકરા જેવો જ છે ને શું?" કહી મા હસી રહી. કુંભારણ બ્રાહ્મણના પુત્રને તેડવા ઘરમાં દોડી....

ઘોડિયામાં સૂતેલો બાળક પોતાની માની વાટ જોઇ રહ્યો હોય તેમ હાથ લંબાવ્યા. બાઈએ બાળકને તેડયો, પણ તેને તો ધાવવું હતું. એટલે બાળચેષ્ટા કરી માનો સંગટો ખેંચ્યો, એને બિચારાને થોડી ખબર હતી? કે હું બ્રાહ્મણ, આ કુંભારણનું દૂધ, મારા મોંમા આવે તો હું અભડાઇ જાઉં! અને મા શરમાણી, કોણ જાણે કેમ! કુંભારમાતાને પોતાના પુત્ર તરફ જોવાની ઇચ્છા ન થઇ. એણે તો બાળકને હવામા ઊંચે ઉલાળ્યો ખડખડ હસતો બ્રહ્મપુત્ર પાછો કુંભારણ સ્ત્રીના પહોળા કરેલા હાથમાં એવો તો સમાઇ ગયો કે જાણે માના હાથ અને બાળકને દેહ એકાકાર થઇ ગયા.

બીજી બાજુ રમાડતાં રમાડતાં હર્ષમાં ઘેલી બનેલી બ્રાહ્મણ માએ પુત્રને ખોળામાં લીધો. કુંભારના કુમારે માનો સંગટો અળગો કર્યો. એનેય ધાવવું હશે?

અને માનું કાપડું સહેજ ચૂવ્યું. એક પયબિંદુ હસતા બાળકના મુખમાં ગયું. બીજું દાઢીએ પડ્યું. 'માને વિચાર આવ્યો: "સે.. અમારે બ્રાહ્મણના બોળિયાને કુંભારના દીકરાને તે ધવરાવાતો હશે?"

બાળકે લંબાવેલા હાથે માએ એને ઊચકી કુંભારણના હાથમાં દેવા સાદ કર્યો. ત્યારે કુંભારણ માતા બ્રાહ્મણપુત્રને છાનું છાનું પણ પયપાન કરાવવાના કોડ કરીને, આઘીપાછી થવાની તૈયારીમાં હતી.

પણ એ વાત બની નહિ.

બંને માતાઓ હસી.

બાળકો બદલાવ્યા.

પોત પોતાના બાળકો પર શાલ્લાના છેડા ઓઢાડી ટાઢકભરી આખે, ધીરે અવાજે બહેનપણીઓ વાતે વળગી, દેવના અક્કર જેવા પોતરા સ્નેહના સાગરમાં મહાલતા હોય એમ માતાની ગોદમા પાડુંહિયુ ઉછાળતા ઉછાળતા આભમાં નીતરતા ચાંદાને ચ દરવા જોઇ રહેતા

સમયને જતાં વાર શુ ?

ત દુરસ્તીમાં બ ને બાળકોએ હરિફાઇ માંડી હતી એક વધે દિવસે તો બીજો રાતે વધીને જાણે સરખે સરખા થઇ રહેતા પાંચ પાચ વર્ષની ઉમરે જતાં માથા ઉપર કાળા ભમ્મર વાળ ચમકવા લાગ્યા. મુખમા દૂધમલિના દાત આવ્ય

આગણામા રમતા બાળકોને જોઇને માતા ઓની છાતી ઠરતી બહેનપણિયુ એનુ તો હરખાતી ! ને બાળકોના જન્મ પછી જાણે સગી બહેનુ જેવી હેતપ્રીત વધ્ય જતી બે અને બે ચાર આંખ, એ બાળકોના શરીરને લપેટી । એવી એકરસ થઇ જતી કે એ આખમાથી પોતીકાનાં પાતક મટી ગતા એ નજરૂમાં એનો એક જ બાળક રમી રહેતો, બેમાથી એક જોતાં જોતા તો માતાઓના કોડે ટાઢકના દીવા પ્રગટતા આખે હર્ષના ઝળઝળિયા આવત કામકાજ ભૂલાઈ જતા

બ ને બાળકો સાથે જ હોય બ્રાહ્મણને ત્યાં તુલસીના ક્યારે પણ ગારો રમવા મળે, અને કુંભારને ત્યાં તો મનક આખાના માટલાં ઘડાય એટલે ત્યાં તો સર્જન કરવાવાળી ટાઢીમોળ માટી ખેલવા મળે

એક દિવસે બ ને બહેનપણી નદીએ નહાવા ગઇ કુંભારણ માના સ લાનો છેડો બ્રાહ્મણના દીકરાએ ઝાલ્યો એના એ છોડાવી શકી નહી

બ્રાહ્મણ માના સાડીને કુંભારબાળ વળગ્યો. જેથી મા એને અળગો કરી શકી નહી

આમ બાળકો પણ નદીએ સાથે જ આવ્યાં

માતાઓએ ગાંસડીએક લુગડા એક છીપર ઉપર મૂક્યાં અને બહેળાં પાણીમાં પનાર્યા, અને વાતોએ વળગી લાગ જોઇને બાળકો છાતી સમાણા પાણીમા કાઠે રમવા લાગ્યાં

કુંભારબાળ લપસ્યો, જઇ પડ્યો ઊંડા પાણીમા બ્રાહ્મણબાળ કાઢવા માટે ચીસ પાડી પાછો ખાબક્યો

ચીસથી માતાઓ જોઈ રહી બ ને દોડી બાળકોને પ ણીમાથી બહાર કાઢ્યા બેય પાણી પી ગયા હતા પણ કુંભારનો બાળક છેલ્લા શ્વાસ ઘૂટતો હતો

પગ પકડી ઊંધા કર્યા, પાણી નીકળ્યુ ખોળામાં સુવાડયા, ત્યારે કુંભારના બાળકે બ્રાહ્મણ માતાના ખોળામા સૂતાં સૂતા કાયમની આંખ મીંચી

ધડકતી છાતીએ બ્રાહ્મણી અર્ધભાન અવસ્થામાં કુંભારણને કહી રહી "બહેન આને વસમુ લાગ્યુ

ત્યારે કુંભારણ કહેતી હતી 'જો બહેન આ તો હમણા હસ્યો ! બસ મારો વ્હાલો એ આ સારૂ થયુ લે જો એ તો ધાવવા સળગો ખેંચે છે ખબર છે ? હવે તો એ પાંચ વર્ષનો થયો ધવરા વ્યો હોત તો તે હી ન ધવરાવત ?"

"અરે અરે !" બ્રાહ્મણ બાઇ કહે 'બહેન, તેને શુ થયુ છે ?'

'જો તો ખરી આ તારો છોકરો...."

"હે હે ... !' કહી કુંભારણ પોતાના બાળકના જડ દેહ તરફ તાકી રહી

"ગયો.. ખલાસ "

બેય શબ્દો બ ને માતાઓના મુખેથી એક સાથે નીકળ્યા

પણ કુંભાર ઓની આંખો તો પોતના ખોળામાં ખનવા લાગેલા બ્રાહ્મણબાળને જોઇને આંસુને પાછા ઓનાતી ઓલાવી ખૂણામા સતાડી રહી હતી

ત્યારે બ્રાહ્મણીની આંખની ધારાએ મૃત્યુ પામેલા કુંભારબાળ પર આસુના અભિષેક આર્યાં

હતી.

ગામના લોકો ભેગા થઇ ગયા.

હાહાકાર મચી ગયો હતો.

...અને સમય વહેતો થયો. કુંભારનો પુત્ર તણાયો તેની ઉપર દિવસો પસાર થવા લાગ્યા. પેલી નદીના પ્રવાહની જેમ જ તો !

હવે તો ગામના લોકો અને ગોરમા'રાજ ગોરાણીને કહેતા : "આ છોકરાને કુંભારણને ત્યાં હેળવવો નહિ."

મા'રાજે તો પોતાની પત્નીને ધમકાવી અને એકાંતમાં ચોખ્ખું કહ્યું કે "જો કુંભારણને ત્યાં પુત્રને જવા દેવામાં આવશે તો બાળક કોઇક દિવસ પોતાનો નહિં રહે. અરે ! ભરખાઇ જશે."

ડાહી કુંભારસ્ત્રી લોક–ચર્ચા સાંભળી ધીમે ધીમે ગોરમા'રાજનું ફળિયું છોડી ગઇ. બાળક વધવા લાગ્યો. એકનો અટુનો તાડની જેમ ! પરંતુ કયારેક ટગર ટગર કુંભાર માતાને જોઇ રહેતો.

બાળકના ઉપનયન સંસ્કાર થયા. સંસ્કૃત પાઠશાળામાં દાખલ કરવામાં આવ્યો, અને પછી તો મહાવિદ્યાલયમાં આગળ અભ્યાસ માટે એ શહેરમાં ગયો.

જ્યારે જ્યારે રજાઓ હોય ત્યારે શેરીએથી નીકળતો કુમાર, અને વર્ષોના વ્હાણાં વાયા પછીનો યુવાન ચોરી છૂપીથી કુંભારમાને જોઈ રહેતો. ભૂતકાળના કંઈક પ્રસંગોને યાદ કરી સૂનસૂન થઇ જતો. તેની વિદ્યા આ વાતના કોયડા ઉકેલવા વ્હારે ધાતી નહિ. તે દિ' એને જમવાનું ભાવતું નહિ. એ આંખોમાની આંખો, મેલો સાડલો અને તેદીના હોળેલાં વાળ, આજે વિંખાઇને ઊડતા 'વાળ' વચ્ચે પોતાના માનસપટનાં વહેતાં નીરને એ તાજા કરવા મથી મથી થાકતો. નિંદ એને હરામ થતી.

માતાને પણ તે દિ' સુવાનું કે કામ કરવાનું ગોઠતું નહિ.

ચાકડો ફેરવતાં ઉદાસ કુંભારભક્તના મુખ સામે જોઈ જોઇ ડાહી પત્ની ઘણી વખત...આજ પંદર...પંદર વર્ષથી એક ને એક વાત કહેતી આવતી હતી. કે :

"વિશ્વાસ રાખો. એક દિવસ જરૂર ઇશ્વર આપણને દીકરો પાછો દેશે."

આજ આજ એક મા ખડકીની તરડમાંથી પોતાના જુવાનજોધ છોકરાને જોઇ રહી છે.

એ માતા છે કુંભારણ.

છોકરો છે બ્રાહ્મણનો.

છાનું છાનું મા જુએ છે, દીકરાના લગ્ન થાય છે. જાન જુતવાની તૈયારી ચાલે છે.

હરખઘેલા જાનૈયા ભાતભાતનાં વસ્ત્રોથી સજ્જ થઇ મહાલે છે.

વરરાજો પોતાનું 'કોક' ખોવાયું હોય તેમ ગોતે છે. સગાં છે. વ્હાલાં છે– મિત્રો છે– મા છે બાપ છે– પણ "કોક" નથી. એ કોક"ને ગોતવા આંખો ફેરવે છે. હૈયુ સૂનું છે. પણ મુખે ખંભાતી તાળાં જડયાં છે. સમાજે જડયાં હશેને તાળાં ?

વરરાજો જાન જોડી પરણવા ગયા. માતાએ ખડકીની તરડમાંથી વરના વેશમાં સજ્જ થયેલા પોતાના લાડલા પુત્રને નીરખ્યો, અને હસી પડી.

જાન પરણીને પાધરમાં આવી. પાંચમા પૂછાતા વિદ્વાન ગણાતા પોતાના ગોરનો એકનો એક દીકરો ભણેલો ગણેલો પુત્ર પરણીને ઘેર આવી રહ્યો છે.

ગામ ઊમટયું છે. વાજાં વાગે છે. સાગમટે સૌ નોતરે અને વગર નોતરે સામૈયામાં સામેલ થયા છે.

કુંભારણબાઈ વીશ વીશ વર્ષોથી વિસરાણી એ શે યાદ આવે હવે !

ફરી ખડકીની તડમાંથી મેલાંઘેલાં લુગડે લટર વટર લટૂરિયે માએ પોતાનું મુખ સંતાડી, તડ સોંસરવી નજર નાખવા ખડકીના ખરબચડા કમાડ સાથે કપાળને ચોંટાડી બહાર નજર નાખવા આંખોને પહોળી થવા કહ્યું.

આગળ અબીલ ગુલાલ ઊડયા. ધ્રુબાંગ... ધ્રુમાંગ... ધ્રુમાંગ ...ઢોલ ધડૂસકયા અને કુંભારની ખડકીથી થોડેક દૂર બ્રાહ્મણની શેરીનો વળાંક હતો.

ડાબા હાથ ઉપર કુંભારની ખડકી હતી. જમણા હાથ ઉપર વળીને સાજન માજન થોડાં ડગનાં ચાલે એટલે બ્રાહ્મણની ખડકી આવે ત્યાં માતાએ વરઘોડિયાને વધાવવા થાળી ભરી શણગાર સજી હરખઘેલી વાટ જોતી ઊભી છે.

ઢોલની દાંડીએ દાંડીએ એનું હૈયું ધબકે છે. તડમાંથી નજરૂ નાંધનાર માંના અનોધા હેત.

ભણેલ ગણેલ વિદ્વાન વરરાજાને વાચા આવી. એ બોલ્યો. "બસ, મારી માનું ઘર આવી ગયું" કહીને એણે ખડકી તરફ પગ ઊપાડ્યા

તડ હતી તેમાંથી માએ અર્ધાં બારણાં ખોલ્યાં કન્યા વાસોવાસ એ બાજુ વળી અને અર્ધ ઉઘાડેલી ખડકીને આખી પુત્રના હાથે ધક્કો મારી ઉઘાડી નાખી.

કુંભારણ ગાંડી હતી? ના, ના.

આજ એ ગાંડી હતી

બ્રાહ્મણની સ્ત્રીને વીશ વર્ષ પહેલાનો નદીનો આરો યાદ આવ્યો.

વાંસોવાસ દોડીને પોતાના હાથમાં સજ્જ કરેલી થાળી એણે કુંભારમાતાના હાથમાં મૂકી દીધી

કુંભારણે બ્રાહ્મણના પુત્રને વધાવ્યો.

વરઘોડિયા માને પગે લાગ્યા.

ત્યારે બ્રાહ્મણ માતા બોલી:

"બેટા સાચી મા તારી એ જ છે."

અને કુંભારમાતા પતિ તરફ ફરી બોલી.

"ભગત! મારા વહાલાએ આપણને દીકરો પાછો દીધો"

●

## દ્રૌપદીનો આર્તનાદ

પાંચ પતિઓ અને વડિલો વચ્ચે થતા વસ્ત્રાહરણથી દ્રૌપદીના અંતરમાંથી કેવો આર્તનાદ ઊઠયો હશે તેનું વિશદ વર્ણન સીહાલીના રામનાથજી કવિયાએ કરેલું છે, તેમાંથી થોડું અત્રે આપ્યું છે.

રામત ચૌપડ હાજરી, હે ધીક વાર હજાર;
ધણ સોંપી લોંઠા ધકે, ધરમરાજ ધિકાર.

વેધ્યો મચ્છ જિણવાર; માણ દુર્જોધન મેટિયો;
ખેંચે કુચ હણ ખાર, શા પારથ બેઠા થકાં.

રૂઠ અરિ દે રેસ, ઉઠ મહાભડ ઉઠ અબ;
ફૂટ ગ્રહે છે કેસ, ઊઠ વૃકોદર દેખ રે.

ભવ તું જાણે ભેવ, વેધ્યો મચ્છ જિણવારરો
દેવ દેવ સહદેવ, ખેલ કરે તું આ વખત

હે તું બાકી હેક, કર પાણપ ધર મૂંછ કર;
દૂજા સામો દેખ, કાયર મત હોજે નકુળ.

પતિ ગાંડ્રવ હે પાંચ, ધરતાં પગ ધ્રુજે ધરા;
આવે લાજ ન આંચ, ધર નખસૂં કચરે ધવલ

પાંડવ જણિયા પાંચ, જિકણ પેટ તારો જનમ,
જિવત નાવે લાજ, કૈરવ કચ ખેંચે કરણ.

અણહેતી વ્હે આજ, હુઇ ન આગે હોણરી;
કૈરવ કરે અ ાજ, આજ પિતામહ ઇખતા

વ્યાસ બગાડયો વંશ, કૈરવ નિપજ્યા જિસકુળ,
અસલી હોતા અંશ, શરત ન લેતા શામળા!

સાસુ મંત્રજ સાજ, પુત્ર જણ્યા જે પારકા,
જયારી પારખ આજ, સાચી થઇ સહ શામળા!

પૂત સાંસરે પાચ, પાચું ઇ મુંને સોંપિયા,
જિણ કુળરી આ જાચ, શરમ કેવાની શામળા!

ગંગા મછગંધાહ, કુણ જાઇ વ્યાહી કરે.
ઘર કુળ એ ધધાહ, શરમ કેવાની શામળા!

કહો પિતા હો કોણ, માત ગરભ કુણ મેલિયો;
દેખે બેઠો દ્રોણ, યો કિં અચરજ શામળા!

ભીષમ માત અભાવ, માન ગંગ દીકર મને,
સો પખહીણ સભાવ, સેવટ સિટગ્યો શામળા!

# હિંદી આદિકાલીન વીર–કાવ્યમાં નારી

શ્રીમતી જ્યોતિ દી. ગાંધી

જેમ જીવનમાં તેમ કવનમાં, સ્ત્રી ક્યારેક આંતરિક ઓજથી ઝળહળતી કલ્યાણીરૂપે પૂજાઇ છે તો ક્યારેક માત્ર પુરુષનું મન–રંજન કરનારી ઢીંગલી રૂપે રમાડાઈ છે. ક્યારેક વળી સ્વસ્થ સાંસ્કૃતિક વાતાવરણમાં બંનેનું સમતોલપણું સધાતા સત્વશીલ ગૌરવના તેજે મઢાઈ છે.

હિન્દી કાવ્યના શ્રીગણેશ મંડાયા તે કાળે ક્રમશ: સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યનો વારસો તેની સામે હતો. ભાષા, શૈલી અને સ્વરૂપની દૃષ્ટિએ ભલે તેનું બાહ્ય કલેવર પ્રાકૃત અને અપભ્રંશનું ઋણી હોય પણ તેનો આત્મા સંસ્કૃત–સાહિત્યના ભાવ—પક્ષથી અનુપ્રાણિત છે. સંસ્કૃત–સાહિત્યમાં સ્ત્રીએ પારિવારિક ભૂમિકામાં ભજવેલો ભાગ મુખ્ય રહ્યો. ત્યાં સમર્પણશીલ, સહનશીલ અને સ્નેહમયી માતા તથા કુલીન ગૃહિણીનો આદર્શ સ્ત્રી તથા સાહિત્યને સજાવે છે. સમય જતાં તેમાં અતિશૃંગારિતાની મર્યાદા આવી ગઈ. સ્ત્રીના અંગ–ઉપાંગોના સ્થૂલ, માંસલ અને કામુક ચિત્રણો શરૂ થઈ ગયાં. પ્રાકૃતમાંયે આ પ્રવૃત્તિને તો વેગ મળ્યો જ પણ તદુપરાંત તેમાં ધાર્મિક સૂર મુખ્ય હોવાને કારણે સ્ત્રીની ઉપેક્ષા પણ થઈ. સ્ત્રી પ્રત્યે જુગુપ્સા જન્માવવાના આશયથી જૈન-ધર્મ–પ્રવર્તકોએ તેના શરીરનું અત્યંત હલકું વર્ણન પણ કર્યું છે.

નો રક્ખસિસુ ગિજ્ઝેજ્જા ગંડવચ્છાસુ
અણેગચિત્તાસુ ।
જાઓ પુરિસં પલોભિત્તા ખેલન્તિ જહા
વ દાસેહિં ॥
—ઉત્તરાધ્યયન સૂત્ર.

અપભ્રંશને આંગણે શૃંગારની સાથે વીરરસના છાંટણા પણ નારીને ભીંજવી ગયા. "ભલ્લા હુઆ જો મારિઆ બહિણી માહરા કંતુ" કહી રણઘેલા રાજવીની શુરાતનતાને બિરદાવનારી વીરાંગના યે છે અને—

જે મહુ દિણ્ણા દિઅહડા દઇએં પવસંતેણ
તાણ ગણંતિએ અંગુલિઉ જજ્જરિયાઉ નહેણ
—હેમચન્દ્રાચાર્ય

વિરહની વેદનાને વ્યક્ત કરનારી પ્રમદાના આંસુ પણ છે. જૈન "ફાગુ" અને "રાસ" કાવ્યોમાં રૂપે રસેલી રમણીના પ્રણયમત્ત રંગ અને દેહની નમણી નાજુકતા જ નિરુપાવા લાગી. અલબત્ત કથાઓના અંતમાં શૃંગારનું પર્યવસાન શાન્તરસમાં જ થતું પણ જૈન–ધર્મના જયનો પ્રભાવ દર્શાવવા શક્ય એટલા માદક અને રસિક વર્ણનો રચાતાં. નખશિખ –રૂપવર્ણનો અને બારહમાસાના ઋતુચિત્રણો આકર્ષક પણ પરંપરિત હતા જેમ કે–

સરલ તરલ ભુપવલ્લરિય સિંહણ પીય ઘણ તુંગ।
ઉદરદેસિ લંકાઉલિ ય સોહઇ તિવલ તરંગુ।
— નેમિનાથ ફાગુ

સ્ત્રીના સત્ અને અસત્ બંને રૂપ મળે છે. સ્વકીયા અને પરકીયા નાયિકાના ભેદ પણ શરૂ થયા અને વેશ્યાના વિલાસો પણ. કાલસમ્બરની પત્ની કનકમાલાનો પદ્યુમ્ન પર અનુરાગ જોઈ કાલસમ્બર સ્ત્રીની દુષ્ટતાથી દુભાઈને કહે છે–

"નીચી બુદ્ધિ તિરિખ રમ્ણુ નિહરૂઇ
ઉત્તિમુ છોડિ નીચ સંગહ" -પ્રદ્યુમ્નચરિત

આમ સ્ત્રીના શૃંગારી સ્વરૂપના ક્રમિક વિકાસમાં જ સૌનો સહયોગ રહ્યો. ક્યાંય નારીની વિવિધતા અને ગંભીરતા કે શક્તિ અને શીલનો સમાદર નથી. અને આ પરંપરામાં હિન્દી વીરકાવ્યમાં કામ વાસનાના કામણ ઘોળતી કામિનીઓ વિહરવા લાગી.

એ જમાનો વીરતા અને વિલાસનો હતો. યુદ્ધ અને પ્રેમ એ જીવન–દાનના મુખ્ય ચાલકો

હતા. વીરતા-પ્રદર્શની પ્રેરણાના મૂળમાં પણ ઘણી-વાર સ્ત્રીઓ જ રહેતી તેથી અરણી સાહિત્યમાં વીરોની વીરતા રણવાટે અને રાણીવાસે બંને જગાએ દર્શનીય હતી પરિણામે આ યુગની નારી પણ કવિ-ત્વમાં વીરતાના કસુંબી અને શૃંગારના વાસંતી રંગે રંગાયેલી જોવા મળે છે

(૧) વીરાંગના – પુત્રને હસતા હસતા સમરા-ંગણમાં મોકલી પોતાની કૂખ દીપાવતી આલ્હા અને ઉદલની મા જુઓ કે વીરગતિ-પ્રાપ્ત પતિ પાછળ સતી થવામાં ધન્યતા માનતી ગરવી રાજરાણી જુઓ બંનેનું આત્મ-વિલોપન અદ્દભુત છે દીકરો ત્યારે જ લાયક ગણાય કે જ્યારે તે પિતાના પ્રતિપક્ષીને પરાજિત કરી વેર વાળે પુત્રને પ્રેરણા પાતી આલ્હાની મા કહે છે–

કણહું લાયક લડકા 'હૈ રહૈ
માડૌ જિહૈ બાપકો દાવ —આલ્હા

અને ખુમાણ રાસોમાં પણ, માતૃત્વની સાર્થકતા ત્યારે જ ગણાતી કે જ્યારે તે પ્રતાપી પુત્રોને જન્મ આપતી—

માઇ એણુ પુત્ર જણ, જેહા રણ પ્રતાપ
અકબર સૂતો ઔઝકે જાણ સિરાણે સાપ
—ખુમાણ રાસો.

વીસલદેવરાસોમાં "બરિસ અઠારહ છી જીએ આગે જીવનકો ધિક્કાર" કહીને "સુર મરન મંગની" નો આદર્શ પ્રસ્થાપિત થયો છે છતાંયે, પતિના આયુષ્યની આ અસ્થિરતા રજપૂતાણીને ભયભીત નહોતી કરી શકતી. સુખ અને દુખ બંનેમાં પતિની સાથે રહી પતિવ્રતાનું પાલન કરતી કર્તવ્યનિષ્ઠ પત્નીનો આદર્શ જુઓ–

હમ સુખ્ખ દુખ બટન સમથ્થ
હમ સુગરબાગ્ય છડે ન સથ્થ
હમ ભુખ-પ્યસ અંગ ભૌ દેવ
હમ સર સમાન પતિ હંસ સેવ
—પૃથ્વીરાજ રાસો.

આવી સહધર્મિણી માત્ર જીવનમાં જ નહી પણ યુદ્ધમાં લડતાં લડતાં સ્વર્ગે સિધાવેલા પતિની, મરતાં પણ સહગામિની બને છે જૌહરની જ્વાળામાં હોમે હોમે ઝંપલાવતી અને પતિ-પ્રેમની પ્રતીતિ કરાવતી નારીઓ આ શું પૃથ્વીરાજ રાસોમાં જોઈએ—

પૂરન સકલ વિલાસ રસ, સરસ પુત્ર ફલ ખાનિ
અન્ત હોઈ સહગામિની નેહ નારિકો મનિ

વિસલદેવરાસોની રાજમતી તો પતિને "કાર્યું મંત્રી' બની પ્રબલ પુરૂષાર્થ ભણી પ્રેરે છે મિથ્યા ભિમાનના મદમાં મહાલતો વિસલદેવ રાજમતીને કહે છે કે- "મો સરીખા નહિ ઉર ભુઆલ" ત્યારે રાજમતી એની આંખ ઉઘાડી નાખે છે–

"ગરબિ ન બોલો હો સાભર્યા રાવ
તો સરીખા ઘણા ઔર ભુવાલ
હેક ઉડીસાકો ધણી .." 'વિસલદેવરાસો"

અને મહેણુ મારે છે કે તમારે ત્યાં મીઠાની ખાણ છે પણ એને ત્યાં તો રત્નની! અને પત્નીના વ્યંગથી વીંધાયેલો રાજા—

"દવકા દાધા કુંપલી મેલ્હઇ
જીભકા દાધા ન પાંગુરઈ"

કહીને ઓરિસ્સા જવા તૈયારી કરે છે ત્યારે દુ:ખ અને પશ્ચાતાપથી રાણી એને જતાં રોકવા સમજાવે છે-વિનવે છે-

હૂં ગિંવારાસી રાજા ભઇ કીયઉ દોસ
પગગી પાણહિસ્યઉ કિસઉ રોષ
કીડી ઉપર કટકી કિસી!

સ્ત્રીની શકિત અને તેજના આ ઐતિહાસિક ઉદાહરણોનો જીવંત પ્રભાવ સૌને મહાન બનાવે છે, છતાં જીવન અને સાહિત્યનો મૂળ રસ શૃંગાર હતો એમ કહીએ તો અતિશયોક્તિ નહી થાય રાજસ્થાનનું ડિંગળ સાહિત્ય તો રજપૂતાણીના ગૌરવ-ગાનથી ગૂંજતું હતું, પણ એ સ્ત્રીઓના રણથી શસ્ત્રના ધીંગા ગર્જનો બહુ જલદી શમી ગયા અને કામિનીઓના કંકણ-કિંકિણીના કોલાહલે કાનમાં ધાક પાડી દીધી.

(૨) શ્રૃંગારરસમાં નારીઃ- વીરગાથાકાલમાં સ્ત્રી ભોગ-વિલાસ અને વાસના-તૃપ્તિનું સાધન ગણાતી. તેથી સ્ત્રીના શ્રૃંગારાત્મક શબ્દ ચિત્રો વિપુલ પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. આ માટે વયઃસંધિ, નખશિખ અને ઋતુવર્ણનના પ્રસંગોની રચના થઈ છે.

પૃથ્વીરાજરાસોમાં શૈશવની ઝલકને છોડતી અને યૌવનના અણસારને આવકારતી શશિવ્રતાનું વર્ણન જોઈએ:

પત્ત પુરાતન ઝરિણુ, પત્ત અંકુરિય ઉઠ્ઠ તુછ
જયોં સૈસવ ઉત્તારિય, ચઢિય તે સગ કિસે રકુચ

એમાં જ વયઃસંધિનું પદ્મિનીનું ચિત્ર જોઇએ-

મન હું કલા સસિમાન કલા, સોલસે બન્નિય
બાલ વૈસ સસિતા સમીપ, અંમ્રિત રસ પિન્નાય

અને આવી કિશોરીઓ માટે મુરતિયાની શોધમાં નીકળેલો પિતા પણ કામદેવ જેવો રૂપાળો પતિ જ ઝંખે છે રૂપાસકિતની આ તે કેવી અને કેટલી બધી ઘેલછા ?—

"કામ કિયૌં પ્રિથિરાજ, ભેદ કરિ ના લહૈ"

પરપરિત ઉપમાનોથી શોભતું સયુકતાનું નખશિખ વર્ણન—

કુંજર ઉપ્પર સિંઘ, સિંઘઉપ્પર દોય પવ્વય
પવ્વય ઉપ્પર ભ્રગ. મૃગ ઉપ્પર સસિ સુભમય
સસિ ઉપ્પર ઇક કીર, કીર ઉપ્પર મૃગ દિઠૌ
મૃગ ઉપ્પર કોદંડ સંધ કંદ્રપ્પ વ[illegible]ઠૌ
અહિ મયૂર અહિ ઉપ્પર હીર સરસ હેમન જરયો
સુર ભુવન છંડિ કવિ ચંદ -- કહિ,
તિહિ ધોખે રાજન, પરયૌ

ઉપરના પદ્યખંડમાં નિતંબ, કટિ પ્રદેશ અને અન્ય અવયવોનું રૂપકાતિશયોકિત દ્વારા આકર્ષક વર્ણન કરાયું છે. અને આ રૂપ-વર્ણન સાથે એક નાનું એવું ભાવ-સોંદર્યનું ચિત્ર પણ જોઇએ. જો કે એમાં ઉંડાણ નથી પણ મનોહરિતા છે— પ્રિય-સમાગમના પ્રથમ પ્રસંગે નવોઢાનું લજ્જા અને સંકોચથી શોભતું શરીર જાણે મંદ મંદ સમીર લહેરોથી ડોલતી લતા ન હોય એવું લાગે છે.

હલ હલૌ લતા કછુ મંદ વાય,
નવ વધૂ કેલિ ભય કંપ પાય।
ઉપમા ઉર કવિ કહીય તાંમ,
જુવ્વન તરંગ અંગિરે કાંમ॥

× × × × ×

ઈંછિની દિષ્ઠિ લજ્જા સહજ, કિતક સકિત કવ્વિય વચન

સંયોગ શ્રૃંગારનું એક ચિત્ર જોઈએ. સખી વૃંદથી વીંટળાયેલી શશિવૃત્તાને મિલનાતુર રાજાએ એવી રીતે પકડી કે જાણે કોઈ મત ગજરાજે કંચનલત્તાને ન પકડી હોય!

"મનોકિ લતા કંચન લહરી, મત બીર ગજરાજ ગહિ" અને સંયુકતાને પરણવા નીકળેલો પૃથ્વીરાજ જ્યારે બધી રાણીઓ પાસે જવાની રજા માગે છે ત્યારે ઋતુઓનો વિવિધ વૈભવ બતાવતી રાણીઓ તેને રોકી રાખે છે ઋતુરાજ વસંતનો વિલાસ કમને પ્રદીપ્ત કરતો હોય ત્યારે પતિનું ગમન કોને ગમે?

દિન દિન અવદ્ધિ જુવ્વન ઘટય,
કન વસંત ન ગમ કરહુ

જોવાની ખૂબી તો એ છે કે દિવસે દિવસે યૌવનના પૂર ઓસરતા જાય છે માટે પતિને ન જવાનું કહેવામાં શરીરને કેટલું બધું મહત્ત્વ અપાયું છે?

અને છેલ્લે વીસલદેવરાસોમાં રાજમતીનો સહજ સ્વાભાવિક અને માર્મિક વિલાપ જોઇએ. રાજમતીના વિરહ-દુઃખને પૂરી સાદગી અને સચ્ચાઈથી નિરૂપવામાં નરપતિ નાલ્હની ભાવચિત્રણની કુશળતા પ્રશંસનીય છે.

રિસાયેલા રાજાને જતો જોઇ રાણી નિસાસો નાખે છે.

મૃગ રે ચરંતા મોહિ જર્યા,
સખી અંચલિ બાંધિ ઉ નાહિ
કિઉ જાઈ?

"હે સખી સાડલાને છેડે કાંઈ પતિને બાંધી રખાય?" અને પતિ ગયા પછી વિયોગમાં ઝૂરતી રાણીના વિલાપને ભાર-

અનુ૦ પૃષ્ઠ ૫૭૪]

# મૂળી આઇ

કાનજીભાઇ બારોટ

આપા દાનાના ચલાળા ગામની બજારમાં સાંજ ટાણે શંકરના પોઠિયા જેવા બળદ જોડેલ ને જુવાર હમકતું ભરેલ ગાડું હાંકતો એક જુવાન જાય છે. પાણકોરાનો પહોળો ચોરણો ને પાસાબંધી કેડિયું પહેરેલ છે માથે લીલી ચોકડી ભાતની પાઘડી એણે બાંધી છે બળદો ઘરભણી આવતા હોવાથી જાણે દોડતા હોય એમ લાગે છે.

બજારને ઓટલે બેઠેલા પાંચેક નવરા માણસો આ જુવાન તરફ નજર્યું માંડી વાતે વળગ્યા. ગાડા-વાળા જુવાનને આડું અવળું જોવાની ટેવ નથી, પણ ઓટલે બેસીને વાતો કરનારાઓના શબ્દો કાને પડે છે:

"એલા વરસ કેવું ?"

બીજો કહે: "બાર આના જેવું."

તો કહે: "વરસની તો જીવા ભગતને સરખાઈ છે."

તો કહે: "કેમ ! એના ખેતરમાં મેં વધુ વરસ્યો છે ?"

તો કહે: "વરસાદ તો બધી સીમમાં સરખો છે. પણ જીવા ભગતની ખેડય ઊંડી છે. એને તો બમણી પેદાશ. એક જમીનની અને બીજી જગ્યાની."

તો કહે: "કેમ ! આપા દાનાનું ખેતર જીવે ભગતે વાવવા રાખ્યું છે ?"

"એલા બજારે બેસીને આવી વાતું ન થાય." એક જણ મોણ ઘાલવા માંડ્યો.

"હવે કયાં ખોટી છે ? કર્યની !"

ત્યાં બીજો કહે: "ભગતાણી આપા દાનાની જગ્યામાં ટેલ (સેવા) કરવા જાય છે જગ્યાના બાવા સાધુ મલકને ધૂવે, તો મૂળીબાઈ પોતાને પેટે મીઠું ફળ લેવાને બહાને બાવા સાધુને ખવેરે છે."

આ વાતો જુવાન ગાડાખેડુને સંભળાવવા જ થતી હતી. ગાડાખેડુ જુવાનનું નામ જીવો ઠક્કર. એની ઘરવાળી નછેરવી મૂળીબાઈ સંત દાનાભગતની જગ્યામાં સેવા કરવા જતી, એટલે આ લોકો આવી હલકટ ઠેકડી કરતા હતા. જીવે આ ટોળ કાનોકાન સાંભળી.

જુવાન ધૂંવાફૂંવા થઈ ગયો. ઘડીક તો એમ થયું કે ગાડાનું આડું ખેંચી આ બધાને ફટકારવા જ માંડું. પણ અનાજ ભરેલા ગાડામાંથી આડું ખેંચાય તેમ નહતું. વળી મનમાં થયું કે વખતે ઘરનો રૂપિયો જ ખોટો હશે તો !

ચલાળાના લુહાણા મકન ઠક્કરથી ચાલેલ મકદાણી અવટંક એટલે મકનના ગોપાળ અને ગોપાળના જીવા ઠક્કર. ગોરાને ગરવા જીવા ઠક્કર નજીકના ગામ મીઠાપુરના ખખ્ખર અટકના લુહાણાની પુત્રી મૂળીબાઈ વેરે પરણેલા. મૂળી નાનપણમાં એના માવતર સાથે દાના ભગતની જગ્યામાં આવતી. લુહાણા કુળો સિંધ અને પંજાબમાંથી એવા આગવા સ્વરૂપ સાથે સૌરાષ્ટ્રે ઊતર્યાં છે. એમાં નાનકડી મૂળીનું રૂપ અપરૂપ હતું. એનાં માવતર જગ્યામાં સેવા કરતાં ત્યારે આ મૂળી આપા દાનાના ખોળામાં જઈ ચડતી, ને કાલીઘેલી બોલીમાં રાધાકૃષ્ણના પદ ગાતી. ત્યારે આપો દાનો કહેતા કે "ધન્ય દીકરી તારા ગળાની મીઠપને. તું તો મીરાં થઈશ કે કાણ ?"

માવતરના અતિ આગ્રહને લઈ સંત દાને ભગને મૂળીબાઈને કંઠી બાંધી. એટલે પરણ્યા પછી મૂળીબાઈ પોતાના ઘરનું કામકાજ પરવારી જગ્યામાં મૂંડિયાની સેવા ચાકરી કરતાં ગાયોનાં છાણ વાસીદાં કરતાં, અને જગ્યામાંથી અનાજ પોતાને ઘેર લાવી, દળીને ઘરનો આડો ખોબો લોટ એમાં ભેળવી જગ્યામાં દઈ આવતાં. પોતાનો ચપટી લોટ સાધુ મૂંડિયાને મુખે જતો જાણી સંતોષ અનુભવતાં.

વાર તહેવારે કે ઉત્સવ પ્રસંગે મૂળીબાઈ ભજનો ગાતાં, ને પોતાને ઘેર વહેલી રાતે ઘંટી ફેર-

થતાં રામગરી અને પરભાતી એવી હલકથી ગાતાં કે અડોશ પડોશ નીંદ્રા ત્યાગી પરભાતિયાં સાંભળતાં ને કહેતાં કે : "વાહ, દાના બાપુ મૂળીબાઈને મીરાંબાઈ કહે છે તે ખોટું નથી."

જીવો ઠક્કર સીધા સાદા ને ભલા ભોળા આદમી હતા. પોતાની ઘરનાર સંતસેવામાં જતી એનું એને દુઃખ નહતું. પણ એમ માનતા કે લુવાણી સદ્‌કર્મનું ભાથું કમાય છે, એનો હું પણ ભાગીદાર છું.

ગામના ઈર્ષાળુ માણસોને આ રાંદલ માતાની ગોરણી જેવી મૂળીબાઈ આપાના ખૂંટડા જેવા બાવા સાધુમાં હરે ફરે ઈ કેમ ગમે?

લુહાણા સ્વભાવે કડક હોય છે. અને કોઈ વટદાર પુરૂષ પોતાની સ્ત્રીના હલકા ચારિત્ર્યની વાત સહન કરી શકે જ નહિ. જીવે ભગતે પેલા વાતો કરનારાઓની સામું પણ ન જોયું. કાંઈ બોલ્યા ચાલ્યા નહિ. ઘેર આવી અનાજ ભરેલું ગાડું ફળિયામાં છોડયું. બળદ ગમાણે બાંધ્યા. મૂળીબાઈએ બળદને ખાણ નીર્યું ને ભગતના હાથપગ ધોવા પાણી હાજર કર્યું.

ત્યાં તો જીવા ઠક્કરે આજ્ઞા કરી કે : "ભંડારી! બે રૂપિયા લાવો." સંસારી સાધુ ભકતો પોતાની સ્ત્રીને ભંડાર સાચવનાર તરીકે ગણીને ભંડારી કહે છે.

ભગતનો હુકમ થતાં મૂળીબાઈએ ઘરમાંથી બે રૂપિયા લાવી ઠક્કરના હાથમાં દીધા, ને ઠક્કર તરત બજારે ઊપડયા.

"ભગત મને પૂછયા વિના પાણી પીતા નથી ને આ બે રૂપિયા કોને આપવા હશે?" એમ વિચારી ઘરમાં જઈ, વાળુ પીરસી મૂળીબાઈ ધણીની વાટ જોતાં બેઠાં.

ત્યાં તો જીવે ભગતે ફળિયાના ખાટલા ઉપર બેસીને હાકલ કરી કે :

"ભગતાણી! પિત્તળનું છાલિયું પાણી ભરીને લાવો." મૂળીબાઈએ પાણી છલકતું છાલિયું જીવા ઠક્કરના હાથમાં દીધું, પણ વરતી ગયાં કે 'આજ ભગતના ચહેરામાં ફેર છે. મારા ઉપર રોષ જણાય છે. કોઈએ કાન ભંભેર્યા હશે?'

જીવે ભગતે થોડુંક પાણી છલિયામાંથી ઢળવી ખીસામાંથી અઢીક રૂપિયાભારનો અફીણનો ગાંગડો હાથમાં લીધો, તાજો જ બે રૂપિયા દઈને લઈ આવેલ. પછી બીજા ખીસામાંથી મોરઝરના લુહારની ઘડેલ લાકડાં વાંતરી નાખે એવી પાણીદાર ને ઝગારા મારતી સૂડીથી અફીણ વાંતરી ને છાલિયામાં નાંખી થોડીવાર ગળવા દીધું. પછી ગાડાના ધોંસરામાંથી સાંબેલ કાઢી છાલિયામાં અફીણ ઘૂંટયું. બાજરાની રાબ જેવો રેડિયો કસુંબો છાલિયામાં થયો.

મૂળીબાઈ ટગર ટગર નીરખી રહ્યાં છે. હૃદયમાં રાધાકૃષ્ણના જાપ ચાલી રહ્યા છે. મૂળીબાઈને થયું કે ભગતને શું કરવું હશે? પોતે ઠક્કરનો સ્વભાવ જાણતાં હતાં કે તીખો છે. પણ જો રીસ પંડય ઉપર ઉતારી કસુંબાનું છાલિયું મોઢે માંડશે તો એને હોઠે અડયા પહેલાં જ હું ઝડપીને પી જાઉં એમ મૂળીબાઈ વિચારે છે.

ત્યાં તો જીવો ઠક્કર કહે : "લુવાણી! આટલું અફીણ પી જાઓ."

મૂળીબાઈને એટલું જ જોઈતું હતું કે ભગત પોતાને મોઢે ન માંડે. પોતાના ચિત્તમાં થડકારો ય ન થયો. એમ પણ ન પૂછયું કે 'મારો અપરાધ શું?' અને ધણીના હાથમાંથી સાકરનું શરબત લ્યે એમ કસુંબાનું છાલિયું મૂળીબાઈ ઊભા ઊભા જ ઘટ-ઘટ-ઘટ પી ગયાં.

વળી જીવો ઠક્કર કહે : "તેલનો કુડલો લાવો." મૂળીબાઈએ તેલનો કુડલો હાજર કર્યો. એમાંથી ઠક્કરે છાલિયું કઠોકઠ ભરી મૂળીબાઈને કહ્યું : "ભેળા-ભેળ આ પણ પી જાઓ."

મૂળીબાઈ ત્રણ પળી જેટલું તેલ અફીણ ઉપર ચહક ચહક કરતાં પી ગયાં. અફીણ પીધા પછી તેલ પીવામાં આવે તો લાખ ઉપાયે અફીણનું ઝેર ઊતરે જ નહિ. રગેરગ ચડી જાય.

જીવો ઠક્કર કહે : "હવે જાઓ, સૂઓ!" એટલે મૂળીબાઈ રામદેર પીરના થાનકવાળી ઓરડીમાં કમાડ ઢાંસીને ભોય ઉપર સૂતાં. અંતરમાં આપોઆપ

ઓહ'સોહ' ઊપડ્યા. પોતે જીવશે કે મરશે એની આળ-પંપાળ પણ ન ઊપડી. પોતે નિષ્પાપ ને સાધેલું ચિત્ત. રસોડામાં રાંધ્યાં ધાન રઝળતાં રહ્યાં.

ઠક્કરે પાથર્યા વિનાના ખાટલામાં ઊંધ લાંબું કર્યું. વિચાર્યું કે હમણાં લુચ્ચીને અફીણ ચડશે, ઘરડકો ઊપડશે ને મરી જશે. પછી શેકતાપ માટે દેવતા કરી, લુગડાના ગોટાથી ઘડીક શેકી આડોશી પાડોશીને બોલાવીશ. કહીશ કે સમીસાંજથી ભગતાણીને છાતીમાં દુખતું હતું. પણ કોઈને બોલાવવાની એણે ના પાડી, કહે કે 'હું મૂળી, કોઈની ચાકરી ન લઉં.' કોઈને બોલાવવા દીધા નહિ ને પલકમાં પ્રાણ મેલ્યા. અરે રે ! એનો સેવા કરવા જ અવતાર હતો. ઈ 'કોઈની સેવા કરાવી લ્યે ! એવા ફતુર કરશું ને પછી ભગતાણીને કુંડમાં દઈ આવશું (બાળી દેશું) એવા એવા વિચાર ઠક્કરના મનમાં ઘોળાતા રહ્યા અને અરધીક રાતના ગજર ભાંગ્યો.

મૂળીબાઈને અહીં પ્રભુસ્મરણનું રટણ ચાલે છે. જીવન મરણની કોઈ તમા નથી. મોત આવે તો વાટ જોઈને ભગવાનનું નામ લે છે. અરધી રાત ભાંગતાં અંગમાં આળસ વિળસ થોડું થયું ને યાદ આવ્યું કે આપા દાનાની જગ્યાની પાંચ પાલી જુવાર દળવા લાવી છું એ એમને એમ પડી રહેશે. માટે લાવ દળી નાખું. જે થવાનું હશે તે તો મિથ્યા થવાનું નથી.

પોતે ઊઠ્યાં. જુવારનો સૂંડો લઈને ઘંટીએ બેઠાં. માંડ્યાં દળવા. હેયથી ભજન ઊપડ્યું;

કોઈએ ભાળેલ રે, બેની કોઈએ
દેખેલ રે– ગોકુળ ગામડાનો ગારૂડી.
કાળી નાગના કરડ્યા બાયું ઠગ ના ચાતરે,
ઝીણી ઝીણી આવે સુને લહરડી–બાયું

ભજનનો તાર અને ઘંટીનો સ્વર એકાકાર થઈ ગયા. પોતે અફીણ ને અફીણ માથે તેલ પીધાનું ભુલાઈ ગયું. પરસેવાના રેગઝેગ છૂટી રહ્યા છે. અફીણનું ઝેર પરસેવા વાટે નીતરી રહ્યું છે, ને મૂળીબાઈના ભજનોએ તે દી અડોશ પડોશને કોઈ દીવ્યતામાં ખેંચી જઈને અજંપાનું મારણ આપ્યું.

જીવા ઠક્કરની ફળિયામાં પડ્યા પડ્યા આંખ્યું ફાટી રહી. આ બાઈ મોતના ઘરડકાને બદલે મીઠી હલકે ગાઈ રહી છે. અઢીભાર અફીણથી ન મરી ત્યારે મરવા જેવી પાપી નહિ. પાપ તો મારા દિલમાં પ્રગટ્યું.

ઠક્કરે ઘરનું બારણું ખખડાવ્યું: "ઉઘાડો, બારણું ઉઘાડો ભગતાણી !"

પણ મૂળીબાઈને તો લેર લાગી ગઈ છે. કોણ બારણું ઉઘાડે ? કોણ સાંભળે ? જીવે ખંભો મારીને બારણું ખેડવ્યું, ને દળતાં મૂળીબાઈના પગુંમાં પાઘડી નાખી પગે લાગવા જાય છે ત્યાં તો મૂળીબાઈનું ધ્યાન ગયું કે "મારો ધણી મને હમણાં પગે લાગશે, એટલે પોતે દળવું બંધ કરી ચડાપ ઊભા થઈ જીવાના હાથ ઝાલી લીધા. ને રામદે પીરના ઘોડા તરફ જોઈ કહ્યું કે: "ભગત ! પગે લાગો આ બાર બીજના ધણીને."

જીવો ઠક્કર કહે: "હું તારા બાર બીજના ધણીને ક્યાં ગોતું ? મને તો કોઈ 'દરસાતું' નથી. પથ ભૂલ્યો છું. આ ઘોડા તો લુગડાં કે લાકડાના છે. મારે તો તારા આ પરગટ સતને પગે પડવું છે. સતવાદીનો પંજો મારે શીરે પડે તો જ આ મન થર (સ્થિર) થાશે. ભગતાણી ! મારા જીવને સુખ નથી."

સવાર પડતાં મૂળીબાઈ ને જીવો ઠક્કર આપા દાના પાસે આવ્યા. મૂળીબાઈ આપા દાના સામે હાથ જોડીને ઉભા રહ્યા ને અક્કડ જુવાન જીવો ભગતના ખોળામાં માથું નાખી રોઈ પડ્યો.

"અરરે ભણ્યું જીવા ! મૂળી ! કાણ્ય થ્યો ! થરભડ્યા ?" આપો બોલ્યા.

જીવો કહે: "હા બાપુ, લોકની'દાથી હું ડર્યો ને મારી ઘરવાળીને અફીણ પાયું. તમારા પરતાપે, તમારી સેવાના ફળે ઈ તો ઊગરી ગઈ, પણ મને હજી નિરાંત નથી. માફી આપો, આપા !"

ભોળિયો ભગત કહે: "ઠક્કર ! માફી માગો દાતારની, દેવજરાવાળાની. ભણ્યું મૂળીને પેટમાં જીવડાં કરડતાં હશે (નારૂપી જીવાત) તો તમુંએ કડવાણી પાઉ દીની, યાને સારો થઉ ગો. હું કોણ કરાં !"

એમ કહી જીવા ઠક્કરના મસ્તક ઉપર હાથ ફરતાં જ જીવા ભગતને શાંતિ થઈ. પછી પાસે બેઠેલા સંત મંડળ તરફ જોઈ આપાએ કહ્યું કે: "ભા ! ભણ્યુ મૂળી તો સાચો સાચ મીરાં થઇ."

પછી તો ભરજુવાન મૂળીબાઈ મૂળીમા કે મૂળીમાતા કહેવાવા લાગ્યાં. એમ વાત ચાલે છે કે આપા દાનાએ બે જણને જ પરમોદેલાં. (દીક્ષ) એક મૂળીબાઈને અને બીજા ગધઈપુત્રી લાખુને ઉદરે જન્મ ધરેલ ગીગલાને, (સતાધારના સુપ્રસિદ્ધ સંત થયા તે) આ સંબંધે મૂળીમાતા ને આપો ગીગો ભાઇ બહેન થાય. મૂળીમા મોટેરાં હતાં.

મૂળીમાતાને એક દી છાણાના મોઢવામાંથી સૂંડો ભરાય એવો ઝાંઝડ એરૂ આભડયો. મૂળીમાને હરિસ્મરણની સમાધિ લાગી ગઈ. જીવને વલોપાત જ ન મળે ને ? એટલે ઝોળીમાં નાખીને મૂળીમાને લોકો આપા દાના પાસે લાવી કહેવા લાગ્યા કે :

"બાપુ ! દયા કરો. મૂળીમા અતિથિ અભ્યાગતનો આસરો છે. એને જીવાડે. ઝેર ચડી રહ્યું છે. આપો દાનો કહે: "ભણ્યુ હું થોડું મંતર જંતર જાણતો સાં ?"

માણસો કહે: "આપા ! તમે કણબી માયા તળાવિયાને તો ઉગાર્યો છે ?"

આપો કહે : "યાની ભણ્યુ આવરદા હશે, યાને એરૂ થોડો કરડયો હશે તે ઉગરૂ ગ્યો".

"આપા ! આપા તમે સમરથ છો. આ મૂળીબાઈ તમારાં આશ્રિત છે."

"બાપ ! સમરથ તો ઠાકર ભણાય. હૂં તો યાનો ટેલવો. થોડો હું પીર સાં ?"

આવી રકઝકમાં મૂળીમાતાને પૂરૂં ઘેન ચડી ગયું. સંબંધીઓ મુળીમાના કલેવરને ઘેર લાવ્યા. જીવ બ્રહ્મરંધ્રમાં ચડી ગયેલો. સંબંધીઓને કલેવર પ્રાણ વગરનું લાગ્યું. અંતિમ સંસ્કારની નનામી બાંધી. સ્મશાને લઈ ચાલ્યા. એવામાં આપો ગીગો સીમમાંથી ગાયું હાંકી સામા મળ્યા, નનામી જોઈ કહે :

"ક્રમણ સેતું ગ્યું ? (કોણ મરી ગયું ?)

લોકો કહે : "તમારાં બેન મૂળીબાઈ."

"યાને કાણુ થ્યો ?"

"જનાવર અડ્યુ"

"લે ભણ્યું ભારે થઈ. માળી બેનનો મોઢો તો જોવા દયો ?"

માણસો કહે : "નનામી બજારમાં ન ઊતરે. તમારી બેનનું મોઢું જોવું હોય તો ગોંદરે આવો. ત્યાં શબ વિસામો લેશે."

ગીગાએ ગાયુંને જગ્યા દીમની ઘેડી ને પોતે નનામી સાથે ચાલ્યો. ઝાંપાના ખીલમાં નનામી ઊતરી. કાંધીઆએ ઠાઠડીએ બાંધેલ ચાર નાળિયેર ઝાંપાના પાણામાં જોરથી ઘા કરીને ફડાફડ ફોડવા માંડયાં. કાગડા ટોપરાંની કરચું ખાવા માંડયા.

આપા ગીગાએ તો મૂળીમાના દેહને ઓઢાડેલ કસુંબલ ચૂંદડી મોઢા ઉપરથી અળગી કરીને જોયું તો મૂળીમાની આંખ્યું ઉઘાડમીચ થાય. આપો ગીગો કહે: "અરે મોટાં બહેન ! ગામના ઝાંપામાં કાણુ સાટુ સૂતાં છો ?"

સૌ નજર કરે ત્યાં મૂળીમા આખ્યું મટમટાવે રહ્યાં. આપો ગીગો કહે : "આટલી બધી ઉતાવળ ? માળી બેનને ભણ્યુ જીવતી બાળુ દેવી છે ?"

મૂળીમા દેહને સળવળાવતાં બોલ્યાં: "ભાઈ ગીગા ! જો તો ખરો ! આ બયા ય મને જીવતી બાળવા હાલ્યા. ઠીક થયું તું ટાણાસર આવી ગ્યો."

મૂળીમાના ડીલે બાંધેલ સૂતરના બંધ ગીગાએ છોડયા. મૂળીમા ઊભાં થયાં. ખબર પડતાં ગામ હરકયું. વાજતે ગાજતે સામૈયું કરી મૂળીમાતા અને ગીગલા ગોવાળિયાને આપા દાના પાસે લાવ્યા. આપાને પગે પડયાને આનંદમંગળ વરતાણો.

મૂળીમાતા હવે મૂળીબાઈ કહેવાણાં. એને આંગણે ભૂખ્યાં ને ભોજન પીરસાતાં. મૂળીબાઈને બહોળું કુટુંબ, છતાં પોતે તો છાશ રોટલાથી ક્ષુધા નિવૃત્તિકરતાં ને અતિથિને ગોળ ચોખાને ઘી જમાડતાં.

આપા દાનાએ ગીગાને જગ્યાનો ધૂન ભાગ આપી જુદો વસાવ્યો. આપા ગીગાએ ત્યાં ફૂલવાડી

બનાવી દાળ રોટલાનું સદાવ્રત શરૂ કરેલ. આપો દાનો સ્વધામ સીધાવતાં એક વખત વીકરાળ ખાખીબાવાની જમાતે આપા ગીગા પાસે માલપુડાની રસોઈ માગી. ગીગા ભગતે અશક્તિ બતાવી. એથી બવાઓ ગીગા ભગતને વડલાને થડે બાંધી લોઢાના ચીપિયા મારવા માંડયા.

મૂળી આઈને ખબર પડયા. દોડયાં માથેથી ઓઢવાનું પડી ગયું. ચીપિયાના માર વચ્ચે પોતાના ભાઈને બથમાં લઈ જઈ ચીપિયાના ઘા પોતાના અંગ માથે ઝીલ્યા. ખાખીબાવાઓને સમજાવી પોતાને ત્યાં લઈ ગયા ને માલપુવાની રસોઈ દીધી.

બાવાઓએ ગીગા ભગતનો આશ્રમ લૂંટી લીધેલ, એટલે મૂળી આઈના દીકરા રાઘવ ભગત આપાગીગાને પોતાને ઘેર તેડી આવ્યા, ત્યારબાદ આપા ગીગાએ ચલાળું છોડયું.

મૂળીમાતાના શિષ્ય કુંડલાના મેઘવાળ હાજી ભગત પણ પ્રતાપી થયા. સંત જલારામે ફકત નાત બદલાવી એ મેઘવાળ ભગતનો હોકો પીતાં સાવેલ મર્યાદી મૂળજી ઠક્કર કોચવાણા. ત્યારે જલારામજીએ કહેલ કે " હવેલીમાં ઠાકોરજી પાસે પખવાજમાં આખું ચામડું હોય છે, તોય પ્રભુ નથી અભડાતા. " એમ કહી મીઠી ટકોર કરેલી.

મૂળી આઈ સંવત,૧૯૩૬માં ચેતી ગયાં સં. ૧૯૬૬માં તેમના પૌત્ર ટીડા ભગતે સમાધિ ઉપર મંદિર બંધાવ્યું. મૂળીમાતાના દીકરા કાના ભગત ને દાનો ભગત મૂળીમાની હૈયાતીમાં જ દેવ થયેલા ત્રીજા દીકરા રાઘવ ભગત, તેના ટીડા ભગતના પુત્ર વાલજી ભગત હાલમાં છે, મૂળીમાની દીકરી ડાઈબાઈના દેવરાજ ભગતના પોપટ ઠક્કર હજી સુધી આપા ગીગાવાળી ફૂલવાડી વાવતા. હવે એક રૂખડી પાસે છે ફૂલઝાડ નથી રહ્યાં. રહ્યો છે એક ઉજડેલ જેવો વડલો



પાના ૫૬૯ થી ચાલુ]

માસીના પ્રયોગમાં પ્રભાવપૂર્ણ રીતે પ્રદર્શિત કરવામાં આવ્યો છે. ઈશ્વરે ગોરી ગાય કે કાળી કોયલ બતાવી હોત તોયે સારું હતું કે પતિ પાછળ ભમાત. રાજરાણીનો મોભો આજે આકરી જેલ જેવો લાગે છે.

ઘણુંઈ ન સિરજીય ધઉલીય ગાઇ
વનખંડ કાલી કાઈલી?
હઉ બઈસતી અંબા નઈ ચંપાકી ડાલ

અને પતિ-પ્રેમની પરાકાષ્ટા તો જુઓ! અહીં શરીર ને પ્રધાનતા ન અપાતાં આત્માની એકતાનો આદર્શ ગવાયો છે—

દુહું રે કાયા મિલઉ એક પરાણુ

(૩) સ્ત્રીનું સમાજ સ્થાનઃ- સ્ત્રીનું સમાજમાં એક પુરુષાધીન સંપદારૂપે મહત્વ હતું. સમાજમાં પ્રવર્તતી વિલાસિતાને કારણે તેનું ભોગ-પ્રધાન રૂપ જ મૂલવાયું અને તે માટે સ્ત્રીએ ઉપેક્ષા રૂપે ઘણી મોટી કિંમત ચૂકવવી પડી. પતિની પસંદગીમાં તેને મુક્તાધિકાર હતો. સ્વયંવરમાં તે ચાહે તેને પરણી શકતી પણ તે સાથે, પરણેલી સ્ત્રીના અપહરણની ભીતિ પણ એટલી જ હતી. આલ્હાની પત્ની મછલાને રાજા જ્વાલાસિંહ ઉપાડી ગયો હતો. લાજ કાઢવાનો રિવાજ પણ કદાચ આ કારણે જ શરૂ થયો હશે કે તેના રૂપ પર કોઈની કુદૃષ્ટિ ન પડે જનાર્દન પુરીની સાથે અનેક ગામો પણ આણામાં આપવાનો રિવાજ હતો અને પુત્રીને દાસીઓ પણ પિયરથી મળતી. બહુ પત્નીત્વનો રિવાજ તો હતો જ. પૃથ્વીરાજની ૫૦-૬ રાણીઓનાં નામ મળે છે, અને વીસલદેવને ૬૦ રાણીઓ હતી એમ કહેવાય છે. બાલવિવાહનું ઉદાહરણ રાજમતી પોતે જ છે. લગ્ન સમયે તેની ઉંમર માત્ર ૧૨ વર્ષની હતી. મનોરંજનાર્થ પરકીયાનો ચાલ પણ પ્રચલિત હતો.

ટૂંકમાં વીર-કાળમાં વીરમાતા, વીરપત્ની અને સમાજનું સાચું પ્રતિબિંબ ઝીલતી રૂપમતી લલનાએ સાહિત્યની ડાળે ઝૂલી છે અને આના માઠાં પ્રત્યાઘાતો નારી-ચિત્રણમાં હિન્દી-સાહિત્યના રીતિકાળે ઝીલવા પડયા.

# નારી જીવનનો આદર્શ : ગોપીભાવ

પ્રા. જનાર્દન દવે

સૃષ્ટિના પ્રારંભ પૂર્વે પરમાત્મા ભગવાન શ્રીકૃષ્ણ એકલા જ હતા. તેમને એકલા આનંદ ન આવ્યો તેથી તેમણે અનેકરૂપે ક્રીડા કરવાનો સંકલ્પ કર્યો. સો પ્રથમ પ્રભુએ પોતાના ચિદ્‌ભાવ અને આનંદભાવને તિરોહિત કરી માત્ર સત્ ભાવવાળા પદાર્થો (જગત) ઉત્પન્ન કર્યા. પરંતુ માત્ર પદાર્થો ઉત્પન્ન કરવાથી અનેકવિધ ક્રીડા શી રીતે થાય! આથી પ્રભુએ ફરીથી આનંદ સ્વભાવને તિરોહિત કરી સદ્‌ભાવ અને ચિદ્‌ભાવવાળા અનેક જીવો ઉત્પન્ન કર્યા આમ પ્રભુના આ સંકલ્પ ઈત્યાદિને ભગવતી શ્રુતિવર્ણવે છે स इकाकी न रमते स। द्वितियमैच्छत अेकोऽहं वहुस्यां प्रजायेय। બ્રહ્મસૂત્રમાં ભગવાન બાદરાયણ પણ વર્ણવે છે इक्षतेनशिब्दम् પરમાત્માનું ઈક્ષણ હોવાથી અશબ્દ અર્થાત્ જડ પ્રકૃતિ કે માયા સૃષ્ટિનું કારણ હોઈ શકે નહિ પહેલાં ભગવાન જગતરૂપે પરિણમ્યા તેને આચાર્ય બાદરાયણ आत्मकृते: परिणामात् થી વર્ણવતાં આજ્ઞા કરે છે કે જગત પરિણામ હોવાથી આત્મકૃતિ જ છે માયાકૃતિ નથી. ત્યાર પછી જીવોના સૃજન માટે વેદો બોલે છે:

यथा सुदीप्तात् पावकात् सहस्रशः अग्निविस्फुलिङ्गाः व्युच्चरन्ति જેમ સારી રીતે પ્રગટેલા અગ્નિમાંથી હજારો અગ્નિના તણખાઓ બહાર પ્રગટે છે તેમ જીવો ઉત્પન્ન થયા. આમ જીવો પરમાત્માના અંશો છે તેથી ઉપરના અગ્નિ તણખા શબ્દમાં અંશો તરીકે વર્ણન સ્પષ્ટ છે. વળી ભગવદ્‌ગીતામાં પણ ममैवांशो जीवलोके जीवभूतः सनातनः । આ અંશાંશીભાવનું સ્પષ્ટ વર્ણન છે તે જ રીતે આચાર્ય બાદરાયણ પણ બ્રહ્મસૂત્રમાં अंशो नाना व्यपदेशात् સૂત્રથી જીવનું અંશપણું અને અણુસ્વરૂપ માન્ય કરે છે.

આ બધા જીવો એક જ સરખા અને એક જ પ્રયોજનવાળા હોતા નથી. આચાર્ય ચરણે જીવોના ત્રણ પ્રકારો સમજાવતાં પુષ્ટિ પ્રવાહ મર્યાદા ભેદ પ્રકરણમાં આજ્ઞા કરી છે કે આસુર જીવો સંસારના પ્રવાહમાં પડેલા જ રહે છે. તેમની પ્રવૃતિ લૌકિક સુખો પૂરતી જ મર્યાદિત હોય છે. તેઓ ખાવું, પીવું, કામક્રીડા કરવી, અંતે મૃત્યુને શરણ થઈ પાછા અન્ય શરીરમાં જન્મવું, આ ચક્રમાં પડેલા રહી સંસાર પ્રવાહને અવિચ્છિન્નપણે ચાલુ રાખે છે. તેઓ પ્રવાહી કહેવાય છે. સ્વર્ગ નર્કથી આગળ તેમની ગતિ હોતી નથી.

આ જીવો પરમાત્માના સંસાર પ્રવાહને ચાલુ રાખવાના સંકલ્પથી જ જન્મ્યા છે. તેમનાથી ઊંચા બીજા જીવો મર્યાદા માર્ગવાળા છે. તેમનો જન્મ શ્રી ભગવાનના નિઃશ્વાસરૂપ વેદમાંથી થયો હોવાથી વેદશાસ્ત્રની મર્યાદામાં વર્તીને અક્ષરબ્રહ્મનો સાક્ષાત્કાર કરી મોક્ષ મેળવવાનું તેમનું પ્રયોજન હોય છે. આ જીવો મર્યાદામાર્ગીય છે. પરંતુ પુષ્ટિજીવો સૌથી શ્રેષ્ઠ છે. તેમનો જન્મ જ ભગવાનના સ્વરૂપની આસક્તિ અને સેવાની આસક્તિથી શ્રી ઠાકુરજીના શ્રીઅંગથી થયો છે. તેમનામાં પણ તારતમ્ય છે. વળી ભિન્નભિન્ન સ્વરૂપો જેમકે બાલસ્વરૂપ, કિશોરસ્વરૂપ પ્રૌઢલીલાનું સ્વરૂપ વગેરેમાં તેમનું મન રમતું હોય છે, અને તેઓ તદ્ તદ્ લીલાનું ગાન કરનારા ને તેમાં જ પ્રેમવાળા હોય છે. આમાં પણ શુદ્ધ પુષ્ટિજીવો તો પરમપ્રેમ રૂપ હોય છે. સ્વપ્નામાં પણ લૌકિક વૈદિકમાં તેમને પ્રીતિ હોતી નથી, તેઓ સ્વરૂપ અને સેવા વિના ક્ષણ પણ રહી શકતા નથી.

આ શુદ્ધ પુષ્ટિ જીવો જ ગોપીજનો છે. પુષ્ટિમાર્ગમાં ગોપીજનો જ ગુરુ છે, ને તેમનો ભાવ જ પરમ સાધન છે એમ આચાર્યચરણે સંન્યાસ નિર્ણય ગ્રંથમાં જણાવ્યું છે. આ ગોપીજનો ભગવાનનો પરિકર કહેવાય છે. જેમ શ્રી નંદરાયજી શ્રી યશોદાજી ગોકુલલીલામાં પરમ આવશ્યક છે, અને નિત્ય છે તેમ શ્રી ઠાકુરજીની સખા મંડળીમાં શ્રીદામ, બલ, સુબલ, સ્તોકકૃષ્ણ વગેરે પણ નિત્ય અને પરમ આવશ્યક છે તે જ રીતે માધુર્યભાવમાં નિકુંજેશ્વરી રાસેશ્વરી શ્રી રાધા, શ્રી લલિતાજી, શ્રી વિશાખાજી વગેરે નિત્ય છે

અનોવી દાળ રોટલાનું સદાવ્રત શરૂ કરેલ. આપો દાનો સ્વધામ સીધાવતાં એક વખત વીકરાળ ખાખીમાગની જમાતે આપા ગીગા પાસે માલપૂડાની રસોઈ માગી ગીગા ભગતે અશક્તિ બતાવી. એથી બ વ ઓ ગીગા ભગતને વડલાને થડે બાંધી લોઢાના ચીપિયા મારવા માંડયા

મૂળી આઈને ખબર પડયા દોડયા માથેથી ઓઢવાનું પડી ગયું ચીપિયાના માર વચ્ચે પોતાના ભાઈને બથમાં લઈ જઈ ચીપિયાના ઘા પોતાના અંગ માથે ઝીલ્યા. ખાખીબાવાઓને સમજાવી પોતાને ત્યાં લઈ ગયા ને માલપુવાની રસોઈ દીધી.

બાવાઓએ ગીગા ભગતનો આશ્રમ લૂંટી લીધેલ, એટલે મૂળી આઈના દીકરા રાઘવ ભગત આપાગીગાને પોતાને ઘેર તેડી આવ્યા. ત્યારબાદ આપા ગીગાએ ચલાળું છોડયું.

મૂળીમાતાના શિષ્ય કુંડલાના મેઘવાળ લાડે ભગત પણ પ્રતાપી થયા. સંત જલારામે ફક્ત નાડ બદલાવી એ મેઘવાળ ભગતનો હોકો પીતાં સાહેબ મર્યાદી મૂળજી ઠક્કર કોચવાણા ત્યારે જલારામજીએ કહેલ કે " હવેલીમાં ઠાકોરજી પાસે પખવાજમાં આખું ચામડું હોય છે, તોય પ્રભુ નથી અભડાતા " એમ કહી મીઠી ટકોર કરેલી

મૂળી આઈ સંવત, ૧૯૩૬મા ચેતી ગયાં ને ૧૯૬૬માં તેમના પૌત્ર ટીડા ભગતે સમાધિ ઉપર મંદિર બંધાવ્યું. મૂળીમાતાના દીકરા કાના ભગત. દાનો ભગત મૂળીમાની હૈયાતીમાં જ દેવ થયેલા ત્રીજા દીકરા રાઘવ ભગત, તેના ટીડા ભગતના પુત્ર લાલજી ભગત હાલમાં છે, મૂળીમાની દીકરી હાઈબાઈના દેવરાજ ભગતના પોપટ ઠક્કર હજી સુધી આપા ગીગાવાળી ફૂલવાડી વાવતા હતે એક ગ્રહણી પાસે છે ફૂલઝાડ નથી રહ્યા રહ્યો છે એક ઉજડેલ જેવો વડલો

પાના ૫૬૯ થી ચાલુ ]

માસીના પ્રયોગમાં પ્રભાવપૂર્ણ રીતે પ્રદર્શિત કરવામાં આ યો છે. ઈશ્વર ગોરી ગાય કે કાળી કોયલ બતાવી હોત તોયે સારૂ હતું કે પતિ પાછળ સમાત રાજરાણીનો મોભો આજે આકરી જેલ જેવો લાગે છે.

> ધણુઈ ન સિરજીય ધઉલીય ગાઇ
> વનખંડ કાલી કાઈલી?
> હઉં બઇંસની અંબા નઈ ચંપાકી ડાલ

અને પતિ-પ્રેમની પરાકાષ્ટા તો જુઓ! અહીં શરીર ને પ્રધાનતા ન અપાતાં આત્માની એકતાનો આદર્શ ગવાયો છે—

> કુહું રે કાયા મિલઉ એક પ્રાણ

(૩) સ્ત્રીનું સમાજ સ્થાનઃ સ્ત્રીનું સમાજમાં એક પુરુષાધીન સંપત્તરૂપે મહત્વ હતું. સમાજમાં પ્રવર્તતી વિલાસિતાને કારણે તેનું ભોગ-પ્રધાન રૂપ જ મૂલવાયું અને તે માટે સ્ત્રીએ ઉપેક્ષા રૂપે ઘણી મોટી કિંમત ચૂકવવી પડી. પતિની પસંદગીમાં તેને મુક્તાધિકાર હતો. સ્વયંવરમાં તે ચાહે તેને પરણી શકતી પણ કે સંઘે, પરણેલી સ્ત્રીના અપહરણની ભીતિ પણ અટલી જ હતી. આલ્હાની પત્ની મછવાને રાજા જયચંદ્ર ઉપાડી ગયો હતો. લાજ કાઢવાનો રિવાજ પણ કદાચ આ કારણે જ શરૂ થયો હશે કે તેના રૂપ પર કોઈની કુદૃષ્ટિ ન પડે જનાઈન પુત્રીની સાથે અનેક ગામો પણ આણામાં આપવનો રિવાજ હતો અને પુત્રીને દાસીઓ પણ પિતાથી મળતી બહુ પત્નીત્વનો રિવાજ તો હતો જ. પૃથ્વીરાજની ૫-૬ રાણીઓનાં નામ મળે છે, અને વીસલદેવને ૬૦ રાણીઓ હતી એમ કહેવાય છે બાલવિવાહનું ઉદાહરણ રાજમતી પોતે જ છે. લગ્ન સમયે તેની ઉંમર માત્ર ૧૨ વર્ષની હતી. મનોરંજનાર્થ પત્નીઓનો ચાલ પણ પ્રચલિત હતો.

ટૂંકમાં વીર-કાળમાં વીરમાતા, વીરપત્ની અને સમાજનું સાચું પ્રતિબિંબ ઝીલતી રૂપમતી લલનાએ સાહિત્યની ડાળે ઝૂલી છે અને આના મોટા પ્રત્યાઘાતો નારી-ચિત્રણમાં હિન્દી--સાહિત્યના રીતિકાળે સહેવા પડયા.

# નારી જીવનનો આદર્શ : ગોપીભાવ

પ્રા. જનાર્દન દવે

સૃષ્ટિના પ્રારંભ પૂર્વે પરમાત્મા ભગવાન શ્રીકૃષ્ણ એકલા જ હતા. તેમને એકલા આનંદ ન આવ્યો તેથી તેમણે અનેકરૂપે ક્રીડા કરવાનો સંકલ્પ કર્યો. સૌ પ્રથમ પ્રભુએ પોતાના ચિદ્‌ભાવ અને આનંદભાવને તિરોહિત કરી માત્ર સત્‌ ભાવવાળા પદાર્થો (જગત) ઉત્પન્ન કર્યા. પરંતુ માત્ર પદાર્થો ઉત્પન્ન કરવાથી અનેકવિધ ક્રીડા શી રીતે થાય! આથી પ્રભુએ ફરીથી આનંદ સ્વભાવને તિરોહિત કરી સદ્‌ભાવ અને ચિદ્‌ભાવવાળા અનેક જીવો ઉત્પન્ન કર્યા આમ પ્રભુના આ સંકલ્પ ઈત્યાદિને ભગવતી શ્રુતિવર્ણવે છે स इकाकी न रमते स। द्वितियमैच्छत अेकोऽहं वहुस्यां प्रजायेय। બ્રહ્મસૂત્રમાં ભગવાન બાદરાયણ પણ વર્ણવે છે इक्षतेनशिव्दम् પરમાત્માનું ઈક્ષણ હોવાથી અશબ્દ અર્થાત્‌ જડ પ્રકૃતિ કે માયા સૃષ્ટિનું કારણ હોઈ શકે નહિ પહેલાં ભગવાન જગતરૂપે પરિણમ્યા તેને આચાર્ય બાદરાયણ आत्मकृते: परिणामात् થી વર્ણવતાં આજ્ઞા કરે છે કે જગત પરિણામ હોવાથી આત્મકૃતિ જ છે માયાકૃતિ નથી. ત્યાર પછી જીવોના સૃજન માટે વેદો બોલે છે:

*यथा सुदीप्तात् पावकात् सहसशः अग्निविस्फुलिङ्गाः व्युश्चरन्ति* જેમ સારી રીતે પ્રગટેલા અગ્નિમાંથી હજારો અગ્નિના તણખાઓ બહાર પ્રગટે છે તેમ જીવો ઉત્પન્ન થયા. આમ જીવો પરમાત્માના અંશો છે તેથી ઉપરના અગ્નિ તણખા શબ્દમાં અંશો તરીકે વર્ણન સ્પષ્ટ છે. વળી ભગવદ્‌ગીતામાં પણ ममैवांशो जीवलोके जीवमूत: सनातनः । આ અંશાંશીભાવનું સ્પષ્ટ વર્ણન છે તે જ રીતે આચાર્ય બાદરાયણ પણ બ્રહ્મસૂત્રમાં અંશો नाना व्यपदेशात् સૂત્રથી જીવનું અંશપણું અને અણુસ્વરૂપ માન્ય કરે છે.

આ બધા જીવો એક જ સરખા અને એક જ પ્રયોજનવાળા હોતા નથી. આચાર્ય ચરણે જીવોના ત્રણ પ્રકારો સમજાવતાં પુષ્ટિ પ્રવાહ મર્યાદા ભેદ પ્રકરણમાં આજ્ઞા કરી છે કે આસુર જીવો સંસારના પ્રવાહમાં પડેલા જ રહે છે. તેમની પ્રવૃતિ લૌકિક સુખો પૂરતી જ મર્યાદિત હોય છે. તેઓ ખાવું, પીવું, કામક્રીડા કરવી, અંતે મૃત્યુને શરણ થઈ પાછા અન્ય શરીરમાં જન્મવું, આ ચક્રમાં પડેલા રહી સંસાર પ્રવાહને અવિચ્છિન્નપણે ચાલુ રાખે છે. તેઓ પ્રવાહી કહેવાય છે. સ્વર્ગ નર્કથી આગળ તેમની ગતિ હોતી નથી.

આ જીવો પરમાત્માના સંસાર પ્રવાહને ચાલુ રાખવાના સંકલ્પથી જ જન્મ્યા છે. તેમનાથી ઊંચા બીજા જીવો મર્યાદા માર્ગવાળા છે. તેમનો જન્મ શ્રી ભગવાનના નિઃશ્વાસરૂપ વેદમાંથી થયો હોવાથી વેદશાસ્ત્રની મર્યાદામાં વર્તીને અક્ષરબ્રહ્મનો સાક્ષાત્કાર કરી મોક્ષ મેળવવાનું તેમનું પ્રયોજન હોય છે. આ જીવો મર્યાદામાર્ગીય છે. પરંતુ પુષ્ટિજીવો સૌથી શ્રેષ્ઠ છે. તેમનો જન્મ જ ભગવાનના સ્વરૂપની આસક્તિ અને સેવાની આસક્તિથી શ્રી ઠાકુરજીના શ્રીઅંગથી થયો છે. તેમનામાં પણ તારતમ્ય છે. વળી ભિન્નભિન્ન સ્વરૂપો જેમકે બાલસ્વરૂપ, કિશોરસ્વરૂપ પ્રૌઢલીલાનું સ્વરૂપ વગેરેમાં તેમનું મન રમતું હોય છે, અને તેઓ તદ્‌ તદ્‌ લીલાનું ગાન કરનારા ને તેમાં જ પ્રેમવાળા હોય છે. આમાં પણ શુદ્ધ પુષ્ટિજીવો તો પરમપ્રેમ રૂપ હોય છે. સ્વપ્નામાં પણ લૌકિક વૈદિકમાં તેમને પ્રીત હોતી નથી, તેઓ સ્વરૂપ અને સેવા વિના ક્ષણ પણ રહી શકતા નથી.

આ શુદ્ધ પુષ્ટિ જીવો જ ગોપીજનો છે. પુષ્ટિમાર્ગમાં ગોપીજનો જ ગુરુ છે, ને તેમનો ભાવ જ પરમ સાધન છે એમ આચાર્યચરણે સંન્યાસ નિર્ણય ગ્રંથમાં જણાવ્યું છે. આ ગોપીજનો ભગવાનનો પરિકર કહેવાય છે. જેમ શ્રી નંદરાયજી શ્રી યશોદાજી ગોકુલલીલામાં પરમ આવશ્યક છે, અને નિત્ય છે તેમ શ્રી ઠાકુરજીની સખા મંડળીમાં શ્રીદામ, બલ, સુબલ, સ્તોકકૃષ્ણ વગેરે પણ નિત્ય અને પરમ આવશ્યક છે તે જ રીતે માધુર્યભાવમાં નિકુંજેશ્વરી રાસેશ્વરી શ્રી રાધા, શ્રી લલિતાજી, શ્રી વિશાખાજી વગેરે નિત્ય છે

અને પરમ આવશ્યક છે.

શ્રી ઠાકુરજીની સેવામા ગોપીજનોનાં આઠ યૂથ છે આ બધાની સેવા તદ્દન ભિન્નભિન્ન છે કોઈ નિકુંજમાં પ્રતિહારી રૂપે છડી લઈને જ ઊભા રહે છે કોઈ રાસમંડલના સ્થળને પ્રતિરાત્રિ વિવિધ રીતે શણગારે છે, કોઈ તો શ્રી પ્રિયા પ્રિયતમની શય્યા સજાવે છે, કોઈ શ્રી ઠાકુરજી માટે પાનના બીડાં સજ્જ કરે છે, કોઈ બહુ જ અંતરંગમાં શ્રી પ્રિયા પ્રિયતમ વચ્ચે દૂત કર્મ કરે છે આ બધા જ ગોપીજનોના ભાવ શુદ્ધ પ્રેમનો અને અલૌકિક સેવાનો હોય છે શ્રી ગોપીજનોમાં પણ કેટલાક શ્રી ઠાકુરજીના નિત્ય દિવ્ય ગોલોકમાથી પધારેલા પ્રલયમાં પણ નાશ ન પામનાર નિત્યસિદ્ધા હોય છે તો અન્ય કેટલાક સાધન સિદ્ધ હોય છે શ્રીઠાકુરજીએ જ આવા જીવોને વેદની ઋચાઓને ઋષિઓને, જનકપુરની સ્ત્રીઓને, ત્રેતાયુગની કિરાતસ્ત્રીઓને કૃપા કરીને દ્વાપરમાં પુન ગોપીરૂપે અવતાર આપી સેવા અર્થ અંગીકૃત કરેલા હોય છે

વૈષ્ણવોએ પુષ્ટિમાર્ગમાં આ ગોપીજનોના જેવો ભાવ સિદ્ધ કરવાનો છે, ગોપીતત્ત્વ શુદ્ધ, અંતરતમ્ પૂર્ણ કૃષ્ણપ્રેમ મગ્ન વૃત્તિ છે આવી પરિપૂર્ણ એકાકાર વૃત્તિ જ એક ક્ષણ પણ પોતાના પ્રિયતમ સિવાય રહી શકતી નથી,

શ્રી શુકદેવજી વર્ણન કરે છે

तन्मनस्का तदालापा तद्विचेष्टा तदात्मिकाः ।
तद्गुणानेव गायन्त्यो नात्मागाराणि सस्मरुः ॥

તેઓ શ્રી ઠાકુરજીમાં જ મનવાળાં વાર્તાલાપ પણ શ્રી ઠાકુરજી વિષે જ કરનાર, શરીરના અંગોનો હાવભાવ પણ અજાણપણે શ્રી ઠાકુરજીનો જ કરનાર, તદાત્મક થઈ ગયેલાં અને તેમનું જ ગાન કરતા કરતા પોતાના દેહ કે ઘર ઈત્યાદિને પણ ભૂલી ગયેલાં હોય છે ટૂંકમાં તેઓ કૃષ્ણ પ્રેમમાં બહાવરા, પાગલ થયેલા હોય છે

ગોપીઓ એ શ્રી ઠાકુરજી પ્રત્યેની જીવની પૂર્ણ સમર્પણવૃત્તિ પરમપ્રેમનું સ્વરૂપ છે ગોપીજનો પોતાને માટે જીવતાં જ નથી તેઓ ભગવત્સેવા અને ભગવત્સુખ માટે જ જીવે છે

આ વ્રજસીમંતિનીઓને શ્રી ઠાકુરજી એક જ અવસ્થા રહે છે તેવું નથી લીલાનું નામ જ પરિવર્તન છે. હરહંમેશ એક સરખી જ રહ્યા કરે તે લીલા નહિ. તેથી લીલા દરમ્યાન આ વ્રજસીમંતિનીઓ અને સ્વામીનીજીને પણ શ્રી ઠાકુરજીનો સંયોગ વિયોગ થયા કરે છે સંયોગમાં પરમાનંદ, પરમકૃતકૃત્યતા, રોમાંચ પુલક વગેરે ભાવો થાય છે પરંતુ શ્રી ઠાકુરજીના વિપ્રયોગ (વિરહ)માં અત્યંત દીનતા, અસહાયતા કલેશ, તાપ, જવર, મુર્છા શરીર પ્રત્યેના અણગમથી દેહત્યાગ સુધીની અવસ્થાઓ હોય છે.

બહારની કોઈ ત્રીજી વ્યક્તિને સંયોગમાં શ્રી વ્રજસીમંતિનીઓ પરમસુખી ને વિયોગમાં પરમદુખી દેખાય છે પણ યાદ રાખવું જોઈએ કે આ બધું લીલાનો એક ભાગ છે સંયોગ વિયોગ બન્નેમાં શ્રી ગોપીજનોને એક જ સરખુ શ્રી ઠાકુરજીનું સાન્નિધ્ય હોય છે વિરહની લીલામાં બહિરંગમાં તો વિયોગ જનિત તાપ અને કલેશ હોય છે પણ અંતરંગમાં તો સંયોગ જ હોય છે શ્રી ઠાકુરજી કદાપિ ગોપીજનોને ત્યજીને ક્યાંય જઈ શકતા નથી આ ગોપીજનો પરકીયા નથી, પણ પરકીયા ભાવ તેમનામાં હોય છે જેમ કોઈ સ્ત્રી પતિ સિવાય અન્ય પુરુષ પ્રત્યે પ્રેમ કરતી હોય તો પતિ કરતાં પણ તે તેના જારનું અહર્નિશ ચિંતન સ્મરણ કરતી થકી તેને જ મળવા ઉત્સુક અને તેને જ સર્વસ્વ સમર્પણ કરતી થકી તેનાથી જ પરમ સંતુષ્ટ અને તેનામાં જ પરમાનંદ માનનારી હોય છે—તેમ શ્રી ગોપીજનો સેવાર્થે જ અવતરેલા હોવાથી બહારથી વિવિધ ગોપીને ઘેર પ્રગટ થયેલા હોવા છતાં તેમની પ્રીતિ શ્રી ઠાકુરજીમાં જ અનન્ય હોય છે તેથી ગોપીજનો બહારથી પરકીયા લાગે છે પણ સ્વકીયા જ છે, માત્ર તેમનો દિવ્ય પ્રેમ પરકીયા જેવો ઉત્કટ પ્રદર્શિત દેખાય છે

વૃદ્ધા ગોપીઓ વાત્સલ્ય રસમાં ભીંજેલી રહે છે અને શ્રી ઠાકુરજી પર પરમ વાત્સલ્ય દર્શાવતી પોતાના ઘરની સામગ્રી કે નવનીત શ્રી ઠાકુરજી આરોગે એવી આકાંક્ષાવાળી હોય છે અને વાત્સલ્ય ભાવથી શ્રી ઠાકુરજીને ગોદમાં પધરાવતી કોઈ વાર હૃદય સાથે આલિંગન આપતી કોઈવાર ચૂંબનો કરતી શ્રી ઠાકુરજી પ્રત્યે અહર્નિશ અપત્યસ્નેહમાં તરબોળ હોય છે

આ ગોપીજનોએ કંઈ પણ સાધનથી શ્રી હરિને પ્રસન્ન કર્યા નથી પણ સર્વસ્વ ન્યોછાવર કરીને સ્વભાવથી તેમને જ પામેલી હોય છે નિસ્વાર્થ સંપૂર્ણ પ્રેમ નિર્ભય જ સરળતા, દૈન્ય અને નિઃસાધન ભાવ આ ગોપીપ્રેમના ચાર મુખ્ય પાયા છે

# સોન–હલામણ

મણિભાઇ વોરા

હજાર વર્ષ પહેલાની વાત છે. ઘુમલી પર શિયા જેઠવાનું રાજ છે. પાટવીકુંવરપદે શિયાજીના ભાઇ ગજકરણનો પુત્ર હલામણ પરાક્રમી અને ચતુર નર છે.

એક ઈન્દ્ર રાજીયો, બીજો માધવ જાણ,
ત્રીજો હલામણ જેઠવો વેણુ ઘણી વખાણ.

એ જ સમયે કચ્છના અખાત પાસેના બાલંભાના ચૌહાણ ઠાકોર સનજુધ રાધસંગ (સતજુગ શકિયા) ને ઘેર મહાબુદ્ધિમતી સોનલવર્ણી કુંવરી સોન લગ્નની ઉંમરે પહોંચેલ છે. લોકસાહિત્યકાર એનું વર્ણન આપે છે:

ગત–ગેમર, હેમ–વરણ, ભ્રમર–નેત્ર ભણકાર,
સિંહ–લંક, પૂનમ–વદન, સોનલ સુંદર નાર.

પ્રભુએ જોડ થવા સર્જેલ જીવ છે:

સોન સોનાનું ટીડડું, હાલામણ કળાયલ મોર. સોનને પ્રતિજ્ઞા છે, પોતે મોકલેલ કવિતાની પાદ–પૂર્તિ કરે તે યુવાનને વરવાની. બારોટ સાથે સમસ્યા–પૂર્તિ માટે સોરઠાની એક લીટી મોકલે છે:

ઘણુવણ ઘડિયાં જેહ, એરણ આભડિયાં નહિ. બારોટ ઘણાં સ્થળો ફરી વળે છે. યુવાનો ઠાકોરો પાદપૂર્તિ કરે છે, પરન્તુ સોનને સંતોષ થતો નથી. 'બારોટ જાને બરડે, વસે જેઠી રાણ'. બારોટને ઘુમલી મોકલે છે. હાલામણ પાદપૂર્તિ કરે છે:

ઘણવણ ઘડિયાં જેહ, એરણ આભડિયાં નહિં,
સરવડ સ્વાતી તણાં, મળે તો મોતી નીપજે.

અર્થસ્ફોટ વિશેષ કરવા વધારામાં દુહો મોકલે છે:

માતા મહેરામણ વસે, પિતા વસે કૈલાસ,
કહો તો જૂનાં મોકલું, નવાં તો આસો માસ.

અર્થ સાચાં મોતી છે. પાદપૂર્તિ શિયાજીએ કરી મોકલેલ છે, એમ ખુટામણથી બારોટ બાલંભા આવી સોનને કહે છે. સોન પાદપૂર્તિથી સંતોષ પામે છે, શિયાજીને પરણવા ઘુમલી આવે છે.

અમે પરદેશી પાન, વા વંટોળે આવિયાં,
વરશું જેઠી રાણ, તે દિ મોંઘા થઈ મહાલશું.

પણ હાલામણની દાસી સોનને પાદપૂર્તિનું રહસ્ય કહી દે છે:

બાંધી મૂઠી લાખની, ઉઘાડી વા ખાય;
હાલામણ દુહા પારખે, સોન શિયાને જાય.

સોન આ વાતથી આઘાત અનુભવે છે, કોપાયમાન થાય છે:

કાગળ લખાવી કૂડના, ચારણે છેતરીઆં;
ખૂણો ખૂટલ દેશ, જેઠવા મેં જાણેલ નહિ.

હાલામણને સોન મળવા ઉત્સુક છે. મળે છે અને પછી પ્રત્યક્ષ પરીક્ષા માટે સોન લખી મોકલે છે:

૧. ધરા પર ભરીઓ ધરો, ગગનાસર બાંધ્યુંગળે;
પવને પેંખ્યું નહિ, માછલે જળ માણેલ નહિ.

૨. લંક–લપેટણ સીતહર, નહિ લંકાપતિ રાવ;
જે કારણ કૌરવ હણ્યા, તે મોકલો મારા રાવ.

હાલામણે પ્રત્યુત્તરે 'શ્રીફળ' અને 'રેશમી ચીર' મોકલ્યાં. આવી બીજી પણ કેટલીક પ્રશ્નોત્તરીની આપલે થઇ. સોન હાલામણને સ્વીકારે છે. લગ્ન નક્કી થાય છે. અને અલ્પ સમય માટે બંનેનો જાણે સુખી સંસાર મંડાય છે:

જેવી સોન સુજાણ, એવો હાલામણ જેઠવો;
તન બે એક જ પ્રાણ, જુગ જુગની જોડી રચી.

પણ વિધિના લેખ વાંકા છે. શિયોજી સોનને મેળવવાનો વિચાર પડતો મૂકી શકતો નથી, પરંતુ સોન તો જ મળે, જો હાલામણને દૂર કરાય ! કુંવરને રાજા દેશવટો આપે છે. પિતાતુલ્ય રાજાનો આદેશ

માથે ચઢાવી હાલાજી સ્વભૂમિ છોડી હાલી નીકળે છે. ઘુમલીથી નીકળી બગાધાર પર બેસી રહે છે. ઉદાસ દિલમાં હજુયે આશા છે કે કોઇ તેને પાછો વાળે !

બેઠાં બગાધર, જાણ્યું મનામણા આવશે;
દેશવટો ધરાર, સાચો દીધેલ શિયા તણો.

છેવટે તે હતાશ થઇ ઓખા તરફ ચાલી નીકળે છે, અને ત્યાંથી સિંધ જાય છે.

મેલ્યું કાળુભાર, કચોળિયું, મેલ્યું ભુજેલું તળાવ,
જીવતાં હશું તો આવીશું, નહિતો ઘુમલીને જુહાર.

ઓખો, બરડો ને ઘુમલી મેલ્યા ત્રણે દેશ;
શિયે જેઠવે છેતર્યા, કાઢયા કાળે વેશ.

ઓખા બેટથી સિંધ જતાં વહાણ પાસે એક તણાતો વાંસ જોઇને હાલામણ તેને બરડાનો વાંસ લેખે છે, ને તેને દેશભાઈ જાણી સંબોધે છે :

વહાલા વિજોગી વાંસ અહીં શેં અવગણે આવિયો;
ભણને ભોમના ભાત, સંદેશો કોઈ સોનનો !

વંસને મોઢે લોકસાહિત્યકાર જાણે ઉત્તર અપાવે છે :

કાપ્યાં કુબાડીએ કાટ, ઝરમાં લઇને ઝીંકિયાં;
લેવાણાં લોઢે માટ, શુધ રહી નહિ સોનની.

હાલામણ હુતે, જેની કાતરી કેંદ' કપાતી નહિ;
એ જાતાં જેઠી રાણ, વન વન વીંખાણા વાસડા !

હાલામણ આખરે સિંધમાં પહોંચે છે ત્યાં તેની ફુઇ રાજરાણી છે. ફઇની કુંવરી દેવળદેવીની દાસી ખબર આપે છે :

કાળો ઘોડો કાટવો, ભમ્મર ભાલું હાથ;
બાઈ મેં દીઠો બજારમાં, જાણે જેઠવાની જાત.

દાસી કહે છે કે મે પૂછ્યું :

અસુરા ઊભા પરખણા, શું છે તમારૂં નામ !
કયા રાજાના બેટડો, ને કયું છે તમારૂં ગામ ?

કુંવરે જવાબ દીધો :

અસુરો ઊભો પરખાણો, હાલામણ મારૂં નામ;
ગજકરણનો હું બેટડો, ને ઘુમલી મારૂં ગામ.

ફઇને ત્યાં હાલામણ માનથી રહે છે. ફઇ પોતાની પુત્રી દેવળદેવીનાં હાલામણ સાથે લગ્ન કરી આનંદ પામે છે. તેનાથી હાલામને પુત્ર થાય છે. પછી એક સુમરી કન્યાને પણ હાલામણ પરણે છે તેનો પણ પુત્ર થાય છે. હાલામણને સિંધમાં જાગીર મળે છે; જેને પરાક્રમથી વિકસાવે છે અને આનંદથી સિંધમાં રહે છે. હાલામણના વંશજ સિંધમાં રોમાધા-રાજાના જાગીરદારો હતા. જેમણે મુસલમાન ધર્મ સ્વીકાર્યો.

બીજી બાજુ ઘુમલીમાં શિયોજી સોન પર દબાણ લાવે છે. સોન ડગતી નથી. સંતાપ અને વિયોગમાં સોન દહાડા કાઢે છે. હાલામણની શોધ ચલાવવા સોન નીકળી પડે છે, ને શિયોજી કોઇ અસાધ્ય રોગ લાગુ પડતાં મરણ પામે છે. સોન હાલા-મણના નામની દુહાઇ ફેલાવી, તેને જેઠવા રાજા જાહેર કરે છે, ત્યાંથી હાલામણ પરથી હાલાર નામ પડે છે સોન હાલામણને ઘુમલી આવવા કહેવડાવે છે અને પોતે જ હાલામણની શોધ કરી તેને મળવા પહોંચી જાય છે.

સોને રથ કર્યો, સાબદો નીકળી બરડાની બા'ર;
ધોરીની ડોકે, ઘુઘરા મોરડે મોતીની હાર,
તેજડતર જડી, પિંજણીએ પગ દઇ સોન રથેચડી,
સોને રથ કર્યો સાબદો નીકળી બરડાની બા'ર

વિધિની કરૂણતા એ છે કે જેવી ઘુમલી જવાની સોન-હાલામણ માટે ક્ષણ આવી પહોંચે છે ત્યાં જ હાલામણને સર્પદંશ થાય છે, અને તે મૃત્યુ પામે છે. સોનને મનની મનમાં રહી જાય છે,

હૈયે હુંતી હામ જાણે સુખડાં માણીશું.
પણ કરમે કાળો પહાણ, ભુખરો હોય તો ભાંગીએ.

હાબા ડુંગર હેઠ હાલામણ હિસોયો નહિ,
આવતાં ઊરમાં લેત, જતન કરીને જેઠવા.

પણ હવે તો સ્નેહ-સતીને માટે એક જ માર્ગ રહે છે :

હાલામણને હાથ, બેવડ મીંઢાળ બાંધીએ,
સોનલ દેતે સાથ, બળવું પડયું બરડા ધણી

સોન રાધપાણી આમ સતી થાય છે. સોન-હાલા-

મણનું યુગલ વિરહ દુઃખ સહન કરી, આ લોક છોડી સરગાપરનું સ થી થાય છે. એક મત એવો છે કે હાલામણનું સર્પનું વિષ કોઇ ગારૂડીએ ચૂસીને ઉતાર્યું હતું; ને સોન–હાલામણ ઘુમલીમાં આવી અમુક કાળ સુખે રહ્યાં હતાં. પણ લોકસાહિત્યમાં તેને ટેકો મળતો નથી.

સોન સોનાનું ઝુંમણું, હાલામણ ચંપાનો છોડ;
ભગવાને ભેળાં ન કર્યા, નકર ભલી બનત એ જોડ,
બનત એ જોડ સાચી, ગોતવા ગયી
ન મળી સોન ન ફરી પાછી;
ભગવાને ભેળાં ન કર્યા નકર ભલી બનત એ જોડ,
સોન સોનાનું ઝુમણુ હાલામણ ચંપાનો છોડ.

એ સોનાના ઝુમણાની સ્નેહઝલક અને ચંપાના છોડની મદીલી પણ કરુણ સુવાસ આજે પણ જાણે એ પ્રદેશમાં સંધ્યાકાળે છવાતી લાગે છે. અને બરડાની લોકકવિતા અને લોકવાર્તા એ સ્નેહજીવનના સતિયાને અભિનંદતી વારે અને તહેવારે આપણને સંભળાય છે.



## માડી તારા અનહદ છે ઉપકાર

(ઢાળ: મ,લમી મોટાં હલેસાં માર)

માડી તારા અનહદ છે ઉપકા...ર
જુગો જૂગ, પઢતાં નાવેપા...ર

મારે કારણીએ, વેઠયા છે માવડી; ઉજાગરા અણપાર;
એક ધારી કોઈ દી, દીધી નહિ ઊંઘવા, સંતાપી સાંજને સવાર–માડી

હૈયે વળગીને તારાં, ગાળ્થાં છે હાડકયાં, લોઢું જેમ ગાળતો લુવાર;
ચૂસી ગયો છું તારી બેય છાતીએથી: ધોળા રૂધીરની ધા..ર–માડી

જીવના જેમ મને, રાત દી જાળવ્યો, કર્યો નહી અળગો લગાર;
સૂતી ભર ઊંઘમાં, ફાળ ભરી જાગતી, થાય જો સોડયમાં સંચા...ર–માડી

પીધા તેં હોંશથી, મારે કારણીએ કડવા ઘૂંટડા અપાર
મળ અને મૂત્રથી, ખોળો ભરી મૂકતો, દિનમાં દશવીશ વા....ર–માડી

ભૂખી ને તરસી, જોતી રહી વાટડી; ગયો હોય રમવા બઝાર;
જેને તેને પૂછતી, કેમ હજી નાવિયો, ખોળલાનો ખૂંદના...ર–માડી

ખમ્મા ખમ્મા કહી, ઊંડા અંતરથી વદતી વારંવાર
કોડ દીવાળી કહી, આશિષો આપતી, પ્રગટે દીવડા હજાર–માડી

હાલતાં ચાલતાં ગાઇ હાલરડાં, પીવરાવ્યા સંસ્કાર
ઈ રે માતાને મારા છોરૂ પિંગલસી કહે, કોટિ કોટિ છે નમસ્કાર–માડી

પિંગળશી મેઘાણંદ ગઢવી

# લોકગીતોમાં નારીનું ગૃહજીવન

ડૉ. નાગજી કેસર ભટ્ટી

લોકસાહિત્યનાં પોષક બળ તરીકે નારી જાતિનો ફાળો અત્યંત મહત્ત્વનો છે. નારીએ જેમ લોકજીવનને હર્યું ભર્યું બનાવ્યું છે, તેમ લોકસાહિત્યને પણ સમૃદ્ધ કર્યું છે. આથી ગૃહજીવનની કડવા-મીઠી અનેક વાતો લોકસાહિત્યમાં જોવા મળે છે. લોકસાહિત્યના મુખ્ય અંગરૂપ લોકગીતોમાના કેટલાક પ્રસંગો પરથી તેનો ખ્યાલ આવી શકશે. લોકગીતોમાં નિરૂપિત ગૃહજીવનના પ્રસંગોનો આરંભ લગ્નજીવનના પ્રારંભિક જીવનથી આપણે કરી શકીએ.

લગ્ન પછી વિદાય થતી પુત્રીને સ્વજનો તરફથી સાસરિયામાં કેમ રહેવું તેની ભાવભરી શિખામણોથી ગૃહજીવનનો પ્રારંભ ગણીએ તો ગણી શકાય, પરંતુ તેના પતિગૃહાગમનથી જ આપણે ગૃહજીવનનો મંગલ પ્રારંભ થાય છે એમ ગણીને આગળ વધીએ.

પતિગૃહે પદાર્પણ કરતાં જ પોતે પુત્રી મટીને પત્ની બની છે તેનું એને ભાન થાય છે. જીવનમાં એક જ વાર આવતી પિયુમિલનની પ્રથમ રાત્રિ એના નવજીવનનો સંદેશ લઈને આવે છે. બહુ જ ટૂંકમા એ દૃશ્ય લોકગીતોમાં આ પ્રમાણે ઝિલાયું છે:

**હાં હાં રે હમલી, લીલી દાંડીનો જમરખ દીવડો,**
**હાં હાં રે હમલી, રુમઝુમ કરતાં.. વહુ આવિયાં,**

પિયુમિલનની પ્રથમ રાત્રિએ હૃદયમાં અનેક અરમાનો અને સ્વપ્નો સજાવી, રુમઝુમ કરતી વહુ ધડકતા હૃદયે પતિ પાસે પહોંચે છે ત્યારે પતિ જાણે એની કસોટી કરતો હોય એમ પૂછે છે:

'હાં હાં રે હમલી, વગર તેડ્યાં ગોરી શિદ આવિયાં ?'

આ અત્યંત નાજુક પ્રશ્નને નવોઢા અત્યંત રસિક ઉત્તર આપી પુરુષને ખુશ કરી દે છે:

**'હાં હારે હમલી, આછી પછેડી ઓઢવા આવ્યાં,**
**હાં હારે હમલી, પાતળિયા ! પગ ચાંપવા આવ્યાં,**
**હાં હારે હમલી, મોતૈયા લાડુ જમવાને આવ્યાં'**

ગૃહજીવનની આ પ્રથમ ઝલક દરેકના જીવનમાં આ રીતે જ આવે એવું પણ નથી, પણ પતિપ્રેમની આછી પછેડીની સોડમાં પોઢીને નિદ્રામાં અનેક સુખોની મધુર કલ્પનાઓ તો દરેકના મનમાં ચાલ્યા જ કરતી હોય છે.

કલ્પના–પ્રદેશ છોડીને હવે વાસ્તવિકતાની નક્કર ધરતીનો અનુભવ જોઈએ. એ વાસ્તવિકતા એના દૈનિક જીવન પરથી જાણી શકાય છે. એમાં આપણને ઘરરખ્ખુ ગૃહિણીનું ચિત્ર જોવા મળી શકે છે. નવવધૂ હવે ગૃહિણી બની છે. ઘરનો કાર્યભાર પોતે સંભાળવા લાગી છે. સવારમાં વહેલી ઊઠીને એ પ્રાતઃકાર્યમાં જોડાય છે.

**'પરોઢિયે પરભાત વહેલી ઊઠું રે, રાણાદેવ,**
**વે'લી ઊઠું દીવડિયા અજવાળું રે, રાણાદેવ.'**

વહેલા ઊઠી, દીવો સળગાવી એ કાર્ય શરૂ કરે છે. પ્રથમ કાર્ય છે દળવાનું. તે ગાતી જાય છે અને દળતી જાય છે:

**'દળતાં દળતાં રે સતીને વાયક આવ્યાં,**
**મારે જાવું દેવને દુવાર રે જી:**
**ડાબી હાલું તો આડા ડુંગર આવે ને,**
**જમણી હાલું તો જમનાજી ભરપૂર રે જી'.**

કોઈ વખત દળતાં દળતાં ઊંઘ પણ આવી જાય છે. ઘંટી ફેરવતા હાથ બંધ પડી જાય છે, અને ઊંદરો દળેલા લોટની ઉજાણી ઊજવવા આવી પહોંચે છે.

**દળતાં તે ડોલું આવિયું, ઊંદર ખોટે છે લોટ,**
**ઊંદર ખોટે છે લોટ**

સાસુ પણ વહુનું ધ્યાન રાખે છે. દળતાં દળતાં વહુ સૂઈ નથી ગઈ એની ખાત્રી કરી લે છે. કોઈ કંજૂસ સાસુ તો વહુને ઊંઘી ગઈ નહોતી એની ખાત્રી કરવા લોટ પણ જોખીને ખાત્રી કરતી.

નણંદ એમાં મદદરૂપ થતીઃ

નણંદ લાવે છે તરાજવા, બાઇજી જોખે છે લોટ,
બાઇજી જોખે છે લોટ.
ચપટીક લોટ ઓછો થિયો રે બાઇજી બોલે છે બોલ,
બાઇજી બોલે છે લોલ.

આમ દળવું, ઘડવું, વાસણ માંજવા, પાણી ભરવા જવું, ગાય દોહવી, વાસીદાં વાળવાં, છાણાં કે લાકડા લેવા જવું, બજારમાંથી વસ્તુની ખરીદી કરવી, એમ દરેક કાર્યના ઉલ્લેખો લોકગીતોમાં મળે છે. દૈનિકજીવનનો આટલો ખ્યાલ મેળવ્યા પછી નારીના લગ્ન પછીના પતિ સાથેના જીવનનો પરિચય મેળવીએ.

પરણ્યા પહેલાં પતિની મીઠી મીઠી વાતોમાં ઘેલી બનેલી નવયૌવના 'હોલડાની બોલી મને બઉ પિયારી લાગે', કહી પ્રતીક રૂપે પતિના સ્વભાવ અને ભાષાને વધાવે છે, પણ સમય જતાં એ જ પતિના સાચા સ્વભાવનું એને દર્શન થાય છે ત્યારે–

'પાલી જેવડા પગ પીટયો પટ પાટુ મારે,
હોલડાની બોલી મને બઉ પિયારી લાગે,
'ડુંગળી જેવા ડોળા પીટયો ડબ ડબ કાઢે
હોલડાની બોલી મને બઉ પિયારી લાગે.'

કહી વાસ્તવિક અનુભવ જણાવે છે. પ્રથમ આકર્ષણનું ઘેન ઊતરતાં તે વાસ્તવિક જીવનની કઠિનાઇઓ વચ્ચે આવી પડે છે. પહેલાં જેની મદભરી ચાલ મોહ પમાડતી હતી તેની પાટુઓ પડતાં જીવન સાથે લોકગીત પણ એ નવો વળાંક ધારણ કરે છે અને ગૃહજીવનની અન્ય બાજુનો પરિચય કરાવે છે.

દામ્પત્યજીવનની અનેક વાતો લોકગીતોએ સંઘરી છે. આ દામ્પત્યમાં વિજોગણ નારીનો હૃદય વલોવી નાખે એવો વલવલાટ પણ છે અને સુભગ સંયોગની મીઠી સુખદ પળોની આહ્લાદકતા પણ છે. એ સમયના અસ્થિર જીવનને કારણે તેમજ પરિસ્થિતિવશ લાંબા સમય સુધી પતિ પરદેશ રહેવાને કારણે ઊંચા જીવે રહેલી નારીના ફફડાટમાંથી વિપ્રલંભ શૃંગારનાં ગીતો જન્મ્યાં છે. એથી જ પતિ ચાકરી માટે પરદેશ જાય છે ત્યારે પત્ની તેને રોકવાનો પ્રયત્ન કરે છે :

આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે,
ઝીણા ઝરમર વરસે મેઘ,
ગુલાબી નહિ રે જાવા દઉં ચાકરી રે.'

પતિને ચાકરીએ નહિ પણ જવા માટેનું કારણ પણ એ કહે છેઃ

તમને વા'લી તમારી ચાકરી રે,
અમને વા'લો તમારો દેહ,
ગુલાબી, નહિ રે જાવા દઉં ચાકરી રે.

તમને તમારી ચાકરી વહાલી છે, દેહ વહાલો નથી, એમ કહેવા પાછળ પણ એ જમાનો જ કારણભૂત છે. એ વખતે માનવજીવનનો ભરોસો ઘટી જાય એવું વાતાવરણ હતું. સીમાડા સળગતા રહેતા. લડાઇ–ઝગડા રોજની વસ્તુ હતી. બૂંગિયો વાગતાં ખડિયામાં ખાપણુ લઇને લડી શકે તેવા સૌ પુરુષો હાથ આવે તે હથિયાર લઈને દુશ્મનોને ભેટવા ચાલી નીકળતા. નારીને તેનો હંમેશા ફફડાટ રહ્યા કરતો. એટલે પુરુષ જ્યારે ચાકરી કરવા જવાની વાત કરતો ત્યારે તે ફફડી ઊઠતી. કોઇ વખત ઘોડાની લગામ પકડી પૂછી બેસતી :

અલબેલા, ક્યારે આવશો રે લોલ

ગીતની ભાષા અને પુરુષને આ વખતે થતાં સંબોધનો કેટલાં મીઠાં છે તેનો ખ્યાલ કરો. આવાં અલબેલા અને ગુલાબી જેવાં મીઠાં સંબોધનો પુરુષને કર્તવ્યભ્રષ્ટ કરી શકે તેમ નહોતાં. વળી બહાર ચાકરી અર્થે જતો પુરુષ આજની જેમ નિશ્ચિત સમયમર્યાદા દર્શાવી શકે તેવી પરિસ્થિતિ પણ નહોતી એટલે એ ક્રુદ્ધ થઇને—

ગણજો ગોરી, પીપળડાના પાન રે,
એટલે તે દા'ડે આવશું રે લોલ.

એટલું કહીને વિદાય લેતો. નિરાશાથી ઘેરાયેલી સ્ત્રી–

આવડા મંદિરમાં હું તો એકલી રે લોલ,
કેમ કરી મારા દુઃખના દા'ડા જાય રે,
આ પરણ્યો હાલ્યો રે વેરણ ચાકરી રે લોલ.

કહી ભયંકર એકલતાનો અનુભવ વ્યકત કરતી. ચાકરી કરતા વર્ગ પૂરતો જ આ પ્રશ્ન મર્યાદિત નહોતો. ધાસચરાને અભાવે પરદેશ ગયેલા પતિની પત્નીની પણ એવી જ સ્થિતિ હતી. કેટલીક વખત તો પતિની વિદાય પછી વર્ષા થતી ત્યારે તેના હૃદયને શું વીતતુ નહિ હોય ?

ખડ સૂકયાં, ગોરસ વસૂકયાં, વા'લા ગિયા વિદેશ
અવસર ચૂકયા મેહૂલા, (હવે) વરસી કાંઉ કરેશ?

એવો ઉપાલંભ તેનાથી અપાઇ જતો હશે.

પેટનો ખાડો પૂરવા દરિયાલાલની સફરે જતા ખારવાની પત્ની પણ એવી જ વિયોગદશા અનુભવતી:

તું તો મંબી હાલ્યો, તું તો મલબાર હાલ્યો,
નાણાંની રે ખોટયે, ખરચીની રે ખોટયે,
કાકાના રે કાણુ, મામાના રે મૂણુ,
દુ:ખડલાં રે દેવે, દુ:ખડલાં રે દેવે.

આમ નારીને વિયોગદશા હમેશાં સાલતી રહી છે. અને વિયોગનો એ ભાવ સમગ્ર નારીજાતિ સમાન રીતે અનુભવે છે તે પણ આપણે જોયું. પતિની ગેરહાજરીમાં આવી પડનારા દુ:ખનું ભાન એને પતિને પરદેશ જતો રોકવા લલચાવે છે. પતિની યાદ એને સતાવે છે. એમાંય તહેવાર કે મેળાના જેવા આનંદ ઉલ્લાસના દિવસો હોય, ઝીણી ઝીણી ખેપ ઊપાડતા વણજારા કે સોદાગરો જાતજાતની સામગ્રીઓ લઇ ગામને ગોંદરેથી પસાર થતા હોય ત્યારે–

છેલ છોગાળો હોય તો મૂલવે,
ડોલરિયો દરિયાપાર, મોરલિયું વાગે છે.

એવો ઊનો નિ:શ્વાસ એના ગીત મારફત સરી પડે છે. 'ડોલરિયા' વિના એ વસ્તુઓનો ઉપયોગ શો ? શણગાર પણ શા કામના ? કદાચ નાનકડો દિયર ભાભીને હાથે મૂકવા મેંદી લઇ આવે તો પણ એ તો સ્પષ્ટ ના જ કહેશે કે :

હાથ રંગીને વીરા શું રે કરું,
એનો જોનારો પરદેશ રે,
મેંદી રંગ લાગ્યો રે.

દરિયાપાર કે પરદેશ ગયેલા 'છેલ છોગાળો'ને તે સંદેશો પણ મોકલાવે છે. કુટુંબના અન્ય સભ્યોની માંદગીમાં કે મૃત્યુના સમાચારે જે વિચલિત નહોતો થયો તે :

તારી માનેતીની ઊઠી આંખ રે,
મેંદી રંગ લાગ્યો '

એટલો સંદેશો મળતાં જ ઘડીનોય વિલંબ કર્યા વિના એ સાથીઓને લઈને 'માનેતી'ની ખબર કાઢવા દોડયો આવે છે !

'માનેતી'નો સંદેશ ગૃહજીવનની માધુરીની એક નવી હવા ફેલાવે છે. કેટલીક વખત આ માનેતીનો વાદ લઇને અણમાનીતીને મો'લે જાય છે ત્યારે તે સંભળાવે છે પણ ખરી :

તારી માનેતીને કડલાં (૨)
મને ઘડીક પે'રવા દૈશ !
મને લટકું લેવા દૈય !

ઘરમાં માનીતી કે અણમાનીતી દરેકના ખર્ચને પહોંચી વળે તેવી સ્થિતિ હોય તો તો વાંધો નહિ, પણ

જૂની માગે બાજરો ને નવી માગે ઘઉં,
ઘંટી તો તડાકા નાખે, કયાંથી લાવી દઉં '

એવી પરિસ્થિતિ હોય તો પતિ તરત જ કહી દેવાનો કે-

રાંડ, હળવી હળવી બોલ,
રાંડ, ધીમે ધીમે બોલ,
મારી બા'રે માનેતી સાંભળે.

કોઇ વખત માનીતી–અણમાણીતીના ઝગડા ઉગ્ર સ્વરૂપ પણ પકડતા, ત્યારે વહુ તો દોડીને પોતાની મા કે પાડોશણને પૂછતી :

મા, મારી શોકય તો માંદા પડયાં રે,
શાંશાં ઓસડ કરું મારી શોકયને !

તો કેટલીક વખત શોકયના સાલથી કંટાળેલી નવયૌવના કયારેક–

વાટી ઘૂંટીને ભરું વાટકો રે,
વખડા ઘોળી ઘોળી પાઉં મારી શોકયને.

એવી પોતાની શોકયને ઝેર પાવા સુધીની કક્ષાએ પહોંચી જતી. શોકયના ખારની એવી કેટલીએ વાતો લોકગીતોએ સંઘરી છે. નારીહૃદયની નિર્બળતાના, દ્વેષના, ઠંડી ક્રૂરતાના, એવા અનેક કિસ્સાઓને છોડીને ગૃહજીવનના એક બીજા અંગ ઉપર પણ દષ્ટિપાત કરી લઈએ. એ અંગ છે નારીની શ્રદ્ધાનું, ઈશ્વરભક્તિનું. કન્યાવસ્થા સમયે સારો પતિ પ્રાપ્ત કરવા માટે એ વ્રત કરતી, તો પરિણીતાવસ્થામાં પતિપ્રેમ જાળવવા અને વધારવા અને પતિના અને એ દ્વારા કુટુંબના કલ્યાણ માટે એ વ્રતોને ઉપવાસો કર્યા કરે છે, નારી જીવનને નિર્મળ, ત્યાગમય અને બલિદાનની ભાવનાથી સભર બનાવવામાં આ વ્રતોએ મહત્ત્વનો ફાળો આપ્યો છે.

એવરત–જીવરતમાં નારીના પતિસ્નેહની ગાથા છે, તો 'વીરપસલી' ભાઈબહેનના નિર્મળ પ્રેમની વાત રજૂ કરે છે. વીરપસલીના દિવસો નજીક આવતાં જ સાસરવાસ સેવતી બહેનના હૃદયમાં ગીતની ધારા વહેવા લાગે છે :

'વીરે પહલીના ટાણા રે માંડણિયા,
વીરે પહલીના ટાણા મોરી અઈના.'

નારીના હૃદયમાં ભાઈ પ્રત્યે અપાર મમતા ભરી છે. ભાઇના ઘરનું લૂખુસૂકું ઢેબરું પામેલી બહેન એટલાથી સંતુષ્ટ થઈને––

'વરસજે વાદળી વીરના ખેતરમાં,
બંટીનુ. ઢેબરું બહેનના પેટમાં

કહી વર્ષાને પોતાના ભાઈના ખેતરમાં વરસવા માટે વિનંતી કરે છે. એવી જ રીતે બોળચોથ, નાગપાંચમ શીતળા સાતમ, ધરો આઠમ આદિ પર્વો નારીની ગૃહજીવનની મંગલકામનાના જ દ્યોતક છે.

ભાઇ માટે મરી ફીટતી બહેન પત્ની રૂપે પતિ તરફ પણ એટલો જ સદ્‌ભાવ દર્શાવે છે.

રસિયા, પાટણ શેર'ને પાદર પારસ પીપળો રે લોલ.
રસિયા, એ પીપળડે બાંધ્યો નીચો હીંચકો રે લોલ.
રસિયા, એ હીંચકડે બેઠા આપણ એ જણાં રે લોલ.
રસિયા, હીંચકડોને તૂટ્યોને ભાંગ્યાં હાકડા રે લોલ.
રસિયા, અમને તો વાગ્યું ને તમને ઘણી ખમાયું
રે લોલ.

આમ એ વિનોદ અને કટાક્ષ પણ કરી લે છે. આની સાથે ગૃહજીવનનું એક બીજું ટીખળીવૃત્તિયુકત લોકગીત પણ જોવા જેવું છે. ગામ્યપ્રણયનું તેમાં હળવું આલેખન છે :

કયા ભાઇની મેડીમાં કાંઈ શેરડિયું ચૂસાય
હો રાયા !
કઇ વહુને કોણી રેગાડા ઊતરે રે.
કયા તે ભાઈની મેડીમાં કાંઇ ફુલેરું ચોળાય
હો રાયા !
કઇ વહુને મોઢે તે માખ્યું બણબણે રે.
કયા તે ભાઇની મેડીએ કાંઇ ઢીંકાપાટુ થાય
હો રાયા !
કઇ વહુને વાંસે સબોટા ઊઠિયા રે.

આમ 'કયા ભાઇ' અને 'કઈ વહુ' પ્રશ્ન પૂછી ગીતકાર મશ્કરીપાત્ર વર–વહુનું નામ મૂકી હળવો વિનોદ કરી લે છે. ગૃહજીવનનું હળવા હાથે થયેલું આ આલેખન જીવનની હળવી ક્ષણોની પ્રતિતી કરાવે છે. આમાંથી મીઠા કલહની શરૂઆત પણ થાય છે. ભિન્ન ભિન્ન સ્થળેથી વસ્તુઓ લાવી પ્રેમપૂર્વક શાક તૈયાર કરવામાં આવે છે. શાકના વઘારનો છમકાર નાકને સતેજ કરે છે : ત્યાં તો પતિની ગાળ સાભળી પત્ની–

પાટિયો ફોડીને હાલી રે, વે'વાર તોડીને ચાલી રે.

પતિ સાથેનો સંબંધ છોડી પિયર તરફ ચાલતી થાય છે. ત્યારે પતિના મુખમાંથી–

શાક તો સવાદિયાં કીધાં રે,
રાંડે ખાવા નો દીધાં રે.

એવી ઉક્તિ સરી પડે છે. રિસાઇ ગયેલી પત્નીને–

પાછી વળને ઘરની નાર્ય,
તુજને નહિ દઉં કોઇ દી' ગાળ.

કહી પાછી બોલાવે છે પણ પત્ની તો–

પાછી નહિ વળું સ્વામી રે,
રહી છેકડલાંની ખામી રે.

કહી પોતાની આ સુલભ અલંકાર ભૂખ સંતોષવા કડલાંની માગણી મૂકી દે છે.

વિનોદ અને મીઠા કલહના આવા પ્રસંગો પછી ગૃહજીવનના સાથીદારો જેવા સાસુ, સાસરા, જેઠ, જેઠાણી, દિયર, દેરાણી, નણંદ નણંદોઈ તેમજ અન્ય સગાંઓ તેમ જ સંબંધીઓ સાથેના નારીના વ્યવહારને જરા ઊડતી નજરે જોઈ લઈએ.

શરદ પુનમની રાતે રમવા ગયેલી પુત્રી ઘેર આવીને માતા પાસે ભોજન માગે છે, ત્યારે :-

માતાએ પીરસી લાપશી, રંગ ડોલરિયો
મહીં પળી એક આલ્યાં ઘી રે રંગ ડોલરિયો.

જ્યારે એ જ પ્રમાણે સાસરિયે ગયા પછી સાસુજીને ભોજન આપવાનું કહેતાં :-

બાઈજીએ પીરસ્યું બાજરિયું, રંગ ડોલરિયો,
મહીં ટીપું આલ્યા તેલ રે, રંગ ડોલરિયો.

ઘીને બદલે ટીપું તેલથી ચલાવવાની પરિસ્થિતિ ઊભી થાય છે, આમ ખાવાપીવામાં જ નહિ જીવન જરૂરિયાતની અન્ય ચીજોમાં પણ સાસુજીનો અણછાજતો હસ્તક્ષેપ તેને 'બાઈજી' સાથે ઘર્ષણમાં ઊતારે છે.

બાઈજીને મેમાન આવિયા રે સંઘલાલ,
મારે આવેલ મારો વીર મોરી સંઘલાલ,
વહુનો વીરો વણઝારો રે સંઘલાલ.

અને પછી તો–

હું ને મારી બાઈજી બાઝિયાં રે સંઘલાલ,
આલ્યાં ઢીંકા ઢીંક મોરી સંઘલાલ
વહુનો વીરો વણઝારો રે સંઘલાલ.'

સંઘર્ષ હાથોહાથની મારામારીમાં પલટાઈ જાય છે.

સાસુની પેઠે જેઠ અને જેઠાણી પણ એને ખૂબ ખરું અણગમતાં છે :

સાસરિયે જાઉં તો મારા જેઠજી ભૂંડા,
વહુઆરૂ કહી બોલાવે રે, ના, મા,
નૈં જાઉં સાસરીએ રે.

સાસરીએ જાઉં તો મારી જેઠાણી ભૂંડાં,
પાણીડાં ભરાવે રે, ના, મા,
નૈં જાઉં સાસરીએ રે.'

એમ સાવ નમાલી બાબત આગળ કહી સાસરીએ જવાની એ ના કહે છે.

પણ વધુમાં વધુ એ જેઠને 'ચોવટીઆ' કે જેઠાણીને 'દોણફોડ' કહીને પોતાનો રોષ ઉતારે છે. જ્યારે નણંદ તરફ એનો દ્વેષ વિશેષ ડંખીલો છે કારણ કે ઘરમાં પતિ–પત્ની વચ્ચે તેમજ અન્ય સંબંધીઓ વચ્ચે કડવાશ ઊભી કરવામાં નણંદ વધુ પડતો ભાગ ભજવે છે :

પછવાડે ઉભી નણદી સાંભળે રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો,
આ વહુએ વગોવ્યાં મોટાં ખોરડા રે લોલ.

માતા અને પુત્રી વાતો કરે એ પણ નણંદથી સહન થતું નથી અને વહુ આપણા ઘરની વગોવણી કરે છે એમ પોતાની માતાને કહી નણંદ વહુનું મોત નોતરે છે. આવા પ્રસંગો વૈમનસ્ય વધારે એ પણ સ્વાભાવિક છે. સ્ત્રી પોતે સ્ત્રીને કેમ સમજી કે સહન કરી શકતી નહિ હોય એવો પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે.

જોકે નણંદ અને દિયર બંને સમાન કક્ષાના હોવા છતાં 'નાનો દેરીડો' હંમેશા લાડકો રહ્યો છે, કોઈ કોઈ વખત એને અણગમતો થયો હોય તો તે અપવાદરૂપ ગણાય. જ્યારે 'દેરાણી મારી જોડય' કહીને સામાન્યતઃ એને આવકારાઈ છે :

આજ રે સપનામાં મેં તો ડોલતા ડુંગર દીઠા જો
ખળખળતી નદિયું રે સાહેલી મારા સપનામાં,

જેવાં ગીતો ગૃહજીવનના મંગલમયરૂપનું વર્ણન કરે છે. ડોલતા ડુંગર જેવા સસરા, ખળખળ વહેતી નદી જેવા સાસુ, ધમ્મર વલોણા જેવા જેઠ,

દૂધ દહીંના વાટકા જેવાં મીઠાં જેઠાણી, લવિંગ-લાકડી જેવો દિયર, ઢીંગલે પોતિયે રમતી દેરાણી અને ગુલાબના ગોટા જેવો પતિ સૌ આદરણીય બની બેઠાં છે. પણ એવાં ગીતોનું પ્રમાણ ઓછું છે.

કુટુંબના જીવનના આટલા અલ્પ દર્શનથી સંતોષ માનીને પુરૂષ સાથે સહકારથી કામ કરતી કદીક અહંકારથી વર્તતી નારીને પણ આપણે જોઈ લઈએ.

પરણ્યો લાવે છે નત્ય પાવલી રે લોલ,
હું રે લાવું છું રૂપિયા દોઢ, મુંજા વાલમજી લોલ,
હવે નૈં જાઉં વીડી વાઢવા રે લોલ.

એવો મદભર્યો રણકો પણ સંભળાય છે. તો શ્રી રામ અને ભગવતી સીતાના આદર્શપાત્રોનાં પ્રતીકરૂપમાં સહકારભર્યું જીવન પણ નોંધપાત્ર છે.

સરીરામે રામચંદરે વાછરુ છોડિયા, શોભા,
સરીરામે સીતાજીએ દોહી ગવરી ગાયરે, શોભા.

આમ પરસ્પર સહકારથી જીવન જીવતાં નારીત્વની પૂર્ણતાએ પહોંચીને નારી જે રૂપ પામે છે તે નારી માત્રનું મંગલમય સ્વરૂપ: માતૃત્વ.

કાળી શી કોયલ શબ્દે સોહામણી,
આવે રે કોયલ આપણા દેશમાં.

એમ સરખી સાહેલીઓ એને બોલાવીને પૂછે છે:

કેમ કરી કોયલ એ વન વાસ્યાં ?
કેમ કરી સૂડો રાણો રીઝવ્યો ?

ત્યારે મોઘમ પ્રશ્નનો એવો જ મોઘમ પ્રત્યુત્તર એ આપે છે:

આંબા આંબલીએ એ વન વાસ્યાં
ને ટૌકડે સૂડો રાણો રીઝવ્યાં.

તો કોઇ નટખટ 'બેનીબા' ને સીધો જ પ્રશ્ન પૂછતાં એનો ઉત્તર પણ સીધો જ આપ્યો:

ઓરડા ઓરડીએ એ ઘર વાસ્યાં
ને છોરૂડે નાહુલિયો રીઝાવિયો.

છોરૂડે નાહુલિયો રિઝવવાની લગ્નજીવનની લોકકલ્પિત મનોરથસિદ્ધિ અહીં જોવા મળે છે. સર્જનના મહિમાનું એ સાર્થકપણું છે. સંતતિ ન હોય એવી નારી રાણી રન્નાદેને દયાર્દ્રભાવે વિનંતિ કરે છે:

લીંપ્યું ગૂંપ્યું રે મારું આંગણું.
પગલીનો પાડનાર દેજો રન્નાદે,
વાંઝિયા મે'ણાં તે માડી દોહ્યલાં.'

આમ ગૃહજીવનનો લાંબો પંથ અનેક આંટી ઘૂંટીઓ અને કઠિનાઈઓથી ભરેલો છતાં ચાલવું ગમે તેવો પણ છે. ભારતીય સંસ્કારોની છાપ પણ આ ગૃહજીવન પર પડેલી છે. માતા-પિતા સાથે અતિથિને પણ દેવ-સમાન ગણવાની આપણી પ્રાચીન પરિપાટી છે. લોકગીતોમાં આ અતિથિસત્કારની ભાવના પણ જોવા મળે છે. અતિથિસત્કાર વિના ગૃહજીવન અપૂર્ણ ગણાય છે. પાણી ભરવા ગયેલી નારી ઘેર મહેમાન આવ્યાના ખબર મળતાં જ વધુ કાર્યશીલ બને છે :

હેલ્ય ભરીને હું તો હાલું ઉતાવળી,
મારે હૈયે હરખ ન માય રે,
મારે ઘેર મહેમાન આવ્યા.

પછી તો એ મહેમાનોની શી રીતે સરભરા કરવી, સવારનાં દાતણથી માંડી, ભોજન અને પોઢણ સુધીની એ કાળજી રાખે છે. તેથી જ કદાચ સૌરાષ્ટ્રમાં અતિથિસત્કારની ભાવના વિશેષ પ્રબળ બની હશે. એ જ ભાવનાને લક્ષમાં લઈને ખુદ ભગવાનને પણ સૌરાષ્ટ્રના આતિથ્યનું આમંત્રણ અપાયું હશે :

કાઠિયાવાડમાં કોક દી', તુ ભૂલો પડય ભગવાન
તને એવાં દઉં સન્માન, તારું સરગ ભૂલાવું શામળા.

સ્વર્ગને પણ ભૂલાવે એવા અતિથિસત્કારની ખુમારી જોઈ આપણે નારીના ગૃહજીવનની પૂર્ણાહૂતિ કરીએ. લગ્નજીવનથી આરંભાતો ગૃહજીવનનો પટ અનેક ક્ષેત્રોમાં વિહરે છે. એના ગૃહજીવનનું એક એક પાસું એક એક પુસ્તક ભરી શકે એટલું સમૃદ્ધ અને આહ્લાદક છે.

# મેહ અને ઊજળી

મણિભાઈ વોરા

હાનામણ પછી ભાણુ જેઠવા અને ભાણના પુત્ર મરેજી પ્રજાના માનીતા ચારિત્ર્યવાન પરાક્રમી રાજવી થયા. વર્ષાઋતુમા એક વખત ઘુમલીથી દૂરના પ્રદેશે દાગાના ડુંગર તરફ મેહ જેઠવો મૃગયા કરવા નીકળેલ, ભારે વરસાદ આવી પડયો અને સાંજટાણે રાજા મેઘ ઝડીમા સપડાયો, ધ્રુજ્યો ભિંજાયો અને ઠૂંઠવાઈ રહ્યો. પોતાના ઘોડા ઉપર ઢળીને બેભાન મેહ જેઠવો ઢળી પડયો, અને જાતવાન અશ્વ અસવારને સાચવીને વગડો કાપતો, માર્ગ કરી અંધારુ થયે, એક નેસ પાસે લઈ જાય છે.

નેસમા એકનુ અટૂલુ ઝૂપડુ છે, અને તેમા વૃદ્ધ ચારણ અમરો કાજો અને તેની યુવાન પુત્રી ઊજળી એ બે જ માનવી રહે છે. ઘોડાના પદ સંચાર તેમજ ઝૂંપડી આગળના ખોંખારાથી ઝૂંપડીનું બારણુ ઉઘાડી પિતા પુત્રી બહાર આવે છે, અને જુએ છે બેભાન અસવાર અને નીતરતો ઘોડો. અમરો અને ઊજળી અસવારને તરત જ કોઈ રાજપુત્ર છે એમ ઓળખી લે છે. ઘોડાને થાબડી શાબાશી આપી બેભાન અસ્વસ્થ માનવીને બાપ દીકરી ઊંચકી ઝૂંપડામા લઈ જાય છે ને રાજવંશી અતિથિની સારવાર કરવા માંડે છે.

અનરાધાર વરસાદમા ગરીબ ઝૂંપડામા ચુલાનો દેવતા ઓલવાઈ ગયો છે. દૂરના બીજા ઝૂંપડાએ જઈને તેઓ દેવતા લઈ આવીને અગ્નિની ઉષ્મામા અતિથિના શરીરને હૂંફ આપી શકે તેવી સ્થિતિ છે. પરંતુ આ સમયે આ વાતાવરણમા બહાર જઈ શકાય તેવી સ્થિતિ નથી. વિમાસણમા પડે છે પિતા પુત્રી, આવેલ ઠૂંઠવાઈ ગયેલ માનવીના શરીરને ગરમી આપવાની કોઈ રીત ખરી? વૃદ્ધ પિતાનુ શરીર નબળુ અને ઠંડુ છે, તેથી તે દીનભાવે પોતાની પુત્રીને કહે છે,

> 'દીકરી, બોનના જીભ કંપે છે! પણ આ માનવીના ખોળિયામા જીવ લઈ આવવાનો એક જ મારગ આ ટાણે મને સૂઝે છે માડી, જોગમાયાનું નામ લઈને તું એને સોડમા લઈને ધાબળો ધાબળી ઓઢીને સૂઈ જા. ભગવાનને જીવાડવો હશે તો જીવી જશે, તારા પંડની ગરમીથી તેને જીવનદાન દે."

બાજરો અને ગોળ લઈ ઘોડાને દેવા ચારણ બહાર આવ્યો. ધર્મસંકટ આવી પડયુ. કાંઈક મૂંઝવણ અનુભવતી ઊજળીએ પિતાની આજ્ઞા માની. સમય જતા મેહના શરીરમા ધીમે ધીમે ગરમીનો સંચાર થયો અને નિર્દોષ ચારણપુત્રી ઊંઘી ગઈ. એ પછી થોડીવારે મેહ ભાનમા આવ્યો, અને જાગૃત થયો. કોઈ અજાણી યુવતી બાજુમા આલિંગીને પડેલી હતી! એ સફાળો બેઠો થયો. કન્યા પણ લજ્જા પામતી એકાએક જાગી જતા બેઠી થઈ! રાજા ઝટ ઝૂંપડી બહાર આવ્યો. અમરો ડોસો તો અતિથિ સ્વસ્થ થયા જાણી અતિ હર્ષભેર અંદર જઈ બોલ્યો 'ઊજળી આજ તેં એક સાજણને જીવનદાન દીધુ મા!'

પોતે કેવી વિષમ સ્થિતિમા અહીં આવ્યો હતો અને કેવી રીતે સ્વસ્થ થયો હતો તે બધુ જાણી મેહ અચંબો પામી હૃદયથી પ્રભુનો અને આ ચારણ પિતા પુત્રીનો આભાર માનતો રહ્યો. મહેમાન તરીકે ચારણ નેસડે મેહ એક દિવસ રોકાયો. ચારણને પણ જાણ થઈ કે આ અતિથિ તો ઘુમલીનો રાજા મેહ જેઠવો છે. રાંકને ઘેર રાજા! હર્ષનો પાર નથી. મેહ ઘુમલી જવા વિદાય લે છે, ત્યારે ઊજળી લજ્જા સહિત પણ દૃઢ રીતે બોલી, "જેઠવા રાજા આ શરીર તમને સોંપ્યુ છે. તન, મન તમને આપીને જ તમારી સોડમા સૂતી હતી, એ ભૂલશો મા. હુ તમારી રાહ જોઈશ. મને તેડાવશો ત્યારે ઘુમલી આવીશ."
મેહ જેઠવો ઉપકારવશ છે, પણ ઊજળીની આ દરખાસ્તથી તેને અચંબો થાય છે. પોતાનો રાજવી તરીકેનો ધર્મ ચારણ કન્યાને સ્વીકારવાની ના પાડે છે, પણ આ સમયે કશુ પણ બોલ્યા વગર આશ-

રની લાગણી વ્યક્ત કરતો, મૂંઝવણ અનુભવતો તે વિદાય લઇ ઘુમલી પહોંચે છે.

દિવસો પસાર થાય છે. ઊજળી કાંઇક આશાના મહેલ ચણે છે. સમય વીતતાં ઊચાટ અનુભવે છે. તે મેહને મળવા તલસે છે. પિતા અતિવૃદ્ધ છે. માલનું ધ્યાન રાખનાર પુખ્ત ચારણ કન્યા પહોંચ વાળી છે, પણ તે મેહ આવશે અને પોતાની સંભાળ લેશે એવી રાહ જોતી બેઠી બેઠી આશા સેવે છે. મે વરસતો નથી, મેહ આવતો નથી.

મા તણાવ તું મેહ તારા વેડયાં વેડાયેં નહિ;
એક સગપણ ને સ્નેહ તું તાણીશ તો તૂટશે.

મે'નાતાં મંડાણ, કળજુગમાં કુડાં થયાં;
કાં માંદો પડયો મેહ, કાંવીજળીએ વણુંભીઓ.

પરદેશીની પીડ, જેઠવાએ જાણી નહિ;
કાંકે માર્યાં તીર, ભાથે ભરેલાં ભાણના.

મોટે પણગે મેહ, આવે ધરતી ધરવતો;
પણ અમ પાંતીનો એહ, ઝાકળ ન વરસ્યો જેઠવો.

ઊજળી મહિના પછી મહિના ગણે છે અને આતુર હૃદયે મેહની વાટ જુએ છે.

કારતક મહિના માંય, ઓઢણ દે આભપરાધણી
માહે પરણે માનવી, ઢોલ ત્રંબાળુ ધ્રૂસકે;

લગન ચોકમાં લઇ આવ્ય, વધાવું વેણુના ધણી;
ચૈતર ચિત્તડાં માંય, કોળામણ ટળે કારમી;

એની ઉલટું અંગડાં માંય આવે આભપરા ધણી;
જેઠ મહિનો જાય, તેનો ધોખો કરીએ નહિ;
પણ અષાઢ ઊતરી જાય, તો વસમું વેણુંનાધણી.

આખરે રાહ જોઇને ચારણ કન્યા થાકે છે:

હાથી પૂછડ્યો હોય, તેને કેમ કરી ઊઠાડીએ?
મનમાં વિચારી જો, ભાદરવો જાય ભાણના.

મેહના વાવડ નથી, મે વરસ્યો નહિ, વરસ કોરું ગયું છે. માલધારી દુઃખી થાય છે. બીજાં માલધારી ગીરમાં વાંઢે ગયાં, અને ઊજળી પોતાનો માલ હાંકી બરડામાં ઘુમલી આવી. જેઠવા રાજાને ખબર આપ્યાઃ ઠાંગાના ડુંગરથી ચારણબાઈ આવી છે, મળવા માંગે છે.

ઠાંગે રહેતી ઠેઠ. આઘે પણ ઓરે નહિ;
આવ્યું બરડા બેટ, પાંજર દાણે પાણીએ.

અમરા કાજાની હું ઊજળી, તું ભાણજેઠવ નો મેહ;
જે દિ ના પોઢેલ સાથરે, તે દિ'નો બાંધેલ નેહ.

મેહ જેઠવે કહેવરાવ્યું:

દેવી પુતરની તું દીકરી, હું ભાણ જેઠવાનો મેહ;
જે દિ' માળે જંપીઆ, ઇતો મા છોરૂને નેહ.

ચારણ એટલા દેવ તુંને જોગમાયા કરી જાણીએ;
લોહીનાં ખપ્પર ખપે, તો બૂડે બરડાનો ધણી.

બાઈ ચારણ જોઈએ તે માંગ, એ તુંને અપાશે પણ જેઠવો મળશે નહિ. ઊજળી ઉગ્ર બને છે:

મરડાઈશ નહિ મેહ, ભાણના અમને ભાળીને;
નગણા સાથે નેહ, બોલે નહિ બરડાનો ધણી.
મુંઝવ માં મને મેહ, ઊંડે જળ ઊતારીને;
મોઢું દેખાડ તું મેહ, ભોંઠપ માંહે ભાણના.

પછી મેહ જેઠવો ઊજળીને મળવા આવે છે: જુએ છે તો ઊજળી દુઃખ અને વિરહથી કૃશકાય બની ગઇ છે: પણ પવિત્ર યુવાનીની મુખ પર આભા ઝગહળે છે. ખરેખર! મનથી વરી ચૂકેલી આ ચારણ યુવતી મેહને વરવા આવી છે; પણ મેહ જેઠવો અચળ મનનો રાજવી છે. મેહ સમજાવે છે:

કણ દાણો કાંઇ કહે, તે દઉં ગાડાં ભરી;
તારે હઇયે લાલચ હોય, તે માંગને આવી ઉજળી.

અમથી બીજું અપાય નહિ, તમે છોરૂ ચારણુંરા;
મન બગાડે મારૂં, તો આભપરો લાજે ઊજળી.

ઊજળીને ધ્રાસકો પડે છે: અને ધ્રુસકે રડી પડે છે;

વણ સગે વણ સાગવે, વણ નાતરીએ નેહ;
વણ માવતરે જીવશું, તું વણ મરશું મેહ.
આવ્યા આશા ભેર, નિરાશ તેને ન વાળિયે;
તખડુક ને હુંકાર, ભોંઠપ લાગે ભાણના.

તુ શુ તાળી દઇ, બે ઘડી બોલ્યા નહિ,
એ અવઢવ રહી મનમા, જામો કામી જેઠવા
મે મે કરતા મેહ, બપૈયા પેરે બોલીએ !
પણ અમ પાતીનો એહ, જરા ન વરસ્યો જેઠવો

પરતુ મેહ પોતાના નિશ્ચય પર અડગ રહે છે ચારણ યુવતીને ન સ્વીકારતા ઊજળી હૈયા વરાળ કાઢે છે

તારા મનમા આવુ હતુ તો જાકારોકાનમોકલ્યો?
લાજુ અમારી લઇ તે ભોઠા પાડયા ભાણુના
ઓશિયાળા થયા અમે ટોડા ઝલ ટળ્યા નહિ.
મેણિયાત રાખ્યા મેહ જામો કામી જેઠવા

બાળોતિયાના બગેલ થાનુ માથે ઠર્યા નહિ,
તેને તરછોડયા તમે, જામો કામી જેઠવા
તાવમા માણુસ જેમ આઘા ઠેલે અન્નને !
એમ લાગી હુ મેહને, આજ અકીણુજેવીઊજળી
કોદો ઘરો કુભાર અજાણ્યે મે ઉપાડીઓ,
ભવનો ભાગણુહાર જાજરો,ન જાણ્યો જેઠવો

હૃદય સતાપ લઈ ઘુમલીને પ્રણામ કરી ચારણુ ઊજળી ત્યાથી ચાલી નીકળે છે ઊજળી પોતાનું મોત ઇચ્છે છે અને જતા જતા મેહ પર અને ઘુમલી પર શાપ વરસાવે છે

જળમા કીધી ઝોંક, આભપરેથી ઉચળ્યા,
સરગાપરનો ચોક, પિજર વહેલો પામજે
મુઓ હોત જો મેહ, દિલમા દાઝુ ટળત,
કા કે દીધો તે છેહ, પાદર થાશે ઘુમલી
કવ કવ કરશે કાગ, ઘુમલનો ઘેઘર જાશે,
લાગો વધતી આગ, રાત દિ' તારા અગમા

મેહને અગેઅગ બળતરા ઊપડે છે હૃદયમા અગ્નિ સળગે છે તેને પવિત્ર ચારણુ કન્યાનું જીવન ધૂળ કર્યાનો પસ્તાવો થાય છે પોતે બહુ માંદો પડે છે ઊજળીને બોલાવવા તેડ મોકલે છે ઊજળી કહે છે -

ખડ સૂકયા ગોરસ વસુકયા, વહાલા ગયા વિદેશ
અવસર ચૂક્યા મેહુલા હવે વરસી કઉ કરેશ !

છતા પોતાના માની લીધેલ પતિની તે તેડાથી જાય છે રાજા ઊજળીની ક્ષમા માગી સ્વર્ગે સચરે છે ઊજળી મેહના દેહ સાથે બળી મરી સતી થાય છે આમ સ્વર્ગમા મળવા મેહ=ઊજળી ઘુમલીથી સચરે છે

( નોધ - 'હાલામણુ અને મેહ જેઠવાની લોકકથા માંહેના દુહા આ પથકમા લોકકંઠે સાભળવા મળે છે આ બાબતમાં મારી નોધપોથીનો આધાર મોટે ભાગે સ્વ જગજીવન કાલિદાસ પાઠકકૃત મકરધ્વજવશી મહીપમાળાનો અને મહેર સીદીભાઈ નથુ કડછાનો છે )

*

## મા છોરૂનો ભાવ

અણુધાર્યા આવી પડે. ઘટમા દુખના ઘા
નાભીથી વેણુ નીકળે, મોઢે આવે મા
છોરૂ ઘડીક રમતે ચડે, આડુ અવળુ થાય
ભૂખ્યુ થાતા બાબરી જનની પાસે જાય
ચીસ બાળકની સાભળી, દિયે ન માતા દોટ
( તો ) છોરૂ માતાને સબધ, આવે જબરી ખોટ

પિગળશીભાઈ ગઢવી

---

ગ્રાહકોને નોધ લવા વિજ્ઞપ્તિ -

આ દીવાળી અક ઓકટોબર-નવેમ્બર ના સયુક્ત અક તરીકે પ્રગટ થયેલ છે એટલે હવે પછીનો અક ડિસેમ્બરની પહેલી તારીખે પ્રગટ થશે ૧૯૭૧ ના ઓકટોબર ને નવેમ્બરમા નોધાયેલા ગ્રાહકોનુ લવાજમ ૧૯૭૨ના સપ્ટેમ્બરના અતે પૂરૂ થશે -

# લોકસાહિત્યમાં નારી અને ભક્તિ

જયમલ્લ પરમાર

શાસ્ત્રોમાં સ્ત્રીના મોક્ષના અધિકાર વિષે બે મત રહ્યા છે. એમાં પ્રધાન મત સ્ત્રી મોક્ષ ન મેળવી શકે તેવો રહ્યો છે. એ માટે વેદ–શાસ્ત્ર અધ્યયન પણ સ્ત્રી માટે જરૂરી નથી મનાયું. શાસ્ત્રવાચન સ્ત્રીઓ કરી શકે કે ન કરી શકે તે પુરુષોએ પોતાના હાથમાં રાખ્યું છે. કેમ જાણે કોઇને પણ મોક્ષ આપવો કે ન આપવો તે પુરુષોના હાથની વાત હોય !

શાસ્ત્રો અને સમાજનાં વિધિવિધાન પુરુષોએ ઘડેલાં છે. અને પોતાને ફાવતું આવે તેમ અને તેવું સ્થાન સ્ત્રીઓ માટે પુરુષો જ નક્કી કરતા આવ્યા છે. સતીનો રિવાજ બહુ પાછળથી ઘડાયો અને પુરાણકાળનાં સ્ત્રી પાત્રોને અને પુરાણકાળ પહેલાંના સ્ત્રીપાત્રોને સતી શબ્દ લગાડવામાં આવ્યા છે.

આ સતીત્વ એટલે પુરુષને જ પરમેશ્વર માનવો, પુરુષની દાસી થઈને છાયા રૂપે જ જીવવું તે છેવટ પુરુષ મરે એટલે આપોઆપ જીવ ન ઊડી જાય તો એની ચિતામાં બળી મરવું એને સ્ત્રીઓ માટેનો શ્રેષ્ઠ આદર્શ પુરુષોએ મનાવ્યો. આ દેશમાં અંગ્રેજો આવ્યા અને એના વાઇસિરોય લોર્ડ કર્ઝને એ ક્રૂરતા બંધ કરાવી, ત્યાં સુધી એ રિવાજ ચાલ્યો.

રાજપુતકાળમાં 'દીકરીને દૂધ પીતી કરવી' એટલે મોટી થતાં પહેલાં જ મારી નાખવી, એવી શોષની સરિયામ નાદારી અને કરપીણના સુધી સમાજનું પતન થતું ચાલ્યું આવ્યું. એ પણ અંગ્રેજોએ આવે બંધ કરાવ્યું. આમ સ્ત્રી માટે તો પુરૂષ જ પ્રભુ રહ્યો. પુરૂષથી જુદા પ્રભુની સ્ત્રીએ કલ્પના જ કરવાની નહિ. સ્ત્રીમાં પણ પુરૂષ જેટલો અને એના જેવો જ આત્મા હોવા છતાં સ્ત્રીના સ્વતંત્ર આત્માને આમ ધરાહાર પુરૂષની ઇચ્છાઓ, વૃત્તિઓ, વાસનાઓ અને એનાં ભલાં બુરાં પરિણામો સાથે બાંધી દેવામાં આવ્યો.

મોક્ષ એ પરમ પુરૂષાર્થ હોય અને તે પુરૂષ માટે જ હોય, પછી સ્ત્રીમાં મોક્ષ માટેનો ઉત્સાહ ક્યાંથી પેદા થાય? પરિણામે શાસ્ત્રોમાં બાંધેલા એવા સમાજમાં બ્રહ્મનિષ્ઠ સ્ત્રીઓ જ નહિજેવી પેદા થઈ. કોઈક ગાર્ગી, કોઈક સુલભા, કોઈક શબરી કે કોઈ મૈત્રેયીનાં રડયાં ખડયાં નામ જ નજરે ચડે છે. અને એવો શાસ્ત્રોક્ત સમાજ તો પાંચ હજાર વરસથી ચાલ્યો આવે છે. બાકીની સ્ત્રીઓ જે મહાન બનાવવામાં આવી, એને પુરૂષોએ સતીનું બિરદ આપી દીધું.

માણસ કાયદાથી ડરીને ચાલે છે, પણ કાયદાનું પાલન કરીને નથી જીવી શકતો. તેમ સમાજ શાસ્ત્રોના આદેશોથી ડરીને ચાલ્યો છે. પણ શાસ્ત્રોએ બાંધેલા ચોકઠાં વચ્ચે જ નથી ચાલી શક્યો. કારણ કે જીવન અનંત છે, અપાર છે, એનાં રહસ્યો અને એનું અનંતસ્વરૂપી પ્રગટીકરણ કોઈ ચોકઠામાં ચાલી શકે નહિ. કારણ કે શાસ્ત્રોનાં ચોગઠાં માણસે બાંધેલાં છે. પણ માણસનું ચૈતન્ય અને મન હજી સુધી તો માણસના હાથની વાત નથી રહી. એથી જ્યારથી શાસ્ત્રોના અને સમાજનાં વિધિ વિધાન ઘડાયાં અને ઘડાતાં આવે છે, ત્યારથી આ ચોગઠાં અને માનવજીવનનો એક સંઘર્ષ–એક દ્વંદ્વ ચાલ્યા જ કરે છે. સિદ્ધાંતો બાંધી શકાય, જીવન કેવી રીતે બાંધી શકાય?

સમાજના જે વર્ગમાં આ અણઘડ કારીગર એવા પુરુષનો વધુ હાથ રહ્યો છે, જ્યાં શાસ્ત્રોએ બાંધેલા કે પુરુષોએ ઘડેલા આદર્શો ને વિધિ વિધાન તોડવામાં અગર તો તોડનારા અપ્રતિષ્ઠિત લેખાઈને સમાજમાંથી ફેંકાઈ ગયા છે, ત્યાં સ્ત્રીનું જીવન પાંગર્યું નથી પણ દંભ અને પાખંડ જ પાંગર્યા છે. ત્યાં ચેતનાહીન સ્ત્રીસમાજ પેદા થયો છે. જેની સુધબુધ નરદમ પુરુષાવિન રહી છે. ત્યાં દંભી ભકતાણીઓ પેદા થાય, બીમાંડાળ ધાર્મિકતા પાળતી બૈરીઓ પેદા થાય પણ સ્ત્રીઓનું સ્ત્રીત્વ ન ઝળકે.

ચૌદમી સદીએ એક વિરાટ ચમત્કાર સર્જ્યો. પૌરાણિકો અને પુરોહિતોના કર્મકાંડના શાસ્ત્રજ્ઞાના, વર્ણાશ્રમના, ઊંચનીચના, કુલાભિમાનના, જાતપાંતના અને અસ્પૃશ્યતાના ભયાનક લોખંડી ચોગઠાને ભેદીને ભારતભરમાં એક ભક્તિપ્રવાહ રેલાઈ રહ્યો. એણે દર્શનશાસ્ત્રના પાંડિત્ય અને સંસ્કૃતભાષાના અહંકાર વિલાસ ઉપર પ્રચંડ પ્રહારો કર્યા. આ પ્રવાહ ગામડે ગામડે રેલાઈ રહ્યો અને પુરોહિતવાદના કેદખાનામાં જકડાઈ રહેલી જનતાએ મુક્તિનો શ્વાસ લીધો. ધર્મને નવા સ્વરૂપે જાણ્યો અને માણ્યો.

એક જ દૃષ્ટાંત બસ થશે. મીરાંબાઈએ કહેવાતી શાસ્ત્રાજ્ઞાઓ, કુલના રીતરીવાજો અને સ્ત્રીઓ માટે બાંધેલા સતીત્વ સહિતના તમામ વિધિવિધાનોનો ભંગ કર્યો. રાજકાજ છોડયાં, કુટુંબ છોડયું, ધણીને છોડયો અને ગિરિધર ગોપાલમાં ઘેલી બનીને ચાલી નીકળી. છતાં એ અસતી હતી, એને મોક્ષ ન મળ્યો અને એ નરકમાં ગઈ એમ હજી સુધી તો કોઈએ કહેવાની હીંમત નથી કરી.

આ થઈ એક વાત. પણ ભારતમાં સૌરાષ્ટ્ર જેવા ભૂખંડ માથે તો અનેક પરદેશી પરિભ્રમણશીલ જાતિઓ ઊતરતી રહેલી. આર્યકુલ શર્યાતોથી એની શરૂઆત થઈ કહેવાય. અને ઇસુની ૧૬મી સદી સુધી એ જાતિઓ લાગલાગાટ પશ્ચિમ અને ઉત્તરથી ઊતરતી જ રહેતી. આ જાતિઓ પુરોહિતોની શાસ્ત્રાજ્ઞાથી બંધાયેલી ન હતી. વિવિધ રીતરિવાજો વાળી હતી. ભ્રમણનું, વનજંગલનું, હળનાં ધીંગાણા ખેલવાનું એમનું જીવન સ્વાશ્રયી હતું. એથી આ બધી જાતિઓમા સ્ત્રી એ પુરુષની છાયા કે દાસી તરીકે, ગુલામ કે વાસના પોષવાના સાધન તરીકે કે મિલ્કતરૂપ ન રહી શકે. પુરુષોની જોડાજોડ પ્રત્યેક ક્ષેત્રે એ પુરુષની સાથીદાર હતી અરે સ્ત્રી અને પુરુષ એ બે મળીને જ એમનો જીવન વ્યવહાર ચાલે તેમ હતો. એટલે આ બધી જાતિઓમાં સ્ત્રીનું જીવન ભદ્રસમાજ કરતાં ઘણીરીતે મુક્ત અને મોકળાશભર્યું હતું.

આ બધી જાતિઓના રીતરિવાજો, રહેનસહન એકબીજામાં ભળ્યા. વિવિધ માન્યતાઓનો સમન્વય થયો અને એમાંથી લોકજીવનનો સંસ્કાર ઘડાયો. ધર્મો, રૂઢિ અને માન્યતાઓ તો એમને ય હતી. વહેમો અને કેટલીક અંધશ્રદ્ધા પણ ખરી. છતાં એ જીવન શાસ્ત્રાજ્ઞા પાલનના બંધિયારપણા જેવું નહતું, વહેતિયાળ હતું. એને ય સાધુ બ્રાહ્મણ મળતા. શાસ્ત્રાજ્ઞાના ચાબખા વીંઝતા, કથાકારો કંઈક વાતો કહેવતા. છતાં લોકજીવન સારગ્રહી હતું. એટલે એમાંથી પોતાના જીવનને અનુરૂપ સાર તારવી લેતું.

એવું ય નથી કે શાસ્ત્રોએ અને પુરાણોએ કથેલાં સ્ત્રી પાત્રો સૌરાષ્ટ્રમાં ન હતાં. કુશાવર્ત અને પાછળથી પશ્ચિમ આનર્ત તરીકે ઓળખાતા આ સૌરાષ્ટ્રમાં આર્યકુળનો પહેલો રાજા તે શર્યાતિ. એની પુત્રી સુકન્યા ને ચ્યવનઋષિનો પ્રસંગ હજી એટલો જ ઝળકે છે.

સુકન્યા પછી શર્યાતિરાજાના પુત્ર આનર્તના પુત્ર રૈવતની દીકરી રેવતી કૃષ્ણના મોટાભાઈ બળરામ વેરે પરણાવી. એ પણ પૌરાણિક પાત્ર છે. ત્યાંથી દ્વારિકામાં આવનાં શ્રીકૃષ્ણની પટરાણીઓ, એની બહેન સુભદ્રા, અભિમન્યુ હણાતાં દ્વારિકામાં કૃષ્ણ પુત્રી તરીકે રહેલ ઉત્તરા અને અનિરૂદ્ધ પત્ની ઉષા પણ એટલાં જ જાણીતાં નામ છે. એક યા બીજા ક્ષેત્રે એમની દેન છે. પણ ભક્તિમાં એમાંથી એકેયનું નામ ન ભળે.

ન જાણે કેમ પણ ચંદ્રવંશ, સૂર્યવંશ અને અગ્નિવંશના મૂળ સુધી પહોંચતા ચારણ બારોટોના ચોપડામાં યાદવો અને એના વિનાશ પછીના સૌરાષ્ટ્રમાં યાદવો, શર્યાતો, હૈહયો, આનર્તો યૌધેયોના રાજ્યો હોવાનું કંઈ નામ નિશાન નથી. એ પછી ઈ. સ. પૂર્વે બૌદ્ધો આવ્યા એનો ય પત્તો નથી.

એ પછી શક ક્ષત્રપો આવ્યા, મૌર્યો આવ્યા, ગ્રીકો અને ગુપ્તો આવ્યા ને છેવટ મૈત્રકો ઉદય પામ્યા. દીર્ઘકાલ રાજ્ય કર્યું, અને તે પાછું વળ માં, છતાં યાદવોથી માંડીને આઠમી સદી સુધીના સૌરાષ્ટ્રના આ રાજવંશો ચારણ બારોટોના ચોપડે નથી મળતા. એ જ રીતે લોકજીવન અંગે પણ નોંધપાત્ર એવું કશું જાણવા મળતું નથી. નથી એ સમય સુધીની

કવિતા અંગે કાંઈ જાણવા મળતું. તેમ જ લોકધર્મો, એના સંતો ભક્તો વિષે પણ નોંધપાત્ર એવું કશું મળતું નથી.

લોકજીવનમાં વહેલા ધાર્મિક પ્રવાહો, માન્યતાઓ વગેરે આઠમી સદી પછીના જ મળે છે. એ બધામાં જે કાંઈ જાણવા મળે છે તે એ જ કે માતૃપૂજાનું સૌરાષ્ટ્રના લોકજીવનમાં ઘણું મહત્ત્વ હતું. પણ એમાંની કોઇ વ્યક્તિ કે કાળ નિર્ણય હજી કરી શકાતો નથી. કચ્છનાં આવડ આઈથી કદાચ શરૂઆત કરી શકાય.

પણ માતૃપૂજા એ ઘણો મહાન વિષય છે. એમાં લોકોક્તિઓ અને ચમત્કારો એટલા ભળી ગયેલા છે કે દેવીભક્તિથી વિશેષ જીવન સાધના એમાંથી તારવી શકાય તેમ નથી. એટલી વાત નિશ્ચિત કે સૌરાષ્ટ્ર એક કાળે–અથવા એ કાળે–જ્યારે મહાન ગણાયેલા ધર્મો બૌદ્ધ, શૈવ, જૈન અને ભાગવત ધર્મનાં પાણી ઓસરી ગયેલાં, ત્યારે લોકો માતૃપૂજક વિશેષ હતા.

વિવિધ જાતિઓમાંથી એક બનેલા લોકજીવનમાં સ્ત્રીનું સ્થાન સહભાગિનીનું, સત્કર્મચારિણીનું હતું. જો પુરુષનાં જેટલાં ક્ષેત્રો હતાં, તે તમામમાં ભાગીદારીના અર્થમાં કહેવાતું હોય તો સહધર્મચારિણીનું હતું. ધર્મ અને ભક્તિના ક્ષેત્રે તો પુરુષ કરતાં સ્ત્રીનું સ્થાન સવિશેષ હતું. એટલે જ તો લોકજીવનમાં દેવો કરતાં દેવીઓની સંખ્યા અનેકગણી છે.

જો શાસ્ત્રો બાંધ્યો એ ધર્મ નહતો તો પછી લોકધર્મે કયો વળોટ પકડેલો ? જ્ઞાન માર્ગ તો અવશ્ય નહિ. તેમ ભદ્રસમાજની રૂઢિગત ધાર્મિક માન્યતાઓ અને કહેવાતી સતીના ધર્મો પણ નહિ પણ એના ઇતિહાસના અભાવે આઠમી સદીથી ઠેઠ ૧૪મી સદી સુધી વગર વિલંબે ઊતરી આવવું પડશે. તળાજાના એભલવાળાના અને સાંઈ નેસડીના પ્રસંગને ૧૨મી સદીનો પ્રસંગ ગણીએ તો ધર્મ અને સમાજની કાંઇક ઝાંખી આપણે કરી શકીએ. પણ એને સંશોધનના ક્ષેત્રમાં રહેવા દઇને ૧૪ મી સદી સુધી આવી જઈએ.

જ્યારે જીવનનો અંતિમ પરિપાક ભક્તિ મનાતી. વ્યવહારો, પરંપરા, નિરીક્ષણ અને અનુભવને અંતે આત્મજાગૃતિભર્યું કર્મ અને તપ, ત્યાગ, વૈરાગ્ય અને સેવા દ્વારા આત્મસાધના એ ભક્તિની નૈસર્ગિક નિષ્પત્તિ બનેલી

આ ભક્તિ કર્મપ્રધાન હતી. એટલે સંસારનો ત્યાગ એ તો અપવાદ જેવા રહેતો. પણ સંસારમાં રહીને, જનસામાન્ય વચ્ચે વસીને પતીતો, અધમો અસ્પૃશ્યો વચ્ચે કામ કરવું એ પ્રભુસેવા મનાતી. વ્યવહારશુદ્ધિ અને આચારશુદ્ધિ એનાં અંગ હતાં. આ આચાર અને વ્યવહાર તત્ત્વનિષ્ઠ હતાં. અને એ દ્વારા આત્મિક વિકાસ સધાયે જતો.

આ પ્રભુઉપાસનામાં સર્વનો સમાન અધિકાર સ્વીકારાયો હતો. ન્યાતજાતના અને લિંગના ભેદ સિવાય. એમાં કોઇ કોમની શ્રેષ્ઠતાનો સ્વીકાર ન હતો. કોઈ કોમ નીચી ન ગણાતી. શ્રેષ્ઠતાનું માપ ભક્તિ હતી, જન્મ નહિ.

કોઇ એક પંથના હોવા છતાં એક જ પંથનો આગ્રહ એમાં અણસારુ જનો જ રાખતાં. તેમ કોઈ એક જ દેવની ઉપાસના હોવાનો પણ આગ્રહ ન રહેતો.

મોટાભાગના આ સ્ત્રીસંતો ઘરબારી હતાં. સંસાર વચ્ચે સંસારથી અળગા રહેતા એ આતમ ભેખધારી હતાં. સાધના કઠીન હતી, કારણ કે સૌરાષ્ટ્રનું લોહી જ સ્વભાવે ઉગ્ર અને આવેશશીલ છે. એટલે સાધક બધા શૂર જ હોય. ઊર્મિભર્યા, ભાવઘેલા અને શ્રદ્ધાળુ.

પણ ન્યાતજાતની નિર્દય રૂઢિચૂસ્તતા સામે પ્રત્યેક સંતે ઉગ્ર લડાઈ આપેલી છે. દુનિયામાં રહ્યા છતાં દુનિયાની સંકુચિતપણા અંગે આત્મભોગ સુધીની તત્પરતા.

મેલાં દેવદેવી, માંસાહાર, સૂરાપાન અને દેવી પૂજાની ઓથે થતા માંસાહારનો પ્રબળ નિષેધ. કર્મમાર્ગી ખરાં પણ તે રોગિયાં દોગિયાંની સેવાનો, ગૌપ્રેમનો અને અન્નક્ષેત્રનો. કર્મકાંડમાં કદી પરોવાયેલાં ન રહેતાં.

આમ ધર્મરક્ષા કાજે સૌથી વધુ ઝુઝ્યાં છે ચારણઆઇઓ. મહાન ગણાતાં રાજ્યો સામે, બળવાન ગણાતાં જૂથો સામે, સમાજની રૂઢિઓ સામે અને અન્યાયના પ્રત્યેક પ્રસંગે. પણ આ ચારણ્ય સંતોનો ઈતિહાસ ઘણો મહાન છે. એમની ભક્તિ સદાય અપાર્થિવ રહેતી આવેલી. એમાંથી ચમત્કારોનાં પડળ દૂર કરીને કોઇકે ચારણઆઈઓની આત્મસાધનાનો મહાન ઇતિહાસ આપવો ઘટે. છતાં બે ચાર નામ તો આપવાં જ રહ્યાં.

આઇ નાગબાઈ એમના ચમત્કારોને કારણે નહિ પણ આત્મબળને કારણે મ્હાન હતાં. ચારણજ્ઞાતિમાં સૌથી પહેલાં બીજાં લગ્ન કરીને એમણે સમાજની રૂઢિઓ ભેદી. રા' માંડળિક સામે પોતાનું આત્મબળ દાખવીને ઝૂઝયાં અને છેવટ એકાત્માભાવથી હરિજન દંપતીને ગાડે બેસીને હેમાળો ગાળવા હાલ્યાં. પાંડવો પછી આઇ નાગબાઇ સિવાય બીજો કોઈ દાખલો નથી.

ભાવનગરને રસ્તે આવેલા દેરડી ગામનાં આઇ જાનબાઈ એવાં જ મહાન સંત હતાં એમણે અઢારેય આલમને એક હારે પાણી ભરે તો વાવ બંધવી આપવાનું કહ્યું. સૌએ સ્વીકાર કર્યો અને આઈ જાનબાઈએ વાવ બંધાવી.

ગિરના સરાકડિયા નેસનાં આઇ સોનબાઈ શાસ્ત્ર પ્રબોધી કે સમાજે બાંધેલી સન્નારીની વ્યાખ્યા પિતુ માતુ અને પતિની આજ્ઞાપાલનમાં એમણે પોતાનું ઈતિકર્તવ્ય કે મહત્તા ન માની. પરણીને ચોરીમાંથી ઊઠીને અંતરાત્માના અવાજ પ્રમાણે પ્રભુભક્તિમાં અને ભૂખ્યાં દુખ્યાંની સેવામાં જીવન ગાળ્યું.

ગોપીચંદની માતાએ પોતાના આંસુના સંકેત વડે ગોપીચંદને વૈરાગ્યને માર્ગે ચડાવ્યો તેમ થરાદના કુંવરને એની સગી માતાએ ખંભાલીડામાં ભેખ પહેરાવ્યો ને દાસ મોરાર એમાંથી થયા. એ જ રીતે પીપાવાવની જગ્યાના સાધક શરા મહંત ગીગારામજીને નાના હતા ત્યારે એમની માતા પોતાના હાથે દોરી કને એકના એક પેટના જણ્યાને જગ્યાને સોંપી

એ જ પીપાભગતનાં પત્ની સીતાબાઈનો જ વિચાર કરીએ તો પીપાજી શોભ્યા અને આગળ વધ્યા એમનાં સાધ્વી પત્ની સીતા માઇને કારણે જ. નરસિંહ મહેતાના સાધુ સંતો પોસાણા એમનાં પત્ની માણેકબાઇની ભક્તિને કારણે. અને એ જ રીતે ભક્ત જલાબાપાનો રોટલો ભક્ત વીરબાઈમાના કારણે ઊજળો દેખાણો.

ગધઇ મુસલમાન બાઇ લાખુની ભક્તિનો રંગ એના બાળક આપા ગીગામાં ઊતર્યો અને જેણે ગિરનારમાં સુપ્રસિદ્ધ જગ્યા સતાધાર બાંધી. એ જ રીતે આપા દાનાનાં શિષ્યા ચલાળાનાં મૂળીમાઇ તો જગતનાં ઝેર પચાવીને મીરાંબાઇ કહેવાઇ ગયાં. જેની શિષ્ય પરંપરા ચાલેલી.

પોરબંદર–ઓખીરાનાં નીરલબાઈ. જાતે લુહાર દેવાયત પંડિત આયર. આત્મધર્મે વર્યાં. પણ જીવ્યાં ત્યાં સુધી દેહસંબંધ ન રાખ્યો. એવાં જ ઘેડ બરડાનાં સંત લીરીમાઈ.

ખંભાળિયાના સંત લોયણને તો કોણ નહિ પીછાનતું હોય? જેસલ જાડેજા જેવા બળવાન ને રૂપવાન રાકુ લાખાને જેણે માણસ બનાવ્યો. ભકત ને પછી સંત બનાવ્યો. સંત લોયણ તો કવિયત્રી હતાં. એમના ભજનોમાંથી વેદાંતની અમીધારા નીતરે છે. આ રૂપનાં ગુમાનધારી લોયણ પણ આત્મધર્મે લાખા સાથે રહ્યાં, છતાં અણીશુદ્ધ શીલ જાળવ્યાં.

પુરુષસંતોની જેમ જ સ્ત્રીસંતોમાં અનેક કવિયત્રીઓ પાકેલ છે એમના આતમ અનુભવની વાણીથી આજે ય જનતા પૂરા પૂજ્યભાવથી ડોલે છે.

લીરીમાઈ ભકતકવિ હતાં. એમ નીરલબાઈ પણ ભકતકવિ હતાં. એ જ રીતે લોયણ પણ ભકતકવિ હતાં. ત્યારે તોળલદેને કોણ નહિ જાણતું હોય? અનેક રહસ્યોથી એમનું ભક્તિમય જીવન સમૃદ્ધ છે. એમનાં ભજનો પણ ઘરોઘર ગવાય છે.

લીરીબાઈ મેર હતાં, લોયણ લુહાર હતાં, તોળાંદે કાઠિયાણી હતાં તો રૂપાંદે વડવાણના દેસર રજપુતનાં દીકરી હતાં. મારવાડના માલદેવ સાથે એ

પણ આત્મધર્મે જ પરણેલાં. એમણે માલદેવને તાર્યો અને માલદે-રૂપાંદેનાં ભજનો ગુજરાત-ખ્યાત છે.

એવાં જ સંતકવિ થયાં ધોળા જંકશન પાસેના સમઢિયાળા ગામે વાઘેલા રજપૂત ગંગાસતી. એમનાં પોતાની દીકરાવહુ પાનબાઇને સંબોધીને કરેલાં ભજનોમાં કાવ્યતત્ત્વ અને ઉપનિષદનાં સત્વો નીતરે છે. એમણે પોતાના પતિ કસળસીંગ સાથે જીવતાં સમાધિ લીધેલી.

આવી જીવતાં સમાત લેનારી સંતનારીઓ તો અસંખ્ય છે. અને કોઈ નેસડું કે ગામડું ખાલી નહિ હોય કે જ્યાં સંત-ભકત સાધ્વી કે સાધુચરિત સ્ત્રી ન પાકયાં હોય. સાધુચરિત સંત નારીઓનો વિષય તો મહાગ્રંથો માગે છે. ભકિત પુરુષો કરતાં સ્ત્રીઓને સખીરૂપે વધારે ભળી છે.

એવા સંત કવિ ચમારોમાં થઈ ગયાં મોરબીમાં દાડલેદે. ખીમરા કોટવાળના ઘરવાળાં. પણ અતિ સ્વરૂપવાન. મોરબીનો રાજા રાવત રણશી જેના ઉપર મોહાંધ થયેલો. પણ દાડલદેની ભકિતએ રાવત રણશીને પણ ભકતમંડળમાં બેસાર્યો.

વાંટાવદરના આહિર પુત્રી રામબાઇ ભર્યે આણે દુકાળિયાથી ડોલાયમાન થયાં. દુ:ખ જોઈને ઉપજેલી કરૂણાએ સંસારનો મોહ નીતારી નાખ્યો. આપોઆપ વેરાગી બન્યાં. દુકાળિયાં માટે ઘરોઘર ભીખ માગી. વવાણિયા ગામે અનાથ આશ્રમ ને અન્નક્ષેત્ર ખોલ્યું ને જીવન પ્રભુસેવામાં ગાળ્યું.

આજે રાજકોટના બેડીના નાકે નકળંકની જગ્યા છે. એક દિવસ આ જગ્યા અરધા કાઠિયાવાડમાં તપતી. પણ એ જગ્યાનાં સંસ્થાપક રબારી રાણીમાના કારણે. રાણીમા વાંકાનેરના લુણસરિયા ગામના રબારી વીરાનાં દીકરી. લગન મોરબીના ટોળ ગામે કરેલ. વીરા ભગતે વાંકાનેરના કેરાળા ગામે નકળંકની જગ્યા બાંધેલ. સાધુ સંતોની સેવા શરૂ કરેલ. ત્યાંથી દીકરી રાણીમાને પ્રભુસેવાનો રંગ લાગ્યો. એમના પતિ એમની સાથે જ સાધુસંતોની સેવામાં જીવન વિતાવતા. વાંકાનેર રાજસાહેબ સાથે અણબનાવ થતાં રાજકોટ આવી જગ્યા બાંધી. પણ કયાંય માગવા જવાનું નહિ. ઠાકર મંદિરે જે આવે એનાથી જ રોડવવાનું. અને આવી ટેક એમની ઠેઠ સુધી ફળતી આવી. એમને આંગણેથી કદી કોઇ ભૂખ્યું ગયું નથી, અને રાણીમાએ કદી લાંબો હાથ કરી કોઈની પાસે કાંઈ માંગ્યુ નથી. બહુ પ્રતાપી હતાં રાણીમા.

એક જ જગ્યાના અંકુર એક કચ્છના ફંગ લોડાઈના ડાડા મેકરણ અને બીજાં સંત દેવીદાસ. પરબની જગ્યાએ આવી ડાડા મેકરણે મૂળ ધૂણો ધખાવેલ. એમનાં શિષ્યા આયર લીરબાઇ એવાં જ પ્રતાપી નીવડેલ, યુવાનીમાં જ અનંગને ઓગાળી નાખેલો ને અંતર ભગવાથી ભરાઈ ગયેલું. એમણે ડાડા મેકરાણ સાથે જીવતાં સમાધિ લીધેલી.

સંત દેવીદાસનાં સુપ્રસિદ્ધ શિષ્યા અમરમા. યુવાનવય, અજોડ રૂપ, આણું વળીને જતાં પરબની જગ્યા જોતાં જ સંસારનો રંગ નીતરી ગયો અને રોગિયાં પતિયાંની સેવામાં લાગ્યાં. આ યુવાન વય, રૂપ અને સ્ત્રી. એટલે અનેક વીટંબણાઓમાંથી પસાર થવું પડયું. એ જ એમની તપશ્ચર્યા ને સાધના બની ગઈ. અમરમા અમર બની ગયાં. એમણે સંત દેવીદાસ સાથે જીવતા સમાધિ લીધેલી.

સ્ત્રીસંતોથી એક ગામડું ખાલી નથી. પણ અહીં તો થોડાં દૃષ્ટાંતરૂપ ઉલ્લેખો જ આપ્યા છે. નારીના ધાર્મિક જીવન, ત્યાગ, વ્રતો અને નિગ્રહી જીવનને કારણે જ ઘરસંસાર રળિયામણો રહ્યો છે. અને નારીનું ધર્મમય જીવન તો એના બચપણથી શરૂ થઈ જાય છે. યુવાન વયે પરણ્યા પછી પણ એના સૌભાગ્યને-સંસારને સુખમય રાખવા એના જપ તપ ચાલતા જ હોય છે. એમાં કયાંક જડતા હશે, કયાંક વહેમ હશે, અંધશ્રદ્ધા હશે, પણ ભાવના એની માંગલ્યમય જીવનની જ રહી છે. અને પ્રૌઢાવસ્થાથી વૃદ્ધાવસ્થાના એના ભકિત પરાયણ જીવનને કારણે જ ગામડાંઓથી માંડીને શહેરોના નાનાં મોટાં ધર્મસ્થાનકો નભ્યાં છે. પણ ત્યાં નારીભકિતનાં શોષણનાં હાટડાં મંડાઈ ગયાં છે. એણે નારીની ભકિતને વેવલીમાં ખપાવી છે. આપણે ત્યાં કહેવાય છે કે વ્યવસાય પુરુષનો અને ધર્મ સ્ત્રીનો.

# વીરાંગના વાલીબાઈ

બાપલભાઈ ગઢવી

ઉદયાચળથી ઊપડેલા સૂરજદાદાના રથના ઘોડા ઝંઝો દઈ આથમણી ધરતીનો પથ કાપી રહ્યા છે ખેતરોમા કામ કરતા ખેડૂતોની બંભચીઓનાં પાણી ખૂટવા આવ્યાં છે. બપોર પછી ચારો કરવા નીકળેલાં પંખીડાની મીટ માળા ઉપર મંડાણી છે.

એ વખતે લાઠીની આથમણી બાજુ આવેલા ગાગડિયાને કાંઠે બાઉદ્દિન પીરની દરગાહ ઉપર સેતા દરબારોનો સમુદાય ભેળો થઈ ગુપચુપ વાટાઘાટ કરે છે. વાતુંના શબ્દો બહાર ન સભળાય તેની જાણે કાળજી રાખતા હોય, છતાં હાજર રહેલા સૌ એક એક શબ્દ બરાબર સાંભળી શકે એવા અવાજે એકઠા થયેલા સેંતાઓને એક મોવડી માણસ સંબોધી રહ્યો છે :

"ભાઈઓ! આપણા વડિલો પાસેથી દુદાજી ગોહિલે ગામ ગરાસ પડાવી લીધા, અને લાઠીમા ગદ્દી સ્થાપી આજે ગોહિલો દરબારગઢમાં બેસીને સાકર, ચોખા અને દૂધની શિરામણી કરે છે અને આપણે લાઠીના મૂળ ગરાસિયા છતાં આપણાં છોકરાઓને ભૂખે મરવાનો વખત આવ્યો છે તો ભૂખ કરતાં ભાલાં ભલાં" માટે આજે કુંવર લાખાજીને જીવના પકડી લઈએ તો આપણી જીત થાય. માટે "હિંમતે મર્દા તો મદદે ખુદા"

લાઠી ઠાકોરની ડાબી જમણી ભુજાઓ જેવા સોરઠિયા અને વાળંડિયા આહિરોના બળિયાવર બે જૂથો છે ઠાકોરનું અને ગઢનું રક્ષણ વફાદારીથી કરતા આવે છે આજે આહીરાણી વાલીબાઈ ગાગિયાણી રાજમાતાને મળવા આવ્યાં છે ગઢમાં અંદરને ઓરડે બાળરાજા લાખાજી પારણે પોઢ્યા છે હીરની દોરી હાથમાં લઈ જાજરમાન આયરાણી ધુધવાટા કરતા પોતાની બળા રાજાને હિંચોળી રહ્યા છે. સામે મખ-ચાકળા ઉપર બેઠેલા રાજમાતા વાલીબાઈ હોંશીને નીરખી રહ્યા છે

એવે વખતે દરબારગઢની પાછલી ખડકી ખોલી સેંતાઓ ગઢમાં દાખલ થયા. જાણે માલધારીની જોકમાં સાવજનું ટોળું ગરી ગયું. અને બાગરો બેલ્યો કે "સેતા! સેતા! સેતા!"

સેતાઓ ચારેકોર પથરાઈ ગયા ભાલા, તલવાર, બરછી, ફરશી અને સાંગના ખડખડાટ થયા રાંઆંગણમાં આવતાં ગઢમાં રક્ષકો અને સેંતાઓ વચ્ચે ધીંગાણું જામ્યું. એમાં એક આગેવાનના ઈશારાથી સેતાનો એક જુવાન અંદરને ઓરડે પૂગી ગયો. પારણામાં પોઢેલા લાખાજી ઉપર એની દૃષ્ટિ હતી, વાલીબાઈ રંગ પારખી ગયા, એક ક્ષણમાં ચતુર આહીરાણીએ પગમાં પહેરેલ ચાંદીનું નકોર કડલું કાઢી સોઈ ઝાટકી-ને ઘા કર્યો. કડલુ બહબહતું આવ્યું સેતાના લમણા-માં લાગતાં તો મહુવાગીરી નાળિયેરના ત્રોફામાંથી જેમ પાણીની ધાર થાય તેમ લોહી વહેતું થયું ચક્કર ખાઈને જુવાન પડયો પડતાં વાલીબાઈએ તલવાર ઝૂંટવી લીધી. આ બનાવ જોઈ રાજમાતા આભા બની ગયાં.

વાલીબાઈએ પારણામથી લાખાજીને ઉપાડી લીધા ઓઢણામાં લપેટી, પીઠ ઉપર બાંધે છે, ત્યાં સેતાનુ ટોળુ ઓરડામાં આવી ગયુ વાત કરવાની વેળા નહોતી બાળરાજા સેતાઓના હાથમાં જાય તો ગોહિલો ના હાથમાંથી લાઠી જાય ઘડીક પહેલાં શાંત દેખાતી આહીરાણીની અણીયાળી આંખોમાં અગ્નિ ભભૂકી ઊઠયો. લાખાજીને લઈ વાલીબાઈ બીજે બારણેથી બહાર નીકળી ગઈ

દુશ્મનોનું ટોળું પાછળ પડ્યું વાલીબાઈએ નજર નાખી તો દરવાજે રોકીને ઊભેલા દુશ્મનોના હાથમાં ભાલા ઝળહળતાં જેયાં. ફરતો આસમાને વાતું કરતો કિલ્લો ઊંચો આભ અનેનીચે ધરતી, ઊગરવા નો ક્યાંય આરો દેખાતો નથી વાલીબાઈની મીટ મંડાણી દખણાદા ગઢના કોઠા માથે હડી કાઢીને

# સોનલ આયરાણી

બારોટ દેવીદાન નારાયણ

વાંટાવદર અને સુરવદર ગામનો સીમાડો જ્યાં ભેગો થાય છે ત્યાં જોગાસર નામનું તળાવ છે, ને તળાવની ઊંચી પાળ ઉપર આજ પણ એક પથ્થર ઊભો છે. કાંઠે ઊભેલા જબરા જારના ઝાડની ટોચે ધજા ફરૂકે છે ને એક આયરાણીના વીરત્વની આજ પણ સાખ પુરે છે.

આજથી લગભગ પચાસ વર્ષ પહેલાં વાંટાવદર ગામમાં બે જણાં આયર ને આયરાણી વચ્ચે નીચે મુજબનો વાર્તાલાપ થતો સંભળાય છે.

"આયરાણી! આજ ભાત દેવા આવતી નઈ હો!"

"કાં! તારે ભૂખ્યા રે'વું સે?"

"ના, પણ હમણાંથી જોગાસર તળાવે સાત નાર હેરાયા થીયાસે ને..." બોલતાં તો આયરની આંખ્યુંમાં અમી આવ્યાં. "બે જીવવાળી બાયડીને માથે ભે જેવું ગણાય એટલે."

"ભે, ને ઈ પણ આયરની દીકરીને! આ તું શું બોલશ આયર? તારી આયરાણી ઈ નાયડાંથી બીને ભાત દેવા નઈ આવે એમ?"

"ના. એમ નઈ પણ..."

"હવે પણ ને બણ. હું તો ભાત દેવા આવવાની જ ને મારે આપણી ભેંસ્યું સાટુ ખડ પણ વાઢવું સે... નાર આવશે તો તુ કયાં છેટો સે!"

"ઠીક!" કહીને કાળા ઘોડાનો અસવાર આગળ ગયેલા સાથીના સાંતીને આંબવા વે'તો થયો.

સૂરજ મા'રાજ માથે આવતાં જ સોના માથે ભાત, બગલમાં પછેડો ને હાથમાં દાતરડું લઈને પોતાના ખેતર કોર હાલતી થઈ.

હાલતાં હાલતાં જોગાસર તળાવની પાળ દેખાણી. ત્યાંથી તેનુ ખેતર ચાર પાંચ ખેતરવા જ આઘું હતું. પણ હઠીલી આયરાણીને આયરની વાત યાદ આવી. તે સીધી ખેતરે જવાને બદલે તળાવની પાળે ચડી. થોડુંક પાણી પીને હાલી નીકળીશ એમ વિચારી પાણી પીવા બેઠી.

તળાવને કાંઠે માથોડા માથોડાવા પાન્ય ઊભી છે. ખડખડાટ થયો ને ગંધે ઘોડયા હોય એવા સાત સાત નાર સોનાને ઘેરી વળ્યા. સોનલને સપને ય ખ્યાલ નો'તો કે સાચેસાચ નારનો ભેટો થઈ જશે. તેણે પોતાનું એકમાત્ર હથિયાર દાતરડું હાથમાં મજબૂતીથી પકડયું, ને સામનો કરવા તૈયાર થઈ ગઈ.

સાત નારની ભયંકરતા તે જાણતી'તી. સાતે નારની લોહી તરસી આંખ્યું સોના કોર મંડાણી'તી. નાર હળવે હળવે ઘેરો નાનો કરી આગળ વધવા માંડયા. સોનાએ એક હાથે પછેડી લીધી ને દાતરડું વધારે દૃઢતાથી પકડયું. સોનાની પાતળી કાયા ધનુષ્યની પણછની જેમ ખેંચાઈને સીધી થઈ હુમલાની રાહ જોઈ રહી. તેને વિશ્વાસ હતો કે પોતાની ચીસ સાંભળી આયર આવી પહોંચશે.

સૌથી આગળ આવતા નારે સોના ઉપર કારમી તરાપ મારી. સોનાએ ઝનૂનમાં આવી ભયંકર ચીસ નાખીને દાતરડાનો ઝાટકો નાર ઉપર ઝીંકયો. નારનું મોઢું ચીરાઈ ગયું.

પણ બાકીના છો નાર એકદમ આગળ ધસી આવ્યા. સોના પાછળ હટવા માંડી ત્યાં અચાનક બે નારે બે કોરથી હુમલો કર્યો, ને સોનાના ખભામાં ગળા આગળ બાઝીને દાંત ભરાવ્યા. સોનાથી ચીસ નીકળી ગઈ. તેણે ગોળ ફરી બે હાથે બે નારનાં ગળાં પકડી હાથનો ઝાટકો માર્યો. બેય નાર નીચે પડયા. પણ સોનાના શરીરમાંથી લોહીની ધારું છૂટવા માંડી. સોના ગોળ ગોળ ફરતી ને દાતરડું લઈ ફેરવતી નારના હુમલા ખાળવા માંડી. ત્યાં તો ઘોડાના ડાબલા ગાજ્યા.

"આવ્યો છઉં, આવી પહોંચ્યો છઉં" એવી હાકલું દેતો આયર આવ્યો. તેણે લોહીલોહાણ સોનાને જોઈ, છલાંગ મારી ઘોડેથી કૂદી બે નારને ગરદનમાંથી પકડી સામસામા ભોડાં ભટકાડી મારી નાખ્યા. એકાએક ચોથો નાર સોના ઉપર ઊછળ્યો. આયરે હડી કાઢી સોનાને ધક્કો મારી પાડી દીધી ને ઊછળેલો નાર સોના ઉપર થઈ ઘોડાની પાછળ પડ્યો. પટાના સાધેલ ઘોડાએ નારને ભયંકર લાત મારી. નાર વીસ હાથ છેટે ઊડી પડ્યો. ફરી ઊભો ન થયો. પાંચમા. નારે પડી ગયેલી સોનલ ઉપર હુમલો કર્યો ને સોનાંએ દાતરડાનો છૂટો ઘા કર્યો 'દાતરડું' નારના પેટમાં પરોવાઈ ગયું મરણિયા થયેલા છેલ્લા બે નાર આયર ઉપર તળપ્યા. આયરે નીચો નમી ગયો ને બેય નારના પાછલા પગ પકડ્યા. દાંડિયારાસમાં ફરતો હોય એમ ચક્કર ચક્કર ફરી બેય નારને જમીન ઉપર પછાડ્યા ને સોના આગળ દોડ્યો.

ચૂંથાયેલા સોનાના ગળામાંથી લોહી વહી જવાથી તેનું ભાન જાવા માંડ્યું આયર બોલાવવા માંડ્યો. "આયર ! હવે રામ રામ સે" એટલા બોલ સોનાના ગળામાંથી માંડ માંડ નીકળ્યા ને એની ડોક સદાને માટે ઢળી ગઈ. આયર ધ્રુસકે ધ્રુસકે રોઈ પડ્યો ને કારમા કલ્પાંતની સાક્ષી પૂરતા સીમાડાએ તેમાં સૂર પુરાવ્યા.

*

પાના ૫૯૪ થી ચાલુ }

પગથિયે પોગે ત્યાં તો સેંતાઓ આંબી ગયા. એક બાજુ ગઢની રાંગનો ઓથ લઈ, વાલીબાઈ તલવાર વીંઝે છે. આહીરાણીના હાથમાં ફરતી તલવાર જાણે વિશ્નુનું સુદર્શન-ચક્ર હોય તેમ તલવારનું તેજ કુંડાળું બંધાણું.

ક્રોધે ભરાયેલા દુશ્મનોને વાલીબાઈ લાગ લેવા દેતી નથી. અષાઢ મહિનાની વીજળીની જેમ વાલીબાઈની તલવાર કંઈકને ચબરકા કરતી જઈ. પાછે પગે પાછે પગે એક એક પગથિયું ચડતી જાય છે. એમ કરતાં બે ત્રણ પગથિયાં બાકી રહ્યાં અને એક જુવાને ઝપટ કરી. વાલીબાઈની તલવાર ટોકર લાગતાં તૂટી ગઈ. ભાંગેલી તલવારનો તેગો સેંતાની છાતીમાં મૂઠ સુધી પરોવી દીધો. પગથિયેથી લડથડતો જુવાન ચાર-પાંચ સાથીદારોને પછાડીને હેઠો પડ્યો. ત્યાં વાલીબાઈ કોઠા-માં દાખલ થઈ ગઈ'ને બારણાં બંધ કરી દીધાં.

સેંતાઓ હરમતમાં આવ્યા કે "હવે કોઠામાંથી ક્યાં જાશે? તોડો બારણું !" વાલીબાઇ દળી દળીને ઢાંકણીમાં ઉધરાવવાનો વખત ઓળખી નજર કરી તો ખોખા ડાંગરનો ચોરો દેખાણો. બારણું સેંતાઓએ તોડ્યું. કોઠામાં દાખલ થાય ત્યાં કાછડો વાળીને વાલીબાઇ ગોખેથી કૂદીને પંદર હાથ ઉપર ત્રાટકી ચોરાના છાપરા ઉપર. ગેહનો કડાકો બોલી ગયો. ગાડીએક નળિયાંનો કડુહલો થઈ ગયો. વાલીબાઈ ગોઠણભર થઈ પછવાડે આવેલ આહીરોના વાસમાં ઊતરી ગઈ. દુશ્મનો મોં વકાસીને ઊભા રહ્યા.

આહીરોનો વાસ એટલે ગોહિલરાજનો લોખંડી કિલ્લો. વાલીબાઇએ બાળરાજા લાખાજીને આહીરોને સોંપ્યા. અને લોહીમાં લથબથ બનેલી આહીરાણી ધરતી ઉપર ઢળી પડી. આહીરોનું લોહી ઊકળી ઊઠ્યું હાથમાં આવ્યું હથિયાર લઈ હાલી નીકળ્યા. આહી-રાણીઓએ સાંબેલા લઈ, હેલારો ચડાવ્યો "મારો!" "મારો!" અને દેકારો સાંભળી સેંતા ગભરાણા, અને જીવ બચાવવા ભાગી નીકળ્યા.

બાળરાજા લાખાજીને કાળના મોઢામાંથી બચાવ-નાર આ આહીરાણીની ગૌરવગાથા ગાતા ખોખા ડાંગર-નો ચોરો, અને ગઢનો કોઠો આજે હાથીમાં મોજુદ ઊભા છે.

# કુંવારા કરજાળા ધણી

સુરગભાઇ વરૂ

વસંતે વનરાઈમાં પોતાનો પ્રભાવ વિસ્તારી દીધો છે, આંબેરણોમાં મોર મઘમઘી રહ્યા છે. સામટી સાહેલિયું ચૂંદડિયું ઓઢી હાથમાં ફૂલછાબ લઈ દેવ- દર્શને જતી હોય તેમ ફાંટ ફાંટ ફૂલડાંની છાબું ભરીને ખાખરા ઊભા છે. કુ હુ કુ હુ કોયલના ટહુકાર સંભ- ળાય છે. આવી રંગ સુગંધ અને સૂરની સાથે તાલ પુરાવતી મેરજી વાજાની જાન વેલડું લઈ પાછી ફરે છે.

હીંગળોકિયા રંગની વેલડીઓની અને ડોલતી ડમણીઓની પૈડાંની પાંદડીઓના ધમધમાટ અને ઘુઘર- માળના રૂમઝુમાટ એક સાથે નર્તકીઓ નાચ કરવા મદભર ચાલે ડોલતી આવતી હોય તેવું લાગે છે. વેલડીઓમાં બેઠેલ જાનડિયુંના કપડાંને આપેલ સોંધા- ના મઘમઘાટ અને અત્તરના મહેકાટ અને જાનડિયુંના સૂરીલા કંઠથી ગવાતા ગીતડિયાં ગજવતી સુરાવળ રચે છે :

પરશાળેથી કેસર ઊડે,
ઘોડવેલ્યું આવે રે ઉતાવળી.

ઘોડવેલ્યે બેસી બેનીબા હાલ્યાં,
દાદા ને દેશળભાઇ વળામણે.

વળો વળો રે મારા સમરથ દાદા,
અમને દીધાં તમે વેગળાં

બીજી વેલમાંથી બીજું ગીત ગવાય છે :

આજ મારે ભરીઆં સરોવર છલિયાં
રે આનંદ ભર્યાં.

આજ અમે લાખેણી લાડી જીત્યાં
રે આનંદ ભર્યાં.

આમ ગીતના ઝકોળા સાથે રૂમઝુમાટ કરતી વેલડીઓ દોડી જાય છે. વચમાં વહુરાણી સરવૈયાણીનું વેલડું છે. રીવાજ પ્રમાણે વેલડીને સંતાઇ જવું છે. વેલડામાં બેઠેલ વડારણે ગાડાખેડુને કહ્યું:

"ભાઈ રઘા! તું હોતે આપણું ગાડું વચમાં હોય તો તો આપણું નાક કપાય."

રઘાને તો આટલા પાનાની જ જરૂર હતી. રઘાએ વેલડાને તારવ્યું. વઢિયારાને પૂંછે હાથ દેતાં ગોધલાને પંખું આવી. ગાડું આગળ નીકળી ગયું. ત્યાં તો ચહકા થાવા માંડ્યા.

"એલા મોર જાય ના!"

અને સૌથી આગળ થવા ગાડાંઓની હરિફાઈ મંડાણી. રઘાને વડારણે કહ્યું: "આ લે, બા સાહેબે પાંચ રૂપિયા આપ્યા છે. કોઈ ન જાણે એમ વેલને સંતાડી દેવી છે."

જાનમાં મોઢા આગળ નીકળવા બબ્બે મહિના- થી વેઠેલ વઢીઆરા હંસ સરીખા ધોળા ધમળા જોડેલી દેવળના ઘુમટ શી ડોલતી ડમણિયું અને ડમણિયુંના તાનમાં આવેલી નમણી રમણિયુંએ પોતાના ગાડા- ખેડુઓને આગળ થવા ચડાવવા લાગી.

એમાં ગાડાદોડથી ધૂળની ડમરિયું ચડી, અને રીડિયા રમણમાં રઘાએ કોઇને ખબર ન પડે તેમ બાજુના ઊંડા રસ્તામાં વેલને ચડાવી, અને ત્યાંથી નજીકના ઊંડા વોકળામાં વેલને લઇ જઇ સંતાડી દીધી. સૌથી આગળ મેરજી વાજાની બેનની વેલડી નીકળી ગઈ. ત્યાં આગેવાળને જેરબંધના ફુમકાને ઝુલાવતી રૂમઝુમા કરતી ફૂલમાળ (ઘોડી) ને નચાવતો વરલાડડો મેરજી વાજો સામો આવે છે. મેરજીને જોઇ ગાડાં ધીમાં પડે છે. પોતાના વીરાને ભાળી બેન વારણાં લે છે. મેરજી પોતાની નવવધુનું વેલડું ક્યાં છે તે જોવા નજર ફેરવે છે. ચતુર બેન ભાઈ શું ગોતે છે તે સમજી જતાં મશ્કરી કરે છે :

"અમારી સામું જોયા સિવાય કોને ગોતો છો ભાઈ?"

"હું તો કોઈને ગોતતો નથી. પરંતુ તમે તો

ધણી ઠંઠ હાથ મારતા' તાં કે સરવૈયાણીના વેલડાને સંતાવા ને દ્યો. બેનબા ! તમને હાથતાળી દઈને સરવૈયાણી ક્યાં અલોપ થઈ ગઈ તે પૂછવા તમને ગોતતો હતો."

"હેં હેં ભાઈ સાચું કહો છો ? તો તો અમને ઈ ચતુરા છેતરી ગઈ. એનાથી છેતરાયા સિવાય વેલડાને ગોતી લાવો તો ખરા વદું."

"એલા ગાડાં ધીમા હાંકજો." એમ કહીને મેરજી ફૂલમાળ ઘોડીને માથે બેઠાં બેઠાં ચારે તરફ નજર ફેરવતો જાય છે. અરધો ગાઉ ગયો હશે, ત્યાં તાજા જ ગાડાના ચીલા જોયા. ઘોડીને ચીલે ચડાવી.

વેલડીમાં બેઠેલ સરવૈયાણીએ ઘોડીના ડાબલાની વાગતી પાધીઓ સાંભળી સાંભળતા હૈયું થડક્યું. હૈયા પર પડેલા હારની પાંદડીયોએ પણ થડકારાની રમત માંડી. હૈયું થામવા જતાં હાથની ઘુઘરિયું ઘમ ઘમી. ત્યાં તો ભેખડ ઉપરથી ખરરર કરતી કો અપ્સરા ઊતરે તેમ ફૂલમાળ વોકળાની વેળુમાં ઊતરી.

હમચી ખૂંદતી ઘોડીના ડાબલે તાલ પૂરતા થડકારાને થામતી સરવૈયાણીએ પોતાના પ્રિતમને પેખવા માફાની ફડક ઉઘાડી જોયું તો—રૂમાઝુમા નાચતી ફૂલમાળ માથે બેઠેલા કેસરીઆ વાઘામાં શોભતા વરલાડડાને જોયો.

વાંકડીયા ઓડિયા માથે મૂકેલી કલંગીથી ઓપતી સોનેરી પાઘ. ગોરૂં ગોરૂં મુખડું. કાળી ભમર વાંકી મૂછડિયું, અને નેહે નીતરતી કેરીની ફાડ શી પહોળી અને લાંબી અણિયાળી આંખડિયું. પહોળી ને વિશાળ છાતી માથે શોભતી સોનાની હેમલ, અને હેમલમાં સોનેરી મૂઠે ઝૂલતી તલવાર. પીઠ પાછળ સોનાના ફુમાવાળી ઢાલ, હાથમાં ભમર ભાલો સરવૈયાણી પોતે જેવો શૂરવીર, ખાનદાન, ઉદાર અને રસિક પુરુષને ઝંખતી હતી એવા રૂડલા વરલાડડાને ન્યાળીને સરવૈયાણી વારી ગઈ.

મેરજીએ પોતાની તરફ ન્યાળતી સરવૈયાણીની સામું જોયું. સરવૈયાણીની આંખો સાથે પોતાની આંખ ન મળી, આંખથી અંતરની વાતો કરી ન કરી, રૂપને પીધું ન પીધું ત્યાં તો શરમના શેરડાવાળું એ મર્માળું રૂપાળું મુખડું વેલડામાં છુપાઈ ગયું. જેમ સંધ્યાના રંગે રંગાએલ વાદળ પાછળ ચાંદ છુપાઈ જાય તેમ.

વેલને રસ્તે ચડાવા ગાડાખેડુને હુકમ કર્યો. ધોરી રસ્તે ગાડું આવતાં મેરજીએ ખોટો ગુસ્સો કરી ગાડાખેડુને કહ્યું:

"એલા રઘડા ! વેલને ત્યાં કેમ લઈ ગયો હતો ?"

"બાપુ અમારા બાએ હુકમ કર્યો. અને એમનો હુકમ ન માનું તો આપ ખીજાઓ." રઘડે હસતાં હસતાં જવાબ આપ્યો.

"તારા ઉપર હુકમ કરે છે તેમ મારા ઉપર હુકમ ન કરે તો સારૂં." મેરજીએ મરકીને કહ્યું.

મેરજીના આ મરમાળા વેણનો અમીઅલ ઘૂંટડો ઉતારી કલાકારના અંગુલિસ્પર્શથી વીણા રણઝણી ઊઠે તેવા મીઠડા સૂરે મહેર કરતાં સરવૈયાણીએ વડારણને કહ્યું: "દરબારને કહે કે ઠાકોર ઠકરાણાંનો હુકમ માનશે તો ભારે રૂડા લાગશે."

ફૂલ સરીખાં ફોરાં વેણનાં બાણ વાગતાં ખડખડ હસી મેરજીએ કહ્યું :

"રૂડા લાગીએ કે ભૂંડા લાગીએ, કેટલાયે હુકમ માથે ચડાવ્યા સિવાય છૂટકો થાતો નથી."

"દરબારને કહે કે ઠાકોર ભૂંડા લગે તેની ઠાકોરને ઉપાધિ હોતી નથી. ઈ ભૂંડા લાગે તો તો અમારે ઠકરાણાંએ વખ ઘોળવાં પડે ઠાલા ઠાલા ઠાકોર ઠકરાણાંના હુકમ ઊઠાવવા કાંઈ નથી થતા !" સરવૈયાણીએ અંતરની વાત કહી નાખી.

આમ વાતો થાતાં થાતાં વેલડું જાનની સાથે થઈ ગયું. અને જાનડિયુંએ મધુર ગીત ઉપાડ્યું:

વેલે તે બેઠી રાણી રાજવણ બોલે
મને મારગડો દેખાડો રાજ બંદલા
હું મારગડાની ભૂલી રાજ બંદલા
અલબેલા રે મારા જેઠજીની વાડી
જાણે ફૂલડાં કેરી વાડી રાજ બંદલા

અલબેડા રે મારા દેરીડાની બેની
જાણે મેહુલિયાની હેલી રાજ બંદલા

મેરજીએ ઘોડીને પોતાની બેનની વેલ પાસે લઈ કહ્યું: "બેન! તમારા ચોરને સંભાળી લેજો. હવે ધ્યાન રાખજો, છેતરાતાં નહિ."

જાનની પાછળ જાનૈયાનાં ઘોડાંની ખેપટ ભાળી જાનૈયાની મશ્કરીથી બચવા મેરજીએ પોતાની ફૂલમાળ વહેતી કરી.

કરજાળે પહોંચતાં મેરજીએ ધ્રુસાંગ ધ્રુબાંગ... ધ્રુસાંગ ધ્રુબાંગ...' તરઘાયાના તાલ સાથે રૂંવાડાને બેઠા કરતા સિંધુડાના સૂર સાંભળ્યા. સિંધુડાના સૂર સાંભળતાં મેરજીનું શરીર જાગી ગયું:

ફરકત અંગ, થરકંત ભુજ
અરૂ રોમરાઈ, ઉલટે અંગ

મેરજીનું રૂંવાડે રૂંવાડું ધગીને દરડાઈ ગયું. મૂછ ફરક ફરક થવા માંડી. ફૂલમાળ પણ ધગી ને જાગી ગઈ. દુશ્મનો ભેટો કરવા-ચમકવા લાગી.

મેરજીને ભાળીને ગામેડુએ બેબાકળા બની કહ્યું: "બાપુ, મીતીઆળાના ખસીઆઓ આપણું ધણ વાળી ગયા."

"કેટલી વાર થઈ?" મેરજીએ અધર્યા થઈ પૂછ્યું.

"થોડીવાર થઈ હશે" એકે જવાબ આપ્યો.

"કઈ દશ્યે ગયા?" એમ મેરજીએ પૂછતાં પાસે ઊભેલા ગોરબાપાએ ફૂલમાળાની વાઘ પકડી કહ્યું:

"હજુ તો તમે મીંઢોળબંધા છો; તમથી વાર વાંસે નો ચડાય."

"દાદા! મને આવી મત કાં દયો? ગાયુંની વારે નો ચડું તો મારી જણનારીનું દૂધ લાજે."

"પણ બાપુ, બખ્તર તો ચડાવતા જાઓ!" પટેલે ખોટી કરવા મેરજીને પગે પડી કહ્યું.

"બખ્તર પે'રવા ખોટી થાઉં તો વેરીઓ મેણા મારે કે 'મેરજી વાજો કાપડું પહેરવા ખોટી થયો."

આમ કહી ગોર પાસેથી લગામ છોડાવી ઘોડીને એડી મારી. એડી વાગતાં ઘોડીને પાંખો આવી અને તોપમાંથી ગોળો છૂટે તેમ છૂટી. જોત જોતામાં તો દુશ્મનો સાથે ભેટો કરી દીધો.

ફૂલમાળના ડાબલાના પડઘા સાંભળી દુશ્મનો ચમક્યા. મેરજીને પડ દેવા દાણો દાવો થઈ ગયા. મેરજીએ મોવડીને નજરમાં લીધો. ભમર ભાલાવાળા એકલીઆ મેરજીએ રણલલકાર કરી મોવડીને પડકાર્યો: "થાજે ભાયડા!"

આમ કહેતાં મોવડીને ઝપટામાં લઈ સામનો કરવાની ફૂર્ય આવે તે પહેલાં તો ભાલે પરોવી દીધો. ત્યાં તો દુશ્મનો મેરજી માથે તૂટી પડ્યા. ઝાકાઝીક ઝાકાઝીક તલવારોની તાળી પડવા લાગી. ધણ ભડકીને કરજાળા ભેગું થઈ ગયું. ત્યાં તો ગામના પાધરમાં જાન આવી પહોંચી. જાનડિયું ગીત ગાતી હતી:

અગર ચંદનની રાત
ચાંદા પૂનમની રાત

ચાંદલિયો ક્યારે રે ઉગશે
તારોડિયો ક્યારે રે ઉગશે

નાની વહુ તારલો શ્યામ
સોનલ વહુ તારલો કંથ

કેસરિયો ક્યારે રે આવશે
નેજાળો ક્યારે રે આવશે

ગ્યા છે રજપૂતે સંગ
ગ્યા છે વાજાની સંગ

જંગ જીતીને આવશે
તારોડિયો ઊગે ને આવશે.

ગામેડુએ દોડીને જાનૈયાઓને કહ્યું કે "મેરજી બાપુ ગાયુંની વાર કરવા ચડ્યા છે." આમ કહેતાં તો જાનૈયા મેરજીની વારે સૂસવતા તોફાનની જેમ ચડ્યા. ગીત ગીતને ઠેકાણે રહ્યાં. જાનૈયાઓએ ધીંગાણાના સ્થાને પહોંચતાં જોયું તો મેરજીએ દુશ્મનોનો ઘાણ કાઢી નાખ્યો હતો. મેરજીનું અંગે અંગ ઘાથી વેતરાઈ ગયું હતું.

વારને ભાળી દુશ્મનોએ સંકેલો કર્યો અને ભાગ્યા. ભાગતાં ભાગતાં મેરજીની છાતીમાં ભાલો મારતા ગયા. મેરજી ઘોડી માથેથી લથડી પડયો. ઘોડી મેરજી માથે ચાર પગ પહોળા કરી ઊભી રહી. ઘાયે વેતરાઈ ગયેલી ઘોડી પોતાનાં લોહીથી મેરજીને નવરાવી રહી.

જાનૈયા મેરજી પાસે ગયા. છેલ્લા જુહાર કરવા મેરજીએ હાથ ઊંચો કરવા મહેનત કરી. મોઢામાંથી માંડ 'રામ...' બોલાયું અને આંખ વીંચાઈ ગઈ. મેરજીની લાશને લઈ જાનૈયા કરજાળે આવ્યા ગઢના ઓરડે લાશને સુવરાવી માથે ઝૂરતી સરવૈયાણીએ વિલાપ આદર્યો:

પ લવડા પેરી અમે, શીલ કાંઠે ચાલ્યા નહિ,
તરછોડી ગયા તમે, કુંવારા કરજાળાના ધણી.
વાજાં વાજા વાગીઆં, ગહેકયાં ઢોલ શરણાઈ,
મારી કાયા ન પોંખાઈ, કુંવારા કરજાળા ધણી,
વેલ વસમી થઈ પડી, સુણીને સમાચાર,
રહીઆ રણમોઝાર, કુંવારા કરજાળા ધણી.

પીઠી ભરીઅલ દેહ, સજ્યા સોળ શણગાર,
અંગ ઊઠયા અંગાર, કુંવારા કરજાળા ધણી.

ચૂંદડી રાતીચોળ, રંગ એનો રોળાઇ ગ્યો,
રણમાં કરી ધમરોળ, કુંવારા કરજાળા ધણી.

મોડિયો માથે રહ્યો, મીંઢોળ બાંધ્યા હાથ,
હવે બળવું તારી સાથ, કુંવારા કરજાળા ધણી.

હૈયે હતી હામ, કે ખેલશું ચોપાટ સાથ,
હવે રમશું વાલાનાથ, કુંવારા કરજાળા ધણી.

આખી રાત આમ વિલાપ કરતી સરવૈયાણીને સવારે સત ચડયું ને મેરજીનું માથું ખોળામાં લઈ ચિતાએ ચડી સતી થઈ.

*

## તળકથાઓ ધરતી તણી

કુંવર બચળું કુંજનું, જે રહે રાણાને હતું,
જોજન હતાં કંઇ બેય જુદા અંતરે આઘું નં'તું;
ઘા રૂઝવતાં ઘ ત લાગી, ભેંસ જાણી મા ભણી,
(તો) પ્રેમ ભીનાં પોંખજો, તળ કથાઓ ધરતી તણી

માહ મેડીથી મળી 'તી, આંખ પલભર આંખથી
પદ્માવતીએ પ્રીત જોડી રણશૂરાની રાખથી
(એ) ભૂતડા ભરથારની જીવતી બની ગઈ જોગણી
(તો) પ્રેમ ભીનાં પોંખજો તળ કથાઓ ધરતી તણી

છેડે વિંટાળેલ સુલખણું એક રતન ચારણનું હતું
પાદર ગુમાવ્યું પોરસાને, નદીમાં નાખ્યું હતું
ફટકી ગયા ભેજા ફરેલ, ગરવાઇ પ્રેમે ન ગણી
પ્રેમ ભીનાં પોંખજો તળ કથાઓ ધરતી તણી

જંતર તણા જાદુ કરી જે જીગરને જીતી ગયો,
શેણી શ્રવણમાં સુર થઇ જે અંતરે ઊતરી ગઇ,
છતરાઈ ગયો સૃષ્ટિ સકળમાં, ગળી હેમાળો ગણી;
પ્રેમ ભીનાં પોંખજો તળ કથાઓ ધરતી તણી

નર તણું મુખડું નવ જોવાના નારીએ વ્રત ધારિયાં,
જાતાં ય પંથે જાતરા, એક પુરુષે અભડાવિયાં;
થાંભી ઉપર ઇ એ મરાણી, લપેગણી લોડણી
(તો) પ્રેમ ભીનાં પોંખજો તળ કથાઓ ધરતી તણી

એક નહીં અનેક છે, મોંઘા રતન સૌરાષ્ટ્રનાં
ગીતો દુહામાં ગુંજતાં, વણવેલ ચારણ ભાટનાં;
કહે 'દાદ' વાચા દઈ ગયો એક વ સુિયો વીગતે વળી;
(તો) પ્રેમ ભીનાં પોંખજો તળ કથાઓ ધરતી તણી

કવિ 'દાદ'

ઊર્મિ વિણ આવે નહિ, સાગરજળ ઉછરંગ;
કૃષ્ણ કનૈયો હોત નહિ, રાધા હોત ન સંગ.

ઊર્મિ વિણ ઊપજે નહિ, કવિતા અને કિલ્લોળ;
શબ્દ સુગંધી કેવડો, (ને) ઊર્મિ કંકુ-ઘોળ.

ઊર્મિ વિણ આપે નહિ, મીઠપ માયલું મન;
બરફે બોયાં અન્ન, (એનું) કણ કોળે નહિ કાળિયા!

જહાં મરમી ઊરમિ તહાં, જહાં શિવ તહાં ગંગ;
જહાં અંબ કોકિલ તહાં, જહાં ફૂલ તહાં ભૃંગ.

સ્વાતિ મોતી નીપજે, ઉરથી ઊરમિ હોય;
આરસ પારસ ન્હોય, એની લાખું વારસ લાલિયા!

જયમલ્લ પરમાર

# એક મિત્રના સૌજન્યથી

સ્થાપના તા. ૨૩-૯-૫૪ રજી. નં. ૯૮૭

# શ્રી બગસરા જુથ વિવિધ કાર્યકારી સહકારી મંડળી લી.

તાલુકો : કુંકાવાવ જીલ્લો : અમરેલી ઓડીટ વર્ગ અ **બગસરા**

## સને ૧૯૭૦-૭૧ના વર્ષનો

## વાર્ષિક અહેવાલ

૧-૭-૭૦ થી તા. ૩૦-૬-૭૧

સભ્ય સંખ્યા : ૬૯૬ અધિકૃત શેર ભંડોળ : ૨,૦૦,૦૦૦
શેર ભંડોળ : ૧,૪,૬૦૮૦ ભરપાઇ થયેલ શેર ભંડોળ : ૧,૪,૬૦૮૦
અનામત ભંડોળ : ૫૮૪૫૧ કુલ કાર્ય ભંડોળ : ૬,૮,૪૧૧૮
અન્ય ભંડોળ : ૨૧૭૧૯ થાપણ : ૨૨૧૦૦

– બેન્કર્સ –

શ્રી અમરેલી જીલ્લા મધ્યસ્થ સહકારી બેન્ક લી. — શાખા બગસરા
શ્રી સ્ટેટ બેન્ક ઓફ સૌરાષ્ટ્ર — શાખા બગસરા

જયંતીલાલ -સેવકરામ દવે
– મંત્રી –
શ્રી. બ. જૂ. વિ. કા. સ. મં. લિ.

મોહનભાઇ ખોડાભાઇ કથીરીયા
– પ્રમુખ –
શ્રી. બ. જૂ. વિ. કા. સ. મં. લિ

---

ધીરાણ-વસુલાતનું સંકલન ન કરીએ તો
સહકારી પ્રવૃત્તિ ઉધુપવાળી લાગશે

: ચિતરંજન રૂગનાથ રાજા

દેશની કાયાપલટ કરવાના કાર્યમાં આર્થિક અને સામાજિક ક્રાંતિ અનિવાર્ય છે. જે સહકારી પ્રવૃત્તિ દ્વારા શકય બનાવી શકાય તેમ છે.

# ઊના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લિ.

( રજી. નં. ૧૪૬૬ તા. ૨૫-૬-૧૯૫૬ )

## જીનીંગ ફેકટરી એન્ડ ઓઇલ મિલ

દેલવાડા રોડ, ઊના (જૂનાગઢ જિલ્લો)

સભાસદ સંખ્યા=૬૬ : શેરભંડોળ રૂ. ૨૩૧૯૨૬/-

ઓડીટ વર્ગ-અ

રામજીભાઈ અરજણભાઈ પટેલ
પ્રમુખ.

સુરૂપ મુદ્રિકા, રાજકોટ–૧




તંત્રીઓ ઇશ્વરલાલ દવે   જયમલ્લ પરમાર

વર્ષ ૪૨ ડિસેમ્બર '૭૧ અંક ૯ સળંગ અંક ૫૦૧






## ગ્રાહકોને—

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું અંક સિલિકમાં હશે તો મોકલાશે

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલા પખવાડિયે ગ્રાહકે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિ નવરચના' ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂા ૧૦-૦૦

વાર્ષિક-પરદેશમાં રૂા ૨૧-૦૦

## લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ

## પ્રકાશકોને—

* બદલાના અઠવાડિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેના પુસ્તકો નીચેના સરનામે મોકલવા

## એજન્ટોને—

* 'ઊર્મિ-નવરચના'ના વધારા અને ગ્રાહકો અંગેનો પત્ર વ્યવહાર નીચેના સરનામે કરવો


ઊર્મિ-નવરચના કાર્યાલય

૬૩, જગનાથ પ્લોટ

રાજકોટ (જિ. રાજકોટ)



પ્રકાશક ઈશ્વરલાલ મો. દવે મુદ્રક ને માલિક જયમલ્લ પરમાર ૬૩, જગનાથ પ્લોટ, રાજકોટ

મુદ્રણ સ્થાન સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ કન્યા છાત્રાલય સામે રતનપર્ક, રાજકોટ-૧

વેંઝણુ વડી વખરી, વેંઝણુ વડી ગાલ;
વેંઝણુથી સુખ ઉપજે, વણુ દોકડિયો માલ

(વેંઝણુ એટલે પાણી-જળ)

# એક મિત્રના સૌજન્યથી

## ગ્રાહકોને તથા કોમ્પ્લીમેન્ટરી મેળવનારાને નોંધ લેવા વિનંતી

૧ – ડિસેમ્બરના અંક સાથે 'ડી' નંબરના ગ્રાહકોનું લવાજમ પૂરું થાય છે. નવા વરસનું લવાજમ ૧૦ મી ડિસેમ્બર સુધીમાં મોકલાવી આપવા વિનંતી.

૨ – ગ્રાહકોને માટે અપાતી અને છપાતી સૂચનાઓ ઘણા વાંચતા ન હોવાથી નાહકના પત્રવ્યવહાર ખર્ચમાં ઊતરવું પડે છે. 'ઊર્મિનવરચના' દરેક મહિનાની પહેલી તારીખે પ્રગટ થાય છે. એટલે તારીખ ૮ સુધીમાં અંક જેમને ન મળે તેમણે પોસ્ટ ઓફિસે તપાસ કરી તરત કાર્યાલયને જણાવવું, અંક સીલીકમાં હશે તો જ તા. ૧૫મી સુધીમાં મોકલાશે. ત્યારબાદ અંકની સીલીક રહેતી નથી. એટલે તા. ૧૫ સુધીમાં જ પત્રદ્વારા જણાવનારાને અંક સીલીકમાં હશે તો જ મોકલાશે. એ પછી અંક મોકલવાની કોઈ સંભાવના નહિ રહે તેની નોંધ લેવા વિ.

૩ – કાગળના ભાવો કૂદકે ને ભૂસકે વધતા જતા હોવાની જાન્યુઆરી માસથી કોમ્પ્લીમેન્ટરી કોપીમાં લાચારીથી કાપ મૂકવો પડે તેવી આર્થિક સ્થિતિ ઊભી થઇ છે. કોમ્પ્લીમેન્ટરી કોપી મેળવનારા મિત્રો-સંબંધીઓને તેની નોંધ લેવા વિ.

વ્ય. 'ઊર્મિ નવરચના'

---

# એ રૂપ અમી પી જાવું

છલકે છેલ છબીલો ઢોળે રે,
          એનાં બે ત્રણ બિંદુ લાવું;
મારા હૈયે હરિવર ઢોળે રે,
          એની ઝીણી સૌરભ સ્રાવું,

મારું કહું એવું કાંઈ નહીં
          આ તો હરિવર કેરું હેત;
અંજવાળે છે આયખું મારું,
          આતમ અંગ સમેત;
જાણે અઢળક આનંદ ઢોળે રે,
          એનો હરખ હઠીલો પાવું.

વૃંદાવનની વાટ ચલું હું
          જાણે શ્વાસોચ્છ્વાસે;
કેસરિયા કુસુમોની કુંજે
          રમવા રઢિયાલ રાસે;
અહીં કેવળ કાન હિલોળે રે
          મારે ગાણું એનું ગાવું.

આતુર મારી અંખિયાં, અંતર-
          એક રહી છે ધડકન;
નેણ ભરીને નીરખું નેહે
          માધવજી મનમોહન;
ઉર સ્નેહ સરોદ ઘોળે રે
          એ રૂપ અમી પી જાવું.

સરોદ

# યુદ્ધના ઉંબરમાં નીતિમત્તા ને નિષ્ઠાની કસોટી

સંપાદકીય

કેટલાક ઇચ્છે કે ન ઇચ્છે, પણ આપણાં રાષ્ટ્રના ભાગ્યનો કાંટો આજે ઇંદિરાજી આસપાસ ફરી રહ્યો છે. ઇંદિરાજીનો જાદુ–ઇંદિરાજીની પ્રતિષ્ઠા ઘટી રહી છે' એમ કહેનારા આ દેશમાં કેટલાક રાજકીય પક્ષો અને એ પક્ષોના ટેકેદારો છે. પણ જેમ જેમ ઇંદિરાજીની પ્રતિષ્ઠા ઉપર પ્રહારો કરવા જાય છે તેમ તેમ ઇંદિરાજીની પ્રતિષ્ઠા વધુ જ્વલંત બનતી જાય છે.

બંગલા દેશને માન્યતા ન આપવા માટે ઇંદિરાજીને બદનામ કરવા એમના વિરોધીઓએ ઘણાં આંદોલનો પણ ઉઠાવ્યાં, છતાં ન તો ઇંદિરાજી બાંગલા દેશની સ્વાધીન સરકારમાં અપ્રતિષ્ઠ થયાં કે ન તો આપણા દેશમાં. બંગાળના શરણાર્થીઓના પ્રશ્ને ઘણાં તોફાનો જગવવામાં આવ્યાં. ઇંદિરાજી એ પ્રશ્નનું તાત્કાલિક નિરાકરણ ન લાવીને દેશને ભાંગી રહ્યાં હોવાના આક્ષેપો થયા, શરણાર્થીઓની વણઝાર ચાલુ જ છે. આજે એનો આંકડો એક કરોડનો બોલાય છે, સંભવ છે કે એ કરોડ ઉપર પહોંચી જશે, એ માટે ૭૦ કરોડના નવા કરવેરા કેન્દ્ર સરકાર તરફથી નાખવામાં આવ્યા, રાજ્ય સરકારો તરફથી નવા કરવેરા પડી રહ્યા છે, છતાં ઇંદિરાજીની પ્રતિષ્ઠામાં કશી જ ઓટ નથી આવી.

### ઠંડા યુદ્ધની વચાળે

દેશ માથે બંગાળના શરણાર્થીઓ રૂપે એક રીતે અને સરહદો ઉપર પાકીસ્તાની સૈનિકો ખડકીને બીજી રીતે આક્રમણ જ શરૂ કર્યું છે, કશી જ ઉશ્કેરાણી સિવાય આપણી સરહદોએ પાકીસ્તાની તોપમારા ચાલ્યા કરે છે એમાં અજ સુધીમાં ૫૦૦ ઉપરાંત ભારતીયજનો માર્યા ગયા હશે. કૈંક ઘાયલ થયા હશે; છતાં આપણા લશ્કરે આક્રમણ નથી કર્યું. આવી રીતે ચાલી રહેલા ઠંડાયુદ્ધ વચ્ચે ઇંદિરાજીએ વિદેશનો પ્રવાસ ખેડ્યો ત્યારે કેટલાકે આ પ્રવાસનો વિરોધ કર્યો. પ્રવાસ ખેડી ઇંદિરાજી પાછાં આવ્યાં ત્યારે એ પ્રવાસ નિષ્ફળ ગયો હોવાના ગપ્પારા ચડાવ્યાં છતાં ઇંદિરાજીની કળા વધતી જ રહી છે.

ઇંદિરાજીના જન્મદિને ઇંદિરાજીનો છેલ્લાં સાત સાત વર્ષથી વિરોધ લઇને બેઠેલાં અખબારોએ પણ ઇંદિરાજીની શાસન–શક્તિનાં આદરમાન કરતા લેખો લખ્યા. તટસ્થતાનાં ડોળઘાલુ છતાં આંતરિક રીતે મોરારજી તરફી અખબારોને પણ ઇંદિરાજીની લોકપ્રિયતાને કારણે શતં જીવ શરદઃ કહીને ઇંદિરાજીના જન્મદિને આવકારવા પડયાં, અગ્રલેખોમાં નિત્યની અવળચંડાઇ સાથે બે ફૂલ ચડાવવાં પડયાં, અથવા ઇંદિરાજીની શક્તિને આદર દેતા લેખો છાપવા પડયા તે કાળનો પ્રવાહ કઈ બાજુ ચાલી રહ્યો છે તેની આગાહી આપી રહેલ છે.

### ઇંદિરાજીની લોકપ્રિયતા

દેશભરમાં સૌથી વધુ મજબુત ક્યાંય સીન્ડીકેટ રહી હોય તો તે એક માત્ર ગુજરાતમાં. જ્યાં પંચાયતો, સુધરાઇઓ, સામાજિક સંસ્થાઓ અને રચનાત્મક સંસ્થાઓમાં શ્રી. મોરારજી દેશાઇનો સારો એવો કાબુ છે. કેટલાંક સમૃદ્ધ અને સાધન સંપન્ન અખબારો મોરારજી તરફી છે. દિન–રાત ઇંદિરાજીની નિષ્ફળતાના ગાણાં આડકતરી રીતે આ અખબારો ગાયા કરે છે. સીન્ડીકેટનો પ્રચાર કર્યા કરે છે ને શાસક કોંગ્રેસને તોડવા તમામ તરકીબો વાપર્યા કરે છે, એવા ગુજરાતમાં ઇંદિરાજીના એક જ દિવસના આગમને બતાવ્યું કે લાખો માણસો દિવસના તાપમાં અને રાતની ઠંડીમાં કતાર બનીને ઇંદિરાજીનાં દર્શન માટે ઉત્સુક બની ઉમટી પડેલા, અને અમદાવાદની કાંકરીઆની સભામાં કદી નહોતો ઉમટયો એવો માનવ મહેરામણ ઉમટી પડેલો.

આ બધું એમ બતાવે છે કે ઇંદિરાદ્વેષીઓના ઇંદિરાજીને અપ્રતિષ્ઠિત કરવાના કાળજતૂટ

પ્રયત્નો છતાં, હજારો અને લાખોની ગ્રાહક સંખ્યા ધરાવતાં અખબારો નિશદિન જનતાને ઉંધ પાટા બંધાવતાં છતાં, દેશના જનસામાન્યને બંગાળના પ્રશ્ને આપત્તિઓ ઉઠાવવી પડતી હોવા છતાં ઇંદિરાજીના બોલે જનતા હજી વધુ આપદાઓ વેઠવા તૈયાર છે. પ્રચારની પ્રપંચલીલાને જોઈને જનસામાન્ય ઇંદિરાજીને નીરખે છે, અખબારોની આંખે નહિ.

### મોંઘવારીનો જુલમ

એનો અર્થ એવો નથી કે દેશ દુઃખી નથી મોંઘવારી વધવા ન દેવાના અનેક વચનો છતાં મોંઘવારી વધતી જ ગઇ છે. સરકારના નાના મોટા પ્રયત્નો છતાં એમાં કોઇ ફરક નથી પડયો. કેન્દ્ર સરકારને પોતાના નોકરિયાતોને મોંઘવારીનો આંક વધતાં મોંઘવારી ભથ્થુ વધારવું પડે એવી સ્થિતિ ઊભી થઇ છે અને એ પ્રશ્ન વેતનપંચને સોંપવો પડયો છે જીવન જરૂરિયાતની ચીજોમાં વધી રહેલી મોંઘવારી જનસામાન્યને વધુ પીંસે છે. પગાર વધતાં ફુગાવાનું વિષચક્ર શરૂ થાય ને સામાન્ય માણસનો મરો થાય.

જે સરકારી કે અર્ધ સરકારી સંસ્થાઓ, મજૂર યુનિયનો વગેરેમાં ન જોડાયા હોય એવાં કરોડો માનવીઓની હાલત દિનપર દિન બદતર બનતી જાય છે. મોંઘવારી સહસ્રમુખી અજગર જેવી છે. જ્યાં હાથ નાખો ત્યાંથી ગળવા માંડે છે. લોકસભાની છેલ્લી ચૂંટણી પછી લોકોએ આશાયેશનો શ્વાસ લીધેલો પણ ઇંદિરાજીના હાથમાં સરકારના તમામ સૂત્રો આવવા છતાં જનતાનો મોંઘવારીમાંથી કોઇ ઉગાર થયો નથી. ઉગાર નજરે પડતો નથી.

### ભ્રષ્ટાચારનો ભરડો

ભ્રષ્ટાચાર એ મોંઘવારીનો દાનવ સહોદર છે રાવણને તો દસ જ મોઢાં હતાં પણ ભ્રષ્ટાચારને લાખો મોઢાં છે, વહીવટી તંત્રથી માંડીને પ્રજાના નીચલા થર સુધી તે એક ધારો વ્યાપક બની બેઠો છે. હવે વહીવટીતંત્ર કદાપી સુધરે તો પણ પ્રજાવ્યાપક ભ્રષ્ટાચાર કેમ કરીને નાબુદ થઇ શકશે તે ભલભલા સમાજશાસ્ત્રીઓને પણ સમજમાં નથી ઊતરતું પ્રજાની નાડો ધોનારાં કોઈ પરિબળો પાકે તો જ લોહીમાં ભળી ગયેલો આ અનૈતિકતાનો રોગ નાબુદ થઇ શકે. ભ્રષ્ટાચાર નાબુદ થવાની જાણે કે સંભાવના જ નષ્ટ થઇ ગઇ લાગે છે પ્રજાજીવન આ પ્રકારે જ ચાલે એવી રાષ્ટ્રને ટેવ પડતી જાય છે

### ભ્રષ્ટાચાર ને સમાજવાદ

આ ભ્રષ્ટાચાર અને મોંઘવારી દૂર ન થાય તો લોકશાહી સફળ બની શકે ખરી? સમાજવાદ આવી શકે ખરો! કાળાંતરની કેંક બિમારીઓથી પકડાના આ દેશને ઊગારવાનો અત્યારે તો એ એક આરો દેખાય છે. અને તે લોકશાહી સમાજવાદ એની જો કોઇ આશા ૨૫ વર્ષના સ્વરાજને અંતે બંધાતી હોય તો તે ઇંદિરાજીમાં. ભારતની જનતા ઇંદિરાજીમાં પોતાની આશાઓ અને આકાંક્ષાનાં પ્રતિબિંબ નિહાળે છે. એ કારણે એમનો પ્રભાવ આજે તો અપરાજિત બનેલ લાગે છે

કોઇપણ પક્ષ કે મહાન વ્યકિત માટે પણ જ્યારે દેશના પંદર રાજયોમાં વિધાનસભાની ચૂંટણીઓ થવાની હોય, ઉત્તરપ્રદેશ ને બિહારમાં ૧૭ પેટા ચૂંટણીની તૈયારી ચાલતી હોય, પોતાના પક્ષની બધાં રાજ્યોમાં બહુમતિ લાવી પ્રધાનમંડળો રચાવવાં હોય ત્યારે દેશની આર્થિક કમ્મર તોડી નાખતો એક કરોડ શરણાર્થીઓનો પ્રશ્ન અણઉકેલ રહે એથી વધુ મોટુ જોખમ બીજુ કયું હોઇ શકે ?

છતાં ઇંદિરાજી એ જોખમ ખેલી રહ્યાં છે એ બતાવે છે કે પોતાની નીતિમાં દેશની પ્રજાને વિશ્વાસ હોવાની ઇંદિરાજીને પૂર્ણ ખાત્રી છે.

### નિરધારના અડગ ડગલાં

બીજી બાજુ ઇંદિરાજીનો પક્ષ એટલો સંગઠિત અને વ્યવસ્થિત છે એમ પણ ન કહી શકાય. પશ્ચિમ બંગાળમાં શાસક કોંગ્રેસ જરૂરી બહુમતિ ન મેળવી શકયો. નકસલવાદીઓથી થતી ખૂનરેજી અને પશ્ચિમ બંગાળમાં પ્રવર્તી રહેલી રાજકીય ગુંડાગીરીની સ્થિતિ થોડી સુધરી હોવાં છતાં લગભગ પોલીસરાજ જેવી જ ત્યાં સ્થિતિ છે.

ઉત્તર પ્રદેશમાં શાસક કોંગ્રેસમાં ક્યારે વિખવાદ છે. બિહારનું પ્રધાનમંડળ હાલકડોલક છે. આટલું છતાં બિહારમાં જગજીવનરામને અણગમતી એવી શાસક કોંગ્રેસની એડહોક સમિતિ રચી, રાજસ્થાન અને આંધ્રમાં પોલાદી સત્તાધિકારી ગણાતા મોહનલાલ સુખડિયા અને બ્રહ્માનંદ રેડ્ડીને રાજીનામાં અપાવીને નવાં પ્રધાનમંડળો રચાવ્યાં, મહારાષ્ટ્રના પંતપ્રધાન નાયક ઉપર તલવાર તોળાઈ રહી હોવાનું કહેવાય છે. અને લગભગ તમામ રાજ્યોમાં જૂના મોવડીઓને આંચકા આપીને નવી એડહોક સમિતિઓ રચવામાં આવી છે.

## વિરોધીબળોનું સંગઠન

આ એડહોક સમિતિઓની રચના પણ ઇંદિરાજીના કહેવાતા અકળ માનસ જેવી રહી છે. ગુજરાતનો જ દાખલો લઇએ તો એ સમજી શકાય તેવું છે. જૂનાં બળોનાં મૂળ ઉખેડી નાખવાં, નવાં બળોને એની સામે મૂકવાં. અને વિવિધ જૂથોને એમાં એવું સ્થાન આપવું કે કોઇ જોર ન કરી જાય અને સૌ એકબીજા સામે સ્થાનની સત્તા સમતુલા જાળવતા આવે. એટલે કે કોઇ એક વ્યકિત કે કોઈ એક જૂથનું પરિબળ ન જામે.

આનું એક પરિણામ એ આવે કે પ્રાદેશિક નેતાગીરી સત્તાની મહત્ત્વાકાંક્ષી હોય તો કાયમ અંદરોઅંદર ઝગડતી રહે અને કેન્દ્રને વશ વર્તીને જ ચાલે. અંગત મહત્ત્વાકાંક્ષા ન સંતોષાય તો કાં રાજકરણ છોડી દે, કાં નમ્ર બને, કાં પ્રજાસેવાના પંથે પળે.

જો આંતરિક ઘર્ષણ ચાલુ રહે તો નેતાગીરી કદી પ્રજાસેવાના રચનાત્મક માર્ગે ન વળે, એ જ રીતે પોતાનું ધાર્યું હિત ન સધાતાં જૂથબંધીઓ જતે દિવસે થાકીને નિષ્ક્રિય બને.

## રાજનીતિના નવા પાઠ

વિરોધી બળોની નેતાગીરીને સંયુક્ત રીતે પોતાના પ્રદેશની બાગડોર સંભાળવાની હોય ત્યાં રાજકીય આટાપાટાના ખેલાડીઓને સરવાળે તો થાકવું જ પડે. આમ હારી થાકીને કુટિલતા ન છોડે તો રાજકારણ છોડવું પડે. કારણ કે પક્ષમાં અને પ્રજામાં ઉઝરડા પડતા જાય, પ્રતિષ્ઠા ગુમાવતા જાય, અને જે સાથીદારો સત્તાના મોહથી ખેંચાતા આવતા હોય તે જૂથના નેતાઓ સાથ છોડતા જાય. પછી ભલે તે એક જ કોમ કે એક જ સિદ્ધાંતમાં માનવાવાળા હોય.

ગુજરાતનો જ દાખલો લઇએ તો ક્ષત્રિય કોમમાં એ જ બન્યું. આવતીકાલે પટેલવાદમાં પણ એવું જ બનવાનું, એનાં પગરણ શરૂ થઇ ગયાં છે, અને સિદ્ધાંતો તથા સમાજવાદી નીતિના અમલ માટે અસ્તિત્વમાં આવેલ સમાજવાદી ફોરમમાં પણ આજે એ જ બની રહ્યું છે.

## જૂથબંધીનાં પરિણામો

કોઇ એક જ પક્ષમાં જૂથો ઊભાં થાય એની વફાદારી પ્રજા પ્રત્યે નથી હોતી, પ્રજાના પ્રશ્નોના ઉકેલના કાર્યક્રમ માટે પણ નથી હોતી. પક્ષ પ્રત્યે પણ નથી હોતી. પણ સત્તા પ્રત્યે હોય છે. એટલે જ્યાં સત્તાનો હેતુ હાંસલ ન થાય ત્યાં જૂથો આપોઆપ વિખરાતાં જાય. અને ખટપટ, ભાંગફોડ અને કુટિલતા દ્વારા સત્તા હાંસલ કરવાની સંભાવના હોય ત્યાં સુધી જ આવાં જૂથો જામતાં જતાં હોય છે, ને એક જૂથમાંથી બીજા જૂથમાં ભળતાં જાય છે. આવા સત્તાપ્રાપ્તિના સમાન ઉદ્દેશવાળાં જૂથો ક્યારેક આંતરજાતિય ઘરઘરણાં પણ કરે છે. પણ મોટે ભાગે તે શરતી લગ્ન જેવાં હોય છે. શરત ન પળાય ત્યાં સંલગ્ન રહેતું નથી.

## સત્તાનિષ્ઠ આગેવાની

આમ કોઇ એક પ્રાદેશિક નેતાના હાથમાં સંપૂર્ણ કે કાયમી સત્તા રહી શકતી નથી. ઇંદિરાજીએ જે કામચલાઉ પ્રાદેશિક સમિતિઓની રચના કરી છે તે મોટે ભાગે આ પ્રકારની છે. એમાં કોઈ એક નેતા કદી ધારણા મુજબ ફાવી શકે જ નહિ. અને આ પ્રકારની પ્રાદેશિક સમિતિઓ દ્વારા જે જિલ્લા સમિતિઓ રચાઇ છે તે પણ લગભગ એ જ પ્રકારની છે.

સાચી બહુમતિથી અથવા કુટિલતા દ્વારા બહુમતિ પ્રાપ્ત કરીને ચૂંટાઇ આવનાર આગેવાનો ઘડીક

પ્રયત્નો છતાં, હજારો અને લાખોની ગ્રાહક સંખ્યા ધરાવતાં અખબારો નિશ્ચિત જનતાને ઉંઘ પાડી બંધાવતાં છતાં, દેશના જનસામાન્યને અંગળના પ્રશ્ને આપત્તિઓ ઉઠાવવી પડતી હોવા છતાં ઇંદિરાજીના બોલે જનતા હજી વધુ આપદાઓ વેઠવા તૈયાર છે. પ્રચારની પ્રપંચલીલાને ભેદીને જનસામાન્ય ઇંદિરાજીને નીરખે છે. અખબારોની આંખે નહિ.

## મોંઘવારીનો જુલમ

એનો અર્થ એવો નથી કે દેશ દુઃખી નથી. મોંઘવારી વધવા ન દેવાના અનેક વચનો છતાં મોંઘવારી વધતી જ ગઇ છે. સરકારના નાના મોટા પ્રયત્નો છતાં એમાં કોઇ ફરક નથી પડયો. કેન્દ્ર સરકારને પોતાના નોકરિયાતોને મોંઘવારીનો આંક વધતાં મોંઘવારી ભથ્થું વધારવું પડે એવી સ્થિતિ ઊભી થઇ છે અને એ પ્રશ્ન વેતનપંચને સોંપવો પડયો છે. જીવન જરૂરિયાતની ચીજોમાં વધી રહેલી મોંઘવારી જનસામાન્યને વધુ પીસે છે. પગાર વધતાં ફુગાવાનું વિષચક્ર શરૂ થાય ને સામાન્ય માણસનો મરો થાય.

જે સરકારી કે અર્ધ સરકારી સંસ્થાઓ, મજૂર યુનિયનો વગેરેમાં ન જોડાયા હોય એવા કરોડો માનવીઓની હાલત દિનપર દિન બદતર બનતી જાય છે. મોંઘવારી સહસ્રમુખી અજગર જેવી છે. જયાં હાથ નાખો ત્યાંથી ગળવા માંડે છે. લોકસભાની છેલ્લી ચૂંટણી પછી સૌ કોએ આશાયેશનો શ્વાસ લીધેલો. પણ ઇંદિરાજીના હાથમા સરકારના તમામ સૂત્રો આવવા છતાં જનતાનો મોંઘવારીમાથી કોઇ ઉગાર થયો નથી. ઉગાર નજરે પડતો નથી.

## ભ્રષ્ટાચારનો ભરડો

ભ્રષ્ટાચાર એ મોંઘવારીનો દાનવ સહોદર છે રાવણને તો દસ જ મોઢાં હતાં પણ ભ્રષ્ટાચારને લાખો મોઢાં છે, વહીવટી તંત્રથી માંડીને પ્રજાના નીચલા થર સુધી તે એક ધારો વ્યાપક બની બેઠો છે. હવે વહીવટીતંત્ર કદાપી સુધરે તો પણ પ્રજાવ્યાપક ભ્રષ્ટાચાર કેમ કરીને નાબુદ થઇ શકશે તે ભલભલા સમાજશાસ્ત્રીઓને પણ સમજમાં નથી ઊતરતું. પ્રજાની નાડો ધોનારાં કોઈ પરિબળો પડે તો જ લોહીમાં ભળી ગયેલો આ અનૈતિકતાનો રોગ નાબુદ થઇ શકે. ભ્રષ્ટાચાર નાબુદ થવાની જાણે કે સંભાવના જ નષ્ટ થઇ ગઇ લાગે છે પ્રજાજીવન આ પ્રકારે જ ચાલે એવી ગાંઠને ફાંસ પડતી જાય છે

## ભ્રષ્ટાચાર ને સમાજવાદ

આ ભ્રષ્ટાચાર અને મોંઘવારી દૂર ન થાય તો લોકશાહી સફળ બની શકે ખરી? સમાજવાદ આવી શકે ખરો! કાળાંતરની કેંક બિમારીઓથી પીડાતા આ દેશને ઊગારવાનો અત્યારે તો એ એક આરો દેખાય છે. અને તે લોકશાહી સમાજવાદ એની જો કોઇ આશા ૨૫ વર્ષના સ્વરાજને અંતે બંધાતી હોય તો તે ઇંદિરાજીમાં. ભારતની જનતા ઇંદિરાજીમાં પોતાની આશાઓ અને આકાંક્ષાનાં પ્રતિબિંબ નિહાળે છે. એ કારણે એમનો પ્રભાવ આજે તો અપરાજિત બનેલો લાગે છે.

કોઇપણ પક્ષ કે મહાન વ્યકિત માટે પણ જયારે દેશનાં પંદર રાજયોમાં વિધાનસભાની ચૂંટણીઓ થવાની હોય, ઉત્તરપ્રદેશ ને બિહારમાં ૧૭ પેટા ચૂંટણીની તૈયારી ચાલતી હોય, પોતાના પક્ષની બધાં રાજયોમાં બહુમતિ લાવી પ્રધાનમંડળો રચાવવાં હોય ત્યારે દેશની આર્થિક કમ્મર તોડી નાખતો એક કરોડ શરણાર્થીઓનો પ્રશ્ન અણઉકેલ રહે એથી વધુ મોટું જોખમ બીજું કયું હોઇ શકે?

છતાં ઇંદિરાજી એ જોખમ ખેલી રહ્યાં છે. એ બતાવે છે કે પોતાની નીતિમાં દેશની પ્રજાને વિશ્વાસ હોવાની ઇંદિરાજીને પૂર્ણ ખાત્રી છે.

## નિરધારના અડગ ડગલાં

બીજી બાજુ ઇંદિરાજીનો પક્ષ એટલો સંગઠિત અને વ્યવસ્થિત છે એમ પણ ન કહી શકાય. પશ્ચિમ બંગાળમાં શાસક કોંગ્રેસ જરૂરી બહુમતિ ન મેળવી શકયો. નકસલવાદીઓથી થતી ખૂનરેજી અને પશ્ચિમ બંગાળમાં પ્રવર્તી રહેલી રાજકીય ગુંડાગીરીની સ્થિતિ થોડી સુધરી હોવાં છતાં લગભગ પોલીસરાજ જેવી જ ત્યાં સ્થિતિ છે.

ઉત્તર પ્રદેશમાં શાસક કોંગ્રેસમાં ક્યારે વિખવાદ છે. બિહારનું પ્રધાનમંડળ હાલકડોલક છે. આટલું છતાં બિહારમાં જગજીવનરામને અણગમતી એવી શાસક કોંગ્રેસની એડહોક સમિતિ રચી, રાજસ્થાન અને આંધ્રમાં પોલાદી સત્તાધિકારી ગણાતા મોહનલાલ સુખડિયા અને બ્રહ્માનંદ રેડ્ડીને રાજીનામાં અપાવીને નવાં પ્રધાનમંડળો રચાવ્યાં, મહારાષ્ટ્રના પંતપ્રધાન નાયક ઉપર તલવાર તોળાઈ રહી હોવાનું કહેવાય છે. અને લગભગ તમામ રાજ્યોમાં જૂના મોવડીઓને આંચકા આપીને નવી એડહોક સમિતિઓ રચવામાં આવી છે.

## વિરોધીબળોનું સંગઠન

આ એડહોક સમિતિઓની રચના પણ ઇંદિરાજીના કહેવાતા અકળ માનસ જેવી રહી છે. ગુજરાતનો જ દાખલો લઈએ તો એ સમજી શકાય તેવું છે. જૂનાં બળોનાં મૂળ ઉખેડી નાખવાં, નવાં બળોને એની સામે મૂકવાં. અને વિવિધ જૂથોને એમાં એવું સ્થાન આપવું કે કોઇ જોર ન કરી જાય અને સૌ એકબીજા સામે સ્થાનની સત્તા સમતુલા જાળવતા આવે. એટલે કે કોઇ એક વ્યકિત કે કોઈ એક જૂથનું પરિબળ ન જામે.

આનું એક પરિણામ એ આવે કે પ્રાદેશિક નેતાગીરી સત્તાની મહત્વાકાંક્ષી હોય તો કાયમ અંદરોઅંદર ઝગડતી રહે અને કેન્દ્રને વશ વર્તીને જ ચાલે. અંગત મહત્ત્વાકાંક્ષા ન સંતોષાય તો કાં રાજકરણ છોડી દે, કાં નમ્ર બને, કાં પ્રજાસેવાના પંથે પળે.

જો આંતરિક ઘર્ષણ ચાલુ રહે તો નેતાગીરી કદી પ્રજાસેવાના રચનાત્મક માર્ગે ન વળે, એ જ રીતે પોતાનું ધાર્યું હિત ન સધાતાં જૂથબંધીઓ જતે દિવસે થાકીને નિષ્ક્રિય બને.

## રાજનીતિના નવા પાઠ

વિરોધી બળોની નેતાગીરીને સંયુક્ત રીતે પોતાના પ્રદેશની આગેવાની સંભાળવાની હોય ત્યાં રાજકીય આટાપાટાના ખેલાડીઓને સરવાળે તો થાકવું જ પડે. આમ હારી થાકીને કુટિલતા ન છોડે તો રાજકારણ છોડવું પડે. કારણ કે પક્ષમાં અને પ્રજામાં ઉઘાડા પડતા જાય, પ્રતિષ્ઠા ગુમાવતા જાય, અને જે સાથીદારો સત્તાના મોહથી ખેંચાતા આવતા હોય તે જૂથના નેતાઓ સાથ છોડતા જાય. પછી ભલે તે એક જ કોમ કે એક જ સિદ્ધાંતમાં માનવાવાળા હોય.

ગુજરાતનો જ દાખલો લઈએ તો ક્ષત્રિય કોમમાં એ જ બન્યું. આવતીકાલે પટેલવાદમાં પણ એવું જ બનવાનું, એનાં પગરણ શરૂ થઇ ગયાં છે, અને સિદ્ધાંતો તથા સમાજવાદી નીતિના અમલ માટે અસ્તિત્વમાં આવેલ સમાજવાદી ફોરમમાં પણ આજે એ જ બની રહ્યું છે.

## જૂથબંધીનાં પરિણામો

કોઇ એક જ પક્ષમાં જૂથો ઊભાં થાય એની વફાદારી પ્રજા પ્રત્યે નથી હોતી, પ્રજાના પ્રશ્નોના ઉકેલના કાર્યક્રમ માટે પણ નથી હોતી. પક્ષ પ્રત્યે પણ નથી હોતી. પણ સત્તા પ્રત્યે હોય છે. એટલે જ્યાં સત્તાનો હેતુ હાંસલ ન થાય ત્યાં જૂથો આપોઆપ વિખરાતાં જાય. અને ખટપટ, ભાંગફોડ અને કુટિલતા દ્વારા સત્તા હાંસલ કરવાની સંભાવના હોય ત્યાં સુધી જ આવાં જૂથો જામતાં જતાં હોય છે, ને એક જૂથમાંથી બીજા જૂથમાં ભળતાં જાય છે. આવા સત્તાપ્રાપ્તિના સમાન ઉદ્દેશવાળાં જૂથો કયારેક આંતરજાતિય ઘરઘરણાં પણ કરે છે. પણ મોટે ભાગે તે શરતી લગ્ન જેવાં હોય છે. શરત ન પળાય ત્યાં સંલગ્ન રહેતું નથી.

## સત્તાનિષ્ઠ આગેવાની

આમ કોઇ એક પ્રાદેશિક નેતાના હાથમાં સંપૂર્ણ કે કાયમી સત્તા રહી શકતી નથી. ઇંદિરાજીએ જે કામચલાઉ પ્રાદેશિક સમિતિઓની રચના કરી છે તે મોટે ભાગે આ પ્રકારની છે. એમાં કોઈ એક નેતા કદી ધારણા મુજબ ફાવી શકે જ નહિ. અને આ પ્રકારની પ્રાદેશિક સમિતિઓ દ્વારા જે જિલ્લા સમિતિઓ રચાઇ છે તે પણ લગભગ એ જ પ્રકારની છે.

સાચી બહુમતિથી અથવા કુટિલતા દ્વારા બહુમતિ પ્રાપ્ત કરીને ચૂંટાઇ આવનાર આગેવાનો ઘડીક

તો પોતાને ફાવી ગયેલા માને છે. પણ સ્વસ્થ બનીને કામ કરવા બેસે ત્યારે જ ખ્યાલ આવે કે આ તો વિરોધી બળો વચ્ચે જ કામ કરવાનું છે. સ્થાનમાં બધે ફાવ્યા પણ ધાર્યું કરવાની સ્થિતિ ઊભી કરવામાં નાકામિયાબ રહ્યા. જેના વડે સ્થાન પ્રાપ્ત કર્યું હોય અથવા આપ્યુ અપાવ્યું હોય તે જ એક બીજાના વિરોધી દેખાવા લાગે છે. કારણ કે સાથે મળીને સ્થાન લેવાનો હેતુ તો સત્તાસ્થાન જ હોય છે એ મળી જાય એટલે મૂળ અગ્રેવાનની ગરજ પૂરી થાય અને જેની ગરજ ઊભી થાય એના તરફ એવા સ્થાન ઉપર આવેલાઓની દૃષ્ટિ મંડાઇ જાય છે.

એટલે વિરોધી બળોનું સંગઠન ઊભું થાય ત્યાં મહત્વાકાંક્ષી અગ્રેવાનોનું લાંબું નભતું નથી.

## કરવટ બદલી રહી છે.

તો પછી આવાં વિરોધીબળો સંગઠનને કઇ રીતે હિતાવહ બની શકે? પ્રગટ રીતે તો ન જ બની શકે. પણ આખા દેશનું રાજકારણ મૂળનાથી ખળભળી જઇને વિચ્છિન્ન થઇ ગયું હોય, એનાંથી બળવાન પક્ષ ઊભો કરવાનો હોય, રાજસત્તા હાથમાં રાખવાની હોય અને નવા મૂલ્યો રચવા જામી ગયેલાં જૂનાં બળોનો સાથ લેવાય પણ એમનાં સ્થાપિત હિતોને ઉખેડી નાખવા હોય ત્યારે રાજકારણમાં આવું જ બને.

શાસક કોંગ્રેસની વ્યાપકતા આવાં વિરોધી બળોની છે. એમાંનાં બધાં બળો પાસેથી કામ લઇ શકાય છતાં કોઇ એક બળનું ધાર્યું ન કરવા દેવું હોય તો એને સામસામા મૂકી દેવાય અને પરિણામ આપણે આગળ જોયું તેવું જ સરજાએ બાદ કેટલોક સમય એને કારણે અરાજકતા જેવું પણ ઊભું થાય. તે છતાં એકબીજા એકબીજાના અંકુશ બને. અને છેવટ એમાંથી પ્રતિકારનાં બળો બહુ જોર કરી જાય તો વિદ્રોહ કરીને જુદાં પણ પડે.

## આપસમાં જ ઓછા થશે

આપણે દેશમાં છેલ્લાં બે વર્ષમાં જોયુ છે કે રાજકીય પક્ષો ઉત્તરોત્તર નબળા પડતા ગયા છે. સબળા નથી બન્યા. દેશની આર્થિક અને સામાજિક સ્થિતિ તથા લોકમાનસ જોતાં આજે તો બહુમતિએ સ્વીકાર્યો છે તે જ માર્ગ અને તે જ નીતિ લોકો અપનાવતા જણાય છે. બાકીના પક્ષો જોર કરતા લાગે છે પણ એમને પ્રજાનું પીઠબળ મળતું નથી સમાજવાદી ફોરમ શાસક કોંગ્રેસથી જુદું પડવાને બદલે શાસક કોંગ્રેસમાં જ જોર આ કારણે જમાવવા મથે છે

ત્યારે આ વિરોધી બળોના સંગઠનની સ્થિતિ કામચલાઉ જ નભી શકે. લોકલાગણી બદલાય કે કેન્દ્રના આગેવાનો સાથે ન હોય તો વિરોધી બળોના સંગઠનથી પક્ષ ભાંગી પડે. પણ અહીં તો વિરોધી બળો જ અંદરો અંદર ટકરાઇને પોતાનું બળ ભાંગે છે.

## સમતુલાનું રાજકારણ

રાજ્યોને અને કેન્દ્રને એકસૂત્ર કરવા સુધી જ આવી વિરોધી નેતાગીરી નભાવી શકાય. પણ આ પ્રકારના રાજકારણમાં વિરોધી બળના નેતાઓને કાંકરાની જેમ ટાણું આવ્યે ફેંકી દઇ શકાય છે. આવી સ્થિતિમાં જૂનવાણી નેતાગીરીને નવી નેતાગીરી એ આ બીજી રીતે ઉદ્દામ અને પ્રગતિશીલ રાખવાની ફરજ પાડ્યા કરે છે ને અતિ ઉદ્દામમાં અતિવેગ ઉપર મધ્યમમાર્ગી નેતાગીરી અંકુશરૂપ બને છે.

આજનું શાસક કોંગ્રેસનું બહુમતિનું આ રાજકારણ છે. સમાજવાદનાં જે પગલાં એમને ભરવાં છે. એમાં પ્રજાનો બળવાન સાથ જોઇએ છે. દેશ ઉપરની કેન્દ્ર ઉપરાંત રાજ્યોમાં પણ હકુમત જોઇએ છે ને એ માટે પોતાના પક્ષ પાસેથી જે કામ લેવું છે તે પક્ષમાં વિરોધી બળોને એમણે આવકાર્યાં છે. અને એ વિરોધીબળોને સાથે રાખીને સત્તાસ્થાનની સમતુલા ઊભી કરી છે.

## નીતિહીનતાના પરિણામે

આ રાજકારણ છે. ભારતના રાજકારણનો આ નવતર પ્રયોગ છે એમાં નીતિનાં મૂલ્યોની વાત નહિ કરવાની કોઈ એક પક્ષમાં એ નૈતિક મૂલ્યો નહિ રહેવાના કારણે જ કોંગ્રેસ ભાંગી આજે જે કોઈ પક્ષ નૈતિક મૂલ્યોની વાત કરે છે તે પોતાના વિરોધી પક્ષ કે પક્ષોને સોફાવવા માટે જ. નૈતિક મૂલ્યો અને લોકશાહિ

રાજકારણ ગાંધીજી સાથે જ ગયાં બાકી બચેલાં તે જવાહરયુગમાં નાશ પામ્યાં. હવે નીતિવિહીન નિર્મળ રાજકારણનો યુગ પ્રવર્તે છે.

જો એમ ન હોત તો છેલ્લી લોકસભાની ચૂંટણીમાં જનતાના ચુકાદા પછી સંસ્થા કોંગ્રેસે કોંગ્રેસનો કબજો, મિલકત અને કોંગ્રેસ નામ અને પ્રતિક શાસક કોંગ્રેસને સોંપી દીધાં હોત. ગાંધીજી, નીતિ અને સિદ્ધાંતને નામે શાસક કોંગ્રેસ અને ઇંદિરાજીને વગોવનારાઓએ એકે નીતિનું પાલન ન કર્યું.

બેય પક્ષે બળદ હતા !

ચૂંટણી કમીશ્નરે એ બળદનું પ્રતિક શાસક કોંગ્રેસને આપવાનો ચુકાદો આપ્યો ત્યારે ચૂંટણી કમીશ્નર ઉપર ન કરવા જેવા આક્ષેપો સંસ્થા કોંગ્રેસે કર્યા. સુપ્રિમ કોર્ટે એ બળદનું પ્રતિક શાસક કોંગ્રેસને મળે એવો ચુકાદો આપ્યો એનો અર્થ જ એ કે કાયદેસરરીતે અને નૈતિકરીતે શાસક કોંગ્રેસ એ જ સાચી કોંગ્રેસ છે. છતાં સંસ્થા કોંગ્રેસે એનો દિલથી સ્વીકાર ન કર્યો. ન કોંગ્રેસનો કબજો છોડયો, ન નામ છોડયું. અંત સુધી અનીતિ આચરી. અને સુપ્રિમ કોર્ટનો ચુકાદો આવતાં શાસક કોંગ્રેસના મંત્રીઓ જેવા ઉચ્ચ હોદ્દાના આગેવાનોએ કોંગ્રેસ હાઉસનો કબજો લઇ જે બળજબરી આચરી એમાં કાયદેસરના હકો હશે, પણ નીતિમત્તાનો સરિયામ અભાવ વર્તાણો. દેશમાં ભાગ્યે જ કોઇને એમાં ઉચિતતા દેખાણી હોય તો.

એ પછી શ્રી. સાદીકઅલીએ કોર્ટમાં જવાને બદલે ઉપવાસ આદર્યા એ જ બતાવતું હતું કે નૈતિક દ્રષ્ટિએ તેઓ કોંગ્રેસની મિલ્કતનો કબજો ધરાવી ન શકે, પણ કોર્ટમાં જવાને બદલે લોક લાગણી ઊભી કરવાનો જ માર્ગ લીધો, આ સ્થિતિ એમ બતાવે છે કે માત્ર ચૂંટણીમાં જ નહિ પણ વ્યવહારમાં પણ દેશના સૌથી મોટા આગેવાનોમાં પણ નીતિમત્તાનો અભાવ પ્રવર્તે છે.

એ જ દશા વિશ્વસંઘે

આ સ્થિતિ સાર્વત્રિક ને સર્વવ્યાપી બની છે. નૈતિક મૂલ્યોનો પ્રજાજીવનમાંથી જ નાશ થયો છે. નાની નાની વાતોમાં ઘરઆંગણે સમાધાન સાધવાની ઉદારચિત્ત મનોવૃત્તિ નાશ પામી છે, જ્યારે લાલચીને ભારતની હજારો માઈલની ભૂમિ પડાવી લીધી છે, વિશ્વરાષ્ટ્રસંઘમાં બંગલા દેશ પરત્વે પાકીસ્તાનની પીઠ થાબડે છે છતાં ચીન સાથે એલચી કક્ષાના સંબંધો સુધારવા આપણે ઝેરના ઘૂંટડા ગળી જઇએ છીએ.

એકલા આપણા દેશની જ આ સ્થિતિ નથી. સમગ્ર વિશ્વમાં માનવ મૂલ્યોની મહત્તા ઘટી ગઇ છે. કેંક દેશોના રાજકીય નિર્વાસિતોની લાખોની વણઝાર રઝળ્યા કરે છે. ખુવાર મળે છે અને વિશ્વરાષ્ટ્ર સંઘમાં માનવ અધિકારોનાં મૂલ્યોનાં પાંડિત્યભર્યાં પ્રવચનો થઈ રહ્યાં છે.

માનવતાહીન સહાનુભૂતિ

આજસુધી લાલચીનને યુનોમાં દાખલ ન થવા દીધું. ૭૫ કરોડની વસતી અને જગતની ત્રીજી મહાન સત્તા હોવા છતાં. અને જ્યારે ચીનને દાખલ કર્યું ત્યારે તૈવાન (ફોર્મોસા)ને તગડી મેલ્યું. હજી ઉત્તર દક્ષિણ કોરિયા, પૂર્વ પશ્ચિમ જર્મની અને વિયેટનામને વિશ્વના રાજકરણની મેલી શતરંજના કારણે યુનોમાં સ્થાન નથી મળતું. વિશ્વરાષ્ટ્રસંઘમાં પણ જે કાંઇ થાય છે તે માનવ મૂલ્યો કે નૈતિક મૂલ્યોને આભારી નથી પણ રાજકારણના મેલા દાવને જ આભારી છે.

નહિ તો બાંગલા દેશમાં કરપીણ માનવહત્યાકાંડ મંડાય, સ્ત્રીઓનાં દામન લુંટાય, ધાવતાં બાળકને ધાણીફૂટ ગોળીએ દેવાય અને એક કરોડ જેટલાં નિર્વાસિતો ભારતમાં ઠલવાય અને હજી ઠલવાતા જાય છે છતાં વિશ્વના દેશો મૂક પ્રેક્ષક બનીને ન બેસી રહે. શરણાર્થીઓનો પ્રશ્ન આંતરરાષ્ટ્રીય પ્રશ્ન હોવા છતાં એનો કોઇ ઉકેલ નથી. કારણ કે વિશ્વમાંથી માનવમૂલ્યોની મહત્તા ઘટી ગઇ છે. અરાજકતા, ભ્રષ્ટાચાર, લૂંટફાટ, તોફાન, દગાબાજી ને કત્લેઆમ એ આંતરરાષ્ટ્રીય બિમારી બની છે. મોટાં રાષ્ટ્રો નાનાં રાષ્ટ્રોને હથિયારો પૂરાં પાડીને સામસામા યુદ્ધો

ખેલાવે છે ને મોટાં રાષ્ટ્રો એમાંથી કમાણી કરી નાનાં રાષ્ટ્રોને આપસમાં ખુવાર મેળવવાનો તાશીરો આઘાં ઊભાં રહીને જોયા કરે છે

## પણ ભારતનું શું ?

સિદ્ધાંતપ્રિયતા, નૈતિકતા અને માનવ મૂલ્યો સિવાય કોઇ પણ રાષ્ટ્ર ઉન્નતિ, સમૃદ્ધિ ને શક્તિને શિખરે પહોંચી શકે ખરૂ ? અમેરીકા મહા બળવાન હતુ સમુદ્ધિને શિખરે પહોચ્યુ છે, છતાં વિશ્વના રાજકારણમા એનાં વળના પાણી થયાં છે ને લાલચીન સાથે દોસ્તીનો હાથ લબાવી બેઠુ છે રશિયાના જ પીઠબળથી બળવાન બનેલુ ચીન આજે એક બાજુ અમેરિકા ને બીજી બાજુ રશિયા સામે હુંકાર કરતુ થયુ છે, છતા માનવ મૂલ્યોનો ચીનમાં અભાવ હોવ ને કારણે જગત એનાથી ભય પામે છે પણ પ્રેમ કેળવતુ નથી

એ બધા પછી ભારત જેવા ઊગીને ઊભા થતા દેશને આવી અનૈતિકતા આવી સિદ્ધાંતહીનતા, અરાજકતા દગલબાજી, ભ્રષ્ટાચાર અને કુટિલ રાજનીતિ ઉપકારક ખરાં ? ભારત એવા દુષણો વડે મહાન બની શકે ખરૂ ? ભારત લોકશાહી સમાજવાદ ધનનો અનૈતિક સગ્રહ અને અનૈતિક કમાવણીની પાળો કદાચ તોડી નાખે પણ ત્યાં સુધીમાં એનો સમાજવાદ રાજ્યવાદ નહિ બની ગયો હોય ? રાજ્યવાદમાં માનવ મૂલ્યોની મહત્તા કેટલીક જળવાય ? રશિયા ને ચીન જેવી જ ને !

## એ ચિત્ર ગાધીજીએ દોરેલુ

આજનું રાજકારણ અને પ્રજાજીવન બન્ને એકસરખાં નીતિવિહિન બન્યાં છે સૌ સરખાં હૈ ઇએ ત્યાં કોણ કોને દોષ દે ? કોણ કોને ગાળ દઇ શકે ? પ્રજાજીવનની નાડી ધોવા માટે ગાધીજીએ પ્રજાજીવનના સાત રોગ તરફ લાક્ષણિકરીતે ધ્યાન દોરેલુ કે

(૧) અનૈતિક વ્યાપાર (૨) ચારિત્ર્ય વગરનું શિક્ષણ (૩) આંતરિક સંતોષ વગરની પ્રસન્નતા (૪) સિદ્ધાંત વગરનું રાજકારણ (૫) માનવતા વગરની સેવા (૬) પરિશ્રમ કર્યા વગરનો પૈસો અને (૭) ત્યાગ કર્યા વગરની પૂજા

ઉપરનાં બધાં લક્ષણો આપણા પ્રજાજીવન અને રાજકારણમાં પ્રવર્તે છે ભ્રષ્ટાચાર અને કુટિલતા વગેરે એનાજ બાળકો છે, મોઘવારી પણ હવે આ મોઘવારી માટે સરકાર લાઇલાજ બની છે માટે ‘ભારતીય ગ્રાહક સઘની સ્થાપના કરવામાં આવી રહી છે એમાં કોણ કોની સામે આંદોલન જગવશે ? જ્યા રાજકારણ અને પ્રજાજીવનમા જ નીતિમત્તાનો અભાવ વર્તાતો હોય ત્યા ?

## લાખો નિરાશામા એક આશા

આવી નિરાશામા એક આશા ઇંદિરાજી બન્યાં છે ભારતીય પ્રજાજીવનનુ આખુ સ્તર ઉપરથી નીચે સુધી બદલવાનું છે ભારતીય સભ્યતા, સંસ્કૃતિ અને ચારિત્ર્ય આજ પૂરેપૂરા જોખમમાં છે એમાથી દેશને ઊંચે ઉઠાવવાની તાકાત એકલા નહિ પણ હજારે ઇંદિરાજીમા પણ ન આવે, સિવાય કે દેશ પોતે જ પોતાની સભ્યતા, સંસ્કૃતિ અને ચારિત્ર્ય માટે કૃતનિશ્ચયી ન બને તો

લોકશાહી સમાજવાદ વધુમા વધુ કેટલીક અસમાનતાઓ દૂર કરી શકે આર્થિક સ્થિતિમા થોડો સુધાર કરી શકે ઊંચ નીચના થોડા ભેદભાવ દૂર કરી શકે પણ આમૂલ પરિવર્તન લાવવુ તે તો જનતાના જ હાથમા છે આજની સ્થિતિમાં એવા પરિવર્તન માટે લોકશાહી સમાજવાદ જ પ્રાથમિક ભૂમિકા પૂરી પાડી શકે એ માટેના ઇંદિરાજીના છેલ્લા સાત વર્ષના નહિ પણ કોંગ્રેસના વિભાજન પછીના જ એમના પ્રયોગોને મૂલવવા જોઇએ

## અસાધારણ ને અજોડ ઉકેલ

છેલ્લા ૨૪ વર્ષમા જે કેટલાક ફેરફારો થવા જોઇતા હતા તે છેલ્લા બે વર્ષમા થયા છે કે નહિ તેના ઉપરથી એની મૂલવણી થઇ શકે ૧૯૬૬ અને ૧૯૭૦ની બે ચૂંટણીઓનો વિજય તે ઇંદિરાજીને આભારી હતો એટલાથી પણ એમની કૃતનિશ્ચયતા માપી ન શકાય, પણ

સિમેન્ટ શણ સુતરાઉ કાપડ, કાગળ અને શેરડી ઉદ્યોગની મેનેજીંગ પ્રથા દૂર કરવાની ઘણા સમયથી જે વિચારણા ચાલતી હતી તેને ઇંદિરાજીએ અમલી બનાવી

પંજાબ, હરિયાણા અને મેઘાલય રાજ્યોની રચનાના વર્ષો જૂના અણઉકેલ પ્રશ્નોના હિંમતભર્યા ઉકેલ લાવ્યા.

નેહરૂજીના વખતથી અટવાયેલો તેલંગણનો વર્ષોથી પીડા આપતો પ્રશ્ન ઉકેલ્યો.

બેન્કોના રાષ્ટ્રીયકરણની ચર્ચા ચર્ચા જ રહેતી હતી તેને એક ધડાકે પતાવ્યો.

સાલિયાણા નાબુદીની હિંમત અને ઉકેલ પણ ઇંદિરાજીને જ આભારી છે.

સામાન્ય વીમાનું અને કોલસાના ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ કર્યું.

બંધારણમાં સુધારા કરવાના સંસદના અધિકારો કાયમ કર્યા અને હવે સામાજિક ઉત્થાન માટે મિલકતોની ટોચ મર્યાદા બાંધવા અને મિલકતો મેળવવાના સંસદના અધિકારો મેળવી રહ્યાં છે. લોકશાહીને સફળ બનાવવા અને સમાજવાદ લાવવા માટેના અવરોધો ઘણી ઝડપથી આમ દૂર કરી રહ્યાં છે.

### તો પ્રજા પાઠ ભણાવે

આ બધાં જ સમાજવાદ તરફનાં ઝડપી પગલાં લેવાતાં બંગલા દેશનો પ્રશ્ન ઉપસ્થિત થયો. બંગલાદેશના પ્રશ્ને પ્રથમ ભારતની જનતાને અને પછી વિશ્વના દેશો અને તેની સરકારોના મત કેળવવા ઇંદિરાજીએ જે પુરૂષાર્થ આદર્યો તેને ભગીરથ જ કહી શકાય.

આવડા મહાન પ્રશ્ન પર તો ઇંદિરાજીએ જે સ્વસ્થતા અને સમતોલપણું જાળવ્યું છે તેને વિશ્વના અને ભારતના રાજકારણમાં અસાધારણ અને અજોડ જ કહી શકાય. ભારતનું સમગ્રપણે વિચારાતું હિત, બંગલાદેશનું હિત અને વિશ્વશાંતિ એ ત્રણેયનો સ્વસ્થ ને સમતોલ વિચાર સાથેની એમની નિડરતા, ધીરજ, અડગતા અને દીર્ઘદૃષ્ટિમાં વિશ્વનાં વ્યાપક હિતો સમાયેલાં છે. પણ દેશની બધી પ્રકારની સલામતી પણ એમાં જ છે.

આ સ્થિતિનો વિચાર કરીને શાસક કોંગ્રેસે અંગત મહત્વાકાંક્ષાઓને અળગી કરીને પ્રજાનિષ્ઠા કેળવવી જોઇએ. કેન્દ્રમાં પ્રદેશે પ્રદેશને અને તમામ જિલ્લે તાલુકો પણ.

પણ જો કોઇ આગેવાનો ભારતના આજનાં રાજકારણ કે પોતાની મેલી શતરંજનું સોગઠું જ બનાવવા માગતા હોય તો પ્રજાએ નિર્ભીક રીતે એને સાચા પાઠ ભણાવવા જોઈએ.

### પાક–ભારત યુધ્ધને આરે

આ સ્થિતિમાં એમ લાગે છે કે વિશ્વના દેશો યાહ્યાખાનને કોઈ રાજકીય ઉકેલની ફરજ પાડે એટલો અવકાશ યાહ્યાખાન રહેવા દેવા માગતા નથી. જાહેર કરેલું નહિ પણ જાહેર કર્યા વગરનું યુદ્ધ ઉઘાડા યુદ્ધની પરિસ્થિતિ સર્જી રહ્યું છે. બન્ને દેશો તરફથી એકબીજા ઉપર આક્રમણ થઇ રહ્યાના આક્ષેપો થઇ રહ્યા છે. ટેંકયુદ્ધને અવકાશી અથડામણ શરૂ થઇ ગઇ છે.

પાકિસ્તાનમાં યાહ્યાખાને કટોકટીની સ્થિતિ જાહેર કરી છે. સમય ભારતની તરફેણમાં હોય તેમ ઇંદિરાજી સશસ્ત્ર સંઘર્ષને વિલંબમાં નાખી રહેલ છે. વિશ્વ સમક્ષ ઇંદિરાજીએ મૂકેલી વાતો ઉપર દેશ મક્કમ છે. શરણાર્થીઓના ઉકેલ માટે બંગાળના ચૂંટાઇ ચૂકેલા આગેવાનો સાથે પાકિસ્તાન રાજકીય સમાધાન ન કરે તો યુદ્ધ અનિવાર્ય છે. વિલંબ યાહ્યાખાનને દસમો થઇ પડયો છે.

પાકિસ્તાનનો યુદ્ધ ઉન્માદ એમ બતાવે છે કે એને બંગાળ અંગેનું કોઇ સમાધાન જોઇતું નથી અને ભારતને યુદ્ધમાં ખેંચી લાવી જગતને વચ્ચે પડાવી બંગલા દેશને પાક–ભારતનો પ્રશ્ન બનાવી દેવા માગે છે. આવી રહેલા દિવસોમાં યુદ્ધ ફાટી પડે તો વિશ્વના દેશો માટે પણ એ નવાઇ ભરેલું નહિ રહે. પણ ભારતની તમામ સમયની એકતા જ પાસ્તાન અને વિશ્વના દેશોને ભારતના ખમીરની ખાત્રી કરાવી શકે.

યાહ્યાખાને પાકીસ્તાનમાં સંરક્ષણધારો લાગુ પાડયો છે. દસ દિવસમાં યુદ્ધ ફાટી પડવાની ઘોષણા કરી છે. મુસ્લિમ રાષ્ટ્રો પાકીસ્તાનને પક્ષે પોતાનું વજન મૂકી રહ્યાં છે. મુક્તિવાહીની બાંગલા દેશમાં વિજય મેળવતી જાય છે. અમેરિકા યુદ્ધ અટકાવવા કોશીશ કરે છે ને ભારત સંરક્ષણના પગલાં ભરી રહ્યું છે. બીજી બાજુ વિધાનસભાઓની ચૂંટણીની તૈયારીઓ ચાલી રહી છે.

[ અનુ૦ પૃષ્ઠ ૬૨૪

# ગુજરાત ઇતિહાસ પરિષદ

મણિભાઈ વોરા

ઓક્ટોબર ૧૯૭૧ ની ૨૯,૩૦,૩૧, તારીખે દ્વારકા મુકામે ગુજરાત ઇતિહાસ પરિષદનું છઠ્ઠું અધિવેશન ડૉ. હસમુખ સાંકળિયાના પ્રમુખપદે યોજાઇ ગયું. પરિષદના સભાસ્થાનને ૨૧. ડોલરરાય માંકડની સ્મૃતિમાં 'ડોલ-નગર' નામ મળ્યું અને વ્યાખ્યાનો, મનોરંજન કાર્યક્રમ તથા પ્રદર્શનથી તે શોભી ઊઠયું સ્વાગતાધ્યક્ષ અને દ્વારકા નગરપંચાયત પ્રમુખ શ્રી તુલસીદાસ ગોકાણીએ આવકાર પ્રવચનમાં સૌનું સ્વાગત કરી 'શ્રીકૃષ્ણ જીવન સંશોધન' અર્થે સુવર્ણચંદ્રકની જાહેરાત કરી જે શ્રી કે. કા. શાસ્ત્રીને પ્રાપ્ત થયો. ઇતિહાસ પરિષદનું ઉદ્‌ઘાટન સૌ.યુનિના કુલપતિ શ્રી અનંતરાય બક્ષીએ અને પ્રદર્શન ઉદ્‌ઘાટન તાતા કેમીકલ્સ મીઠાપુરના જનરલ મેનેજર શ્રી મ-થન-સાહેબને હાથે થયું. સ્વાગતમંત્રી ડૉ. જિતેન્દ્ર જેટલીએ "પોતાની સંસ્કૃતિની પ્રાચીનતામાં તથા ઉચ્ચતામાં વધારે પડતી શ્રદ્ધા ધરાવનાર વ્યક્તિઓ સંશોધનમાં આડખીલી ઊભી કરે છે" એ વાત ઘણી જ યોગ્ય રીતે મૂકી. સાથે સાથે પોતાની સંસ્કૃતિમાં અશ્રદ્ધા ધરાવનાર વ્યક્તિને હાથે થતું સંશોધન પણ ખૂબ જ વિચાર માગી લે છે એ વાતને ઉમેરીએ.

સ્વ. શ્રી કનૈયાલાલ દવેને તો કોણ નથી ઓળખતું ? 'ગુજરાતનું મૂર્તિવિધાન' નામનો એક અનન્ય અને મહામોલો ગ્રંથ જેમના દસ વરસના પરિશ્રમથી આપણને મળ્યો છે. તેમના પુત્ર અને દ્વારકા કોલેજના પ્રિન્સિપલ શ્રી સુરેશચંદ્ર ક. દવેએ પોતાના પિતાશ્રીના નામનો 'રૌપ્યચંદ્રક' જાહેર કર્યો અને ગુજરાતની મૂર્તિકલા વિશે સારો નિબંધ લખનાર ડૉ. કાન્તિલાલ સોમપુરાને તે અર્પણ થયો. ગુજરાત અને ખાસ કરીને સૌરાષ્ટ્રમાં મૂર્તિઓના જે ભંડાર ભર્યા છે, અહીં તહીં વનવગડે; નદીકાંઠે કે સાગરતીરે જે વિવિધ મૂર્તિઓ તેના અવશેષો રખડતા મળ્યા છે તેના વિશે આજે કોઈ અભ્યાસલેખ કે ગ્રંથ નથી લખતું. આપણી નિશાળો કે કૉલેજમાં આના વિશે અભ્યાસક્રમો નથી દાખલ થયા એ ઘણી જ શોચનિય બીના છે. પહેલી ચોપડીથી માંડી મેટ્રિક સુધીમાં અનેક પ્રકારના પાઠ ભણવાના આવે છે પણ તેમાં ક્યાંય ગામને પાદર ઊભેલા પાળિયા કે મંદિરનું શાસ્ત્રીય જ્ઞાન આપે તેવા પાઠ કવિતાને સ્થાન મળ્યું જોયું નથી. એ દુઃખદ હકીકત ગણાવી જોઇએ.

ડૉ. જયંતિલાલ ઠાકરે ઓખામંડળમાં સંશોધન વધે એવા આશયથી પોતાના નામે એક રૌપ્યચંદ્રક જાહેર કર્યો અને ઓખામંડળ વિશે ભક્તિભાવભર્યું એક લંબાણપૂર્વકનું વ્યાખ્યાન આપ્યું ઓખામંડળના તીર્થો, સરોવરો, કુંડો, વાવો, ઉલૂખનો, કબરો વિશે વિગતે માહિતી આપી. જે સંશોધકને માર્ગદર્શક નીવડે તેવી છે.

શ્રી પુરુષોત્તમભાઇ ગોકાણી દ્વારકા અધિવેશનના કેન્દ્ર સમા બની રહ્યા. એમની જહેમત અને ચીવટ, એમની વિદ્વત્તા અને નમ્રતા સૌ કોઈને સંતર્પક નીવડ્યાં. દ્વારકા વિશેનું એમનું નાનકડું ઉદ્બોધન ઘણી જ સ્વસ્થ રજૂઆત પૂરી પાડતું લાગ્યું. તેમણે બાવીસસો વર્ષથી ઇ. સ. પૂર્વે બીજી સદીથી હાલની દ્વારકા જ દ્વારકા તરીકે ઓળખાતી આવી છે એવું પ્રમાણ અવશેષોથી પુરવાર કરતું વિધાન કરી, કૃષ્ણ અને પાંડવો આજથી ૩૪૦૦ વર્ષ પહેલાં થયાં હશે એવી સંયુક્ત અટકળ બાંધી આપી.

પણ સૌથી વજનદાર અને તેથી અસરકારક ભાષણ તો અધિવેશન પ્રમુખ ડૉ. હસમુખ સાંકળિયાનું રહ્યું. ૧૯૬૩ માં ડૉ. સાંકળિયાએ દ્વારકાનું ખોદકામ કરેલું તે મુજબ હાલનું દ્વારકા તે સાતમું દ્વારકા છે એ સિદ્ધ થયેલું. તેમના જ શબ્દોમાં આ ખોદકામનો સાર જોઇએ.

"હાલની દ્વારકામાં દ્વારકાધીશનું મંદિર ઊંચામાં ઊંચે સ્થળે છે. ખોદકામ કરવા જગા ન હતી તે એક મકાનને જમીનદોસ્ત કર્યું અને તેની નીચે ખોદ-

કામ કરતાં તુરત જ સમભગ ત્રણ ફૂટ નીચે એક સારા પથ્થરના બાંધેલા મકાનનો પાયો લાગ્યો. આ મકાનના પાયામાંથી નાનામોટા બધા એક જ સ્થળે શંખો નીકળ્યા. ઇ. સ. ૧૮૫૦માં બંધાયેલી આ શંખની દુકાન હશે એવું અનુમાન થઈ શકે. આ છઠ્ઠી દારકાની લગભગ બે ત્રણ ફૂટ નીચે પાંચમી દારકાના ઘ નો પાયો હાથ લાગ્યો. તેની નીચે ચોથી દારકાના અવશેષો મળ્યા જેમાં લાલકાળા માટીના વાસણ, રંગબેરંગી કાચની બંગડીઓ, ચીની માટીના વાસણો અને મુસ્લિમ સંસ્કૃતિના અવશેષો મળ્યા. ચોથી દ્વારકાની નીચે ખોદકામ કરતાં બહુ જ મહત્ત્વનો અવશેષ પ્રાપ્ત થયો. આ થરમાંથી એક પથ્થરના બાંધેલા મંદિરનું શિખરનું આમલક મળ્યું. આ ત્રીજી દારકાનો સમય અમને સાતમી સદીનો લાગે છે, અને સંભવ છે કે આ મંદિર જ હરિવંશમાં ઉલ્લેખેલ શ્રીકૃષ્ણમંદિરનો અવશેષ છે. હરિવંશનો સમય પણ ઈસ. ૬૦૦ નો માનવામાં આવે છે. આ ત્રીજી દ્વારકાના થરમાંથી પ્રાપ્ત મંદિર અવશેષ શ્રીકૃષ્ણના સૌથી પહેલા મંદિરનો અવશેષ છે.

ત્રીજી દ્વારકાના અવશેષોને રેતીનો થર લાગેલો હતો. પહેલાં તો અમને લાગ્યું કે દારકાનો ઈતિહાસ અહીં ખલાસ થાય છે કે શું ? પણ જ્યાં સુધી કુદરતી ખડક ન આવે ત્યાં સુધી ખોદકામ ચાલુ રાખવું જ જોઈએ. એટલે અમે પ્રયત્ન ચાલુ રાખ્યા. રેતીમાં જ આગળ વધવાનું હતું, ક્યારે બાજુની દીવાલો ધસી પડે અને અમે દટાઈ જઈએ તેની બીક રહેતી હતી. છ ફૂટ નીચે અચાનક લાલ પથ્થરથી બાંધેલા ઘરનો પાયો નીકળ્યો ! અહીંથી પ્રાપ્ત ઠીકરાંઓ બહુ જ ઉપયોગી નીવડ્યાં. આ ઠીકરાંઓ એમ્ફોરા નામના માટીના કુંભનાં છે. રોમ ઈત્યાદિ દેશોમાંથી દારૂ અથવા ઓલિવનું તેલ દેશ–પરદેશ મોકલવામાં આવતું તેની જ આ નિશાનીઓ છે. હમણાંની માફક ત્યારે પણ દારૂનો ખપ બહુ હતો ! આનો સમય ઇસુ પહેલાં ૫૦ થી ઇસુ પછી ૨૦૦ નો ગણાવી શકાય. આ ઉપરથી બીજી દારકા ઈસુના સમયમાં હતી તેમ સાબિત થાય છે આ બીજી દ્વારકા લગભગ ૩૦ ફૂટ સુધી ઊંડે ખોદતાં હાથ આવી છે. કુદરતી ખડક હજુ પણ આવ્યો ન હતો, અમે ખોદકામ ચાલુ રાખ્યું. બીજા આઠ ફૂટ નીચે ગયા, હવે પાણી આવવા લાગ્યું અને તે સાથે જ પહેલી દારકાના અવશેષો હાથ લાગ્યા. આ પહેલી દ્વારકા, તેનો રેતીનો થર સૂચવે છે તે પ્રમાણે સમુદ્રમાં ડૂબી ગયેલી હતી. આ અવશેષો ઉપરથી ચોક્કસ અનુમાન થઇ શકે છે કે પહેલું દારકા ઇ. સ. પૂર્વે પહેલી–બીજીમાં વસ્યું હતું અને તેનો નાશ અથવા જલપ્રલય ઈ. સ.ની ત્રીજી સદીમાં આશરે થયેલો હતો.

આમ હાલના જગતમંદિરવાળી દારકા બે હજાર વર્ષ સુધીનાં પ્રાચીન ઠરે છે. ડૉ. સાંકળિયાના આ ખોદકામથી આપણે ત્યાં ચાલેલા દ્વારકા ક્યાં ? તે પ્રશ્નના ઉતરો સાંપડી રહે છે.

આખા અધિવેશનમાં ડૉ. સાંકળિયાની હાજરીએ રંગ રાખ્યો એમ કહી શકાય. તે પછી અંત્ય દિવસે બાજુના સુવર્ણતીર્થના ઐતિહાસિક સ્થળનો પ્રવાસ રખાયો જે અનેક રીતે અભ્યાસક નીવડ્યો. છેલ્લે દિવસે હવે પછીનું અધિવેશન કચ્છમાં રાખવા 'પથિક'ના ઉત્સાહી કચ્છીમાડુ શ્રીમાનસંગજી બારડે ભાવભર્યું આમંત્રણ આપ્યું અને આવતા વર્ષનું જ્ઞાનસત્ર પોરબંદર મુકામે ભરવા પુરાતત્ત્વ સંશોધન મંડળ વતી મે વિનંતી કરી. કૃષ્ણલાલભાઈ, મોહનપુરી અને પલણભાઇ જેવા મારા જુવાનમિત્રોએ તેને ઉમળકાભેર ટેકો આપ્યો.

મનોરંજન કાર્યક્રમ ભોજન વગેરે પ્રસંગોએ ખૂબ જ ઉષ્માભેર આતિથ્યનો પરિચય આપ્યો. ત્રણ દિવસ દરમિયાન અનેક નવા મિત્રો મળ્યા. શ્રીમાનસંગજી બારડ, પ્રા. નાગજીભાઇ ભટ્ટી, કાન્તિભાઇ ત્રિપાઠી, દરબાર શ્રી મેરામવાળા, ડૉ. પ્રવીણ પારેખ, ડૉ. સોનપુરા, પ્રા. પ્રહ્લાદ પટેલ, શ્રી. હરિપ્રસાદ શાસ્ત્રી, શ્રી. કે. કા. શાસ્ત્રી તથા દારકાના વયોવૃદ્ધ શ્રી કલ્યાણરાયભાઇ જોશી તથા પુષ્કરભાઈ ગોકાણી વગેરેને મળવાનો સુઅવસર પ્રાપ્ત થયો.

આખા અધિવેશનનો પ્રાણ તો ડૉ. હસમુખ સાંકળિયા જ હતા. દરરોજ રાતે અને સમય મળ્યો ત્યારે દેશ પરદેશની પુરાતત્ત્વ વિષયક વાતો અને

તેમના શીતળ વ્યક્તિત્વથી સૌ કોઈને પ્રેરણા મળતી હતાં. સત્ર થાક પછી પણ તેમનું રસોઈડા બનાવવાનું અને વાતો કરવાનું ચાલુ જ રહેતું. તેમની કાર્યદક્ષતા અને વિદ્વતાના લાભથી ઈતિહાસ પરિષદનું આ છઠ્ઠું અધિવેશન સફળ રહ્યું એમ નોંધું તો આશ્ચર્યને નથી.

જે ખૂંચતી બાબત બની તે સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના આટલા ઈતિહાસ પ્રાધ્યાપકોમાંથી કોઇ હાજર ન હતું તે છે. ઇતિહાસ પુરાતત્ત્વ અને સંશોધનની વાતો કરનારા અને કયારેક તો સેનેટ ગજાવના પ્રાધ્યાપકો ક્યાં ગયા ? વડોદરા વર્તુલની ગેરહાજરી પણ એટલી જ ખૂંચતી હતી. છેલ્લે દિવસે પરિષદના આજીવન સભ્યો નોંધવાની ક્રિયા ચાલી ત્યારે જાણીતા વિદ્વાનો તેમાંથી છટકી જતા લાગ્યા, એ વાત પણ શોચનિય હતી. માત્ર દ્વારકાની જ અને તે પણ પ્રાચીનકાળની જ ચર્ચા ઇતિહાસ પરિષદનું કાર્યક્ષેત્ર મધ્યકાળ અને અર્વાચીન કાળ નથી શું ? એવો પ્રશ્ન મૂકી જતી હતી.

છેલ્લે સંશોધન ક્ષેત્રે ઊગતી થોડીક નવી પ્રતિભાઓના નામોલ્લેખ કર્યા વિના જ, તેમને સિદ્ધાતી દ્વારકાવર્તુલની સંશોધન પરત્વે જાગૃતિ જોઈ મનોમન અભિનંદન પાઠવી વિરમું છું.

*

પૃષ્ઠ ૧૨૧ થી ચાલુ ]

## એકતાના નામે અનેકતા

આમ યુદ્ધ જ્યારે ભારત–પાકની સરહદોને ખખડાવી રહેલ છે ત્યારે વિધાનસભાઓની ચૂંટણીઓ એકરીતે જોતા જનતાનું ધ્યાન યુદ્ધના સર્જાતા કરતાં આંતરિક પ્રશ્નો તરફ વાળેલું રાખે છે. કારણ કે ચૂંટણી માટેના ઉમેદવારોની પસંદગીમાં દરેક પક્ષો અને પક્ષોમાં રહેલાં જૂથો સક્રિય જ રહે. એકતાનો પ્રશ્ન ત્યાં ખોરંભે પડે રાષ્ટ્રીય એકતાની એક બાજુ વાતો થાય અને બીજી બાજુ એક બીજાં જૂથો અને પક્ષોને નિર્બળ બનાવવાના મોરચા મંડાય.

એમાં વધુ ભાગે પ્રહારો શાસક કોંગ્રેસ અને ખાસ કરીને તેની સરકાર ઉપર જ થાય. એટલે પાકીસ્તાન સામેના યુદ્ધ અને એને કારણે જે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પેદા થઈ છે, તેમાં ય એક એક પ્રશ્નનો પ્રત્યેક પ્રસંગે કારણ–અકારણ વિરોધ ઉઠાવાય.

એનાં ઉદાહરણો લેવા જવાં પડે તેમ નથી. બંગલા દેશની રાહતને કારણે જે કરવેરા નખાયા કે નખાઇ રહ્યા છે, તેની સામે એક યા બીજારૂપે વિરોધ ઊભો કરાઇ રહ્યો છે. અને બીજી બાજુ રાષ્ટ્રને મજબુત બનાવવાની અને જનતા સરકારની પડખે ઊભી હોવાની હાકલ કરાય છે અમ એવાં ધોરણ આગામી ચૂંટણીઓને કારણે અપનાવાઇ રહ્યાં છે. એમ કહેવાઈ રહ્યું છે કે બધા કરવેરા સામાન્ય જનતા ઉપર પડી રહ્યા છે. આવું કહેનારાં અખબારોએ પણ પોતાના ઉપર બે પૈસા આબકારી જગાત નખાણી ત્યારે બે પૈસા ભાવ વધારીને એ કર સીધો જનતા માથે જ ઠોકી બેસાડ્યો પરોપદેશ પાંડિત્યમ્ કર્યું.

### પ્રમાણિકતાનાં બેવડાં ધોરણ

જે અખબારો બે પૈસા કર સહન કરી શકે તેના ઉપર જ આ કર નખાયેલો આવાં અખબારો ગઈકાલ સુધી પોતે જનતાને કારણે સાધેલી આબાદીના વૈભવશાળી આંકડા બહાર પાડતાં રહ્યાં છે. પોતાની આબાદી જનતાને કારણે જ સધાઈ હોવાના જનતાનાં ગુણગાન કરતાં રહ્યા છે. એવાં અખબારોએ બે પૈસાનો કર બાંગલા દેશના નિર્વાસિતો માટે સહન કરવાની તૈયારી ન બતાવી. અખબારોના ભાવ વધારી જનતા પાસેથી કર વસુલ કરનારાં અખબારોએ જનતાને એ પુરવાર કરી દેવું જોઇતું હતું કે પોતે બે પૈસાનો કર સહન કરી શકે તેમ નથી. એક બાજુ પ્રધાનો ને સરકારોના વૈભવી ખર્ચની ટીકા કરે અને બીજી બાજુ પોતાના વૈભવને આંચ ન આવે એ માટે જનતાનો ભોગ લે છે. અહી પ્રમાણિકતાની પણ કટોકટી વરતાય છે બધા પ્રશ્ને બેવડાં ધોરણ અપનાવાઇ રહ્યાં છે

તા. ૨૭–૧૧–૭૧

# સૌરાષ્ટ્રનાં શિલ્પોમાં નારી

નરોત્તમ પલાણ

સૌરાષ્ટ્રમાં પ્રાપ્ત સિંધુસંસ્કૃતિના અવશેષોને ઇ. સ. પૂર્વે ૨૨૫૦ના ઠરાવવામાં આવ્યાં છે. આ અવશેષોમાં આપણને પ્રથમ નારીશિલ્પો પ્રાપ્ત થાય છે. માટીનાં રમકડાં સાથે સ્ત્રી આકૃતિઓ તથા પ્રભાસ પાટણના નગરાના ટીંબામાંથી પ્રાપ્ત હાથીદાંતની બનાવટનાં માતૃકાશિલ્પો, હાલ તો આપણાં સૌથી પ્રાચીન શિલ્પો છે. આ સમયથી છેક ઇ. સ. ની પહેલી સદી સુધી શિલ્પકલાનું ઝરણું જાણે ભૂગર્ભમાં વહે છે. તે અમરેલીના ખોદકામમાંથી પ્રાપ્ત માટીની આકૃતિમાં ફરી પ્રગટ થતું જણાય છે. (ઈ. સ. ની પહેલી સદી.)

પણ સૌરાષ્ટ્રનું પ્રથમ સ્પષ્ટ નારી શિલ્પ તો આપણને જોવા મળે છે જેતપુર પાસે, ભાદરનદીને કાંઠે આવેલ ખંભાલીડાની બૌદ્ધ ગુફાઓના દ્વાર પર. અહીં અશોક વૃક્ષ નીચે પદ્મપાણિ ઊભા છે તેની પાસે પાછળ પૂરાકદનું પ્રથમ નારી શિલ્પ એનાં સંપૂર્ણ- અંગ વિન્યાસ સાથે રજૂ થયેલું છે. શ્રી નાણાવટી અને મધુસૂદન ઢાંકી આ ગુફાઓને ઇ. સ. ની બીજી સદીની ગણાવે છે.

ઢાંકની પશ્ચિમે આવેલી જૈન ગુફાઓમાંની એકમાં પાર્શ્વનાથની ઉપસાવેલી મૂર્તિ આવેલી છે. ત્યાં તેમની આજુબાજુ, ઇ. સ. ની ત્રીજી સદીનાં નારી શિલ્પો જોઈ શકાય છે. જૂનાગઢની ઉપરકોટ ગુફાઓનો સમય હવે ચોથી સદીનો ગણવા તરફ વલણ છે, ત્યાં ગુફાની થાંભલીઓ પર સ્ત્રી, પશુ ઇત્યાદિની આકૃતિઓ તથા દીવાલ પરની ચૈત્યબારીની આકૃતિઓમાં ડોકાતાં નર નારીઓ આપણું ધ્યાન ખેંચનાર બની રહે છે.

સૌરાષ્ટ્રમાં પ્રાપ્ત જૈન, બૌદ્ધ ગુફાઓનો રચનાકાળ ઇ. સ. ની પહેલી સદીથી પાંચમી સદી પર્યંતનો હોવા પૂરો સંભવ છે. સાણા જેવા સ્થળે આવેલી ગુફાઓ કોઇ એક સદીમાં જ કોતરાઈ ગઈ એમ માનવું ઔચિત્યભર્યું નથી લાગતું. એ ધીરે ધીરે, સમયે સમયે અસ્તિત્વમાં આવતી રહી છે. આથી શૈલગૃહોની રચના પાંચમી સદી સુધી થતી રહી એમ કહેવું વધારે સંયુક્ત લાગે છે. આ દૃષ્ટિએ ગુફામાં પ્રાપ્ત નારી શિલ્પો પહેલેથી પાંચમી સદી સુધીના હોવા સંભવ છે.

શૈલગૃહોની રચનાનો ઉત્તરકાળ જેમ પાંચમી સદી છે તેમ મંદિરોની રચનાઓનો કાળ પાંચમી સદીથી શરૂ થાય છે. પાંચમી સદીના મંદિરો કોઈ



[ નારી : ઘુમલીનું નયનરમ્ય શિલ્પ
ફોટો : નરોત્તમ પલાણ]

અવશેષ હાલ પ્રાપ્ત નથી પણ ગિરનારના શિલાલેખમાં ઈ. સ. ૪૫૭માં "ચક્રભૃત્ વિષ્ણુનું દેવાલય બંધાવ્યું" એવો ઉલ્લેખ મળે છે વિષ્ણુની મૂર્તિ સાથે લક્ષ્મી અને બીજાં નારીશિલ્પો અવશ્ય હશે. એવી કલ્પના કરી છઠ્ઠી સદીમાં આવીએ.

છઠ્ઠી સદીનાં બે અદ્‌ભુત મંદિરો સૌરાષ્ટ્રમાં પ્રાપ્ત છે.[૧] મંદિર રચનાના તેમજ શિલ્પના વિધવિધ પ્રકારોના ઈતિહાસમાં આ બન્ને મંદિરોનું ઘણું જ આગવું સ્થાન છે. હિન્દુ દેવદેવીઓની મૂર્તિઓના પ્રાચીન નમૂનાઓ આ મંદિરોમાં આવેલા છે. ગોપના સૂર્યમંદિરમાં ઉપર ચૈત્યગવાક્ષમાં ઉત્તર, પશ્ચિમ બે આકૃતિઓ[૨] જોવા મળે છે. તેમાંથી ઉત્તર તરફ નારી આકૃતિ છે, નીચે પીઠિકામાં પણ અનેક નારીશિલ્પો ઘસાયેલી સ્થિતિમાં જોઈ શકાય છે. સોમનાથ પાસે આવેલ કદવારના વરાહમંદિરમાં[૩] અનેક નારી શિલ્પો મળે છે તેમાંથી નારાયણ સાથે આવેલી લક્ષ્મી નારીશિલ્પનો એક અદ્‌ભુત નમૂનો છે. ભગવાન નારાયણના કંઠમાં હાથ નાખી અવિકારપૂર્વક ઊભેલાં લક્ષ્મીજી નારીસત્તાનો અને સામર્થ્યનો વિરલ શિલ્પખંડ છે. મુકુટથી ગૌરવાન્વિત બનેલું મસ્તક, સ્તનભારથી નમેલી છાતી, નાભિ દર્શનથી રમણીય બનેલું ઉદર અને કટિ પરના વસ્ત્રાલંકારો નારીશિલ્પનું અપૂર્વ માન કરતાં જણાય છે.

સાતમી સદીથી તો નારીશિલ્પોનો પ્રવાહ બે કાંઠે વહેવો શરૂ થાય છે. સૌરાષ્ટ્રમાં અનેક સ્થળે આ સમયની માતૃકા મૂર્તિઓ પ્રાપ્ત છે, તેમાંથી બે નારીશિલ્પો એની વિશિષ્ટતાને કારણે અહીં નોંધીએ; ટુંકડી મુંજેશ્વરી વાવમાં આવેલી ઉત્તાનપાદ અદિતિ. અહીં નારી એના સઘળા અંગોપાંગ સાથે સ્પષ્ટ શિલ્પ પામેલી જોઈ શકાય છે. પાછળથી આવતાના મિથુનશિલ્પોનું પગેરું પણ અહીં નોંધી શકાય છે. વલભીના ખોદકામમાંથી પ્રાપ્ત એક મસ્તક તથા છાતીના થોડાક ભાગનું ખંડિત શિલ્પ. આ શિલ્પનું નારી મસ્તક અપૂર્વ ઠસ્સાથી અલંકૃત કરવામાં આવ્યું હોઈ ઘણો જ વિરલ નમૂનો બની રહ્યુ છે.[૪]

આઠમી સદીનો ચાવડાકાળ આપણે ત્યાં અંધાર યુગ મનાય છે. તોય આ સમયના, ભલે ઓછી સંખ્યાનાં પણ નારી શિલ્પો પ્રાપ્ત અવશ્ય છે. આ સમયનું પિંડારામાંથી પ્રાપ્ત એક શિલાફલક નારી શિલ્પ માટે ઘણું અગત્યનું લાગે છે. હવન કરતા બેઠેલ બ્રહ્માની પાસે વિષ્ણુ તથા લક્ષ્મી આવેલાં છે. ધર્મકર્મમાં નારીના અધિકારનું સૂચન આ શિલ્પ દ્વારા આપણને મળે છે. આ સમયનું બીજું એક પ્રિયદર્શી નારીશિલ્પ ઢાંકના પૂર્વ પાદરના ગણેશ ફળિયામાં આવેલું છે. યક્ષીનું આ પૂર્ણ શિલ્પ, અર્ધપર્યંકાસનસ્થ છે. ઘણું જ ગૌરવશાલી શિલ્પ છે. મસ્તકમુકુટ, કર્ણકુંડલ અને ભરાવદાર ચહેરાના નતનયનો એની ભદ્રતાની ગવાહી પૂરે છે. સ્કંધબાહુ સ્તન ઉદર જાંઘપાદનો પુષ્ટ અંગવિન્યાસ પરમ મોહક નારીદેહનો પ્રભાવ આપણી આંખોમાં ભરી જાય છે.

નવમી સદીની સમભંગ સૂર્યાણીની મૂર્તિઓ આપણને પ્રાપ્ત છે. તેમાંથી ઓરિયા બગવદર અને આજકના કુંડમાં આવેલી સૂર્યાણી, નારી શિલ્પોના સુંદર નમૂના છે. આજકના કુંડની સૂર્યાણીને સીતામાઈ તરીકે ત્યાંના લોકો પૂજે છે. કાળા આરસનું આ નારીશિલ્પ ઘણું જ સપ્રમાણ અને આકર્ષક છે. પશ્ચિમ સાગર કાંઠે વિસાવાડા, ખીમેશ્વર, કુછડી, શ્રીનગરમાં આ સમયનાં નારીશિલ્પો જોવા મળે છે, તેમાંથી વિસાવાડા ગણેશડેરામાં આવેલું એક યુગલ, તેમાંની નારી આકૃતિ, સ્પષ્ટ ભાવવાહી દેહયષ્ટિ ધારણ કરતું રમણીય શિલ્પ છે. આવાં જ રમણીય નારીશિલ્પો કુછડીના નાનકડા સૂરજ દેરાના મંડોવરમાં આવેલાં છે. નાની પણ ઘણી જ અલંકૃત આ દહેરીને ફરતી નૃત્યાંગનાઓ મૂકેલી છે.

દસમી સદીથી (એના અંત ભાગથી) આપણે ત્યાં સોલંકીયુગ શરૂ થયો. આ સમય ગુજરાત, સૌરાષ્ટ્રનો સુવર્ણયુગ હતો શિલ્પકલામાં પણ અનેકમુખી વિકાસ થયો. સૌરાષ્ટ્રમાં ચારેય બાજુએ સોલંકી યુગનાં જે શિલ્પો જોવા મળે છે, તેને હવે સ્થળક્રમ પ્રમાણે અવલોકીએ :

બેટ શંખોદ્ધારમાં ત્રીસેક જેટલાં મંદિરો આવેલાં છે. તેમાંથી શંખ તળાવ અને શંખ નારાયણનાં મંદિરમાં થોડાંક સુંદર નારીશિલ્પો જોવા

મળે છે. - શંખ તળાવની પાળમાં, પંચેશ્વર અને ગુપ્તેશ્વર મહાદેવ પાસે આવેલાં શિલ્પોમાં ત્રણેક નારી શિલ્પો છે. સપ્રમાણ અને કંઈક લાંબી કાયા ધરાવતાં આ શિલ્પો સોલંકીયુગની કલા પામ્યાં છે. બેટથી દ્વારકા આવતાં દ્વારકાના પાદરમાં જ રુકિમણી મંદિર સોલંકીયુગની અદ્ભુત કલાના વિરલ નમૂના જેવું છે. તેનું શિખર જે અલ્લાઉદ્દીન ખીલજીના લશ્કરે તોડી નાખેલું, ફરી ચણવામાં આવ્યું છે, પણ મંડોવર એની શોભનમૂર્તિઓ સાથે જેમનો તેમ રહ્યો છે. અહીં નારી શિલ્પોની વૈવિધ્ય સભર અનેક ભાવભંગીઓ જોનારને આશ્ચર્યમાં ગરકાવ કરી દે છે. ભુવનેશ્વરની વખણાતી અગિયારમા સૈકાની પત્રલેખા, પત્રવિના પણ એ જ નિતંબદર્શન યુક્ત અહીં શિલ્પ પામેલ જોઈ શકાય છે.[5] અહીંનું પ્રત્યેક નારીશિલ્પ અલગ અવલોકન માગી લયે એટલી ક્ષમતા ધરાવે છે.

દ્વારકા એના જગતમંદિરને કારણે ભારતખ્યાત છે, નારીશિલ્પોના નમૂનાઓ પણ અન્ય મંદિરોમાં પ્રાપ્ત છે પણ રુકિમણી મંદિર શિરમોર હોઈ તેને જોઈ આગળ વધીએ.

મિયાણી નારીમૂર્તિના ખજાના સમું બીજું સમૃદ્ધ સ્થાન છે. ગામમાં આવેલા મંદિરોમાં પણ અનેક નારીશિલ્પો જોવા મળે છે, ગામ બહાર કોયલા ડુંગર પરનું મંદિર-જેનું શિખર પણ નષ્ટ થયેલું છે, હજુ કોઈ જગડુશા મળ્યો નથી તેથી નષ્ટ હાલતમાં જ છે—નારીશિલ્પો માટે અદ્વિતીય છે મંડોવરની નારીમૂર્તિઓમાંથી એકની જ ચર્ચા અહી કરશું : અપ્સરા પોતાના વાળ ઓળાવે છે, વાળમાંથી નીચે પડતાં પાણીનાં ટીપાં, મોતી છે માનીને એક હંસ ચૂગી રહ્યો છે ! અદ્ભુત શિલ્પ છે. પાછળથી થયેલા ચૂનાના લપેડાને કારણે એના આસ્વાદમાં અવરોધ ઊભો થયો છે પણ હજુ ય ઠંડા પહોરે એનું દર્શન કરતાં, સદ્યસ્નાતા નારીનું સૌંદર્ય એના અંગોપાંગમાંથી નિતરતું નિરખી શકાય છે.

પોરબંદર આવતાં રસ્તામાં પાંચડેરા, વિસાવાડા, શ્રીનગર, કાંટેલા, કૃછડી, ખીમેશ્વર બધી જગ્યાએ નારી શિલ્પોનાં દર્શન થાય છે. પોરબંદર પાસે નંદેશ્વર મંદિર સમૂહમાં મહિષાસુરમર્દિનીની એક મૂર્તિ ખાસ દર્શનિય બની રહે છે તે નારીના રૌદ્રરૂપને કારણે. નારીશકિત વિફરે તો કેવો મિજાજ ધારણ કરે છે તે જોઈ આપણે પોરબંદર આવીએ. પોરાવના થાનકની નવદુર્ગા તથા પદ્મીણિમાતાની મૂર્તિઓ સુંદર છે પણ સોલંકીયુગ પછી થયેલી સુલતાનજીના ચોરાની નારીમૂર્તિઓ એનાં વસ્ત્રાલંકારને કારણે નોંધપાત્ર બની રહે છે.

અહીંથી ઓડદર જતાં મહાદેશ્વરની દ્વારશાખમાં નારીશિલ્પો દેખાય છે પણ ઓડદર મંદિરની છતમાં, નાગદમનના સુંદર શિલ્પ મધ્યે નાગણનું શિલ્પ જોવાલાયક છે. 'ચરણચાંપી, મૂછ મરડી નાગણે નાગ જગાડયો'ના અદ્ભુત પ્રસંગને કોઇ અજ્ઞાત કલાકારે અહીં પથ્થરમાં ઉતાર્યો છે. ગોસા, નવીબંદર, બળેજ, ભાણસરા, પાતાનાં નારીશિલ્પો જોઇ માધવપુર પહોંચીએ. સૌરાષ્ટ્રનું એક અતિ ભવ્ય નારીરત્ન, એવી જ ભવ્ય શિલ્પકલામાં અહીં સાક્ષાત્ ઊતરેલું નિહાળી શકાય છે. રુકિમણીની સુંદર આરસ મૂર્તિ નારીશિલ્પનો અનન્ય નમૂનો છે.

મૂળ માધવપુરની નાગદમન, લીલા અને દીવાસાની ચામુંડા જોઇ માંગરોળ જામી મસ્જિદમાં જઇએ. રાસલીલાની મૂર્તિઓનાં સુંદર નારીશિલ્પો અહીં પડેલાં છે. ચોરવાડ ઝુંડમાતાને પગે લાગી, વેરાવડમાં વેરાવડીની સુંદર નારીમૂર્તિ અને પ્રભાસપાટણ, નારી શિલ્પનો સમૃદ્ધ ભંડાર. નારી અહીં વિવિધ પ્રસંગો સાથે શિલ્પમાં ઊતરેલી જોવા મળે છે. તેમાંની ભદ્રકાળી નારીશિલ્પનો અતિ ઉત્તમ નમૂનો છે. કલાકો સુધી નિહાળ્યા કરીએ તોય નયનોને તૃપ્તિ ન થાય તેવી આ રચના સૌરાષ્ટ્રનું ગૌરવ છે.

નારી શિલ્પોની અનેક આકૃતિઓ અહીં છે, ભોગાસનોમાં પ્રવૃત્ત નારીશિલ્પો પણ જોવા મળે છે. બાજુમાં કડવાર, સૂત્રાપાડાની નવદુર્ગા મૂર્તિઓ અને પ્રાચી ભીમદેવળની દ્વારપાલિકાઓ, તેની વેશભૂષાને કારણે નવીન છાપ પાડતી જણાય છે.

ઉના—દેલવાડાની અદ્ભુત જૈન મૂર્તિઓ સૌ કોઇને ખ્યાત છે. ગુપ્તપ્રયાગની ભગ્ન શાલભંજિકા

અને લક્ષ્મી મૂર્તિ તથા મહુવાની મહુડી માતા, ગોપનાથની પાર્વતી અને પાલીતાણા શત્રુંજય ઉપરની અસંખ્ય જૈનદેવીઓની મૂર્તિઓ, જેમાં ચક્રેશ્વરી, અજિતબાલાથી માંડીને ચોવીસે યક્ષિણીઓનાં નારી શિલ્પો આવેલાં છે. ભિન્ન ભિન્ન વાહન પર બેઠેલી ચાર, આઠ કે બાર હાથવાળી નારીમૂર્તિઓ નારીના મહાસામર્થ્યને વ્યક્ત કરતાં નજરે ચડે છે શત્રુંજય પર્વતનાં નારીશિલ્પો એક ખાસ ગ્રંથ માગી લ્યે એટલી સંખ્યામાં હોઇ એનો માત્ર ઉલ્લેખ કરી આપણે આગળ વધીએ.

શિહોરનો બ્રહ્મકુંડ નારી શિલ્પોનો ભંડાર છે રમ્ય, રૌદ્ર અનેક ભાવનાં નારી શિલ્પો એનાં ગોખમાં આવેલાં છે અંગુલિમાલ ધારણ કરેલી કાળકાની ભયંકર મૂર્તિ નારીશિલ્પની એક વિશિષ્ટતા આપણને દાખવી જાય છે. શિહોરથી સુરેન્દ્રનગર અને વચ્ચેનો ઉપલો પ્રદેશ વલભી જેવી સમર્થ સત્તા હોવાને કારણે નારીશિલ્પોથી વંચિત તો નહિ જ હોય એવી કલ્પના કરી ધ્રાંગધ્રા પહોંચીએ, વચ્ચે રાજસીતાપુરનાં શિલ્પ ખચિત સોલંકીમંદિરોમાં ભદ્રગવાક્ષ મધ્યે દેવી શિલ્પોની જોવા મળે છે પણ આ પ્રદેશમાં નારીશિલ્પોની આકર્ષક રચનાઓ ક્યાંય સચવાયેલી પડી હોય તો તે કંકાવટીમાં છે. કંકાવટી વાવ શિલ્પ સ્થાપત્યનો ભવ્ય નમૂનો છે તેમ બાજુનું મહાદેવ મંદિર એના મંડોવરમાં આવેલ નારીશિલ્પોને કારણે અદ્વિતીય છે. વિવિધ ભાવની નારીમૂર્તિઓ સાથે ભદ્રગવાક્ષમાં બિરાજતી વિદ્યાદેવી એની સૌમ્યમુખમુદ્રાને કારણે આપણને ગમી જાય તેવું નારીશિલ્પ છે. હળવદ સતીઓના સંસ્થાન તરીકે જાણીતું છે. નવલખી અને જોડિયા કશાય વિશિષ્ટ આવિષ્કાર વિનાના નારીશિલ્પો ધરાવે છે. પણ હડિયાણા મહિષાસુરમર્દિનીના અનેક નાના નાના સ્વરૂપોને કારણે નોંધપાત્ર બની રહે છે. ખંભલાયમાતાના મંદિરમાં કાળા આરસની નાની દેવીમૂર્તિ અતિવ રમ્ય છે તો કાશીવિશ્વનાથ મંદિરમાં આવેલ સૂર્યમંદિરની સૂર્યાણી દર્શન કરવી ગમે એવું નારીશિલ્પ છે જામનગર મંદિરોની દૃષ્ટિએ સ્વતંત્ર અભ્યાસ માગી લ્યે તેવુ નગર છે, પણ તેના લાખોટા મ્યુઝિયમમાં આવેલી ગજલક્ષ્મીની મૂર્તિ વિરાટનારીશિલ્પનો નમૂનો છે. ઘણું જ પ્રભાવશાળી આ શિલ્પ નારીમાં રહેલા સત્તાશોખનું પ્રતિક લાગે છે!

વિહંગતિએ સૌરાષ્ટ્રની પરકમા કર્યા પછી અંદરના મુખ્ય મુખ્ય સ્થળોને પણ આમ જ ઊડતી નજરે નિહાળી નારીની નમણાઇને અભિનંદી લઇએ

ચોટીલાની આજુબાજુનો પ્રદેશ: વાંકાનેર પાસે જડેશ્વરના મંદિરની અન્નપૂર્ણા, થાનનાં નવાં જૂનાં બન્ને મંદિરોના ગવાક્ષોમાં બિરાજતી દેવમૂર્તિઓ જેમાંથી જૂનાં મંદિરોમાં આવેલી પંચાગ્નિની સાધના કરતી પાર્વતીની મૂર્તિ, સ્ત્રીની અધ્યાત્મનિષ્ઠાના પ્રતીક સમી હોઇ નોંધપાત્ર બની રહે છે. બાજુનું તરણેતર, શિલ્પકલાના ઉત્તમ નમૂનાથી ખચિત સુંદર મંદિર છે. તાજેતરના ખોદકામમાંથી પ્રાપ્ત નારી શિલ્પો એની ભરાવદાર આકૃતિને કારણે વધારે પ્રાચીન હોય તેવાં લાગે છે. પરબડી, ચોબારી, આણંદપુરનાં નારીશિલ્પો અને સેજકપુર નવલખામંદિરની અનેક શોભનમૂર્તિઓ પોત પોતાની રીતે વિશિષ્ટ નારી દેહનાં સૌંદર્યને પ્રગટ કરી રહ્યાં છે વઢવાણ માધાવાવના શિલ્પોમાં બહાર પડેલું યુગલ ભાવવાહી ઉઠાવ પામેલું જણાય છે. ગળાનો નાજુક હિસ્સો કર અને પગ વચ્ચેનો છેડો સોલંકીયુગની કલાના ઉત્તમ નમૂના છે.

ગિર અને ગિરનારની આજુબાજુ: ગિરમાં દ્રોણ, કનકાઇ અને તુલસીશ્યામના સ્થળોએ નારીશિલ્પો જોવા મળે છે, તેમાંથી તુલસીશ્યામ સામેની ટેકરી પર રિસાયેલાં રુકિમણીનું મંદિર આવેલું છે. આ જગ્યાએ હમણાં આરસપહાણનાં નવાં રુકિમણીજી બેસાડેલાં છે પણ અસલની જૂની મૂર્તિ મંદિર બહાર પથ્થરોના ઢગે ખંડિત દશામાં પડેલી છે તે નારીશિલ્પનો ઉત્તમ નમૂનો છે ગિરનાર તળેટીનું ભવનાથ પાસેસોલંકી મંદિર છે પણ નારીશિલ્પોના નમૂના નજર ચડતા નથી. ગિરનાર ઉપર જૈનમંદિરોમાં જૈન યક્ષીઓની ઘણી પ્રતિમાઓ આવેલી છે તેમાંથી વસ્તુપાલના મંદિરના મંડોવરમાં આવેલી શોભન મૂર્તિઓ નારીશિલ્પના ઘણા જ શ્રેષ્ઠ નમૂના પૂરા

પાડે છે. અંદર રંગમંડપની છતની મૂર્તિઓ, સ્તંભોના નારીલિપો તથા કિચકમાં ડોકાતાં સ્ત્રીમુખ જૈન શૈલીના ઉત્તમ નારીશિલ્પો છે. ગિરનાર પાછળ ખોરદેવીના થાનકમાં આવેલી બ્રહ્મીદેવીની મૂર્તિ કાન, નાકના આભૂષણોને કારણે એક વિશિષ્ટ નારી શિલ્પ લાગે છે.

બરડાની આજુબાજુનો પ્રદેશ : બરડામાં ભુવનેશ્વર, વિકયાવાવ, પારતર, રાણપુર, કાટવાણા, ખોરિયા, રાણાવાવ, બિલેશ્વર, મોડપર, કાલાવડ, ટીંબડી અને ભાણવડના પ્રાચીન સ્થળોએ અનેક નારીશિલ્પો જોવા મળે છે પણ આ સૌમાં અને સૌરાષ્ટ્રભરમાં અતિ કલાત્મક, નયન રમ્ય નારી શિલ્પો ઘુમલીના ભગ્ન નવલખામંદિરના મંડોવરમાં આવેલાં છે. એક જોતાં એક ભૂલી જઇએ એવી ભિન્ન ભિન્ન ભાવભંગીવાળી અપ્સરાઓ સૌરાષ્ટ્રના શ્રેષ્ઠ નારીશિલ્પો છે. સોળે શણગાર સજીને જાણે સાક્ષાત્ નારીદેવતાઓ ભગવાન પિનાકપાણિને તપોભંગ કરવા ચાલી નીકળ્યા છે. માથાના વાળના અલંકારોથી માંડી પગની ઘુંટી સુધી પૂર્ણ ખચિત નારીમૂર્તિઓ આ મંદિરની પરમ આકર્ષક સમૃદ્ધિ છે. હાથપગના કમનિય વળાંક મુખનેત્રની નાજૂક રેખાઓ, સ્તનનિતંબના રસિક ઢોળાવ, ઉદરનું સાવ કુંવારુ સૌંદર્ય અને અલંકારોની સહજતા આ નારીશિલ્પોને બેનમૂન સાબિત કરી જાય છે. શિલ્પોની રેખાએ રેખામાં કેવો પ્રાણ પૂરાયેલો છે તેનો સાક્ષાત્કાર ઉષાસંધ્યાના કાવ્યમય પ્રકાશમાં થઇ શકે છે. બરડાના આભપરો, વેણુ આદિ શિખરોના સાન્નિધ્યમાં આવેલી આ અપ્સરાઓ પથ્થરમાં ઉતરેલાં શિલ્પીઓના મધુર સ્વપ્નાઓ છે. સૌરાષ્ટ્રનાં શિલ્પોમાં નારીસૌંદર્યની ચરમ સીમા અહીં ઘુમલીમાં સિદ્ધ થયેલી છે.

સૌરાષ્ટ્રમાં રહી જતાં અને પાછળના સમયના નારીશિલ્પોમાં સૂપેડીનું મોરલી મનોહર મંદિર, મોરબીનું વાઘમંદિર, ભાવનગરની ગંગાદેરી, દીવમાં ચર્ચના પટાંગણમાં આવેલી માતામેરીની સાવ સૌમ્ય પ્રતિમા તથા નવા સોમનાથના ગર્ભગૃહની માતામૂર્તિ અતિવ સુંદર અને મનોહર નારીશિલ્પો છે.

આમ સૌરાષ્ટ્રનાં શિલ્પોમાં નારી એના તનમનની વિચક્ષણ ખાસિયતોથી આકાર પામેલી માણી શકાય છે. રમ્ય અને રૌદ્ર, પોષક અને સંહારક, નટખટ અને ગંભીર, રતિમાં રત અને શિશુના લાલનપાલનમાં એક ધ્યાન, માંડવે ચડેલી લગ્નોદ્યતા અને દાનદેવામાં સૂરી–સૌરાષ્ટ્રનો શિલ્પી ભગવાનના કોઇ રૂપને ભૂલ્યો હશે પણ સ્ત્રીના એકેય સ્વરૂપને વિસર્યો જણાતો નથી,[૧]

સંદર્ભ :

(૧) ગોપ મંદિરના રચનાકાળ વિશે આપણા વિદ્વાનો હજુ સુધી એક મત નથી. ડૉ. બર્જેસ છઠ્ઠી સદી કહે છે. ડૉ. સાંકળિયા પાંચમી સદી કહે છે. ડૉ. ઉમાકાન્ત પાંચમી કહે છે. ડૉ. પ્રિયબાળ અને ડૉ. રમણલાલ પાંચમી કહે છે. ડૉ. સોમપુરા પોતાનો સ્વતંત્ર મત નથી આપતા. ડૉ. નાણાવટી અને મધુસૂદન ઢાંકી છઠ્ઠીનો અંત અથવા સાતમીનો આરંભ કહે છે. ઉપરકોટની બૌદ્ધ ગુફાઓને ચોથી ગણીએ તો ગોપ છઠ્ઠી સદીથી આગળ ન જઈ શકે; તેમજ ઢાંકના સૂર્યમંદિરને સાતમી કહીએ તો ગોપ છઠ્ઠી જ એવું નક્કી થઇ શકે તેમ છે.

(૨) ગોપમંદિર કયા દેવનું ? એ પણ હજુ પ્રશ્ન જ છે. ડૉ. બર્જેસ, ડૉ. સાંકળિયા, ડૉ. સોમપુરા સૂર્યમંદિર માનવાનું વલણ ધરાવે છે. ડૉ. નાણાવટી અને ઢાંકી ઘણી મુશ્કેલીઓ સહિત 'શિવમંદિર' કહે છે. ડૉ. પ્રિયબાળા, ડૉ. રમણલાલ 'શિવમંદિર' સુ. શ્રી મણિભાઈ વોરા 'સૂર્યનારાયણ મંદિર' શ્રી કે. કા. શાસ્ત્રી 'સૂર્યમંદિર'. વાસ્તવમાં જલધારી; જલનીક કે નંદીસ્થાન નહિ હોય તે શિવમંદિર નથી. શિવમંદિર કહેનારા ત્યાં ગણપતિ હોવાનો દાવો કરે છે તો થાનના સૂરજ દેવળમાંય ગણેશ મૂર્તિ હોવા છતાંય સૂર્યમંદિર છે. જૈનમંદિરોમાં પણ ગણેશ હોઇ શકે છે. સૂર્યમાંથી નારાયણ થયા એટલે સૂર્યનારાયણ વધારે અવકાશવાળું રહે પણ પીઠિકામાં આવેલી અશ્વ જેવા પ્રાણીઓ સહિતની પ્રમથોની આકૃતિઓ આ મંદિર સૂર્યમંદિર હોવાનું કહી જાય છે.

[ અનુ૦ પૃ૦ ૧૩૨

# બૂડકી

ડૉ. હરિલાલ ગૌદાની

"જોબનિયુ આવે ને જાય રે
કેંકને રોતું રમાડતું જાય રે
કેંકને ઝાઝું કનડતું જાય રે
જોબનિયુ આવે ને જાય રે"

"બૂડકી! જોબનિયાને ચાળે ચડતું રેવા દે"

"એમાં તારું શું ગયું નરભા!"

"એમા મારું શું જાય, પણ ગામમાં તારી વાતું થાય છે."

"નવરા બીજું શું કરે નરભા?"

"બૂડકી! નવરા કે કામવાળા તારી વાતું કરે ઇ મને ગમતું નથ."

"તો પછી નરભા મારે તને ગમે એમ જ કરવું?"

"બૂડકી! હું એમ કહેતો નથ, પણ કહેવાવાળા કહી ગયા છે કે જોબનિયું ચાર દિવસનું ચટકું છે, ઈ ક્યારે વયું જાય એની કોઇને ખબર પડતી નથ"

"નરભા! જોબનિયુ ચાર દિવસનું ચટકું છે એટલે જ એને ભોગવાય એટલું ભોગવી લેવુ."

"બૂડકી! અસ્ત્રીની જાત જોબનિયાને કુંવારા ભોગવાય એટલું ભોગવી લેવાની વાત કરે એ ઠીક નો કેવાય વળી બૂડકી! અસ્ત્રીનું જોબનિયું ઊતરેલ કોડિયા જેવું કે'વાય એને ડાઘ લાગતાં વાર નો લાગે."

"ઈ તો સમજી નરભા! પણ પુરૂષનું જોબનિયું કેવું ગણાય ઇ તો કે!"

"બૂડકી! પુરૂષનું જોબનિયું પિત્તળના લોટા જેવું. ઈ ઊટકાય એટલે ઊજળું થાય. અને ડાઘ લાગ્યો હોય તોય વયો જાય."

° ° °

અમારા ગામના કોળીવાડાને નાકે નરભેરામ ગોર રહેતો હતો. નરભેરામ નિશાળે ભણતો હતો ત્યારે એણે કાશીએ જઇ શાસ્ત્રી થવા વિચાર્યું હતું. પણ નરભેરામ બાર વરસનો થયો ત્યારે આઠ આઠ દિવસના અંતરે એનાં મા બાપ સ્વર્ગે સિધાવ્યા એટલે નરભાને ભણતર છોડવું પડયું.

નરભો એના મા-બાપનો એકનો એક દીકરો હતો. વળી નરભો નાનપણથી નફિકરો હતો એટલે એનો બાંધો મજબૂત બન્યો હતો. નરભો કંઠાળ પંથકના મોટા ભાગના ભૂકણ આયરનો કુળગોર હતો. એટલે એને જજમાન વૃત્તિમાંથી સારી આવક થતી હતી. નરભાનું ખોરડું સાત પેઢીથી સુખી ગણાતું હતું એટલે નરભાને મોઢે મૂછુંનો દોરો ફૂટું ફૂટું થયો ત્યાં તો એના વેશવાળ માટે ઘણી જગ્યાએથી માગા આવવા માંડયાં. પણ કોણ જાણે કેમ નરભો ઇ બધાં માગા પાછા ઠેલતો હતો.

° ° °

"એલા નરભા! તારી નાત્યમાંથી તારા વહેવાળ માટે ઘણાં માગાં આવે છે. ઇ બધા માગા તું પાછા ઠેલે છે એનું કારણ શું?"

"બૂડકી, એનું કારણ તું."

"એય ભામટા! મોઢું સંભાળીને બોલ."

"બૂડકી! મોઢું સંભાળીને જ બોલું છું. તારું મોઢું સંભાળ્યા પછી મને બીજા કોઇનું મોઢું ધ્યાનમાં આવતું નથ."

"નરભા! જે થાવાનું નથ એનો શું લેવા વિચાર કરે છે?"

"તો પછી શું કરું?"

"નરભા નાતે ગોર છે." સારું નરસું કર્યા વિના ક્યાંક વેહવાળ કરી નાખ."

"અને નો કરું તો ?"

"તો વાંઢો રઈ જાશ."

"બૂડકી ! વાંઢા રેવામાં તો બહુ મઝા."

"શું રાખ મઝા ? લોકો તો એમ કહે છે કે કોઇ માણસ વાંઢો મરે તો ઇ બીજે ભવ મીંદડો સર્જાય, અને પછી કોઈ તાજા પરણેલ વરઘોડિયાં સૂતાં હોય ઇ ઘરને મોભારે ચડી ઇ મીંદડો વઊ... વઊ...એ...આંઇ....વઉ...વઉ....વઉ એમ બોલે."

"બૂડકી ! આવતા અવતારની કોને ખબર ! આ અવતારે તારા જેવી મળી જાય તો અવી રાતે કોઇના ઘરને મોભારે ચડી વઉ....વઉ...એ આંઇ વઉ...વઉ....વઉ એમ બોલવા માંડું."

"નરભા ! થોડા દિ મોર્ય તું મને જોબનિયાને ખીલે બાંધવાનું કે' તોતો ને આજ તેં તો સદેવંતને સાથેય સગ ચડાવી દીધી."

" બૂડકી ! આજ જરાક લીલાગર્ય (ભાંગ) પીધી'તી એટલે ન બોલવાનું બોલાય ગયું. "

* * *

" નરભા ! સવરાત્યને મેળે જાવું છે ? "

" બૂડકી ! મારાથી નહિ નીકળાય. મારે જજમાનમાં ફરવા જાવું છે. "

" નરભા ! જજમાનમાં ફરવા જાવાનું તો કાયમનું થયું, પણ ગામના જુવાન અને જુવાનડીઓ સાથે મેળે જવાનું વારે વારે નઇ બને "

" બૂડકી ! હું એકવાર નાનપણમાં સવરાત્યને મેળે જઈ આવ્યો છું. "

" નરભા ! નાનપણમાં મેળે જાવું અને જુવાનીમાં મેળે જાવું એમાં બઉ ફેર પડે. "

" શું ફેર પડે ?

" નરભા ! ફેર તો એટલો જ કે નાનપણમાં મેળે જવાય ત્યારે રમકડાં ને મીઠાઇ લેવાનું મન થાય, અને જુવાનીમાં મેળે જવાય ત્યારે પુરૂષને કાનકુંવર અને અસ્ત્રીને રાધાગોરી જેવા બનવાનું મન થાય."

"ઠીક બૂડકી ! તારો બહુ આગ્રહ છે, એટલે હું સૌની હાર્યે મેળે આવીશ."

° ° °

"નરભા ! આજના સવરાત્યના મેળાથી આડો આંક. જ્યાં જોઇં ત્યાં હૈયે હૈયું દળાય છે."

"બૂડકી ! તને મેળો માણવાના કોડ જાગ્યા'તા એટલે હવે તો સારી કે ખરાબ રીતે મેળો માણ્યે જ છૂટકો"

"નરભા ! આમાં મેળો શું રાખ માણે ? તું મને આ ગડદીમાંથી ક્યાંક બા'ર્ય લઇ જા તો બહુ સારું."

"બૂડકી ! સામે દામોદર કુંડ દેખાય છે, એને ઓલ્યે કાંઠે જઇં. એટલે ઘણી મોકળાશ મળશે."

"બૂડકી ! અંધારું થવા આવ્યું પણ ગડદીમાં આપણાથી છૂટા પડી ગયેલ ગામના જુવાનિયા કે જુવાનડીઓમાંથી કોઇ દેખાણું નહિ."

"નરભા ! જે થવાનું હતું ઇ થઇ ગયું. હવે આપણે ક્યાંક રાત રહેવાનું ઠેકાણું ગોતી લઇએ."

"બૂડકી ! સામે દેરી દેખાય છે, ઇ દેરીમાં રાત રહીએ તો શું વાંધો ! તું દેરીમાં સૂજે અને હું દેરીને ઓટલે સૂઇશ."

"ભલે નરભા ! તું કહે એમ કરીએ."

* * *

શિવરાત્રિ ગયાને ત્રણ મહિના વીતી ગયા. નરભાની આંખ્યું વારે વારે બૂડકીને ગોતતી હતી, પણ બૂડકી ક્યાંય દેખાતી નહોતી. એકવાર નરભે કુણે બપોરે બૂડકીને છાશ લેવા જતી ભાળી એટલે એણે બૂડકીને ટપારીને કહ્યું કે: "એલી બૂડકી ! હમણાં કેમ દેખાતી નથ્ય ?"

"નરભા ! ઇ તો ઊંઘથી."

'બૂડકી ! તારી આંખ્યુંમાં આંસુ કેમ આવ્યાં ?'

"ઇ તો જીંદર્યા, નરભા !"

"બૂડકી ! હાંક લાગે છે. તું મને તારા મનની વાત નો કે તો તને મારા ગળાના સમ."

"શું કઉં નરભા ! સવરાત્યની રાતે તારી પાહે પરાણે કરાવેલ પાપ મારા પેટમાં પરગટ થયું છે. મેં અમર સુયાણીને પેટ બતાવ્યું ત્યારે એણે કહ્યું કે છોડી ! તેં તારી જુવાનીને માથે હાથ લગાડી દીધો."

"બૂડકી ! થવાનું હતું ઇ થય ગયું. હવે તું કે તે દિ' આ મલકમાંથી બીજા મલકમાં ઊતરી જાઇ."

"નરભા ! નાનકવાના લગન થઇ ગયા પછી વાત."

° ° °

"બૂડકી ! નાનકડાના લગન થઇ ગ્યાં હવે આપણે વહેલાસર નીકળવું જોઇએ નઇંતર કો'કને ખબર પડી જાહે તો તારું નામ વગોવાશે."

"નરભા ! આપણે બેય ભાગી જાશું પછી તો મારી એકલીનું નઇં પણ હારોહાર તારુંય નામ વગોવાશે અને લોકો વાતું કરશે કે કોગરય ભામણને ભગાડી ગઇ"

"બૂડકી ! ઇ વાત ખોટી. લોકો તો એમ કહેશે કે પવિતર ખોળિયાનો ભામણ કોળણને ભગાડી ગ્યો."

"તું નરભા ! ભાગવા સિવાય બીજો કોઇ માર્ગ ખરો ?"

"બૂડકી ! મને તો કોઇ મારગ સૂઝતો નથ્ય"

"નરભા ! મને એક મારગ સૂઝે છે."

"તો પછી કેમ બોલતી નથ્ય ?"

"નરભા ! મેં તો દરિયાદેવને ખોળે પોઢી જાવાનું વિચાર્યું છે."

"તો પછી હુંય તારો સથવારો કરીશ."

"ના નરભા ! હું ઇ વાત નઇં થાવા દઉં."

'બૂડકી ! કદાચ તું એકલી જાશ તો હું તારી પાછળ થોડો મોડો આવીશ. બૂડકી ! જે પાપ માટે તું દરિયાને ખોળે પોઢવા માગે છે ઇ પાપનો હુંય ભાગીદાર છું, એટલે તું મને નઇ લઇ જા તો હું ઘડી બેઘડી મોડો આવીશ. પણ તારી પાછળ આવ્યા વિના નઇં રઉં."

પછી બીજી અધરાતે–

નરભો ને બૂડકી, દરિયે હાલ્યાં જાય રે,
દરિયે હાલ્યાં જાય રે
પાછાં વળો તો પરણાવશું
નઇં લ્યે કોઈ નાત્યમાં નામ રે,
નાત્યમાં નામ રે
પાછાં વળો તો પરણાવશું
અમારે જાવું દરિયાને પેટ રે,
દરિયાને પેટ રે,
ઈન્દર ઊભા અમારી વાટમાં.
પરણશું કાંઈ ઇન્દરને દરબાર રે,
ઈન્દરને દરબાર રે,
દરિયો વગાડશે ઢાકલાં.
[રાગ હાજરાજના બેસરિયા]

---

પૃષ્ઠ ૬૨૯થી ચાલુ ]

(૩) કડવારના મંદિરમાં હાલ વરાહમૂર્તિ આવેલી છે તેથી લગભગ બધા વિદ્વાનો તેને 'વરાહ મંદિર' તરીકે ઓળખાવે છે. એક ડૉ. કઝિન્સ 'દશાવતાર મંદિર' હોવાનું સૂચન કરે છે. અને આ વધારે સાચું લાગે છે. કોઈ એક જ મૂર્તિ માટે લંબચોરસ ગર્ભગૃહ હોવાનું માનવું બરાબર નથી લાગતું. દશ મૂર્તિઓ એક સાથે બીરાજી શકે તેવું લાંબું તેનું ગર્ભગૃહ છે. તેમજ વરાહ જ મુખ્ય હોત તો એની શોભન મૂર્તિઓમાં જોવામાં આવતું આટલું વૈવિધ્ય શક્ય ન બનત.

(૪) ડૉ. ઉમાકાંત શાહે 'સ્વાધ્યાય'માં એનો પરિચય આપેલો તથા હાલ તે ભાવનગર ગાંધી સ્મૃતિ સંગ્રહસ્થાનમાં છે.

(૫) શિલ્પકલાના ઉત્તમ નમૂના જોવા ઇચ્છનારે આ બે મંદિરો : દ્વારકા રુક્મિણી અને ઘુમલી નવલખામંદિર ખાસ જોવાં જેવા છે. અજંટા, ઇલોરાના નાના પ્રતિબિંબ સમી આ મૂર્તિઓ ભાસે છે.

(૬) આ લેખમાં થોડીક મર્યાદાઓ સ્વીકારી છે : શિલ્પોમાં માત્ર પથ્થરનાં શિલ્પો જ લીધાં છે. મંદિરસમૂહમાંથી એક જ મંદિર અને મંદિરમાંથી ય કોઈ એકાદી જ નારીમૂર્તિ ઉલ્લેખી છે. આમ કરતાં માત્ર 'નારી' જ નજરમાં લીધી છે એ શિલ્પનાં વિધિવિધાનો ચર્ચી શકાયા નથી. ક્યાંક અતિ ઉતાવળ કરી છે તો ક્યાંક અમૂક સ્થળો મૂકી પણ દીધાં છે.

# દશમ કથા

સંપાદિકા: વસુધા હીરાલાલ મહેતા એમ. એ.

[પૂજ્ય ધીરજબા પોરબંદરના સંનિષ્ઠ વ્યક્તિત્વ ધરાવતાં નાગર સન્નારી હતાં. લખી વાંચી શકતાં નહિ. પણ ગીતાળ પૂરાં. તેમનાં માતુશ્રી જમના મા પાસેથી અસંખ્ય ગીતો શીખ્યાં. પેઢી દર પેઢી ચાલ્યાં આવતાં લોક ગીતોની પણ શ્રુત-સ્મૃતિ છે. મુખ્યત્વે આ ગીતોમાં ધર્મકથાઓ ગૂંથેલી હોય છે. ધીરજબાને માતા સાંભળી તેમનાં પૌત્રી ચિ. વસુધાબેને યાદ રાખેલ ગીતોનું પૈકિનું ઉપરનું દશમકથા ગીત ગાઇ આપ્યું છે. વસુધા. હી. મહેતા. હાલ બી. એડનો અભ્યાસ કરે છે. મણિભાઈ વોરા]

સરસ્વતી સ્વામિની વિનવું, ગુણપત લાગું પાય,
અરચા ચંદન બહુના, સિંચ્યા રૂદિયા માંહ્ય;
વસ્ત્ર શ્વેત મુખ ઝગહળે, વીણા પુસ્તક હાર,
શારદ શક્તિ કૃપા કરો, મા વાણી અર્પો સાર;
બેઉ કર જોડી વિનવું, માગું અવિચળ વાણ,
દશમ કથા કરી શકું, જે જુગતેથી તું તાણ;
રાય મૃગયા રમવા જાય, દેખી અસુરજ નાસી જાય,
મસ્તક છેદવા રાજા જાય ક્ષમા કરો હું લાગુ પાય;
નહિં ક્ષત્રિય હું કલિયુગરૂપ, અમને થાનક આપો ભૂપ,
કનક કામિની દ્યુત વહેવાર, તમને રહેવા થાનક ચાર.
ઋષિ બેઠા વનની માંહ્ય લાગી તાળીને આવ્યું ધ્યાન,
રાય પધાર્યા તેને ઠામ, ન આસન ન દીધાં માન;
ક્રોધ ચડી મન આવ્યો કાળ, કંઠે વીંટયો મૂએલો સાપ,
પુત્રે આવીને દીધો શાપ, દુભ્યા તાત તેને કરડે નાગ;
પિતા પુત્રને કહે રે બાળ, તેં કેમ દીધો રાયને શાપ,
આપત્તપણું થાશે નાશ, જઇ સંભળાવો રાજા પાસ;
ત્યાંથી બ્રાહ્મણ ચાલ્યો જાય, વેગે આવ્યો સભા માંય,
રાજાએ તો દીઠા ઋષિ, જઇ પધરાવ્યા સભા મુખી,
આસન આપી દીધાં માન, કહો દેવ અમસરખાં કામ,
ઋષિ કહે આજ દિવસ સાત, તમને ખાશે તક્ષક નાગ;
રાયને સૂણી ના ચડી રીસ, વચન લઇ ચડાવ્યાં શીશ,
અર્ક અર્ઘ્ય દઈ પૂજા કરી આશ્રમ આવ્યા ઋષિ ફરી;
રાજાએ વિપ્ર તેડાવ્યા ત્યાં, નાના વિધના આપ્યાં દાન,
હસ્તી ઘોડાને ભંડાર, હીરા માણેક ને મોતી હાર,
જન્મેજયને આપ્યું રાજ, કુંચી સોત સોંપ્યા ભંડાર,
રાજા ચાલ્યા ગંગાને તીર, ગંગાનાં છે નિર્મળ નીર;
શુકદેવજી પધાર્યા ત્યાંજ, રાજા કે' મારાં સરિયાં કાજ,
હરિકથાની કહોને વાત, જે છે સૌનો સબળો સાથ;
માતા ઉદર ગર્ભવાસ, બૂડતાં તાર્યાં ગાય ગોપાળ,
પાંડવ કૌરવનાં ભરવાં કૃત, ગોર ગોગજનાં કરવા વ્રત;
પૂતનાને તમે શોષી કેમ, કેસરી પલ્લવ માર્યા કેમ,
કેમ અવતરિયા હરિ અવતાર, કેમ ઉગાર્યા નર ને નાર;
શુકદેવ કહે પરિક્ષિતને, તું સાંભળ ધર્મી રાય,
દશમ કથા કહું સાંભળો, વશ રાખી મનને રાય;
તમ સરખા શ્રોતા નહીં, ના કોઈ ચતુર સુજાણ,
અન્ન ઉદકને પરહર્યાં, ને ધર્યાં હરિનાં ધ્યાન,
પૃથ્વી આવી ઉદયમાન, પાપીને દેવાંતાં દાન,
બ્રહ્માજીએ સ્તુતિ કરી, ને સારંગધરને ચિંતા પડી;
કમળ ઈચ્છા છે દુર્ગાનામ, પૃથ્વી પાવન કરવા કામ,
યોગ માયાના ધર્યા સાજ, કંસ તણે ઘેર પડયાં કાજ;
ગોપ ગોવાળીઆ ઘેર અવતાર, આગમ ચૌદશ બળનાવાર,
દેવ સઘળાંના કરવા કાજ, મનખારૂપ આવ્યા મહારાજ;
દેવકી રે દેવકનાં બાળ, વસુદેવ સુ હુવા વહેવાર,
કંસાસુરને શોક જ થયો, બેન વળાવવા બાંધવ ગયો;
આકાશવાણી હુઇ આકાશ, કંસ તારો ખૂટયો કાળ,
દેવકી ઉદર આઠમો અવતાર, તુંને મારશે જાણ નિરધાર;
કંસ કે' એ સોનાને શું કરૂં, જેથી તૂટે પોતાના કાન,
બેન ભાણેજને જાણું નહિ, પછી કયાં રહે મોતને થાન;
વસુદેવ કંસને વિનવે, સાંભળ મુરખ સારી વાત,
સરજ્યું કયાંય ચૂકે નહિ, શિદ કરી મૂકે તું ઉત્પાત;
લોહ જડીઆં તાળાં ભીડયાં, કારાગૃહ મોઝાર,
સરજ્યું જ્યાં ચૂકે નહિ ત્યાં કરવો શિદ વિચાર;
દેવકીજીનાં જાયા સાત, માર્યા પામે નિજને હાથ,
કંસાસૂર કુબુદ્ધિએ, માને પોતાને નિરમે નાથ;
સુણીનર સાડા સાતમ, સંકર્ષણ કરમે નામ,
ભગવતે ગર્ભ આણીયો, રોહિણીને ઠામ;

શ્રાવણ કૃષ્ણ અષ્ટમી, સામી અરધી રાત,
શ્રી મુખ દીઠાં દેવકીજી એ, જન્મ્યા શ્રી મહારાજ;
પાયપદ સોયામણા, ઉજ્વળ રેખા સર,
વાસુદેવ લંછન શોભતાં, પ્રગટ્યા જગદાધાર;
કાને કુંડળ માથે મુગટ, કંઠે વેજંતી માળ
શંક ચક્ર ને ગદા પદ્મ, એવા રૂડા દીન દયાળ,
દેવકીજીએ કંથ જગાડીયા, તમે સાંભળો સ્વામીનાથ,
આપણાં સંકટ ટાળવા, જન્મ્યા શ્રી જદુનાથ;
અસુરને સંહારવા, પાળવા ધર્મ સનકાર,
દેવ મન આનંદ હુવો, વર્ત્યો જય જયકાર;
વળતાં શ્રી હરિ ઓચર્યા, સાંભળો મારી માત,
તમે ઉગ્ર તપ આદર્યાં, હું અવતરીયો તે માટ;
મુજને ગોકુળ મેલજો, જશોદાજીની પાસ,
આહી વિજળ ને લાવજો, જેથી સરશે તમારાં કાજ,
વસુદેવ મન વિમાસીયાં, , કેમ સરશે આવાં કાજ,
ભીડ્યાં ભોગળ ભાભડે, કેમ કરી ઉઘડશે દ્વાર;
પરોઢીયા ઘરણ વળ્યા, દીશા અંધારી રાત,
ઝરમર વરસે મેહુલા, જમનાજીએ દીધા માગ,
શેષ નાગ સાથે હુવા, સહસ્ત્ર ફેણે કીધી છાંય,
ફેરૂં એક લાગે નહીં, વાગે ઉંઘે સુંડની માંહ્ય
ગોકુળમાં તો આવ્યા, શ્રી જદુપતિ કુલ શૃંગાર,
વસુદેવે ગર્ભસાટાં કર્યાં, કરી સકળ રૂપ સંતાડ;
જોગમાયા તેડી લાવ્યા, કારાગૃહ મોઝાર,
આવી બાળક આપ્યું, દેવકી પાસે રોયું બાળ;
પરોઢીના તો જાગીયા, જઈ સંભળાવે જણ,
ભૂપતિ ભગિની તાહરીને, કંઈક જનમ્યું બાળ;
કંસ ધાયો ઉતાવળો, અને ઉપાડે શીશ,
બેન પાસે બાળક માગીયું, રૂદામાં રાખી રીસ;
સાત સાત છોરૂની માવડી, દેવકી વિનવે અપાર,
વીર મ કર વાંઝણી, એક બેટી તો ઉગાર,
વિનવ્યું તો માન્યું નહીં, કંસે બાળા લીધી હાથ,
મસ્તક આગળ ફેરવી, દીધી ફેંકી કરવા ઘાત;
આદ્ય શકિત રોયંતા બાળ, હવે આ યો તારો કાળ,
હું વિજળી આકાશે રહું, તારો વેરી ગોકુળમાં કહું;
ગોકુળમાં વધે છે બાળ, એ છે તારો મારણહાર,
કંસે કીરો મોટો અપરાધ, મામે માર્યાં બાળક સાત;
ધરમ કરમને ધારવા, દુષ્ટને દમવાને માટ,
ત્રિલોક નાથે જનમ લીધો, શ્રી જમુનાજીને ઘાટ;
કંસ દેશીનો શરણાવંત, કરે વિમાસણ મોટા મહંત,
પલ્લવ કે હું જાણું ભેદ, ગૌ બ્રાહ્મણનો ટાળું છેદ;
જય જય ગોરી ઓચરે, ધરીયાં તોરણ દ્વાર,
કૃષ્ણ તણા ઓચ્છવ, હુવા નંદને દરબાર,
ગોપી સુન ગોવાળીયા, સંગીત મોરર વાય,
અનેક આવી ઉતાવળી, રંગે ગીતડાં ગાય,
ગોપી આવે મલપતી, હૃદયે પૂરણ પ્રીત,
દહીં દૂધનાં છાંટણાં, મહીની વાળી નીક;
નંદ જશોદા વહાલા લાલ, ગોપ ગોપીજન ગોપાલ,
કરસનજી બળદેવની સાથ, ગેલ કરે ગ્વાલાના બાલ;
મથુરામાં કરો પરવેશ, કંસાસુરને લાવો ભેટ,
નંદજી વસુદેવને મળ્યા, આંખ તણાં આંસુ તો ઢળ્યાં;
પૂતના ઊડી ગઈ પરભાત, કરવા બાળકનો તો ઘાત,
બગલી જેવાં ડગલાં ભરે, જલમાંથી જેમ મીન જ ફરે,
આવી તો ધવરાવવા લળી, શોષ્યા પ્રાણ ને એતો ઢળી,
કરસનજી પોઢ્યા ઝોળી માંહ્ય, અને ગાડાસુર આવ્યો ત્યાંય;
વંટોળે ગોવિંદ ઘેરીઆ, ઉલ્કાપાત આવ્યો આકાશ,
શ્રી કૃષ્ણે છીપરે ચાંપીઓ, તેનો જાય રે નિશ્વાસ,
ભાંખોડીઆં ભર ચાલ્યા જાય, કાદવ કરડામાં ખાય,
માતાજી મનાવા જાય, માવા મુખે જગત જણાય;
કરસનજી ઊડી છેડયો સાંય, અમને ધવરાવોને માત,
ચૂલે દૂધ ઉભરાણું જાય, હરિને હેઠા મેલે ત્યાંય;
ગોળી ફૂટીને મહી રેલાય, માનો ઊઠીને માખણ ખાય,
ડગમગતાં તો ડગલાં ભરે, ચૌદ લોક ભાંગે ને ઘડે;
દામોદરને બાંધ્ય દામણે, બંધાણા બાંધ્યા કૃષ્ણજી રડે,
ભવનાં બંધન છોડે જેહ, દામણે બંધાઈ જાય રે તેહ;
નંદ જશોદા સાંભળો વાત, ગોકુળમાં છે ઉલ્કાપાત,
વૃંદાવન છે ઉત્તમ ઠામ, ત્યાં જઈ સૌ કરીએ વિશ્રામ
સાંવળા ધોરી જોતર્યાં વળી, રોયાણી જશોદા બેઠાં મળી,
મસ્તક મુગટ પુષ્પ સાથ, કંઠે છે ગુંજાના હાર;
કનક કળી હરજીને હાથ, વછરોછાં ગોવાળિયા સાથ,
ગોપી બની રહી તદ્રૂપ, પ્રગટ્યું પ્રભુનું આતમ રૂપ;
ગોપી જેવા ભક્તો બનો, અંતરથી અભિમાન તજો.
ટાળ્યા જેણે દેહના ગર્વ, બ્રહ્મરૂપ બન્યા તે સર્વ.

*

# ચારણીદેવી—દેવલબાઈ

દુલેરાય કારાણી

પરને કાજે જે પોતાનું શીશ સમર્પણ કરી શકે છે તેનાં પૂજન અર્ચન આ જગત જુગો જુગથી કરતું આવ્યું છે. અને આજે પણ કરે છે. સતીઓ અને શૂરાઓ શીશ સમર્પણ કરવાની પોતાની શક્તિ વડે જ અમર થઇ ગયાં છે અને એમનાં આજે પૂજન થાય છે.

કચ્છ–વાગડનું કટારિયું ગામ જે કાંયાજીના કટારિયા તરીકે પ્રખ્યાત છે, તેની પશ્ચિમ દિશાએ અર્ધાક માઈલના અંતરે આવેલ માના દેવલબાઈનું સ્થાનક એના શીશ–સમર્પણની વાત આજે પણ તાજી કરાવી જાય છે.

દેવલબાઇ કાંયાજીના કટારિયાથી ત્રણ ગાઉ દૂર આવેલ રાયથરી ગામના ભાચરિયા શાખના જ્યાજર ચારણને ત્યાં વિક્રમની ઓગણીશમી સદીના ચોથા દાયકામાં જન્મી હતી. બાલ્યકાળથી જ તેની તેજસ્વિતા અન્ય બાળકો કરતાં કંઈક જુદા જ પ્રકારની અને તરી આવે તેવી દેખાતી હતી. યોગ્ય ઉમરે દેવલબાઈને ખોડાસર ગામે પરણાવવામાં આવ્યાં હતાં. એમને એક દીકરો હતો, તેનું નામ હતું વાસો. આ વાસો જ્યારે પાંચ વરસનો થયો ત્યારે કટારિયામાં એક મહત્ત્વનો બનાવ બન્યો.

કટારિયામાં ગોરાણી અટકનો જેરાજ નામનો એક વાણિયો રહેતો હતો. એ વખતના વાણિયા પણ પોચી માટીના ઘડેલા ન હતા. અને તેમાં પણ વાગડના વાણિયાનું તો પૂછવું જ શું ? અક્કલમાં તો એ સૌને ઊંઠાં ભણાવી જાય, પણ મર્દાઈમાં યે પાછો પડે નહિ. આ જેરાજ શાહ આગ્રહી હતો. એંટીલો હતો. વેપાર તો વાણિયાના ઘરનો ધંધો. પણ જેરાજ શાહ તો લાગ ફાવતો ત્યારે ધાડ મારી આવવાનું પણ ચૂકતો નહિ. વાગડના વાઘેલા અને મિયાણા પણ એની સાથે બાખડતાં વિચાર કરતા.

રાયથરીના ચારણો સાથે જેરાજનો ધીરધારનો જૂના વખતનો વ્યવહાર હતો. એનું વ્યાજ હતું મારવાડી અને ઉઘરાણી હતી પઠાણી !

આ વખતે વરસ કરવરૂં આવી પડવાથી રાયથરીના ચારણો એનું દેવું ચૂકવી શકયા ન હતા. ચારણોના આ લાચારિયાપણાથી જેરાજને એક વાર ગુસ્સો આવી ગયો. ઘોડી પર પલાણ નાખી ચારણો પાસેથી પોતાના લેણાની રકમો વસૂલ કરવા તે રાયથરી આવી પહોંચ્યો.

ઘોડીને બાંધી ગામના ઠાકર મંદિરમાં ખાટલો ઢાળી તે બેઠો. ચારણોને ભેળા કરીને હમણાં ને હમણાં એના લેણાની રકમો વ્યાજ સીખે ભરી આપવા તે તાકીદ કરવા લાગ્યો. ધાકથી અને ધમકીથી હાકોટા કરવા લાગ્યો. જેરાજ શેઠ આજે છેડાઈ પડયો હતો. અને પડકાર કરતો હતો, કે " નાણાં ન હોય તો બાયડિયું વેચીને પણ લેણાં ભરી દો ! "

શેઠની આ રોનભાતથી તમામ ચારણો નારાજ થઇ ગયા. પણ શું કરે ? નાણાંનો ધણી લાડકો કહેવાય, એટલે કંઈ બોલી શકતા ન હતા.

આ તરફ જેરાજ શેઠ વધુને વધુ ઉદ્ધતાઇ વાપરતો જતો હતો–છકતો જતો હતો. તેને આમ હદ બહાર જતો જોઈને એક વૃદ્ધ ગઢવી બોલી ઊઠયો : " શેઠ, ચારણોની તો તમને શરમ નથી પણ આ મંદિરના દેવોની તો શરમ રાખો ! " " શરમ ? શરમ તો તમને નથી ગઢવી ! " શેઠ તાડૂકી ઊઠયા.

" શેઠ, હું એમ કહેવા માગું છું કે આજ સુધી આ મંદિરમાં કોઇ ખાટલો ઢાળીને બેઠું નથી. તમે આજે આ માજાનો ભંગ કર્યો છે. "

" તો હવે તમારાથી થાય તે કરી લ્યો !

" શેઠ, ચારણો તો બીજું શું કરે બહુ બહુ તો ત્રાગું કરે ! "

"ચારણો ત્રાગું કરે તો આ વાણિયો એના પર પેશાબ કરે !"

બસ આ વાત ચારણોને ચોટી ગઈ પછી તો ખોનાચાની વધવા લાગી બધા ચારણો ઉશ્કેરાઈ ગયા થોડી મારામારી પણ થઇ પરિણામે આ જેરાજ શેઠને વગર પાઘડીએ ઘોડી છોડીને તરત ભાગી જવુ પડયું. પણ જતા જતા જેરાજ શેઠ જામો આપતા ગયા કે "હુ હમણા તો જાઉ છુ પણ રાયથરીમા તમે કેટલા દિવસ રહી શકો છો તે પણ હુ જોઈ લઇશ !"

ચારણો સમજી ગયા કે આ તો સાપને બાંડો કરવા જેવો તાન થયો જેરાજ શેઠ હવે રાયથરી ભાગ્યા વોણ્યા રહેવાનો નથી હવે કયો રસ્તો લેવો બધા વિચારમા પડી ગયા

ઘણીઘણી વાતો થઇ ઘણા ઘણા વિચારો રજૂ થયા આખરે ચારણોએ એમના અમોઘ શસ્ત્રનો ઉપયોગ કરવાનુ નક્કી કરી લીધુ એ શસ્ત્ર હતુ— ત્રાગું !

રાયથરીમાં પોણો સો વરસની એક વૃદ્ધ ડોશી રહેતી હતી આખુ ગામ એને આઇ મા કહીને બોલાવતુ બધા ચારણો મંદિરમાથી ઊઠીને આઈમા પાસે આવ્યા, કહેવા લાગ્યા– "આઇ, આજે તો તમારી ખપત પડી છે !"

"મારી ખપત પડી ? બાપલા, મારી પાસે તો હવે મારા હાડકાં છે ! જોઇએ તો લઈ જાઓ !"

"આ એની જ ખપત પડી છે આઇ ! પેલો કગરિયાવાળો જેરાજ ઉનરાણીએ આવેલો તે ચાર સોના ત્રાગાની ઠેકડી ઉડાવીને હાલતો થઇ ગયો છે મા ! એને બતાવવુ છે કે તે હજી ચારણોના ત્રાગા જોયા નથી'

"એમ છે માડી ? ત્યારે તુ ભણુ તો ખરો, શુ આપાં ?'

'બીજુ કશુ નહિ આઈ, અમને તો તમારું માથુ ખપે છે !'

'માથુ જ ખપે છે ને ? તો આ માથુ હમણા જ વાઢી જાને વીરા ! તમારું ભલુ થીએ તો આ રહ્યું મારુ માથુ' ચારણુને માથાનો મોહ કે દિ' હોતો ?"

અને આઈ મા એ માથુ ચારણોની સામે ધરી દીધુ.

"હમણા નથી ખપતુ માડી ! અમે આવતી કાલે વહેલી સવારે આવીએ છીએ તમે તૈયાર રહેજો!"

નિશ્ચય થઈ ગયો વળતે દિવસે દિ ઊગતાં જ આઇનુ માથુ વાઢીને જેરાજ શેઠને હાથોહાથ આપવાનું નક્કી થઈ ગયુ

વળતે દિવસે વહેલી સવારે રાયથરીના ચાર સોના જૂથના જૂથ ગામ બહાર આવેલ દેવલ માતાની ડાઢી જશીલ આઈના મંદિરમા એકત્ર થઈ ગયાં કણેરના ફૂલની માળા ગળામા પહેરી, લાકડીને ટેકે ટેકે પેલા ડોશીમા પણ આવી પહોચ્યા, મસ્તક સમર્પણનો વિધિ ચાલુ થયો વિધિ પૂર્ણ થતા આઈએ માથુ નમાવ્યુ એક ચારણ જુવાન હાથમા પાણીદાર તલવાર લઈને ખડો થઇ ગયો.

આઇના મસ્તક પર જ્યા તલવારનો ઘા કરવા જાય છે ત્યા દૂરથી જોગમાયા જેવી કોઇ ચારણ દેવી દોડતી આવતી દેખાઇ ચારણ જુવાનનો હાથ થભી ગયો થોડી વારમા જ ખબર પડી કે એ તો ખોડાસરથી દોટમદોટ આવતી દેવલ માતા છે

રાયથરીના ત્રાગાની વાત સાભળીને એનું લોહી ઊકળી ઊઠયુ હતુ એને વિચાર આવ્યો કે એના બેઠા છતા એક વયોવૃદ્ધ આઈનું ચીમળાયતુ અને કરચલીઓવાળુ માથુ કપાય એ ઠીક નહિ !

ત્રાગાની થાળીમા તો તાજુ લીલા નાળિયેર જેવુ માથુ જોઇએ અને દેવલમાતાએ એના પોતાના લીના માથાનું દાન કરવાનો નિર્ણય કરી લીધો પાચ વરસના પોતાના પુત્ર વાસાને પતિને હવાલે કરીને તે વહેલી પરોઢે ખોડાસરમાથી નીકળીને રાયથરી ગામે આવી પહોચી હતી

"દેવલ, તુ આવી ? ભલે આવી હો ! હવે આ આઇના માથાને જરા ઠીક કરીને પકડ તો જ

એક જ ઝાટકે બે કટકા પડી જાય !" ગામના ગલ-ઢેરાએ દેવલનો સત્કાર કરતાં કહ્યું :

"પણ દાદા - આઈના આવા સૂકા કોચલા જેવા માથાને શું કરશો ?" દેવલ માતાએ પ્રશ્ન કર્યો.

"એ તો દીકરી, પેલો કટારિયાવાળો દૈત જેરાજ છે ને, એને પોગાડવું છે ! ચાલ હવે વાર મ કર !"

"પણ આઈના આ કરચલિયુંવાળા માથા કરતાં મારું લીલું માથું આપું તો ?" દેવલની આંખોમાં વીજળીનાં કિરણો ફૂટી નીકળ્યાં.

"તું તો દેવલ, રાયથરીની દીકરી ! તારું માથું વાઢીએ તો તો અમારું જડાબીટ નીકળી જાય !"

"પણ કટારિયાવાળા એ કાળિયાને બારણે લોહીના થાપા હું લગાવીશ દાદા ! આ ડોશીથી નહિ લાગે ! ચાલો એક વાર કટારિયાના પાદરે પોગીએ ! બીજું બધું પછી !"

અને દેવલનું આખું રૂપ પલટી ગયું. આંખો-માંથી તો જાણે આગ ઝરવા લાગી. સાક્ષાત ચંડી સામે ઊભી હોય એવી એ દેખાવા લાગી. આખું ચારણ મંડળ એના વિકાળ સ્વરૂપથી અંજાઈ ગયું. બધા એની આજ્ઞાને વશ થઈ ગયા.

આગળ રણચંડી જેવી દેવલ અને પાછળ આખા ગામના ચારણો કટારિયાને માર્ગે ચાલવા લાગ્યા. સતીને જાણે સત ચડી ચૂકયું હોય એવી દેવલ, તીરની ગતિથી સૌથી પહેલાં સપાટાબંધ રસ્તો કાપ્યે જતી હતી.

કટારિયાના પાદરમાં સતી માતા થોભ્યાં. ખુલ્લી તલવારે એમની સાથે જ દોડયા આવતા ચારણ વીરને એની ફરજ બજાવવા સૂચના આપી અને સતીમા મસ્તક નમાવી ઊભાં રહ્યાં.

"હર હર મહાદેવ !" ના ગગનભેદી અવાજ સાથે તલવારને એક જ ઝાટકે દેવલ માતાનું માથું ધડથી દૂર થઈ ગયું. ચારણોએ એને હાથો હાથ અદ્ધર ઝીલી લીધું.

દેવલ માતાના રક્ત નીંગળતા મસ્તકને એક મોટા થાળમાં પધરાવી ચારણ મંડળી આગળ વધવા લાગી. માથાની પાછળ પાછળ દેવલ માતાનું ધડ પણ ચાલવા લાગ્યું.

આ અદ્ભુત દૃશ્ય જોઈને કટારિયાના લોકો સ્તબ્ધ બની ગયા. કેટલાક તો ખેતરે જતાં જતાં પોતાનાં સાંતીડાં છોડી જેરાજ શેઠને સમાચાર પહોં-ચાડવા દોડયા કે લોહી વહેતું દેવલ માતાનું ધડ તમારે બારણે થાપા દેવા દોડયું આવે છે માટે ચેતજો !"

આ સમાચાર સાંભળીને જેરાજ શેઠ એકદમ હેબતાઈ ગયો. દેવલ માતાના ત્રાગાનો તાપ એનાથી ઝીલ્યો નહિ. એ એની મેડીની બારીએ ઊભો હતો ત્યાંથી ઉથલી પડયો અને ખોપરી તૂટી જતાં તે જ વખતે મરણ પામ્યો.

એનો ભાઈ હીરજી મોઢામાં તરણાં લઈને ત્રાગે ચડેલા ચારણો સામે આવ્યો અને માતાના પગ પાસે પડીને માફી માગવા લાગ્યો.

શરણે આવેલા હીરજીને ક્ષમા આપતાં ચારણ મંડળે પોકાર કર્યો– "હીરજીની જય ! જેરાજની ખે !"

આજે પણ ચારણો મસ્તકનાં દાન દેનારી એ દેવલ માતાને બિરદાવતાં કહે છે–

ભલા જેના ભાગ, દેવલ જેવી દીકરી,
સાસરિયે સોભાગ, પિયર પરચા પૂરિયા.

દેવલ દોયલાં ટાળિયાં, રાખ્યાં કાયમ રાજ,
મન માન્યાં જ્યાજર તણા, કવિ સુધારણ કાજ.

અને દેવલ માતાનો દીકરો વાસો જેને પાંચ વરસનો છોડીને દેવલબાઈ ખોડાસરથી નીકળી પડ્યાં હતાં એ વાસાને પણ એની માતાનો વારસો મળી ચૂકયો હતો.

કચ્છી ચિત્રોડ જાગીરના ઠાકોર એ વખતે પૃથુરાજજી બાવા હતા. વાસાએ ચિત્રોડ જાગીર સામે પોતાને થયેલા ખેતરના અન્યાયને માટે ત્રાગું કરેલું. ચિત્રોડથી એક માઇલ દૂર એણે ત્રાગું કરીને તેલિયો ડગલો પહેરી લાવો હતો. સળગતા ડગલા

[ અનુ૦ પૃ૦ ૬૪૦

# નારી બિરુદ છત્રીશી

પિંગળશીભાઈ ગઢવી

સ્ત્રી કન્યા ભગિની પ્રસુ, દેવિ દયાની ખાણ;
નારી જગ વિધવિધ સ્વરૂપ, કરત સદા કલ્યાણ–૧

માત સ્વરૂપ સંતાનકી, પત્ની સ્વરૂપ પતિ દેવ,
ભગિની સ્વરૂપ નિજ ભ્રતકી; ચાહત નારી સેવ–૨

દાના ભકતન સૂર સંત, જ્ઞાનિધ્યાનિ ગુણવાન;
નારી નરકા જન્મ દે, પાયાં ઉજ્વલ પાન–૩

નારી તૂં નારાયણી, સંસારે સરજેતિ;
નવપલ્લવિત નિત રાખતી, વિશ્વ બાગની વેતિ–૪

તૂં રામાયણ ભાગવત, તૂં સત્તર્ળાપ પુરાણ;
તૂં ચંડી મહાભારતે, નારીદિયણ નિર્વાણ–૫

હેંત સદા નારાયણી, જા ઘર તત્ર સન્માન;
તા ઘર નવનિદ્ધિ રમે, કહતે વેદ પુરાન–૬

તૂં દુનિયા સર્જન કરે, તૂં કરે સર્વ વિનાશ;
તૂં રૂઠી પલમાં કરે, નારી ખેલ ખલાસ–૭

લીધાં તે કંઈ વ્રત કઠિન, કીધાં શીલ જતન્ન,
પીધાં વિષ અમૃત કરી, દીધાં અજબ રતન્ન–૮

તૂં નારી સુરતરૂ સમિ, ઇચ્છિત ફલ દેનાર;
તૂં વિણ સૂનો લાગતો, વિશ્વ તણો વહેવાર–૯

તૂં ઝૂઝી સંકટ સમે, શિયળ રાખવા સ્વચ્છ,
દેખો યહ દુનિયાં મહી, નારી પ્રભા પ્રત્યક્ષ–૧૦

તૂં હૈયાની હુંફથી, સ્વર્ગ બનત સંસાર,
નારી તવ નિશ્વાસથી, નિશ્ચય નરકાગાર–૧૧

સ્ત્રી મૂર્તિ સંતોષકી, માત દયા ધન મન;
ભગિની ક્ષમાકી હે ભલિ, સબ જન કહત શયાન–૧૨

રોગમેં ઔષધિ મિત્ર હે, ગૃહમેં ગૃહની મિત્ર;
ધર્મ મિત્ર હે અંતમેં, પથમેં જ્ઞાન પવિત્ર–૧૩

વનિતા તૂં વિણ વિશ્વની, કદી ન વૃદ્ધિ થાય;
શક્તિ સર્જનહારની, અરસ્પર અટકી જાય–૧૪

તૂં મહાકાલી જોગણી, તૂં દેવી દરસાય,
તૂં માયા મહેશ્વરી, તુ સ્વરૂપ લખાય–૧૫

તૂં અનસુયા અરૂંધતી, તૂં તારા લક્ષ્મીક;,
તૂં મૈત્રેયી ગારગી, દુર્ગા દમયંતીક–૧૬

ધર્મ સનાતન ચર્ચવા, સંત સભા સરસાર,
તૂ બેઠી ન્યાયાસને, નારી દેવા ન્યાય–૧૭

તેં સમજાવ્યો સ્વામીને, પ્રભૂ પરાયણ પંથ;
તુલસી જગતારન દિયા, નાવ રામાયણ ગ્રંથ–૧૮

પતિ જતાં પરલોકમાં, ધાર્યો દુજો ઘાટ;
સ્વામી સાથે સ્વામિની, વૈકુંઠ લીધી વાટ–૧૯

ઉતાર્યો નહી અંગથી, સધવાનો શણગાર,
ચોડી ભાલે ચાંદલો, બેઠી અગન મોઝાર–૨૦

જીવી તો બની જોગણી, ગાળ્યા હાડ ને ચામ;
પતિ વિયોગે પ્રેમદા, તજિયું સુખ તમામ–૨૧

તારા તપના તેજથી ઝુકી ગયો જમરાજ;
સોંપી દીધો સ્વામીને, દેવત જોઈ દરાજ–૨૨

નારી તૂ અબલા નહીં; સબલા સાચો સાચ;
કૈ જન રહિયા બે ફિકર, પડ્યા મોહને પાસ–૨૩

ગૃહણી ગૃહસ્થાશ્રમ તણો, ભલ વેંઢાર્યો ભાર,
તેં રાખ્યો તપસ્યા કરી, ઉજ્વલ ઘર આચાર–૨૪

હાજર ઘરમાં હોય નહિ, એક ટંકનું નાજ;
અન્નપૂર્ણા બની એ સમય, રાખી કુળની લાજ–૨૫

નારી તેં નિજના તજી, કિધાં અવર બડભાગ,
છે નારી સંસારમાં, તારો અનહદ ત્યાગ–૨૬

વનવાસી તો વિરહથી, રડવડતા શ્રી રામ;
કયાં ગઈ સીતા કહી કહી, પૂછત ઠામો ઠામ–૨૭

તૂં માયા સંગ માતુની, રમતી દિવસ રાત;
તૂં વિણુ રાધા–કૃષ્ણનાં, ગીત કવિ શું ગાન–૨૮

તૂં બેઠી ઉલ્લાસને, ગાયાં કવિયે ગીત;
નારી નીંદણહાર તો, ભૂંપા સઘળી ભીંત–૨૯

તૂં પતિ પરછાયો બની, સુખ દુખ સહતી સંગ;
સંરજી અણમૂલ સંસ્કૃતિ, પિંગલ નેક પ્રસંગ–૩૦

ઉજ્વલ આલય લાગતાં, નારી બિન નિસ્તેજ;
રમની જા ઘર રમી રહી, તા ઘર પ્રગટે તેજ–૩૧

તૂં પિયુ ગ્રહમાં પાલવી; શિલવંત નાર સુજાણ;
ભળિયાં દૂધ ને મીસરી; દો કાયા એક પ્રાણ–૩૨

મનહર હોયે માળિયાં, ઈંદ્ર સમો આવાસ;
જા ઘર લાગી હોય ત્યાં, રમની ડાકણ્ય રાસ–૩૩

તૂં જીવન સહચારણી, પતિ પરાયણ રૂપ;
છતા આંખે અંધીઅણી, જોયું ન જગત સ્વરૂપ–૩૪

તૂં મીરાં મજીરા લઇ, ગાયો ગિરિધર લાલ;
તૂં પોઢી મુમતાઝ ઘર, ઓઢી તાજમહાલ–૩૫

તૂં લડી રણુ કિરપાણ લઇ, રાણી લક્ષ્મીબાઇ;
તૂં ગાંધીસંગ જેલમાં; બેઠી કસ્તુરબાઇ–૩૬

તું તોરલ લોયણસતી. તું દાળલદે નાર;
કામી ક્રોધી કુટિલને, પલમાં કરિયા પાર–૩૭

તેં પાપી પલટાવિયા, સ્થાપ્યાં શાસન સ્થિર;
નરપતિ તો ચરણ નમેં, નયણે ભર ભર નીર–૩૮

તે સવજને સીકર્યા, ગણી ગરીબડી ગાય;
ચોરાડી ચાંપલ તણી, રેખા નવ લોપાય–૩૯

તું પદ્માસમ પ્રેયસી, અટકી નહી લગાર;
ભટકી વનમાં ભૂતને, મુક્તિ દેવણહાર–૪૦

ભૂસી નાખી ભાલથી, લાલ કંકુની રેખ;
છોડી અમ્બર ચૂંદડી, ભગવો પેર્યો ભેખ–૪૧

પાનબાઇ પરમોદવા, ગંગા મુખ ગિરવાણ;
વરસી ધારા વેદની, પાયાં અમૃત પાન–૪૨

પૂતર સુતો પારણે, કરે અડપલું કંત;
લજ્જા નારી રાખવા આપ્યો જીવન અંત–૪૩

ભંગી કણબી બ્રામણા, કોરી થોરી ઢેક;
જાનલ જુદાં ના ગણે, આરે સરખાં એક–૪૪

તેં પતિવ્રત લહિ પદ્મની, સ્વર્ગ કિયો સંસાર;
તેં વેઠી કંઇ યાતના, ધર્મ સનાતન ધાર–૪૫

તું બંધાઇ બોલથી, લોહા ઉપર રેખ;
હાડ હિમાલયમાં ગળે, દુનિયા રહી'તી દેખ–૪૬

તૂં પુતળી પાવન પરમ, મોહન કેરી માત;
તૂં વિજ્યા તૂં નાયકુ, તૂં અંદરા અખ્યાત–૪૭

તૂં બેઠી ભારત તખત, પ્રથમ ઇન્દિરા પાટ;
નારી પ્રતિભા નિરખતાં, ચકિત થયા સમ્રાટ–૪૮

લાખો નિરવશ્રિતને, આપ્યું આશ્રય સ્થાન;
તવ ઇન્દિરા રૂપ તેં, હરખ્યો હિન્દુસ્થાન–૪૯

અલ્ટીમેટમ યુદ્ધનું, પડવે પાકિસ્તાનઃ
ઝીલી લીધું જોગણી, અખિલ હિંદ અરમાન–૫૦

તેં યાહ્યાને આપિયો, જડબાં તોડ જવાબ;
ખંડ નવે ત્યાં ખળભળ્યા, ઉછળ્યાં સાયર આબ–૫૧

થનગનતા સ્થિરા પરે આફળવા મદ અંધ;
વિશ્વ પ્રવાસે વીચરી, બાઇ કર્યા તેં બંધ–૫૨

નારી શકિત નિરખતાં, મૂછાળા મૂરઝાય;
પડોશ પાકીસ્તાનની, થર થર, જાંગું થાય–૫૩

તૂં વિફરી વાઘણ્ય બને, અસુર ઉથાપન કાજ;
શેખ મિયાં સરધારનો, બાકર માર્યો બાજ–૫૪

નહીં ગ્રન્થથી સાંભળી, એમ જ નહી અજ્ઞાત;
છાની છુપતી છે નહીં, વિશ્વ વિદિત છે વાત–૫૫

તૂં રૂઠી બોળી દિયે, પેઢી એકોતેર;
તૂં ગૂઠી તારી દિયે, બૂડંતી બહેતેર–૫૬

મેલી જાણે મલકને, ખેલી જાણે ખાગ;
નર તે લહિ જાણે નહી, તારો નારી તાગ–૫૭

પંડિત કે કોવિદ કવિ, સાધક સાધુ સંત;
પાર કદિ પામ્યા નહી, તો ઉપકાર અનંત–૫૮

નારી શીતળ છાયડી, નારી ધખતી જાળ;
નારી વિષની વેલડી, નારી અમૃતધાર–૫૯

ભારત ઘર ઉદ્યાનકા, નારી અનુપમ ફૂલ;
ત્યાગ ભક્તિ સોરંભતેં, મ્હેકી રહા અમુલ–૬૦

જીવન પર આધીન બનત, રાખ બનત હે રંક
પંખનિના જીમપ ખિર્યા નર ઘમ જાણુ નિશંક–૬૧

લાલન પાલન બાનકા, પુનિ ગૃહકા વ્યહવાર,
સુચિન ત્રિયા બિન કો કરે, સમજ ભરી સંસાર–૬૨

પતિ જતા પરલોકમાં, ઊભી ન એક ઘડી,
સ્વામી ભેગી સેજમાં, ચોપે કાય ચડી–૬૩

નારી સાયર પ્રેમકો, નાવ ચની મઝધર
કો જન બૂડે બીચમે, કો જન ઊતરે પાર–૬૪

ટો મુખ જ્યોતિ પ્રેમકી, જગમગ રહી સદાય
પરદિક બુઝે નક પવન, તાતે ઘૂઘટ છાય–૬૫

પટ ઘૂઘટ ખોલત પ્રિયા, નિરખત નાહ સ્નેહ
રાજત રમની મુખ શશી બાદલ બીખરતેહ–૬૬

મોમન લાગત માનુની રીસ ભરી ચખ લાલ
રાત બિતે પિયુ રહમે, બેઠો ઉજાગર બાલ ૬૭

લોચન કાજલ સાયકે, નાચત નૈન તરંગ
માન હુ મુખ પંકજ ચઢી, પંખ પસારત ભૃંગ–૬૮

સ્નેહલના સુખે નહી, કારન શઠ સમજાય !
નિરખી પિયુ દ્રગ નીર ભરિ, સીચી રહી સદાય ૬૯

પિયુ મુખ નીરખી પદ્મની, મંદમંદ મલકંત
જયું બાદલમે બીજલી, દમક રહી મુખ દંત ૭૦

નારી શરત રત ચાંદની, પિયુ પૂર્ણિમા ચંદ
સોહત ઘર ઉદ્યાનમે, સુમનસ બાગ સુગંધ–૭૧

મત હારો ગોરી ગને, હાર ભાર ધરિહામ
ગુનતે શોભા દેત તન, કણુ આભૂષન કામ–૭૨

ક્રોધ મોહ અભિમાન રૂ, ઇર્ષા પુનિ ઉન્માદ
સુશિલ નારી તજી દેતહે, પાખંડ દંભ પ્રમાદ ૭૩

ગોખ ઝરૂખે ગોખમેં થાનક જહતહ થય
તૂ માતા બની માનુની, રહી સબ લોક પુજાય–૭૪

નારી ચરિત્ર નીરકો, અજબ ભર્યો અકુપાર
ઉદ્યમ કરે ઉલેચવા, પામે નહી કો પાર–૭૫

'અભિનારીઅંક'માં, વર્ણન બહુ વિસ્તાર
વિગતશી લહિ પ્રેરણા, સૂક્ષ્મ કહિયો સાર–૭૬

*

પૃષ્ઠ ૬૩૭ થી ચાલુ ]

સાથે સળગી રહેના વાસા ચારણે છેક ગઢમા આવીને દરબારગઢ પર થાપા માયા હતા દરબારગઢની મેડી સામે બારી ભાગળ પાસે એનુ સળગતુ શરીર જમીન પર પછડાઈ પડ્યુ હતુ એની યાદમા ચારણો કહે છે–

> દેવી જેના માત દેવલ દે સાક્ષાત,
> એ દેવીનો દેવ, વાહો થયો વિખ્યાત

વાહો પોતે પણ ત્રાગા વખતે દૂહા બોલતો બોલતો ચાલતો હતો તે ત્રણ સો દૂહા બોલ્યો હતો એમ કહેવાય છે એ ત્રણસો દૂહામાનો એક આ પ્રમાણે છે–

> ચોક્કસ જહે ચિત્રોડ, હે પેથલ તુ ખેતા
> હીહવા–પાવડા લીધા હાથ,
> ઈ ગઢ–કોડા દિન કેતા ?

અર્થાત ચિત્રોડ હવે ચોક્કસ જશે ! હે પૃથુરાજ તુ ખેતર ભલે લઈ લે ! કોદાળી–પાવડા હાથમા લીધા છે તો પછી આ ગઢ અને કોડા હવે કેટલા દહાડા રહેવાના છે ?

વાહાના ત્રાગા પછી ચિત્રોડના ઠાકોર પૃથુરાજજી કઈ પ્રવાહી જોઈ શકતા નહિ કોઈ પણ પ્રવાહી પદાર્થ જોતા તેમા તેલિયો ડગલો પહેરીને સળગી રહેલો વાહો ચારણ દેખાતો

*

# પ્રભાસપાટણના વાજા રાજવંશનો ઇતિહાસ

હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી

વિક્રમની તેરમી શતાબ્દીના અંતિમ ચરણમાં પ્રભાસપાટણમાં સ્થપાયેલા વાજા રાજવંશનો સળંગ અને સપ્રમાણ ઇતિહાસ અદ્યાવધિ આલેખાયો નથી. "પ્રભાસપાટણના વિજલ રાજાઓનો સાચો ઇતિહાસ" નામે એક લેખ મેં લખ્યો હતો જે ગુજરાતી સાપ્તાહિક પત્રના તા. ૧૧ મી નવેમ્બર સને ૧૯૩૪ ના અંકમાં પૃ. ૧૬૩૪ પર એ પત્રના સંપાદકની નોંધ સાથે પ્રસિદ્ધ થયો હતો. ત્યાર પછી સંશોધનના ક્ષેત્રે ઘણું ઘણું કાર્ય થયું અને ઐતિહાસિક ગ્રંથો તથા સૌરાષ્ટ્રના ઐતિહાસિક શિલાલેખો પ્રસિદ્ધ થયા હતા. એનો અભ્યાસ કરતાં મારો ઉપરોક્ત લેખ અપૂર્ણ જણાયો એટલે પ્રાપ્ત સાધનો દ્વારા વાજા રાજવંશનો સળંગ અને સપ્રમાણ ઇતિહાસ પ્રસિદ્ધ કરવાનો આ નમ્ર પ્રયાસ કર્યો છે. મારા આ પ્રયત્નથી પણ એમ સમજવાનું નથી કે વાજા રાજવંશનો સમગ્ર ઇતિહાસ પ્રાપ્ત થઇ ગયો છે. એમાં સંશોધનને ઘણો અવકાશ છે.

સૌરાષ્ટ્રના ઇતિહાસની એ તો સુપ્રસિદ્ધ હકીકત છે કે વિક્રમની તેરમી શતાબ્દીમાં દ્વારકામાં રાઠોડ શાખાના વેરાવળજી તથા વેજલજી કે વિંજાજીનું રાજ્ય હતું. વેરાવળજીના વંશજો વાઢેલ શાખાથી ઓળખાવા લાગ્યા અને દ્વારકાનું રાજ્ય કરવા લાગ્યા. વિંજાજીએ સોમનાથ પાટણની આસપાસનો પ્રદેશ જીતી લીધો હતો અને ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. કહેવાય છે કે વિંજાજીએ માધુપુર, માંગરોળ પ્રભાસપાટણ અને ઝાંઝમેર સુધીનો પ્રદેશ જીતી લીધો હતો. માંગરોળ અને તેની આસપાસનો પ્રદેશ વિંજાજીના આધિપત્ય નીચે નહિ હોય એમ પ્રભાસપાટણના શિલાલેખો જોતાં જણાય છે. આ હકીકતની ચર્ચા આ લેખમાં આગળ કરી છે. તેમ છતાં જો એ પ્રદેશ તેના આધિપત્ય નીચે આવ્યો હોય તો અણહીલપુર પાટણના કયા રાજાએ વિંજાજી પાસેથી એ પ્રદેશ પાછો લઇ લીધો હતો તેને લગતાં કોઇ પણ પ્રમાણો પ્રાપ્ત થયાં નથી. પરંતુ એટલું તો ચોક્કસ કે વિક્રમની તેરમી શતાબ્દીના અંતિમ ચરણના કોઇ વર્ષમાં પ્રભાસપાટણ અને તેની આસપાસનો પ્રદેશ વિંજાજીએ જીતી લઇને ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. અને તેના વંશજો વાજા રજપુત નામથી ઓળખાવા લાગ્યા હતા.

સમયની દૃષ્ટિએ વિચાર કરીએ તો પ્રભાસપાટણ અને તેની આસપાસનો પ્રદેશ અણહિલપુર પાટણના ચૌલુક્ય રાજા ભીમદેવ બીજાના સીધા આધિપત્ય નીચે હતો. એમ ભીમદેવ બીજાના પ્રભાસ પાટણના મંત્રી શ્રીધરની દેવપત્તન પ્રશસ્તિ જોતાં જણાય છે.[1] મંત્રી શ્રીધર પછી આવેલા ભીમદેવ બીજાના અધિકારીઓ પાસેથી વિંજાજીએ આ પ્રદેશ જીતી લીધો હતો એમ જણાય છે. ભીમદેવ બીજા જેવા એક પ્રબળ રાજા પાસેથી વિંજાજીએ આ પ્રદેશ જીતી લેવાનો જે પુરુષાર્થ કર્યો તે જેવો તેવો તો ન જ ગણાય. ઘણા પ્રાચીન કાળથી ચૌલુક્ય રાજાઓના અધિપત્ય નીચે આવેલો આ પ્રદેશ ગુમાવી દઇને એ પ્રદેશ પુનઃ પ્રાપ્ત કરવા માટે ભીમદેવ બીજાએ કાંઇપણ પ્રયત્ન ન કર્યો હોય એ મોટા આશ્ચર્યની વાત છે.

ભીમદેવ બીજો સ્વર્ગવાસી થયા પછી ધોળકાના વાઘેલા રાજા વિરધવળનો પુત્ર વીસલદેવ અણહીલપુર પાટણનો મહારાજા થયો હતો. એ વીસલદેવે જ્યારે પ્રભાસની યાત્રા કરી હતી ત્યારે તેણે બ્રહ્મપુરી (બ્રાહ્મણોને રહેવાનાં ઘરો) બંધાવીને તેનું દાન બ્રાહ્મણોને આપ્યું હતું. એટલું જ નહિ પણ તેણે પોતાની રાજસભાના અમાત્ય તથા

---

(૧) શ્રી ગિરજાશંકર વલ્લભજી આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો," ભાગ બીજો : ચૌલુક્ય વંશના લેખો, પૃ. ૨૬૬–૨૭૦

રાજકવિ નાનાક પંડિતને સોમનાથનું નિત્ય પૂજન કરવા માટે પ્રભાસમાં રાખ્યો હતો અને પોતે બંધાવેલી બ્રહ્મપુરીમાથી એક ઘર પણ નાનાક પંડિતને આપ્યું હતુ એ સમયે પ્રભાસમાં વાળા રાજવંશનો જે રાજા હશે (ઘણું કરીને વિજાજીનો અનુગામી રાજા નાનસિંહ હશે) તેની સાથે વીસલદેવે સહકારભર્યું વર્તન કર્યું હશે એમ અનુમાન થાય છે આ હકીકતનો સ્પષ્ટ ઉલ્લેખ પ્રાપ્ત થતો નથી. તેમ છતાં વિ સ. ૧૩૨૮ (ઇ સ ૧૨૭૨)ની નાનાક પ્રશસ્તિ પૈકીની જે બીજી પ્રશસ્તિ કોતરવામાં આવી હતી તે સમયે પ્રભાસ પાટણમાં રાજશ્રી છાડાનું રાજ્ય હતુ. અને એ છાડાની સમક્ષ કે અનુમતિથી આ પ્રશસ્તિ કોતરવામાં આવી હતી રાજશ્રી છાડા વિ સ ૧૩૨૦ (ઇ સ. ૧૨૬૪) માં પ્રભાસ પાટણનો રાજા હતો એમ વેરાવળના હરસત માતના મંદિરના સુપ્રસિદ્ધ શિલાલેખથી જણાય છે આ સમયે વાઘેલા રાજા અર્જુનદેવનું રાજ્ય હતું એટલે આ બન્ને શિલાલેખો જોતાં વાઘેલા રાજાઓનું આધિપત્ય સ્વીકારીને પ્રભાસના વાળા રાજાઓ તેમની સાથે સહકાર સાધીને પોતાનું રાજ્ય ચલાવતા હતા. એ હકીકત પરથી પણ ઉપરોકત અનુમાનને પુષ્ટિ મળે છે.

ઉપરોકત અનુમાનના સંદર્ભમાં આ નીચે જણાવવામાં આવેલી હકીકત પણ વિચારવા જેવી છે.

વાઘેલા રાજા અર્જુનદેવના સમયના વેરાવળના હરસત માતાના મંદિરમાં ચોઢવામાં આવેલા વિ સં ૧૩૨૦ (ઇ. સ ૧૨૬૪)ના સુપ્રસિદ્ધ લેખમા રાજશ્રી છાડાનું શાસન પ્રભાસપાટણમાં હતુ એમ નોંધવામાં આવ્યુ છે[2] એટલે વિજાજીના સમયનો વિચાર કરીએ તો માત્ર ૨૦ વર્ષના (વીસ વર્ષના) ટૂંકા ગાળામા પ્રભાસ પાટણમાં ત્રણ રાજાઓ થયા એમ જણાય છે એટલે આ હકીકત પરથી એમ પણ જણાય છે કે વિજાજીએ ઇ સ. ૧૨૪૫ (વિ. સં. ૧૩૦૧)[4] માં નહિ પણ તે પહેલાં કેટલાક વર્ષો પૂર્વે ભીમદેવ બીજાના સમયમા પ્રભાસ પાટણમાં પોતાનું રાજ્ય સ્થાપ્યુ હતું. વિજાજી કયા ચોકસ વર્ષમાં સ્વર્ગવાસી થયા હશે તે હકીકતને લગતાં કાંઇ પ્રમાણો પ્રાપ્ત થયાં નથી

## રાજશ્રી નાનસિંહ

વિજાજી ઇ સ. ૧૨૬૦ (વિ સં ૧૩૧૬) માં સ્વર્ગવાસી થયા પછી તેનો પુત્ર નાનસિંહ ગાદી ઉપર બેઠો એમ અનુમાન કરવામા આવ્યુ છે[5] પરંતુ નાનસિંહ કયા ચોકસ વર્ષમા ગાદી ઉપર બેઠો અને કયા ચોક્સ વર્ષમાં સ્વર્ગવાસી થયો હતો એ હકીકતો જણાવવા માટે કાંઇ સ્પષ્ટ પ્રમાણો પ્રાપ્ત થયાં નથી વેરાવળના હરસતમાતાના મંદિરમા ચોઢવામાં આવેલા વિ સં ૧૩૨૦ (ઇ સ ૧૨૬૪)ના ચાર સંવતોવાળા સુપ્રસિદ્ધ શિલાલેખમાં રાજશ્રી છાડાના પિતા તરિકે નાનસિંહના નામનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામા આવ્યો છે અને તેને રાજશ્રી કહેવામા આવ્યો છે [6] તે ઉપરથી વિ સ ૧૩૨૦ (ઇ સ ૧૨૬૪) પહેલાં રાજશ્રી નાનસિંહનું પ્રભાસપાટણ ઉપર શાસન હતું એમ સ્પષ્ટ થાય છે રાજશ્રી વિજાજી અને નાનસિંહનો સબંધ શુ હતો તે જાણવા માટે પ્રમાણભૂત હકીકત પ્રાપ્ત થઇ નથી એટલે વેજલજી કે

(૨) શ્રી ગિ વ આચાર્ય, "ગુ. ઐ લેખો", ભાગ ત્રીજો, વાઘેલા વંશના લેખો, પૃ ૬૦

( ) શ્રી શંભુપ્રસાદ હરપ્રસાદ દેશાઇ, "પ્રભાસ અને સોમનાથ," પૃ. ૨૯૯

(૪) આ લેખમાં જ્યાં જ્યા ઇ સ નાં વર્ષો પાસે ( )મા જે વિ સં.નાં વર્ષો આપવામાં આવ્યાં છે તે આ લેખના લેખકે આપ્યાં છે

(૫) શ્રી શંભુપ્રસાદ હરપ્રસાદ દેશાઇ, "પ્રભાસ અને સોમનાથ," પૃ ૨૨૯–૩૦

(૬) શ્રી ગિરજાશંકર વલ્લભજી આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો," ભાગ ૩ જો, વાઘેલા વંશના લેખો, પૃ, ૬૦

વિંઝાજીના અનુગામી તરિકે નાનસિંહ રાજા થયો હતો એમ જણાય છે. વિંઝાજી જો ઇ. સ. ૧૨૬૦માં (વિ. સં ૧૩૧૬) સ્વર્ગવાસી થયા હોય તો નાનસિંહે માત્ર ત્રણ ચાર વર્ષ જ રાજ્ય કર્યું હતું એમ સ્પષ્ટ થાય છે.

### રાજ શ્રી છાડા

રાજા નાનશી ઇ. સ. ૧૨૮૦ (વિ. સં. ૧૩૩૬) લગભગ ગુજરી ગયો હોવાનું જણાય છે, એમ અનુમાન કરવામાં આવ્યું છે.[7]

રાજ નાનસિંહ કયા વર્ષમાં સ્વર્ગવાસી થયો તથા તેનો પુત્ર છાડા ક્યારે તેની ગાદી ઉપર આવ્યો તેના વિષે કાંઇ સ્પષ્ટ પ્રમાણો પ્રાપ્ત થયાં નથી. પરંતુ વેરાવળનાં હરસત માતાના વિ. સં ૧૩૨૦ (ઇ. સ. ૧૨૬૪)ના સુપ્રસિદ્ધ ચાર સંવતોવાળા લેખમાં જણાવ્યા પ્રમાણે તે વર્ષમાં પ્રભાસપાટણમાં રાજ શ્રી નાનસિંહના પુત્ર રાજ શ્રી છાડાનું રાજ્ય હતું એમ જણાવ્યું છે. પ્રસ્તુત શિલાલેખમા રાજ શ્રી છાડાને ત્રણ વાર રાજા કહેવામાં આવ્યો છે.[8] એટલે રાજ શ્રી નાનસિંહ વિ. સં. ૧૩૨૦ (ઇ. સ. ૧૨૬૪) પહેલાં સ્વર્ગવાસી થયો હતો એમ સ્પષ્ટ થાય છે.

વેરાવળનાં હરસત માતાના મંદિરના ઉપરોકત શિલાલેખમાં જણાવ્યું છે કે, "અણુહિલપુર પાટણમાં ચૌલુક્ય મહારાજા શ્રી અર્જુનદેવના વિજય રાજ્યમાં તેનો મહામાત્ય રાણક શ્રી માલદેવ શ્રી શ્રીકરણ અને સમસ્ત મુદ્રા વ્યાપાર કરે છે તે પ્રવાસમાં નીકળેલો ત્યારે કાર્યવશાત્ શ્રી સોમનાથ દેવપત્તન (પ્રભાસ પાટણ)માં આવ્યો હતો, ત્યારે તેના સાન્નિધ્યમાં તથા પરમ પાશુપતાચાર્ય મહા પંડિત ધર્મમૂર્તિ ગંડ શ્રી વીરભદ્ર તથા મહં.[9] શ્રી અભયસિંહ

૭. શ્રી. શં. હ. દેસાઇ, "પ્રભાસ અને સોમનાથ", પૃ. ૨૩૨

૮. શ્રી ગિ. વ. આચાર્ય, "ગુ. ઐ. લેખો," ભાગ ૩જો, વાઘેલા વંશના લેખો, પૃ. ૬૦-૬૧

૯. સ્વ. શ્રી ગિ. વ. આચાર્યએ આ લેખના ભાષાન્તરમાં મહં૦ શબ્દનો અર્થ મહ(ત) કર્યો છે. એ હકીકત વાસ્તવિક લાગતી નથી. મહં. શ્રી અભયસિંહ દેખીતી રીતે ક્ષત્રિયનું નામ છે અને ઉપરોક્ત લેખમાં તેનું પંચકુલ હોવાનું જણાવ્યું છે. વિ. સં. ૧૩૨૮ (ઇ. સ. ૧૨૭૨)ની રાજકવિ નાનાકની બીજી પ્રશસ્તિની છેલ્લી પંક્તિમાં ઉપરોકત લેખવામાં અભયસિંહને મહં લખ્યો નથી. તેમજ વિ. સં. ૧૩૩૪ (ઇ. સ. ૧૨૭૮)માં પ્રભાસપાટણમાં લખાયેલી "प्रकरण पुस्तिका"ની હસ્તપ્રતની પ્રશસ્તિમાં મહં શ્રી અભયસિંહનું નામ આપવામાં આવ્યું છે એ સ્થળે મહંની પાસે. લખ્યું નથી એ હકીકત પણ સૂચક છે. શ્રી ગિ. વ. આચાર્યએ કરેલા મહં૦ના મહંત અર્થથી દોરવાઇ જઇને શ્રી જીવનલાલ પ્ર અમીને "સ્વાધ્યાય", પુ. ૫, અંક ૩જાના પૃ. ૩૪૮માં આ લેખવામાં અભયસિંહને પાશુપત સમ્પ્રદાયનો મહંત હોવાનું જણાવ્યું છે, એ હકીકત વાસ્તવિક લાગતી નથી. આ સમયના બીજા લેખમાં તથા પ્રભાસપાટણમાંથી પાશુપતધર્મ લુપ્ત થઇ ગયા પછીના લેખમાં તથા કેટલીક હસ્તપ્રતોમાં પણ કેટલીક વ્યકિતઓનાં નામોની પૂર્વે મહં ૦ કે મહં લખવાનો રિવાજ એ સમયે પ્રચલિત હતો. એટલે જે વ્યકિતનાં નામની પૂર્વે મહં ૦ કે મહં લખાયું હોય તે પ્રત્યેક વ્યકિતને મહં ૦ (त) માની ન શકાય. એવી સ્થિતિ હોવાથી ઉપરોકત લેખવાળો અભયસિંહ પણ પાશુપત સમ્પ્રદાયનાં કોઈ સ્થાનનો મહંત હતો નહિ એમ લાગે છે. પાશુપત સમ્પ્રદાયના સ્થાનપતિઓનાં નામની પૂર્વે સ્થાનપતિ અથવા मण्ड લખવાનો રિવાજ હતો એમ ૧૨મી અને ૧૩મી શતાબ્દીના લેખો જોતાં જણાય છે, એ હકીકત પણ લક્ષમાં રાખવી જોઇએ. એટલે ઉપરોક્ત લેખવાળો અભયસિંહ પણ પાશુપત સમ્પ્રદાયનો મહંત હતો એમ સુનિશ્ચિત થતું નથી, એ મારું નમ્ર મંતવ્ય છે.

ઇત્યાદિના પંચકુલની હાજરીમાં હર્મુંજ વેલાકુલમાં અમીર શ્રી રુકનુદ્દીન રાજ્ય કરે છે ત્યારે (ત્યાંથી) પ્રવાસમાં નીકળેલા અને કાર્યવશાત્ શ્રી સોમનાથ દેવપતનમાં આવેલા હર્મુંજ દેશના અબુબ્રાહિમના પુત્ર નુરુદીન પીરોજે ઠ. શ્રી પલુગીદેવ, રાણક શ્રી સોમેશ્વરદેવ, ઠ ભીમસીંહ, ઠ. શ્રી રામદેવ તથા બૃહત્પુરુષ રાજ શ્રી છાડા ઇત્યાદિ મહાજનો તથા સમસ્ત જમાતની હાજરીમાં અને તેમની અનુમતીથી બૃહત્પુરુષ રાજ શ્રી નાનસિંહના પુત્ર રાજ શ્રી છાડા પાસેથી સોમનાથ દેવનગર (પ્રભાસપાટણ)ની બહાર સીકોતરી મહાયણ પાલીમાં આવેલો જમીનનો એક ટૂકડો યથેચ્છ કાર્ય કરવા માટે સ્પર્શન ન્યાયથી ખરીદ કર્યો. અને નાખૂદા પીરોજે પોતાના કલ્યાણ માટે એ જમીનના ટૂકડા ઉપર રાજશ્રી છાડાની મિત્રતાને લઇ તેને આ ધર્મકાર્યનો સાક્ષી રાખીને મસ્જિદ કરાવી. આ મસ્જિદના નિર્વાહ માટે તથા નિત્ય કુરાનનો પાઠ કરવા માટે તથા વિશેષ મહોત્સવ કરવા માટે, તથા નિત્ય, પૂજા, ઉત્સવ, ધૂપ, દીપ તેલ, તથા નિત્યપાણી પાવા માટે આ મસ્જિદમાં છો, ચૂનો તથા ભાંગતૂટનાં સમારકામ માટે પ્રભાસપાટણના હિંદુઓ પાસેથી તેમનાં ધર્મસ્થાનોની માલિકીની કેટલીક મિલ્કતો તથા બીજી મિલ્કતો ખરીદ કરી હતી અને તેની આવકમાંથી ઉપર જણાવેલાં કામો કરાવવા માટે નોવાહપીરોજ તેનો જમાધર્માધિકારી થયો હતો. અને એ કામ કરતાં જે કાંઈ શેષ દ્રવ્ય બચે તે મક્કા અને મદિનાનાં ધર્મસ્થાનોમાં મોકલી આપવું. નાખૂદા પીરોજે બંધાવેલી આ મસ્જિદને જે કોઇ પાપાત્મા લૂટશે કે લૂટાવશે તે પંચમહાપાતકના દોષથી પાપાત્મા થશે એવો ઠરાવ શ્રી સોમનાથદેવની દ્રોણી પાસે હિન્દુઓ તથા મુસ્લિમોની સભામાં કરવામાં આવ્યો હતો.[૧૦]

હિન્દુ મુસ્લિમ ઓકયતાનું આવું વિરલ દૃષ્ટાન્ત બીજાં સ્થળેથી મળવુ પણ દુર્લભ છે.

રાજ શ્રી છાડાના સમયમાં રચાયેલી રાજકવિ

---

૧૦. શ્રી ગિ. વ. આચાર્ય, "ગુ. ઐ. લેખો", સ.ગ્ર ૩ જો, વઘેલા વંશના લેખો, પૃ. ૬૦—૬૭

નાનાકની બે પ્રશસ્તિઓ :—

ઉપરોક્ત લેખમાં જણાવવામાં આવેલા પરમ પાશુપતાચાર્ય ગંડ શ્રી વીરભદ્ર, રાજ શ્રી છાડા તથા અભયસિંહ[૧૧] વિ.સં. ૧૩૨૮ (ઇ.સ. ૧૨૭૨)માં વિદ્યમાન હતા એમ રાજકવિ નાનાકની પ્રશસ્તિઓ જોતાં જણાય છે. રાજકવિ નાનાકની બે પ્રશસ્તિઓ એક જ શ્યામ પાષાણની પાટપમાં કોતરવામાં આવી છે. તેમાંની પહેલી પ્રશસ્તિમાં તેનું લખ્યા વર્ષ આપવામાં આવ્યું નથી. પરંતુ બીજી પ્રશસ્તિની છેલ્લી પંક્તિમાં વિ.સં. ૧૩૨૮નું વર્ષ આપવામાં આવ્યું છે. રાજકવિ નાનાકની પ્રશસ્તિઓની વિગત ટૂંકમાં અવલોકી જઇએ.

રાજકવિ નાનાક નાગર જ્ઞાતિના હતા. તેમના પૂર્વજો વડનગરના નિવાસી હતા. ત્યાર પછી તેઓ ગૂંર્જ નામના ગામમાં રહેવા માટે આવ્યા હતા. નાનાક કવિ વેદ, વેદાંગ, શ્રુતિ, સ્મૃતિ, ન્યાય, વ્યાકરણ, છંદશાસ્ત્ર નાટક અને અલંકાર શાસ્ત્રના જ્ઞાતા તથા રામાયણ અને મહાભારતની કથાઓનો પાર પામેલા અને કવિ હતા. તેઓ વિસલદેવ રાજાની રાજસભાના કવિ તથા અમાત્ય હતા. વીસલદેવે જ્યારે પ્રભાસની યાત્રા કરી હતી ત્યારે તેણે પ્રભાસ પાટણમાં બ્રહ્મપુરી બંધાવીને બ્રાહ્મણોને તેનું દાન આપ્યું હતું. વીસલદેવે નાનાકના પગ પૂજીને તે બ્રહ્મપુરીમાંથી એક ઘર તેને આપ્યું હતું. તે સોમનાથને નિત્ય અક્ષત, ચંદન, પુષ્પ અને કમળથી પૂજા કરીને પ્રસન્ન કરતો હતો

---

૧૧. આ અભયસિંહ વિ.સં. ૧૩૩૪ (ઇ.સ. ૧૨૭.)માં પણ જીવંત હતા એમ પ્રભાસ પાટણમાં લખાયેલી "प्रकरण पुस्तिका"ની પ્રશસ્તિમાં તેના નામનો ઉલ્લેખ થયેલો હોવાથી જણાય છે જુઓ, "पत्तनस्थ प्राच्य जैन भाण्डागारीय ग्रन्थ सूचि" भाग १, પૃ. ૨૮૬.

(૧૨) માંગરોળ અને તેની આસપાસનો પ્રદેશ વાઘેલા રાજાઓના અધિકાર નીચે હોવાનું આ ઉપરથી સાબિત થાય છે. એટલે એ પ્રદેશ વાજા રાજાઓના અધિકાર નીચે નહિં જ આવ્યો હોય એમ જણાય છે.

તેથી વીસલદેવે તેને બગસરા ગામ આપ્યું હતું.[12] નાનાકની શિવ ભકિતથી પ્રસન્ન થઇને સોમનાથના પાશુપતાચાર્ય ગંડ શ્રી વીરભદ્રે નાનાક કવિને માંગરોળની ઉપજમાંથી સાતમો ભાગ આપ્યો હતો.[13] નાનાક કવિએ સરસ્વતી અને સાગરના સંગમના કિનારા પર સારસ્વત ક્રીડાસ્થાન એટલે એક પાઠશાળા કરાવી હતી.[14] પહેલી પ્રશસ્તિમાં નાનાકનાં કુલ, ગોત્રનું વર્ણન તથા નાનાકની વિદ્વતાની પ્રશસ્તિ આપવામાં આવી છે.

નાનાક કવિની બીજી પ્રશસ્તિમાં પણ પહેલી પ્રશસ્તિના જેવું થોડા ફેરફારવાળું વર્ણન છે. નાનાક પંડિતે પ્રભાસપાટણમાં સારસ્વત સરોવર બંધાવ્યું હતું.[15] એટલી હકીકત તેમાં વિશેષ છે.[16]

ઉપરોકત બીજી પ્રશસ્તિની છેલ્લી પંકિતની વાચનામાં અને તેનાં ભાષાન્તરમાં કાંઇક ગડબડ થયેલી છે, તે આ નીચેની હકીકતથી સમજાશે.

શ્રી ગિ. વ. આચાર્યે આ પંકિતની વાચના આ રીતે આપી છે :-

संवत १३२८ वर्गगड श्री भाव यजुर्वेद अग्रा० वृहत्पुरुष राजऊडाणरिह श्री अभयसिंह प्रतिपत्तौ प्रशस्तिरुध्दाहिता ।[17]

ભાષાન્તર :- સંવત ૧૩૨૮માં આ પ્રશસ્તિ શ્રી અભયસિંહની સમક્ષ અથવા અનુમતિથી વર્ણગઢના (વડનગરના) યજુર્વેદના મહાન પુરૂષ (?) શ્રી ભાવ લાગણુથી કોતરાઇ હતી.[18]

રાજકવિ નાનાકની બીજી પ્રશસ્તિની છેલ્લી પંકિતની સાચી વાચના આ નીચે જણાવ્યા પ્રમાણેની છે.

संवत १३२८ वर्षे गंड श्री भाव वजुर्वेद अग्रा. वृहत्पुरुष राजश्री छाडा श्रा अभयसिंह प्रतिपत्तौ प्रशस्ति रुद्बहाता ।

એટલે, "સંવત ૧૩૨૮ના વર્ષમાં ગંડ શ્રી ભાવ યજુવેદની આગળ બૃહત્પુરૂષ રાજશ્રી છાડા... શ્રી અભયસિંહની સમક્ષ અથવા અનુમતિથી આ પ્રશસ્તિ કોતરવામાં આવી." મારી પાસે આ પ્રશસ્તિનાં જે રંગીન પેન્સીલનાં રબીંગ છે તેમાંથી આ વાચના આપી છે. રાજશ્રી છાડાના નામની પાસેના ત્રણ અક્ષરો બહુ ઝાંખા થઇ ગયા હોવાથી ઉકેલી શકાયા નથી.

ઉપરોકત પ્રશસ્તિમાં જણાવેલા ગંડ શ્રી ભાવ યજુર્વેદ પ્રભાસનાં કોઇ પાશુપત સ્થાનના સ્થાનપતિ હશે એમ લાગે છે. તથા રાજશ્રી છાડા અને અભયસિંહ વિ. સં. ૧૩૨૮ (ઇ. સ. ૧૨૭૨) માં વિદ્યમાન હતા એમ રાજકવિ નાનાકની બીજી પ્રશસ્તિની છેલ્લી પંકિતની વાચના દ્વારા સ્પષ્ટ સમજાય છે.

ધર્મમૂર્તિ ગંડ શ્રી વીરભદ્ર સોમનાથના સ્થાનપતિ હતા. તેમની સાથે સંબંધ ધરાવતી એક બીજી પ્રશસ્તિ પ્રભાસપાટણના મોટા દરવાજા પાસે હતી જે પાછળથી પ્રભાસપાટણની માધ્યમિક શાળામાં રાખવામાં આવી હતી. અને હાલમાં તે પ્રશસ્તિ ત્યાંથી પ્રભાસપાટણ મ્યૂઝિયમમાં સુરક્ષિત રાખવામાં આવી છે. આ પ્રશસ્તિનો મધ્યભાગ ઘસાઇ ગયેલો છે. આ

---

(૧૩) માંગરોળની ઉપર સોમનાથના પાશુપતા ચાર્ય ગંડ શ્રી વીરભદ્રનું અધિપત્ય હતું એમ આ ઉપરથી જણાય છે. એટલે એ સમયમાં માંગરોળમાં કોઇ રાજા હોવાનો સંભવ નથી.

(૧૪) શ્રી ગિ. વ. આચાર્ય, "ગુ. ઐ. લેખો," ભાગ ૩ જો, વાઘેલા વંશના લેખો, પૃ ૭૯

(૧૫) સારસ્વત સરોવરની વિશેષ ચર્ચા માટે જૂઓ. "સ્વાધ્યાય," પુ. ૫, અંક ૩ જો પૃ. ૪૧૧-૧૫માં પ્રસિદ્ધ થયેલ શ્રી મધુસૂદન ઢાંકી અને હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રીનો "પ્રભાસપાટણનું સૌમ્ય સરોવર" શીર્ષક લેખ.

(૧૬) શ્રી ગિ. વ. આચાર્ય, "ગુ. ઐ. લેખો," ભાગ ૩ જો વાઘેલા વંશના લેખો, પૃ. ૭૪

(૧૭) એજ, પૃ. ૭૪

(૧૮) એજ, પૃ.-૭૬

× આ રાજકવિ નાનાકની પ્રશસ્તિઓ વડોદરાના મ્યૂઝિયમમાં કોડીનારથી લઈ જવામાં આવી છે.

પ્રશસ્તિમાં વિદ્યારાશી અને ૐકારરાશી નામના બે પાશુપતાચાર્યોનાં નામ આપવામાં આવ્યા છે. તથા ગંડ શ્રી વીરભદ્રનું નામ પણ આપવામાં આવ્યું છે. પ્રશસ્તિ ઘસાયેલી હોવાથી ઉપરોક્ત બન્ને પાશુપતાચાર્યો ક્યાંના હતા તથા ગંડ શ્રી વીરભદ્રની સાથે તેમનો શું સંબંધ હતો તે જાણી શકાય તેમ નથી. ખંડેશ્વર મઠ, ભાઇલ્લ સ્વામી તથા વીજાપુરનો કિલ્લો કરાવ્યાની હકીકત છે. (વીસલદેવે) માળવાના રાજાને હરાવ્યો તેની નોંધ કરવામાં આવી છે. શ્રી વૈદ્યનાથ પ્રભુનો પ્રાસાદ, કર્કેશ્વર અને કર્કેશ્વરી દેવીના પ્રાસાદો તથા એક ચારુ મઠ કરાવ્યો હતો તેનું વર્ણન આપવામાં આવ્યું છે. પ્રભાસપાટણનાં કોઇ સ્થળને કિલ્લો કરાવ્યો તેની હકીકત છે. અને કોઇ મંદિરોના નિર્વાહ માટે વાટિકાનું દાન તથા પ્રતિવર્ષ કોઇ સ્થળ માટે ૮ દ્રમ્મ અને ૧૬ દ્રમ્મ આપવામાં આવ્યાની હકીકત આપવામાં આવી છે. શતાનંદ કવિનું નામ આપવામાં આવ્યું છે. અને આ પ્રશસ્તિની છેલ્લી પંક્તિમાં રાજકીય ચંદ્રેશ્વરનું મંદિર[19] કરાવ્યાની હકીકત પણ આપવામાં આવી છે. આ પ્રશસ્તિનો મંગલાચરણમાં ચંદ્રેશ્વરથી સ્તુતિ આપવામાં આવી છે.[20]

રાજ શ્રી છાડા તથા ગંડ શ્રી વીરભદ્રના સમયમાં પ્રભાસપાટણમાં વૈદ્યનાથનું મંદિર, કર્કેશ્વર અને કર્કેશ્વરી દેવીનાં મંદિરો તથા એક મઠ અને કોઇ સ્થળનો કિલ્લો અને ચંદ્રેશ્વરનું મંદિર ઇત્યાદિ સ્થાનોનું નિર્માણ કરવામાં આવ્યું હતું એમ આ પ્રશસ્તિ પરથી જણાય છે.

રાજ શ્રી છાડા તથા ગંડ શ્રી વીરભદ્ર ક્યારે સ્વર્ગવાસી થયા હશે તેને લગતી કોઇ ચોક્કસ માહિતી પ્રાપ્ત થઈ નથી. ઘણું કરીને વિ સં. ૧૩૨૮ (ઇ. સ. ૧૨૭૨) અને વિ. સં. ૧૩૩૪ (ઇ. સ. ૧૨૭૮) ની વચ્ચેનાં કોઇ વર્ષમાં તેઓ મૃત્યુ પામ્યા હશે એમ આ નીચેની હકીકતો જોતાં જણાય છે.

## રાજશ્રી વાચ્છિગ

રાજશ્રી છાડા ઇ સ. ૧૩૦૦ (વિ.સં. ૧૩–૫૬) સુધી ગાદીએ રહ્યો અને અલપખાનના સૈન્ય સાથે લડતાં સોમનાથની સખાતે તેણે રણક્ષેત્રમાં શય્યા કરી. તેના પછી તેનો પુત્ર વિજલદેવ ગાદીએ આવ્યો[21] એમ અનુમાન કરવામાં આવ્યું છે.

પ્રભાસપાટણનો ગૌરીકુંડનો શિલાલેખ જેમાં વર્ષનો ભાગ તૂટે છે તે શિલાલેખ જોતાં...જયેષ્ઠ શુદી ૨ને રવિવારે પ્રભાસ પાટણમાં રાજશ્રી વાચ્છિગના પુત્ર રાજ શ્રી કાન્હડદેવનું શાસન હતું અને સોમનાથના સ્થાનપતિ તરીકે ગંડશ્રી વીરભદ્રની પુત્રી ઉમાના પતિ પરમપાશુપતાચાર્ય મહામહત્તર પંડિત ગંડ શ્રી પર બૃહસ્પતિ હતા.[22] દેવપત્તન (પ્રભાસ પાટણ)માં "प्रकरण पुस्तिका" નામની એક જૈન હસ્તપ્રત લખવામાં આવી હતી. આ હસ્તપ્રતમાં વિ. સં. ૧૩૩૪ના ભાદરવા સુદિ ૬ને શનિવારના દિવસે દેવપત્તનમાં પરમપાશુપતાચાર્ય મહામહત્તર ગંડ શ્રી પર બૃહસ્પતિ અને મહંશ્રી અભયસિંહના નામ આપવામાં આવ્યાં છે[23] જેનાથી સિદ્ધ થાય છે કે ગંડ શ્રી વીરભદ્ર આ હસ્તપ્રત લખાયા પૂર્વે કૈલાસધામમાં પધાર્યા હતા. ઉપર જણાવેલ ગૌરીકુંડનો શિલાલેખ પણ વિ. સં. ૧૩૩૪ (ઇ. સ. ૧૨૭૮)ની આસપાસનાં કોઇ વર્ષમાં કોતરવામાં આવ્યો

---

(૧૯) શ્રી ડી. બી. ડિસ્કળકરે જણાવ્યું છે કે, ચંદ્રેશ્વરનું મંદિર ત્રિવેણી જવાના માર્ગમાં આવે છે તે ખંડિત મંદિર હશે પરંતુ ચંદ્રેશ્વરનું કોઇ ખંડિત મંદિર હાલ મોજુદ નથી.

(૨૦) શ્રી. ડી. બી. ડિસ્કળકર "ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ કાઠિયાવાડ", પૃ. ૭૨૭–૨૮

૨૧. શ્રી. શં. હ. દેશાઈ, "પ્રભાસ અને સોમનાથ," પૃ. ૨૩૨

૨૨ શ્રી. ડી. બી. ડિસ્કળકર, "ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ કાઠિયાવાડ' પૃ. ૭૨૫

૨૩. श्री पत्तनस्थ प्राच्य जैन भाण्डागारीय ग्रन्थ सूचि, भाग १, पृ. ३८६

હશે. એટલે રાજ શ્રી છાડા તથા તેનો અનુગામી રાજ શ્રી વાચ્છિગ પણ વિ. સં ૧૩૩૪ (ઇ. સ. ૧૨૭૮) પહેલાં સ્વર્ગવાસી થયા હતા એવું અનુમાન ઉપરોકત હસ્તપ્રતના આધારે તારવી શકાય છે.

રાજ શ્રી વાચ્છિગના સમયનો એક ખંડિત શિલાલેખ રાજકોટના વોટસન મ્યૂઝિયમમાં રાખવા માટે પ્રભાસ પાટણથી લઇ જવામાં આવ્યો છે. આ લેખમાં દેવપત્તન તથા સોમનાથનાં નામ આપવામાં આવ્યાં છે. સિદ્ધ નરાધિપ એટલે આ શિલાલેખના સંપાદક શ્રી ડિસકળકર અનુમાને છે તે ચૌલુક્ય રાજા સિદ્ધરાજ જયસિંહ તથા ગંડોનાં કેટલાક માણસોનાં નામ આપવામાં આવ્યાં છે. શ્રીમાન સોઢી (?) છોડાક અને વાચ્છિગનાં નામ આ લેખમાં કોતરવામાં આવ્યાં છે.

દુર્ભાગ્યે ઉપરોકત શિલાલેખ ખંડિત હોવાથી રાજ શ્રી વાચ્છિગના સમયમાં પ્રભાસપાટણમાં જે ધર્મસ્થાનનું નિર્માણ થયું હશે તેની હકીકત આ લેખના ખંડિત ભાગમાં ચાલી ગઇ હશે.

ઉપરોકત હકીકતો જોયા પછી સુનિશ્ચિત થાય છે કે રાજ શ્રી છાડાનો પુત્ર વિંજલદેવ છુટ્ટો નહિ પરંતુ તેનો અનુગામી રાજ શ્રી વાચ્છિગ હતો. એમ સ્પષ્ટ જણાય છે.

## રાજ શ્રી કાન્હડદેવ

રાજ શ્રી વાચ્છિગ સ્વર્ગવાસી થયા પછી તેનો પુત્ર કાન્હડદેવ વિ. સં. ૧૩૩૪ (ઈ. સ. ૧૨૭૮) ની આસપાસના સમયમાં ગાદી પર આવ્યો હતો. અને તેના સમયમાં સોમનાથના સ્થાનપતિ ગંડ શ્રી પર બૃહસ્પતિ હતા એમ આ ઉપર આપેલી વાચ્છિગની હકીકતમાં જણાવ્યું છે.

પ્રભાસ પાટણના ગૌરીકુંડમાં પશ્ચિમ તરફની દીવાલમાં ચોઢવામાં આવેલા શિલાલેખમાં જણાવ્યું છે કે, પંડિત વિન્ધ્યાદિત્યના ઉપદેશથી રાજ શ્રી કાન્હડ દેવ, ગંડ શ્રી બૃહસ્પતિ, સોમસિંહના પુત્ર મહંજયનાએ તેઓનાં દ્રવ્યની સહાયનાથી તથા પોતાનાં દ્રવ્ય વડે તથા નાય. શ્રીધર અને સમસ્ત માહેશ્વર સાધુઓનાં દ્રવ્યની સહાયનાથી આદ્યા શક્તિ શ્રી દુઃખાંત ગૌરી[24] અને ત્રિપુરા સુંદરીનાં[25] મંદિરોનો તથા બ્રહ્માએ ઉપાસના કરેલાં પુષ્કર તીર્થ[26]નો જિર્ણોદ્ધાર કરાવ્યો હતો[27]

પ્રભાસપાટણમાંથી ગંડ શ્રી પર બૃહસ્પતિનો એક બીજો ખંડિત પ્રશસ્તિ લેખ પ્રાપ્ત થયો હતો. જે જૂનાગઢ મ્યૂઝિયમમાં રાખવામાં આવ્યો છે. આ પ્રશસ્તિ લેખ પણ વિ. સ. ૧૩૨૮ (ઇ. સ. (૧૨૭૨) થી વિ. સં ૧૩૪૩ (ઈ. સ. ૧૨૮૭) ના ગાળામાં કોતરવામાં આવ્યો છે. એમ સુનિશ્ચિત થાય છે. ૪૬ શ્લોકના આ પ્રશસ્તિ લેખનો મોટો ભાગ ખંડિત હોવાથી ઘણી ઉપયોગી હકીકતો નષ્ટ થઇ છે. ઉપરોકત લેખમાં ત્રૈલોકયરાશી તથા ધર્મરાશી નામના બે પાશુપતાચાર્યો તથા ગંડ શ્રી પર બૃહસ્પતિનાં નામો પ્રાપ્ત થાય છે. એ પાશુપતાચાર્યો કયાંના સ્થાનપતિ હશે? તેમ જ ગંડ બૃહસ્પતિ સાથે તેમનો શું સંબંધ હશે? તેના ઉપર કંઇ પ્રકાશ પડતો નથી. આ લેખમાં ગૌરી અને

---

(૨૪) દુઃખાંતગૌરીનું મંદિર એ ગૌરીકુંડમાં આવેલું ગૌરીમાતાનું મંદિર છે. આ મંદિરની વિશેષ વિગત માટે જુઓ "પ્રભાસ પાટણનાં શક્તિ મંદિરો" એ નામનો શ્રી ઢાંકી અને શાસ્ત્રીનો લેખ, ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક અંક પૃ.

(૨૫) ત્રિપુરા સુંદરીનું મંદિર સોમનાથના મંદિરની પાસે હશે એમ જણાય છે. વર્તમાન નવા સોમનાથ મંદિરના બાંધકામ પહેલાં એની આસપાસનાં ખોદકામ કરતાં મંદિરના મંડપનાં ઉત્તર તરફના દ્વાર પાસેથી ૧૧મી શતાબ્દીની દેવી શ્રી ત્રિપુરાના નામોલ્લેખ વાળી ખંડિત પ્રતિમા પ્રાપ્ત થઇ હતી જે હાલ પ્ર. પાટણ મ્યૂઝિયમમાં સંગ્રાહિત – આ લેખના લેખકે કરી છે.

(૨૬) પુષ્કર તીર્થને રામપુષ્કર કુંડના નામથી હાલ ઓળખવામાં આવે છે.

(૨૭) શ્રી ડી બી. ડિસ્કળકર, "ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ કાઠિયાવાડ, પૃ. ૭૨૪–૨૫.

શંકર જેવા રાજાના વિવાહ થયાની ખંડિત હકીકત છે. તદુપરાંત ગિરિશપ્રસાદને શણગાર્યો, કૂવાના સ્તંભોને સુશોભિત કરાવ્યા, એક કૂવો કરાવ્યો. વિશ્વનાથે પ્રાસાદ કરાવ્યો તથા દદા ( ) ૨ સૂર્યનાં મંદિર પાસે સ્વાદિષ્ટ જલવાળી વાવ કરાવી ઇત્યાદિ પુણ્યકાર્યો અને શિલ્પ સ્થાપત્યના કાર્યોની નોંધ આ પ્રશસ્તિ લેખમાંથી મળે છે[૨૮]

ગંડ શ્રી પર બૃહસ્પતિ વિ. સં ૧૩૪૩ (ઈ. સ ૧૨૮૭) પહેલાં કૈલાસવાસી થયા હતા તેથી તેમના જમાઈ ગંડ શ્રી ત્રિપુરાંતક સોમનાથના સ્થપતિપદે સ્થાપિત થયા હતા. આ ત્રિપુરાન્તકની પ્રશસ્તિ પોર્ટુગલ પ્રદેશમાં સીન્ટ્રા નામક સ્થાનમાં લઈ જવામાં આવેલી છે. આ લેખ બહુ મોટો હોવાથી તેની વિગતો વિસ્તાર ભયે અહીં આપવાની આવશ્યકતા જણાતી નથી. ત્રિપુરાંતકે સોમનાથના પૂજન માટે ઘણી વ્યવસ્થા કરી હતી. તેમજ તેણે સોમનાથના મંદિર પાસે પોતાના સસરાના નામથી બૃહસ્પતિશ્વરનું મંદિર, સાસુના નામથી ઉમેશ્વરનું મંદિર, પોતાની માતાના નામથી માલ્હણેશ્વરનું મંદિર, પોતાના નામથી ત્રિપુરાંતકેશ્વરનું મંદિર તથા પોતાની પ્રિયાના નામથી રમેશ્વરનું મંદિર એ પ્રમાણે પાંચ શિવાલયો બંધાવ્યાં હતાં. આ પાંચે શિવાલયોના અંતરાલમાં ગોરક્ષ, ભૈરવ, હનુમાન, સિધ્ધિ વિનાયક, અને સરસ્વતીનાં મંદિરો બંધાવ્યાં હતાં. સોમનાથના મંદિરની ઉત્તરે સ્તંભોના આધારવાળું તોરણ કરાવ્યું હતું. અને સારંગ નૃત્યનાં સરોવરના ભૂષણ રૂપ પોતાના કુલદેવશ્રીનું વિલાસગૃહ બંધાવ્યું હતું. અને પાંચ લિંગની પ્રતિષ્ઠાનો મહોત્સવ કર્યો હતો.[૨૯]

રાજશ્રી કાન્હડદેવના સમયમાં પ્રભાસપાટણમાં ઉપર જણાવ્યા પ્રમાણેનાં પુણ્યસ્થાનો તથા મંદિરોનું નિર્માણ કાર્ય થયું હતું. એમ આ ઉપરથી જણાય છે. રાજશ્રી કાન્હડદેવ ક્યારે મૃત્યુ પામ્યો હશે તેને માટે કાંઈ હકીકતો પ્રાપ્ત થઈ નથી.

## રાજ શ્રી વયજલદેવ બીજો (વિજળ વાજો)

રાજ શ્રી કાન્હડદેવ વિ. સં. ૧૩૫૧ (ઈ.સ. ૧૨૯૫) પહેલાં સ્વર્ગવાસી થયો હશે તેથી રાજ શ્રી વયજલદેવ તેના અનુગામી તરીકે પ્રભાસપાટણનો રાજા થયો હતો. રાજ શ્રી વયજલદેવે ઉના-દેલવાડાના બ્રાહ્મણોને મારીને તેમની પાસેથી ઉના અને દેલવાડા લઈ લીધાં હતાં. તેને લગતી દંતકથા સુપ્રસિદ્ધ છે. આ કારણથી તેને રક્તપિતનો રોગ થતો હતો અને રાહ માંડલિકે તેને ભેટીને તેનો રોગ મટાડયો. હતો એ હકીકત ઐતિહાસિક ગ્રંથોમાં નોંધવામાં આવી છે, જે રા માંડલિક અને વિજળ વાજાના પ્રસંગમાં આપી છે.[૩૦]

રાહમાંડલિકનો મિત્ર હોય એવો આ એક જ વયજલદેવ નામનો વાજા રાજા રાહ માંડલિકનો સમકાલીન હતો. વિ. સં. ૧૩૫૨ (ઈ. સં. ૧૨૯૬)માં ઉનામાં વયજલદેવનું રાજ્ય હતું, એમ કોડીનાર તાલુકાનાં ફાંફણી ગામ પાસેની કાન્હમેરડાની જગમાંથી એક જ પાટમાં કોતરવામાં આવેલા બે શિલાલેખો મળી આવ્યા છે, તેનાં પ્રમાણથી પણ સિદ્ધ થાય છે કે એ સમયે ઉના વયજલદેવના આધિપત્ય નીચે આવી જ ગયું હતું.

(ક્રમશ)

(૨૮) શ્રી ડી. બી. ડિસાળકર, "ઇન્સ્ક્રીપ્શન્સ ફ્રોમ કાઠિયાવાડ" પૃ. ૭૨૫,૨૬

(૨૯) શ્રી ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો," ભા. ૩ જો, વાઘેલા વંશના લેખો, પૃ. ૭૯-૮૭

૩૦ ઊર્મિ અને નવરચનાના ઓગસ્ટ ૧૯૭૧ ના અંકમાં "રાહ માંડલિક અને વિજલ વાજાના પ્રસંગ" શીર્ષક લેખ પુનઃ પ્રસિદ્ધ થયો છે તે લેખમાં ઉપરોક્ત બન્ને શિલાલેખો પ્રસિદ્ધ થયા છે. તેમાં બન્ને લેખોમાં શ્રી નૃપવિક્રમ સંવત ૧૩૫૧ પ્રસિદ્ધ થયું છે એ ભૂલથી થયું છે. મૂળ લેખમાં શ્રી નૃપવિક્રમ સંવત ૧૩૫૨ છે. એટલે એ ભૂલ અહીં સુધારવાનો પ્રયત્ન કર્યો છે.

# શીલ-શૂરી સુતારણ

કાનજીભાઈ બારોટ

શિરોહીપતિ માનસિંહ દેવડાનો પડાવ શિરોહીના જંગલોમાં છે. તંબુમાં કાવા-કસુંબા થાય છે. બુંદી કોટાના હાડારાવ પણ મહેમાન તરીકે સાથે છે. કસુંબો તૈયાર થાય પહેલાં હાડારાવ પોટલીએ (શૌચ ક્રિયાએ) ઊપડયા. દેવડારાવ માનસિંહ કે છેઃ "હાડાજી, બહુ દૂર ન જતા. કારણ આજુબાજુ જનાવરો (સિંહ)નો વાસ છે. વળી કસુંબો પણ હમણાં તૈયાર થશે. માટે વાર લગાડશો નહિ."

પણ હાડારાવ ખૂબ શરમાળ હોવાથી ને પડાવની આજુબાજુ માણસોની વસ્તી હોવાથી પહાડી જંગલમાં ઘણાક આઘા નીકળી ગયા. કોઇ માણસ નજરે ચડયું નહિ, એથી દૂર આવી એક ઘાટો કરમદીનો દૂવો જોઇ નક્કી કર્યું કે આની આડો દિશાએ બેસું.

ત્યાં તો એ કરમદીના દૂવામાં નરસંગ રૂપ હોય એવો સાવઝ બેઠેલ. એણે હાડારાવને જોયા કોઈ બીજા શિકારીએ ઘાયલ કરેલ સિંહે માન્યું કે મને મારવા શિકારી જ આવ્યો અને સાવઝે દૂવા બહાર નીકળી ધ....ધ....ધ...ધ કરતોકને હાડારાવને ફીણના ફોહાથી ભરી મૂકયા. એણે મનમાં માન્યું કે આપણાં સો વરસ પૂરાં થયાં. પણ એય ધાડેના, પાસે વેંતની સોંટી પણ ન મળે કે જેથી હું જનાવરનો સામનો કરું. હવે હટવું તો નથી. ભલે સાવઝ મને મારી નાખતો. સિંહ પણ શૂરવીર લેખાય છે. એના થકી ભલે મારું મૃત્યુ થતું.

વાત કરતાંને વાત લખતાં તો વાર લાગે પણ એ ઘડીએ શું બની ગયું ! કે શિરોહી શહેરનો નારણિયો કરીને સુતાર. આબુગઢમાં એનું સાસરૂ એટલે પોતાની વહુને એને માવતરેથી તેડીને શિરોહી તરફ ચાલ્યો જાય છે. શિરોહીના રસ્તા નજીક જ આ કરમદીનો દૂવો ને એમાં બેસેલ સાવઝને હાડારાણા ઉપર ત્રાપ મારવી અને પ્રભુને વાત રાખવી તે સુતાર યુગલને એ જ સમયે કરમદીના દૂવા પાસેથી પસાર થવું.

અગાઉના જમાનામાં અઢારેય વરણ હથિયાર બાંધતાં, તે નારણિયાને ખંભે ઢાલ કાખમાં તલવારને ચાલ્યો જાય છે. એની પાછળ જ એની ઘરવાળી, સુતારણ પણ એની છાયા-સમાન ચાલી જાય છે. બન્નેએ આ બનાવ જોયો. નારણ પણ જોઇ રહ્યોને મનમાં કે 'માળું ભારે થઈ, હમણાં આ જનાવર કોઈ આદમી જેવા આદમીને વેડી દેશે.'

પણ સુતારણે તો કાંઈ પણ વિચાર કર્યા વિના પોતાના ધણીની કાખમાંથી તલવાર સેરવી લીધી ને ખંભેથી ઝોંટ મારી ઢાલ લઇ લીધી નારણ કે, "હં....હં....હં...હં...તું રેવા દે મને ઢાલ તલવાર દે."

સુતારણ કે, "હં હં હં હં શું ? મને જો સાવઝ વેડે તો જ તમે આવજો નહિતર એમનેમ ઊભા રેજો જોઇ લો મારી રમતડી !"

એમ કહી સાવઝ અને હાડા વચ્ચે આવી સિંહના પડખા વગી થઇ "ઊભો રે કૂતર્યા !" કહેતીક સાવઝના કામ (કડય)માં તલવારનો જનોઇ વઢ ઘા કર્યો. સાવઝના બે ડીંગા કરી નાખ્યા. સિંહનું મોઢું ને પગ ઊલળવા માંડયા ને પછવાડેનો ભાગ પાછલા બે પગ ને પૂંછનો ઝંડો પણ નોખા ઊલળવા માંડયા. એક આંખ્યના પલકારા જેટલાં જ વખતમાં આ બધું બની ગયું.

હાડારાવને પરસેવો વળી ગયો. શૌચક્રિયા તો સૂકાઈ ગઈ. હાથમાંનો પોટલીઓ પણ પડી ગયો. પણ સાથોસાથ આ બાઇ ઉપર હાડાને મોજના તરેરા છૂટવા માંડ્યા "શાહબાશ, રંગ છે, બાઈ ! તું જો અટાણે અહીંથી ન નીકળી હોત તો મારી દુનિયાનો ખેલ ખલાસ થાત."

ત્યાં તો નારણિયો પણ હાડારાવ નજીક આવ્યો એકબીજાને ઓળખી ગયા કારણ હાડારાવ અવાર નવાર શિરોહી આવતા ને ક્યારેક ક્યારેક નારણ પણ દેવરાજની કચાર્ગમા આવતો નારણ શિરોહીનો રાજ કારીગર હતો જોતનો કિલ્લો બાંધનાર હીરા સનારના માસીઆઈ ભાઈ જેવો એ બુન બુદ્ધિશાળી સાથોસાથ શૂરવીર પણ હતો એ વખતના રાજ રજવાડામા જાણીતો ને માનીતો હતો ભલા ભલા રાજ એને પોતાને આગ્રહે બોલાવતા

નારણને જોઈ હાડારાવ કે' છે, "ઓહો, નારણ, તુ આ'યા ક્યાથી ? આ બાઈ કોણ છે ? ધન્ય છે. એની જનેતાને !"

"હાડારાવ, ઈ મારા ઘરનું માણસ છે આબુગઢ મારૂ સાસરૂ છે આણુ વાળીને હુ એને શિરોહી તેડી જાઉ છુ."

નારણે વિગતવાર વાત કહી. હાડારાવ કહે "વાહ નારણ ! ઉત્તર ભાગી છે ! શૂરવીર નરીનો કથ બન્યો માણસે સડાયેલ" (ખા ધો)

પોતાના ધણી અને હડારાવને ઓળખાણુ છે જાણી સુતારણ શરમથી પારોઠ દઈ ઉભી રહી

હાડરાવે પોતાના હાથની આંગળીમાની હીરાની વીંટી કાઢી કહ્યુ, "લે બેન, તુ ભલે સુતારણ રહી પણ ક્ષત્રાણીથી વિશેષ પરાક્રમ તે બતાવ્યુ તુ મારી ધરમની બેન છો, કાપડુ લે'

સુતારણ કે "ભાઈ, એમા શુ મે કરી નાખ્યુ ? ઈશ્વરે હિંમત દીધી ને બની ગયુ"

હાડરાવનું કાપડુ સ્વીકારી સુતારણે હાડ તલવાર પોતાના ધણીને સોપી શિરોહીને કેડે ચાલી નીકળ્યા

પછી તો હાડાને જગન જવાનુ જ રહ્યુ નતુ કામ જ પતી ગયુ 'તુ પોટલાઓ લઈ પોતે માનસગ દેવડાના તબુએ આવ્યા

ત્યા તો દાયરો એકદમ બોલી ઊઠ્યો '

"અરે, હાડાજી, આટલી બધી વાર ! કેટલેક દૂર ગ્યા તા ! લાજના લગર લાગો છો આ કસુબો ખારો થઈ ગયો '

હાડારાવ કે' "તમારો તો કસુબો ખારો થઈ ગયો પણ મારો તો જનમ ખારો થઈ જાત

માનસગ દેવડો કે "કેમ ! સાવઝ ભટગાયો ?"

હાડારાણો કે 'હા તમારા ગામના નારણિયા સુતારની ઘરવાળીએ મને ઉગાર્યો ટાકણે ઈ ન હોત તો આપણા રામ રમી જાત"

હાડારાવે માનસગ દેવડા પાસે સુતારણની શૂરવીરતાના વખાણ કર્યા કે " હે દેવડારાજ, ઈ સુતારણે સિંહને તરવારથી કાપ્યો તઈ શુ રૂડી લાગી છે ! ચડી જોઈ લ્યો ! "

હડારાવ નિખાલસ ભાવે સુતારણનું પરાક્રમ વર્ણવે છે પણ માનસગ દેવડાએ વિચાર્યું કે 'એવી પરાક્રમી નારીના પેટમા શૂરવીર પુત્રો પાકે પછી ભલેને ઈ સુતારણ હોય"

માનસગ દેવડાનુ મન શિરોહીને પથે ચાલ્યુ કે ક્યારે ઈ બળવાન નારીને નીરખુ ! પોતે અમીરોને ત્યા હાડારાવને કહ્યુ કે તમો સહુ નિરાતે શિરોહી આવજો મારે જરૂરી કામ હોવાથી ઉતાવળે ઘોડે શિરોહી જાઉ છું.

શિકારી ફોજને પાછળ રાખી માનસિંહ દેવડે પાચ ઘોડે ઊપડ્યો ઊપાડ્યા ઘોડા બડધડ .. બડધડ બડધડ .. કરતા પરબારા શિરોહીને કેડે ઝાઉક વેરે જ્યા ગયા હશે ત્યા ઊડા કોતરમા દૂર દૂર નારણિયો ને પાછળ એની વહુ ચાલ્યા જાય છે શિરોહીના સીમાડા માથે પહોચી ગયા છે હવે કોઈની બીક પણ નથી

માનસિંહે પરદેશી ઘોડેસ્વારો સાથે લીધેલ કે જેને નારણ ઓળખી શકે નહિ પોતે ઘોડો ઊભો રાખી ચાર ઘોડેસ્વારોને કહ્યુ "ઓલ્યા પુરુષ ને સ્ત્રી જે ચાલ્યા જાય છે તેની પાછળ ઘોડા કરો ઘોડા નજીક જતા બેય જણા કાના કાંઠા ઉપર તરીને ઊભા રહેશે, એમને એક ઘોડેસવાર સ્ત્રીની નજીક ઘોડો ઊભો રાખી સ્ત્રીને ખભાના બાવડાથી પકડી ઘોડા ઉપર લઈ લેજો, ને જેવા ગયા એવા ખ ર ર ર પાછા આવજો. પણ

જો જો આદમી ઓળખી ન જાય કે કોના ઘોડા હતા !"

ઘોડેસ્વારો કે "ભલે બાપુ, ખબર ન પડવા દઈ! આંખ્યમાંથી કણું કાઢે એમ ઇ બાઈ માણસને લાવીએ, નહીં તો ફટય ભણજો."

માનસંગ દેવડો ત્યાં જ ઊભા રહ્યા, ને ચારેય અસવારો તારોડિયો ખરે એમ ઊપડયા. પછવાડે ઘોડાના ડાબલા વાગતા ગાજતા સાંભળી નારણ ને એની વહુ કેડાને કાંઠે ચડીને ઊભાં. એણે માન્યું કે કોઈના ઘોડા પ્રોડ્યા આવે છે. પસાર થઈ જશે. પણ સ્વારોને તો ઉલટાની સગવડ થઇ. કારણ કેડાને કાંઠે સુનારણ ઊભી છે, એની નજીક આ કરાફાતનો અસવાર ઘોડો ઊભો રાખી ઝળ દઈ સુનારણનું બાવડું ઝાલી ખેંચી લીધી. સુનારણે સવારના સકંજામાંથી છૂટવા કાળી કાગ્ગટી કરી પણ આ પલીત પાસે સુનારણનું બળ ચાલ્યું નહીં. સ્વારો જેવા આવ્યા તેવા ઊપડી ગયા. 'એ...જાય એ...જાય એ...જાય' નારણ જેવો મરદ મોઢું વકાસીને જોઇ રહ્યો.

ઘોડા ખેપટું ઊડાડતા ઊપડી ગયા. પેલે અસવારે સુનારણને માનસંગ દેવડાના ખોળામાં દીધી. દિવસ ડુંગરામાં બીજા કોઇ ન જાણે એમ ગાળી રાતના અંધારાં ઊતરતાં ગુપ્ત રસ્તેથી માનસંગ દેવડો સુનારણને શિરોહીની મહેલાતુંમાં લાવ્યો. સુનારણને ખબર પડી કે, આ....હા.હા.હા. આ તો ધરમ કરતાં ધાડ થઇ. મારૂં પરાક્રમ મને વેરી થયું.

હાડા રાવને બીજા અમીરો સાંજે શિરોહી આવ્યા. બુંદી કોટાના રાવને દેવડા રાવે રજા દીધી.

નારણ મનમાં કહે 'થઇ છે ને ! આ...હા.હા. આ દુઃખ કોને જઇ કેવું ? દુનિયામાં મારી ગણતરી શૂરવીરોમાં થાય છે. બીજા કોઈ માથે આ પ્રકારનું દુઃખ પડયું હોય તો હું એની વાર કરૂં. મારી સહાયે હું કોને બોલાવું ?'

પોતે એકલો જ ઘેર આવ્યો. એના માણસોએ પૂછ્યું, "અમારાં બાઇ કેમ નથી ?" માણસોને જૂઠો જવાબ આપ્યો કે "એના માવતરને અગવડ આવવાથી મોકલી નહીં. મહિના માસ કેડે તેડી આવશું."

આમ માણસોને તો ખોટો જવાબ દીધો પણ પોતાના મનને કેમ સમજાવવું ?

હવે શિરોહીના રાજમહેલમાં રાત્રીને સમયે સુનારણ પાસે માનસીંગ દેવડો હંમેશ આવી ને કહે છે : 'હે સુનારણ ! હું તને શિરોહીની પટરાણી થાપું. તારા જેવી બળવાન નારીના ઉદરમાં મારે પરાક્રમી પુત્રો પકવવા છે."

સુનારણ કહે છે, "હે રાજા, વિચાર કરો. અમે તમારી વસ્તી છંઇ. બેટા બેટી છંઇ. બાપ ઊઠીને દીકરી ઉપર કૂડી નજર કરશે ? વળી રાજા રક્ષક મટી ભક્ષક બનશે ?"

માનસિંહ કહે છે, "હે બળવાન સુંદરી ! એવી વાતું મેલી દયો, મારો અંગીકાર કરો."

આટલું બોલી માનસીંગ દેવડો સુનારણ નજીક આવી સ્પર્શ કરવાની તૈયારી કરે ત્યાં સુનારણ ક્રોધ કરીને કે' છેઃ "રાજા ! આઘા રેંજો મારો સ્પર્શ કરશો તો હું જીભ કરડીને મરીશ."

માનસીંગ દેવડો કે "તારા ધણીનો હું ઘાત કરાવીશ."

સુનારણ કેઃ "મને મારા ધણીના મૃત્યુના સમાચાર મળતાં મારો દેહ ના રહે."

માનસંગ દેવડે વિચાર્યું 'આ સ્ત્રી ઉપર જોર જુલ્મ ચાલે એવું નથી. માટે ધીરે ધીરે એને મનાવીશ' માનસંગ દેવડા જેવો પુરુષ મધલાળે વળગ્યો.

**ભોરીંગ ભમરો ચતુરનર ડસીને દૂર કરંત;**
**માખી મકોડો મુરખનર, મધલાળે મરંત.**

આવી રીતે પંદરેક દિવસ વીતી ગયા. નારણ ઉપાધીમાં અરધો થઇ ગયો છે.

સુનારણ અને માનસંગ દેવડાની રકઝકને પંદર રાત્રી વીતી ગઇ છે. સુનારણ એકની બે નથી થઈ.

નારણને મનમાં એમ થયું કે 'હવે કેટલાક દિ આ વાત પેટમા રાખીશ ! વખતે ઉપાધીમા ગાંડો થઈ જઇશ માટે માનશંગ દેવડાને તો જણાવુ. રાજા છે સુયાણી આગળ પેટ ચોરવુ નથી ' એમ વિચારી દેવડારાજની કચેરીમા આવી ને રામ રામ કર્યા

"રામ રામ"

"રામ રામ નારણ, હમણા કેમ કળાતો ન' તો ?

માનસંગ દેવડે પહ્યે જ વાવડ પૂછ્યા

નારણ કે "બાપુ, મારી વહુને તેડવા ગ્યો'તો"

"બહુ સારૂં, નારણ તેડી લાવ્યો ?" રાજા બોલ્યા

નારણ કે ' બાપુ, એમા એવુ બન્યુ કે વહુને તેડીને આવતો તો એમાં આપણા શિરોહીના સીમાડામા જ કોઈ ઘોડેસ્વારો ઉપાડી ગયા '

માનસંગ દેવડો કે "એલ્યા શુ બોલ્યો ? તુ કયા હતો ?'

નારણ કે "બાપુ, હુ હારેં જ હતો પણ એ ઘોડેસ્વારો ને હુ પગપાળો ઓળખાણા નેહિ કે કયા મુલકના હશે આજ પંદર દિવસ થઇ ગયા શરમના માર્યો કોઇને કહી શકયો નહિ હવે કોઇ ઉપાય ન મળવાથી આપને કહેવા આવ્યો '

"નારણિયા, ગજબ કર્યો શિરોહીનુ નાક કપાણુ માનસંગ દેવડાના રાજમાથી કોઇનું બચ્ચુ, અરે, સોયનુ નાકુ પણ લૂટાવુ ન જોઈ અને તુ તો અમારો જ રાજકારીગર, તારી વહુનું હરણ થયુ દુનિયાને અમારે મોઢુ શુ બતાવવુ ? અને ઠેઠ પંદર દીએ પાછો ખબર દેવા આવ્યો ? ગાગાભાઇ, હવે તને શુ કહેવુ ?'

માનસંગ દેવડાએ તો નારણને ઉલગનો ઉપાડો લીધો ને હુકમ ઉપર હુકમ એના છૂટવા માંડ્યા "વીસ વીસ ઘોડા ઉગમણા આથમણા મોકલો વીસ વીસ બાજના અસવારો ઓરતદાને દખણાદા મોકલો નારણની વહુના ચોરને ઝટ મારી પાસે હાજર કરો એની જીવતાં ખાલ ઊતરાવીશ

નારણને કહ્યુ. "નિરાંત રાખ્ય, તારો ચોર એ મારો જ ચોર હુ એને દુનિયાના પટમા રહેવા નહી દઉ,"

નારણીઆને મનમા કંઈક શાંતિ થઇ કે 'વાહ ધણી, અટાણુ સુધી હુ નકામો મૂઝાતો'તો રાજા પાસે રાવ કરી ઈ ઠીક કર્યું' એમ માની ઘેર આવ્યો

પણ આ વાત આખા શહેરમા વાયુ વેગે ફેલાણી કે નારણીઆ સુતારની વહુને આપણા ગામના સીમાડામાથી કોઇ ઘોડાવાળા ઉપાડી ગયા લોકો કે "બહુ કેવાય 'ધીંગાના ઘરમા ધાડ્ય પડી નારણ જેવા મરદની નારી લઇ જનાર કોઈ એ માથાળો હોવો જોઇએ '

હવે માનસિંહ દેવડાના રાણીવાસની એક ઝીની નામ 'ફરફરડી' અને સુનારણવાળા આવાસની જ દાસી હતી એને એમ થયા કરતુ આ બાઇને રાજા કયાથી લાવ્યો હશે ? કયા દેશની હશે ? બાઇ તેમ રૂડી લાગે છે, પણ ઉદાસી કેમ રહે છે ? કોઇ સાથે મરકીનેય વાત કરતી નથી ? રાજાની નોકર ચાકરોને આજ્ઞા છે એનો પડયો મોન ઝીલવાનો' પણ આ દાસીને થાય 'આપણે શુ પંચાત ? રાજાને ગમી રાણી ને છાણા વીણતી આણી પણ આને રાજા ગમતો હોય એવુ લાગતુ નથી '

એક દી આવાસના દીધેલા દાર અડી ફરફરડી ઊભી ત્યા રાજા અને સુનારણની વડચડ સંભળાણી

માનસિંહ દેવડો કે "તુ નારણિયામા શુ ભાળી ગઈ ? છે તો વસવાયેનો દીકરોને ! હુ એને પહેર્યે લુગડે દેશનિકાલ કરીશ માટે હજી સુતારણ મટી દેવડાની રાણી થા "

સુનારણ કે છે ' રાજાજી, સ્ત્રીના ધર્મથી તમો અજાણ્યા લાગો છો. રાણી પદથી પણ પતિવ્રતાનુ પદ ઉત્તમ છે ઊંચુ છે માટે નારણ જ મારો ભરથાર છે હે રાજા, તમે તો મારા બાપ છો

સુનારણના આવા પ્રકારના બોલ પણ કામ વાસનામા અંધ બનેલો માનસંગ દેવડો ગણકારતો

નથી. હજી એને લાલચ છે કે સુતારણના મનને હું ઠગાવી શકીશ.

પેલી ફરફરડીને ગામમાં ફેલાએલી વાત 'નારણની વહુને ઘોડાવાળા લઈ ગયો.' એ અને દેવડાના રાણવાસની આવી રકઝકની કડી મળી. સમજી ગઈ. એને નકકી ગઇ ગયું કે 'નારણીઆની વહુને ઉપાડનાર રાજા પંડયે જ છે. બીજું કોઈ નહિ...મનમાં કહે 'લે બાઈ ! રાજા કેવા સાચનું પૂતળું થાય છે ? ઓલ્યો બાપડો ફરિયાદે આવ્યો તો કે "નારણ તારા ચોરને હું ધરતીમાંથી પકડીશ."

ફરફરડી પોતાની પથારીએ આવી સૂતી પણ આખી રાત ઊંઘ ન આવી. સવારમાં વહેલી જાગી. મનમાં આફરો ચડયો. ઊપડી. સૂંડલો લઈ દરબારગઢમાં બળતણની તાણ્ય નં'તી તોય નારણિયાની કોડયે છોડિયાંનો સૂંડો ભરવાની મસે.

નારણિયાને તો હમણાં ઊંઘ હરામ હતી. એટલે વહેલો ઊઠી દાતણ પાણી કરી બેઠો છે. એને ઈરાદાપૂર્વક ઠેણું મારી બાતી આગળ વધી. નારણ કેઃ "ફરફરડી, સૂઝતું નથી ?"

"નારણ, ઘણુંય સૂઝે છે, પણ નમાલાને સો ઠેએ ચડાવે." ફરફરડીએ કહ્યું.

નારણ કે' "છોકરી, લાગેલ ઘા માથે લૂણ ભભરવામાં ઘરનો બાળ્યો વખતે વન સળગાવે."

ફરફરડી કે', "હવે સળગાવ્યું, સળગાવ્યું ! તારાથી શું થવાનું ? પંદર દી થયાં ઘર–ઘુંઙ થઈને પડયો છો. મારી ભાભીની ગોતણ કર્ય ગોતણ્ય."

નારણ કે "બાઈ, ગોતણ્ય કેમ કરવી ? આંધળી જોણી. કયાંયથી જરાય વાવડ નથી. કોણ જાણે કયા પ્રકારનો ચોર જાગ્યો. વળી રાજા આગળ રાવ કરી એટલું ઠીક થયું. છોકરી, બાપુએ સારી મહેનત ઉપાડી છે. સુતારણ માટે ચારેય કોર ઘોડા મોકલ્યા છે."

ફરફરડી કે, "હા મોકલ્યા છે, પણ તારો દી વળે એમ નથી. આપ સમાન બળ નહિ મેઘસમાન જળ નહિં. કોંક શું કરી દેતું' તું ?"

"છોકરી, તારી વાત લાખ રૂપિયાની છે. પણ મને થોડાક સમાચાર મળે કે ફલાણે ઠેકાણે સુતારણ છે. પછી જોઈ લે આ નારણિયાનો ઝપાટો હું પણ વિશ્વકર્માનો વંશજ છું."

ત્યાં તો ફરફરડી નારણની સાવ નજીક આવી બોલી "હે ભાઈ ! મારી ભાભીના વિજોગ તું દૂબળો થઇ ગયો છો. મને તારૂં બહું પેટમાં બળે છે. મારી ભાભીના વાવડ દઉં તો મને કાપડું કર્ય !"

નારણ કે, "બાઇ, કાપડું તો હમણાં જ કરૂં પણ જીવું ત્યાં સુધી તારો ગણપાર માનુ" એમ કહી નારણીએ એને હેમની વીંટી દીધી.

ત્યાં તો ફરફરડી ખલવલિયાં કરવા માંડી. "ભાઈ, મારાથી કહેવાય એવું નથી. પણ રહેવાય એવું નથી. એનું અનાજ રૂંવાડે રૂંવાડે ભર્યું છે. એની વાત કરવી વાજબી નહિ પણ તમારે ને અમારે સાત સાત પેઢીના જૂના સંબંધ ઈ પણ મૂકાતા નથી. ભાઈ નારણ બીજા કોઈ સમાચાર સાચો માનતો નહીં. ખુવાર થઈ જઈશ. તારી વહુવારૂનો ચોર માનસંગ દેવડો પોતે જ છે."

નારણ કેઃ "બાઈ, હોય નહી. વાડ્ય ચીભડાં ગળે ?" છોકરી કેઃ "હા, કળ–જુગ છે, ભાઇ ! હું ખોટી બોલતી હોઉં તો મને ચાર હત્યાનું પાપ."

નારણને ફરરફડી સાચી લાગી ને ફના થવાની તૈયારી કરી તતંબર થઈ માનસિંહ દેવડાની કચારીએ આવ્યો.

" બાપુ, રામ રામ, " નારણિયે કહ્યું.

રાજા કે'. " રામ રામ. નારણ ! છે કયાંયથી સમાચાર ? માળો ચોર કાળા કોપનો લાગે છે. દીકરાના વાવડ મળે તો બેર રે'વા દઉં નહિ, હું માનસિંહ દેવડો."

નારણ મનમાં કહે છે હવે આનું કરવું કેમ ! આ કયાં સુધી સાચો થાય છે? પણ પછી નારણ રહી શકયો નહિ.

" બાપુ, મારો ચોર તમારી કચારીમા જ છે "

રાજા કહે, " બોલ ઝટ, બોલ્ય મારો કોઈ ભાઈ ભત્રીજો હશે તોય હુ એને છોડીશ નહિ " રજપુત દાયરો અસ્પરસ જોવા મડ્યા કે 'કો કનું આવી બન્યુ. કોઈ સાચો ન દડાઇ તો સારૂ જેવી કરણીજીની મરજી '

નારણ કે' " બાપુ ખોટા અવળકા નાખોમા સુતારણ તમારા રાણીવાસમા જ છે ' રાજા કે' ' નારણિયા આગ્લી આટલી સકાય કરતાં મને તે ચોર ઠરાવે ? "

" રાજા, ઠરાવ્યા નથી આપ જ મારા ચોર છો "

માનસિહ કે' " તો છઉ લે તુ શુ કરી શકવાનો ? '

નારણ કે' ' હમણા તો તમો મને પકડી શકો છો, પણ ફકત ૭ મહિના છૂટો મૂકો ને મારી સુતારણને આપના મહેલમાથી ન ઉપાડી જાઉ તો જાણવુ કે' નારણની જનેતામા ફેર જાણવો '

" અરે, તારી જાત્યનો સોડિયા ફાડય ! અત્યારે તને પકડતા વાર ન લાગે પણ મારે મારા બિરુદ સામુ જોવુ પડે જા ૭ મહિનાની માહેકોર કોઈ તને આશરો આપે તો ત્યાં રહી જાજે પછી મારા ઘોડા તને ગોતીને ડાબને દળી નાખશે '

નારણ કે' " હવે તમારે પણ ચોકી પહેરા રાખવા હોય એટલા રાખશો ૭ મહિનાની અદર સુતારને લેવા આવીશ ૭ મહિના ઉપર એક દી જાય તો જાણજો કે નારણિયો રખડી રઝળી મરી ગયો '

એટલુ કહી નારણ પરબારો હાલી નીકળ્યો શિરોહી આવે ત્યારે કેટલાક રાજાઓ નારણને તાપણ કરતા કે " નારણ કોક દી આવજે આવજે. તારો સત્કાર કરશુ ' એવી કિમતવાળો માણસ હતો પણ " માનસગ દેવડા સામુ વેર કરીને આવ્યો છુ. મને સાચવશો ? " એમ જઈને કેઈક રાજાને કહે ત્યારે તે રાજા તરફથી નારણને જવાબ મળતો " નારણ, તે ખોટુ કર્યુ, સૂરજ સામી ધૂળ ઉડાડાય નહિ " આવી વિમાસણ મળે નારણને થાય કે " લે ક્યા સૂરજ, કેવી ધૂળ ! "

વળી કોઇ એમ પણ કહે. " નારણ ! તુ ભલે આવ્યો તુ અમને ભારે પણ ન પડે તારા જેવુ કામ પણ કરી દે પણ ઈ અખેરાજ ઉડણના છોરૂ સામુ અમારાથી વેર ન બધાય અમો માયલા સગા છીએ માટે તારે જરૂર હોય તો સો રૂપિયાની ખરચી લઇજા " નારણ મનમા કહે તમારી ખરચીમાં ટળી મેલાવ

ચાલી નીકળે. ટૂકામાં નારણને કોઈ સઘરવા તૈયાર નથી થાતા પાણવાળા, ઘડ ગઢ ને મે કમા ઊતર્યો ઊભે દરિયાકાંઠે ચાલ્યો જાય છે મનમાં નક્કી કર્યુ છે કે ૭ મહિનાની અવધિ પૂરી થાય એને માનસીગ દેવડાને હાથ તો નથી પડવુ, પણ દરિયામા ડૂબી મરવુ છે

એમા કોઇ બદરે આવ્યુ વહાણ સાબદા થાય નારણે પૂછ્યુ ' આ વાણ ક્યા જશે ? '

વહાણવટી કે' છે, " અનતપુર પાટણ

નારણ કે, " રાજા કોણ છે ? "

જવાબ જડયો " અનત ચાવડો "

નારણ કે " કેવોક પાણીદાર છે ? '

ખારવા કે, " શરવીરાઈ આભ લઇ ગઈ છે "

નારણ કે', " કોઈ આશરે આવે એને સઘરે ખરો ? "

વહાણવટીઓ કે' " હા વગનો કજો કદીક રાજ ઊધુ વળી જાય તો ય લીધી વાત ન મેલે

નારણ કે " તઈ તમારા વાણનું અનતપુર સુધીનું મારૂ નૂર (ભાડુ) લઇ મને તમારા વાણમાં અનતપુર લઈ જાવ ' એમ કહી પોતા માથે વીતેલ વાત કરી

ખારવા કે " ભાઈ, તારા માથે દુ:ખ પડ્યુ તઇ તુ અમારા રાજાને આશરે આવ્યો છો માટે તારા પાસેથી ભાડુ નથી જોતુ બેસી જા. અમે અનત

આપણાના નાવિકો છીએ."

નારણિયા સુતારે અનંતપુર પાટણ જે દરિયાના બેટમાં ત્યાંનો રાજા અનંત ચાવડો રતનાગર સાગરમાં મલબારથી સીંગલદીપ સુધી જેની નામના છે એની કચેરીમાં આવી ને રામ રામ કર્યા.

રાજા અનંતે નારણને નામ ઠામ દેશ ને પરદેશ ખેડવાનાં કારણ પૂછ્યાં.

નારણ બનેલી બીના કહી ને કહ્યું: "હે ચાવડારાજ, હું માનસંગ દેવડાનું જીવતું જાગતું વેર છું. રાખશો કે દેવડાથી ડરીને બીજાની જેમ જાકારો દેશો?"

રાજા અનંત નારણને કે' છે, "ભાઈ, સોરઠ અને ચાવડાએ શરણે આવેલાને સાચવ્યા છે. માટે રોકાઈ જા, તારું રૂંવાડું પણ હું માનસંગ દેવડાને દઈશ નહિ."

નારણ કે' "રંગ છે! રાજા અનંત! મારે એટલી જ જરૂર છે પગ ઠેરવવાની, પછી તો હું મારૂં ફોડી ખઈશ."

નારણિયો અનંતપુર ચાવડાને આશરે રોકાણો પણ અઠવાડિયામાં રાત દિવસ અવિહાર કામ કરી એક અદ્ભુત કારી થકી આભમાં ઊડતી સાંઢડી બનાવી આ સમયમાં જેમ હેલીકાપ્ટર છે ને એમ. પણ એવી કમાલ કારીગરી કરીને કે એ સાંઢીને સંકેલી લ્યે એટલે એક ખડિયામાં સમાઈ જાય. જમીનમાં સવારી હોય તો હાથનો જ ખાડો જોઈએ. એક જણ એને ઉપાડી શકે એવી ફોરી (હળવી). આવી સંકેલી સાંઢડી લઈ અઠવાડિયે નારણ અનંત ચાવડાની કચેરીમાં આવ્યો.

ને કહ્યું કે, "બાપુ, હવે હું મારા ઘરનાં માણસને લઈ આવું."

અનંત ચાવડો કે; "ક્યાંથી?"

નારણ કે; શિરોહીના રાજભવનમાંથી."

ચાવડારાજ કહે; "ભાઈ નારણ! ઈ સુનારણની લાલચ મેલી દે, અને મારા પાટણમાં સાડાત્રણસો સુતારના ઘર છે. એમાંથી જે સુતાર કન્યાનું બાપ ઝાલ્ય ઈ તને પરણવું."

"મેં ભમરા મુલતાનકા. કણ્યૂરેળ મત ખાઉં;

જો મળે નહિ કેતકી તો, મેં ઝૂર ઝૂર કર મર જાઉં.

સિંહને હાળનારીનું જ ઘર માંડું. નહિતર અવતાર એમનેમ વીતાવું. કારણ હે રાજા, અમે એકબીજાને ઓળખી ગયા છીએ. જો સુનાર જીવતી હશે તો જ મારા કામની હશે ને મારા વિજોગે ઝૂરતી હશે. એને હું છેહ ન દઉં, અને માનસંગ દેવડે એના ઉપર કજાત કરી હશે તો મરી ગઈ હશે. તો ઠાલો પાછો આવી આપને રામ રામ કરીશ, દેવડાને હાથ તો નહિ પડું."

રાજા અનંત કે' "વાહ નારણ! વાહ તારી ધરવાગ! એવી નારીના દિદારથી પાપ પરાં થાય. જા ભાઈ હવે તને શિરોહી સુધી પહોંચાડવાને લાવવાની ગોઠવણ કરવી જોશે."

"ના રાજા, ઈ બંદોબસ્ત મેં બધોય કરી લીધો છે. ઉપાધી કરશો નહિ."

એમ કહેતાં પેલી સાંઢ સજ કરી. કટ...કટ... કટ.. સહુ કચેરી જુવે એમ અને ચડપ કરતો સાંઢની ઉપર આ. એની દોરીઓ સંભાળી પણ દસેય દિશામાં સાંઢને લઈ જવાય એવી ગોઠવણ કરી છે. અનંતને એના અમીરો જુવે એમ નારણે સાંઢની દોરી ખેંચી. ખેંચતા આકાશમાં ઊડી ખ...ર...ર...ર...ર... કરતી. ચાવડા આભા બની ગયાં. સાંઢ આકાશમાં પ્રથમ વાછરૂં પાડરૂં જેવડી પછી મોર ને ગીધ જેવડી એમ થાતાં થાતાં પારવા ને હોલા જેવડી અને ચકલા જેવડી અને છેવટે માખી ને મચ્છર જેવડી દેખાતી બંધ થઈ.

રજપુત દાયરો કેઃ માળું સુતારડું કરામાતનું! બીજી ભાતનું લાગે છે."

નારણે સાંઢી પર બેસી આસમાનના પલ્લા પકડ્યા. આકાશગમન કર્યું. અને આવી ગયો શિરોહીને

સીમાડે નદીમાં સાંઢડીને ઉતારી. ખડિયામાંથી પોતાને જોઈતી વસ્તુ લઈ સાંઢને સંકેલી ખડિયામાં નાખી. નદીના વેકરામાં દોઢેક હાથ ઉંડો ખાડો ગાળી દાટી દીધી. પછી સ્નાન ધ્યાન કરી, કસુંબો લઇને ભાતું ખાધું. ત્યાં સાંજ પડી ગઈ હતી.

બરોબર સોપો પડી ગયો ત્યારે નારણ સિરોહીના ગઢની રાંગે આવ્યો. પાણી બહાર નીકળવાનું ગરનાળું છે. એમાં પણ હાથના કાંડા જેવા લોઢાનાં સળીઆ છે ત્યાં આવી જમીન ઉપર સાપટ બેસી બે પગ પૃથ્વીમાં ભરાવી બેય હાથમાં બે સળીઆ લઇ જે મચરકી દીધી તે બે સળીઆ કાઢી નાખ્યા. એટલે માણસ વહ્યું જાય એટલો માર્ગ ગરનાળામાં થઇ ગયો. પછી નારણે ગઢ પ્રવેશ કર્યો.

હવે શિરોહીની શેરિયુમાં સોપો પડી ગયો છે. કૂતરુંય ઊનવાતું નથી. નારણ આવ્યો મુખ્ય દરબારગઢની દોઢીએ. ત્યાં હાડીખાં, પેપડીખાં, તગારીખાં, મવાલીખાં, અસગરમિયાં ને બુઢા મિયાંના પહેરા ચાલુ છે. પહેરેગીરને નારણને સલામ કરી.

પહેરેગીરો કે: "અરે નારણ ! તુમ કહાંસે ? તુમારે ઔર દરબાર સાહેબકો બાત બીગડી હૈ ન?" નારણ કે: "મિયાં સાહબ, એ બાત સુધરી ગઇ. મેં અને દરબારે કસુંબો પી લીધાં. સલાહ કરી લીધી. રાજા લોક તો બડા કહેવાય. આપણી થોડી વાત છે? આપણાથી એને ન પહોંચાય. તેદી ગુસ્સામાં હું બકી ગયો પણ કોઈએ આશરો આપ્યો નહિ. પછી આજે સવારે આવી બાપુને પગે પડયો માફી માગી અમારે સમાધાન હો ગયા."

જમાદાર કે, "વાહ બે વાહ નારણ ! તુમને અચ્છા કામ કીયા મગર તુમ્હારે ઈધર આનેકા કયા સબબ હૈ ?"

"મિયાં સાહેબ, નીંદ નહીં આઈ. ઔર મનમેં ઐસા હુઆ કે ચલો આપ સબકી પાસ થોડી મહેફીલ કરેંગે."

મિયાં સાહેબ કે : "અરે નારણભાઈ, કયા તુમ કુછ પરદેશમેં મહેફિલકી ચીજ લાયા હો ?"

નારણ કે : "હાં સાહેબ."

એટલું કહીને દારૂનો શીશો કાઢયો. હાવા પીવાની પ્યાલિયુંમાં સહુને વહેંચ્યો. દારૂ બહુ જ કિંમતી. ફોરૂ પેટમાં જાય તો ભલભલા મેંડવાળા પુરૂષો પણ ચીંથરા ફાડવા માંડે. ત્યારે બીચારા પહેરેગીર સિપાઇઓને કેવોક જરે ! દારૂમાં સહુને ચકચૂર કરી દેવડાના રણવાસમાં પેસી ગયો.

દરબારગઢના પથરે પથરાનો જાણીતો નારણ માનસંગ દેવડાના આવાસના કઠોડા પાસે તાડીનું વૃક્ષ તેને થડે આવી વાંદરો જાય એમ ટચલાશમાં તાડીના ગુચ્છામાં ગયો. દોરની દોરીને તાંડીએ બાંધી માંડયો હલાવવા. તાડી ઝૂલતી ઝૂલતી રાજમહેલના કઠોડા પાસે જવા માંડી એટલે દોરીને બીજે છેડે ગાળીઓ બનાવેલ તે કઠોડાના તાડી નજીકના ઠેબામાં પરોવી દીધો. તાડી કઠોડા સાથે સજ્જડબપ થઈ ગઈ ને તાડીએથી કઠોડામાં ઉતર્યો

ઉનાળાનો સમય છે. ઝરૂખાના દ્વાર ખુલ્લાં છે. અંદર પ્રવેશનાં સુંદર શય્યા ઉપર કૃષ થઈ ગયેલ શરીરવાળી સુતારણ ભ...ર ઊંઘમાં છે. તેના ડાબા પગનો અંગૂઠો સ્હેજ મરડતાં જબકઇને જાગી ગઈ ને જેની વાટ જોતી'તી એવા પોતાના પતિના દર્શને નીર વિનાની સૂકાતી વેલ ઉપર વરસાદ પડે ને વેલડી પાંગરી ઊઠે એમ સુનારણનું મુખ ખીલી ઊઠયું.

હળવેક દઈ બોલી : "આવ્યા તમે ?"

નારણે માથું હલાવ્યું ને સાનથી પૂછ્યું "માનસંગ દેવડો કયાં છે ?" સુનારણે પણ ઈશારો કર્યો કે "આ બાજુના આવસમાં" આગળ ચાલી શય્યામાં સૂતેલા શિરોહીપતિને બતાવ્યો.

નારણિયે ખીંટીએ ટીંગાતી ને વખણાતી શિરોહીની જ તરવાર ખેંચી ને સૂતેલા માનસિંહ ઉપર ઉગામી પણ હાથ થંભી ગયો. આ . હા,હા હા. આનું અન્ન મારે રૂંવાડે રૂંવાડે ભર્યું છે. વળી બીજું કે રાજા માનસંગે સુનારણની લાજ લોપી નથી. એમ સુનારણની સૂરત કહે છે. એની કાયા કૃશ ને શિયળ વંતી જણાય છે. નહિતર મારી સુનારણ જીવે જ

નહિ. માટે મારવો નથી. વળી હું વેરનો બદલો બરોબર વાળીને જાઉં છું."

પણ વળી નારણે વિચાર કર્યો કે સાવ સાજે શીંગે માનસિંહ દેવડાને મૂકીને જાઉં તો સવારે રાંકના હાંડલાં ફોડશે. નોકર ચાકરો પહેરેગીરોના વાંસા ફાડશે. માટે કંઈક નિશાની કરતો જાઉં. એમ વિચારી માનસંગ દેવડાની ડાબી મૂછને ડાબો કાતરો તરવારથી કાપી નાખ્યા. તરવાર મ્યાન કરી.

રાજમહેલના ભોમિયા નારણે એક દફ્તરદાતરામાંથી ખડિયો કલમ કાઢી તરવારના રત્નજડિત રેશમી મ્યાન ઉપર અક્ષરો નારણે લખ્યા કે' સુતારણને લઈ જનાર એનો મૂળ ધણી નારણિયો જ છે. બીજે ક્યાંય ગોતશો નહિ. સોરઠને સમુદ્રકાંઠે બેટમાં અનંત ચાવડાનાં રાજ છે. એણે નારણને આશરો આપ્યો છે. પેટમાં દુઃખતું હોય તો હાલ્યું જ આવવું. અનંત ચાવડો સામૈયાં કરશે." લી. નારણિયો સુતાર.

બેય માણસ ઝરૂખે આવ્યા ને તાડીએ ચડયા. નારણીએ કટારથી હીરની દોરી કાપી, તાડી હલતી સ્થિર થઇ એટલે નારણિયો ને સુતારણ બેય સડડડડ સટ નીચે ઊતરી ગયાં. મળસકાનું ટાણું થયું. દરબારી માલદાર પહર છૂટયા એની વચ્ચે થઈ બેય ગામ બહાર નીકળી ગયાં.

સૂરજનારાયણે કોર કાઢતાં નદીએ આવ્યાં. નારણ જરાય ઉતાવળ જણાવતો નથી. સુતારણ કે' છે; "હે નાથ, હમણાં માનસંગ દેવડાના ઘોડા છૂટશે આપણને પકડવા."

"સુતારણ, ચીંતા ન કરતી, જગદીશ ભેરે હોય ત્યાં સુધી કોઈ ગાંજી શકશે નહિ."

બેય માણસે નાવાના નીત્ય નીમ પતાવ્યા. વેકરામાંથી નારણીએ ખડિયો ખોળી કાઢયો. ભાતનો ડબરો ઉઘાડી ટીમણ કર્યાં ને નારણે સાંઢડી સજી કટ...કટ...કટ...કટ....સુતારણ જોઈ રહી.

નારણ કે "જોઇ શું રહી છે ! આવી જા આની પીઠ ઉપર."

પતિ–આજ્ઞા થતાં ડુંગરેથી દડનાર સુતારણ સાંઢ નામના યંત્ર પર આવી. નારણિયો એની પછવાડે પત્નીને ખોળામાં લઈ બેઠો, બેયના દેહ ફરતો બેસ વીંટાઇ ગયો ને નારણે આસમાન પલ્લા વીંઝનાર સાંઢડીની દોરી ખેંચી. ખેંચતાં ઊપડી આકાશમાં ખ ર ર ર ર ર કરતી.

કુલ ત્રીજે દિવસે તો નારણ અનંતપુર પાટણ આવી ગયો. એને ઓરડે સુતારણને ઉતારી અનંત ચાવડાને રામ રામ કર્યા. અનંતે શાબાશી આપી. "રંગ છે નારણ ! સાચો વિશ્વકર્મા વંશજ !" અને સુતારણને રાણીવાસમાં બોલાવી અનંત ચાવડે અમીરો સહિત સુતારણના દર્શન કર્યાં ને નારણ અને એની પત્ની સુખેથી અનંતપુર પાટણમાં વસ્યાં.

*

પાછાં વળો રે.......

પાછાં વળો રે...!મારા જીવતરના સમ,
તમે પાછો ના ઠેલો અવાજને !
ધસમસતી એકલતા જોતાં તો જાવ
તમે એકવાર ડોકાઈ ઓરડે,
સૂનમૂનતા પીધેલાં નળિયાં પર બેસીને
કાગે ના બોલે આ ખોરડે;
આંગણના ફૂલ જુઓ ! મુરઝાતાં જાય છે,
વાર છે હજુ તો બહુ સાંજને !

કોરી ધાકોર તમે ઓઢીને ચૂંદડી
આદર્યાં અનામી ગામતરાં,
જમણા અંગૂઠામાં ચાંપ્યાં પહેલાં જ,
મને રોમ રોમ ઊઠી બળતરા.
યુગ યુગ જેવડા આપીને દંન,
તમે ટૂંકાવી દીધી કાં આજને !
પાછાં વળો રે ! મારા જીવતરના સમ,
તમે પાછો ના ઠેલો અવાજને !

–કનુ મહેતા 'વ્યોમ'

# રાણકદેવી

કંઠસ્થ : વખતબા ભા. પરમાર　　　　　　　　　　　　　　સંગ્રાહક : ખોડીદાસ ભા. પરમાર

લોકજીવનમાં વહેમ તો આદિજુગથી વેંઢારાતો આવે છે. તેથી આવી લોકમાન્યતામાંથી કોઈવાર નમણી વાર્તા ઉપજી છે, તો કોઈવાર કારમી ભયંકરતાએ વાતાવરણને આંસુડે ભીંજવી દીધું છે. તેમાંય લોકજીવનની રૂઢ બનેલી માન્યતા પ્રમાણે અમુક નક્ષત્રે દીકરી જન્મે તો કુટુંબકબીલા માથે ભાર લઈને આવે છે, તેથી તેની દીકરીને બાળપણમાં જ ત્યજી દેવાય છે. આમ ત્યજાએલ બાળોતિયાંની અબોલ કન્યા અંતે દુઃખી થતી, બીજાને પણ દુઃખ કલોપાતમાં ઝબકોળીને જીવનલીલા સમેટી લે છે. આવા પ્રકારના વળાંની વાર્તાઓ ઠેઠ પૌરાણિકકાળની વાર્તાઓથી માંડીને આજ સુધી જોઈ શકાય છે. સીતાજી આવી રીતે જનકરાજાને ચાસમાંથી સાંપડ્યા, જેણે રાવણનું ધનોતપનોત કઢાવ્યું. ઉપરાંત સોન કંસારી, રાણકદેવી વગેરેની વાર્તામાં પણ આ જ વળાનો ઉપયોગ જાણે અજાણે જોઈ શકાય છે.

મધ્યકાલીન લોકસાહિત્યમાં તેમજ લોકજીવન પરંપરામાં સ્ત્રીનું સૌંદર્ય અને હૈયાની હામ અનેરી રીતે વર્ણવયાં છે, પણ રૂપ જ તેનું શત્રુ બની જાય છે, ત્યારે કશાય પ્રલોભનમાં ન ફસાતાં તેજસ્વી નારી પોતાની ઊજળી આબરુને માટે જીવ કાઢી નાખે છે. આવા તો અનેકાનેક જૌહર અને બડકમદારીભર્યા બલિદાન આ ભૂમિએ જોયા છે. તેમાંય ઊડીને આંખે વળગે તેવું સહનશીલ અને તેજસ્વી સતીત્વ સીના નારીનું, રંગાપો તો રાણકદેવનો અને દુઃખ વિતરેળા જસમા ઓડણના, લોકનારીએ ધરૂજતે હૈયે ગાયા જ કર્યા છે.

લોકનારીનું દિલ અને માનસ, ભોળું અને સંવેદનશીલ છે. દુ:ખીઆરો બનાવ જોતાં–જાણતાં તે સમસંવેદન અનુભવે છે, અને તેનું દિલ દ્રવી જાય છે, અને હિબકતાં હૈયામાંથી ગીત સરી પડે છે. તે ગીત લોકજીભની સરાણે ચડી, કંડારાઈ–મઠારાઈને જનસમુદાયના હૈયે અને હોઠે ચડી જાય છે આમ દેશકાળના અનેક પ્રસંગ–ઘટનાઓને લોકનારીઓએ આ રીતે કંઠસ્થ કરી રાખ્યા છે, જે કંઠોપકંઠ સચવાતાં આજ સુધી જળવાઈ રહ્યા છે. આમ દેશકાળે બન્યા– બનતા ઐતિહાસિક, સામાજિક વગેરે બનાવો– જે સંવેદનાને મૂર્ત કરે તેવા બનાવો લોકનારીઓએ કંઠસ્થ કરી દીધા છે.

અહીં રજૂ થતા રાસડામાં ઐતિહાસિક સત્યની ઝાંઝાખુંઝી પણ પાંખી છાયા છે. સધરો જેશંગ ગુજરદેશનો ખોખડધજ (કુકકુટ ધ્વજ) ધારી, ખૂબ જ લોકપ્રિય રાજા હતો. તેમ છતાં તેના એક પાસામાં કૈવાપણું હતું, તેનું યથાર્થરૂપે દર્શન લોકનારીઓએ–આવા ગીત રાસડાઓએ કરાવ્યું છે, ઘંટીમાં દળ્યો દાણો હજી કે બચી જાય પણ માનવીની બત્રીસીએ ચડ્યું બચી શકે જ કેમ ? આમ લોકસમાજના થર સુધી પહોંચેલી વાતમાં થોડુંક તો તથ્ય હોવું જ ઘટે. આમ રાણકદેવી અને જસમા ઓડણને રોળનાર સધરો જેશંગ આજે પણ લોકજીભે ચડીને નારીના રૂપને ઝંખતો શાપિતરૂપે વર્ણવાયો છે.

અહીં રજૂ થયેલો ' રાણકદેવી ' નો રાસડો ફરતાં ગાવાનો છે. મધ્યકાલીન ઠાકોરને ત્યાં ગઢમાં દીકરી અવતરી. જોશ જોવડાવતાં તે દીકરી ગોઝારી, કુટુંબ વિનાશિની થશે, તેવું લાગતાં માબાપ દીકરીને ત્યજી દે છે. ધૂળ ખાણેથી કુંભારને તે જડે છે, ઉછેરીને મોટી કરે છે. જુવાન વયે રાંખેંગારને પરણે છે. ગઢમાં ભાણેજ સાથે મનદુઃખ થતાં ભાણેજ ગુજરાતના રાજા સિદ્ધરાજને જૂનાગઢ માથે લઈ આવે છે. સિદ્ધરાજ રાંખેંગારને મારે છે. રાણક સતી થાય છે અને સિદ્ધરાજને શરાપે છે.

આ રાસડામાં એક ઐતિહાસિક બનાવનું સત્ય, થોડુંક, સાચું, થોડુંક લોક કલ્પનાની પાંખનું

ઝાંખુ પાંખુ વર્ણવાયું છે. અમુક અંશ મૂળવાતને મળતો છે, તો થોડોક અંશ લોકકલ્પનાનો છે. આવા નારીજીવનના કરુણ કથાનકો લોકનારીની ઊર્મિએ મૂર્તરૂપે અવતર્યા છે, જે આજે પણ ગવાઈ રહ્યા છે.

ઘઠમાં વાગ્યા રે, કાંઇ જાંગીના ઢોલ રે, જાંગીના ઢોલ રે,
રાજાને ઘીરે કુંવરી અવતર્યા.

તેડાવો, તેડાવો રે, કાંઇ જાણતલ જોશી રે, જાણતલ જોશી રે.
કુંવરીના જોહ જોવરાવીએ,

જાણતલ જોશીએ રે, એમ કરી દીધું, કાંઇ એમ જ કીધું રે,
કુંવરીને ભોંમા ભંડારજો,

પેલા પાયે રે એના દાદાને ભાર રે, દાદાને ભાર રે,
બીજે પાયે તે એની માતને.

ત્રીજે પાયે રે એના વીરાને ભાર રે, વીરાને ભાર રે,
ચોથા પાયે રે ઘઢડો ઘેરશે.

મંગાવો, મંગાવો રે કાંઈ દખણીના સીર રે, દખણીના સીર રે,
કુંવરીને ભોંમાં ભંડારીએ.

ઓઝોને ઓઝી રે કાંઈ ધૂડય ખોદવા જાય રે, ધૂડય ખોદવા જાય રે,
ધૂડય ખાણેથી બાળક લાધીયું.

રાણકદેવડી રે કાંઈ વધે દી'ને રાત્ય રે, વધે દી'ને રાત્ય રે,
પાંસ વરહની પાણી ભરે.

રાણકદેવડી રે કાંઇ પાણીડાની હાય' રે, પાણીની હાય' રે,
રાયને ખેંગાર ઘોડા ખેલવે.

વાયા વાયા રે, કાંઈ ઓતરના વાય રે, દખણના વાય રે,
સુંદડીના સેડા ફરૂં કિયા.

દીઠા દીઠા રે, એની કડયનો વળાંકો રે, કડયનો વળાંકો રે,
બીજો જોયા સવાંગજ સોટડો.

રાયને ખેંગારે રે, કાંઇ એમ કરી પૂસ્યું રે, એમ પૂસ્યું રે
પરણી કે બાળ કુંવારડી?

તેજમલ ઓઝા રે, તારા ઝાંપલિયા ઉઘાડય રે, ઝાંપલિયા ઉઘાડય રે,
તારી તે ધેડીના માગા આવિયા.

અમ્યે સૌએ રે કાંઈ જાત્યના કુંભાર રે, જાત્યના કુંભાર રે
તમે રે કેવાઓ ઘઢ ધાસિયા.

વઢાવો વઢાવોરે, કાંઈ આલાલીલા વાંહ રે, આલાલીલા વાંહ રે;
સોરી રે સીતરાવો સાંપાલેર્યની.

પરણે, પરણે રે કાંઇ રાયને ખેંગાર રે, રાયને ખેંગાર રે,
એક પરણે રે રાણુક દેવડી.

પરણી ઉતર્યા રે ડેડયે, મોલુંમાં પધાર્યા રે, મોલુમાં પધાર્યા રે,
વીહળો ભાણેજ રહ્યું હો રીઓ.

રાણુક દેવડી રે કાંઇ તારા પગ દેખાડય રે, તારા હાથ દેખાડય રે,
મોઢું જોવાની રહ્યું લાગીયું.

મોઢું જોહે રે કાંઈ રાયને ખેંગાર રે, રાયને ખેંગાર રે,
પગ જોહેરે રાયની દાસીયું.

વડેરી નણંદબા રે તારા વીહળાને વાર્ય રે, વીહળાને વાર્ય રે.
એવડા હહણાનો ખમે દેવડી.

રાણુક દેવડી રે મારો વીહળ સે મોંઘો રે. વીહળ સે મોંઘો રે,
તુજને પરણીને ઘીરે આવશે.

મોંઘેરો હોય તોરે સૂળી સડાવ્ય રે, સૂળી સડાવ્ય રે,
માથું મેલ્ય ઘઢને કાંગરે.

વીહળા ભાણેજને રે સડીસે કાંઇ રીહ રે, સડીસે કાંઇ રીહરે,
ઘોડીને ગઢડો સોડી ગિયો.

રાણકદેવડી રે તારા ઓરડીઆ ઉઘાડય રે, ઓરડિયા ઉઘાડય રે,
આજુને ધીગાણે મામો મારવો.

તમારા મામાની રે કાંઇ દુઃખે ડાબી આંખ્ય રે, દુઃખે ડાબી આંખ્ય રે,
પાટો બાંધ્યો સે કડવો લીંબડો

ઘેર્યો ઘેર્યો રે કાંઈ ઘઢ તો ગરનાર્ય રે, ઘઢ તો ગરનાર્ય રે,
સધરા જેશંગે ઘઢ ઘેરિયો.

માર્યો માર્યો રે કાંઈ રાયને ખેંગાર રે, રાયને ખેંગાર રે,
પછ્યે માર્યો રે રાયનો બેટડો.

બળતી રાણુક રે કાંઇ દીએ સે સરાપ રે, દીએ સે સરાપ રે,
સાતને જનમારે સધરો વાઝિયો

* * * * *

* આ રાસડાના બીજા પાઠભેદવાળા રાસડા જુઓ : લોકસાહિત્યમાળા મણકો ૫. પાનું ૨૬૧. શ્રી મેઘાણી સંપાદિત રઢિયાળી રાત ભાગ ૧ લો. પાનું ૧૬૫

# ચારણી સાહિત્યમાં નારી (૨)

રતુભાઈ રોહડિયા

કો' અકાળિક ડાયરો જામ્યો હોય, અવળકંધા શૂરવીરો વીરાસત વાળી બેઠા હોય ત્યાં ચારણ કવિશ્વર અષાઢી મોરલા માફક મહેકતો હોય, વાર્તાની જમાવટ કરી હોય, એ વહેતી વાર્તામાં સ્ત્રીના રૂપનાં વર્ણનની વેળા આવશે, ત્યારે કવિશ્વરની પાતળી જીભે ચડીને એ અનુપમ રૂપ આ રીતે ડાયરે શબ્દ દેહ લેશે:

"આસમાન સે ઉતરી, સરોવરસે હંસ. શરદ રો કમળ, વસંતકા માંજર, મેહકો મમોલો. બાવના ચંદન. સોળમો સોનો રાય. કેળકો ગરભ. રાજહંસ કો બચ્ચો. પરભાત કો સૂરજ. પૂનમ રો ચંદ્ર. સરગ કી ઝાંખી. સ્નેહરી લેહર. ગુણ રો પ્રવાહ. રૂપ રો નિધાન. ગુણ રી ચતુરાઈ. જોવણ રો પ્રાણ. મુગલ રો મેમચો. ચાવલ રો ચોથો બાંટો ખાય. ફૂંક રી મારી આકાશે જાય. ઉત્તર રો વાયુ વાય તો દક્ષિણરી લખે. પૂરવરો વાયુ વાય તો પશ્ચિમ રી લખે. ચાર ખૂણ રો વાયુ વાય તો ટૂક ટૂક હોઇ પડે. હામ કામ લોચના. વાળ વાળ મોતી સમારયાં થકાં અચંભમ પેખણો. સજાંણ રો સાલ. પાતળા હાથ. નાના શા પગ. દાંત ઝાંખે અનારે હી ફૂલ[1] થણ જાણે અંબફળ. એહર[2] જાણે પ્રવાળ. હંસરી ગતી ચાલે. સિંહ લંકી અંગ. ચોસઠ કળા જાણ. વિધાતા હાથ ઉપાઇ. ઈસી અનોપમ રાજવણ જીણ રે પરમેસર પૂજિયા ભર જીય તે નર પામીશ."

ગયે અવતારે સારી જીંદગી પરમેશ્વર પૂજ્યા હશે તે જ આવી અનુપમ નારી પામશે. એવું કહીને ચારણ નારી રૂપગુણની મહત્તા ગાશે. મહાકવિ હરદાસજી મીશણે પણ ગાયું છે:

જે સવિનામે જ ગિઆ, જોગ નંદ્રા લિલાઈ
ભોગ નંદ્રા વિભોગવી, ગોરી ગળે વિલાઈ

(જેઓએ ગયે ભવે ઈશ્વર શિવભજનમાં સતત જાગૃત રહીને યોગનિદ્રા-સમાધી સાધી છે. તેઓ જ આ અવતારી, રૂપવાન નારીને ગળે લગાવી સુખની નિદ્રા ભોગવશે.)

આવું અનુપમ સૌભાગ્ય મેળવવાનું કારણ કવિ ગોરખ મહેડુ પણ ગયા ભવનાં તપને જ આપતાં હરદાસજીના સૂરમાં સૂર પુરાવે છે.

વંકા ભખાં બેંગા અસવારી
સાગતી અંગ પવંગા સારી
નધિ અણચંભ અચંભમ નારી
માણિયા જણે જાણિયા મોરારી

અર્થ સ્પષ્ટ છે.

ભાઈ લોકસાહિત્યના જીવડાઓ, કોઈ પુરુષના રૂપે જડમાં ચૈતન્ય પ્રગટાવ્યું હોવાનું તમે જાણ્યું છે? મેં તો હજી લગી નથી જ જાણ્યું. પણ નારીના રૂપે જડમાં ચૈતન્ય પ્રગટાવીને લાગણી ઉદ્ભવવાનું અનુભવવાનું આશ્ચર્ય સરજ્યું છે ખરૂ! 'સદેવંત સાવળિંગાની વાત'[1] ના બે દુહા લ્યો.

સુંદરી સજે શણગારોરામાં, રમણ સચીલિ આરસો
કારણ કવણ ઇઆણ, દીપગ ધૂણંત શીશો!

---

૧. જૂના જમાનામાં રાજપુતાણી દાંતને લાલ રંગે—કાથાથી રંગતી હોવાથી કવિશ્વરે રાજપુતાણીના દાંતને દાડમ કળીને બદલે દાડમના ફૂલની—પાંખડીની ઉપમા આપી છે. ૨. અધર—ઓષ્ઠ.

(૧) ચારણીભાષામાં' સદેવંત સાવળીંગા'ની બહુ સરસ લાંબી પદ્ય વાર્તા છે. અત્યારે જે છપાયેલી ચોપડીઓ છે એની વાત જ નથી કરતો. ચારણીવાત હસ્તપ્રતોમાં છે—અપ્રગટ છે. ગુજરાત લોકસાહિત્ય સમિતિનું ધ્યાન આવી વાર્તાઓના સંશોધન પ્રકાશન પર ક્યારે દોરાશે? આવી તો અનેક અપ્રગટ કથાઓ ચારણી સાહિત્યમાં છે.

(રાત્રે રમણ કાજે રૂપવાન નારી આરીસા સામે ઊભીને શૃંગાર સજી રહી છે. ત્યારે આ જડ એવો દીવો કયા કારણને લઈને શિર ડોલાવે છે? કયો ભાવ પ્રકટ કરે છે?)

જે દીપગ પીરા ઊરુ, ચરણે શરણે પડ
કરહીણો ધૂણે કમળ, છુમ પહોઅર દડ

(આ દીવાના હૃદયમાં વેદના પ્રવેશી ગઈ છે, પોતાની નજર સામે ચાર રતનો બે નારીના બે આરસાના પ્રતિબિંબના છે. પણ પોતે હાથ વગરનો છે. એટલે નિરાશામાં એ મસ્તક ડોલાવ્યા કરે છે.)

આવી જ વેદના એક દિવસ એક કૂવાના પાણીએ પણ અનુભવી હતી:

એક ત્રિયા જળ લેન કુવે પર,
છેલ છબીલિ ગઇ હરખાની
ગાત સંકોચ કે ખેંચ લીની,
તબ અંગિયાં મસ્કાની
દેખ છબી છતિયાં ઉઘરી,
તબ વારી હુંદી મનછાંલલચાની
હાથ બીના પછતાત રહા,
અહ કારન ડોલમેં ડોલતપાની

એટલે જ તો હવે સો આવિવાહિત અથવા વિધુરોએ પરણેલાની અદેખાઈ કરતાં કરતાં કાળિયા ઠાકર સામે હાથ જોડી લલકારવું જ રહ્યું:

"જો તુમ દાની કહાવત કેશવ,
દો મૃગનેની કે દો મૃગછાલા"

"બાકી હે બાપ, કાલિયા ઠાકર!
ત્રિશંકુ તો બનાવતો જ નહીં"

લાગણી પણ નારીની જ. લજામણીના છોડ જેવું એનું હૈયું, જેની અસર પુરુષને ન થાય એવી નાની નાની વાતો પણ સ્ત્રીના હૃદયમાં મોટાં સ્પંદનો જગાડી જાય. આ લાગણીશીલપણાને લીધે જ નારી માટે વિયોગની વેદના વસમી થઈ પડે.

આ કારણને લઈને જ ચારણ કવિશ્વરોએ વિયોગ શૃંગાર દ્વારા વિજોગણનારીના હૈયું ડોલાવી દેનારા ભાવો-સામગ્રી ગવાં છે. માનો કે ચારણ કવિશ્વરો સાન સાન ભર નારીના લીધા પછી પુરુષ સરજાયા. અને સાન સાન ભવના અનુભવના નિચોડ રૂપ એમણે વિજોગણની હૈયાવેદનાને કાવ્યમાં કંડારી પૂજલપર (તા. ઈડર)ના કવિ પ્રેમાણંદે[1] મહેડુના બે દુહા લ્યો:

તૂમ વિણ મેરે પ્રિતમા! સેજ સીહ હોઇ ખાઇ
સારંગ હી સારંગ દીઓ, કિણ રીત રહાય વિહાઇ!

(અરે મારા પ્રિયતમ! તમારા વગર આ શય્યા મને સિંહ થઈને ખાવા ધાય છે. મારા જેવી હરિણીને તમે વિયોગરૂપી ધનુષના બાણથી વીંધી નાખી છે. હું કેવી રીતે રાત્રીને વિતાવું?)

તૂમ વિણ માહરા સાહીબા. સો કાળીંગા મો ખાય
ચાર પહર કે ચારજુગ, ગણતાં રયણ વિહાય

(સ્વામી! તમારા વિયોગરૂપી સો સો નાગ મને કરડી ખાય છે. અને ચાર પહોરની રાત્રી ચાર જુગ જેટલી લાંબી થઈને વીતે છે.)

એકલવાયાપણાનો અંધકાર વિયોગણના હૈયામાં એટલો બધો છવાઈ ગયો હોય છે કે એને સૂર્યના પ્રકાશમાંયે દીપકની જરૂર પડે છે.

હાથે દીપક વિરહીણી, મારગડા જોવંત
તૂમ વિણ મેરે પ્રિતમા, નીશિ વાસર ફૂરંત

(વાલમ! હાથમાં દીવો લઈને તમારા આગમનની પ્રતિક્ષા કરતાં હું તમારા આવવાના રાહમાં તમારી ખોજ કરતાં તમારા વિજોગની મારી હું રાત દિન બાવરાપણામાં રખડયા જ કરું છું.)

---

૧ ઈડરના રાવ કલ્યાણમલ્લના પ્રેમાણંદ મહેડુ કવિ હતા. એમણે રાણી માનવતીના રૂસણાના સરસ ૧૦૧, દુહા રચ્યા છે. તે ઉપરાંત એમની બીજી બે રચના (૨) રાગ ચિંતવણી, (૩) ચિત્રણી પદમણી સંવાદ છે. આ ત્રણે ગ્રંથો હાલ સૌ. યુનિ. ના હ. પ્ર. ભંડારમાં છે.

એક વિયોગીનીને અંતિમ વેળાએ પ્રિય મિલન થયું. ત્યારે એણે વેદના ઠાલવી. :

વિછડિયાં ઓહુ વલહા ! એક નિસાસો મૂક
કા દાધી વઝે પંગરાં ? કો ભરિયાં કો સખ ?

(પ્રિય ! મારા અને તારા હવે સદાના વિયોગ માટે એક વિશ્વાસ નાખી લે. કારણ કે વિયોગથી સળગી ગયેલ મારી આયુષ્ય કાયારૂપી વેલડી હવે નવપલ્લવીત કયાંથી થાય ? એટલે હવે કયા સુખે મારા પ્રાણને–શ્વાસને હું કાયામાં ભરી રોકી રાખું ?

વિજોગણની સ્થિતિ વર્ણવી જાય તેમ નથી. સંસારમાં સર્વોચ્ચ દુઃખ મૃત્યુનું કથાયું છે. બીજાઓ માટે એ એક જ વારનો હોય છે. પણ વિરહિણીની વાત જ ન્યારી છે.

દીઅ સખનાં રાતી સખ, ધરી સખનાં વનં
વાલમ વિછડીયાં તણાં, સું મર મર જીવશે મન

દિવસે તેમ જ રાત્રે, ઘરમાં અને વનમાં જેને કયારેય સુખ નથી, એવી પ્રિય વિજોગી નારીના મન આત્મા વારંવાર મૃત્યુ વેદના અનુભવતાં મરતાં મરતાં જીવશે. રીબાયા કરશે.

ઘરીં હીં સખન બારી સખ, નેયણે નીંદ ન આય
તો છે પાણી મીન જેમ, વલવલતાં જ વિહાય

એ વિજોગણને ઘરમાં અને જંગલમાં કયાંય સુખ નથી. આંખો અને ઊંઘને વેર થયાં છે. એના દિવસો તો અપૂરના પાણીમાં તરફડતાં માછલા જેમ તરફડાટમાં જ વીતે છે.

એટલે જ એવી નારી પોતાની સખીને કહે છે :

સખી ! સલજી વતડી, કબૂ કહી ન જાય
મૂંગે કું સુપના ભયા, સમઝ–સમઝ પછતાય

'સખી ! પ્રિતીની અને વિયોગની શરમના આવરણ નીચેની વાત કયારેય કોઈને કહી શકાતી નથી. મારી સ્થિતિ પેલા મૂંગા માનવી જેવી છે જેને રસીલું સ્વપ્ન આવ્યું પણ વાણી વગર કોઈને કહી ન શકતી હોવાથી, પોતાની અસમર્થતાને કારણે વારંવાર પસ્તાયા કરે છે.

બાઈ ! હવે તો બંધ કરવું પડશે. કારણ કે હું યે એકલવાયો છું. બાકી સામે તો સાગર પડયો ઘૂઘવે છે. રસનાં તો ટીપાં જ બસ.

આમ તો ક્ષત્રિયાણી કાયરને પરણે જ નહીં. જો એને પ્રથમ જ પુરુષની કાયરતાની જાણ થઈ જાય તો. પણ કયારેક વિધિના લેખ ભૂલાવો ખવરાવે છે કે પછી ભોળવાઈ જવાય છે અને સિંહની ખાલ ઓઢેલા શિયાળ સાથે પરણી જાય છે. પણ ભાંડો ફૂટયા પછી એ રાજપુતાણી શરમ દુઃખના હેમાળા જેવા મહાબોજમાં દબાઈ જાય છે.

આવી જ એક રાજવણ છે. સોમ વલ્લાં સોના સરખી બાપ શુદ્ધ એથી એ પતિને વારંવાર એક દુહો કહ્યા કરે છે.

જેનાં વેરી વઈ ગિયાં, માગણ ગયા નિરાશ
તેની જણનારી ભારેમૂઈ, ઉદર રિયો નવમાસ

રજપૂત આ સાંભળી માથું હલાવી ખોટેખોટું "વાર-વાર" કહ્યા કરે છે, અને આ કાને સાંભળેલો દુહો બીજે કાનેથી કાઢી નાખે છે.

રજપુતાણી સમજે છે: પતિ પ્રેરણાના પિયુષ પી રહ્યો છે. પણ ખારી ઉપર ભૂમિમાં બીજ કયારેય ઊગ્યાં સાંભળ્યાં છે ? કે આ રાજખટપટને કારણે 'કૃત્રિમ કુંવર' એવો આ રજપૂત–ફૂટલ અને તેય માટીનું પાત્ર સિંહણનાં દૂધ સરખી રજપુતાણીની પ્રેરણા કયાંથી ઝાલે ?

ખરેખર એક દિવસ યુદ્ધનાં નગારાં ગગડયાં. બનાવટી રાજપૂત રણે ચડયો. પછી પાછો આવ્યો જ નહીં. રાજવણ હેમઝારી લઈ પતિને પાણી પાવા અને સતી થવા રણભૂમિ પર આવી. સાથે સાસુ પણ છે. ઘણી ખોજ કરી પણ પતિ જીવતો કે મૂએલો મળ્યો જ નહીં. આગ ઓઢવા આવેલી ક્ષત્રિયાણી ત્યારે શરમથી જ સળગી મરી :

સારૂં લશ્કરં ઢૂઢિયું, ઝારી હાથ લિયાં
સસુ ! થારે બેટડે, સ કે કે લજવિયાં

આ રણભૂમિમાં મેં ઝારી હાથમાં લઈને, પડેલા બધા વીરોમાં પિયુની શોધ કરી. પણ શોક,

ઓ સાસુ ! તારા એ પુત્રે માતા, પિતા, અને શ્વસુરનાં અનેક કુળોને લજવ્યાં છે.

સાસુજીનો બેટડો લાંબી નજરનો ખરો કે ભાગીને ઘરે ન આવ્યો. નહીં તો તાતાં તેલ જેવા સ્વભાવની રજપુતાણી એ કાયરને ઝાટકે જ દેત. એણે તો બાવો થઈ મોજ જ કરી હશે.

એવી જ બીજી એક રાજવણ. પણ ભોળી નહીં, ઉંબરે પગ મૂકતાં જ તેણે રજપૂતને પારખી લીધેલો. પણ માને તો પોતાનો બેટડો શૂરવીર જ લાગે. માતા માથે થોડું 'ઢેવાપણું' રાજાને ગમી તે વગડે છાણા વીણતી આણી' નો ઘાટ હશે

એક દિવસ ત્રંબાયો વાગ્યો. શરણાયુંમા સિંધુડા રાગ ઘૂંટાયા. રજપૂતને રણમાં જવું જ પડયું ઘસડાવું પડ્યું. કાયરો યુદ્ધમાં જતા નથી પરાધિનપણે ઘસડાય છે.

સાસુ ઉદાસ છે, વહુ નથી. અને પછી જે વાત થઇ તે તો કો અનામી કવિની વાણીમા રંગ જમાવતી થોડું મલકાવી પણ જાય છે,

સાચી વાત કહો સાસુજી ! આયે કયું ઉદાશી
મૂં કંથ તણો ભરૂંસો મૂને,
ઉતો કશળે ઘર આશી . ?

(વહુ કહે છે ; સાસુજી, તમે તમારા હૈયાની સાચી વાત મને કહો, તમે શાને લીધે ઉદાસ છો ? મને તો મારા નાથનો વિશ્વાસ છે. અરે, એ તો હેમખેમ પાછો ઘરે આવશે જ,)

લડતો થકો રહશે લા'રા, વાતાં ઘણ બણાશે
વાગે ખાગ નણંદરો વીરો, આગે ભાગી આશે

( સંગ્રામ વેળાએ દૂર રહેશે. અને કાયરતાની અનેક વ્યંગપૂર્ણ વાતો જગતમાં રચાવશે. જ્યારે સંગ્રામ ભૂમિમાં તરવારની ઝીંક બોલશે, ત્યારે હે સાસુજી, એ મારી નણંદનો ભાઇ સર્વ પ્રથમ નાસી આવશે. )

વાત કરતાં લાગે વેળા, પાયો ઉજશ પવાડે
ડીલ તણો ખોસાડે ડેરો, આયો શીશ ઉઘાડે

( આમ વાત કરતાં મે સમય લાગે, પણ એ કાયર પુરૂષનો પત્નીએ કહ્યો હતો એવો જ યશ યુદ્ધમાં મેળવીને, શત્રુઓ પાસે શરીરનાં વસ્ત્રો સુધાં ગૂમાવીને ઉઘાડે માથે જ ઘરે આવ્યો. )

દાદ સાસુએ વહુને દીધી, વાત જ આગમા વાંચી
તું કે'તી કંથ તેહડો તારો, સાચી રે વહુ ! સાચી

( ત્યારે સાસુએ વહુની હોંશિયારીને દાદ દીધી: અરે, વહુ ! તેં તો ભવિષ્યવેત્તા માફક અગમની વાત જાણી લીધી ! અરે, તું કહેતી હતી એવો જ તારો પરણ્યો છે. અરે વહુ, તું તો સાવ સાચી અને સાચી જ છો.)

"સાચી રે વહુ સાચી". એ અંતિમ ચરણમાં કવિએ જે ચોટ મારી છે, ભાવ ઉપજાવ્યો છે એ અજોડ છે. એ જ દાદ માગી લ્યે છે એમાં જ વૃદ્ધ માતાની શરમ, હતાશા, અને પરાજયની વેદના વરતી છે

ગમે તેવી તોય છેવટે એ માતા જ હતી ને ! એને ય પોતાની કુંખનું ગૌરવતો–છાણા વીણતાં આણાયેલી હોય તોય–હોય જ ને ! રજપૂતનું પડખું સેવ્યાનો થોડો રંગ તો લાગે જ. કે પછી ઘણીમાં ફેર હોય.

એવો જ એક ગોપાળદાસ મકવાણો હતો, મોં જોયા ફેર થયો હશે પણ ઘરમાં તો શીરોહીની તરવાર જેવી રજપુતાણી હતી પન્નાંની ખાણનો હિરો જ જોઇ લ્યો. વ્યંગ_કટાક્ષ તો નારીના આવરાં જ, એમાંય વળી એ ચારણની વાણી પર સ્વાર થયાં પછી એનાં કાળજાવઢપણામાં શી કમીના રહે ! એક દિ' ગોપાળદાસની યે કાયરતા છતી થઈ પછી વીજળી પડયા વગર શેં રહે ? જુવો :

વણકર વીરડા ! વણે વેગે વેલો
વેગ શીવાડાં વાગો
કણે અકદિ' હોયશી કાંકળ
નાઉ આવશે નાગો .. .....૧

(અરે ભાઈ વણકર ! ઝટ ઝટ કાપડનો વેઝો વાણી દે જેથી તુરત જ વાઘો શીવડાવી લઉં. કારણ કે કોઇક દિવસે મારા પતિને શત્રુઓ સાથે સંગ્રામ થશે ત્યારે હથિયાર પડિયાર અને શરીરપરનાં વસ્ત્રો સુધાં લૂટાવીને દિગંબર થઈ ઘરે ભાગી આવશે )

પરણી કહે સાંભળી વોજારાં
મેળ સંગ્રામ મ ડાણો .

અસ અસમરી લથરાં ઉતારી
મોરી હિયે મકુ આણો......૨

( પત્ની–રાજપુતાણીએ કહ્યું : "અફીણી પતિ, જુઓ, અત્યારે યુદ્ધનો મોકો આવ્યો છે– શત્રુઓ ચડી આવ્યા છે" ત્યારે રણભૂમિમાં એ કાયર મકવાણા ક્ષત્રિયે અશ્વ, તરવાર, અને શરીર પરનાં વસ્ત્રો દુશ્મનોને ચરણે લડયા વગર જ ધરી દીધાં.

એમ કરતાં જાણાંઉ આવિયા
ચારાં વાહરે ચડિયા
અ.ગણી મોર હોય ઉઘાર।
ના ઉ ! તું ના પડિયા......

( ત્યાં તો ગામમાં જાણ થતાં બીજા ક્ષત્રિયો વેરીઓ સામે ગામની વહારે ચડયા, પણ શોક કરતાં રજપુતાણી મકવાણાને કહે છે : "હાય, હાય, મારું આંગણું ઉઘાડું થઈ જાય. હું વિધવા થાઉં, એવા ભયથી જ તું લુંટારુઓ સામે યુદ્ધ કરીને ઉજ્જવળ મોતને ન ભેટ્યો !" )

એમ કરતાં ત્રિ લેઇઆ સારૂ
.કસ તણી પૂગો કાળો
ગજ હોયેય નિ આવિયો ગાંજી
ગજ અહીઆં ગોપાળો........૪

(અને એ રીતે રણભૂમિમાંથી પાછો ફરીને એ ગાંડો મૂર્ખ પત્નીને સહીસલામત સ્થળે લઇ જવા માટે ઘરે આવ્યો. કવિ કહે છે આ ગોપાળ મકવાણો યુદ્ધમાં જઇ ગજરાજાને હરાવીને આવ્યો નહીં, પણ ગજ (હાર) લઇને–ખાઇને પાછો ઘરે આવ્યો. )

એટલે જ આવી કોઇ રજપુતાણી માંદી પડે તો વૈદ્ય, ડોકટરોએ ઔષધો અને ઇન્જેકશનો લઈને દોડવાની જરૂર નથી. એમનાથી રણશૂરી રાજવણનું સાચું નિદાન નહીં થઈ શકે, એની બિમારી બીજી છે. કવિ નાથુદાન મહિયારીયાની જીભે ચડીને રજપુતાણી પોતે જ કહે છે:

ઓખદ જાણે મોકળા, રોગ ન જાણે લોગ
પિઉ કેસરિયાં નહ કિયા; હું પીળિ ઉણ રોગ

પિયુજીએ કેસરિયાં કરીને પોતાનો ચૂડો ન અંજવાળ્યો. એ શોક અને શરમમાં ગરાસણી માંદી છે. લેવાય છે. એની તે દવા કયાંય હોતી હશે ! એ તો ચારણો જ જાણે.

પણ જેને વીરપતિ મળ્યો છે એની વાત જ ન્યારી છે. એક વખત હું બારાડીના લાખા બાવળ ગામે જાડેજા ગરાસિયાને ત્યાં જમવા બેઠો હતો. અધ-ઘરડી સિંહણ સરખી ગરાસણી પીરસતી હતી.

મને વાત જાણવા મળેલી તે દિવસોમાં જૂનાગઢ પાકીસ્તાનમાં હતું. અને સોઢાણાં વડાળાના સંધી વકરી ગયેલા. એવે સમયે લાખા બાવળના વાણિયા સંઘ લઇને જાત્રાએ ઊપડયા. સાથે રક્ષક લેખે હું જમતો હતો. એ જ ઘરના મોભીને લીધેલો. ગયેલો પાછો આવે એવો વિશ્વાસ રાખવાનો એ જમાનો ન હોતો. પણ ડોશીએ દીકરાને મોકલેલો.

જમતાં જમતાં મેં પૂછ્યું: "બા, ભાઇને મોકલતાં તમારો જીવ કેમ ચાલ્યો ?"

ત્યાં સિંહણ ગાજી: "ખાટલે પડીને મરવા કરતાં મારો દીકરો ઝાટકા ખાઈને ધરમ માટે મરે એ તો મારી કૂંખને ઉજાળી કે'વાય. મેં તો રાજી થઈને મોકલેલો."

ત્યારે રસોડામાં બેઠેલી જુવાન ગરાસણીને મુખે પણ ગૌરવનો ગુલાબી રંગ છવાયો હતો.

વાત છે જેઠવી અને વઢેરાણીની. આવી જ રાજવણ પતિને પ્રબોધી શકે:

વંકો હાસે વલહા, વંકા આદર હોય;
વને વંકી લકડી, કાટ શકે ન કોય.

સ્વામી ! તમે સંસારમાં કરડા–વીરતા ભરેલા મીજાજ વડે બંકાનર તરીકે વર્તો. કેમકે બંકાનરોનો જ આ સંસારમાં આદર થાય છે. સીધાનો નહીં, એથી જ વનની વાંકી લાકડીઓને પણ કોઈ કાપતું વેડતું નથી.)

વલહા ! હાસે વંકડો; તેર વંકા ચો વંક
સીધા આગળે પધરો,' રંકા આગળ રંક

( નાથ ! બંકાનરો સામે તો તેર ગણા બંકા થઈને જ વર્તજો. પણ ગરીબ અને સાદા સીધા માણસો આગળ તો તમે નમ્રતા અને સજ્જનતાથી તેમના જેવા જ થઇ વર્તજો.)

શાં વખાણ કરવાં રાજવણની સંસ્કારીતાનાં! શત્રુઓ માટે એ સિંહણ છે. પણ લોક માટે એ માતા છે. એટલે જ એ પતિને ગરીબ આગળ ગરીબ થવાનું કહી શકે છે. 'આ'ની પદવી અમથી નથી મેળવી. એ તો દૈયાં બહોળપનો પુરસ્કાર છે.

ધમસાણ સંગ્રામ જામ્યો છે ત્યારે આવીજ કો' ક્ષત્રિયાણી વેરીઓ સામે પતિના પરાક્રમને નિહાળની ઝરૂખે ઊભી ઊભી પોતાની સાહેલીને કહે છે.

લખ વેરી પિઉ એકલો, દેખ સખી! રવિ સખ
લખે તકે હેકનો; લખાં તકણ હેક

(ગોરણ! સૂર્યની સાક્ષીએ લાખોનાં વેરીદળ સમે ખોવાઇ ગયેલા મારા પતિને જો. લાખો વેરીમાંથી કોઇ તેનો બરાબરીઓ નથી. પણ તે એકલો જ લાખોની સમાનતા કરે તેવો છે.)

'ખીમાજી વાળા'ની એક રંગીલી પ્રેમ કથા છે. ચોટીલાની પરમારજાદી આભલદે સાથે પ્રેમમાં પડીને ઝાલાઓનાં જાડાંદળ સામે ઝૂઝીને એ અમર થઇ ગયો.

રણભુમિમાં આવીને આભલદેએ જોયું. પતિ પડયો છે અને શબાવસ્થામાં પણ વાળાનો ડાબો હાથ મૂંછ માથે પડયો છે.

પતિની વીરતા પર વારી ગયેલી પરમાર પુત્રી શત્રુઓને કહે છે.

ધડ ધરતી પગ પાગડે, આંખું તણો મરટ
અજી ન છંડે ઠકરો, મૂંછા તણો મરટ

અરે ઠાકોરો, મારા વીરપતિને જુઓ, એના પગ ઘોડાને પેંગડે લટકે છે. ધડ ધરતી પર પડયું છે. આમ મૃત્યુ પામ્યા છતાંય મારા નાથે આંખોની કરડાઈ અને મૂંછોનો મરડ-તાવ દેવાનું તો તજયું જ નહીં.

○ ○ ○

જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ તે પ્રમાણે નારીનાં અનેક રૂપ છે. આ સંસારની ભરાઇમાં નારીને વિવિધા બનવુ પડે છે. એકલો નર અપૂર્ણ છે. એવી જ કો અનુભવીએ ગાયું છે.

સત કિવે હરમન સચી, ગણ ગહરી હંસગત
સો લેહરી સંસારમાં, મેહરી સમો ન મિત્ર

આ રીતે નારી સંસારની લહેર-મોજ છે. અને અદ્વિતિય મિત્ર પણ છે. ગુણનો ભંડાર પણ કમાણી છે.

આવી ગોરી જયારે ઘૂંઘટ તાણીને આછાં ઓઢણાની ઓટેથી હીરા જેમ આંખોની વાંકી નજરો ફેંકે છે ત્યારે.

પ્યારો લાગે પિયુને, ઘુંઘટ હંદો ઘાટ
જાંણ ઝવેરી ખોલીઓ, હિરા હંદો હાટ

બહુ યર્થાથ ઉપમા આપી. કદાચ હિનાભમાં ખરી, નાક, કાન, ગળા, માથાના આભૂષણો, આંખોનાં રતન, અને રૂપનું ઝવેરાત એ શું કાંઇ કમ છે! કરોડનાં મૂલ ગણાય.

આવી આ રૂપ ગર્વિતા નારી ચતુર પણ છે એથી જ એ પોતાના પ્રિતમને ગૂઢાર્થમાં સંદેશો મોકલી શકે છે.'

હેમ સુતા પિ આહરણ; તો ભ્રખ સૂં તકો સામ
હમ તમ કું લખી મોકલો, તુમ હોય ચતુર સુજાણ

હવે જો હું ફોડ ન પાડું તો તમારે એ ચતુરાની ચતુરાઇ સમજવા માટે માથું જ ખંજવાળવું રહ્યું. અથવા ઘરે જઈને આ દુહો લલકારી તમારાં પોતાનાં 'ચતુરા'ને આ દુહાનો અર્થ પૂછવાનો રહ્યો. એટલે કોયડો ખોલું છું.

સંદેશો મોકલનારીની સગાઇ થઈ છે. પણ લગ્ન નથી થયાં. એટલે એ પોતાના થનાર પતિને સમસ્યામાં કહે છે.

હેમસુતા એટલે પાર્વતી. પાર્વતીના પતિ એટલે શિવ. શિવનું આભૂષણ એટલે સર્પ. એ સર્પનો આહાર એટલે ઉંદર. એ ઉંદરના સ્વામી એટલે ગણેશ. ગણેશ એટલે લોકભાષામાં લગન. એટલે હે સ્વામી તમે ચતુર સુજાણ છો તો લગ્ન લખી મોકલો.

ઘણું લખાઇ ગયું. નારીનાં વિવિધ રૂપો જોયાં. વિશાળ આકાશમાંથી કેવળ બે ત્રણ પરમાણુ લઇ આવ્યાનું જ મારૂં માનવું છે. બાકી એ જંગલનો કોઇ પાર પામ્યું નથી, ત્યાં અલ્પ એવો હું કોણ? એટલે હવે થોભું છું. બાકી વાતોનો તો કયારેય પાર આવે તેમ નથી કેમ કે:

વાતડિયું વગતાળિયું, જણ જણ જુજવીયું
જેડાં જેડાં માનવી, એડી વાતડિયું

# લાસુમાએ ભૂવાઓનો ભોગ લીધો

અમરદાસજી ખારાવાળા

ખરાપાટમાં કહેવત છે કે: "શેત્રુંજીમાં ગાગડિયો ભળ્યો" ચોમાસામાં આ ગાગડિયો નદી ગાંડી તૂર બને. પણ એની સાથે આજ સુધી બથોડા લઈને વિજયને વરેલું સનાળિયા ગામ તેને કાંઠે ઊભું છે. ખારસ જમીન, અહીંથી આઠ આઠ ગાઉ ઉપર જઈએ ત્યારે આસોપાલવનાં દર્શન થાય. પીવાને તો પરાણે ઉગાડવી પડે. એવી આંબી જમીન છતાં સનાળિયાના કોળી જુવાનોએ કર્મયોગથી વાડાઓ કરી આ ગાગડિયાના કાંઠે આંબેરણ ઊભું કરી દીધું છે. બોરડી ને બદામ, અને આંબુજાંબુના આજ ઝાડા લાગી રહ્યા છે.

આજથી સિત્તોર વર્ષ પહેલાં આ ગામમાં હરજી ભગત દુવાત રહે. એના ઘરેથી બાઈનું નામ લાસુબાઈ. બન્ને માણસોના દેહ જુદા પણ આત્મા એક. ભગતને ખ્યાતિમાં લાવનાર અને તેમની પ્રતિષ્ઠાનું જતન કરી પાલીતાણાથી લઈને જૂનાગઢ સુધી એની ભક્તિનો ડંકો સંભળાવનાર આ બાઈ હતાં,

પરબના સંત ગૌરીદાસજીનો તેના ઉપર પંજો પડયો હતો. અભ્યાગતનો આદર કરવો, અતિથિ સત્કાર કરવો એ એના જીવનનું ધ્યેય હતું.

સમાજનાં બાળકોની સેવા કરવી એને જ સંતાનની જેમ સાચવવાં, એ જ એનું કામ હતું. ઈશ્વરે જાણે એને ગામનાં બાળકોની સેવા કરવા જ સંતાનથી વંચિત રાખ્યાં હોય એમ લાગતું. નાનાભાઈ વાલાએ દીકરી ઓતી અને દીકરો મોહન એને સોંપી દીધેલાં. આ છોકરાંને મોટાં કરવાં સિવાય ગામનાં બાળકો સાજાં માંદાં થાય તો આ લાસુબાઈ હાજર જ હોય. ખેતીવાડી અને ઢોર-ઢાંખરનો જંજાળ પણ ઝાઝો. અઠ્ઠાવીસમાં પૂરું દસેક વર્ષના ઘરવાસ બાદ હરજી ભગત પણ સંસારના એક તરફના ધોંસરાને ફગાવી લાસુબાઈ ઉપર આખા ગાડાનો ભાર નાખી લાંબે ગામતરે ઊપડી ગયા.

હવે તો લાસુબાઈના દેહ ઉપરથી રંગ-બેરંગી વસ્ત્રોએ વિદાય લઈને શ્યામરંગના સાડલાએ ધામા નાખી દીધા. નાનાની મશ્કરી કરવી, દેર-દેરાણીઓને હસીને લોથપોથ કરવાં અને મોટાઓને પણ ઝીણી સાદે મર્યાદા રાખીને સાચી વાત કહેવાની કળા એ બધાંનું હવે ધીરે ધીરે રૂપાંતર થવા લાગ્યું. ગામની જે કોઈ બાઈને ઓઘરો થઈ જાય કે ત્યાં પોતે પહોંચી જાય. અને કાનમાં મંત્ર સંભળાવી દે. બાઈ રોતી બંધ થઈ જાય. મંત્રમાં બીજું કાંઈ નહિ. પણ એટલું ન કહેતાં કે "ઢોંગ કરમાને'! પછી બાઈને મરચાંનો ધુમાડો દેવો ન પડે. પછી તો ગામમાં ધીરે ધીરે ભૂવાનો ધંધો ભાંગી પડયો. એનો કોઈ ભાવેય... પૂછતું જ હતું. આથી ભૂવાઓને એમ થયું કે કરવું શું ? આ લાસુમાઈએ તો આખું ગામ કડે કર્યું છે. એને હવે સૌ લાસુમાના નામે બોલાવે. હવે તો લાસુબાઈ-લાસુમા થયાં. ભૂવાઓને થયું કે 'આપણા ધંધાને એણે ભાંગી નાખ્યો, પરંતુ આ વખતે એનો પ્રભાવ પાડી દઈએ કે લાસુમાઈ બેસી જાય.

નોરતામાં નવે દિવસ ભૂવાઓએ હાકોટા-પડકારા કર્યા. એનાથી ગામ તો પ્રભાવિત થઈ ગયું. પણ લાસુમા હા ન પાડે. ઈ તો એમ જ કહ્યે-રાખે "એ ભાઈ! ભગવાનને ભજો. એમાંથી આ અવનિમાં કોઈ મોટું નથી. શું કામ ડાળે-ડાંખળે વળગો છો ?"

પણ ભૂવા માને? ચતરદશીને દિવસે દિવસ આથમ્યે ભૂવાઓ મોટા લીલીઆના રસ્તે અર્ધો ગાઉ માથે એક ખખડધજ ખીજડો ત્યાં તરવાર બાંધી આવ્યા. આજે તો આખા ગામના માણસોએ હનુમાનજીનાં વડાં, માતાજીની લાપસી અને પીરનો મલીદો તૈયાર કરેલો. એ દેવ-દેવીઓને ધરીને બાળકો સાથે બેસીને વાળુ-પાણી કર્યાં. ત્યાં તો થોડી વારે ચોકમાં ઢાકલાનો અવાજ અને ભૂવાના હાકોટા

સંભળાણા. એણે બાકળા તૈયાર કરેલા એક જગતી સગડી અને બીજાના હાથમાં ખૂલ્લી તલવારો ધૂણતા-ધૂણતા, મસાણે જઇ મંત્રની સાધના કરવાની તૈયારી કરી છે.

દીવાળીના ખજાનો ભાગબટાઇનો ભાગ લેવા અને બેસતા વર્ષની સલામી ઝીલવા ગામધણી છગનભાઈ પરમાર અને રામુમાની ગામમાં હાજરી છે. દરબાર સાહેબ પણ ચોકમાં હાજર છે. ગામના પટેલિયાઓ, આહેર જુવાનો, નાના—નાના દીકરા—દીકરીઓ અને નાકામાં ઊભેલી વહુવારૂઓ આ કૌતક જોતાં ફટાકડા ફોડી મોજું માણી રહ્યાં છે. એ વખતે એક ભૂવાએ કહ્યું કે " ગામમાં કોઇ જુવાન કે અમારી વિદ્યાની મશ્કરી કરનાર બીજું કોઇ હોય એને અમે પડકાર ફેંકીએ છીએ કે સીમાડાના ખીજડાથી તલવાર લાવી આપે તો અમે તેને અગિયાર રૂપિયા આપીએ અને નહિ તો મંત્રના જોરે ભૂતથી બીના વિના આ કાળીરાતે લઇ આવીશું. છે કોઈ પડકાર ઝીલનાર ?" સાંભળતાં જ ચતુર્દશીની મેઘલીની શ્યામના ચોકમાં ઊભેલ સૌના મોઢેચોંટી ગઇ જે ડેલી આગળના દીવાળીના કોડીઆના પ્રકાશે દેખાડી દીધી.

બે મિનિટ કોઇ બોલ્યું નહિ. જાણે ચોકમાં કોઇની હાજરી જ નથી. એમાં લાસુમાએ દેખા દીધા. એક હાથમાં ઢોર હાંકવાનો બડીકો, અને બીજા હાથે ગલઢાંની મરજાદા કરવા આડો છેડો કરીને કહ્યું કે " એમાં છે શું ? કોઈ ન જતું હોય તો હું તલવાર લઇ આવું."

સાંભળતાં જ ભૂવાઓની છાતીમાં સણક દેતોક ને સેરડો પડયો કે કયાંક લાસુમા પહોંચી જાય નહિ. પરંતુ લાસુમાને બીવરાવવા એક જણો કહે છે.'

" ત્યાં કંઇ ઓહટા—વાર્તા ઓને નથી સમજાવવી. કે પછી છોકરાને ચરણામૃત અને પ્રસાદી દઇને છાના નથી રાખવાં. ત્યાં તો માથા વિનાનો મામો થાય છે. અને આજ તો કાળી ચતુરદશીની રાત છે ચારેકોર મોટા મોલ, અને એમાં ખીજડેથી તલવાર લઇ આવવી છે અમે એના થડે બાંધી આવ્યા છીએ."

લાસુમા કહે કે; " વાંધો નહિ. મામો થાય છે ને ? ઓહો, ત્યારે શું ! મેં તો જાણ્યું કે વઢકણી સાસુ થતી હશે. મામો તો ભાણેજરનું જતન કરે. એને વેડે નહિ. એતો મોસાળું કરે."

આમ કહી લાસુમાએ ખીજડા તરફ વહેતા મૂકયા. ચોકમાં ઊભેલા માણસ સૌ જોઇ રહ્યાં. બઇઓના કાળજાં તો થડક-થડક થવા લાગ્યાં રામુમા કહે. " બાયું ! લાસુમાબાઈ જયાં સુધી ન આવે ત્યાં સુધી રાસડાની રમઝટ બોલાવો, લાસુમા તો આપણા બાઈઓના આગેવાન છે. અંધશ્રદ્ધાના તો એ દુશ્મન છે." આ વાત સાંભળીને બઇઓએ પણ પેરહમાં આવી રાસડા ગાવા શરૂ કર્યા. અને ભૂવાઓએ પાદરમાં જઇને ઘડીક હાઉકારા કર્યા. પછી સકીઓ ભરી ગામની બજરના ધૂમાડાના ગોટા મંડયા કાઢવા-એ વખતે લાસુમાએ ભજન શરૂ કર્યું.

"રામ તો રમે રે મારો રાગૈયો રમે
તમે નીરખો નેનોમાં મારો રાગૈયો રમે."

ભજન પૂરૂં થતાં લાસુમા ગામથી ખેતરવા છેટે ગયાં. ગામના કૂતરાનો ભસવાનો અવાજ સંભળાતો બંધ થયો શિયાળના રોવાનો અવાજ આવવા મંડયો. ચારે તરફથી તમરાઓની એકધારી સૂરાવલીના સૂર સંભળાઈ રહ્યા છે ભલભલાના તો હાજાં ગગડી જાય એવી અંધારી રાત છે. એક ખેતરવા ગયા ત્યાં ખીજડો દેખાણો. નાનપણમાં ભૂત-પ્રેતની વાતો સાંભળેલી એના સંસ્કારે ઘડીક જોર કર્યું. ત્યાં પોતે ખીજડા નજીક પહોંચી ગયાં. તલવારને ખીજડાના થડેથી છોડીને કાથીના રાંઢવાને કડે બાધ્યું એક હાથમાં બડીકો અને બીજા હાથમાં ખુલ્લી તલવાર લઈ લાસુમા પ્રભુ સ્મરણ કરતાં ગામ તરફ પાછા વળ્યાં. ગામના પાદરમાં આવતાં ભૂવાઓને ઝાંપામાં જોયા. જઇને પોતે પડકાર કર્યો.

" એ... એ આ તમારી તલવાર લ્યો. મામાએ મને તો અગિયાર રૂપિયા અપાવ્યા." સાંભળીને ભૂવાઓનો ઓતાર સમાઇ ગયો. પછી તો લાસુમા સાથે હસતા, બોલતા, વાતો કરતાં સૌ ચોકમાં આવ્યા. બાઇઓ તો દોડીને લાસુમાના

[ અનુ૦ પૃષ્ઠ ૧૦૯

## મધુસંપર્ક : 'ઊર્મિનવરચના'નો "નારી અંક"– • શ્રી પિંગળશીભાઇનું "નારી બિરુદ છઉંતેરી" • નારી અંકના મુખપૃષ્ઠના ચિત્રાંકન અંગે

સંપાદક

ઊર્મિનવરચનાના દીપોત્સવી વિશેષાંક "લોકસાહિત્યમાં નારી"ને ઠેરઠેરથી જે આવકાર મળી રહ્યો છે તેનો અમે અંતરથી આભાર માનીએ છીએ.

આ આવકારમાં જે ઉલ્લેખનીય મુદ્દાઓ છે તે નીચે પ્રમાણે છે. 'નારી અંક' પાછળની વિશિષ્ટ દષ્ટિ, લોકસાહિત્યમાં રહેલા નારી વાઙ્મય અને અન્ય સાહિત્યની સંશુદ્ધિ, કવિની કલ્પનાથી કંડારેલુ અવાસ્તવિક કે અન્ય રીતે અલંકૃત કરેલા નહિ પણ નક્કર જીવનલક્ષી સાહિત્યનો જ આવિષ્કાર, અને ચોક્કસ વિષયની મર્યાદાનું અભ્યાસનીય સંયોજન.

એની સાથોસાથ ગુજરાતના કલાગુરુ શ્રી. રવિભાઇ રાવળે અંક પાછળ રહેલી દષ્ટિના કેટલાક મુદ્દાઓને આવકારીને જણાવ્યું છે કે આ બધા લેખકો ખંડેરોમાં જ ક્યાં સુધી ફર્યા કરશે ?

અમે શ્રી રવિભાઇના ઉત્તમ અંગુલિનિર્દેશને આવકારીએ છીએ. જીવનનો પ્રવાહ તો સતત વહ્યા કરે છે. ભૂતકાળ જેવા જ જીવનના ઉત્તમ અંશોથી તે પ્રકાશિત છે. માત્ર તે સમકાલીન હોવાને કારણે જ આપણી દષ્ટિને અનેક પ્રકારના રાગ દ્વેષ આવરી લેતા હોવાથી સમકાલીન સ્ત્રીત્વની મહત્તા આપણે પામી શકતા નથી.

એ સાચું હોવા છતાં 'નારી અંક'ને લોકસાહિત્યની મર્યાદા હતી. એના સર્જકો લોકજીવનમાં જ ઓતપ્રોત રહેલા છે, અને ભૂતકાળના ખંડેરોમાંથી જાજરમાન સ્ત્રીત્વનાં દર્શન લાભવા સાથે સમકાલીન સ્ત્રીત્વ તરફ એમનો અભિગમ તો રહેવો જ છે. નારી અંકમાંથી ઠેરઠેર એનાં દષ્ટાંતો મળશે.

આ અંક પાછળની મુખ્ય દષ્ટિ તો સ્ત્રીઓ તરફ રહેલી વિરોધાભાસી લાગણીઓને સ્થાને, સ્ત્રીત્વ પ્રત્યેની ઉપેક્ષા અને અવમાનને સ્થાને ઉચિત સહૃદયતા કેળવવાનો છે, સ્ત્રીત્વના વિશિષ્ટ વ્યક્તિત્વ તરફ ધ્યાન દોરવાનો છે. આજના સંસારજીવનની પંગુતા હજારો વરસથી સ્ત્રીત્વ ઘવાતું આવ્યું છે તેને કારણે છે તે બતાવવાનો છે.

સ્ત્રીને આપણે માતાજી બનાવી દઇને પૂજી છે અને નારી તરીકે નીંદી છે. આજના સિનેમા યુગે નારીની ભયંકર અવહેલના કરી છે એવી જ અવહેલના સ્ત્રીને નરદમ વિલાસના સાધનરૂપે જ ચીતરીને આપણા સાહિત્યે કરી છે. જે વાત્સલ્યમાંથી સંસાર સર્જાયો એ વાત્સલ્યભાવનો આપણા સાહિત્યમાં વાલ્મીકિના કાળથી અભાવ વર્તાતો આવે છે. જે કાંઇ થોડો ઘણો વાત્સલ્યભાવ મળી આવે છે તે લોકસાહિત્યમાં જ મળે છે એવું બતાવવાનો 'નારી અંક'નો ઉદ્દેશ છે.

જીવાતા જીવનની મા પ્રત્યેનો 'મા–ભાવ' સાહિત્ય જગતમાં શોધ્યો હાથ પડતો નથી. માતાપિતાની સેવા કરવાના ઉપદેશોથી અઢળક સાહિત્ય ભર્યું છે, પણ જનેતા પ્રત્યેના ભાવનું સાહિત્ય નથી મળતું. છૂટી છવાઇ વાતો, કોઇ પ્રસંગો મળે છે. પણ બાકીનું તો પ્રણય અને શૃંગારનું જ સાહિત્ય મળે છે. કોઇ ઉત્તમ કાવ્ય કે મહાકાવ્ય મળતું નથી. પુરાણોમાં પણ 'મા–ભાવ' ગૌણરૂપે મળે છે.

ભારતની સન્નારી અને આર્યસતીઓરૂપે ગતાનુગતિક આજ્ઞાપાલક અને પુરુષને જ પ્રભુ માનવા પઢાવેલી સ્ત્રીની પ્રશંસા કે ખુશામદ મળે છે, પણ સ્ત્રીના સત્યપરાયણ જીવનને પુરુષથી જુદેરું એવું ભાગ્યે જ કોઇ આલેખન મળે છે. પરિણામે સ્ત્રી જીવનની વાસ્તવિક ઉપકારકતા સાહિત્યનું સ્વરૂપ નથી પામી.

પૌરાણિક થોડી સતીઓ, જૌહર પુતાણીઓ અને મધ્યયુગની બે પાંચ

જાણે કે સ્ત્રીતનો દુકાળ જ આવ્યો આવતો હોય એમ સ્ત્રીનું જાજવલ્યમાન સ્વરૂપ સાહિત્યક્ષેત્રે આલેખાયું નથી. રાજપુતાણીનું એ થોડું સાહિત્ય રાજપૂતયુગ પૂરતું જ અને જોહરના એકાંગી ગુણનું જ છે. જૂનીવાણીના કવિઓએ સમગ્ર સંત–સ્ત્રીઓને સમગ્રરૂપે નથી ઉપાસી, પણ એમાંય નાત જાતની અને કુલાભિમાનની ચીનની દીવાલ જેવી વાડો પથરાઇને પડેલી. એથી આસંતોના પણ ખંડ પડી ગયા છે.

એવું જ દાનવીર સ્ત્રીઓ અંગે બન્યું છે. મહારાણી મીનળદેવી ને અહલ્યાબાઇ જેવા વ્યાપકધર્મી ઉદારાત્મા કાવ્યે મઢવા જેવાં નથી લાગ્યાં, અને રઝિયાબેગમ તથા ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ એવાં કવિઓની ઉર્મિઓને પકડી શક્યાં નથી કારણ કે એવા કવિઓની ઊર્મિઓનું પ્રેરક બળ રઝિયાબેગમ અને રાણી લક્ષ્મીબાઇની રાષ્ટ્રીયતા અને સ્વાધીનતા નથી બની શકેલ.

પ્રતાપ પછી શિવાજી રાજપૂત એટલે એમનાં માતા જીજાબાઇના જાજરમાન સ્વરૂપે થોડી પકડ એવા કવિઓની કરી. પણ ગીતેની ધજાઓ ન બંધાણી પછી ૧૮૫૭ના બળવાખોરો કે વીરાંગનાઓ પણ એવા કવિઓનું પ્રેરક બળ ન બન્યાં, ત્યારે વીસમી સદીની મહાન સન્નારીઓનું જ્વલંત સ્ત્રીત્વ જૂનવાણીના કવિઓની ઊર્મિને ક્યાંથી હલાવી શકે?

જૂનીવાણીના કવિઓમાંથી પહેલી જ વાર વેદકાળથી આધુનિકકાળ સુધીની સમગ્ર સ્ત્રી પ્રતિમાને કાવ્યાંકિત કરતા છંદ દુહા શ્રી પિંગળશીભાઇએ રચ્યા છે જે 'ઊર્મિનવરચના'ના આ જ અંકમાં આપ્યા છે. સ્ત્રીની મહત્તાની સમગ્રતાને અખંડરૂપે આલેખવાનો આ પહેલો અભિનંદનીય પ્રયાસ છે. આ પ્રયાસ જૂનીવાણીને આધુનિક જીવનની મહત્તા અને પ્રતિભા સુધી લઇ આવીને જૂની વાણીના કુલાભિમાન, નાત જાત ને વર્ગોના સંકુચિત વાડાને ભેદીને સમાજ જીવનની વિશાળતમાં પ્રવેશ કરે છે. જૂની વાણી ...નયુગની લાક્ષણિકતામાંથી વિચારયુગમાં પગ મૂકે છે.

'ઊર્મિનવરચના'નો એક ઉદ્દેશ જૂનીવાણીના સામર્થ્ય વડે નવા યુગની ભાવના અને વિચાર ઝીલાવવાનો છે. ત્યારે શ્રી પિંગળશીભાઇની કવિતા તો પુરાણયુગથી મૈત્રેયી અને ગાર્ગી સાથે અભેદમાર્ગી તોળલદે, દાળલદેથી માંડીને આપણા મધ્યયુગની મહાન નારી લક્ષ્મીબાઇથી સરોજિની નાયડુ, કસ્તુરબાને લઇને વિજયાલક્ષ્મી પંડિત અને ઇંદિરાજી સુધીની સ્ત્રી પ્રતિભાનું સળંગ દર્શન કરાવે છે. એ જ જીવન દર્શન વધુ સ્પષ્ટતરરૂપે 'નારીઅંક'માં શ્રી. મણિભાઇ વોરાના 'નારી પૂજા' લેખમાં જોઇ શકાશે. જનસામાન્યમાં રહેલ મહત્ત જીવનની પ્રતિભા પામવા માટે પ્રતિભા કેળવવી પડે છે. એ દ્વારા જ સમાજના નીચલા થરને પામેલી રાજપુતાણી, મેરાણી, રબારણ, બાવણ, ખારવણ, વણકર, ને વાઘરણમાં રહેલી પ્રતિભાનાં દર્શન પામી શકાય છે.

માનવીય સમાજમાંથી ઊંચનીચના–નીચા મોટાના ભેદ નાબુદ થાય છે ત્યારે 'લોક' શબ્દ યોજાય છે. એવાં 'અભેદભાવીસમાજ' ને જ 'લોક' કહેવામાં આવે છે. આવા 'લોક' નું સાહિત્ય હોય તે જાતિ, કુળ કે વર્ણની દૃષ્ટિએ જીવનનાં મૂલ્યાંકન ન કરે પણ પ્રત્યેક વ્યક્તિમાં રહેલી મહત્તા અને માનવતાની દૃષ્ટિએ મૂલ્યાંકન કરે. 'ઊર્મિનવરચના' દ્વારા લોકસાહિત્ય પીરસવા પાછળ આવો ઉદ્દેશ રહેલો છે. વિવિધતા જ્યારે એકરૂપતા તરફ વહે ત્યારે જ આ ઉદ્દેશ પાર પડે આ વિવિધતામાં એકતા લોકસાહિત્યરૂપે સાકાર બનેલ છે. એટલા માટે જ 'ઊર્મિનવરચના' લોકસાહિત્યને ઉપાસે છે.

નારી અંકના મુખપૃષ્ઠ ઉપરના ખૂબ પ્રશંસા પામેલા ત્રિરંગી ચિત્ર અંગે કેટલાક વાચક મિત્રોએ એમ જાણવા ઇચ્છ્યું છે કે આવા સુંદર ચિત્રનાં ચાર ખૂણાનાં ચાર ચિત્રોમાં નારીના મુખનાં એક પણ રેખા કેમ દોરવામાં નથી આવી? મુખાકૃતિ ન દોરવા પાછળ શો ઉદ્દેશ છે?

બધાથી ચિત્રકળાના વિકાસની સાથે રહી શકાતું નથી હોતું. ઘણા તો પ્રથમ દૃષ્ટિએ જ ચોંટ

[ અનુ० પૃષ્ઠ ૧૭૭

# મેઘાણી : લોકસાહિત્યનો યુગપ્રવર્તક

જયમલ્લ પરમાર

(૧૯૭૨ના ઓગસ્ટ માસમાં મેઘાણીભાઈની ૭૫ મી જયંતી આવે છે. એના અનુસંધાનમાં અને ડિસેમ્બરથી ઓગસ્ટ સુધીના દરેક અંકમાં મેઘાણીભાઈનાં સંસ્મરણો ને લેખો આપવાનું નક્કી કર્યું છે. એટલે આ લેખ દ્વારા એમને શ્રદ્ધાંજલિ આપીને શરૂઆત કરીએ છીએ.)

ભાડે મકાન મેળવવા જતાં "કાઠિયાવાડી"ના તિરસ્કૃત સંબોધન સાથે જે હડધૂત થતો એ કાઠિયાવાડી બૃહદ કાઠિયાવાડમાં કાંતો મજૂરી કરવા જતો ને કાંતો પરસુરણીઓ ધંધો કરતો કરતો શાહ સોદાગર બનતો. વ્યક્તિગત રીતે સન્માનિત બનવા છતાં એક પ્રજા તરીકે પેલા સંબોધનને કારણે એ અપમાનિત હતો.

કાઠિયાવાડી એટલે કપટી, કાઠિયાવાડી એટલે ખટપટી ને ખુટલ એવી 'વાયા વીરમગામ' એની એક આબરૂ હતી.

હકીકતમાં ગુજરાતી જ છતાં કાંઈક ભૌગોલિક રીતે અને બાકી રાજકીય રીતે કાઠિયાવાડ ગુજરાતની તળ ભૂમીથી જુદો પડી ગયેલો પ્રદેશ. એનાં ખાનપાન, રહન સહન, પહેરવેશ અને બોલીમાં પણ એ કારણે ભીન્નતા.

મધ્યયુગની છેલ્લી પછડાટે કાઠિયાવાડની પ્રજાકીય મહત્તા માથે અંધાર પછેડો ઓઢાડી દીધેલો.

કાઠિયાવાડનો ઈતિહાસ અંગ્રેજોની આંખે ડાકુઓ, બહારવટીઆઓ અને નાના મોટા રાજાઓના સંઘર્ષોનો જ લખાયેલો. એવડી ગુલામીમાં ગરક થયેલી કાઠિયાવાડની પ્રજા પોતે પોતાપણું વિસરી બેઠેલી.

પછાત મનોદશામાં સબડતી એ પ્રજા ગુજરાત કે અન્ય પ્રદેશોની સરખામણીમાં પોતાનાં અરમાન, અભિમાન કે ગૌરવની તુલના કરવા જતાં આંચકો ખાઈને ઊભી રહેતી.

પોતાની ધરતી ઉપરથી જ એણે જગતને એક પેગમ્બર પુરૂષ આપવા છતાં, અનેક ક્ષેત્રે એના સપુતોની સહસ્રુંવા શક્તિઓ ઝળકતી હોવા છતાં એક પ્રજા તરીકેનું ગૌરવ લેવા ભૂતકાળની ભવ્યતા કે આ વર્તમાન વારસાની એને ઉણપ વરતાતી. વળી નાની મોટી ઠકરાતોએ આ કાઠિયાવાડને સેંકડો ટુકડીઓમાં વેતરી નાખીને એના સ્વાભિમાન અને સાંસ્કૃતિક વારસાને પણ વેતરી નાખેલ. ઠકરાતોની રાજ્યમર્યાદાઓમાં એમનાં જૂઠાં અભિમાન સામસામાં હુંકારા કરતાં હતાં.

ગાંધી યુગનાં મંડાણ થયાં ને ભારતની જનતા કોઈ નવા ઉદયની આશા સાથે આળસ મરડીને ઊભી થઈ રહી હતી ત્યારે પણ કાઠિયાવાડ પછાત મનોદશાથી પીડાતો હતો.

ઊંચનીચના ભેદભાવોમાં સબડતા ઊજળિયાતોને અળગા રાખીને જોતાં કાઠિયાવાડ એના સુરા અને સુંદરીમાં રાચતા વિલાસપ્રિય રાજાઓ અને બાકી નફરત સૂચક શબ્દ 'સોરઠિયા વરણ'થી ઓળખાતું.

કોઈ કોઈ નખતર પાકે છે ને? મધ્ય યુગના છેલ્લા પાક પછીના શરૂ થતા યુગમાં ગાંધી પાક્યા. અને આ ગાંધી યુગમાં દેશના એક એક ક્ષેત્રે નવનવ હથ્થા એવા અનેક જોદ્ધાઓ પાક્યા: એ કાળે કાઠિયાવાડની કાળી ટીલી ભૂસીને સ્વ. શ્રી અમૃતલાલ શેઠે "સૌરાષ્ટ્ર" નામનાં મૂળ બિરદ ધારણ કર્યાં, પણ મેઘાણી ન પાકયા હોત તો સૌરાષ્ટ્રનાં એ બિરદને સાદ કોણ દેત?

ભગીરથે હેમાળાના બેપરા ઉપરથી ગંગાજને હેઠાં ઉતાર્યાં, ત્યારે સૌરાષ્ટ્રના નાનકડા પ્રદેશે કાઠિયાવાડની કાળમીંઢ ધરતી ફોડીને નીચે ખળકતાં અમૃત વારિને મેઘાણી ઉપર સાર્યો.

"તું દીન નથી, તું કંગાલ નથી, તું દીન નથી,

તું દરિદ્ર નથી, ભાઈ! એ તો બધી તારી ભ્રમણા છે.

"તારા તન બદનમાં સતનાં, સ્વાર્પણનાં ખમીર ખળકી રહ્યાં છે. ઊઠ! બેઠો થા! માના ભવ્ય ભૂતકાળને નીરખ! એક જાજવલ્યમાન વારસાનો તું વારસદાર છો.

"તું સતીઓને ખોળે શૌર્યનાં ધાવણ ધાવીને ઊછરેલો સિંહબાળ છો. સંતોના અમીરસ પ્યાલાનો તું પાબંદો છો.

"આ ડુંગરા દહેરાં ને ખાંભીઓ ઉપર નજર નાખ થડીક! અમીરાતના ઇતિહાસ કંડારેલા છે તારા પૂર્વજોના, એના કણેકણમાં તું દિલાવર સંસ્કૃતિની દરિયાવ દોલત છો."

અવગણાયેલાંઓમાં આમ અરમાનો પેદા કરીને એણે સંસ્કૃતિનાં આત્મભાન જગાડ્યાં. આત્મભાન દ્વારા એણે સૌરાષ્ટ્રમાં આત્મગૌરવ પેદા કર્યું. સંસ્કૃત પ્રજાઓના દરબારમાં એણે સૌરાષ્ટ્રને સન્માનભર્યાં સ્થાન અપાવ્યાં.

મેઘાણીની આ સૌથી મોટી દેન. પ્રથમ એ સોરઠી સંસ્કૃતિનો ઉદ્ધારક અને પછી સાહિત્યકાર. સાહિત્ય તો એ સંસ્કૃતિનું સાધન બનીને આવ્યું.

એ જાગ્યો ને સૌરાષ્ટ્રનો આત્મા જાગ્યો. વીસમી સદીના અંતભાગે સોરઠી સંસ્કૃતિ મેઘાણીના રૂપે અવતાર પામી.

ભારી કપરાં હતાં એનાં કામ. જૂનાંને ઉખેડીને એને સ્થાને નવાં જ મૂલ્યો સ્થાપવાનાં.

વ્રતો અને ગીતો ખોળવા બાયુંનાં ટોળાં વચ્ચે એ નાનકડો જુવાન ઘરનું ધાસ્તેઃ બાળીને બેસે, પોતે ગાઈને બીજાંને ચાનક ચડાવે. ત્યારે બાયું મોઢા આડા છેડા વાળી દ્યે. 'ભાયડા જેવો ભાયડો રોયો બાઈડિયું વચ્ચે બેસીને ગળાં તાણીને ગાય છે. તે લાજતો ય નહિ હોય મૂઓ? જો તો રોયો કેવા લે'કા કરે છે?'

નાનડિયું નકરાં કરે ને ડોશિયું દાંત કાઢે, ગામના જુવાનિયાઓને જોણું થાય ને ગલઢેરાઓને જૂની આંખે નવા તમાશા કળાય.

ધૂળ પાણા ને ઢેફાંની એની પ્રગલ્ભ રસ ઉત્સુકતા ને ઝીણવટ ભરી જાણ મેળવવાની એની બાલસહજ જિજ્ઞાસામાં ગ્રામજનોને ગાલાવેલાપણું લાગે.

સાથીદારો વચ્ચે એના સ્વભાવની ઋજુતા, એના અંગનું માર્દવ અને લગનગીનો તથા રાસડાની એની હલકભરી રજૂઆત ઠેકડીનું ભાજન બનતાં.

સાહિત્યના જૂનવાણી ખજાના સંઘરીને બેઠેલા ચારણોને હૈયેથી ખંભાતી તાળાં ખોલવા જતાં મેઘાણીને, પોતાની ચારણી વિદ્યાનો ચોર માનીને કંઈક ચારણો મેઘાણીથી ભાગતા ફરે. ખોરાક, પોષાક ને રીતભાતને કારણે ઊજળિયાતો એને પોતાના માંહેનો ગણતાં આનાકાની કરે, અને કાંટિયા વરણમાં એના ચારણી અને કાઠીબોલીના અઘરા ઉચ્ચારોની મશ્કરી મંડાય.

એક બાજુ સંશોધન અને સંપાદન, બીજી બાજુ સત્યાગ્રહોની શંખભેરી, એક ધારણે રઢિયાળી રાતોનાં રસભરત ગાતો ને બીજી ધારણે કેસરિયા વીરોનાં રણગીતો. આમ બે સામસામા છેડાના સંસ્કાર અને સંજોગો વચ્ચે મેઘાણીના ઊંડે ઊંડે થતા આત્માની ઊર્મિ પાંખો વીંઝાયા કરતી.

પહેલાં તો એણે ભ્રમણ માંડ્યું. કંઠસ્થ અને ગ્રંથસ્થ સાહિત્યનું સંપાદન કર્યું, પછી સંશોધન માંડ્યું.

કહેવાતા શિષ્ટ અને કુલીન વર્ગ વચ્ચે જે ભાષા ઉચ્ચારાતી નહીં, વાતો બોલાતી નહિ કે ગવાતી નહિ એનાં ખમીર અને ખૂબીઓ, એના મર્મો અને રહસ્યો ખોલી ખોલીને ગાંડાતૂર બનીને એણે ગાયાં.

એ જ લોકબોલી અને એ જ લોકસાહિત્યમાંથી સામર્થ્ય મેળવીને એ સર્જક બન્યો, કવિ બન્યો, એ જ ભાષા સાહિત્યનો વિવેચક, ના વકીલ બન્યો' જેમ અછૂતોના વકીલ ગાંધીજી બન્યા હતા તેમ.

લોકબોલીઓના સાહિત્યથી સુગાતા પણ સાહિત્યક્ષેત્રે શાસન કરતા સાક્ષરોની કોર્ટમાં જ એનો કેસ લડ્યો.

સમાજથી હિણાયેલા એવા જે લોકોના જીવનમાં, કંઠમાં અને કવનમાં લોકબોલીઓનું જે અઢળક સાહિત્ય સંઘરાયું હતું એમને જગતના ચોક વચ્ચે ઊભાં રાખીને એનો ન્યાય તોળાવ્યો.

એ બધાં નીચ નથી, લુચ્ચાં નથી, હલકાં કે હરામી નથી એમ સાબીત કરવા એમના ઉપર મૂકાયેલા હલકટપણાના આરોપોને જ એમના બચાવમાં ફેરવી નાખ્યા.

સીધા સાહિત્યકારોની કોર્ટોમાં જ કેસ ચલાવ્યા ? ના ખુદ મેઘાણીનો આ સાક્ષરોના દરબારમાં કવિ કે સાક્ષર તરીકે સત્કાર નહોતો થયો. ખુદ મેઘાણીના કાઠિયાવાડી ઉચ્ચારણોની હાંસી ઉડાવાતી હતી. મેઘાણીનાં ગીતોની પ્રાસંગિક ગીતોમાં ગણના થતી.

પહેલાં તો એણે જનતામાં લોકસાહિત્યને પ્રતિષ્ઠા અપાવી. લોકોએ એ નિજના સાહિત્યનાં અને મેઘાણીનાં સન્માન કરી પ્રતિષ્ઠા આપી, એ પછી જ સાક્ષરોની અદાલતમાં એ વિજય પામ્યો, ગુજરાતી સાહિત્યમાંથી ભદ્રસમાજ અને લોકસમાજના ભેદો ભુંસાવ્યા અને લોકસાહિત્યના વિજય પદ્મશ્રીને વર્યો.

લોકવાણીના પુરોગામી સંગ્રાહકોમાં અને મેઘાણીમાં ફેર ત્યાં પડયો કે મેઘાણી પહેલાં લોકવાણી લોકસાહિત્યનું સ્વરૂપ નહિ પામેલ. મેઘાણીએ જ લોકવાણી પાછળ રહેલાં જીવનબળ અને સંસ્કારબળોની પીછાન કરાવી અને શિષ્ટ સાહિત્યને ઉપકારક એવાં લોકવાણીનાં તેજ અને તાકાત પ્રગટાવ્યાં. એનાં મૂલ્યાંકનો આંકીને આંકીને લોકવાણીને સંશોધન સર્જન અને વિવેચન વડે લોકસાહિત્યનું સ્વરૂપ આપ્યું.

સાહિત્યજગતમાં યુગવાર તબક્કાને સ્થાન હોય તો એમ કહી શકાય કે મેઘાણીભાઇ લોકસાહિત્યના યુગપ્રવર્તક હતા. તમામ અવરોધો સામે ઝૂઝનાં એણે લોકસાહિત્યનો યુગ પ્રવર્તાવ્યો.

આધુનિક સાહિત્યનાં છેલ્લાં ૪૫ વર્ષમાં ભાગ્યે જ કોઇ કવિ લેખક આ લોકસાહિત્ય કે એના નવતર પ્રયોગોથી અસ્પર્શ્ય રહી શકયો હશે.

માત્ર સાહિત્ય ક્ષેત્રે જ નહિ પણ ગુજરાતી ગીત સંગીત અને એનાં રૂપકો, નાટ્ય નૃત્ય અને એનાં રૂપકો તથા રાસ ગરબા વગેરે તો મેઘાણીએ પ્રવર્તાવેલા લોકસાહિત્ય યુગના જ પડઘા પાડીને પ્રત્યક્ષ પ્રમાણ બન્યાં છે,

રણજીતરામ સુવર્ણ ચંદ્રક, રાજકોટ અમદાવાદ ને વડોદરા રેડિયો પરના લોક સાહિત્યના કાર્યક્રમો, સૌરાષ્ટ્ર ગુજરાતના લોક સાહિત્ય સંઘો, સંમેલનો અને ઉત્સવો મુંબઈના પાદર સુધી આઇ. એન. ટી. ના કાર્યક્રમો એની સાખ પૂરે છે.

સૌથી વધુ ઉપકારક તો આ લોકસાહિત્ય બન્યું છે–ચલચિત્રોને. એના ગીતો, કથાઓ અને દશ્ય રચના એ જ ગવાહી પૂરે છે.

અન્ય તમામ લલિતકલાઓ, અલંકારો, અને ગૃહશણગારોમાં પણ લોકકલા આજે આગવું મહત્વ પ્રાપ્ત કરી રહી છે.

મેઘાણી લોકસાહિત્યના પુરસ્કર્તા બની શકયા, કારણ કે એમની સર્જક પ્રતિભાનાં મૂળ લોકધરતીમાંથી ધારણ પોષણ મેળવતાં હતાં. લોકસાહિત્યની સ્ફુરણા અને સંશોધન એમના માટે નૈસર્ગિક હતાં–કોઇ શોખનો વિષય કે આવી પડેલી કે સ્વીકારેલી ફરજના વ્યાપાર વ્યવહારરૂપે કે નોકરી–ધંધારૂપે નહિ.

એમના સજીવન સાહિત્ય પ્રેમ ઝરણને આરે લોકસાહિત્યના સૌ પહેલા મર્મર ધ્વનિ સંભળાવનાર હતા. સ્વ. શ્રી વાજસુરવાળા. મુંબઇના કોઇ કોઈ સાક્ષરનાં મેણાં ટોણાંએ પણ મેઘાણીની સંશોધન વૃત્તિને સળવળાવી મૂકેલી કે 'સૌરાષ્ટ્ર ગુજરાતની ભૂમિમાં કવિઓને પ્રેરણા સ્ફુરે એવું કશું રહ્યું નથી, માટે કાશ્મીરના ટોડા કરે છે.'

મેઘાણીને આ મેણું ભારે આકરૂં લગેલું. એથી એમને તો અભિલાષા થયેલ કે,-સૌરાષ્ટ્રની પૂરી નહિ તો બને તેટલી પીછાન આપવાની. મેઘાણીભાઇ કહેતા કે સૌરાષ્ટ્ર જેટલો જીવતો દેખાય છે એના કરતાં અનેકગણો દટાયેલો પડયો છે.

લોકસાહિત્યનાં નરશાં સર્જન રૂપે એમણે સંશોધનનો જે પ્રવાહ વહેવડાવ્યો તેમાં પણ જીવન અગ્રપદે હતું. એમાં રહેના સાહિત્યને તો મેઘાણીભાઈ જીવન પ્રસંગોને બાઝેના પોષકરૂપ માનતા.

એમણે પોતાના સુદીર્ઘ પ્રવેશકોમાં જે વિવેચના કરી છે તે પણ સાહિત્ય દષ્ટિએ નહિ પણ જીવનની મૂલ્યાંકન દષ્ટિએ જ. એની મૂલવણી આપતાં મેઘાણીભાઇ લખે છે કે :

"અમારી આદી પ્રેરણા તો અમારી ભૂમિ પ્રત્યેની આત્મીયતા હતી. ધરતીનો નેહ અમને ધરતીની માટી તરફ, એ માટીની સુગંધ તરફ લઈ ગયો.

"પુરાતત્વ કે વિવેચનનો રસ તો પાછળથી પેદા થયો. અમે એને કોઈ મરી ચૂકેલી પ્રજાના સંવેદનોના ઈતિહાસનું અન્વેષણ કરવાના હેતુથી નહિ પણ અમારી જીવતી, પ્રાણ ધબકતી જાતિઓના સંસ્કારોચ્ચારણ અને સંવેદનયુક્ત ઊર્મિઉચ્ચારણ ગણીને શરૂઆત કરેલી."

સર્જનોમાં એમની સૌરાષ્ટ્રની રસધારો તે સર્વશ્રેષ્ઠ મૌલિક કૃતિઓ છે મેઘાણીભાઇનાં ગીતો ગુજરાતમાં વિવેચનની સરાણે ચડયા છે. સત્યાગ્રહ કાળ ને ક્રાંતિકાળમાં એમણે ગીતો રચ્યાં, ગાયાં ને માનવીઓને ગાંડા કર્યાં. એમાંથી 'કોઇનો લાડકવાયો,' 'પીડિતોના ગીતો' અને છેવટ 'યુગવંદના' રૂપે બહાર પડયાં.

એ જ રીતે શહેરોના સમારંભોમાં ટાગોરનાં, રૂપાંતરિત ગીતો ગાતાં ગાતાં એમાંથી રવીન્દ્રવીણાનું સર્જન થયું

મેઘાણીમઈ ગતા ને ગીતોનો પ્રવાહ ધોધ વહેતો વધુ ભાગે તો એમાં લોકગીતો અને સ્વરચિત મૌલિક ગીતો પણ વહેતાં પણ શિક્ષિત સમાજને લોકગીતોનો અને અન્ય ગીતોનો પરિચય ઓછો એટલે એમની સમે મેઘાણીભાઇના "યુગવંદના" અને રવીન્દ્રવીણા એ બે જ ગીત સંગ્રહો નજર સામે રહ્યા કર્યા. વિવેચનની સરાણે પણ એ બે ગીત સંગ્રહો જ વધુ ભાગે ચડયા કર્યા છે

એમના "વેણીનાં ફૂલ" અને "કિલ્લોલ"ની બાળ અને કિશોર વય માટેનાં ગીતોમાં એમની જે મૌલિક પ્રતિભાનાં દર્શન થાય છે તે ભાગ્યે જ બીજા ગીતોમાં થાય છે.

બાળકોની મનોમય સૃષ્ટિ હજી વિકાસાવસ્થામાં હોય છે. એ સાંકડી સૃષ્ટિમાં કલ્પનાના ઘોડા ખેલવવા અતિ દુષ્કર છે. ઉખાણાં કરી શકાય, જોડકણાં, જોડી શકાય, કદાચ બાળ ગીતોને નામે ઊંડાં પણ ભણાવી શકાય, પણ બાલ સહજ સ્ફુર્તિ સાથે મધુર રચના, હરકોઈને કંઠે ચઢી જાય એવા હળવા ને હલકા ભર્યા ઢાળ, તળ ધરતીના સંસ્કારોની સોડમ, વાસ્તવભૂ ઉપરની વૈભવવંતી પણ મનોગમ કલ્પનાનું મુગ્ધ ઉડ્ડયન, પ્રકૃતિક ઉલ્લાસ, જનેતાના વાત્સલ્યનું સંવેદન અને શૈક્ષણિક વૈજ્ઞાનિકતાભર્યાં બાળ કાવ્યો આપણામાં હજી સુધી તો મેઘાણીની હરોળમાં ભાગ્યે જ કોઇ બેસી શક્યું છે.

જૂનાં જવા બેઠેલાં ને નવાં હાલરડાંની હડતાલ પડે તે પહેલાં એણે ખોબે ને ધોબે સ્નેહ નીતરતાં ગીતો પીરસ્યા માંડેલાં વગર શીખવ્યે સેંકડો બહેનોના હૈયે એ જઇ વસ્યાં ને હજારો બાળકોના હાલરડે એની વાત્સલ્ય છોળો છંટાવા લાગી. વગર ભલામણે એક કંઠેથી બીજે કંઠ એ ગીતો કિલ્લોલતાં જ રહ્યાં છે. ને વેણીનાં ફૂલોની મહેકને પ્રસરાવતાં જ રહ્યાં છે એને ઘેર મોગરા, ડોલર, જાઈ, ચમેલીની મહેક ન હતી. એ તો આવળ, બાવળ ને બોરડીની કાંટ્યમાં આથડીને વગડાઉ ફૂલોનાં પ્રાકૃતિક રંગ સુગંધની છાબ ભરીને સોણા કરે છે.

કદાચ એ કારણે એ અણીશુદ્ધ મૌલિક ગીતો અને રસધારોની કદર વિવેચકો ન કરી શકયા હોય, કે પછી જે ધરતી ઉપર એ ગીતો અને રસધારોની માંડણી થઈ છે તે ધરતીની પીછાંન ઓછી હોય, ને એથી મેઘાણીએ કરેલાં રૂપાંતરો જ એમનાં વિવરણ વિવેચનનો વિષય બનતાં હોય.

બધા જ કવિ લેખકો સ્વાનુભવના સંવેદનોની જ કૃતિઓ નથી નીપજાવતા હોતા, પરાનુભવોને પણ પોતાના ઊર્મિતંત્રોની વીણા ઉપર બજાવતા હોય છે.

સત્યાગ્રહકાળનાં વરસો દરમિયાન પરપીડાના સંવેદનોમાંથી ઉદ્‌ભવેલા ભાવોને કયા કવિએ પોતાની કલ્પના ભોમમાં રમમાણ કરવા દઈને એને કાવ્યરૂપે અભિવ્યક્ત નહિ કર્યા હોય?

કવિ કે કલાકાર પરાનુભવને પણ પોતાની કલ્પના વડે ઊર્મિતંત્રની ઉચ્ચ મનોભૂમિની ખરલમાં ઘૂંટે છે. અને અનેક હૈયામાં રમી રહે તેવાં વાણી સ્વરૂપો ઘડે છે અને એ જ કવિતાનો ધર્મ છે અને રૂપાંતરમાં પણ ત્યાં જ લોકોત્તરતા રહેલી છે.

એ રૂપાંતરો પણ મેઘાણીભાઈએ પરભાષાની કોઇ પણ કૃતિના મર્મને કે રહસ્યને આત્મસાત કર્યા પછી જ નીપજાવ્યાં છે. સર્જનના સંવેદનથી અને શિલ્પીની અનિમેષ એકાગ્રતાથી, એટલે જ તો એમનાં રૂપાંતરો મૂળ કૃતિઓ કરતાં પણ વિશેષ પહેલદાર, લોકોત્તર અને સર્જનાત્મક બન્યાં છે અસલ કૃતિઓને હૃદયમાં એકાકાર કરી લીધા પછી નીપજાવેલી એ કૃતિઓ છે.

જો કવિ ગાયક હોય તો સ્વાભાવિક જ એ ગેયકાવ્યો જ વિશેષ રચવાનો અને મુક્ત કંઠે એ ગાવાનો પણ ખરો. મેઘાણી કવિ અને ગાયક બંને હતા. વળી લોકગીતોના અભ્યાસે એમને અઢળક ઢાળો આપ્યા. એથી એમની ઘણીખરી રચનાઓ મૂળ લોકઢાળોમાં જ થયેલી છે. એમનાં ગીતોની સવિશેષ લોકપ્રિયતાનું એ પણ એક કારણ છે.

આ લોકઢાળોના એમણે મૂળનાં તત્ત્વને જાળવી લઈને નવાં નવાં ને સંગીતક્ષેત્રે ઉપકારક એવાં સ્વરૂપો આપ્યાં છે. પરભાષાનાં જે ગીતોનાં રૂપાંતરો એમણે આપ્યાં તે પણ ગુજરાતના તળપદા ઢાળોમાં અને મૂળના તત્ત્વને વફાદાર રહીને નવા નીપજાવેલા પણ લોકોને પરાયા ન લાગે તેવા ઢાળમાં જ આપ્યાં છે. પરભાષાના ભાવને સુસંગત એવા તળપદા ઢાળો યોજવા એ તો પરભાષાની કૃતિના મર્મો અને રહસ્યોને આત્મસાત કરનાર કવિ–ગાયક જ કરી શકે.

મેઘાણીને પગલે એ કાળના નવોદિત કવિ–ગાયકો અને કેટલાક કવિઓએ પણ વ્યાપક પ્રમાણમાં એ પ્રયોગો શરૂ કરેલા અને આજે તો એ પગદંડી રાજમાર્ગનું રૂપ લઇ રહેલ છે.

મેઘાણીભાઈ જ ઢાળો વિષે લખે છે કે "હું જ્યારે દેશી ઢાળો યોજું છું ત્યારે એ ઢાળો મારી અંદર એક નર્યા પદબંધ રૂપે નહિ પણ તેની જોડે જમાનાઓથી લાગી રહેલા તળપદા સંસ્કારો સમેત વિશિષ્ટ વ્યક્તિરૂપે ખડા થાય છે. આ ઢાળોને પોતાના આશ્વાસ નિઃશ્વાસો હોય છે. ઢાળોના ઉચ્ચાર માત્રમાં જ નહિ પણ એની લઢણુમાંય, એ ટહુકે છે, હસે છે, રડે છે, હિજરાય છે, વિરમે છે, પ્યાર કરે છે ને કોપ પણ કરે છે."

ઢાળોમાં પણ માત્ર લોકગીતોના જ નહિ, પણ ચારણી છંદોની પણ એમણે અનુપમ રચનાઓ આપી છે.

ચારણી સાહિત્યનાં ભાષા, મર્મ, માપ, છંદ ગીતો અને પિંગળ અન્ય કોઇ પણ ભાષાના સાહિત્ય કરતાં સમજવાં વધુ અઘરાં, ચારણ સિવાયની કોમના માણસો માટે કલ્પના પણ ન કરી શકાય એવું જે અશક્ય મનાતું હતું તે વણિક મેઘાણીએ શક્ય બનાવીને જગતને બતાડયું. માત્ર અભ્યાસ દ્વારા એના અર્થો કરીને જ નહિ, પણ ચારણી લઢણમાં જ ચારણી છંદો રચીને અને એ જ ઢંગથી ગાઇને, ચારણો જે અર્થ નહોતા બેસાડી શકતા તે અર્થો મેઘાણીએ બેસાડી બતાવ્યા. આમ ચારણી સાહિત્યને પ્રકાશમાં લાવતાં લાવતાં એ દેવીપુત્ર ચારણોનો પણ ચારણ બની રહ્યો.

લોકસાહિત્યના સંશોધન પરિશીલને મેઘાણી સામે જીવન સંઘર્ષોના સૂક્ષ્મ મર્મો ને રહસ્યો પ્રગટ કરનારો અદ્વિતીય ઉપમાઓથી અલંકૃત એવો ભાષા વૈભવનો વિપુલ ખજાનો ખૂલી ગયો. એમાં ચારણી-શૈલીની વાર્તા કથનનો સવિશેષ હિસ્સો હતો.

એ ભાષાવૈભવથી સમૃદ્ધ એવી લાઘવભરી, જોમવંતી ને તેજસ્વી ગદ્ય શૈલી મેઘાણીએ ગુજરાતને આપી. ગુજરાતી ભાષાશૈલીઓમાં મેઘાણીનો એ અનન્ય ફાળો છે.

એ ભાવપ્રબળ, સૂક્તિપૂર્ણ, પદ્યસમી લયબદ્ધ, ઉપમાયુક્ત ને મર્માળી, ચાતુરીભરી મરોડદાર, અર્થસભર ને ઔચિત્યપૂર્ણ એવી પ્રાણવાન અને ઊર્મિરસાળ શૈલીએ ગુજરાતી ભાષા સાહિત્યમાં નવાં તેજ અને તાકાત પૂર્યાં છે ગુજરાતી ભાષાને આટલી જોમવંતી બનાવનાર નર્મદ પછી એ બીજો ગુજરાતી હતો. મેઘાણીથી માંડીને આજના ગુજરાતી સાહિત્યના ઊગતા સિતારા સુધી એ શૈલીની વાટે પગલાં પડતાં આવ્યાં છે.

ઈશ્વરે માનવીને સુખોપભોગ માટે અપાર સમૃદ્ધિ આપી છે, તે છતાં ઈશ્વર પાસેની માનવીની અપેક્ષાઓનો પણ કોઈ આરોઆરો નથી. એ જ રીતે મેઘાણીએ આમ કર્યું હોત તો આમ થાત ને તેમ કર્યું હોત તો તેમ થાત, મેઘાણીએ આમ કરવું જોઈતું હતું ને તેમ કરવુ જોઈતું હતું એવી અદાલતી અપેક્ષાઓ પણ તુંડે તુંડે રહ્યા કરી છે. મેઘાણીએ ૫૦ વર્ષની એની નાની વયમાં પ્રજાને પચાવવું મુશ્કેલ પડે તેટલું અનરગળ સાહિત્ય આપવા છતાં. અને આ બધા કેસ મેઘાણીથી કોઈ ઉપલી એવી કોર્ટોમાં નહિ પણ નીચલી કોર્ટોમાં જ ચાલ્યા કરે છે ને ફેંસલા અપાયે જાય છે.

એમાંનો એક ચુકાદો એવો છે કે મેઘાણીનો પત્રકાર જીવનને કારણે એના સાહિત્યના સત્વને વધારે સહન કરવુ પડ્યું છે. વગેરે, વગેરે.

મેઘાણીએ જેટલું પરિભ્રમણ કર્યું છે તેટલું ભાગ્યે જ કોઈ કવિ—લેખક કરતો હશે. જે કાંઈ સત્ત્વશીલ એમણે આપ્યું છે તે બધું એના સ્વભાવનું સર્જન છે. પત્રકારના ટેબલ ઉપર બેસીને કેટલુક લખાયું છે એટલું જ.

પ્રકૃતિથી શરમાળ એટલે લોકાદર અને પ્રસિદ્ધિથી ભાગતા ફરે તે છતા સમાજ જીવનના પ્રત્યેક ક્ષેત્રે એણે જનસંપર્ક જીવતો રાખેલો. એના સર્જનમાં એના સતત પડઘા અને પડછંદા પડ્યા કરતા.

એના પત્રકારજીવને તો એ સર્જનોમાં બહુવિધતા આણી, જન સંપર્કના આશ્વાસ નિશ્વાસના સંવેદનનું સાતત્ય જાળવી રાખ્યું' અને એમની પ્રમત્ત ઊર્મિલતાને સદાય વિવેકની સમતુલા પૂરી પાડ્યા કરેલી.

બહુવિધ, રસાળ, રંગીન, રચનાત્મક અને પ્રગતિશીલ પત્રકારિત્વની નવી દિશાઓ ખોલવાનો, ઘણો યશ મેઘાણીને ફાળે જાય છે. સાહિત્યસર્જનમાં, પત્રકારિત્વમાં કે સમારંભમાં કે એમની ઉપાસના, ઉદ્યમ અને નિષ્ઠાને કારણે પ્રતિષ્ઠા મેઘાણીની પાછળ નહિ પણ આગળ આગળ ચાલતી હતી, વિજય સામે આવીને વરતો ને સફળતા સદાય એમનાં દ્વાર ખખડાવ્યા કરતી.

સર્જન તો બધાં જીવાતા જીવનને જ આભારી છે ને! એટલે સર્જન કરતાં જીવન સદાય અગ્ર જ રહ્યું છે ને રહેવાનું, સંભવ છે કે મેઘાણીનાં વિપુલ સર્જનો જેમ એના પ્રબળ ઊર્મિતત્ત્વને આભારી છે તેમ એ જ ઊર્મિતત્ત્વ એમના જીવનને ક્યાંક અવરોધક પણ બન્યું હોય. પણ એણે તો કંટકના ઘાવ સહી સહીને સૌને શીતળ છાંયડીના જ વિસામા આપ્યા છે.

ખોવાયેલા બાળકને જેમ મા મળે અને માને જેમ ખોવાયેલું બાળક મળે એમ લોકધરતીને મેઘાણી મળ્યા અને મેઘાણીને માતા ધરતી મળ્યાં.

એમનો ઉછેર જ ધરતીને ખોળે થયો શૈશવ કાળની અતૃપ્ત લાગણીઓને પ્રકૃતિના પયપાન અને લાલન પાલન મળ્યાં.

કારુણ્ય–કરુણ રસિકતા એમને કુટુંબ તરફથી વારસામાં મળેલી.

ઊઝરડાતી ધરતીની વેદનાના ચિત્કાર એમના ઊર્મિશીલ એવા હૈયે ઝીલાતાં જે સંવેદનો જાગ્યાં એમાંથી જ એમની સર્જનની પ્રેરણા જાગતી.

જાગરણ અને પજરણ તો એમને શૈશવ કાળથી જ વળગેલાં.

સૌંદર્ય સાદ દેતું અને જીવન એમનું જાગી ઊઠતું.

લોકસાહિત્યને પ્રગટાવનારાં સંસ્કારબળોની

ખોજ કરતાં કરતાં લોકસાહિત્ય જ એમની સર્જક પ્રતિભાનું પ્રભવસ્થાન બની રહ્યું.

સંશોધન સર્જનની એમની આદિ પ્રેરણા હતી ધરતીની આત્મીયતાની.

પુરાતત્ત્વ કે વિવેચનનો રસ તો પાછળથી પેદા થયો. મેઘાણીભાઈએ એને કોઈ મરી ચૂકેલી પ્રજાના સંવેદનોના ઇતિહાસનું અન્વેષણ કરવાના હેતુથી નહિ, પણ જીવતી, પ્રાણધબકતી પ્રજાનાં સંસ્કારોચ્ચારણ અને સંવેદનયુક્ત ઊર્મિ ઊચ્ચારણો ગણીને જ શરૂઆત કરેલી.

એમણે જનતાના અંતર્યામી રસાત્માને પીછાની લીધેલો. એટલે સંશોધન, સર્જન અને વિવેચનનું એમનું આકર્ષણ પણ સ્વતંત્ર અને શુદ્ધ આત્મરસ પ્રેરિત હતું.

એ કારણે જ પુરોગામીઓએ લોકસાહિત્યની પાડેલ પગદંડીને મેઘાણીભાઈ રાજમાર્ગનું રૂપ આપી શક્યા.

વિશ્વ સાહિત્યના તુલનાત્મક અભ્યાસ વડે એમણે લોકસાહિત્યનાં વિવેકભર્યાં મુલ્યાંકનો પ્રસ્થાપિત કર્યાં. અને લોકસાહિત્યના સંશોધન સર્જન અને વિવેચનના માર્ગસ્થંભો સ્થાપ્યા.

મેઘાણીભાઇ કહેતા કે લોકસાહિત્યનું સર્વોચ્ચ સામર્થ્ય તો એની શ્રાવ્યતા છે. વાણી એ મુખ્યત્વે શ્રુતિનો વિષય છે. નાદને આપણે બ્રહ્મ કહીએ છીએ. એ નાદ જ લોકસાહિત્યનો વાહક છે, કાગળ પર થીજેલા ટાઢાબોળ અક્ષરો નહિ.

આભને માંડવડે અને ધરતીને પાથરણે પોઢેલા મેઘાણી ઘણું ઘણું હતા. સૌ વિશેષ સોરઠી સંસ્કૃતિની સંક્ષિપ્ત આવૃત્તિ સમા હતા. લોકસાહિત્યના યુગપ્રવર્તક મેઘાણી એ લોકસંસ્કૃતિને જાણી ગયા, માણી ગયા ને જીવાડી ગયા.



પૃષ્ઠ ૬૭૦ થી ચાલુ ]

કરી જાય તેને જ ચિત્રની સુંદરતા માને છે. અથવા તો પ્રણાલિગત રૂપ રંગ ને ઉઠાવ જનસમાન્યને સારી પેઠે અસર કરી જાય છે. પણ સમયની સાથો સાથ ચિત્રવિદ્યાએ ઘણો વિકાસ સાધ્યો છે. લોકજીવનનાં ચિત્રોમાં પણ ભાવ પ્રતિકો, રૂપ પ્રતિકો અને સુશોભન પ્રતિકોએ ઘણો વિકાસ સાધ્યો છે. જૂના કાવ્યશાસ્ત્રમાં કાવ્યનું એક લક્ષણ અર્ધસ્ફૂટનું હતું. જેમાં સંકેતથી જ સમજી જવાનું રહેતું. ચિત્રકળામાં પણ આવા અર્થબોધનો સંકેત રહેલો હોય છે. એ સાંકેતિક ચિત્રો ચોક્કસ અર્થને સૂચિત કરે પણ સાથેના ચિત્રને ન દબાવતાં મુખ્ય ચિત્રનો ઉઠાવ આપવામાં મદદ કરે. હવે એ ચિત્રના ચિત્રકાર શ્રી. ખોડીદાસ પરમાર આપણને મુખ્ય ચિત્રની આસપાસનાં ચિત્રોની મુખરેખાઓ ન દોરવા અંગે જે સમજણ આપે છે તે એમના જ શબ્દોમાં જોઇએ. શ્રી ખોડીદાસભાઈ જણાવે છે કે :

"મુખ્ય ચિત્ર આસપાસનાં ચાર નારીચિત્રોના ચહેરાઓમાં આંખો ન કરવાનું કારણ સમગ્ર ચિત્રની દૃષ્ટિએ તે ગૌણ પાત્રો છે તે છે. તેનું કાર્ય તે રૂપપ્રતિક મુખ્ય છે, વિગત ગૌણ છે. તેથી માત્ર આંખો જ નહિ, આંગળાં વગેરે કશું જ નથી કર્યું. આ બધા ગૌણ વિષયોને જો વધારે કંડારણવાળા કરવા જઇએ તો ઘણીવાર મુખ્ય વિષયના પાત્રને તે દાબી દે. રૂપ પ્રતિકનું જે પ્રયોજન હોય છે, તે કામનો ઉઠાવ આપતાં વિગતો રજૂ ન કરી હોય તો ચાલે. અધુરી વિગતે પણ તે જે સૂચવવાનું હોય તે સૂચવી જ દે છે. અહીં નારી જીવનમાં મુખ્ય વિષય માતૃત્વ છે. તેમાં પૂરી વિગત લીધી છે. બાકીનું સંજ્ઞા પ્રતિકો અને ક્રિયા રૂપથી પુરૂં કર્યું છે. વધારે કંડાર કરવા જતાં કારીગીરી થઈ જાય. યથાયોગ્ય માવજત આપતાં મુખ્ય પાત્રનો યોગ્ય ઉઠાવ થાય."

# માનતા

- નાજાભાઈ નથુભાઈ વાળા (મુ. થાણિયા)

સરકારી અમલદાર અથવા તો જેની આપણે જરૂર હોય એ માણસને કંઈ આપી સ્વાર્થ સાધવો તેને લાંચ આપી કહેવામાં આવે છે. જ્યારે ભગવાન કે દેવી દેવતા જેવી લોકોએ કલ્પી લીધેલી અગમ્ય શક્તિને કે વહેમને પોતાનો સ્વાર્થ સાધવા જે કંઈ અપવું એને માનતા કહેવામાં આવે છે. આ લાંચનો લાભ પૂજારીઓ જ લેતા હોય છે માણસને અપાતી લાંચ પૈસા અન્ન વસ્ત્ર કે ચીજવસ્તુઓની હોય છે, જ્યારે ભગવાનને દેવી દેવતાને અપાતી લાંચમાં ધન-ધાન્ય તો ખરાં જ ઉપરાંત ફળફૂલ, પાડા, બકરાં, મરઘાં, બતકાં, બળદ, ગાય, ભેંસ અને હાથી ઘોડા પણ માનતામાં અપાય છે. કેટલીક જગ્યાએ બેન બાળકીઓના અર્પણ માનતામાં દેવને ધરાય છે.

માણસનું કામ કરીને લાંચ લે એ રાજદરબાર. કામ થાય કે ન થાય એટલે જે થવાનું હોય એ જ થાય, છતાં લાંચ લે (માનતા લે) એ દેવદરબાર. જૂના દેશી રાજ્યોમાં ધંધાદારી ચોરો ચોરીના માલમાંથી ચોથ ભાગ રાજાને ભરતા. એટલે ચોરને રાજ્યનો ઓથ મળતો. અત્યારે પણ દાણચોર, કાળા-નાણાંવાળા તેમજ વરલી મટકાવાળા ભગવાન કે દેવદેવીના મંદિરમાં દસ ટકા કે વીશ ટકા માનતામાં ભરવાના ઘણા દાખલા મળે છે.

ખૂની ખૂન કરે, જેલમાં જાય ત્યાંથી ભગવાન કે ભગવાનના નામે દેવમંદિરોની માનતા કરે અને છૂટી જાય. ખૂની હોવા છતાં અમુક દેવે અમને ઉગાર્યા એ રીતે માની લીધેલા દેવ મંદિર પૈસાના ઢગલા કરતાં આપણે જોઈએ છીએ. આ પણ એક કલ્પના જ હોય છે દેશપરદેશનાં આવતાં કાળા નાણાંનો ઘણો મોટો ભાગ માનતારૂપે દેવને મળે છે. આપણા ધર્મના સંતો મહંતો ઇંગ્લાંડ કે આફ્રિકા જવામાં આ પણ એક ખાસ કારણ છે અત્યાર પહેલાં આપણા સાંપ્રદાયિક સંતો મહંતો દરિયાપાર જવાના દાખલા બહુ જ ઓછા બનતા. જ્યારે છેલ્લા વર્ષોમાં જવાનું વધ્યું છે એના કારણમાં પણ બે નંબરી નાણું છે એમ જાણવા મળે છે.

ગમે તેવા કામ ધંધામાં માનતા લઈ દેવ કે દેવીઓ માણસને મદદ કરે છે એમ મનાય છે. અપણાં દેવસ્થાનો કે તીર્થસ્થાનોના કોઈ ચોપડા તપાસે તો ૭૦ ટકા પૈસા માનતાના આવેલા માલુમ પડશે રાજી-ખુશીનો નિઃસ્વાર્થ ધર્માદો ઘણો ઓછો હોય છે કેટલાક ભાઈઓ તો માનતાથી જ દેવ સહાય કરે છે, અને બધી સિદ્ધિ મળે છે એમ જ માની રહ્યા છે. લોક લાભ હાનિ તો અકસ્માત જ થાય છે જે થવાનું હોય એ જ થાય છે. માનતાનો રસ્તો વન વે હોય છે, એટલે એક માર્ગી હોય છે. એટલે ભગવાન કે દેવની તો નફામાં જ ભાગીદારી હોય છે. વાસ્તવમાં દેવ દેવી જેવું કંઈ જ ન હોવા છતાં માણસ કલ્પનામાં જ બધું ઊભું કરે છે. અને એ ખોટા આશ્વાસને નામે માનતા કરી લૂંટાય છે. ખરેખર આ માણસની બુદ્ધિનું દેવાળું જ છે. કલ્પનાના ઘોડા સિવાય કંઈ જ નથી. છતાં બુદ્ધિશાળી સમાજ પણ આ રીતે લૂંટાય છે.

એક માલધારીનું ભેંસોનું ખાડુ (ટોળું) ચોર લઈ ગયા. સાથે સરસ પાડો પણ હતો. ખાડુના માલિકે માનતા કરી કે, ભેંસો પાછી મળશે તો પાડો દેવી ગાત્રાડને ચડાવીશ. ત્યારે ચોર લોકોએ માનતા કરી કે, ભેંસો પચી જશે તો પાડો માતા ગાત્રાડને ચડાવીશું. ભેંસો ગમે તેને મળે પણ પાડો તો માતાજીને મળી જ ગયો. આવું તૂત છે માનતાનું. બેમાંથી એક તો થવાનું જ છતાં એટલું ખરું કે હોનાર હોય ત્યાં સુધી માનતા ખાનાર દેવના અવલંબનના આધારે માણસ સહેજ સ્થિરતા અનુભવે છે. ડૂબતો તરણું પકડી સ્થિરતા માને એટલા સમયમાં થનારું થઈ જાય, અકસ્માત સીધો ઊતરી જાય તો

દેવને જશ ને માનતા બન્ને મળી જાય છે. નહિતર નિરાધારી તો છે જ.

ઘણા વર્ષોથી મારા મનમાં સુધરેલા વિચારો વસેલા, એટલે કોઇ દિવસ મેં માનતા કરી જ નથી. પણ ત્રીસેક વર્ષ પહેલાં મારા મકાનથી ત્રીસેકવાર છેટે આથમણે અમારા એક ભાઇના વાડામાં ચાલીસેક ભર ઘાસની ગંજી રાતના નવ વાગ્યે એકાએક સળગી. પવન આથમણી દિશાથી હતો એટલે અરધા જ કલાકમાં મારાં મકાનો આગની જવાળામાં લપેટાઇ ગયાં. અધુરામાં પૂરું મારી જમીનમાં સોઈલટેંજર વેશનના પાળા બાંધવાનું કામ ચાલતું એટલે ત્રણેક પીપડાં ડીઝલ અને પાંચેક ડબ્બા પેટ્રોલના એ જ ઘરમાં હતા. બધાં ઘરો ઉપર જ્વાળાના ઝપાટા લાગવા લાગ્યા ત્યારે હું ગભરાયો. મન નબળું પડયું, અને માનતા કરવાનો વિચાર આવ્યો અને માનતા કરી કે, આમાંથી બધું બચી જશે તો સો રૂપિયા ગરીબોને ધર્માદો આપીશ.

પણ બીજી જ મિનિટે ખ્યાલ આવ્યો, પસ્તાવો થયો કે, મેં આ શું કર્યું? બસ આટલી જ ધીરજ! એ જ ક્ષણે મનોમન કહ્યું કે, બચવું હશે તો બચશે, માનતા તો નહિં જ કરાય. આગ બુઝાવવાનું કામ લોકો ખૂબ જ મહેનતથી કરી રહ્યા હતા. ત્રણેક કલાકે આગ કાબૂમાં આવી. મારું બધું અકસ્માત અને અકળંધ બચી ગયું. આ માનતા રદ ન કરી હોત અને બધું બચી ગયું હોત તો માનતાને કારણે બધું બચ્યું એમ મને અને મારા કુટુંબને દ્રઢ નિશ્ચય થઇ જાત, હું હંમેશ માનતા કરતો થઈ જાત. આ પહેલાં બેએક વરસે દેવરાજિયા ગામે આગ લાગી. ત્યાંના અમારે આલેકબાપુએ માનતા કરી કે, એ બળદ, અને બધાં ઢોર ચલાલા આપા દાનાની જગ્યામાં આપશું. બધું બચી ગયું. આઠ જાનવર આપા દાનાની જગ્યામાં આપ્યાં અને હંમેશ માનતા કરતા થઈ ગયા. આવું જ બધું હોય છે.

માનતાનું તૂત કેટલું વ્યાપક છે કે એક ગામની મોજણી કરી એ ઉપરથી જાણી શકાયું છે કે નાનકડું ગામ પ્રગતિશીલ છે. ચારેક ભાઇઓ અમેરિકા છે. પાંચ છ ભાઇઓ ડોકટર છે. ઘણા ભાઈઓ સરકારી નોકરીમાં છે. ગામની જમીન એકવીસો એકર છે. એકસો તેનું ઘર છે. વસ્તી ૧૪૫૦ માણસની છે. આવડા નાના ગામમાં પાંચ ઠાકર મંદિરો છે. પ્રણામીનું, સ્વામીનારાયણ, ચોરો, શિવમંદિર અને હવેલી. આવા પાંચ મંદિરના પૂજારીઓને ગામ નિભાવે છે વધારામાં એક ગોર-મહારાજ મરેલાની પાછળ સ્વર્ગમાં ચીજવસ્તુ સપ્લાય કરવાનું કામ કરે છે. તેમ જ સત્યનારાયણની કથાઓ માસિક પંદર વીસ થાય છે. આ કથાઓ બધી માનતાઓની જ હોય છે. એક કથાનું ખર્ચ રૂપિયા પચીસ સહેજે આવે છે. આવું બધું ખર્ચ સમાજ આનંદથી સહે છે. પણ ગામમાં ચાલતા બાલમંદિરના બાળકોના નાસ્તા માટે પાંચ કીલો સીંગ વરસે દહાડે આપવી નથી ગમતી. એક કવિએ ગાયું છે કે, "પોતાનો સ્વાર્થ તો પશુય પીછાણે પણ જાણુના નથી જગતમાં હિન્દ જાયા." એ રીતે લાલચમાં લુંટાય છે. પણ સાચું હિત શેમાં છે એ સમજનાર ઘણા ઓછા છે.

*

પૃષ્ઠ ૬૬૮ થી ચાલુ ]

પગે પડવા મંડયા. લાસુમા કહે કે. "બાપું, મને પાપમાં ન પાડો હું તો તમારા જેવી છું." સાંભળીને દરબાર શ્રી છગનભાઈ પરમારે કહ્યું કે દલપતરામ કવિએ એક દુહો લખ્યો છે તે મેં વાંચ્યો હતો. પણ તમે તો લાસુમા પ્રત્યક્ષ કરી બતાવ્યું. રામ ભગત કહે "દરબાર સાહેબ ઈ કયો દુહો? કહો જોઉં. ભલે સૌ સાંભળો." દરબાર સાહેબ કહે કે સાંભળો ત્યારે.

મંત્ર, તંત્રને મેલડી, એતો તૂતે-તૂત
વળગે છે વસુધા વિષે, ભોળા જનને ભુત

સાંભળીને સૌએ દાંત કાઢયા. અને ભૂવાઓએ અગિયાર રૂપિયા એકઠા કરી ત્યાં ચોકમાં લાસુમાને આપ્યા. અને લાસુમાએ ચૌદ ઘરના નાખીને સાધુ-સંતો તેમ જ છોકરાને જમાડી દીધા.

ભૂવાઓ પાસેથી લાસુમાએ ભોગ લીધો.

# માનતા

નાજાભાઈ નથુભાઈ વાળા (મુ. ચાખિયા)

સરકારી અમલદાર અથવા તો જેની આપણે જરૂર હોય એ માણસને કાંઈ આપી સ્વાર્થ સાધવો તેને લાંચ આપી કહેવામાં આવે છે જ્યારે ભગવાન કે દેવી દેવતા જેવી લોકોએ કલ્પી લીધેલી અગમ્ય શક્તિને કે વહેમને પોતાનો સ્વાર્થ સાધવા જે કંઈ આપવું એને માનતા કહેવામાં આવે છે આ લાંચનો લાભ પૂજારીઓ જ લેતા હોય છે માણસને અપાતી લાંચ પૈસો અન્ન વસ્ત્ર કે ચીજવસ્તુઓની હોય છે, જ્યારે ભગવાનને દેવી દેવતાને અપાતી લાંચમાં ધન-ધાન્ય તો ખરાં જ ઉપરાંત ફળફૂલ, પાડા, બકરાં, મરઘાં, બતકાં, બળદ, ગાય, ભેંસ અને હાથી ઘોડા પણ માનતામાં અપાય છે. કેટલાક જગ્યાએ બેન બાળકીઓના અર્પણ માનતામાં દેવને ધરાય છે.

માણસનું કામ કરીને લાંચ લે એ રાજદરબાર. કામ થાય કે ન થાય એટલે જે થવાનું હોય એ જ થાય, છતાં લાંચ લે (માનતા લે) એ દેવદરબાર. જૂના દેશી રજવાડામાં ધંધાદારી ચોરો ચોરીના માલ-માંથી ચોથ ભાગ રાજાને ભરતા. એટલે ચોરને રાજ્યનો ઓથ મળતો. અત્યારે પણ દાણચોર, કાળા-નાણાંવાળા તેમજ વરલી મટકાવાળા ભગવાન કે દેવદેવીના મંદિરમાં દસ ટકા કે વીસ ટકા માનતામાં ભરવાના ઘણા દાખલા મળે છે.

ખૂની ખૂન કરે, જેલમાં જાય ત્યાંથી ભગવાન કે ભગવાનના નામે દેવમંદિરોની માનતા કરે અને છૂટી જાય. ખૂની હોવા છતાં અમુક દેવે અમને છોડાવ્યા એ રીતે માની લીધેલા દેવ મંદિર પૈસાના ઢગલા કરતાં આપણે જોઈએ છીએ. આ પણ એક કલ્પના જ હોય છે દેશપરદેશનાં આવતાં કાળા નાણાંનો ઘણો મોટો ભાગ માનતરૂપે દેવને મળે છે. આપણા ધર્મના સંતો મહંતો ઇંગ્લાંડ કે આફ્રિકા જવામાં આ પણ એક ખાસ કારણ છે અત્યાર સુધી આપણા સાંપ્રદાયિક સંતો મહંતો દરિયાપાર જવાના દાખલા બહુ જ ઓછા બનતા. જ્યારે છેલ્લાં વર્ષોમાં જવાનું વધ્યું છે એના કારણમાં પણ બે નંબરી નાણું છે એમ જાણવા મળે છે.

ગમે તેવા કામ ધંધામાં માનતા લઈ દેવ કે દેવીઓ માણસને મદદ કરે છે એમ મનાય છે. આપણાં દેવસ્થાનો કે તીર્થસ્થાનોના કોઈ ચોપડા તપાસો તો ૭૦ ટકા પૈસા માનતાના આવેલા માલુમ પડશે રાજી-ખુશીનો નિઃસ્વાર્થ ધર્માદો ઘણો ઓછો હોય છે કેટલાક ભાઈઓ તો માનતાથી જ દેવ સહાય કરે છે, અને બધી સિદ્ધિ મળે છે એમ જ માની રહ્યા છે જોકે લાભ હાનિ તો અકસ્માત જ થાય છે જે થવાનું હોય એ જ થાય છે માનતાનો રસ્તો વન વે હોય છે, એટલે એક માર્ગી હોય છે. એટલે ભગવાન કે દેવની તો નફામાં જ ભાગીદારી હોય છે વાસ્તવમાં દેવ દેવી જેવું કંઈ જ ન હોવા છતાં માણસ કલ્પનામાં જ બધું ઊભું કરે છે અને એ ખોટા આભાસને નામે માનતા કરી લૂંટાય છે. ખરેખર આ માણસની બુદ્ધિનું દેવાળું જ છે. કલ્પનાના ઘોડા સિવાય કંઈ જ નથી. છતાં બુદ્ધિશાળી સમાજ પણ આ રીતે લૂંટાય છે.

એક માલધારીનું ભેંસોનું ખાડું (ટોળું) ચોર લઈ ગયા. સાથે સરસ પાડો પણ હતો. ખાડાના માલિકે માનતા કરી કે, ભેંસો પાછી મળશે તો પાડો દેવી ગાત્રાડને ચડાવીશ. ત્યારે ચોર લોકોએ માનતા કરી કે, ભેંસો પચી જશે તો પાડો માતા ગાત્રાડને ચડાવીશું. ભેંસો ગમે તેને મળે પણ પાડો તો માતાજીને મળી જ ગયો. આવું છે માનતાનું બેમાંથી એક તો થવાનું જ છતાં એટલું ખરું કે હોનાર હોય ત્યાં સુધી માનતા ખાનાર દેવના અવલંબનના આધારે માણસ સહેજ સ્થિરતા અનુભવે છે. બૂડતો તરણું પકડી સ્થિરતા માને એટલા સમયમાં થનારું થઈ જાય, અકસ્માત સીધો ઊતરી જાય તો

દેવને જશ ને માનતા બન્ને મળી જાય છે. નહિતર નિરાધારી તો છે જ.

ઘણા વર્ષોથી મારા મનમાં સુધરેલા વિચારો વસેલા, એટલે કોઇ દિવસ મેં માનતા કરી જ નથી. પણ ત્રીસેક વર્ષ પહેલાં મારા મકાનથી ત્રીસેકવાર છેટે આથમણે અમારા એક ભાઇના વાડામાં ચાલીસેક ભર ઘાસની ગંજી રાતના નવ વાગ્યે એકાએક સળગી. પવન આથમણી દિશાથી હતો એટલે અરધા જ કલાકમાં આ ાં મકાનો આગની જવાળામાં લપેટાઇ ગયાં. અધુરામાં પૂરૂં મારી જમીનમાં સોઈલકંઝર્વેશનના પાળા બાંધવાનું કામ ચાલતું એટલે ત્રણેક પીપડાં ડીઝલ અને પાંચેક ડબ્બા પેટ્રોલના એ જ ઘરમાં હતા. બધાં ઘરો ઉપર જ્વાળાના ઝપાટા લાગવા લાગ્યા ત્યારે હું ગભરાયો. મન નબળું પડયું. અને માનતા કરવાનો વિચાર આવ્યો અને માનતા કરી કે, આમાંથી બધું બચી જશે તો સો રૂપિયા ગરીબોને ધર્માદા આપીશ.

પણ બીજી જ મિનિટે ખ્યાલ આવ્યો, પસ્તાવો થયો કે, મેં આ શું કર્યું? બસ આટલી જ ધીરજ! એ જ ક્ષણે મનોમન કહ્યું કે, બચવું હશે તો બચશે, માનતા તો નહિં જ કરાય. આગ બુઝાવાનું ગામ લોકો ખૂબ જ મહેનતથી કરી રહ્યા હતા. ત્રણેક કલાકે આગ કાબૂમાં આવી. મારું બધું અકસ્માત અને અકબંધ બચી ગયું. આ માનતા રદ ન કરી હોત અને બધું બચી ગયું હોત તો માનતાને કારણે બધું બચ્યું એમ મને અને મારા કુટુંબને દ્રઢ નિશ્ચય થઇ જાત, હું હંમેશ માનતા કરતો થઈ જાત. આ પહેલાં બેએક વરસે દેવરાજિયા ગામે આગ લાગી. ત્યાંના અમારે આલેકબાપુએ માનતા કરી કે, એ બળદ, અને બધાં ઢોર ચલાલા આપા દાનાની જગ્યામાં આપશું. બધું બચી ગયું. આઠ જાનવર આપા દાનાની જગ્યામાં આપ્યાં અને હંમેશ માનતા કરતા થઈ ગયા. આવું જ બધું હોય છે.

માનતાનું તૂત કેટલું વ્યાપક છે કે એક ગામની મોજણી કરી એ ઉપરથી જાણી શકાયું છે કે નાનકડું ગામ પ્રગતિશીલ છે. ચારેક ભાઇઓ અમેરિકા છે. પાંચ છ ભાઇઓ ડોકટર છે. ઘણા ભાઈઓ સરકારી નોકરીમાં છે. ગામની જમીન એકવીસો એકર છે. એકસો નેવું ઘર છે. વસ્તી ૧૪૫૦ માણસની છે. આવડા નાના ગામમાં પાંચ ઠાકર મંદિરો છે. પ્રણામીનું, સ્વામીનારાયણ, ચોરો, શિવમંદિર અને હવેલી. આવા પાંચ મંદિરના પૂજારીઓને ગામ નિભાવે છે વધારામાં એક ગોરમહારાજ મરેલાની પાછળ સ્વર્ગમાં ચીજવસ્તુ સપ્લાય કરવાનું કામ કરે છે. તેમ જ સત્યનારાયણની કથાઓ માસિક પંદર વીસ થાય છે. આ કથાઓ બધી માનતાઓની જ હોય છે. એક કથાનું ખર્ચ રૂપિયા પચીસ સહેજે આવે છે. આવું બધું ખર્ચ સમાજ આનંદથી સહે છે. પણ ગામમાં ચાલતા બાલમંદિરના બાળકોના નાસ્તા માટે પાંચ કીલો સીંગ વરસે દહાડે આપવી નથી ગમતી. એક કવિએ ગાયું છે કે, "પોતાનો સ્વાર્થ તો પશુય પીછાણે પણ જાણતા નથી જગતમાં હિન્દ જાયા." એ રીતે લાલચમાં લૂંટાય છે. પણ સાચું હિત શેમાં છે એ સમજનાર ઘણા ઓછા છે.

*

પૃષ્ઠ ૬૬૮ થી ચાલુ ]

પગે પડવા મંડયા. લાસુમા કહે કે. "બાપું, મને પાપમાં ન પાડો હું તો તમારા જેવી છું." સાંભળીને દરબાર શ્રી છગનભાઈ પરમારે કહ્યું કે દલપતરામ કવિએ એક દુહો લખ્યો છે તે મેં વાંચ્યો હતો. પણ તમે તો લાસુમા પ્રત્યક્ષ કરી બતાવ્યું. રામભગત કહે "દરબાર સાહેબ ઈ કયો દુહો? કહો જોઉં. ભલે સૌ સાંભળો." દરબાર સાહેબ કહે કે સાંભળો ત્યારે.

મંત્ર, તંત્રને મેલડી, એતો તૂતે-તૂત
વળગે છે વસુધા વિષે, ભોળા જનને ભુત

સાંભળીને સૌએ દાંત કાઢ્યા. અને ભૂવાઓએ અગિયાર રૂપિયા એકઠા કરી ત્યાં ચોકમાં લાસુમાને આપ્યા. અને લાસુમાએ ચૌદ ઘરના નાંખીને સાધુ-સંતો તેમ જ છોકરાને જમાડી દીધા.

ભૂવાઓ પાસેથી લાસુમાએ ભોગ લીધો.

# એક સુલક્ષણ નારી

એક સુલક્ષણ નારી આજે દેશ પરે હાં રાજ કરે
ઝંઝાવાતો સામે મૂકે અડગ અટલ વિશ્વાસ પરે.
એક સુલક્ષણ નારી આજે

ઇન્દ્રપ્રસ્થની રહેવાસી એ નિજકર દેશ સુકાન ધરે
ચારૂ ચપલા દીર્ઘદર્શા એ દેશતંત્રનું વહન કરે.
એક સુલક્ષણ નારી આજે

દિગ્વિજયી શી ઘૂમે દેશમાં લાલન ને લલકાર કરે,
દાનવ માનવ અધમ અનાડી પાપીને પડકાર કરે
એક સુલક્ષણ નારી આજે

ફિકર ફરાવે એવી વાતો મૂંઝવતીનો માર્ગ કરે.
અગન શિખા સમ અવરોધોને આકૃત કેરો ધ્વંસ કરે.
એક સુલક્ષણ નારી આજે

રોજી રોટી જનતા કેરી એનો પૂર્ણ વિચાર કરે
કુંઠીત લુંઠીત દીન-હીનની સદાય એ તો વ્હાર કરે
એક સુલક્ષણ નારી આજે

જગ ચોકે પણ દેશહિતોની રખવાળી એ રમ્ય કરે
શાન્તિપ્રિય એ સુશિલા કાન્તા સંચાલન પણ સફળ કરે.
એક સુલક્ષણ નારી આજે

ગાંધી કુળની વહુઆરૂ એ નહેરૂ દુહિતા હામ ધરે
જનગણની વિશ્વાસી વનિતા દેશ લાડલી કામ કરે.
એક સુલક્ષણા નારી આજે

ધીરજ ને ચતુરાઇ થકી હાં સંકટ સમયે સહાય કરે.
સમાજની સમથળતા કાજે પુનિત પ્રબળ પ્રયાસ કરે.
એક સુલક્ષણ નારી આજે

કોટી કોટી જનઅંતર માંહી પ્રિય દર્શી એ વાસ કરે
શકિત સ્વરૂપા નારી દેહે ભારત ભાગ્ય વિધાન કરે.
એક સુલક્ષણ નારી આજે

એક સુલક્ષણ નારી આજે દેશ પરે હાં રાજ કરે,

કૃષ્ણલાલ પ્રભુલાલ મહેતા



